# પ્રસ્તાવના.



આ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર નામના કળિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના કરેલા અત્યુત્તમ ગ્રંથનો પરિચય અમને બહુ વર્ષથી થયેલો છે. આ ગ્રંથ જોતાંજ તે ઘણો વિસ્તૃત છતાં આખા ગ્રંથનું ભાષાંતર કરી જૈન બંધુઓને તેમાં ભરેલા અપૂર્વ રહસ્યોનો લાભ આપવાની ઈચ્છા અમારા હૃદયમાં ઉદ્ભવી હતી. તે ઈચ્છાને મહાન્ ઉપકારી મુનિરાજશ્રી વૃદ્ધિચંદજી મહારાજ તરફથી અનુમોદન મળતાં પ્રથમ અમે દ્વિમાસિક અંક તરીકે પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરી હતી, પરંતુ પાછળથી તે પ્રમાણેના અંકો વ્યવસ્થિત રહેવાનો અને તેનુ આખુ પુસ્તક બાંધવાનો સ્થાને સ્થાને અસંભવ જણાવાથી અમેજ તેને બુક તરીકે બહાર પાડવાનું મુકરર કર્યું હતું. એ પ્રયત્ન ગુરુ મહારાજની કૃપાવડે પૂર્ણ થયો, આખો ગ્રંથ-દશે પર્વ જુદા જુદા ૭ ભાગમાં પ્રસિદ્ધ થઈ ચુક્યા, બાદ સંવત ૧૯૫૯ માં ભાવનગર ખાતે થયેલા અગ્નિના મોટા ઉપદ્રવમાં તેમાંના પ્રથમના સાત પર્વ નાશ પામી ગયા, જેથી તેની બીજી આવૃત્તિ કરીને છપાવવાની જરુર પડી. તે કાર્ય પણ ગુરુકૃપાથી આજે પરિસમાપ્ત થાય છે. આ બીજી આવૃત્તિમાં પહેલી આવૃત્તિ કરતાં ખાસ બે ફેરફાર કરવામાં આવ્યા છે. એક દરેક પૃષ્ઠને મથાળે તે પૃષ્ઠમાં શો અધિકાર મુખ્ય છે તે લખવામાં આવ્યું છે અને બીજુ પ્રસ્તાવના વિસ્તારથી લખવા ઉપરાંત દરેક પર્વની વિષયાનુક્રમણિકા એટલા બધા વિસ્તારથી આપવામાં આવી છે કે જે વાંચતાં આખા પર્વનુ રહસ્ય સમજાઈ જાય છે તેમજ તે સાદ્યંત વાંચવાની ઉત્કંઠા વૃદ્ધિ પામે છે.

બીજાં પર્વો કરતાં આ સાતમા પર્વમાં હકીકત એટલી બધી છે અને જુદાં જુદાં એટલાં બધાં મહા પુરુષોનાં ચરિત્રો સમાવેલાં છે કે એમાં વર્ણનાદિ બહુ વિશેષ તેમજ વિસ્તારવાળા નહીં છતા એની વિષયાનુક્રમણિકા બીજા પર્વો કરતાં બહુ મોટી થઈ પડી છે. આ ગ્રંથ જૈન રામાયણ તરીકે જો કે બહુ વર્ષોથી જૈન વર્ગમાં પ્રસિદ્ધિ પામેલો છે, પરંતુ આ આવૃત્તિ વાચકવર્ગનું ખાસ આકર્ષણ કરે તેવી બનાવવામાં આવી છે, તે વિષે જૈન બંધુઓ આ બુકનું અવગાહન કરશે ત્યારે સ્વત. માલમ પડે તેમ હોવાથી અત્ર લખવાની અપેક્ષા જણાતી નથી

આ પર્વમાં ૧૩ સર્ગો છે. તેમાંના પ્રથમના દશ સર્ગમાં જૈન રામાયણ સમાવેલું છે. એમાં મુખ્યત્વે આઠમા વાસુદેવ બળદેવ ને પ્રતિવાસુદેવનું ચરિત્ર છે તે ત્રણ પુરુષોમાં રામચદ્રની વિશેષ ખ્યાતિ હોવાથી તે જૈન રામાયણ અથવા રામ ચરિત્ર તરીકે પ્રખ્યાતિ પામેલું છે. અન્ય મતમાં પણ રામાયણ નામનો પ્રસિદ્ધ ગ્રથ જુદા જુદા પડિતોએ કરેલો છે તે સર્વમા મુખ્ય નાયક રામચંદ્રજ છે પરતુ તેના લેખમા અતિશયોક્તિ, પરસ્પર વિરોધ તથા નાયકનો સદોષ ચિતાર વિગેરે દોષો રહેલા છે તે આની અદર અલ્પમાત્ર પણ દેખવામાં આવશે નહીં.

અમારી સભાના પ્રયત્ન અગાઉ પ્રથમ સંવત ૧૯૨૮ માં તથા ત્યાર પછી ૧૯૫૨ માં જૈન રામાયણ (૧૦ સર્ગ) જેટલોજ ભાગ ભાષાતર તરીકે બહાર પડેલો છે પરતુ તેની ભાષા

વિગેરે નવા જમાનાની શુદ્ધ અને સંસ્કારિત ભાષાના વાંચનારાઓને પસંદ પડે તેવું નથી એ જૈન રામાયણના આરંભમાં રાક્ષસ વંશની મૂળ ઉત્પત્તિ તરીકે શ્રી અજિતનાથજીના સમયમાં થયેલા સગર ચક્રવર્તીનું તથા તે પ્રસંગે અજિતનાથ પ્રભુના સમવસરણમાંજ ભીમ નામના રાક્ષસ નિકાયના ઇંદ્રે ઘનવાહન નામના વિદ્યાધરને પોતાના પૂર્વભવના પુત્રપણાના સ્નેહથી રાક્ષસદ્વીપનું, લંકા નગરીનું તથા પાતાળ લંકાનું રાજ્ય આપ્યું અને પોતાનો નવરત્નોનો હાર તથા રાક્ષસી વિદ્યા આપી, તેની હકીકત લીધેલી છે આ ભાષાંતરમાં તે હકીકત લેવામાં આવી નથી, કારણ કે તે હકીકત આ ચરિત્રના બીજા પર્વમાં સગરચક્રીના અધિકારમાં આવી ગયેલી છે

આ પર્વના પ્રારંભમાં અજિતનાથ પ્રભુના વખતમાં થયેલી રાક્ષસવંશની સ્થાપનાનું અને તેના મૂળ પુરુષ તરીકે ઘનવાહનનું નામ માત્ર સૂચવીને પછી અગ્યારમા શ્રેયાંસ પ્રભુના તીર્થમાં થયેલા કીર્ત્તિધવળ રાજાની હકીકત આપવામાં આવી છે. એ કીર્ત્તિધવળ રાજાના વખતમાં વાનરદ્વીપમાં શ્રીકંઠ રાજાએ કિષ્કિંધા નગરીમાં નિવાસ કર્યો. ત્યારથી વાનરવંશની ઉત્પત્તિ થઇ છે અને ત્યારથી ઘણા કાળ પર્યંત રાક્ષસવંશ ને વાનરવંશ વચ્ચે પરસ્પર પ્રીતિભાવ ચાલ્યો આવ્યો છે. તેમાં પણ કાંઇક રાક્ષસવંશના રાજ્યકર્ત્તાઓએ વાનરવંશના રાજ્યકર્ત્તા ઉપર ઉપર હાથ રાખેલો દૃષ્ટિગોચર થાય છે.

કીર્ત્તિધવળ ને શ્રીકંઠનું ચરિત્ર કહ્યા બાદ એ હકીકતને મુનિસુવ્રતસ્વામીના તીર્થ ઉપર લઇ જવા આવેલ છે. તે પ્રભુના તીર્થમાં રાક્ષસવંશમાં તડિત્કેશ અને વાનરવંશમાં ઘનોદધિ રાજા થાય છે. ત્યારપછીની હકીકત અવિચ્છિન્ન લખાયેલી છે. ત્યારપછી રાક્ષસદ્વીપનું ને વાનરદ્વીપનું રાજ્ય બે વખત રાક્ષસો તથા વાનરોના હાથમાંથી જાય છે, તે પાછું રાવણનો જન્મ થયા બાદ તે પોતાને સ્વાધીન કરે છે. વાનરવંશમાં વાલી નામે બહુ પરાક્રમી વિદ્યાધર રાજા થાય છે તે રાવણને પણ પરાસ્ત કરે છે, પરંતુ તરતજ તેને વૈરાગ્ય થવાથી તે દીક્ષા લેછે અને તેનો ભાઇ સુગ્રીવ રાજ્યપર આવે છે.

આ ચરિત્રમાં બીજાં તો ઘણા મહા પુરુષોનાં ચરિત્રો છે પરંતુ પવનંજય, અંજનાસુંદરી ને હનુમાનનું તો ખાસ ચરિત્ર આપવામાં આવેલું છે. ત્રીજા સર્ગમાં આવેલા એ ચરિત્ર ઉપરથી ઘણો સાર ગ્રહણ કરવા યોગ્ય છે તેમજ પાંચમા ને છઠ્ઠા સર્ગમાં આપેલી રામચંદ્રના વનવાસની હકીકત પણ અપૂર્વ શિક્ષણ આપે છે.

રામચંદ્રની ઉત્પત્તિ કાંઇ વાનરવંશમાં થયેલી નથી. વાનરદ્વીપના નિવાસી હોવાથીજ વાનર તરીકે ઓળખાતા સુગ્રીવાદિ અનેક વિદ્યાધરો તેના ભક્તિવાન્ થયેલા હોવાથી તેના લશ્કરમાં બહોળો ભાગ તેનો છે. બાકી રામલક્ષ્મણનો જન્મ તો ઋષભ પ્રભુના સ્થાપેલા ઇક્ષ્વાકુ વંશમાં થયેલો છે. એ વંશના પણ કેટલાક રાજાઓનાં ચરિત્રો ચોથા સર્ગમાં આપેલાં છે તે લક્ષપૂર્વક વાંચવા લાયક છે.

આ પર્વની અંદર તેર સર્ગોમાં શી શી હકીકત સમાયેલી છે તે વિષયાનુક્રમણિકામાં તો બતાવવામાં આવેલ છે છતાં તે સર્ગવાર ટુંકામાં અહીં જણાવવામાં આવે છે જેથી તેનાપર વિશેષ પ્રકાશ પડવા સંભવ છે.

સર્ગ પહેલામાં-રાક્ષસવંશ ને વાનરવંશની ઉત્પત્તિથી માંડીને રાવણ અને તેના બંધુઓના જન્મ પર્યંતની હકીકત છે.

સર્ગ બીજામાં–રાવણે સાધેલી વિદ્યાથી માંડીને તેણે કરેલા દિગ્વિજયની હકીકત છે. તેની અંદર વાલી વિદ્યાધરના પરાક્રમની તથા નારદે કહેલી યજ્ઞાદિકની ઉત્પત્તિની હકીકત ખાસ વાંચવા લાયક છે. સત્ય ધર્મથી ચુકેલ વસુ રાજાનું ચરિત્ર પણ એમાં સમાવેલું છે.

સર્ગ ત્રીજામાં–પવનંજય, અંજનાસુંદરી સતી અને ચરમશરીરી હનુમાનનું ચરિત્ર છે. તેમા સતીપણાની ખરી કસોટી કેમ નીકળે છે તે યથાસ્થિત બતાવી આપ્યું છે.

સર્ગ ચોથામાં–ઇક્ષ્વાકુ વંશમાંથી શરુ થયેલા સૂર્યવંશના કેટલાક રાજાઓનાં ચરિત્રો, રામલક્ષ્મણાદિનો જન્મ, સીતાનું પાણિગ્રહણ, દશરથ રાજાને ચારિત્ર લેવાની ઇચ્છા, કૈકેયીની ભરતને રાજ્ય આપવાની માગણી અને રામચંદ્રનો લક્ષ્મણ તથા સીતા સહિત સ્વેચ્છાએ પિતાનું વિઘ્ન દૂર કરવા વનવાસ–ઇત્યાદિનું વર્ણન છે.

સર્ગ પાંચમામા–રામચંદ્રના વનવાસની ઘણી હકીકત છે. પ્રાંતે દંડકારણ્યમાં આગમન, ત્યાં શંબૂકનો લક્ષ્મણના હાથથી અજાણતા વધ, તે નિમિત્તે યુદ્ધ, રામચંદ્રનું સિંહનાદથી છેતરાવું અને રાવણે કરેલું સીતાનું હરણ–ઇત્યાદિ હકીકત વિસ્તારથી વર્ણવી છે.

સર્ગ છઠ્ઠામાં–રામચંદ્રનું પાતાળલંકામાં આવવું, સુગ્રીવાદિ ઉપર કરેલ ઉપકાર, સીતાની શોધનો પ્રયત્ન, તેનો મળેલો પત્તો, હનુમાનને લંકામાં મોકલવો અને તેનું સીતાની ખબર લઇ પાછું આવવું–ઇત્યાદિ હકીકત છે.

સર્ગ સાતમામાં–રામચંદ્રનું લંકા તરફ પ્રયાણ, વિભીષણનું રામના પક્ષમાં આવવું, રાવણ સાથે યુદ્ધ, લક્ષ્મણને વાગેલી અમોઘવિજયા શક્તિ, વિશલ્યાના આવવાથી તેનું નિવારણ, રાવણે સાધેલી બહુરૂપા વિદ્યા અને છેવટે લક્ષ્મણના હાથથી રાવણનું મરણ–ઇત્યાદિ હકીકત છે, જેમા મોટો ભાગ યુદ્ધના વર્ણનનો છે.

સર્ગ આઠમામાં–વિભીષણને લંકાનું રાજ્ય આપી રામચંદ્રાદિનું અયોધ્યા આવવું, માતાઓ વિગેરેને મળવું, લક્ષ્મણને રાજ્યાભિષેક, આઠમા વાસુદેવ બળદેવ તરીકે પ્રસિદ્ધિ, શત્રુઘ્નને મથુરાનું રાજ્ય, સીતાનો અપવાદ અને તેને અરણ્યમાં તજી દીધા પર્યંતની હકીકત છે.

સર્ગ નવમામાં–સીતાને થયેલા બે પુત્ર, તેનું રામલક્ષ્મણ સાથે યુદ્ધ, સીતાએ કરેલ અગ્નિપ્રવેશરૂપ દિવ્ય અને તેણે લીધેલી દીક્ષાનું વર્ણન છે.

સર્ગ દશમામા–બધાઓનો પૂર્વભવ, હનુમાનાદિકે લીધેલી દીક્ષા, લક્ષ્મણનું મરણ, રામચંદ્રની મોહચેષ્ટા, રામચંદ્રે લીધેલી દીક્ષા, સીતેંદ્રે કરેલ અનુકૂળ ઉપસર્ગ, રાવણ લક્ષ્મણની ભાવી હકીકત અને રામચંદ્રના નિર્વાણ પર્યંતની સર્વ બીના સમાવેલી છે.

આ સર્ગમા તમામ પુરુષોનાં ચરિત્રોનો ઉપસંહાર કરેલો છે, અને જૈન રામાયણની અહીં સમાપ્તિ થાય છે

અગ્યારમા સર્ગમાં–શ્રી નમિનાથ પ્રભુનું ચરિત્ર છે. તેમાં જન્મ તથા કેવળજ્ઞાનોત્પત્તિસમયે ઇંદ્રે કરેલી પ્રભુની સ્તુતિ તથા ભગવતે આપેલી દેશના ખાસ વાંચવા લાયક છે. એ દેશનામાં શ્રાવકે દિવસે ને રાત્રે શું કરવું તેનું વર્ણન છે.

બારમા સર્ગમાં–હરિષેણ નામના દશમા ચક્રીનું ચરિત્ર છે.

તેરમા સર્ગમા–જય નામના અગ્યારમા ચક્રીનું ચરિત્ર છે આ બન્ને ચક્રીના ચરિત્રો સંક્ષેપે આપેલા હોવાથી તેમા વિશેષ જાણવા લાયક નવીન હકીકત નથી.

આ પ્રમાણે આ પર્વ સમાપ્ત થાય છે તેમાં રામચંદ્ર, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, સીતા, રાવણ, બિભીષણ, કુંભકર્ણ, ઇંદ્રજીત, સુગ્રીવ ને હનુમાન એ મુખ્ય પાત્રો છે. તેમનાં ચરિત્રો ઉપરાંત રાક્ષસવંશના, વાનરવંશના અને સૂર્યવંશના અનેક રાજાઓનાં ચરિત્રો છે. તદુપરાંત વાલી, પવનંજય, અંજનાસુંદરી, કૈકેયી, સુકોશલ મુનિ, ભામંડળ, સાહસગતિ, શૂર્પનખા, જટાયુ પક્ષી, સ્કંદક મુનિના પાંચશેં શિષ્યો, સહસ્રાંશુ, ઇંદ્ર, સહસ્રાર, મધુ, નારદ, પર્વત, વસુરાજા, મંદોદરી, અનરણ્ય, જનક, દશરથ, સિંહોદર, વજ્રકર્ણ, વિશલ્યા, લવણાંકુશ, કૃતાંતવદન વિગેરે અનેક સ્ત્રીપુરુષોનાં ચરિત્રો ખાસ આકર્ષક છે, અને તેમાંથી ખાસ પૃથક્ પૃથક્ શિક્ષાઓ ગ્રહણ કરવા લાયક છે. તે દરેકનું અહીં વર્ણન કરવા કરતાં તેના ઇચ્છકો તે તે પુરુષોના ચરિત્ર વાંચીનેજ તેમાથી યોગ્ય શિક્ષા ગ્રહણ કરશે એમ વિચારવું વિશેષ યોગ્ય છે.

આ પર્વમાં સ્થાને સ્થાને અનેક જીવોના પૂર્વભવનુ કથન છે ને જૈન મતનું સાતિશય જ્ઞાનીપણું બતાવી આપે છે તેમજ અનેક પ્રસંગોમાં કહેવતની જેવાં સિદ્ધ વચનો મૂકેલાં છે તે અમે બ્લાક ટાઇપમા અથવા કોમા વચ્ચે મૂકેલા છે, જેને અંગ્રેજીમાં કોટેશન કહે છે, તે ખાસ હૃદયમાં કોતરી રાખવા લાયક છે.

આ પર્વમાં એક તીર્થંકર, બે ચક્રવર્તી અને વાસુદેવ બળદેવ તથા પ્રતિવાસુદેવની ત્રિપુટી મળી છ શલાકા પુરુષોનાં ચરિત્રો સમાવેલાં છે. આની અગાઉ બહાર પાડેલાં ૩-૪-૫-૬ એ ચાર પર્વના ભેળા વિભાગમાં ૪૬ શલાકા પુરુષોનાં ચરિત્રો આપેલાં છે, છતાં ભૂલથી ૪૫ ની સંખ્યા ટાઇટલ ઉપર લખાયેલી છે. તેમાં ત્રીજાથી નવમા સુધી સાત ચક્રીનાં ચરિત્રો આપેલાં છે છતાં ભૂલથી ત્રીજાથી આઠમા સુધી છ ચક્રીનાં ચરિત્રો આપેલાં છે એમ લખાયલું છે તે સુધારી લેવા વિનતિ છે.

આની પછીના આઠમા, નવમા તથા દશમા પર્વની પ્રથમાવૃત્તિની નકલો ઘણી સીલકે હોવાથી હાલમાં તેની બીજી આવૃત્તિ કરવામાં આવનાર નથી. જેથી તે ત્રણે પર્વની વિષયાનુક્રમણિકાનું તથા છેલ્લા (દશમા) પર્વમા આપવા ધારેલા શ્રી હેમચંદ્રાચાર્યના ચરિત્રનું કામ બાકીમા રાખવું પડ્યું છે તે પ્રસંગ પ્રાપ્ત થયે પૂર્ણ કરવામાં આવશે. હાલ તો દશમા પર્વ પછી તેની ચૂળિકા તરીકે તેજ મહા પુરુષે રચેલા પરિશિષ્ટ પર્વનુ ભાષાંતર પ્રગટ કરવા વિચાર છે તે અમલમાં મૂકવામાં આવશે. તેની અંદર હું ભાગમાં તો શ્રી જંબૂસ્વામીનું સવિસ્તૃત ચરિત્ર છે, અને ત્યારપછી બીજા મહાન્ પૂર્વાચાર્યોનાં ચરિત્રો છે.

પ્રસ્તાવનાનું વિશેષ લંબાણ કરીને આગળ વાંચવાની ઉત્સુકતાવાળા વાંચકોને પ્રારંભમાંજ વધારે રોકી રાખવા દુરસ્ત ન જણાવાથી આ પ્રસ્તાવના અહીં પૂર્ણ કરવામાં આવે છે. માત્ર જણાવવાની જરૂર છે કે આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર મૂળ ગ્રંથ જે કે સુમારે ૩૪૦૦૦ શ્લોક પ્રમાણ છે તે અમારી સભા તરફથીજ ઘણા ઉંચા કાગળ ઉપર, બનતા પ્રયત્ને વિશેષ શુદ્ધ કરીને, કઠણ શબ્દોના પર્યાયો સાથે નિર્ણયસાગર પ્રેસમાં છપાવવામાં આવે છે. તેના નવ પર્વ છપાઇને બહાર પડી ચુક્યા છે. માત્ર દશમું પર્વજ બાકી છે કે જેની અંદર શ્રીમહાવીર સ્વામીનું સુવિસ્તૃત ચરિત્ર છે. આ મૂળ ગ્રંથ બાબુસાહેબ રાયબુધસિંહજી બહાદુર તથા શેઠ વીરચંદભાઇ દીપચંદ સી. આઇ. ઈ. ની પૂર્ણ સહાય વડે

સ્વરૂપ છે, તેનો સંસ્કૃતના અભ્યાસી બંધુઓએ ખાસ લાભ લેવા યોગ્ય છે. કારણ કે જે રસ તે મૂળ ગ્રંથમાં સંસ્કૃત ભાષામાં છે તે તેના ભાષાંતરમાં ગમે તેટલા પ્રયત્ને પણ આવી શકતો નથી.

આ ભાષાંતર વાંચનાર જૈનબંધુઓ આદ્યંત વાંચીને તેમાંથી અમૂલ્ય સાર ગ્રહણ કરશે તેથી અમારો પ્રયાસ ફળીભૂત થશે. એટલું ઇચ્છી અમારી કલમ અટકાવીએ છીએ. પરમાત્મા અમારી ઇચ્છાને ફળવતી કરો. તથાસ્તુ.

**શ્રી જૈનધર્મપ્રસારક સભા.**

ભાવનગર.



# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## पर्व ७ मुं

### विषयानुक्रमणिका.

पहेलासर्गमां-( रावण जन्मादि ) अजितनाथजीना तीर्थमां राक्षसवंशनी उत्पत्ति थया पछी श्रेयांस प्रभुना तीर्थमा कीर्तिधवळ राक्षसपतिनुं थवु-तेनो अतींद्र विद्याधरनी पुत्री अने श्रीकंठनी बहेन साथे विवाह-तेथी पुष्पोत्तर राजाने थयेल खेद-अतींद्रना पुत्र श्रीकंठे करेलु पुष्पोत्तर राजानी पुत्री पद्मानुं अपहरण-तेनुं कीर्तिधवळने शरणे आववु-पद्माए पोतानी इच्छा जणाववाथी पुष्पोत्तरे श्रीकंठ साथे तेनुं करावेलु पाणिग्रहण-कीर्त्तिधवळना आग्रहथी श्रीकंठे वानरद्वीप उपर रहेवानो करेलो स्वीकार-ते द्वीप उपर किष्किधा नगरीमा करावेली तेनी राज्यस्थापना-ते द्वीप उपर पुष्कळ वानरो होवाथी राजाए करावेली अमारी घोषणा-तेथी वानरोनो थयेलो सत्कार-ते द्वीप निवासीनी वानर तरीके थयेली प्रसिद्धि-श्रीकंठने विमाननी स्खलनाथी थयेल वैराग्य-चारित्रग्रहण अने मोक्षगमन

अनुक्रमे मुनिसुव्रत प्रभुना तीर्थमां वानरद्वीपमां श्रीकंठना वंशमां थयेल घनोदधिराजा-अने राक्षसद्वीपमां थयेल तडित्केशराजा-बनेनो परस्पर स्नेह-तडित्केशनु वानरद्वीपे आगमन-एक वानरे करेला तेनी स्त्रीना पराभवथी तडित्केशे करेलो तेने प्रहार-तेने मुनिए आपेल नवकार-वानरनुं अब्धिकुमारमा देव थवु-तडित्केशना सुभटोए करेला वानरोने उपद्रवथी ते देवनुं आगमन-तडित्केशे करेलुं पूजादिवडे सांत्वन-बनेनुं मुनि पासे जवु-तडित्केशे करेली परस्पर वैरहेतु संबंधी पृच्छा-मुनिए कहेल पूर्वभव-लंकापति तडित्केशने थयेल वैराग्य-तेनुं मोक्षगमन-लंकामा सुकेश राक्षसनुं अने किष्किन्धामां किष्किंधिनुं राजा थवु-

वैताढ्य उपर रथनुपुरमा अशनिवेग राजा-तेने बे पुत्र-विजयसिंह ने विद्युद्वेग-आदित्यपुरना राजानी पुत्री श्रीमाळानो स्वयंवर-श्रीमाळाए करेलु किष्किंधिना कंठमां वरमाळारोपण-तेथी विजयसिंहने उत्पन्न थयेलो द्वेष-तेना अने किष्किंधिना वच्चे थएलु युद्ध-किष्किंधिना अनुज अंधके विजयसिंहनुं करेलुं प्राणहरण-किष्किंधिनु श्रीमाळाने परणी किष्किंधाए आगमन-अशनिवेगनुं त्यां युद्ध करवा आववुं-त्यां थयेलुं युद्ध-अशनिवेगे करेलो अंधकनो वध-सुकेश ने किष्किंधिए करेलुं परिवार सहित पलायन-ते बंनेनुं पाताळ लंकामां जइने रहेवु-अशनिवेगे लंकाना राज्यपर निर्घात विद्याधरनुं करेल स्थापन-पोताना पुत्र सहस्रारने राज्य आपी अशनिवेगे लीधेली दीक्षा-

पाताळ लंकामां सुकेशने थयेला त्रण पुत्र-माळी, सुमाळी ने माल्यवान-किष्किंधिने थयेल बे पुत्र-आदित्यरजा ने ऋक्षरजा-किष्किंधिनुं मधु पर्वते गमन-त्यां अनुकूळ जणावाथी तेणे वसावेल नगरी-तेमां त्यां निवास-सुकेशना पुत्रोए लंकामां जइ निर्घातनो करेल निग्रह-माळीनु राज्याधीश थवु-किष्किंधामां आदित्यरजाने राज्ये स्थापवो-

वैताढ्य उपर सहस्रार राजाने थयेलो इंद्र नामे पराक्रमी पुत्र-तेने राज्ये स्थापी सहस्रारे करेलुं धर्मपरायणपणु-इंद्र राजाए करेलुं इंद्रनी जेम लोकपाळ विगेरेनु स्थापन-माळी राक्षसने थयेलो क्रोध-तेणे इंद्र साथे युद्ध करवा करेलु प्रयाण-थयेल अपशुकन-सुमाळीए करेलुं निवारण-ते न मानतां आग्रहपूर्वक वैताढ्यपर थयेलु माळीनुं आगमन-इंद्र ने माळीनुं परस्पर युद्ध-इंद्रना हाथथी माळीनो थयेल देहांत-राक्षस ने वानर सैन्यनुं भागवुं-सुमाळीना रक्षण नीचे फरीथी पाताळ लंकामां आववु-इंद्रे लंकाना राज्यपर वैश्रमणने बेसाडवु-

પાતાળલંકામાં સુમાળીને થયેલ રત્નશ્રવા નામે પુત્ર–તેનુ વિદ્યા સાધવા જવુ–ત્યાં એક વિદ્યાધર પુત્રીનું આવવું–તેણે કહેલી પોતાની હકીકત–તે કૈકસી વિદ્યાધરીનું રત્નશ્રવાએ કરેલુ પાણિગ્રહણ–કૈકસીને આવેલ સ્વપ્ન–તેને રહેલ ગર્ભ–તેના પ્રભાવથી તેની સ્થિતિ–પુત્રપ્રસવ–જન્મતાજ, તેણે ઉપાડેલ નવમાણિક્યનો દિવ્ય હાર–તેના કહ્યારોપણથી તેમાં પડેલાં તેના મુખના પ્રતિબિમ્બ–કૈકસીએ કહેલો હારનો પ્રભાવ–રત્નશ્રવાએ કરેલુ **દશમુખ** નામસ્થાપન–પૂર્વે કહેલ મુનિવચનથી એ પુત્ર અર્ધચક્રી થશે એવી ખાત્રી–ત્યારપછી કૈકસીને થયેલ બે પુત્ર ( **કુંભકર્ણ ને વિભીષણ** ) ને એક પુત્રી ( **સૂર્પણખા** )–

**સર્ગ બીજામાં–( રાવણ દિગ્વિજય )** દશમુખે વૈશ્રવણના વિમાનનું દેખવુ–તેની ઋદ્ધિ જોઇ તેણે કરેલી પૃચ્છા–તેની માતાએ કહેલી તે સંબધી હકીકત–માતાનાં તીવ્ર વચનોથી લંકાનું રાજ્ય-ગ્રહણ કરવાની થયેલી તીવ્રેચ્છા–વિભીષણને દશમુખનાં વચનો–વિદ્યા સાધવા માટે જવાનો થયેલો નિશ્ચય–તેઓનુ ભીમારણ્યમાં જવું અને વિદ્યા સાધવા બેસવુ–અનાદૃત દેવે કરેલા અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગ–રાવણનું નિશ્ચળ રહેવું–તેને થયેલી ૧૦૦૦ વિદ્યાની સિદ્ધિ–રાવણે સાધેલું ચંદ્રહાસ ખડ્ગ–રાવણનુ મંદોદરી સાથે પાણિગ્રહણ–રાવણનુ ક્રીડા કરવા જવુ–ત્યા ૭ હજાર ખેચરકન્યા સાથે ગાંધર્વ વિવાહે પરણવુ–તેના પિતાઓને વશ કરવા–કુંભકર્ણ ને વિભીષણનો વિવાહ–રાવણને થયેલ બે પુત્ર ( ઇંદ્રજીત ને મેઘવાહન )–લંકામાં જઇને વૈશ્રવણને કરેલો ઉપદ્રવ–તેની સાથે યુદ્ધ–વૈશ્રવણનું પરાસ્ત થવું–તેણે કરેલા સદ્વિચાર ને લીધેલી દીક્ષા–રાવણે લંકા નગરી ને પુષ્પક વિમાનનું ગ્રહણ કરવું–રાવણનું સમેતગિરિ યાત્રાર્થે ગમન–ભુવનાલંકાર હસ્તિની પ્રાપ્તિ–રાવણની સભામાં પવનવેગ વિદ્યાધરનુ આવવું–તેણે કહેલી સૂર્યરજા ને ઋક્ષરજાની હકીકત–યમ રાજાના કારાગૃહ રૂપ નરકાવાસામાં તેને કરાતી પીડા–રાવણનું કિષ્કિન્ધા જવુ–કૃત્રિમ નરકાવાસાનુ તેણે કરેલું સ્ફોટન–યમરાજા સાથે યુદ્ધ–તેનુ હારીને ઇંદ્ર પાસે નાસી જવુ–ઇંદ્ર પાસે તેણે કરેલો પોકાર–ઇંદ્રે આપેલુ બીજું રાજ્ય–આદિત્યરજાને અને ઋક્ષરજાને તેના રાજ્યે સ્થાપીને રાવણનું પાછુ આવવુ–આદિત્યરજાને થયેલો **વાલી** નામે પરાક્રમી પુત્ર–સુગ્રીવ નામે બીજો પુત્ર–ઋક્ષરજાને થયેલા નલ નીલ નામે બે પુત્ર–આદિત્યરજાનું મોક્ષગમન–વાલીનું રાજ્ય–ખરવિદ્યાધરે કરેલું સૂર્પણખાનુ હરણ–પાતાળ લંકામાથી આદિત્યરજાના પુત્ર ચંદ્રોદરને કાઢી મુકીને તેનુ ત્યા રહેવું–રાવણને થયેલ ગુસ્સો–મંદોદરીએ કરેલ નિવારણ–ખર સાથે સૂર્પણખાનો વિવાહ–પાતાળ લંકામાંથી કાઢી મુકેલા ચંદ્રોદરને થયેલ **વિરાધ** નામે પુત્ર–વાળીના પરાક્રમની રાવણે સાભળેલી વાત–તેણે વાળી પાસે મોકલેલ દૂત–દૂતનું કથન ને વાળીનો ઉત્તર–દૂતનું રાવણ પાસે પાછુ આવવુ–દૂતનાં વચનથી રાવણને ચડેલ ક્રોધ–તેનું યુદ્ધ કરવા માટે કિષ્કિંધા ગમન–વાળીનું સામે નીકળવું–લશ્કરનું યુદ્ધ અટકાવી વાળી ને રાવણનું થયેલ દ્વંદ્વ યુદ્ધ–રાવણની નિરાશા–ચંદ્રહાસ ખડ્ગનુ આકર્ષણ–તે ખડ્ગ સહિત રાવણને ઉપાડી વાળીએ કરેલ પરાજય–વાળીએ લીધેલ દીક્ષા–તેનું અષ્ટાપદ ગમન–સુગ્રીવનું રાજ્યપર સ્થાપન–રાવણનુ લંકાએ પાછુ આવવુ–રાવણનુ રત્નાવળીને પરણવા માટે આકાશમાર્ગે ગમન–તેના વિમાનને થયેલી સ્ખળના–નીચે વાળી મુનિને જોતા રાવણને થયેલ કોપ–તેનું ઉપદ્રવ કરવા માટે અષ્ટાપદ નીચે પેસવુ–વાળી મુનિએ બતાવેલી શક્તિ–રાવણને કરવું પડેલ રૂદન–તે દિવસથી તેનું **રાવણ** નામ પડવું–વાળી મુનિ પ્રત્યે રાવણે કરેલી ક્ષમાપના–તેનું અષ્ટાપદપરના ચૈત્યમાં આવવુ–રાવણે કરેલી પરમાત્માની અપૂર્વ ભક્તિ–તેણે વગાડેલી વીણા–ધરણેંદ્રનું તે જોઇને પ્રસન્ન થવુ–ધરણેંદ્રે આપેલી અમોઘવિજયા શક્તિ ને રૂપવિકારિણી વિદ્યા–રત્નાવલીને પરણીને રાવણનુ લંકાએ આવવું–વાળીમુનિને થયેલ કેવળજ્ઞાન ને પરમપદની પ્રાપ્તિ–જ્વલનશિખ વિદ્યાધરની **તારા** નામે પુત્રી–તેનો **સુગ્રીવ** સાથે થયેલ વિવાહ–તેથી સાહસગતિને થયેલ ખેદ–તેણે સાધવા માંડેલી વિદ્યા–સુગ્રીવ ને તારાથી થયેલા અંગદ ને જયાનંદ નામે પુત્ર–

રાવણનું દિગ્વિજય માટે નીકળવુ–રેવાનદીના તટપર પડાવ કરવો–રાવણનું જિનપૂજા માટે નદી કિનારે બેસવુ–તેવામાં રેવામાં ચડેલુ પૂર–તેથી અર્હંત પૂજાનું ધોવાઇ જવું–રાવણને ચડેલ ક્રોધ–તેણે

પાણીપૂરના કારણની કરેલ પૃચ્છા—એક વિદ્યાધરે પ્રગટ કરેલ કારણ—તેમાં કરેલું માહિષ્મતીના સહસ્રાંશુ રાજાની જળક્રીડાનું વર્ણન—સહસ્રાંશુને બાંધી લાવવાની રાવણે કરેલી આજ્ઞા—રાવણના સુભટોનું હારીને પાછું આવવું—રાવણનું સ્વયંગમન—તેણે સહસ્રાંશુને બાંધી લેવો—રાવણની સભામાં શતબાહુ મુનિનું આવવું—તેણે પાડેલી સહસ્રાંશુની પોતાના પુત્ર તરીકેની ઓળખાણ—રાવણે સહસ્રાંશુને છોડી દઈને કહેલાં સુવચનો—સહસ્રાંશુએ પિતા પાસે લીધેલ ચારિત્ર—તેણે અયોધ્યાપતિ અનરણ્યરાજાને સંકેત પ્રમાણે આપેલા ખબર—અનરણ્યરાજાએ દશરથને રાજ્યે સ્થાપન કરીને લીધેલી દીક્ષા—રાવણનું માહિષ્મતીથી અન્યત્ર ગમન—

નારદનું રાવણ પાસે આવવું—તેણે કરેલી મરૂત્તરાજાના યજ્ઞસંબંધી હકીકત—રાવણનું નારદ સાથે ત્યાં જવું—રાવણની આજ્ઞાથી મરૂત્ત રાજાએ યજ્ઞક્રિયાનું છોડી દેવું—યજ્ઞપ્રવૃત્તિ સંબંધી રાવણે નારદને કરેલી પૃચ્છા—નારદે યજ્ઞોત્પત્તિની કહેલી હકીકત—તેમાં 'વસુરાજાનું, પર્વતનું ને પોતાનું કહેલું પૂર્વચરિત્ર—ગુરૂએ કરેલી ત્રણેની પરીક્ષા—વસુનું રાજા થવું—તેની સત્યવાદીપણાની ખ્યાતિ—નારદને પર્વત સાથે પડેલો અજ શબ્દના અર્થ સંબંધી વાંધો—બન્નેએ કરેલી પ્રતિજ્ઞા—પર્વતની માતાએ વસુરાજાને કરેલી અસત્ય બોલવાની પ્રેરણા—નારદ ને પર્વતનું રાજસભામાં આવવું—વસુરાજાએ આપેલી અસત્ય સાક્ષી—તેનું થયેલ મરણ ને નરકગમન—પર્વતનું ભાગી જવું—મહાકાળ અસુરે કરેલું તેનું ગ્રહણ'—રાવણે પુછેલી મહાકાળની ઉત્પત્તિ—નારદે તેના પૂર્વ ભવનું કરેલ વર્ણન—'સગર રાજાને મધુપિંગની સુલસાને વરવાની સ્પર્ધા—મધુપિંગનું નિરાશ થવું—તેણે કરેલ બાળતપ—તેનું મહાકાળ અસુર થવું—સગરના વિનાશ માટે તેણે પર્વતનું કરેલ ગ્રહણ—તેનાદ્વારા કુધર્મનો કરેલો પ્રસાર—યજ્ઞાદિકની કરાવેલી શરૂઆત—નારદની પ્રેરણાથી દીવાકર વિદ્યાધરે કરેલું પશુહરણ—મહાકાળે યુક્તિથી તેને નિરાશ કરવો—સગર અને સુલસાને યજ્ઞમાં હોમાવી મહાકાળે માનેલી કૃતાર્થતા'—આ પ્રમાણે થયેલી યજ્ઞપ્રવૃત્તિની વાત કહીને તેને અટકાવવા નારદે રાવણની કરેલી પ્રાર્થના—નારદનું અન્યત્ર ગમન—મરૂત્તરાજાએ નારદ સંબંધી કરેલ પ્રશ્ન—રાવણે કહેલી તેની ઉત્પત્તિ—રાવણનું મથુરા નગરીએ આવવું—ત્યાંના રાજા હરિવાહનનું સામે આવવું—હરિવાહનના પુત્ર મધુ પાસે ત્રિશૂળ શસ્ત્ર જોઈ રાવણે તેની પ્રાપ્તિ સંબંધી કરેલ પ્રશ્ન—હરિવાહને કહેલ તેની હકીકત—તેમાં 'સુમિત્ર ને પ્રભવ બે મિત્રનો સબંધ—સુમિત્ર રાજપુત્રે વનમાળાનું કરેલ પાણિગ્રહણ—પ્રભવ મિત્રને માટે પોતાની સ્ત્રી વનમાળાને તેની પાસે મોકલવી—પ્રભવને થયેલ પશ્ચાત્તાપ—સુમિત્રનું દેવભવ કરીને મધુકુમાર થવું અને પ્રભવનું ભવ ભમીને ચમરેંદ્ર થવું—પૂર્વભવની પ્રીતિથી તેણે આપેલું ત્રિશૂળ—તેની શક્તિ'—રાવણનું મેરૂ પર્વતપર જવું—કુંભકર્ણ વિગેરેનું નળકુબરનું દુર્લંઘપુર લેવા આવવું—અગ્નિમય કિલ્લો જોઇ તેનું નિરાશ થવું—રાવણનું ત્યાં આવવું—નળકુબરની સ્ત્રી ઉપરંભાએ મોકલેલ દૂતી—તેણે કહેલો ઉપરંભાનો રાવણપર અનુરાગ—તેણે પોતાના સ્વીકારને અંગે બધુ કબજે કરાવી દેવાની આશા આપવી—બિભીષણે પાડેલી હા—રાવણનો કપટ—ઉપરંભાનું રાવણ પાસે આવવું—તેણે આપેલી વિદ્યાથી દુર્જય કિલ્લાને સંહરી લેવો—નળકુબેરનું પકડાવું—રાવણને સુદર્શન ચક્રની પ્રાપ્તિ—નળકુબેરને તેના નગર સાથે ઉપરંભા પાછી સોંપવી—રાવણના પરસ્ત્રીત્યાગ સબંધી દૃઢ વચનો—

રાવણનું રથનૂપુર તરફ પ્રયાણ—તે વાત સાંભળી સહસ્રાર રાજાએ ઇંદ્રરાજાને સમજાવવું—તેનું ન માનવું—રાવણે મોકલેલો દૂત—ઇંદ્રનો અભિમાનવાળો ઉત્તર—રાવણ ને ઇંદ્રનું પરસ્પર યુદ્ધ—ઇંદ્રને પકડીને બાંધી લઇ લંકા લઇ આવવો—તેનું કારાગૃહમાં ક્ષેપન—સહસ્રાર રાજાનું લંકા આવવું—તેની રાવણ પ્રત્યે પ્રાર્થના—રાવણે અમુક શરતે આપેલો ઇંદ્રને છુટકારો—ઇંદ્રનું ઉદાસીન વૃત્તિએ રથનુપુર આવવું—જ્ઞાનીમુનિનું આગમન—ઇંદ્રે પુછેલો પૂર્વભવ—રાવણથી થયેલ પરાભવનું મુનિએ બતાવેલ કારણ—પૂર્વ ભવમાં કરેલ મુનિતિરસ્કારનું ફળ—ઇંદ્રને થયેલ વૈરાગ્ય—પુત્રને રાજ્ય આપીને તેણે કરેલ ચારિત્રગ્રહણ—પરમપદની પ્રાપ્તિ—

રાવણનું સ્વર્ણતુંગ ગિરિપર કેવળી મુનિને વંદનનિમિત્તે ગમન—રાવણે પુછેલું પોતાના મરણનું કારણ—મુનિએ બતાવેલ પરસ્ત્રીદોષથી મૃત્યુ—રાવણે પરસ્ત્રીના સંબંધમાં કરેલી દૃઢ પ્રતિજ્ઞા—તેનું સંક્ષિપ્ત સ્વરૂપ—

**સર્ગ ત્રીજામાં**–(**હનુમાન જન્માદિ ચરિત્ર**) વૈતાઢ્યગિરિપર આદિત્યપુરમાં પ્રહ્લાદ રાજાને **પવનંજય** નામે પુત્ર–માહેંદ્રપુરમાં મહેંદ્ર રાજાને **અંજનસુંદરી** નામે પુત્રી–વિદ્યુત્પ્રભ ને પવનંજય એ બેમાં પવનંજયને પુત્રી આપવાનો થયેલો નિર્ણય–નંદીશ્વર દ્વીપે જતાં મહેંદ્રરાજા મળવાથી પ્રહ્લાદ રાજાએ કરેલી પવનંજય માટે અંજનસુંદરીની માગણી–મહેંદ્રરાજાએ કરેલ સ્વીકાર–માનસરોવર ઉપર ત્રીજે દિવસે વિવાહ કરવાનો કરેલો નિર્ણય–બંનેનું પરિવાર સાથે ત્યાં આવવું–પવનંજયને અંજનસુંદરી જોવાની થયેલી તીવ્ર ઇચ્છા–પ્રહસિત મિત્ર સાથે રાત્રિએ તેના આવાસમાં ગુપ્તપણે જવું–અંજનસુંદરીની દાસીઓની વાતચિતથી પવનંજયને થયેલ કોપ–પ્રહસિતે કરેલું નિવારણ–વિવાહ કરવાની પવનંજયની અનેચ્છા–પ્રહસિતનું સમજાવવું–ઉદ્વિગ્ન ચિત્તે થયેલો વિવાહ–પ્રહ્લાદ રાજાનું અંજનસુંદરીને લઇને આદિત્યપુર આવવું–રહેવા આપેલો મોટો પ્રાસાદ–પવનંજયે કરેલ તદ્દન ત્યાજ્યતા–અંજનસુંદરીને થયેલ અત્યંત ખેદ–ઘણા કાળનું અતિક્રમણ–પ્રહ્લાદ રાજા પાસે રાવણના દૂતનું આવવું–તેણે કહેલી વરૂણના પરાક્રમની હકીકત–રાવણે પોતાની મદદ માટે કરેલું આમંત્રણ–પ્રહ્લાદનું ત્યાં જવા તૈયાર થવું–પવનંજયે કરેલું નિવારણ–પોતાને જવાને માટે માગેલી આજ્ઞા–પવનંજયનું પ્રયાણ–અંજનસુંદરીની પ્રાર્થના–પવનંજયે કરેલી અવગણના–મિત્રસહિત માનસરોવર પર નિવાસ–ત્યાં જોયેલું ચક્રવાકીનું વિરહજન્ય દુઃખ–તેથી થયેલો પવનંજયને પશ્ચાત્તાપ–અંજનસુંદરીના દુઃખનો હૃદયમાં વસેલો ચિતાર–પ્રહસિત પાસે પ્રગટ કરેલ વિચાર–તેણે આપેલી યોગ્ય સલાહ–બંનેનું અંજનસુંદરીના મહેલે આવવું–પ્રથમ પ્રહસિતનો પ્રવેશ–અંજનસુંદરીએ પરપુરૂષ તરીકે બતાવેલો અનાદર–પ્રહસિતે આપેલ તેના પતિ આવવાની વધામણી–અંજનસુંદરીને સમજાયેલ હાસ્ય–પવનંજયે પ્રગટ થઇને બતાવેલ તેની સત્યતા–બંનેના પરસ્પર ઉદ્ગાર–પવનંજયે આનંદમાં વ્યતીત કરેલ રાત્રિ–પ્રભાતે પવનંજયે જવાનો બતાવેલ વિચાર–અંજનસુંદરીને નિશાની તરીકે આપેલી પોતાની નામાંકિત મુદ્રિકા–પવનંજયનું રાવણને મળવું અને રાવણ સાથે વરૂણને જીતવા જવું–

અંજનસુંદરીને રહેલ ગર્ભ–તેનાં ચિન્હો–કેતુમતી સાસુએ કરેલ તિરસ્કાર–અંજનસુંદરીએ બતાવેલ મુદ્રિકાની નિશાની–કેતુમતીએ પ્રપંચ ધારીને કરેલી અમાન્યતા–તેને પિયરમાં મોકલવાનો કરેલ નિર્ણય–સેવકોનું મહેંદ્રપુર સમીપે મુકી આવવું–વનમાં નિર્ગમાવેલ રાત્રિ–પ્રભાતે પિતાને મકાને જવું–વસંતતિલકા દાસીએ કરેલી વાત–પિતાએ ઘરમાં ન રાખતાં કાઢી મુકવાની કરેલી આજ્ઞા–અંજનાનું દાસી સાથે નગર બહાર નીકળવું–દુઃખનો અનુભવ કરતાં એક અટવીમાં આવવું–અંજનાનો વિલાપ–એક ગુફામાં ચારણશ્રમણનો સમાગમ–વસંતતિલકાએ પુછેલ અંજનાના દુઃખ વિગેરે સબંધી પ્રશ્ન–મુનિએ કહેલ તેનો પૂર્વભવ–તેમાં ગર્ભપણે આવેલ ઉત્તમ જીવનું કહેલું પૂર્વ વૃત્તાંત–અંજનાએ પૂર્વભવમાં કરેલી જિનબિંબની આશાતના–તેનું પ્રાપ્ત થયેલ અતિ કટુક ફળ–સુખપ્રાપ્તિની આપેલી દૃઢ આશા–અંજનાને થયેલ ધર્મપ્રાપ્તિ–મુનિનું આકાશગમન–ગુફામાં આવેલ સિંહ–અંજનાને ઉપજેલ ભય–ગુફાના અધિપતિદેવે કરેલ નિવારણ–પુત્રનો પ્રસવ–અંજનાને થયેલ સ્થિતિ સંબંધી ખેદ–પ્રતિસૂર્ય વિદ્યાધરનું ત્યાં આવવું–વસંતતિલકાદેવે કહેલ અંજનાનું વૃત્તાંત–પ્રતિસૂર્યે બતાવેલ પોતાનો અંજનાના મામા તરીકેનો સંબંધ–પ્રતિસૂર્યે કરેલ અંજનાનું સાંત્વન–કોઇ દૈવજ્ઞને પુછેલ અંજનાના પુત્રના જન્મસમય સંબંધી પ્રશ્ન–દૈવજ્ઞે બતાવેલી ગ્રહાદિકની ઉત્તમતા–પ્રતિસૂર્યનું તેમને લઇને પોતાના નગર તરફ ગમન–માર્ગમાં વિમાનની ઘુઘરીઓ લેવા પુત્રનું ઉછળી પડવું–તેને અક્ષતાંગે પાછો લાવી અંજનાને સોંપવો–હનુપુર આવવું–**હનુમાન** નામ સ્થાપન.

વરૂણને જીતી, રાવણને રાજી કરી પવનંજયનું પોતાને નગરે આવવું–માતાપિતાને મળી અંજનાને મહેલે જવું–ત્યાં તેને ન દેખવાથી પવનંજયને થયેલ અપાર ખેદ–પાછળની સાંભળેલી હકીકત–તેનું અંજનાને શોધવા નીકળવું–મહેંદ્રપુરથી પણ મળેલી ખેદકારક હકીકત–અંજનાનો પત્તો ન મળવાથી તેણે મિત્ર સાથે પિતાને કહેવડાવેલ સંદેશો–પ્રહ્લાદ રાજાનું પુત્રની શોધ માટે નીકળવું–ભુતવનમાં મેળાપ–પવનંજયે અગ્નિપ્રવેશની કરેલી તૈયારી–તેના વચનો–પ્રહ્લાદે અગ્નિમાં પડતાં કરેલું રોકાણ–

પ્રહ્લાદ રાજાએ શોધ માટે મોકલેલા વિદ્યાધરોનું હનુપુર આવવું–ત્યાં મળેલો અંજનાનો પત્તો–તેઓએ કરેલી પવનંજયને થયેલ ખેદાદિકની હકીકત–અંજનાને થયેલ અતિશય ચિંતા–પુત્ર સહિત તેને લઇને પ્રતિસૂર્યનું પવનંજયની શોધમાં નીકળવું–તેમનું પણ ભુતવનમાં આવવું–પરસ્પર થયેલો સર્વનો મેળાપ–સર્વને થયેલ હર્ષ–સર્વેનું હનુપુર આવવું–પવનંજયનું ત્યાં રહેવું–હનુમાને મેળવેલી પ્રવીણતા–તેને પ્રાપ્ત થયેલી યૌવનાવસ્થા.

રાવણે ફરીને વરૂણને જીતવા જવું–દૂતદ્વારા રાજાઓને તેડાવવા–પવનંજયે જવાની કરેલી તૈયારી–હનુમાને કરેલ નિવારણ–હનુમાનનું રાવણ પાસે જવું–વરૂણ સાથેના યુદ્ધમાં હનુમાને બતાવેલ પરાક્રમ–રાવણનો જય–હનુમાને કરેલું અનેક સ્ત્રીઓનું પાણિગ્રહણ–તેનું હનુપુર આવવું–

**ચોથા સર્ગમાં–( રામ લક્ષ્મણ જન્માદિ )**–મિથિલા નગરીમાં હરિવંશમાં **જનકરાજા**–તે સમયે અયોધ્યામાં **દશરથ** રાજા–તેનો પૂર્વવંશ–ઇક્ષ્વાકુ વંશાંતર્ગત સૂર્યવંશમાં મુનિસુવ્રત સ્વામીના તીર્થમાં થયેલ વિજય નામે રાજા–તેને બે પુત્ર–તેમાંથી વજ્રબાહુએ કરેલું મનોરમાનું પાણિગ્રહણ–પરણીને આવતા માર્ગમાં મુનિનો સમાગમ–તેના સાળા ઉદયસુંદરે કરેલું ઉપહાસ્ય–વજ્રબાહુને થયેલ સત્ય વૈરાગ્ય–તેણે લીધેલી દીક્ષા–મનોરમાને ઉદયસુંદરાદિએ પણ લીધેલી દીક્ષા–વિજયરાજાના બીજા પુત્ર પુરંદરનું રાજ્યે આવવું–તેનો પુત્ર કીર્તિધર–કીર્તિધરનો સુકોશળ–સુકોશળને બાલ્યાવસ્થામાં રાજ્યે સ્થાપી કીર્તિધરે લીધેલી દીક્ષા–કીર્તિધર મુનિનું અયોધ્યા આગમન–તેને સુકોશળની માતાએ કરેલ ઉપદ્રવ–સુકોશળને પહોંચી ખબર–તેણે લીધેલી દીક્ષા–તેની માતાનું વાઘણ થવું–પિતાપુત્રનો મુનિ તરીકે સાથે વિહાર–વાઘણનું સામે આવવું–તેણે કરેલું સુકોશળનું ભક્ષણ–તેનું ને કીર્તિધરનું મોક્ષગમન–સુકોશળની સગર્ભા સ્ત્રીને થયેલ હિરણ્યગર્ભ નામે પુત્ર–તેનો પુત્ર નઘુષ–નઘુષ રાજાને સિંહિકા રાણી ઉપર પડેલ શંકા–દાઘજ્વરના નિવારણથી તેણે કરેલું શંકાનું નિવારણ–નઘુષને સોદાસ નામે પુત્ર–તેને પડેલી નરમાંસ ભક્ષણની કુટેવ–તેથી રાજ્યભ્રષ્ટ થવું–તેના પુત્ર સિંહરથનું રાજ્યે સ્થાપન–ત્યારપછી ઘણા રાજાઓ થયા પછી થયેલ અનરણ્ય નામે રાજા–તેને અનંતરથ ને દશરથ નામે બે પુત્ર–અનરણ્ય રાજાએ સહસ્રાંશુ રાજા સાથેના સંકેતાનુસાર લીધેલી મોટા પુત્ર સહિત દીક્ષા–દશરથનું રાજ્યે આવવું–તેણે કરેલું અપરાજિતા **( કૌશલ્યા )**, **સુમિત્રા** તથા **સુપ્રભા** સાથે પાણિગ્રહણ

રાવણે નિમિત્તિયાને કરેલ પ્રશ્ન–તેણે જનકપુત્રીના નિમિત્તે દશરથ રાજાના ભાવી (થનારા) પુત્રથી બતાવેલ તેનું મરણ–નિમિત્તિયાનાં વચનને નિષ્ફળ કરવા માટે બંનેના બીજરૂપ જનક ને દશરથનો વિનાશ કરવાની વિભીષણે કરેલી પ્રતિજ્ઞા–નારદદ્વારા તે વાતની જનક તથા દશરથને પડેલી ખબર–તે બંનેનું રાજ્ય તજીને પરદેશપ્રયાણ–બંનેની લેપ્યમય મૂર્તિનું સ્થાપન–વિભીષણનું અયોધ્યા આવવું–તેણે કરેલો મૂર્તિરૂપ દશરથનો વિનાશ–જનકની ઉપેક્ષા કરીને તેનું લંકાએ પાછા જવું–ઉત્તરાપથમાં દશરથ રાજાએ કરેલ કૈકેયીનું પાણિગ્રહણ–તે પ્રસંગે થયેલું અન્ય રાજાઓ સાથે યુદ્ધ–તેમાં કૈકેયીએ બતાવેલું પરાક્રમ–દશરથ રાજાને આપેલું વરદાન–દશરથને જનક બંનેનું સ્વદેશગમન–દશરથ રાજાનો રાજગૃહનગર જીતીને રાજગૃહમાં નિવાસ–અંતઃપુરને ત્યાં તેડાવી લેવું–અપરાજિતાએ દીઠેલાં ચાર સ્વપ્ન–બળદેવ થનાર જીવનું તેની કુક્ષીમાં ઉત્પન્ન થવું–તેનો જન્મ–રાજાએ કરેલ મહોત્સવ–**રામ** નામ સ્થાપન–સુમિત્રાએ દીઠેલાં સાત સ્વપ્ન–વાસુદેવના જીવનું તેના ઉદરમાં ઉપજવું–પુત્રજન્મ–**લક્ષ્મણ** નામ સ્થાપન–બંનેનો પરસ્પર અત્યંત સ્નેહ–તેમનું પરાક્રમીપણું–દશરથને થયેલી નિર્ભયતાથી તેનું અયોધ્યામાં પાછું આવવું–કૈકેયીને થયેલ **ભરત** નામે પુત્ર–સુપ્રભાને થયેલ **શત્રુઘ્ન** નામે પુત્ર.

સીતા ને ભામંડળના પૂર્વભવનું દૃષ્ટાંત–એ બંનેના જીવનું જનક રાજાની રાણી વિદેહાના ઉદરમાં યુગલપણે ઉત્પન્ન થવું–બંનેનો જન્મ–ભામંડળના જીવના પૂર્વભવના વૈરી દેવે કરેલું તેનું જન્મતાંજ હરણ–[illegible] રથનૂપુરના ઉદ્યાનમાં મુકી દેવું–ચંદ્રગતિ વિદ્યાધરની પડેલ તેના પર દૃષ્ટિ–તેણે કરેલું ગ્રહણ–તેનું [illegible] રાણીને સોંપવું–ચંદ્રગતિએ કરેલો પુત્રજન્મનો ઉત્સવ–**ભામંડળ** નામ સ્થાપન–

પુત્રહરણથી જનક તથા વિદેહાને થયેલ શોક-પુત્રની શોધ ન મળવી-પુત્રીનુ સીતા નામ સ્થાપન-જનક રાજાને મ્લેચ્છ રાજાઓએ કરેલ ઉપદ્રવ-તેનુ દશરથ પાસે દૂત પ્રેષણ-દૂતે કહેલી હકીકત-દશરથે તેની મદદ માટે જવાની કરેલી તૈયારી-રામે કરેલો અટકાવ-રામનુ જનક રાજાની સહાય માટે જવું-તેણે કરેલો મ્લેચ્છોનો પરાજય-જનકે સીતાનું રામ પ્રત્યે કરેલ વાગ્દાન-નારદનું સીતાના આવાસમાં આગમન-સીતાને લાગેલ ભય-નારદનુ થયેલ અપમાન-તેણે સીતાનું રૂપ ચીત્રીને ભામંડળને બતાવવું-ભામંડળનો થયેલ સીતા ઉપર અત્યત રાગ-તે વાતની તેના પિતા ચંદ્રગતિને પડેલી ખબર-તેણે જનક રાજાને વિદ્યાધરદ્વારા પોતાની પામે તેડાવવો-તેની પાસે સીતાની કરેલી માગણી-જનકે વાગ્દાન કર્યા સબંધી આપેલો ઉત્તર-ચંદ્રગતિએ જનકને આપેલ બે દેવાધિષ્ઠિત ધનુષ્ય-તે ચડાવે તેને સીતા પરણાવવાની કરાવેલી પ્રતિજ્ઞા-જનકનુ મિથિલા પાછુ આવવું-વિદેહાને કરેલી વાત-તેને થયેલ ખેદ-જનકે કરેલ નિવારણ-સીતાના સ્વયંવરની તૈયારી-અનેક રાજાઓનું આવવું-રામે ચડાવેલ વજ્રાવર્ત્ત ધનુષ્ય-સીતાએ પહેરાવેલ વરમાળા-લક્ષ્મણે ચડાવેલ અર્ણવાવર્ત્ત ધનુષ્ય-વિદ્યાધરોએ તેને આપેલ ૧૮ કન્યા-ભામંડળનુ વિલખા થઇને પાછા જવું-જનકે કરેલ દશરથ રાજાને આમંત્રણ-તેનું મિથિલા આવવું-રામને સીતાનો મોટી ધામધુમ સાથે વિવાહ-દશરથનુ પુત્ર ને પુત્રવધૂ સહિત અયોધ્યા આવવું-દશરથે કરેલો સ્નાત્ર મહોચ્છવ-રાણીઓ માટે સ્નાત્રજળ મોકલવુ-કૌશલ્યાને સ્નાત્રજળ મળતા થયેલ વિલંબ-તેને થયેલ ખેદ-દશરથ રાજાનું તેની પાસે આવવું-તેણે પુછેલું ખેદનું કારણ-સ્નાત્રજળ લઇને વૃદ્ધ કંચુકીનું આવવુ-તેની વૃદ્ધાવસ્થા જોઇને રાજાને થયેલ વૈરાગ્ય-સત્યભૂતિ મુનિનુ પધારવું-દશરથ રાજાનું સપરિવાર વાદવા જવું-ચદ્રગતિનું ભામંડળ સહીત આકાશમાર્ગે ત્યાં આવવું-મુનિએ આપેલી દેશના-તેમાં પ્રસગોપાત કહેલો સીતા ને ભામડળાદિનો પૂર્વભવ-ભામડળને થયેલુ જાતિસ્મરણ-તેણે કરેલો સીતા તથા રામને નમસ્કાર-જનક તથા વિદેહાને ત્યા તેડાવવું-પરસ્પર મેળાપ-પુત્રવિયોગ સંબધી દુ ખનો નાશ-ચદ્રગતિએ ભામંડળને રાજ્ય આપીને લીધેલી દીક્ષા-ભામડળનું પોતાને નગરે ગમન-દશરથ રાજાએ પુછેલો પોતાનો પૂર્વભવ-મુનિએ પૂર્વભવ કહેતા તેમાં બતાવેલો પોતાનો તેની સાથેનો સબંધ-દશરથ રાજાને થયેલા ચારિત્ર ગ્રહણના પરિણામ-તેનું રજા લેવા માટે ઘરે આવવુ.

રાણીઓ વિગેરે પરિવારને એકત્ર કરીને દશરથ રાજાએ માગેલી રજા-ભરતે સાથે દીક્ષા લેવાનો જણાવેલો વિચાર-કૈકેયીએ પતિપુત્રનો સાથેજ વિરહ થવાનું જાણી માગેલું વરદાન-તેમાં ભરતને રાજ્ય આપવાની કરેલી માગણી-દશરથે રામચંદ્રને બોલાવીને કહેલી હકીકત-રામચંદ્રે બતાવેલી પ્રસન્નતા-ભરતે જણાવેલી અનીચ્છા-રામચંદ્રે તેને મમજાવવો-ભરતે આપેલો યોગ્ય ઉત્તર-રામે વનવાસ જવાની બતાવેલી ઇચ્છા-દશરથ રાજાની આજ્ઞા માગી રામનુ માતા પાસે આજ્ઞા લેવા જવુ-તેને થયેલો ખેદ-રામે યુક્તિપૂર્વક સમજાવવું-બીજી માતાઓને નમીને રામનું નીકળવું-સીતાએ કૌશલ્યા પામે રામ સાથે જવાની માગેલી આજ્ઞા-સીતાનુ રામની પાછળ નીકળવું-લક્ષ્મણને પડેલા ખબર-તેને થયેલ ગુસ્સો-તેનુ મનમાંજ સમજી જવુ-માતા પિતાની આજ્ઞા મેળવીને તેનું પણ રામની પાછળ નીકળવુ-દશરથ રાજાનુ પરિવાર સહિત પાછળ જવુ-રામે આગ્રહપૂર્વક પાછા વાળવા-ત્રણે જણનુ આગળ પ્રયાણ-ભરતે રાજ્ય ન સ્વીકારવાથી મંત્રીઓનું રામને પાછા લેવા આવવું-રામે આગ્રહપૂર્વક પાછા વાળવા-મંત્રીઓએ બધી હકીકતનુ કહેવું-તોપણ ભરતે કરેલો રાજ્યનો અસ્વીકાર-ભરતનું રામને પાછા વાળવા નીકળવુ-સાથે કૈકેયીનુ પણ જવું-છ દિવસે રામ પાસે પહોચવું-ભરતને કૈકેયીએ કરેલો રામ પ્રત્યે અત્યંત આગ્રહ-રામચદ્રે યુક્તિપૂર્વક સમજાવીને ત્યાંજ કરેલો ભરતને રાજ્યાભિષેક-ભરતનું અયોધ્યા પાછા જવું-દશરથ રાજાએ લીધેલી દીક્ષા-ભરતનુ ઉદાસીન વૃત્તિએ રાજ્યમાં રહેવુ-રામ લક્ષ્મણ ને સીતાનુ આગળ પ્રયાણ-ચિત્રકૂટ પર્વતને ઉલઘીને અવંતિ દેશમાં પ્રવેશ-

**સર્ગ પાંચમામાં**-અવંતિ દેશના તે પ્રદેશને ઉજ્જડ દેખીને રામે પુછેલી હકીકત-એક પુરૂષે કહેલ તેનું કારણ-તેમાં 'સિંહોદર રાજાને વજ્રકર્ણ વચ્ચે થયેલ વિરોધ-વજ્રકર્ણે ન નમવાનું કારણ-સિંહોદરે તેની નગરી તરફ કરેલ પ્રયાણ-વજ્રકર્ણે પોતાની નગરીમાં ભરાઇ રહેવું-સિંહોદરના ભયથી તે પ્રદેશનું ઉજ્જડ થવું'-કહેનાર પુરૂષને પ્રસન્ન કરી રામનુ દશાગપુર આવવું-વજ્રકર્ણે કરેલો તેમનો સત્કાર-રામની

આજ્ઞાથી લક્ષ્મણનું સિંહોદર પાસે જવું—લક્ષ્મણે કરેલું યુદ્ધ—સિંહોદરને બાંધી લઈને રામ પાસે લાવવો—રામે કરાવેલી સિંહોદર ને વજ્રકર્ણ વચ્ચે સલાહ—તેઓએ લક્ષ્મણને આપેલી કન્યાઓ—લક્ષ્મણે હાલ ત્યાંજ રહેવા દેવાનું કહેવું—આગળ પ્રયાણ—સીતા માટે પાણી લેવા લક્ષ્મણનું જવું—કુબેરપુરના રાજા સાથે મેળાપ—તેણે રામ સીતાને ત્યાં તેડી જવા—કુબેરપુરના રાજાનું સ્ત્રીના વેશે એકાંતે રામચંદ્રને મળવું—રામચંદ્રે પુરુષવેશે રહેવાનું પુછેલું કારણ—કલ્યાણમાળાએ કહેલો પોતાનો પૂર્વ વૃત્તાંત—પોતાના પિતા વાલિખિલ્યને મ્લેચ્છ પાસેથી છોડાવવાની કરેલી પ્રાર્થના—રામે કરેલો સ્વીકાર—નર્મદા ઉતરીને રામે કરેલો વિંધ્યાટવીમાં પ્રવેશ—મ્લેચ્છ રાજાએ સીતાને પકડી લેવા સૈનિકોને કરેલો હુકમ—લક્ષ્મણના માત્ર સિંહનાદથી ભય પામીને મ્લેચ્છ રાજાનું રામ પાસે આવવું—તેણે કહેલું પોતાનું પૂર્વ વૃત્તાંત—તે કાક પલ્લીપતિ પાસેથી વાલિખિલ્ય રાજાને છોડાવવો—તેને કુબેરપુર મોકલવો—રામચંદ્રનું આગળ પ્રયાણ—તાપી ઉતરીને અરુણ ગ્રામે આવવું—અગ્નિહોત્રી કપિલ બ્રાહ્મણને ઘેર પાણી પીવા જવું—કપિલની સ્ત્રી સુશર્માએ કરેલો સત્કાર—કપિલે કરેલું અપમાન—ત્યાંથી આગળ ચાલતાં વર્ષા ઋતુનું બેસવું—એક અરણ્યમાં પ્રવેશ—વડવૃક્ષ નીચે ચતુર્માસ રહેવાનો કરેલો વિચાર—તે વડવૃક્ષના અધિષ્ઠાયક યક્ષનું પોતાના સ્વામી ગોકર્ણ યક્ષ પાસે ગમન—તેણે કહેલી હકીકત—ગોકર્ણ યક્ષે રામભદ્રાદિને ઓળખીને ત્યાં વિકુર્વેલી મોટી રામપુરી નામે નગરી—ગોકર્ણે કરેલી રામ પ્રત્યે પ્રાર્થના—રામચંદ્રનું ત્યાં ચતુર્માસ રહેવું—કપિલ બ્રાહ્મણનું તે તરફ આવવું—નવીન નગરી જોઈને તેણે પુછેલી હકીકત—તેનો નગરીમાં પ્રવેશ—મુનિ સમાગમથી તેણે અંગીકાર કરેલું શ્રાવકપણું—ઘરે જઈને સુશર્માને કહેલ હકીકત—તેનું પણ શ્રાવિકા થવું—બંનેનું દ્રવ્યાર્થે રામપુરીમાં આવવું—લક્ષ્મણને દેખતાં કપિલને ઉપજેલ ભય—રામે ભય નિવારી દ્રવ્ય આપવાવડે ઉપજાવેલી સંતુષ્ટતા—કપિલે લીધેલી દીક્ષા—વર્ષાઋતુ ઉતરતાં રામચંદ્રે પ્રયાણનો કરેલો વિચાર—યક્ષે આભૂષણાદિ વડે કરેલો વિશેષ સત્કાર—રામભદ્રનું પ્રયાણ—યક્ષે કરેલું નગરીનું વિસર્જન.

રામાદિકનું વિજયપુરના ઉદ્યાનમાં આવવું—ત્યાંના રાજાની પુત્રી વનમાળાનું ગળે ફાંસો ખાવા ત્યાંજ આવવું—તેણે પ્રગટ કરેલ કારણ—લક્ષ્મણે કરેલ નિવારણ—વનમાળાનું રામચંદ્ર પાસે આવવું—લક્ષ્મણે કહેલી તેની હકીકત—વનમાળાની તેના પિતાએ કરેલી શોધ—અનુક્રમે મહીધર રાજાનું ત્યાં આવવું—લક્ષ્મણને જોતાંજ પડેલી ઓળખાણ—આગ્રહપૂર્વક રામચંદ્રાદિને નગરમાં લઈ જવા—મહીધર રાજા પાસે નંદ્યાવર્તપુરના અતિવીર્ય રાજાનો આવેલો દૂત—તેણે ભરતને જીતવા માટે મહીધર રાજાની માગેલી સહાય—મહીધર રાજાને રોકીને રામચંદ્રનું સૈન્ય સાથે ત્યાં જવું—ક્ષેત્રાધિષ્ઠિત દેવે કરેલું આખા સૈન્યનું સ્ત્રીપણું—અતિવીર્યને તે જોઈને ચડેલો કોપ—લક્ષ્મણે અતિવીર્યને બાંધી લેવા—સીતાએ છોડાવવો—ભરતની સેવા કરવાની કરાવેલી કબુલાત—ક્ષેત્રદેવે હરી લીધેલું સ્ત્રીપણું—અતિવીર્યને પડેલી ઓળખાણ—તેણે કરેલી ક્ષમા—માનભ્રંશથી અતિવીર્યને થયેલ વૈરાગ્ય—તેણે લીધેલી દીક્ષા—અતિવીર્યના પુત્ર વિજયરથનું ભરત પાસે જવું—અતિવીર્ય મુનિનું ત્યાં આવવું—ભરતે તેમને ખમાવવું—રામાદિકનું નંદ્યાવર્તપુરથી વિજયપુર પાછા આવવું—રામચંદ્રે મહીધર રાજાની માગેલી રજા—વનમાળાનો પરણીને સાથે જવા માટેનો આગ્રહ—લક્ષ્મણે સાથે ન લેવાનું બતાવેલ કારણ—તેને વિશ્વાસ આપવા લક્ષ્મણે લીધેલા રાત્રિભોજનના પાપ સંબંધી શપથ—રામચંદ્રાદિનું આગળ પ્રયાણ—

તેમનું ક્ષેમાંજલી નગરીના ઉદ્યાનમાં આવવું—લક્ષ્મણે સાંભળેલી ઉદ્ઘોષણા—તેનું રાજસભામાં જવું—તેણે ઝીલેલા પાંચ પ્રહાર—જિતપદ્મા રાજપુત્રીએ કરેલું વરમાળાનું આરોપણ—રાજાએ કરેલી રામચંદ્રાદિની ભક્તિ—ત્યાંથી આગળ પ્રયાણ—વંશશૈલ પર્વતના વંશસ્થળ નગરમાં આવવું—ત્યાંના લોકોને કંપાયમાન જોઈને પૂછેલું કારણ—રામચંદ્રાદિનું પર્વતપર ચડવું—ત્યાં બે મુનિઓની પાસે તેમણે કરેલું ગીત ગાન ને નૃત્ય—અનલપ્રભદેવે મુનિને કરવા માંડેલ ઉપસર્ગ—રામ લક્ષ્મણનું તેના નિવારણ માટે ઉઠવું—દેવનું નાસી જવું—મુનિને થયેલ કેવળજ્ઞાન—દેવોએ કરેલો તેનો મહિમા—રામચંદ્રે પૂછેલ ઉપસર્ગનું કારણ—કુળભૂષણ મુનિએ કહેલો પોતાનો, દેશભૂષણ મુનિનો તથા ઉપસર્ગ કરનાર દેવનો પૂર્વભવ—પ્રાંતે કહેલ ગરુડપતિ મહાલોચન દેવની હકીકત—તે દેવે બતાવેલી રામચંદ્રાદિપર પ્રસન્નતા—વંશસ્થળના રાજાનું ત્યાં આવવું—તે પર્વતની રામગિરી તરીકે પ્રસિદ્ધિ—રામચંદ્રનું આગળ

લંકામાં ખરદૂષણના મરણથી થયેલો શોક–રાવણે ચંદ્રણખાને આપેલી આશા–રાવણનું કામાગ્નિથી સંતપ્તપણું–મંદોદરીનું તેના આગ્રહથી સીતા પાસે સમજાવવા આવવું–સીતાએ કહેલાં કર્કશ વચનો–રાવણનું ત્યાં આવવું–સીતાએ તેને આપેલો કર્કશ ઉત્તર–રાવણે સીતાને કરેલ ઉપસર્ગો–સીતાનું સ્થિર રહેવું–વિભીષણને પડેલી બધી ખબર–તેનું સીતા પાસે આવવું–સીતાએ કહેલી બધી હકીકત–વિભીષણનું રાવણ પાસે આવવું–તેણે કહેલાં હિત વચનો–રાવણે ન માનવું–રાવણનું સીતા પાસે આવવું–સીતાને લઈને પુષ્પક વિમાનમાં ફેરવવી–પોતાની ઋદ્ધિ બતાવવી–સીતાએ ધારણ કરેલ મૌન–વિભીષણે મંત્રીઓને બોલાવવા–તેની સાથે કરેલ વિચાર–

સીતાના વિરહથી રામચંદ્રની દુઃખાવસ્થા–લક્ષ્મણનું આશ્વાસન–લક્ષ્મણે સુગ્રીવને કરેલી સીતાશોધની તીવ્ર પ્રેરણા–તેણે શોધ માટે મોકલેલા વિદ્યાધરો–ભામંડળ ને વિરાધનું રામ પાસે આવવું–સુગ્રીવનું જાતે શોધવા નીકળવું–તેને મળેલો રત્નજટી વિદ્યાધર–તેણે આપેલા સીતાના સમાચાર–રામચંદ્રે સુગ્રીવાદિને પુછેલ લંકાની હકીકત–તેઓએ બતાવેલી રાવણને જીતવાની નિરાશા–રામ લક્ષ્મણે બતાવેલ જુસ્સો–જાંબવાન વિદ્યાધરે કોટીશિલા ઉપાડવાથી ખાત્રી થવાની કહેલી હકીકત–લક્ષ્મણે કોટીશિલા ઉપાડવી–સર્વને થયેલી ખાત્રી–બધાનું કિષ્કિંધા આવવું–રાવણ પાસે દૂત મોકલવાનો થયેલ નિર્ણય–તેવી શક્તિવાળા હનુમાનને સુગ્રીવે યાદ કરવો–હનુમાનનું ત્યાં આવવું–સુગ્રીવે પાડેલી ઓળખાણ–હનુમાને પ્રકાશેલ પરાક્રમ–રામચંદ્રે માત્ર સીતાને સંદેશો પહોંચાડવા માટે તેને મોકલવો–હનુમાનનું લંકા તરફ પ્રયાણ–માર્ગમાં પોતાના માતામહ મહેંદ્રરાજા સાથે કરેલ યુદ્ધ–મહેંદ્રનું હારી જવું–હનુમાને તેમને રામચંદ્ર પાસે જવા કહેવું–હનુમાનનું આગળ ચાલવું–માર્ગમાં ત્રણ કન્યાઓને ઉપસર્ગ થતો દેખી હનુમાને કરેલું તેનું નિવારણ–કન્યાઓએ કહેલી પોતાની હકીકત–હનુમાને આપેલા તેમને રામચંદ્રના સમાચાર–કન્યાઓને લઈને તેમના પિતાનું રામચંદ્ર પાસે જવું–હનુમાનનું લંકા પહોંચવું–હનુમાને કરેલો શાળિકાવિદ્યા, વજ્રમુખ રાક્ષસ તથા લંકાસુંદરીનો પરાજય–લંકાસુંદરીનું હનુમાન સાથે પરણવું–રાત્રિનું વર્ણન–તે રાત્રિ હનુમાનનું લંકાસુંદરી સાથે રહેવું–પ્રભાતનું વર્ણન–હનુમાનનું વિભીષણ પાસે આવવું–તેમનો પરસ્પર વાર્તાલાપ–હનુમાનનું સીતા પાસે ઉદ્યાનમાં આવવું–સીતાની સ્થિતિ–હનુમાને ઉપરથી નાખેલી રામની નામાંકિત મુદ્રિકા–તે જોતાં સીતાને થયેલ હર્ષ–તે જોઈને ત્રિજટા રાક્ષસીએ રાવણને કરેલી વાત–તેણે મંદોદરીને મોકલવી–મંદોદરીનાં સીતા પ્રત્યેનાં નમ્ર વચનો–સીતાએ કરેલી તેની નિર્ભર્ત્સના–મંદોદરીનું પાછા જવું–હનુમાનનું પ્રગટ થવું–તેણે કહેલો રામચંદ્રનો સંદેશો ને હકીકત–સીતાએ એંધાણી તરીકે ચુડામણિ આપી સત્વર જતા રહેવાની આપેલી સલાહ–હનુમાને પરાક્રમ બતાવવાનો જણાવેલો વિચાર–હનુમાનનું દેવરમણ ઉદ્યાનને ભગ્ન કરવું–રાક્ષસોનું દોડી આવવું–રાવણ પાસે ગયેલી ફર્યાદ–તેણે અક્ષકુમારને મોકલવો–અક્ષકુમારનું હનુમાનને હાથે મરણ–ઇંદ્રજિતનું આવવું–તેની સાથેના યુદ્ધમાં હનુમાનનું નાગપાસે બંધાવું–તેને રાવણની સભામાં લઈ જવો–રાવણનાં મદ ભરેલાં વચનો–હનુમાનનો ઉત્તર–રાવણને ઉપદેશ દેવો–હનુમાનનું નાગપાસને ત્રોડી રાવણના મુગટને ચૂર્ણ કરી ચાલી નીકળવું–રામચંદ્ર પાસે આવવું–તેણે કહેલી તમામ હકીકત–તેથી રામચંદ્રને થયેલ નિવૃત્તિ–લંકા તરફ જવાનો નિર્ણય–

સર્ગ સાતમામાં–રામચંદ્રનું અનેક વાનર વિદ્યાધરો સહિત લંકા તરફ આકાશમાર્ગે પ્રયાણ–માર્ગમાં વેલંધરપુરના સમુદ્ર ને સેતુ રાજાને, સુવેલગિરિના સુવેલ રાજાને અને હંસદ્વીપના હંસરાજાને જીતવા–આઠ દિવસ હંસદ્વીપમાં રહેવું–લંકામાં પહોંચી ખબર–યુદ્ધની તૈયારી–રાવણે વગડાવેલાં રણવાજિંત્ર–વિભીષણનું રાવણ પાસે આવવું–તેણે આપેલી હિતશિક્ષા–તેનો ઇંદ્રજિતે આપેલો કર્કશ ઉત્તર–વિભીષણે તેના પ્રત્યુત્તરમાં કહેલાં સખ્ત વચનો–તેથી રાવણે ખડ્ગ ખેંચીને વિભીષણને મારવા દોડવું–વિભીષણનું સામે થવું–કુંભકર્ણાદિકે કરેલું નિવારણ–રાવણે કરેલો વિભીષણનો તિરસ્કાર–વિભીષણનું રામ પાસે આવવા નીકળવું–તેની સાથે આવેલું ત્રીસ અક્ષૌહિણી સૈન્ય–પ્રથમ જાસૂસ મોકલીને રામભદ્રને જણાવેલ ખબર–રામચંદ્રે સુગ્રીવાદિ સાથે કરેલો વિચાર–વિભીષણનું રામચંદ્ર પાસે આવવું–તેનાં વચનો–રામચંદ્રે લંકાનું રાજ્ય તેને આપવાની કરેલી પ્રતિજ્ઞા–

હંસદ્વીપથી લંકા તરફ પ્રયાણ–વીશ યોજન પૃથ્વીમાં રામચંદ્રે કરેલો પડાવ–રાવણનું અસંખ્ય અક્ષૌહિણી સેના સાથે યુદ્ધ કરવા નીકળવું–યુદ્ધની શરૂઆત–નળ ને નીલવાનરે હસ્ત ને પ્રહસ્ત રાક્ષસનો કરેલો દેહાંત–રાક્ષસવીરોએ વાનરવીરોનો કરેલો વિનાશ–**બીજો દિવસ**–હનુમાન ને વાળી રાક્ષસનું યુદ્ધ–બીજા અનેક રાક્ષસોનો તેણે કરેલો પરાજય ને વિનાશ–કુંભકર્ણનું યુદ્ધભૂમિમા આવવું–કુંભકર્ણ ને સુગ્રીવનું યુદ્ધ–સુગ્રીવે નાખેલ વિદ્યુત અસ્ત્ર–તેથી કુંભકર્ણનુ મૂર્છિત થવું–ઇંદ્રજિતનું યુદ્ધક્ષેત્રમા આવવુ–તેની સાથે સુગ્રીવ અને મેઘવાહન સાથે ભામંડળનું યુદ્ધ–સુગ્રીવ ને ભામંડળનું નાગપાશથી બંધાઈ જવું–કુંભકર્ણે સાવધ થઈને હનુમાનપર કરેલો ગદાનો પ્રહાર–હનુમાનનું મુર્છિત થવું–તેને ઉપાડીને કુંભકર્ણનુ પાછા વળવું–વિભીષણે તે ત્રણેને પાછા લાવવાનો બતાવેલો વિચાર–અંગદનું કુંભકર્ણને પાછા વાળવું–તેની ગફલતથી હનુમાનનુ છુટી જવું–ઇંદ્રજિત ને મેઘવાહન પાછળ વિભીષણનું યુદ્ધ કરવા જવું–સુગ્રીવ તથા ભામંડળને નાગપાશથી બધાયલા મુકી દઇ તેમનું જતાં રહેવુ–મહાલોચન દેવનું પ્રગટ થવું–રામલક્ષ્મણને તેણે આપેલ શસ્ત્રાસ્ત્રો, રથ તથા વિદ્યા–લક્ષ્મણના ગરૂડ વાહનને જોતાંજ સુગ્રીવ ને ભામંડળના નાગપાશનુ તુટી જવુ–સૌને થયેલો આનંદ–**ત્રીજો દિવસ**–રાવણનુ રણભૂમિમાં આવવુ–તેની સામે વિભીષણે જવુ–પરસ્પર વાર્તાલાપ–વિભીષણે આપેલી શિખામણ–રાવણે કરેલો તેનો અનાદર–પરસ્પર યુદ્ધની શરૂઆત–રામલક્ષ્મણાદિનુ કુંભકર્ણ તથા ઇંદ્રજિતાદિ સાથે યુદ્ધ–કુંભકર્ણ, ઇંદ્રજિત ને મેઘવાહનાદિનુ નાગપાશથી બધાઈ જવું–તેને રામની છાવણીમાં લઇ જવા–તેથી રાવણને ચડેલ ક્રોધ–રાવણે વિભીષણ ઉપર ફેકેલ ભયકર ત્રિશળ–લક્ષ્મણે કરેલો તેનો અધરજ વિનાશ–રાવણે હાથમાં લીધેલી અમોઘવિજયા શક્તિ–રામના વચનથી લક્ષ્મણનુ વિભીષણની આગળ થવુ–રાવણે લક્ષ્મણ ઉપર શક્તિ નાખવી–તેના પ્રહારથી લક્ષ્મણને પ્રાપ્ત થયેલ મૂર્છા–રામચંદ્રનું રાવણ સાથે યુદ્ધ કરવા આવવુ–રાવણનુ ચાલ્યા જવુ–લક્ષ્મણની મૂર્છાથી રામના સૈન્યમાં થયેલ હાહાકાર–સૂર્યનુ અસ્ત પામવું–રામચંદ્રનું મૂર્છિત થવુ–સાવધ થતાં તેનો વિલાપ–સુગ્રીવ વિગેરેએ સમજાવવું–રાત્રિ વીત્યા અગાઉ લક્ષ્મણની મૂર્છા દૂર કરવાની બતાવેલી જરૂરીઆત–સાત કિલ્લા કરીને વચ્ચે લક્ષ્મણને રાખવા–સીતાને પડેલી તે હકીકતની ખબર–તેને થયેલ અત્યત શોક–તેનો વિલાપ–એક વિદ્યાધરીએ વિદ્યાબળથી લાવી શુભ હકીકત કહીને કરેલું તેનુ નિવારણ–રાવણને થતો હર્ષ ને શોક–

રામના સૈન્યમાં એક વિદ્યાધરનું ભામંડળ પાસે આવવું–તેને રામ પાસે લઇ જવો–તેણે કહેલી પોતાને થયેલા શક્તિપ્રહારના નિવારણની હકીકત–તેમાં વિશલ્યાના સ્નાનજળની બતાવેલી મહત્વતા–વિશલ્યાનુ સ્નાનજળ લાવવાનો થયેલો નિર્ણય–ભામડળાદિનુ તે કાર્ય માટે ભરત પાસે આવવું–ભરતનું તેની સાથે જવું–તેણે દ્રોણમેઘ રાજા પાસે કરેલી લક્ષ્મણ માટે વિશલ્યાની માગણી–તેણે એક હજાર કન્યા સાથે વિશલ્યાનુ કરેલ વાગ્દાન–તેને લઇને ભામંડળાદિનુ રામચદ્ર પાસે આવવું–વિશલ્યાના કરસ્પર્શથી લક્ષ્મણના દેહમાથી શક્તિનું નીકળી જવું–તેણે કહેલી પોતાની હકીકત–લક્ષ્મણનુ સાવધ થવું–આખા સૈન્યમાં થયેલો હર્ષ–વિશલ્યા સાથે લક્ષ્મણનો તેજ રાત્રિએ વિવાહોત્સવ–

રાવણે સાંભળેલા લક્ષ્મણ સાવધ થયાના ખબર–તેણે મંત્રીઓ સાથે કરેલો વિચાર–મંત્રીઓની સલાહ રાવણને ન રૂચવી–રાવણે રામ પાસે મોકલેલો દૂત–તેની સાથે રામલક્ષ્મણની વાતચિત–તેને ગળે પકડીને વાનરોએ કાઢી મુકવો–દૂતે રાવણને કહેલી બધી હકીકત–મંત્રીઓએ ફરીને રાવણને આપેલી યોગ્ય સલાહ–રાવણને તે પણ ન રૂચવી–બહુરૂપા વિદ્યા સાધવાનો રાવણે કરેલો વિચાર–શાંતિનાથના ચૈત્યમાં વિદ્યા સાધવા જવું–તેણે કરેલી શાંતિનાથની **સ્તુતિ**–બહુરૂપાવિદ્યા સાધવા બેસવું–લંકામાં આઠ દિવસનો ફેરવેલો અમારી પડહ–રાવણને ચળાવવા અંગદાદિનું ત્યાં આવવું–તેણે કરેલ ઉપસર્ગ–રાવણનું સ્થિર રહેવું–વિદ્યાનું સિદ્ધ થવું–રાવણને વધેલું અભિમાન–તેનું સીતા પાસે આવવું–રાવણે 'બળાત્કાર કરીશ' એમ કહેવું–સીતાએ કરેલી સાગારી અનશનની પ્રતિજ્ઞા–રાવણને આવેલ સવળો વિચાર–અભિમાને કરેલું તેનું રોકાણ–પ્રાત કાળે અપશુકન થયા છતાં રાવણનું યુદ્ધ માટે નીકળવું–

યુદ્ધ સબધી **ચોથો દિવસ**–પરસ્પર મહાન્ યુદ્ધ–લક્ષ્મણનું બળ જોઇ રાવણને પડેલી પોતાના જયમા શંકા–તેણે કરેલું બહુરૂપાવિદ્યાનુ સ્મરણ–તેથી થયેલાં રાવણના ઘણા રૂપો–લક્ષ્મણે એકરૂપે

પણ તેને બાણુના પ્રહારોવડે અકળાવી દેવો–રાવણે સભાગેલુ ચક્ર–લક્ષ્મણપર ચક્રનુ મુકવું–તેનું લક્ષ્મણ પાસેજ રહેવું–રાવણને થયેલી મુનિના વચનની ખાત્રી–વિભીષણે પ્રતિ પણ આપેલી શિખામણ–રાવણનો મૃત્યુસૂચક ગર્વ–લક્ષ્મણે ચક્રવડે કરેલો રાવણનો વિનાશ–તેનું ચોથા નરકમા ઉત્પન્ન થવું–લક્ષ્મણનો થયેલો જય–તેના સૈન્યમા ઉપજેલો હર્ષ–

**સર્ગ આઠમામાં**–રાક્ષસસૈન્યને વિભીષણે આપેલ આશ્વાસન–વિભીષણને થયેલ બંધુના મરણનો શોક–રામલક્ષ્મણે આપેલ ધીરજ–કુંભકર્ણાદિને છોડી દેવા–રાવણને કરેલો અગ્નિસંસ્કાર ને જળાંજળિ–કુંભકર્ણાદિને તેનું રાજ્ય કરવા રામચંદ્રે કહેવુ–કુંભકર્ણાદિએ બતાવેલ દીક્ષાગ્રહણનો વિચાર–કેવળજ્ઞાની મુનિનો સમાગમ–રામલક્ષ્મણ ને કુંભકર્ણાદિનું તેમની પાસે જવુ–ઇંદ્રજિત ને મેઘવાહને પૂછેલા પોતાના પૂર્વભવ–મુનિએ કહેલું તેમના પૂર્વભવનું વૃત્તાંત–ઇંદ્રજિત, મેઘવાહન, કુંભકર્ણ ને મંદોદરીએ લીધેલી દીક્ષા–રામચંદ્રાદિનો લંકામા પ્રવેશ–દેવરમણ ઉદ્યાનમાં જવુ–ત્યા સીતાને દેખવાથી થયેલ આનંદ–લક્ષ્મણાદિકે સીતાને કરેલ નમસ્કાર–સીતાએ આપેલ આશિષ–સીતાને લઇને રામચંદ્રનુ રાવણના મહેલમાં આવવું–ત્યાં કરેલી શાંતિનાથજી પરમાત્માની પૂજા–વિભીષણના આગ્રહથી સૌનુ તેને ઘેરે જવું–તેણે કરેલો સત્કાર–રામે કરેલો લંકાના રાજ્ય ઉપર વિભીષણનો અભિષેક–પૂર્વે વનવાસમાં કબુલ કરેલી કન્યાઓનું ત્યાં આવવું–રામલક્ષ્મણે કરેલ પાણિગ્રહણ–રામલક્ષ્મણાદિનુ છ વર્ષ લંકામા રહેવું–ઇંદ્રજિત, મેઘવાહન ને કુંભકર્ણનુ મોક્ષગમન–

અયોધ્યામાં રામલક્ષ્મણની માતાઓને થતો પુત્રવિયોગજન્ય શોક–નારદનુ ત્યા આવવુ–કૌશલ્યાદિએ કહેલ શોકનું કારણ–નારદે ખબર લાવવાની આપેલી કબુલાત–તેનું રામચંદ્ર પાસે આવવુ–નારદના કથનથી રામલક્ષ્મણને માતા પાસે જવાની થયેલી ઉત્સુકતા–તેમણે વિભીષણ પાસે માગેલી રજા–વિભીષણે અયોધ્યાને શણગારવી–નારદે માતાઓને આપેલા ખબર–રામલક્ષ્મણનુ માતા પાસે જવા લંકાથી નીકળવુ–ભરત ને શત્રુઘ્નનું સામે આવવુ–પરસ્પર મેળાપ–અયોધ્યામા પ્રવેશ–માતાઓ પાસે જઇ પગે લાગવુ–તેમને થયેલ હર્ષ–અયોધ્યામા ઉત્સવ–

ભરતે દીક્ષા લેવા માટે રામચંદ્રની માગેલી આજ્ઞા–રામે આપેલો ઉત્તર–સીતા વિશલ્યાદિ સાથે ભરતનું જળક્રીડા કરવા જવું–ભુવનાલંકાર હાથીનુ મદોન્મત્ત થઇ છુટી જવુ–ભરતને જોઇને તેનુ નિર્મદ થવુ–દેશભૂષણ કુળભૂષણ મુનિનુ આગમન–રામચંદ્રાદિનું વાંદવા જવુ–ભુવનાલંકાર હાથીનું ભરતને જોઇ નિર્મદ થવાનું પૂછેલુ કારણ–મુનિએ કહેલો ભરતને ભુવનાલંકારનો પૂર્વભવ–તે સાંભળી ભરતને થયેલ વિશેષ વૈરાગ્ય–તેણે લીધેલી એક હજાર રાજાઓ તથા કૈકેયી માતા સાથે દીક્ષા–તે સર્વેનું તથા કૈકેયીનુ મોક્ષગમન–ભુવનાલંકાર હાથીનું અનશન કરી બ્રહ્મ દેવલોકમાં દેવ થવુ–

સર્વ રાજાઓએ મળી લક્ષ્મણને કરેલ રાજ્યાભિષેક–આઠમા વાસુદેવ તથા બળદેવપણે પ્રસિદ્ધિ–રાજ્યની પ્રતિપાલના–રામે વહેંચી આપેલાં રાજ્ય–શત્રુઘ્નને પૂછતા તેણે મથુરાની કરેલી માગણી–તેનો બહુ આગ્રહ હોવાથી રામે ત્યાં જવાની આપેલી રજા–સાથે આપેલ સહાયક શસ્ત્રાસ્ત્રો–શત્રુઘ્નનું મથુરા પાસે આવવુ–'મધુ નગર બહાર છે ને ત્રિશૂળ શસ્ત્રાગારમા છે' એવા ખબર મેળવી શત્રુઘ્ને કરેલો મથુરામાં પ્રવેશ–મધુને નગરમાં આવતાં રોકવો–મધુના પુત્રનુ મૃત્યુ–મધુ સાથે શત્રુઘ્નનું યુદ્ધ–ત્રિશૂળની ગેરહાજરીથી મધુનો થયેલો પરાજય–તેને થયેલ સદ્વિચાર–તેનું ભાવચારિત્રીપણે મૃત્યુ–ત્રીજા દેવલોકમાં ઉપજવુ–ત્રિશૂળનુ ચમરેંદ્ર પાસે જવુ–પોતાના મિત્ર મધુનું મરણ જાણી ચમરેંદ્રનું કોપાયમાન થવું–તેણે મથુરા ઉપર અનેક પ્રકારના વ્યાધિઓ ફેલાવવા–કુળદેવતાઓએ શત્રુઘ્નને આપેલા તે સમાચાર–શત્રુઘ્નનું રામ લક્ષ્મણ પાસે આવવુ–દેશભૂષણ કુળભૂષણ મુનિનું ત્યાં પધારવુ–રામચંદ્રે શત્રુઘ્નને મથુરાપર પ્રીતિ થવાનું પૂછેલ કારણ–મુનિએ કહેલ શત્રુઘ્ન તથા કૃતાંતવદન સેનાપતિનો પૂર્વભવ–સપ્તર્ષિવત સાત મુનિઓનું મથુરા પાસે ગુફામાં રહેવાથી ચમરેંદ્રે વિકુર્વેલ વ્યાધિઓનુ દૂર થવુ–સપ્તર્ષિના ગમનાગમનની હકીકત–સપ્તર્ષિના પ્રભાવે પોતાનો દેશ નિરોગી થયાના ખબર જાણી શત્રુઘ્નનુ મથુરા આવવુ–સપ્તર્ષિને વંદન કરી કરેલો આગ્રહ–તેમને કહેલો મુનિનો આચાર–વ્યાધિના ઉપદ્રવના નિવારણ માટે બતાવેલો ઉપાય–શત્રુઘ્ને ઘેર ઘેર પ્રતિમાઓ સ્થાપેલાં જિનબિંબો–સપ્તર્ષિની પ્રતિમાની સ્થાપના–

રામલક્ષ્મણનું નારદની પ્રેરણાથી વૈતાઢ્યની દક્ષિણ શ્રેણીપર આવવું—ત્યાં શ્રીદામા ને મનોરમાનું કરેલું પાણિગ્રહણ—દક્ષિણશ્રેણીને જીતી લેવી

લક્ષ્મણને ૧૬૦૦૦ રાણીઓ—આઠ પટ્ટરાણી—અઢીસો પુત્ર—આઠ મુખ્ય પુત્રો—રામચદ્રને ચાર રાણી—સીતાને આવેલ સ્વપ્ન—બે ઉત્તમ જીવોનુ તેના ગર્ભમાં ઉત્પન્ન થવું—શોકોને થયેલી તેની ઇર્ષા—તેણે ફેલાવેલી પ્રપંચજાળ—નગરમાં સીતાના અપવાદનો દાસીઓદ્વારા કરેલો પ્રસાર—સીતાનુ રામચદ્ર સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવા જવુ—સીતાનુ ફરકેલુ દક્ષિણ નેત્ર—તેથી ઉપજેલ ચિંતા ને ખેદ—રામચદ્રે કરેલ નિવારણ ને બતાવેલ ઉપાય—સીતાની જિનપૂજાને મુનિદાનમા વિશેષ પ્રવૃત્તિ—

રાજપુરૂષોએ રામચંદ્રને સીતાના અપવાદની કહેલી હકીકત—રામચદ્રનુ એકલા શહેરમા ફરવા નીકળવું—તેણે પણ સાંભળેલ સ્થાનેસ્થાને સીતાનો અપવાદ—રામે સીતાનો ત્યાગ કરવાનો બતાવેલો વિચાર—લક્ષ્મણે આપેલ યોગ્ય જવાબ—રામે કરેલી તેની ઉપેક્ષા—કૃતાંતવદન સેનાપતિને સીતાને વનમાં તજી આવવાની કરેલી આજ્ઞા—લક્ષ્મણને થયેલ શોક—કૃતાંતવદનનુ સીતાને લઇને અરણ્યમાં જવું—તેણે દુઃખિત હૃદયે સીતાને કહેલી હકીકત—સીતાને થયેલ પારાવાર ખેદ—તેનું મૂર્છિત થવુ—સાવધ થવુ—તેણે રામચંદ્ર પ્રત્યે કહેવરાવેલ સદેશો—કૃતાંતવદનનુ સીતાને તજીને પાછા ફરવું—

**સર્ગ નવમામાં**—સીતાનું વનમા આગળ ચાલવુ—ત્યાં વજ્રજંઘ રાજાનું આવવુ—સીતાને લાગેલો ભય—વજ્રજંઘના મત્રીએ સીતાને કહેલી હકીકત—સીતાએ કહેલુ પોતાનુ વૃત્તાંત—વજ્રજંઘ રાજાએ બહેન તરીકે પોતાને ત્યાં આવવા કરેલો આગ્રહ—સીતાનો સ્વીકાર—તેનુ પુંડરીકપુર જવુ—

કૃતાંતવદનનુ રામ પાસે આવવુ—સીતાનો સદેશો કહેવો—તે સાંભળી રામચદ્રને થયેલ પારાવાર પશ્ચાત્તાપ—લક્ષ્મણના વચનથી સીતાને શોધવા રામચદ્રનું અરણ્યમા આવવુ—સીતાનો પત્તો ન લાગવાથી થયેલ વિશેષ ખેદ—અયોધ્યા પાછા આવવું—

સીતાને થયેલ બે પુત્રનો પ્રસવ—તેનાં **અનંગલવણ** ને **મદનાંકુશ** નામસ્થાપન—તેમની વયવૃદ્ધિ—સિદ્ધાર્થ નામના સિદ્ધપુત્રનું ત્યાં આવવુ—સીતાએ આગ્રહપૂર્વક પુત્રોને અધ્યયન કરાવવા માટે રોકવા—તેનું રહેવું—લવણાંકુશે કરેલુ સર્વ કળાઓનુ અધ્યયન—યૌવનવયની પ્રાપ્તિ—લવણ સાથે વજ્રજંઘ રાજાની પુત્રીનો વિવાહ—અંકુશ માટે પૃથુરાજાની પુત્રીની કરેલી માગણી—તેણે અપ્રગટ વશવાળા કહીને કરેલ અસ્વીકાર—વજ્રજંઘે કરેલી તેનાપર ચડાઇ—પાછળથી પુત્રોને મદદ માટે બોલાવવા—સાથે લવણાંકુશનુ પણ જવું—લવણાંકુશે બતાવેલ પરાક્રમ—પૃથુરાજાએ કરેલી કન્યા આપવાની કબુલાત—નારદનું ત્યા આવવું—વજ્રજંઘે પૃથુરાજાને જણાવવા પુછેલી લવણાંકુશની વંશોત્પત્તિ—નારદે કહેલું તેમના વંશાદિનું વૃત્તાત—લવણાંકુશે રામલક્ષ્મણ પાસે જવાની બતાવેલી ઇચ્છા—અંકુશે કરેલુ પૃથુરાજાની પુત્રીનું પાણિગ્રહણ—ત્યાથી પુંડરીકપુર આવવા નીકળવુ—માર્ગે ઘણા રાજાઓને જીતીને સાથે લેવા—પુંડરીકપુર આવવુ—સીતાએ આપેલી આશિષ—લવણાંકુશે અયોધ્યા તરફ જવાનો બતાવેલો આગ્રહ—સીતાએ કહેલી રામલક્ષ્મણના પરાક્રમની હકીકત—લવણાંકુશનુ મોટા સૈન્ય સાથે અયોધ્યા તરફ પ્રયાણ—અયોધ્યા નજીક આવતા રામલક્ષ્મણને પડેલી ખબર—તેમનુ યુદ્ધ કરવા નીકળવું—

ભામડળનુ સીતાના ત્યાગની ખબર સાભળી સીતા પાસે આવવું—સીતાએ કહેલ હકીકત—ભામડળનું સીતાને લઇને લવણાંકુશની છાવણીમાં આવવું—ભામડળની સીતાએ પાડેલી ઓળખાણ—ભામડળે યુદ્ધ કરવાની કહેલી ના—ભાણેજોનો ઉત્તર—યુદ્ધની શરૂઆત—ભામડળને દેખી સુગ્રીવે કરેલી પૃચ્છા—તેણે કહેલી હકીકત—સુગ્રીવાદિનુ સીતા પાસે આવવું—લવણાંકુશે રામચદ્રના સૈન્યમા પાડેલુ ભગાણુ—રામલક્ષ્મણનું યુદ્ધ કરવા આગળ આવવુ—તેની સામે લવણાંકુશનું થવું—ચારેનું પરસ્પર યુદ્ધ—લવણાંકુશના પરાક્રમથી રામલક્ષ્મણનું કાયર થઇ જવું—અંકુશના બાણથી લક્ષ્મણને મૂર્છા—વિરાધે રથ પાછો વાળવો—લક્ષ્મણે સાવધ થતાં આપેલ ઠપકો—તેનુ રણક્ષેત્રમા આવવુ—લક્ષ્મણે મુકેલ ચક્ર—તેનું પાછુ ફરવું—પોતાના વાસુદેવ બળદેવપણા માટે પડેલી શકા—થયેલો ખેદ—સિદ્ધાર્થ ને નારદનુ ત્યા આવવું—તેણે કહેલી

હકીકત–રામલક્ષ્મણનુ પુત્રને મળવા ચાલવું–લવણાંકુશનું સામે આવી પગમાં પડવુ–પરસ્પર થયેલ સંતોષ–સીતાનુ પુંડરીકપુર પાછા જવુ–રામલક્ષ્મણે લવણાંકુશ સહિત અયોધ્યામાં કરેલો પ્રવેશ–

લક્ષ્મણ સુગ્રીવાદિએ સીતાને તેડી લાવવાની રામ પાસે કરેલી માગણી–રામચંદ્રે બતાવેલો વિચાર–સુગ્રીવનુ સીતાને તેડવા પુંડરીકપુર જવુ–તેની સાથે ઉત્તર પ્રત્યુત્તર–સીતાનું અયોધ્યા આવવુ–લક્ષ્મણે અયોધ્યામા પ્રવેશ કરવા કરેલી પ્રાર્થના–સીતાનો ઉત્તર–રામચંદ્રે દિવ્ય કરવાનુ કહેવુ–સીતાએ કરેલ સ્વીકાર–લોકોએ સીતાના સતીત્વની ખાત્રીનો કરેલો પોકાર–રામચંદ્રે તેને અવગણીને અગ્નિપ્રવેશ સંબંધી દિવ્ય કરવા કહેવુ–તેને માટે કરેલી તૈયારી–

અયોધ્યાની બહાર જયભૂષણ મુનિને થયેલ કેવળ જ્ઞાન–ઈંદ્રાદિકનુ તેનો મહિમા કરવા આવવું–દેવતાઓએ ઈંદ્રને આપેલી સીતાના દિવ્ય સબંધી ખબર–ઈંદ્રે હરિણગવેષીને મોકલવો–દિવ્ય કરવા માટે કાષ્ટવડે પુરેલા ખાડામાં અગ્નિ પ્રજ્વલિત કરવો–સીતાએ કરેલો તેમા ઝંપાપાત–અગ્નિનું તત્કાળ બુઝાઈ જવુ–ખાડાનુ જળથી પુરાઈ જવુ–જળની વૃદ્ધિ–સીતાએ કરેલ નિવારણ–સીતાનુ જળ ઉપર એક સિંહાસને બેસવુ–લવણાંકુશનુ તેની પાસે જવુ–લક્ષ્મણાદિકે સીતાને કરેલ નમસ્કાર–રામચંદ્રે અયોધ્યામાં પોતાની સાથે આવવા કહેવુ–સીતાએ જણાવેલો દીક્ષાગ્રહણ કરવાનો વિચાર–તેણે કરેલું કેશનુ લુંચન–રામચંદ્રને આવેલી મૂર્છા–સીતાએ જયભૂષણ કેવળી પાસે જઈને લીધેલી દીક્ષા–

**દશમા સર્ગમાં**–રામને વળેલી મૂર્છા–થયેલો ખેદ–લક્ષ્મણ સહિત સર્વનુ જયભૂષણ કેવળી પાસે જવુ–રામે પોતાના ભવ્યાભવ્યત્વ માટે પુછેલ પ્રશ્ન–કેવળીએ કહેલુ ચરમ શરીરીપણું–વિભીષણે પુછેલ પોતાના તથા બીજાઓના રામચંદ્રના સાથેના સબંધ બાબત પ્રશ્ન–મુનિએ કહેલ રામચંદ્ર, સુગ્રીવ, રાવણ, વિભીષણ, લક્ષ્મણ, સીતા, વિશલ્યા, ભામંડળ, લવણાંકુશ અને સિદ્ધાર્થ વિગેરેના પૂર્વભવનું વૃત્તાંત–તે સાંભળીને ઘણા લોકોને થયેલ સંવેગ–કૃતાંતવદને લીધેલી દીક્ષા–રામલક્ષ્મણનું સીતા સાધ્વી પાસે આવવુ–રામે કરેલી વંદના–તેમનુ અયોધ્યામાં પાછા આવવું–કૃતાંતવદનનું પાંચમા દેવલોકમાં દેવ થવુ–સીતાનું બારમા દેવલોકના ઈંદ્ર થવું–

કાંચનપુરમાં બે રાજપુત્રીના સ્વયંવરમા રામલક્ષ્મણનુ પુત્રો સહિત જવું–તે કન્યાઓનું લવણાંકુશને વરવું–તેથી લક્ષ્મણના પુત્રોને થયેલ ઈર્ષ્યા–તે સબંધી લવણાંકુશે બતાવેલા ઉત્તમ વિચાર–તે સાંભળી લક્ષ્મણના પુત્રોને થયેલ ખેદ અને વૈરાગ્ય–તેમણે લીધેલ ચારિત્ર–લવણાંકુશનુ અયોધ્યા આવવું–ભામંડળના શુભ વિચાર–તેજ વખત વિજળીનું પડવુ–ભામંડળનુ મૃત્યુ પામીને દેવકુરૂમા યુગલિક થવુ–

હનુમાનને સૂર્યાસ્ત જોઈને થયેલ વૈરાગ્ય–તેણે લીધેલી દીક્ષા–તેનુ મોક્ષગમન–રામચંદ્રને તે વાતની ખબર પડતા તેણે કરેલા મોહજન્ય વિચાર–સૌધર્મા ઈંદ્રે પોતાની સભામા રામચંદ્રને માટે બતાવેલું લક્ષ્મણપરના સ્નેહનું દ્રઢાવર્ણ–બે દેવોનું તેના સ્નેહની પરીક્ષા માટે આવવુ–તેમણે લક્ષ્મણને બતાવેલ રામના મૃત્યુથી શોક કરતું અંત પુર–તે સાંભળતા જ લક્ષ્મણનું થયેલુ મરણ–દેવતાઓને થયેલ ખેદ–તેમનુ દેવલોકમા પાછા જવુ–લક્ષ્મણના મૃત્યુથી અંત પુરમા પ્રવર્ત્તેલ શોક–રામચંદ્રનુ ત્યા આવવું–લવણાંકુશને તે જોઈને થયેલ વૈરાગ્ય–તેમણે માગેલી દીક્ષા લેવાની આજ્ઞા–તેમણે લીધેલું ચારિત્ર અને મોક્ષગમન–

લક્ષ્મણના મરણથી અને પુત્રના વિયોગથી રામચંદ્રને આવેલી મૂર્છા–તેનો વિલાપ–વિભીષણાદિકે સમજાવવું–રામે લક્ષ્મણનું મરણ નહીં માનતાં કરવા માંડેલી મોહચેષ્ટા–રામના ઉન્મત્તપણાના ખબર સાંભળીને ઈંદ્રજિત ને સુંદના પુત્રોનુ અયોધ્યાપર ચડી આવવું–આસનકંપથી જટાયુ દેવનું ત્યાં આવવુ–[illegible] સૈન્યમાં દેવ કેમ જાણી આવેલ શત્રુઓએ નાસી જઈ લજ્જાથી દીક્ષા લેવી–જટાયુ દેવે રામને સમજાવવા કરેલો પ્રયત્ન–રામનુ ન માનવું–કૃતાંત દેવનુ આવવું–તેણે પણ કરેલો પ્રયત્ન–છેવટ [illegible] રામને લક્ષ્મણના મરણની થયેલી ખાત્રી–તેણે કરેલું લક્ષ્મણનું મૃતકાર્ય–જટાયુને કૃતાંત દેવનું [illegible] દેવલોકમાં પાછા જવુ–

રામચંદ્રે દીક્ષા લેવાના વિચારથી શત્રુઘ્નને રાજ્ય લેવા કહેવું-તેણે પણ સાથેજ દીક્ષા લેવાને જણાવેલો વિચાર-લવણના પુત્ર અનંગદેવને રાજ્ય આપી રામનું દીક્ષા લેવા નીકળવું-શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ, વિરાધ વિગેરે ૧૬૦૦૦ રાજાઓ સાથે રામે લીધેલી દીક્ષા-રામભદ્રમુનિએ સાઠ વર્ષ પર્યંત કરેલી તીવ્ર તપસ્યા-તેમણે અંગીકરેલું એકલવિહારીપણું-રામને પ્રાપ્ત થયેલ લોકાવધિ જ્ઞાન-લક્ષ્મણને નરકમાં દેખવો-તે સંબંધી રામભદ્રે કરેલો વિચાર-પારણા નિમિત્તે એક નગરમાં પ્રવેશ-તેમના રૂપથી નગરમાં થએ રહેલો ક્ષોભ-ફરીને નગરમાં ન જવાની કરેલી પ્રતિજ્ઞા-અરણ્યમાં પ્રતિમાધર થઈને રહેવું-પ્રતિનંદી રાજાનું તે ઉદ્યાનમાં આવવું-રામભદ્રની દેશનાથી શ્રાવક થવું-રામભદ્રે કરેલ અનેક પ્રકારનાં તપ ને અભિગ્રહો-તેમનું કોટિશિલાપર આવવું-ત્યાં કાઉસગ્ગધ્યાને રહેવું-ક્ષપકશ્રેણિએ ચડતાં ધ્યાનાંતર અવસ્થાને પામવું-સીતેંદ્રનું ત્યાં આવવું-તેણે કરેલ અનુકૂળ ઉપસર્ગ-રામભદ્રે ધ્યાનમાં અચળ રહેતા મેળવેલું કેવળજ્ઞાન-અચ્યુતેંદ્રાદિકે કરેલો કેવળજ્ઞાનનો મહિમા-દેશનાને અંતે સીતેંદ્રે પૂછેલી રાવણ ને લક્ષ્મણની ગતિ-રામભદ્ર કેવળીએ કહેલા તેના આગામી ભવ-તેમાં "હાલ તેનું ચોથા નરકમાં હોવાપણું-ત્યાંથી ચ્યવી નરભવમાં આવી દેવભવને આંતરે કેટલાક મનુષ્યના ભવ કરશે-સીતેંદ્ર ચ્યવીને ચક્રવર્તી થશે ત્યારે તે બે તેના પુત્ર થશે-અનુક્રમે રાવણનો જીવ તીર્થંકર થશે ત્યારે સીતાનો જીવ તેના ગણધર થશે-લક્ષ્મણનો જીવ ચક્રવર્તી થઈ તીર્થંકર થશે અને ત્રણે મોક્ષપદને પામશે" ઈત્યાદિ હકીકતનું કહેવું-

સીતેંદ્રનું ચોથા નરકમાં આવવું-ત્યાં લક્ષ્મણ, શબૂક તથા રાવણને પરસ્પર યુદ્ધ કરતાં જોઈ પરમાધામીએ ઉપજાવેલી અસહ્ય પીડાઓ-સીતેંદ્રે પરમાધામીઓને આપેલ ઠપકો-શબૂક તથા રાવણને આપેલ શિખામણ-લક્ષ્મણ તથા રાવણને કહેલી આગામી ભવ સંબંધી હકીકત-તેમને થયેલી અપૂર્વ શાંતિ-નરકનાં દુઃખમાંથી છુટવાની તેમણે બતાવેલી ઈચ્છા-સીતેંદ્રે ત્યાંથી લઈ જવા માટે ત્રણેને ઉપાડવા-તેમનું પારાની જેમ વેરાઈ જવું-બીજીવાર ઉપાડવા-બીજીવાર પણ તેમ થવું-તેઓએ જણાવેલી વિશેષ પીડા-સીતેંદ્રનું ત્યાંથી નીકળી રામભદ્ર કેવળીને નમી નંદીશ્વરદ્વીપે જવું-વળતા દેવકુરુક્ષેત્રમાં ભામંડળના જીવ યુગળિકને જોઈ પ્રતિબોધ પમાડી પોતાના સ્વર્ગે જવું-

રામર્ષિનું પંદર હજાર વર્ષનું આયુ પૂર્ણ કરીને મોક્ષગમન-

(રામાયણ સમાપ્ત.)



**અગ્યારમા સર્ગમાં-શ્રીનમિનાથજી ચરિત્ર**-તેમનો પૂર્વભવ-કૌશાંબી નગરીમાં **સિદ્ધાર્થ** નામે રાજા-દીક્ષા લઈ તીર્થંકરનામ ઉપાર્જન કરી અપરાજિત વિમાનમાં ઉપજવું-

મિથિલાનગરીમાં **વિજય** રાજા ને **વપ્રાદેવી** રાણી-તેના ગર્ભમાં સિદ્ધાર્થ રાજાના જીવનું ચોથા અનુત્તર વિમાનથી ચ્યવીને ઉપજવું-તેમણે દીઠેલા ચૌદ સ્વપ્ન-પ્રભુનો જન્મ-દેવકૃત જન્મોત્સવ-ઈંદ્રે **કરેલી સ્તુતિ**-માતા પામે સુકના-વિજયરાજાએ કરેલો જન્મોચ્છવ-**નમિનાથ** નામ સ્થાપન-પાણિગ્રહણ-રાજ્યસ્થાપન-**સુપ્રભ** પુત્રને રાજ્ય આપી લીધેલી દીક્ષા-દત્તરાજાને ઘેર પ્રથમ પારણું-કેવળ જ્ઞાનની પ્રાપ્તિ-સમવસરણની રચના-ઈંદ્રાદિકનું આવવું-ઈંદ્રે **કરેલી સ્તુતિ-પ્રભુએ આપેલી દેશના**-તેમાં શ્રાવકની અહોરાત્રિની ચર્યાનું વર્ણન-**કુંભ** વિગેરે સત્તર ગણધરોની સ્થાપના-**ભૃકુટી** નામે યક્ષ ને **ગાંધારી** નામે યક્ષણી-પ્રભુનો પરિવાર-પ્રાંતે સમેતશિખર પધારવું-પ્રભુનું નિર્વાણ-આયુષ્યની પૂર્ત્તિ-મુનિસુવ્રત ને નમિનાથજીના નિર્વાણનું અંતર-દેવકૃત નિર્વાણોત્સવ-

**બારમા સર્ગમાં-હરિષેણ ચક્રીનું ચરિત્ર**-તેનો પૂર્વભવ-અનંતનાથજીના તીર્થમાં **નરાભિરામ** રાજાનું દીક્ષા લઈ ત્રીજા દેવલોકમાં મહર્દ્ધિક દેવ થવું-

કાંપિલ્યપુરમાં **મહાહરિ** રાજાની **મહિષી** નામે પટ્ટરાણીના ઉદરમાં નરાભિરામ રાજાના જીવનું ઉપજવું-તેણે દીઠેલા ચૌદ સ્વપ્ન-તેનો જન્મ-**હરિષેણ** નામ સ્થાપન-યુવરાજ્યપદે સ્થાપન-પ્રગટ

થયેલ ચક્ર રત્ન-ત્યારપછી મળેલાં બીજા તેર રત્નો-દિગ્વિજય કરવા નીકળવું-છ ખંડ સાધીને કાંપિલ્યપુરમાં પાછા આવવું-ચક્રવર્તીપણાનો અભિષેક-પ્રાંતે લીધેલી દીક્ષા-દશ હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી કેવળ જ્ઞાન મેળવીને મોક્ષે જવું.

તેરમા સર્ગમાં-જય ચક્રવર્તીનું ચરિત્ર-તેનો પૂર્વભવ-વસુધર રાજાનું દીક્ષા લઈ સાતમા દેવલોકમાં દેવ થવું-ત્યાંથી ચ્યવી રાજગૃહ નગરમાં વિજય રાજાની વપ્રા રાણીની કુક્ષીમાં ઉપજવું-તેણે દીઠેલાં ચૌદ સ્વપ્ન-પુત્રપ્રસવ-જયકુમાર નામ સ્થાપન-ચક્રરત્નની નિષ્પત્તિ-બીજાં તેર રત્નોનું આવી મળવું-દિગ્વિજય કરવા નીકળવું-ષટ્ખંડની સાધના-પાછું રાજગૃહ નગરમાં આવવું-ચક્રવર્તીપણાનો અભિષેક-પ્રાંતે લીધેલી દીક્ષા-ત્રણ હજાર વર્ષનું આયુ પૂર્ણ કરી કેવળજ્ઞાન પામી મોક્ષે જવું.

આટલી હકીકતોવડે સાતમું પર્વ પૂર્ણ થાય છે.



# શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર.



## પર્વ ૮-૯ ની પ્રસ્તાવના.

આ ચરિત્ર મૂળ સંસ્કૃત પદ્યાત્મક શ્રીમાન્ હેમચંદ્ર સૂરિ કળિકાળસર્વજ્ઞનું બનાવેલું છે તેના દશ વિભાગ પર્વની સંજ્ઞાએ કરેલા છે તે પૈકી આ બુકની અંદર ૮ મો ને ૯ મો એ વિભાગ સમાવેલા છે આઠમા પર્વના પ્રમાણમા નવમું પર્વ નાનુ છે. આઠમા પર્વના ૧૨ સર્ગ પાડેલા છે નવમા પર્વના ચાર સર્ગ છે

આઠમા પર્વની અંદર મુખ્યત્વે શ્રીનેમિનાથ ૨૨ મા તીર્થંકરનુ અને ૯ મા વાસુદેવ, બળદેવ અને પ્રતિવાસુદેવ-કૃષ્ણ, બળભદ્ર અને જરાસંધનુ એમ ૪ શલાકા પુરૂષનાં ચરિત્રો છે પ્રથમના સાત પર્વોમા એકંદર ૨૧ તીર્થંકરો, ૧૧ ચક્રવર્તીઓ અને આઠ વાસુદેવાદિ ત્રીપુટીના ૨૪-કુલ ૫૬ શલાકા પુરૂષોના ચરિત્રો આવેલાં છે. આઠમા પર્વમાં તેની કુલ સંખ્યા ૬૦ ની થાય છે બાકીના ત્રણ શલાકા પુરૂષોના ચરિત્રો ૯ મા ને ૧૦ મા પર્વમાં છે

આ પર્વની અંદર ૪ શલાકા પુરૂષ ઉપરાંત **વસુદેવનુ** ચરિત્ર ઘણુ વિસ્તારે આપેલું છે વસુદેવે પૂર્વ ભવે સ્ત્રીવલ્લભ થવાનુ નીયાણુ કરેલુ હોવાથી તેને જોનાર દરેક સ્ત્રી તેના ઉપર મોહ પામી જતી હતી. તેથી ચક્રવર્તી કરતાં પણ તેને વધારે સ્ત્રીઓ થઈ હતી તેમણે પાણિગ્રહણ કરેલી ૭૨૦૦૦ સ્ત્રીઓ પૈકી ૩૫૦૦૦ સ્ત્રીઓ તો સિદ્ધાચળ ઉપર સિદ્ધિપદને પામેલી છે તેમનું સુવિસ્તૃત ચરિત્ર **વસુદેવ હિંડી** નામના **પ્રથમાનુયોગ** તરીકે પ્રસિદ્ધિ પામેલા ગ્રંથમા છે. તે ગ્રંથના ત્રણ ખંડો પૈકી બે ખંડ ઉપલબ્ધ થાય છે. શ્રી હેમચંદ્રાચાર્યે આની અંદર દાખલ કરેલ ચરિત્ર તેમાથી જ ઉદ્ધરેલ જણાય છે. આ બુકમાં પૃષ્ટ ૨૭ થી ૧૧૦ સુધી તો ખાસ તેમનું ચરિત્ર છે. તેની અંદર નળદવદંતી (દમયંતી)ના ચરિત્રનો પણ પૃષ્ઠ ૬૭ થી ૧૦૭ સુધીમાં સમાવેશ છે નળ ને દવદંતી મૃત્યુ પામીને સૌધર્મેન્દ્રના લોકપાળ કુબેર ને તેની દેવાંગના થયેલ હતા. તે પૈકી દેવાંગનાનું આયુષ્ય ઓછુ હોવાથી તે ત્યાથી ચ્યવીને રાજપુત્રી **કનકવતી** થયેલી છે. તેના સ્વયંવરમાં વસુદેવનું અનાયાસે આવવુ થાય છે અને કુબેર પણ પૂર્વ ભવના સ્નેહથી ત્યા આવે છે. વસુદેવ દાક્ષિણ્યતાને લીધે કુબેરનુ દૂતપણુ કરવા કનકવતી પાસે જાય છે, પરતુ કનકવતી વસુદેવને જ પરણે છે. આ હકીકત ખાસ ધ્યાન દઈને વાચવા લાયક છે

આ પર્વમા પાંચ પાંડવોનુ ચરિત્ર પણ સમાવેલું છે. પરતુ તે બહુ સંક્ષેપમાં આપેલું છે વનવાસની અને છેલ્લા વર્ષના અજ્ઞાતવાસની હકીકત બીલકુલ આપેલી નથી અને પાંડવ કૌરવના મહાભારત યુદ્ધનો સમાવેશ પણ કૃષ્ણ જરાસંધના યુદ્ધની અંદર કરવામાં આવ્યો છે. દ્રૌપદીના હરણ વિગેરેની કેટલીક હકીકત વિસ્તારે આપી છે, પરંતુ તેમનું વિસ્તૃત ચરિત્ર જાણવા-વાંચવાની ઇચ્છાવાળાને તૃપ્તિ થાય તેટલી હકીકત આ પર્વમા આપેલી નથી.

વસુદેવ ને પાંડવો ઉપરાંત સાંબ પ્રદ્યુમ્નનું ચરિત્ર પણ સારૂં આપેલું છે તે ચરિત્ર ખાસ વાંચવા લાયક છે કારણ કે તેની અંદર કેટલોક ચમત્કાર છે. તે સિવાય ગજસુકુમાળ, ઢંઢણકુમાર, દેવકીના છ પુત્ર, સાગરચંદ્ર અને રાજીમતી તથા રહનેમિના ચરિત્રો સમાવેલા છે.

નવમા પર્વના ચાર સર્ગો પૈકી પ્રથમ સર્ગમાં બ્રહ્મદત્ત નામના બારમા ચક્રીનું સુવિસ્તૃત ચરિત્ર છે, અને બાકીના ત્રણ સર્ગમાં શ્રી પાર્શ્વનાથ પરમાત્માનું ચરિત્ર છે. દરેક સર્ગમાં મુખ્ય શું શું હકીકતો સમાવેલી છે તે ટુંકામાં આ નીચે જણાવેલ છે બાકી વિશેષ અનુક્રમણિકા જાણવાની અપેક્ષાવાળા માટે વિષયાનુક્રમણિકા એટલા વિસ્તારથી લખવામા આવી છે કે તે વાંચનારને અને પર્વની અંદર સમાવેલી હકીકતનું સ્મરણ થઈ જાય તેમ છે. નવમા પર્વના ચોથા સર્ગમા બંધુદત્તનું ચરિત્ર ખાસ વાંચવા લાયક છે

આઠમા નવમા પર્વના મળીને ૧૬ સર્ગમા મુખ્ય હકીકત નીચે પ્રમાણે છે.

પ્રથમ સર્ગમા—નેમિનાથજીના પૂર્વભવોનું વર્ણન છે

સર્ગ ૨–૩–૪ મા—વસુદેવનું ચરિત્ર છે

સર્ગ પાંચમામાં—વાસુદેવ બળદેવ ને અરિષ્ટનેમિનો જન્મ અને કૃષ્ણે કરેલ કંસના વધ પર્યંતની હકીકત તથા નવી દ્વારકા વસાવવા સુધીની હકીકત છે

સર્ગ છઠ્ઠામાં—કૃષ્ણને થયેલ આઠ પટ્ટરાણીઓ, પ્રદ્યુમ્નનો જન્મ અને તેણે બતાવેલા ચમત્કારો તથા પાંડવોના જન્મથી માંડીને વનવાસ સુધીની હકીકત સમાવેલી છે

સર્ગ સાતમામા—સાંબ પ્રદ્યુમ્નનું ચમત્કારી ચરિત્ર, કૃષ્ણ ને જરાસંધનું યુદ્ધ, તેની અંતર્ગત કૌરવ પાંડવોનું યુદ્ધ, કૌરવોનો વિનાશ અને છેવટ જરાસંધના મૃત્યુ સુધીની હકીકત સમાવેલી છે

સર્ગ આઠમામા—નવમા વાસુદેવ બળદેવ તરીકે કૃષ્ણ ને બળભદ્રનું પ્રકટ થવું, તેમનું ત્રણ ખંડમાં સામ્રાજ્ય, પાંડવોને હસ્તિનાપુરનું રાજ્ય. નેમિનાથને વિવાહ માટે આગ્રહ, સાગરચંદ્રને કમળામેળાના તથા અનિરુદ્ધ ને ઉષાનો વિવાહ વિગેરે હકીકત સમાવેલી છે.

સર્ગ નવમામાં—નેમિનાથને વિવાહ મનાવવાથી રાજીમતીના ઘર સુધી આવતાં પશુઓના પોકારથી પાછા વળી વાર્ષિક દાન દઈ તેમણે લીધેલ ચારિત્ર, કેવળજ્ઞાનની ઉત્પત્તિ, પ્રભુની દેશના, રાજીમતીએ લીધેલ દીક્ષા અને ગણધર તથા ચતુર્વિધ સંઘની પ્રભુએ કરેલ સ્થાપના એટલો અધિકાર સમાવ્યો છે

સર્ગ દશમામાં—દ્રૌપદીનું હરણ ને પ્રત્યાહરણ, દેવકીજીના છ પુત્રનું—ગજસુકુમાળનું અને ઢંઢણકુમારનું ચરિત્ર, કૃષ્ણે કરેલ મુનિવંદન, તેથી તેને થયેલ લાભ તેની ગતિ ને સ્થિતિ અને રાજીમતી તથા રથનેમિનો પ્રસંગ વિગેરે હકીકતો સમાવી છે.

સર્ગ અગીઆરમામા—દ્વારકાના દાહનું ને યાદવોના નાશનું સવિસ્તર વૃત્તાંત. અને અંતે કૃષ્ણનું થયેલ મૃત્યુ—ત્યાં સુધીની હકીકત સમાવી છે

સર્ગ બારમામા—બળભદ્રે લીધેલી દીક્ષા, બળભદ્ર, મૃગ ને રથકારની એક સરખી ગતિ, કૃષ્ણના સ્નેહથી બળભદ્રે પ્રવર્તાવેલ મિથ્યાત્વ, પાંડવોનું ચરિત્ર પ્રભુ નેમિનાથનું નિર્વાણ અને રાજીમતી વિગેરેનું નિર્વાણ વિગેરે સમાપ્ત કરવા સાથે આઠમું પર્વ તમામ કરવામાં આવ્યું છે.

નવમા પર્વના પહેલા સર્ગમાં-બ્રહ્મદત્ત ચક્રવર્તીનું ચરિત્ર છે. તેમાં તેનો પૂર્વ ભવ, ચિત્ર ને સંભુતમુનિનું વૃત્તાંત, બ્રહ્મદત્તની માતા ચુલનીનો દુરાચાર, બ્રહ્મદત્તનું પૃથ્વી પર્યટન, ચક્રીપણાની પ્રાપ્તિ. ચિત્રમુનિના જીવે બ્રહ્મદત્તને આપેલ બોધ, તેની નિષ્ફળતા, એક બ્રાહ્મણે લીધેલ વેર, બ્રહ્મદત્તનું અંધ થવું. તેના અધ્યવસાયની ક્રૂરતા અને મૃત્યુ પામીને સાતમી નરકે જવું એટલી હકીકત સમાવી છે.

બીજા સર્ગમાં-શ્રી પાર્શ્વનાથનુ ચરિત્ર શરૂ કરી તેમના પૂર્વ ભવોનું વર્ણન આપેલું છે તેમાં દરેક ભવમાં પાર્શ્વનાથના જીવને એક પક્ષના વેરથી પણ કેવા કેવા ઉપસર્ગો સહન કરવા પડ્યા છે તે વિચારવા ને ધ્યાનમાં રાખવા યોગ્ય છે

ત્રીજા સર્ગમા-પાર્શ્વનાથનો જન્મ, પ્રભાવતીના પિતાને સહાય કરવા જવું, પ્રભાવતીનુ પાણિગ્રહણ, કમઠ તાપસનો મેળાપ પ્રભુએ લીધેલ ચારિત્ર, મેઘમાળીએ કરેલ ઉપસર્ગ, ભગવતને થયેલ કેવળજ્ઞાન, તેમની દેશના અને ગણધરાદિની સ્થાપના એટલી હકીકત સમાવી છે.

ચોથા સર્ગમાં-પ્રભુનો વિહાર, સાગરદત્તનુ ટુક વૃત્તાંત, બધુદત્તનુ વિસ્તૃત વૃત્તાંત ભગવંતનો પરિવાર અને ભગવંતનુ નિર્વાણ એટલી હકીકત સમાવેલી છે અને નવમું પર્વ સમાપ્ત કરવામાં આવ્યુ છે.

ઉપર પ્રમાણે આ ૮ મા ને ૯ મા પર્વની અંદર અનેક મહાપુરૂષોના ચરિત્રોનો સંગ્રહ કરેલો છે તેને મનનપૂર્વક વાચનાર અનેક પ્રકારના લાભ મેળવી શકે તેમ છે પ્રારભમા પ્રસ્તાવનાની અંદર બહુ વિસ્તાર કરીને કથારસિક વાંચનારાઓને રોકી રાખવા યોગ્ય લાગતા નથી તેથી આ પ્રસ્તાવના ટુકામા જ સમાપ્ત કરવામા આવે છે. પ્રથમના પર્વોની બીજી આવૃત્તિ છપાવતા તેની અદર જેટલા વિસ્તારથી વિષયાનુક્રમણિકા આપેલી છે તેટલા જ વિસ્તારથી આની અંદર પણ આપવામા આવી છે. તે વાંચવાથી આ બને પર્વની અદર આવેલું તમામ રહસ્ય સમજી શકાય તેમ છે તેથી તે વાચવાની ભલામણ કરીને વિરમવામાં આવે છે.

સવત ૧૯૭૩ કાર્તિક

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.**

ભાવનગર.



# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र

## पर्व ८ मुं

## त्रिपर्यानुक्रमणिका

**प्रथम सर्गमां**-(અરિષ્ટનેમિના પૂર્વ ભવનું વર્ણન) જમ્બુદ્વીપના ભરતક્ષેત્રમાં અચળપુર નગર, વિક્રમધન રાજા ધારિણી રાણી-તેને આવેલ સ્વપ્ન-સ્વપ્નનું ફળ-પુત્ર જન્મ-**ધનકુમાર** નામ સ્થાપન-કુસુમપુરમાં સિંહરાજા વિમળા રાણી, તેને **ધનવતી** નામે પુત્રી-બંનેની યૌવનાવસ્થા-ધનકુમારનું ચિત્ર ધનવતીની નજરે પડવું-તેનો તેનાપર થયેલ અનુરાગ-રાજપુત્રીનું પિતા પાસે આવવું-રાજાને થયેલી તેના વર સબંધી ચિંતા-વિક્રમધન રાજા પાસે મોકલેલ દૂતનું પ્રત્યાગમન-તેણે કરેલું ધનકુમારના રૂપનું વર્ણન-રાજાએ તે દૂતનેજ વિવાહ નકી કરવામાટે જવાનો કરેલો હુકમ-નાની બ્હેન કમલવતીથી ધનવતીને એ વાતની પડેલી ખબર-સખીદ્વારા દૂતને બોલાવીને ધનકુમાર ઉપર લખી આપેલ પત્ર-દૂતનું અચળપુર આવવું-વિવાહનો થયેલો નિર્ણય-ધનકુમારે આપેલો પ્રતિપત્ર-દૂતે હાર સહિત પત્ર ધનવતીને આપવો-તેના સમજવામાં આવેલ આશય-મંત્રી સાથે ધનવતીને અચળપુર મોકલવી-તેનું ધનકુમાર સાથે થયેલ પાણિગ્રહણ-ધનકુમારનું ઉદ્યાનમાં જવું-ત્યાં **વસુંધર** મુનિના થયેલ દર્શન-રાજા વિક્રમધનનું ત્યાં આવવું-મુનિએ દેશનાંતે ધનકુમારના આગામી ભવોનું કહેલું વૃત્તાંત-અન્યદા ધનકુમારને **મુનિચન્દ્ર** મુનિનો થયેલો મેળાપ-તેમની દેશનાથી ધનકુમાર ને ધનવતીને પ્રાપ્ત થયેલ સમકિત-તેમણે અંગીકાર કરેલ ગૃહીધર્મ-ધનકુમારને મળેલ રાજ્ય-વસુંધર મુનિનું પુનરાગમન-તેમની પાસે ધનકુમારને ધનવતીએ લીધેલ દીક્ષા-સૌધર્મ દેવલોકે બંનેનું દેવ થવું

બીજા ભવમાં ભરતક્ષેત્રના વૈતાઢ્ય પર્વત ઉપર સૂરતેજ નગરમાં સૂર નામે રાજા, વિદ્યુન્મતિ રાણી, તેની કુક્ષિમાં ધનકુમારના જીવનું પુત્રપણે ઉપજવું-જન્મ થતા **ચિત્રગતિ** નામ સ્થાપન-તેજ વૈતાઢ્યની દક્ષિણ શ્રેણીમાં શિવમંદિર નગર, અનંગસિંહ રાજા, શશિપ્રભા રાણી, તેની પુત્રીપણે ધનવતીના જીવનું ઉપજવું-જન્મ થતા **રત્નવતી** નામ સ્થાપન-તેના પિતાએ નિમિત્તિઆને કરેલ પુત્રીના વરસંબંધી પ્રશ્ન-તેણે આપેલ ઉત્તર- ભરતક્ષેત્રના ચક્રપુરમાં સુગ્રીવ નામે રાજા, તેની યશસ્વતી રાણીને સુમિત્ર નામે પુત્ર અને બીજી ભદ્રા રાણીને પદ્મ નામે પુત્ર-સુમિત્રનું જ્યેષ્ઠ ને પદ્મનું કનિષ્ઠપણું-ભદ્રાએ સુમિત્રને આપેલું ઝેર-તે હકીકત પ્રગટ થવાથી ભદ્રાનું નાસી જવું-સુમિત્રને ઝેરની થયેલી તીવ્ર અસર-અકસ્માત ચિત્રગતિનું તે તરફ આવી ચડવું-તેણે ઉતારેલું ઝેર-સુમિત્રે માનેલો આભાર-પરસ્પર થયેલી મૈત્રી-ચિત્રગતિને સુમિત્રે રોકવા-ત્યાં થયેલું સુયશા કેવળીનું આગમન-ચિત્રગતિનું તેમને વાંદવા જવું-તેમની પાસે ગ્રહણ કરેલ ગૃહિધર્મ-સુમિત્રના પિતાએ ભદ્રાનું પૂછેલ વૃત્તાંત-કેવળીએ કહેલું તેના પાપનું પરિણામ-સુગ્રીવ રાજાએ લીધેલ દીક્ષા-સુમિત્રની [illegible] બ્હેનનું રત્નવતીના ભાઈ કમળે હરણ કરવું-ચિત્રગતિને પડેલી ખબર-તેની શોધમાં નીકળવું-કમળનું જીતી લેવું-તેના પિતાનું યુદ્ધ કરવા આવવું-તેના હાથમાંથી ચિત્રગતિએ ખડગ ઝુંટવી લેવું-સુમિત્રની બ્હેનને સ્વસ્થાને પહોંચાડી દેવી-સુમિત્રે લીધેલી દીક્ષા-તેણે મેળવેલ નવ પૂર્વનું જ્ઞાન-તેનો વિહાર-[illegible] પદ્મનું અકસ્માત મળવું-તેને ઉપજેલ ક્રોધ-તેણે મારેલ બાણ-મુનિએ કરેલ અનશન-બ્રહ્મ દેવલોકમાં ઉપજવું-પદ્મને થયેલ સર્પદંશ-મરીને સાતમી નરકે જવું-ચિત્રગતિનું સિદ્ધાયતનના દર્શન માટે જવું-રત્નવતીના પિતાનું પુત્રી સહિત ત્યાં આવવું-સુમિત્ર દેવનું ત્યાં આવવું-તેણે કરેલી ચિત્રગતિપર પુષ્પવૃષ્ટિ-પોતાના પરિચયથી ઓળખાવવું-અનંગસિંહે રત્નવતીના [illegible] ચિત્રગતિને ઓળખાવ્યો-રત્નવતીનું તેની સાથે થયેલ પાણિગ્રહણ-ચિત્રગતિને [illegible]-તેને વૈરાગ્ય ઉપજવાનું કારણ-દમધર સૂરિ પાસે રત્નવતી સહિત લીધેલી દીક્ષા-અનશન કરીને બંનેનું માહેન્દ્ર દેવલોકમાં દેવપણે ઉપજવું.

[illegible] વિદેહના પદ્મ વિજયમા સિંહપુર નગર, હરિણંદી રાજા તેની પ્રિયદર્શના રાણીની કુક્ષિમાં [illegible]–તેના ઉચ્ચવન દેવપણાથી ચ્યવીને પુત્રપણે ઉપજવું–જન્મ થતા **અપરાજિત** નામ સ્થાપન–મંત્રીપુત્ર વિમળબોધ સાથે મૈત્રી–તેનુ અશ્વે કરેલુ હરણુ–એક ચોર આશ્રયે આવ-વવો તેને [illegible]–કોશલાધિપતિની પુત્રી સાથે પાણિગ્રહણ–રત્નમાળા વિદ્યાધરપુત્રીનુ કરેલુ હરણ–તેની સાથે પાણિગ્રહણ–તેને હરી લાવનાર વિદ્યાધર પાસેથી મળેલી અમૂલ્ય વસ્તુઓ–બે [illegible]–કોશલ રાજા–બે વિદ્યાધરી સાથે પાણિગ્રહણ–મણિમલિકાવડે સુપ્રભ રાજાને [illegible]–તેની પુત્રી સાથે પાણિગ્રહણ–કેવળી મુનિના દર્શન–તેમણે કહેલી આગામી ભવ [illegible] જનાનંદ નગરના જિતશત્રુ રાજાની ધારિણી રાણીની કુક્ષિથી રત્નવતીના જીવનુ પુત્રીપણે ઉપજવુ–**પ્રીતિમતી** નામ સ્થાપન–તેનો કરેલો સ્વયંવર–અપરાજિત કુમારનુ મિત્રસહિત ત્યાં [illegible]–અન્ય રાજાઓને જીતી તેની સાથે કરેલ પાણિગ્રહણુ–ત્યા પિતાના દૂતનો મેળાપ–તેના પછી [illegible]–માતાપિતાનો મેળાપ–પિતાએ તેને રાજ્ય આપીને લીધેલી દીક્ષા–કુમારનું ઉદ્યાનમાં જવુ ત્યા અનંગદેવ નામે સાર્થવાહપુત્રને આનંદ કરતા દેખવુ–બીજે દિવસે તેનું થયેલુ અકસ્માત્ મરણ–કુમારને થયેલ વૈરાગ્ય–કેવળી મુનિનુ પધારવુ–તેમની પાસે પ્રીતિમતી રાણી તથા વિમળબોધ મંત્રી સહિત તેણે લીધેલી દીક્ષા–ચારિત્ર પાળીને ૧૧ મા આરણ દેવલોકમા સૌનુ ઉપજવુ–ધનના ભવમાં વળી અને મનુષ્યભવમા બે કનિષ્ઠ બંધુઓ હતા તેમનું પણ ત્યા જ ઉપજવુ.

આઠમા ભવમા જંબૂદ્વીપના ભરતક્ષેત્રમા હસ્તિનાપુર નગર શ્રીષેણ રાજા, શ્રીમતી રાણી–અપરાજિતના જીવનુ તેની કુક્ષિમા ઉપજવુ–જન્મ થતા **શંખકુમાર** નામ સ્થાપન–વિમળબોધના જીવનું મંત્રીપુત્ર મતિપ્રભ નામે થવુ–બનેની મૈત્રી–સમરકેતુ પલ્લિપતિને શંખકુમારે જીતવો–શંખકુમારને [illegible] રાજાની યશોમતી કન્યાની ધાવમાતા સાથે મેળાપ–યશોમતીને હરી જનાર વિદ્યાધરને જીતવો–તેની સાથે વૈતાઢ્યગમન–સિદ્ધાયતનના દર્શન–યશોમતીના પિતાને ત્યા જવુ–ત્યા યશોમતી વિગેરે કન્યાઓ સાથે પાણિગ્રહણુ–ત્યાથી હસ્તિનાપુર આવવુ–શંખકુમારને રાજ્ય આપી તેના પિતાએ લીધેલ દીક્ષા–તેમનું પુન ત્યા પધારવુ–તેમને પૂછવાથી યશોમતી તે પૂર્વભવોના સબંધવાળી સ્રી છે એમ ઓળખવું–પૂર્વના બે અનુજબંધુનું અહી પણ અનુજ બંધુ થવુ–તે બે અને મત્રીપુત્ર મતિપ્રભ ત્યારે શંખકુમાર નેમિનાથ તીર્થંકર થશે ત્યારે તેમના ગણધર થશે અને યશોમતી તે રાજીમતી થશે એમ બતાવવું–[illegible]–શંખકુમારને થયેલ વૈરાગ્ય–યશોમતી, મત્રીપુત્ર ને બે કનિષ્ઠ બધુ સહિત તેણે લીધેલ ચારિત્ર–તેણે કરેલુ વીશ સ્થાનકનુ આરાધન–તીર્થંકર નામકર્મનો કરેલ નીકાચીત બંધ–અનશન કરીને અપરાજિત નામના અનુત્તર વિમાનમા સૌનુ ઉપજવુ પૃષ્ઠ ૧ થી ૨૭

**બીજા સર્ગમાં–વસુદેવ ચરિત્ર**–ભરતક્ષેત્રમા શૌર્યપુર (સૌરીપુર)મા અંધકવૃષ્ણિ રાજાને થયેલ સમુદ્રવિજયાદિ દશ પુત્રો (દશ દશાર્હ) અને કુંતી ને મદ્રી નામે બે પુત્રીઓ–મથુરામા રહેનાર નાના ભાઈ ભોજવૃષ્ણિને થયેલ ઉગ્રસેન નામે પુત્ર–કુંતીને પાંડુરાજા સાથે પરણાવવી–સુપ્રતિષ્ઠ નામે જ્ઞાની મુનિનુ પધારવુ–તેણે કહેલ વસુદેવ નામના દશમા દશાર્હનો પૂર્વભવ (નદિષેણના ભવનુ વૃત્તાંત)–અંધકવૃષ્ણિ રાજાએ લીધેલ દીક્ષા–સમુદ્રવિજયને રાજ્યપ્રાપ્તિ–ભોજવૃષ્ણિએ પણ લીધેલ દીક્ષા–ઉગ્રસેનને મથુરાના રાજ્યની પ્રાપ્તિ–ઉગ્રસેનને સાઓપવાસી તાપસનો થયેલ મેળાપ–તેણે કરેલ પારણા માટે આમત્રણ–પારણા વખતે ભૂલી જવુ–તાપસે કરેલ બીજુ માસખમણુ–ફરી પારણા માટે નિમત્રણુ–તે વખતે પણ ભૂલી જવુ–તાપસને ત્રીજુ માસખવણ–તે વખતે પણ પારણા માટે નિમત્રણુ–તે વખતે પણ ભૂલી જવુ–તાપસને થયેલ ક્રોધ–તેણે ઉગ્રસેનનો વધ કરનાર થવાનુ કરેલુ નીયાણુ–મરણ પામીને ઉગ્રસેનની રાણી ધારિણીની કુક્ષિમા ઉપજવુ–તેને થયેલ પતિનુ માસ ખાવાનો દોહદ–મંત્રીએ યુક્તિથી દોહદ પૂરવો–પુત્રનો જન્મ–કાસાની પેટીમા મૂકીને યમુનામાં વહન કરાવવુ–શૌર્યપુરમા પેટીનુ નીકળવુ–સુભદ્ર વણિકે ઘરે લઈ જઈને ખોલવુ–તેમાથી થયેલ પુત્રપ્રાપ્તિ–કંસ નામ સ્થાપન–તેનું બાલ્યાવસ્થાનુ તોફાન–વસુદેવકુમારને સેવક તરીકે સોપવો–ત્યા કરેલ કળાગ્રહણુ–વસુદેવ સાથે થયેલી તેની મિત્રાઈ

શુક્તિમતી નગરીથી રાજગૃહે ગયેલા બૃહદ્રથ રાજાને જરાસંઘ નામે પુત્ર—તેનું પ્રતિવાસુદેવપણે પ્રકટ થવું—તેણે સિંહરથ રાજાને પકડી લાવવાની સમુદ્રવિજયને કરેલી દૂતદ્વારા આજ્ઞા—તેને જીતવા માટે કંસ સહિત વસુદેવે જવું—સિંહરથને પકડીને સમુદ્રવિજય પાસે લાવવો—ક્રૌષ્ટુકી નિમિત્તિયાએ કહેલ નિમિત્ત—જરાસંઘની પુત્રી જીવયશા બન્ને કુળનો ક્ષય કરનારી થશે એવું કથન—સિંહરથને જીતવાના બદલામા મળનારી તે જીવયશા કંસને અપાવવાનો થયેલો નિર્ણય.—કંસની પૂર્વ સ્થિતિનું તેના જન્મ સાથે પેટીમા મુકેલી પત્રિકાથી જાણવું—સમુદ્રવિજયનું કંસ સહિત સિંહરથ રાજાને લઈને જરાસંઘ પાસે જવુ—ત્યા વર્ણવેલ કંસનું પરાક્રમ—જરાસંઘે તેની સાથે કરાવેલ જીવયશાનુ પાણિગ્રહણ—કંસે કરેલી મથુરાની માગણી—જરાસંઘે આપેલ હુકમ—ઉગ્રસેનને પાંજરામાં પૂરી કંસે લીધેલ મથુરાનું રાજ્ય—તેની માતાએ બહુ કહ્યા છતા વિચારનુ ન ફેરવવુ—તે જોઈ તેના ભાઈ અતિમુક્તે લીધેલી દીક્ષા—સમુદ્રવિજયનુ જરાસંઘ પાસેથી શૌર્યપુર આવવુ—નગરલોકે વસુદેવના સબંધમા કરેલી ફરિયાદ—સમુદ્રવિજયે વસુદેવને મહેલમા જ રહેવા માટે આપેલી શીખામણ—કુબ્જા દાસીથી તે ભેદ ફૂટી જવો—વસુદેવને તેથી થયેલ ખેદ—તેનું વેષ ફેરવીને પ્રચ્છન્નપણે નીકળી જવું—જતાં જતા દરવાજે એક શબ બાળીને લખી ગયેલ લેખ—તે વાંચવાથી સમુદ્રવિજયાદિને થયેલ ખેદ—તેમણે કરેલી વસુદેવની ઉત્તરક્રિયા—વસુદેવનો પ્રવાસ—અનેક સ્ત્રીઓનું પાણિગ્રહણ. પૃષ્ટ ૨૭ થી ૫૬

**ત્રીજા સર્ગમાં**—(વસુદેવનો પ્રવાસ ચાલુ) પેઢાલપુર નગરમાં હરિશ્ચન્દ્ર રાજા, લક્ષ્મીવતી રાણી, તેને થયેલ કનકવતી નામે અદ્ભુત રૂપવાન્ પુત્રી—તેના સ્વયંવર સમયે ઇંદ્રના લોકપાળ કુબેરનું આવવુ—વસુદેવનું પણ ત્યા આવવુ—તે બન્નેનો મેળાપ—વસુદેવે કુબેરના આગમન કારણની કરેલી પૃચ્છા—તેણે કનકવતી સાથેના પોતાના પૂર્વભવોના સબંધનું કહેલુ સવિસ્તર વર્ણન—તેમા છેલ્લા ભવે કુબેર ને કનકવતીના જીવનું નળ દવદતી થવુ—આ પ્રસંગે **નળદવદંતીનું સવિસ્તર ચરિત્ર**—નળરાજાનું કુબેર થવુ ને દવદતીનું તેની દેવાંગના થઈ ચ્યવીને કનકવતી થવું—કનકવતીનું સ્વયંવરમાં વસુદેવને વરવુ—તેની સાથે પાણિગ્રહણ પૃષ્ટ ૫૭ થી ૧૦૭

**ચોથા સર્ગમાં**—(વસુદેવ ચરિત્ર ચાલુ) વસુદેવનું અરિષ્ટપુરમાં રોહિણીના સ્વયંવરમાં આવવુ—રોહિણીનું વસુદેવને વરવુ—ત્યા થયેલો સમુદ્રવિજયાદિનો મેળાપ—વસુદેવનું ગગનવલ્લભપુરે જઈને શૌર્યપુર આવવું—સૌને મળવુ પૃષ્ટ ૧૦૮ થી ૧૧૦

**પાંચમા સર્ગમાં**—બળરામ ને કૃષ્ણનો પૂર્વભવ—રોહિણીના ઉદરમા ચાર સ્વપ્ને સૂચિત ઉપજવું—તેનો જન્મ—રામ નામ સ્થાપન—**બળભદ્ર** નામથી પ્રસિદ્ધિ—નારદનું વૃત્તાંત—વસુદેવનું કંસના આગ્રહથી મથુરા આવવું—ત્યાંથી કંસના કાકા દેવકની પુત્રી દેવકીને પરણવા મૃત્તિકાવતીએ જવુ—ત્યાં દેવકી સાથે પાણિગ્રહણ—તેના લગ્ન મહોત્સવમાં મદિરાપાનથી ઉન્મત્ત થયેલી જીવયશા—તેનું અતિમુક્ત મુનિ પ્રત્યે અપ્રતીત વચન—મુનિએ કહેલ દેવકીના સાતમા ગર્ભથી કંસનું ભાવી મૃત્યુ—તેના નિવારણ માટે કંસે વસુદેવ પાસે કરેલી દેવકીના સાત ગર્ભની માગણી—વસુદેવે કરેલો સ્વીકાર—પાછળથી તેના દુર્વિચારનો પડેલો ખબર—તેથી થયેલ વસુદેવ દેવકીને પશ્ચાત્તાપ—ભદ્દિલપુરમાં નાગ સાર્થવાહને સુલસા નામે મહાસતી સ્ત્રી—તેના મૃતગર્ભને સ્થાને દેવકીના ગર્ભનું દેવે મૂકવું—છ મૃતગર્ભનો કંસે કરેલો વિનાશ—સુલસાના પુત્ર તરીકે છ પુત્રનું વૃદ્ધિ પામવું—સાત સ્વપ્ને સૂચિત દેવકીને રહેલ ગર્ભ—તેનો જન્મ—નંદના ગોકુળમાં તેને મૂકી આવવુ—જતાં ઉગ્રસેનને કરાવેલ તેનું દર્શન—નંદની નવજાત પુત્રી લાવીને દેવકી પાસે મૂકવી—કંસના સેવકનું તેને કંસ પાસે લઈ જવું—તેણે કરેલ તેની નાસિકાનો છેદ—કૃષ્ણનું ગોકુળમાં વૃદ્ધિ પામવું—તેનું પરાક્રમ—તેના રક્ષણમાટે બળરામને ત્યાં મોકલવા—બળરામ પાસે કૃષ્ણે કરેલ કળાભ્યાસ—ગોપીઓનો તેના પર અતિશય પ્રેમ—

શૌર્યપુરમાં સમુદ્રવિજય રાજાની રાણી શિવાદેવીના ઉદરમાં ચૌદ સ્વપ્નથી સૂચિત રાજકુમારના જીવનું અપરાજિત વિમાનથી ચ્યવીને ઉપજવુ—શ્રાવણ શુક્લ પંચમીએ થયેલ જન્મ—દિક્કુમારીઓ તથા ઇંદ્રાદિકે કરેલ જન્મોત્સવ—અરિષ્ટનેમિ નામ સ્થાપન—

ને નેમિનાથને પ્રેમ ... નિમિત્તિયાએ કહેલી તેના મૃત્યુની નિશાનીઓ–બધી નિશાની-ઓના ... કૃષ્ણે આદરેલો તેની બહેન સત્યભામાનો સ્વયંવર–તે પ્રસંગે કરાવેલું મલ્લયુદ્ધ–કૃષ્ણનું ... આવવું–મલ્લોને મારીને પરિણામે કૃષ્ણે કરેલો કંસનો વધ–ઉગ્રસેનનું છુટા થવું–... સાથે કૃષ્ણનો વિવાહ–જીવયશાનું તેના પિતા જરાસંધ પાસે ચાલ્યા જવું–તેણે ત્યાં જઈને કરેલ ... રુદન–જરાસંધે પૂછેલ તેનું કારણ–તેણે સમુદ્રવિજય પાસે દૂત મોકલવો–દૂતે કરેલી કંસની માગણી–તેનો જવાબ વિપરીત મળવાથી દૂતનું પાછા જવું–સમુદ્રવિજયે ક્રોષ્ટુકી નૈમિત્તિકની પૂછેલી સલાહ–તેના કહેવાથી સર્વે યાદવોનું પશ્ચિમ સમુદ્ર તરફ પ્રયાણ–વિંધ્યાચળનું અતિક્રમણ–જરાસંધના પુત્ર કાળનું પાછળ ત્યાં સુધી આવવું–યાદવોની કુળદેવીએ કરેલ તેનો છળ–તેનું અગ્નિમાં બળી મરવું–જરાસંધને તેની ખબર પડવાથી થયેલ પારાવાર ખેદ–સમુદ્રવિજયાદિનો સૌરાષ્ટ્ર પ્રદેશમાં ... આવવું–કૃષ્ણે કરેલ સુસ્થિત દેવનું આરાધન–તેના પ્રકટ થવાથી દ્વારકા વસાવવાની કરેલી માગણી–ઇંદ્રની આજ્ઞાથી કુબેરે વસાવેલી નવી દ્વારકા–તેનું વર્ણન

પૃષ્ઠ ૧૧૧ થી ૧૩૧

**છટ્ઠા સર્ગમાં**–કૃષ્ણના રુક્મિણી સાથના વિવાહનું વિસ્તૃત વર્ણન–ત્યારપછી જાંબવતી, લક્ષ્મણા, સુસીમા, ગૌરી, પદ્માવતી અને ગાંધારી સાથે વિવાહ–સત્યભામા સહિત કૃષ્ણે સ્થાપેલ આઠ પટ્ટરાણીઓ–રુક્મિણીને થયેલ પુત્રજન્મ–પ્રદ્યુમ્ન નામ સ્થાપન–સત્યભામાને ભાનુક નામે પુત્ર–રુક્મિણીને થયેલ પુત્રનો વિરહ–પ્રદ્યુમ્નનો ને રુક્મિણીનો પૂર્વભવ–

પાંડવોના વંશનો પ્રારંભ–પાંચે પાંડવોનો જન્મ–દ્રૌપદીનો સ્વયંવર–ત્યાં પાંડવોનું જવું–દ્રૌપદીએ પહેરાવેલી વરમાળા–દ્રૌપદીના પૂર્વભવનું વર્ણન–યુધિષ્ઠિરને રાજ્યપ્રાપ્તિ–દ્યૂતમાં રાજ્યનું હારી જવું–પાંડવોને વનવાસમાં નીકળતાં પ્રથમ દ્વારકા જવું–ત્યાં પાંચે પાંડવોનો વિવાહ–પ્રદ્યુમ્નપર તેની પાલક માતાનો અનુરાગ–પ્રદ્યુમ્નનું દ્વારકા આવવું–તેણે બતાવેલા ચમત્કારો. પૃષ્ઠ ૧૩૧ થી ૧૫૪

**સાતમા સર્ગમાં**–જાંબવતીને થયેલ શાંબ નામે પુત્ર–સત્યભામાને થયેલ ભીરૂ નામે પુત્ર–શાંબ પ્રદ્યુમ્નના ચમત્કારો ને તેમના વિવાહ–રત્નકંબળના વેપારીઓનું રાજગૃહ જવું–તેનાથી દ્વારકા ને યાદવો સંબંધી પડેલી જીવયશાદ્વારા જરાસંધને ખબર–જરાસંધનું યુદ્ધ માટે દ્વારકા તરફ પ્રયાણ–દ્વારકામાં પડેલી ખબર–યુદ્ધની તૈયારી ને સામું પ્રયાણ–બંને સૈન્યનું મળવું–વસુદેવને વિદ્યાધરો સાથે યુદ્ધ કરવા મોકલવા–જરાસંધે રચેલો ચક્રવ્યૂહ–કૃષ્ણે રચેલો ગરુડવ્યૂહ–યુદ્ધની શરૂઆત–તે મહા યુદ્ધના મધ્યમાં જ પાંડવોનું કૌરવો સાથે યુદ્ધ–કૌરવોનો વિનાશ–અરિષ્ટનેમિ માટે ઇંદ્રે મોકલેલ રથાદિ સામગ્રી–અરિષ્ટનેમિએ બતાવેલું અહિંસક પરાક્રમ–કૃષ્ણ જરાસંધનું યુદ્ધ–જરાસંધે ચક્રનું મૂકવું–તેનું કૃષ્ણ પાસેજ રહેવું–તે ચક્રવડે જરાસંધનું મૃત્યુ પૃષ્ઠ ૧૫૫ થી ૧૭૫

**આઠમા સર્ગમાં**–કેટલાએક રાજાઓને પોતપોતાના રાજ્યે પાછા સ્થાપવા–વસુદેવનું વિદ્યાધરો સહિત જય મેળવીને આવવું–જીવયશાએ કરેલ દેહત્યાગ–કૃષ્ણે ભરતાર્ધ સાધીને કોટિશિલાનું ઉપાડવું–ત્યાંથી દ્વારકા આવવું–કૃષ્ણનો ૧૬૦૦૦ રાજાઓએ કરેલો રાજ્યાભિષેક–આઠમા વાસુદેવ બળદેવ તરીકે તેમનું ને બળરામનું નિર્મિત થવું–પાંડવાદિકનું પોતપોતાના રાજ્યમાં જવું–યાદવોનો અસ્ખલિત આનંદ–નેમિનાથને વિવાહ માટે કરવામાં આવેલ આગ્રહ–તેમણે કરેલ નિવારણ–સાગરચંદ્ર ને કમળામેળાનો વિવાહ–અનિરુદ્ધ ને ઉષાનો વિવાહ પૃષ્ઠ ૧૭૫ થી ૧૮૦

**નવમા સર્ગમાં**–નેમિનાથનું કૃષ્ણની આયુધશાળામાં આવવું–તેમણે વગાડેલ શંખ–કૃષ્ણનું ત્યાં આવવું–પરસ્પર બળ પરીક્ષા–કૃષ્ણને ઉત્પન્ન થયેલ ચિંતા–નેમિનાથને વિવાહ મનાવવાનો પ્રયત્ન–નેમિનાથે કરેલો સ્વીકાર–રાજિમતી સાથે થયેલ વિવાહનો નિર્ણય–વિવાહની તૈયારી–વિવાહ માટે પ્રયાણ–રાજિમતીનું જોવા નીકળવું–નેમિનાથે સાંભળેલો પશુઓનો પોકાર–તેને છોડાવીને પ્રભુનું પાછા વળવું–કુટુંબનો આગ્રહ–તેમને સમજાવી સંવત્સરી દાન આપવું–રાજિમતીને થયેલ ખેદ–પ્રભુનું દીક્ષા માટે પ્રયાણ–સહસ્રામ્ર વનમાં પધારવું–પ્રભુએ લીધેલી દીક્ષા–પહેલું પારણું–રથનેમી ને રાજિમતીનો

પ્રસંગ–નેમિનાથને કેવળજ્ઞાનની નિષ્પત્તિ–કૃષ્ણાદિનું વાંદવા નીકળવું–ઇંદ્રે કરેલ જિનેંદ્રસ્તુતિ–પ્રભુએ આપેલી દેશના–બાવીશ અભક્ષ્યનું વર્ણન–વરદત્ત રાજાએ લીધેલી દીક્ષા–રાજીમતીએ લીધેલ ચારિત્ર–પૂર્વભવોવાળા બે કનિષ્ઠબંધુના અને વિમળબોધના જીવોનું સમવસરણમાં આવવું–તેમને થયેલ જાતિસ્મરણ જ્ઞાન–તેમણે લીધેલ દીક્ષા–ગણધરોની સ્થાપના–યક્ષને યક્ષિણીની સ્થાપના. પૃષ્ઠ ૧૮૦ થી ૧૯૮

**દશમા સર્ગમાં**–દ્રૌપદીનું પદ્મોત્તર રાજાએ કરેલું હરણ–ત્યાંથી કૃષ્ણની સહાયવડે પાછી લઈ આવવી–કપિલ વાસુદેવ સાથે શંખ શબ્દથી મુલાકાત–પદ્મોત્તરને કપિલ વાસુદેવે કરેલ રાજભ્રષ્ટ–પાંડવોને કૃષ્ણ સાથે થયેલ ક્લેશ–પાંડવોનું સમુદ્ર તટે નવી નગરી વસાવીને રહેવું–હસ્તિનાપુરના રાજ્યપર પરીક્ષિતને બેસાડવો–સુલસાને ત્યાં ઉછરેલા દેવકીજીના ૭ પુત્રોએ લીધેલ ચારિત્ર–તેનું નેમિનાથ પ્રભુ સાથે દ્વારકા આવવું–ત્રણ સંઘાટકે ગોચરી નીકળવું અને ત્રણે સંઘાટકનું દેવકીને ત્યાં આવવું–દેવકીએ પ્રભુ પાસે આવીને કરેલી પૃચ્છા–પ્રભુએ કહેલ તેનો પૂર્વભવ વિગેરે–દેવકીએ કૃષ્ણને બતાવેલી પુત્રપાલનેચ્છા–કૃષ્ણે આરાધેલ નૈગમેષી દેવ–દેવકીને થયેલ આઠમો પુત્ર–ગજસુકુમાળ નામ સ્થાપન–તેણે કરેલ વિવાહ–પ્રભુનું ત્યાં પધારવું–ગજસુકુમાળે લીધેલ ચારિત્ર–તેજ દિવસે સ્મશાનમાં જઈને કાયોત્સર્ગે રહેવું–તેના સસરાએ કરેલ પ્રાણાંત ઉપસર્ગ–મુનિનું મોક્ષગમન–કૃષ્ણનું પ્રભુ પાસે આવવું–તેને પડેલી બધી ખબર–તેમના ભયથી સોમશર્માનું થયેલ અકાળ મૃત્યુ–પ્રભુ પાસે અનેક યાદવ સ્ત્રીઓએ લીધેલ ચારિત્ર–કૃષ્ણે કન્યાવિવાહનો કરેલ ત્યાગ–વસુદેવની સ્ત્રી કનકવતીએ પણ લીધેલ ચારિત્ર–તેને કેવળજ્ઞાનની નિષ્પત્તિ ને મોક્ષગમન–સાગરચંદ્રને પ્રતિમા વહનમાં નભસેને કરેલ પ્રાણાંત ઉપસર્ગ–તેનું સ્વર્ગગમન–કૃષ્ણના ગુણગ્રાહીપણાની ઇંદ્રે કરેલી પ્રશંસા–દેવે કરેલી પરીક્ષા–પરીક્ષામાં પાર ઉતરવું–દેવે પ્રસન્ન થઈને આપેલી વ્યાધિનિવારક ભેરી–ભેરીપાળકે કરેલ દગો–તેનું પ્રાણાંત થવું–કૃષ્ણે મેળવેલી બીજી ભેરી–ધન્વંતરી ને વૈતરણિ વૈદ્ય–તે બંને વૈદ્યની ગતિ વિગેરે–નેમિનાથનું દ્વારકા પધારવું–ચોમાસામાં વિહાર ન કરવાનું કૃષ્ણે પૂછેલ કારણ–કૃષ્ણે પણ ચાર માસ મહેલમાં જ રહેવાનો કરેલ નિર્ણય–વીરા સાળવીની કૃષ્ણ પ્રત્યે અપૂર્વ ભક્તિ–કૃષ્ણે દીક્ષામહોત્સવ કરવાની કરેલી પ્રતિજ્ઞા–પુત્રીઓને દીક્ષા અપાવવી–કેતુમંજરીએ કૃષ્ણની પૃચ્છામાં દાસી થવાનું કહેવું–તેને વીરા સાળવી સાથે પરણાવવી–પરિણામે તેણે લીધેલી દીક્ષા–કૃષ્ણે કરેલ ૧૮૦૦૦ મુનિને દ્વાદશાવર્ત્તવંદન–તેનું પ્રભુએ કહેલ ફળ–દ્રવ્યવંદન ને ભાવવંદનના ફળની વિવિક્તતા–કૃષ્ણને ઢંઢણકુમાર નામે પુત્ર–તેણે લીધેલ દીક્ષા–લાભાંતરાયના ઉદયથી તેને ભિક્ષાનું ન મળવું–તેના પૂર્વભવની કથા–પરલબ્ધિથી મળેલો આહાર પરઠવતા તેમને થયેલ કેવળજ્ઞાન–પ્રભુનું ગિરનારપર પધારવું–રાજિમતીનું વાંદવા જવું–એક ગુફામાં અકસ્માત્ તેનો ને રથનેમીનો મેળાપ–રાજિમતીએ રથનેમીને આપેલ ઉપદેશ–રથનેમીનું વિશુદ્ધ થવું–તેને થયેલ કેવળજ્ઞાન–કૃષ્ણના શાંબ ને પાલક નામે પુત્ર–દ્રવ્યવંદના ને ભાવવંદનાનું સ્પષ્ટીકરણ પૃષ્ઠ ૧૯૮ થી ૨૧૭

**અગ્યારમા સર્ગમાં**–કૃષ્ણે નેમિનાથ પ્રભુને દ્વારકા ને યાદવોના અંત સંબંધી કરેલ પ્રશ્ન–પ્રભુએ આપેલ ઉત્તર–જરાકુમાર ને દ્વૈપાયનનું વનવાસી થવું–દ્વારકામાં કૃષ્ણે કરેલ મદ્યપાનનો નિષેધ–સિદ્ધાર્થ સારથીએ લીધેલ ચારિત્ર–તેનું સ્વર્ગગમન–યાદવકુમારોએ કરેલું મદ્યપાન–દ્વૈપાયનને ઉપજાવેલ કોપ–તેણે કરેલ નિયાણું–કૃષ્ણનું શાંત કરવા જવું–તેનું શાંત ન થવું–દ્વારકાના ધર્મકાર્યમાં પ્રવર્તવાની કરાવેલી કૃષ્ણે ઉદ્ઘોષણા–નેમિનાથનું [illegible] યાદવોનું [illegible]–શાંબપ્રદ્યુમ્નાદિ કુમારોએ તથા રુક્મિણી વગેરે સ્ત્રીઓએ લીધેલી દીક્ષા–[illegible] કરેલ દ્વારકાનો દાહ–કૃષ્ણ બળભદ્રના ભાવી ભવોનું કથન–દ્વૈપાયનનું [illegible] દ્વારકામાં [illegible] પ્રાપ્તિ–૧૧ વર્ષ પૂર્ણ થતાં લોકોનું ધાર્મિક પ્રવૃત્તિમાં [illegible] દ્વારકામાં [illegible]–રામકૃષ્ણના આયુધરત્નોનું લોપ થવું–દ્વૈપાયને [illegible] અગ્નિ–તેનું [illegible] તેમાંથી દ્વારકાનો કૃષ્ણ બળરામનો પ્રયત્ન–[illegible] તેમણે કરેલું અનશન–તેમનું સ્વર્ગગમન–કૃષ્ણ બળરામનું નગર બહાર [illegible] પાંડવો [illegible] માર્ગમાં

ગયેલ મૃતરાષ્ટ્રના પુત્રથી ઉપદ્રવ–તેનુ નિવારણ–ત્યાંથી કોશાંબીના વનમાં આવવું–કૃષ્ણને લાગેલ
તૃષા–બળભદ્રનુ પાણી લેવા જવુ–જરાકુમારના બાણથી કૃષ્ણના પાદનું વિંધાવું–જરાકુમારનુ પાસે
આવવુ–તેને પાડવો પાસે બધી હકીકત કહીને મોકલવો–કૃષ્ણને ઉત્પન્ન થયેલ સદ્ભાવ–પ્રાંતે થયેલ
દુર્ભાવ–મૃત્યુ પામીને ત્રીજી નરકે જવુ પૃષ્ઠ ૨૧૩ થી ૨૨૧

**બારમા સર્ગમાં**–બળભદ્રનુ પાણી લઈને આવવુ–કૃષ્ણને મૃત્યુ પામેલ જોયા છતા તેમને થયેલ
વ્યામોહ–છ માસ પર્યન્ત તે દેહને ફેરવવો–સિદ્ધાર્થ દેવનું તેને પ્રતિબોધવા આવવુ–તેના પ્રયત્નથી
પ્રતિબોધ થતા કૃષ્ણને કરેલ અગ્નિસસ્કાર–બળભદ્રે લીધેલ ચારિત્ર–બળભદ્રે વનમાં જ રહેવાનો કરેલ
નિશ્ચય–કેટલાક રાજાઓએ કરેલ ઉપદ્રવ–સિદ્ધાર્થ દેવે કરેલુ તેમનું નિવારણ–એક મૃગનું તેમના
ભક્ત થવુ–રથકારનુ કાષ્ટ માટે વનમાં આવવુ–તેમની પાસે મૃગે ભિક્ષા માટે બળભદ્ર મુનિને લઈ
જવા–બળરામ મૃગ ને રથકારની શુભ ભાવના–ત્રણેનુ સમકાળે મૃત્યુ–ત્રણેનું બ્રહ્મ દેવલોકમાં દેવ
થવું–બળરામદેવનુ નરકભૂમિમા કૃષ્ણ પાસે આવવુ–કૃષ્ણે બતાવેલ પોતાના ખેદનું કારણ–બળરા-
મનું મનુષ્યલોકમા આવવુ–તેમણે પ્રવર્તાવેલ મિથ્યાત્વ–જરાકુમારનું પાડવો પાસે આવવુ–તેની
હકીકત સાંભળતાં પાડવોને થયેલ વૈરાગ્ય–જરાકુમારને રાજ્ય આપીને દ્રૌપદી સહિત તેમણે લીધેલી
દીક્ષા–નેમિનાથને વદન કરવા માટે પ્રયાણ–નેમિનાથનો પરિવાર–તેમનુ રૈવતાચળ પધારવુ–પ્રભુએ કરેલ
અનશન ને નિર્વાણ–ઇંદ્રાદિકે કરેલો નિર્વાણ મહોત્સવ–પાડવોને પ્રભુના નિર્વાણની પડેલી ખબર–તેમણે
સિદ્ધાચળપર જઈને કરેલ અનશન–તેમનુ મોક્ષગમન–દ્રૌપદીનુ બ્રહ્મ દેવલોકે જવુ. પૃષ્ઠ ૨૨૧ થી ૨૨૭

આઠમું પર્વ સમાપ્ત.

---

## पर्व ९ मुं.

**પ્રથમ સર્ગમાં**–(બ્રહ્મદત્ત ચક્રી ચરિત્ર)–બ્રહ્મદત્તના પૂર્વ ભવોનું વર્ણન–એક ભવમા ચિત્ર ને
સભૂત નામના ચડાળપુત્ર થવુ–તે ભવમા નમુચિમત્રી સાથેનો સબધ–ચિત્ર સભૂતે લીધેલ ચારિત્ર–
નમુચિએ કરેલ ઉપદ્રવ–સભૂત મુનિને થયેલ કોપ–ચિત્ર મુનિએ કરેલ સાન્ત્વન–સનત્કુમાર ચક્રિએ કરેલ
ભક્તિ–નમુચિને કરેલ દેશપાર–સ્ત્રીરત્નનુ વાદવા આવવુ–તેના કેશના સ્પર્શથી સભૂત મુનિએ કરેલ
નિયાણુ–ચિત્ર મુનિએ કરેલ ઉપદેશ–તેની વ્યર્થતા–અણસણ કરીને બનેનુ સૌધર્મ દેવલોકમા દેવ
થવુ–ચિત્રના જીવનુ પુરિમતાલમા વણિકપુત્ર થવુ–સભૂતના જીવનું કાપિલ્યપુરમાં બ્રહ્મરાજા ને ચુલની
રાણીથી રાજપુત્ર થવુ–બ્રહ્મદત્ત નામ સ્થાપન–બ્રહ્મરાજાના ચાર રાજા મિત્રો–તેમને પુત્રને સોંપીને
બ્રહ્મરાજાનુ પરલોક પ્રયાણ–દીર્ઘરાજાનું રાજ્ય સભાળવા રહેવુ–તેનો ચુલની સાથે વ્યભિચાર–ધનુ
મંત્રીને પડેલી ખબર–તેણે પોતાના પુત્ર વરધનુને જણાવવુ–તે દ્વારા બ્રહ્મદત્તને પડેલી ખબર–તેણે
દૃષ્ટાંતોવડે બનેને ચેતાવવા–દીર્ઘરાજાએ બ્રહ્મદત્તને મારી નાખવાનો કરેલ ચુલની પ્રત્યે આગ્રહ–
ચુલનીએ કરેલ સ્વીકાર–બ્રહ્મદત્તના વિવાહની કરેલી તૈયારી–લાક્ષાગૃહ બનાવી તેમાં બાળી મૂકવાનો
કરેલ ચુલનીએ નિર્ણય–તે વાતની ધનુમત્રીને પડેલી ખબર–તેણે કરેલ ગગાકાંઠે નિવાસ–ત્યાંથી
લાક્ષાગૃહ સુધી કરેલ સુરગ–બ્રહ્મદત્તનો વિવાહ–લાક્ષાગૃહમા શયન–વરધનુનું સાથે રહેવુ–રાત્રિએ
ચુલનીએ લાક્ષાગૃહને સળગાવવો–બ્રહ્મદત્ત ને વરધનુનું સુરગદ્વારા નીકળી જવું–સુરગદ્વારથી અશ્વા-
રૂઢ થઈ દૂર નીકળવુ–બનેએ કરેલ વેશનું પરાવર્તન–બધુમતી નામની બ્રાહ્મણ પુત્રી સાથે પ્રથમ
વિવાહ–દીર્ઘરાજાએ બનેને પકડવા મોકલેલા સ્વારો–વરધનુનુ પકડાઈ જવુ–બ્રહ્મદત્તનું ભાગી જવુ–
તેનું તાપસના આશ્રમમા રહેવુ–ત્યાં તેણે કરેલ કળાગ્રહણ–વનમા એક હાથીની પાછળ તેને પક-
ડવા નીકળવું–હાથીનું ભાગી જવુ–બ્રહ્મદત્તને પ્રાપ્ત થયેલ સૂર્યહાસ ખડ્ગ–તેનાવડે નાટ્યોન્મત્તનો કરેલ
વધ–પુષ્પવતી સાથે ગાંધર્વ વિવાહ–ખડા વિશાખાનું ત્યા આવવુ–બ્રહ્મદત્તનુ ત્યાથી ધોળી ધ્વજા જોઈને
ચાલી નીકળવુ–શ્રીકાંતા સાથે વિવાહ–વરધનુ સાથે મેળાપ–પરસ્પર થયેલ વાર્તાલાપ–દીર્ઘરાજાના
ભયથી ત્યાંથી ચાલ્યા જવુ–કોશાબીમા તેના ભયથી સતાવુ–રત્નવતી સહિત રથમાં બેસીને નીકળવુ–

ચોરો સાથે થયેલ યુદ્ધ–રથના અગ્રભાગથી વરધનુનું ગુમ થવું–ખંડા વિશાખાનો મેળાપ–તેણે કહેલ સર્વ વૃત્તાંત–ધોળી ધ્વજા બતાવવામાં પુષ્પવતીની થયેલ ભૂલ–ખંડા વિશાખા સાથે ગાંધર્વવિવાહથી પરણવું–રત્નવતીનું પાણિગ્રહણ–વરધનુ સાથે મેળાપ–વારાણસીના કટકરાજાની પુત્રી કટકવતી સાથે પાણિગ્રહણ–ત્યાં બધા રાજાઓનું એકઠા મળવું–દીર્ઘરાજા પાસે મોકલેલ દૂત–કાંપિલ્યપુર પાસે સેના સહિત આવવું–દીર્ઘરાજાનું યુદ્ધ કરવા નીકળવું–ચુલનીએ લીધેલ દીક્ષા ને મોક્ષગમન–દીર્ઘરાજાનું બ્રહ્મદત્તના ચક્રથી થયેલ મૃત્યુ–બ્રહ્મદત્તનો કાંપિલ્યપુરમાં પ્રવેશ–સર્વ સ્ત્રીઓને તેડાવી લેવી–કુરુમતીને સ્ત્રીરત્ન ઠરાવવું–બ્રહ્મદત્તનું છ ખંડ સાધવા નીકળવું–છ ખંડ સાધીને કાંપિલ્યપુર આવવું–ચક્રીપણાનો અભિષેક–બ્રહ્મદત્તે એક બ્રાહ્મણને આપેલ વચન–તેનું મુશ્કેલીએ બ્રહ્મદત્તને મળવું–તેણે કરેલ માગણી–બ્રહ્મદત્તે કરેલ તેનો સ્વીકાર–ચક્રીના ઘરે ભોજનની ફરીને અપ્રાપ્તિ–ભટ્ટનું મરણ–બ્રહ્મદત્તને પુષ્પનો દડો જોઈને થયેલ જાતિસ્મરણ–તેણે દીઠેલો પૂર્વભવ–પૂર્વભવના બંધુને શોધી કાઢવા કહેલ અર્ધ શ્લોક–અર્ધ શ્લોક પૂરનારને આપવાનું ઠરાવેલ અર્ધ રાજ્ય–ચિત્રના જીવે વણિકપુત્ર થઈને લીધેલ દીક્ષા–તેનું કાંપિલ્યપુર તરફ આગમન–તેણે સાંભળેલ અર્ધ શ્લોક–બાકીનો અર્ધ શ્લોક મુનિએ પૂર્યો–ચક્રીને પડેલી તેની ખબર–ચક્રીનું મુનિ પાસે આવવું–ચિત્ર મુનિએ આપેલ દેશના–ચક્રી ઉપર તેની નહીં થયેલી અસર–મુનિનું વિહાર કરી જવું–તેમનું મોક્ષગમન–ચક્રીનું વક્ર ગતિવાળા અશ્વપર બેસવું–તેનાથી એકલા અરણ્યમાં આવી ચડવું–ત્યાં એક નાગનાગણીનો જોયેલો દુરાચાર–તેને શિક્ષા કરવી–નાગકન્યાએ કરેલી પોતાના સ્વામીપાસે ખોટી ફરિયાદ–નાગદેવનું ચક્રી પાસે આવવું–ત્યાં બ્રહ્મદત્તે પોતાની પટ્ટરાણીને કહેલી હકીકત–નાગદેવે તે વાત સાંભળવી–તેની ચક્રીપર થયેલી પ્રસન્નતા–ચક્રીને તેણે વર માગવા કહેવું–સર્વ પ્રાણીઓની ભાષા જાણવાનું તેણે આપેલું વરદાન–ગરોળીની વાત સાંભળતા ચક્રીનું હસવું–તેનું કારણ જાણવા રાણીનો આગ્રહ–તે જણાવવાથી થનારું અપમૃત્યુ–તેમ કહેવા છતાં પણ રાણીએ પકડી રાખેલ આગ્રહ–ચક્રીની કુળદેવીએ મેંઢાબેંઢીના દૃષ્ટાંતવડે ચક્રીને સમજાવવું–ચક્રીનું પાછા વળવું–એક બ્રાહ્મણની ચક્રીના ભોજનની માગણી–તેના આગ્રહથી તે ભોજન આપવું–તેને થયેલ ઉન્માદ–તેણે કરેલ અપકૃત્ય–પશ્ચાત્તાપને પરિણામે ચક્રીપર થયેલ દ્વેષ–એક ભીલને શોધી કાઢવો–તેની પાસે ફોડાવેલા ચક્રીના બે નેત્ર–ભીલને બ્રાહ્મણ બનેનું પકડાવું–ચક્રીને બ્રાહ્મણ જાતિપર થયેલ દ્વેષ–ચક્રીના અધ્યવસાયની ક્રૂરતા–ચક્રીનું મૃત્યુ–સાતમી નરકે નારકી થવું પૃષ્ઠ ૨૩૧ થી ૨૬૦

ત્રીજા સર્ગમાં–(શ્રી પાર્શ્વનાથ ચરિત્રની શરૂઆત)–પાર્શ્વનાથનો પૂર્વભવ–પોતનપુરમાં અરવિંદરાજા ને વિશ્વભૂતિ નામે પુરોહિત–તેને કમઠ ને મરુભૂતિ નામે બે પુત્ર–વિશ્વભૂતિનું સ્વર્ગગમન–મરુભૂતિની વૈરાગ્યદશા–તેની સ્ત્રી વસુંધરાની સાથે કમઠનો દુરાચાર–તે વાતની કમઠની સ્ત્રી વરુણાને પડેલી ખબર–તેણે મરુભૂતિને કહેલી તે હકીકત–મરુભૂતિનું નજરો નજર જોવું–તેણે રાજાને કહેલી તે બીના–તેણે કમઠની કરેલી અત્યંત અપભ્રાજના–કમઠનું તાપસ થવું–મરુભૂતિનું ખમાવવા જવું–કમઠે તેનાપર નાખેલી શિલા–તેથી મૃત્યુ પામીને મરુભૂતિનું હાથી થવું–કમઠની સ્ત્રી વરુણાનું મૃત્યુ પામીને હાથણી થવું–બંનેનો સમાગમ–અરવિંદ રાજાને થયેલ અવધિજ્ઞાન–તેણે લીધેલ દીક્ષા–તેમનું અષ્ટાપદ તરફ ગમન–માર્ગે મળેલ સાગરદત્ત સાર્થવાહ–હાથીવાળી અટવીમાં સાર્થનું આવવું–હાથીએ કરેલ ઉપદ્રવ–અરવિંદ મુનિએ આપેલ હાથીને ઉપદેશ–હાથીને થયેલ જાતિસ્મરણ જ્ઞાન–હાથણીને પણ જાતિસ્મરણ–હાથીએ ગ્રહણ કરેલ શ્રાવકપણું–મુનિનું અષ્ટાપદ જવું–હાથીના શુભ ભાવ–કમઠ તાપસનું દુર્ધ્યાને મરણ પામી કુર્કુટ સર્પ થવું–તેણે કરેલ હાથીના કુંભસ્થળ પર દંશ–હાથીનું શુભ ભાવે મૃત્યુ–આઠમા સ્વર્ગમાં તેનું દેવ થવું–વરુણાનું બીજા દેવલોકમાં [illegible] દેવી થવું ને બંનેનો સંયોગ–કુર્કુટ સર્પનું પાંચમી નરકમાં નારકી થવું.

મહાવિદેહ ક્ષેત્રની સુકચ્છ વિજયમાં તિલકા નગરી, વિદ્યુદ્ગતિ રાજા, કનકતિલકા રાણી, તેના ગર્ભમાં હાથીનો જીવ દેવલોકથી ચ્યવીને પુત્રપણે ઉત્પન્ન (ચોથો ભવ)–કિરણવેગ નામ સ્થાપન–[illegible] પિતાએ [illegible] પુત્રને રાજ્ય આપીને લીધેલી દીક્ષા–

તેમનુ હેમગિરિની ગુફામા રહેવુ–કુર્કુટ સર્પના જીવનુ પાચમી નરકમાથી નીકળીને ત્યા જ સર્પ થવુ–તેણે મુનિને કરેલ મહાન્ ઉપસર્ગ–મુનિનુ શુભ ધ્યાને મરણુ–બારમા દેવલોકમા દેવ થવુ–સર્પનુ દાવાનળમાં દગ્ધ થવુ અને છટ્ઠી નરકમા નારકીપણે ઉપજવુ

મહાવિદેહ ક્ષેત્રની સુગંધ વિજયમા શુભકરા નગરી, વજ્રવીર્ય રાજા, લક્ષ્મીવતી રાણી, તેના ઉદરમા બારમા દેવલોકથી ચ્યવી પુત્રપણે ઉપજવુ (છટ્ઠો ભવ)–જન્મ થતાં વજ્રનાભ નામ સ્થાપન–તેને રાજ્ય આપી માતપિતાએ લીધેલ ચારિત્ર–વજ્રનાભને ચક્રાયુધ નામે પુત્ર–ક્ષેમકર જિનનુ ત્યા સમવસરવુ–વજ્રનાભે તેમની પાસે લીધેલ ચારિત્ર–આકાશમાર્ગે સુકચ્છ વિજયમા આવવુ–સર્પના જીવનુ નરકથી નીકળી તે વિજયમાં ભિલ્લ થવુ–મુનિનુ તેની નજરે પડવુ–તેણે મારેલ બાણુ–મુનિનુ શુભ ધ્યાને કાળ કરી મધ્યમ ગ્રૈવેયકમા દેવ થવુ–ભિલ્લનુ સાતમી નરકે નારકી થવુ

મહાવિદેહ ક્ષેત્રમાં પુરાણપુર નગરમા કુલિશબાહુ રાજા સુદર્શના રાણી, તેના ઉદરમા ચક્રીના જન્મસૂચક ૧૪ સ્વપ્ન સૂચિત ઉપજવુ (આઠમો ભવ)–જન્મ થતા **સુવર્ણબાહુ** નામ સ્થાપન–તેને રાજ્ય આપી પિતાએ લીધેલ દીક્ષા–સુવર્ણબાહુનુ વક્રાશ્વવડે અટવીમાં આવી ચડવુ–તાપસના આશ્રમમા પદ્માવતી નામની રાજપુત્રી સાથે મેળાપ–તેની સખીએ કહેલો પદ્માવતીનો વૃત્તાત–ગાલવમુનિ નામના તાપસના આગ્રહથી પદ્માવતી સાથે સુવર્ણબાહુએ કરેલ ગાધર્વવિવાહ–પદ્મોત્તર વિદ્યાધરનુ વૈતાઢ્યપર લઈ જવા આવવુ–પદ્માવતીએ માતા પાસે માગેલી પતિ સાથે જવાની આજ્ઞા–માતાએ આપેલી શીખામણુ–સુવર્ણબાહુનુ વૈતાઢ્ય જવુ–ત્યા વિદ્યાધરોના સ્વામીપણે અભિષેક–ત્યાથી પોતાને નગરે આવવું—ચૌદ રત્નોની પ્રાપ્તિ–છ ખડ સાધીને ચક્રવર્તીપણે પ્રસિદ્ધ થવુ–જગન્નાથ તીર્થંકરનુ ત્યા પધારવું–ચક્રીએ તેમની પાસે લીધેલ ચારિત્ર–તેમનુ ક્ષીરવણા અટવીમા આવવુ–ભિલ્લના જીવનુ નરકમાથી નીકળીને તે અટવીમા સિંહ થવુ–તેણે મુનિને કરેલો પ્રાણાત ઉપસર્ગ–મુનિનુ શુભ ભાવે મરણુ–દશમા દેવલોકમા દેવપણે ઉપજવુ–સિંહનુ મૃત્યુ પામીને ચોથા નરકમા નારકી થવુ.

પૃષ્ઠ ૨૧૦ થી ૨૭૫

**ત્રીજા સર્ગમાં**–સિંહના જીવનુ નરકથી નીકળી અનેક ભવ ભ્રમણુ કરી એક દરિદ્રી બ્રાહ્મણના પુત્ર થવુ–કમઠ નામ સ્થાપન–તેને થયેલ દુખગર્ભિત વૈરાગ્ય–તેણે લીધેલી તાપસી દીક્ષા–તેણે કરવા માડેલુ પંચાગ્નિ સાધનરૂપ અજ્ઞાન કષ્ટ

જબુદ્વીપના ભરતક્ષેત્રમાં વારાણસી નગરી, અશ્વસેન રાજા, વામાદેવી રાણી, તેમની કુક્ષિમા દશમા દેવલોકથી ચ્યવીને પુત્રપણે ઉપજવુ–માતાએ દીઠેલ ચૌદ સ્વપ્ન–પોષ દશમીએ થયેલ જન્મ–દિક્કુમારીઓએ કરેલ સૂતિકર્મ–ઇંદ્રે કરેલ જન્મોત્સવ–ઇંદ્રે કરેલી સ્તુતિ–પિતાએ કરેલ જન્મોત્સવ–**પાર્શ્વકુમાર** નામ સ્થાપન–તેમનુ વૃદ્ધિ પામવુ–અશ્વસેન રાજાની સભામા પ્રસેનજિત્ રાજાનો આવેલ માણુસ–તેણે કહેલી સર્વ હકીકત–તેમાં પ્રસેનજિત્ રાજાની પ્રભાવતી નામની પુત્રીનો પાર્શ્વકુમાર ઉપર થયેલ અનુરાગ–તેને સ્વયવરા તરીકે વાગણસી મોકલવાનો કરેલો નિશ્ચય–યવન રાજાઓને તે વાતની પડેલી ખબર–તેણે કુશસ્થળને ઘેરો ઘાલવો–પ્રસેનજિત્ રાજાએ પોતાના મિત્ર પુરુષોત્તમને અશ્વસેન રાજા પાસે મોકલવો–અશ્વસેન રાજાએ પ્રસેનજિત્‌ને સહાય કરવા માટે નીકળવાનો કરેલો નિશ્ચય–પાર્શ્વકુમારે જવા માટે કરેલી પિતાની પ્રાર્થના–રાજાએ કરેલો સ્વીકાર–પાર્શ્વકુમારે કરેલ પુરુષોત્તમ નામના માણસની સાથે સૈન્યસહિત પ્રયાણુ–ઇંદ્રે મોકલેલા સારથિનુ રથ સાથે આવવું–તેણે કરેલી પ્રભુને વિનતિ–પ્રભુએ કરેલો તેનો સ્વીકાર–અનુક્રમે કુશસ્થળપુરે પહોંચવુ–યવનરાજ પાસે મોકલેલ દૂત–તેણે કરેલો દૂતનો તિરસ્કાર–તેના વૃદ્ધ મંત્રીએ સમજાવવું–યવનરાજનુ કાંધે કુહાડો લઇને પાર્શ્વકુમાર પાસે આવવું–પાર્શ્વકુમારે આપેલ નિર્ભય વચન–તેનુ સ્વસ્થાને જવુ–પુરુષોત્તમે પ્રસેનજિત્ રાજાને આપેલી ખબર–તેનું પ્રભાવતી સહિત પાર્શ્વકુમાર પાસે આવવું–પ્રભાવતીના પાણિગ્રહણ માટે તેણે કરેલી પ્રાર્થના–પ્રભુએ આપેલો ઉત્તર–પ્રસેનજિત્ રાજાએ પાર્શ્વકુમાર સાથે પ્રભાવતીને લઇને વારાણસી આવવું–અશ્વસેન રાજાએ કરેલી કુશળ પૃચ્છા–પ્રસેનજિત્ રાજાએ

કરેલી પ્રાર્થના–પાર્શ્વકુમારને આગ્રહ કરીને અશ્વસેન રાજાએ કરાવેલો પ્રભાવતીનો સ્વીકાર–પાણિગ્રહણ મહોત્સવ–અન્યદા નગરલોકને પૂજા સામગ્રી સહિત નગર બહાર જતા દેખતા–પ્રભુએ કરેલ કારણની પૃચ્છા–સેવકોએ કમઠ તાપસ આવ્યાના કહેલા સમાચાર–પ્રભુએ જ્ઞાનવડે જાણેલું તેનુ અજ્ઞાનકષ્ટ–પ્રભુનું તેની પાસે આવવુ–અગ્નિમાથી સર્પને કઢાવવો–સર્પનુ મરણ પામીને ધરણેન્દ્ર થવું–કમઠનુ મરણ પામીને મેઘમાળી દેવ થવુ–પ્રભુએ આપેલ વાર્ષિક દાન–દીક્ષા માટે આશ્રમપદ ઉદ્યાનમા આગમન–પ્રભુએ લીધેલ ચારિત્ર–ઉત્પન્ન થયેલ ચતુર્થ જ્ઞાન–પ્રથમ પારણુ–પ્રભુનો વિહાર–મેઘમાળીનુ આવવુ–તેણે કરેલા અનેક ઉપસર્ગો–છેવટે કરેલી અત્યંત જળવૃષ્ટિ–ધરણેન્દ્રનુ ઉપસર્ગ નિવારવા આવવુ–ઉપસર્ગનુ નિવારણ–પ્રભુની બન્ને ઉપર સમ દૃષ્ટિ–ધરણેંદ્રે મેઘમાળીનો કરેલો તિરસ્કાર–તેને આવેલી સદ્બુદ્ધિ–તેણે માગેલી ક્ષમા–સમકિતની પ્રાપ્તિ–મેઘમાળીને ધરણેંદ્રનુ સ્વસ્થાને જવુ–ભગવતને થયેલ કેવળજ્ઞાન–સમવસરણની રચના–વનપાળકે આપેલી અશ્વસેન રાજાને વધામણી–તેનુ સહકુટુંબ વાદવા આવવુ–શક્રેન્દ્રે ને તેણે કરેલી પ્રભુની સ્તુતિ–પ્રભુએ આપેલી દેશના–તેમાં કહેલું શ્રાવકના બાર વ્રતોનુ સ્વરૂપ–બાર વ્રતના અતિચાર–પ્રભુના કુટુંબે લીધેલી દીક્ષા–ગણધર તથા ચતુર્વિધ સંઘની સ્થાપના–પ્રભુના યક્ષ યક્ષણી પૃષ્ઠ ૨૭૫ થી ૨૯૩

**ચોથા સર્ગમાં**–પ્રભુનો વિહાર–સાગરદત્તનુ વૃત્તાંત–તેનુ પ્રભુ પાસે આવવુ–પાર્શ્વપ્રભુ પાસે તેણે લીધેલી દીક્ષા–બંધુદત્તનુ વૃત્તાંત–તેનુ પરદેશમા વ્યાપારાર્થે નીકળવુ–ચિત્રાંગદ વિદ્યાધર સાથે થયેલ મેળાપ–પ્રિયદર્શના સાથે બંધુદત્તનો વિવાહ–બંધુદત્તનુ પોતાના નગર તરફ પ્રયાણ–માર્ગમા ચંડસેન પલ્લીપતિએ પાડેલી ધાડ–બંધુદત્તનુ ભાગી જવુ–પ્રિયદર્શનાનુ ચંડસેનના હાથમા પકડાવું–ચંડસેનનો તેના પિતા સાથે પૂર્વ સબંધ–તેણે પ્રિયદર્શનાને બહેન તરીકે રાખવી–બંધુદત્તની શોધમા ચંડસેનનુ નીકળવુ–બંધુદત્તને તેના મામા સાથે મેળાપ–ધનદત્ત ને તેના મામાનુ રાજપુરૂષોથી પકડાવુ–બંનેનું કેદખાને પડવુ–પ્રિયદર્શનાને પુત્ર પ્રસવ–બંધુદત્ત ને તેના મામાનો કારાગૃહમાથી છુટકારો–તે બનેનુ ચંડસેનના માણસોને હાથે પકડાવુ–તેમને દેવી પાસે બળિદાન માટે રજુ કરવા–મારવાની તૈયારી–પ્રિયદર્શનાનુ પુત્ર સાથે ત્યા આવવુ–બંધુદત્તે બોલેલા નવકાર મત્રથી ઓળખાણ પડવી–પ્રિયદર્શનાનો ને તેનો મેળાપ–ચંડસેનનુ પ્રતિબોધ પામવુ–પુત્રનુ બાંધવાનંદ નામ સ્થાપન–બંધુદત્તનુ પોતાની નગરીએ આવવુ–પાર્શ્વપ્રભુનુ ત્યાં સમવસરવુ–બંધુદત્તે કરેલી પૂર્વભવની પૃચ્છા–પ્રભુએ કહેલ તેનો પૂર્વભવ–તેણે પ્રિયદર્શના સહિત પ્રભુ પાસે લીધેલી દીક્ષા–નવનિધિના સ્વામીને નગરે પ્રભુનુ સમવસરવુ–તેણે પૂછેલ પૂર્વભવ–પૂર્વભવ સાંભળી તેણે લીધેલી દીક્ષા–પ્રભુનો પરિવાર–સમેતગિરિએ પ્રભુનુ પધારવુ–પ્રભુનું નિર્વાણ–આયુષ્યની ગણના–ચરિત્રની સમાપ્તિ. પૃષ્ઠ ૨૯૩ થી ૩૦૮

નવમું પર્વ સમાપ્ત



# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## पर्व सातमुं.

### સર્ગ ૧ લો.

## શ્રી રામચંદ્ર, લક્ષ્મણ તથા રાવણ ચરિત્ર.

---

અંજન જેવી કાંતિવાળા અને હરિવંશમાં ચંદ્ર સમાન એવા શ્રી મુનિસુવ્રત સ્વામી અર્હંતના તીર્થમાં ઉત્પન્ન થયેલા પદ્મ (રામ) નામે બલદેવ, નારાયણ (લક્ષ્મણ) નામે વાસુદેવ અને રાવણ નામના પ્રતિવાસુદેવનું ચરિત્ર કહેવામાં આવશે. જ્યારે શ્રી અજિતનાથ પ્રભુ વિચરતા હતા, તે સમયે આ ભરતક્ષેત્રમાં રાક્ષસ દ્વીપને વિષે **લંકા** નગરીમાં રાક્ષસ વંશના અંકુરભૂત **ઘનવાહન** નામે રાજા થયો હતો. એ સદ્બુદ્ધિવાળો રાજા પોતાના પુત્ર **મહારાક્ષસને** રાજ્ય આપી અજિતસ્વામીની પાસે દીક્ષા લઇ મોક્ષે ગયો મહારાક્ષસ પણ પોતાના **દેવરાક્ષસ** નામના પુત્રને રાજ્ય સોંપી વ્રત લઇને મોક્ષે ગયો. એવી રીતે રાક્ષસદ્વીપના અસંખ્ય અધિપતિઓ થઈ ગયા પછી શ્રેયાંસ પ્રભુના તીર્થમાં **કીર્તિધવળ** નામે રાક્ષસપતિ થયો.

તે અરસામાં વૈતાઢ્ય ગિરિ ઉપર **મેઘપુર** નામે નગરમાં **અતીંદ્ર** નામે વિદ્યાધરોનો પ્રખ્યાત રાજા થયો. તેને **શ્રીમતિ** નામની કાંતાથી **શ્રીકંઠ** નામે એક પુત્ર અને દેવીની જેવી સ્વરૂપવાન **દેવી** નામે એક દુહિતા થઇ. રત્નપુરના રાજા **પુષ્પોતર** નામના વિદ્યાધરેન્દ્રે પોતાના પુત્ર **પદ્મોત્તરને** માટે તે ચારૂલોચનાની માગણી કરી, પણ અતીદ્રે તે ગુણવાન અને શ્રીમાન પદ્મોત્તરને એ કન્યા ન આપતાં દૈવયોગથી કીર્તિધવળને આપી.

તેને કીર્તિધવળ પરણી ગયો એવી ખબર સાંભળી પુષ્પોત્તર રાજા અતીદ્ર સાથે તેમજ તેના પુત્ર શ્રીકંઠની સાથે વૈર રાખવા લાગ્યો. એક વખતે શ્રીકંઠ મેરૂ પર્વત ઉપરથી પાછો આવતો હતો, તેવામાં રૂપમાં પદ્મા (લક્ષ્મી) જેવી પુષ્પોત્તર રાજાની **પદ્મા** નામની દુહિતા તેના જોવામાં આવી. તત્કાળ તે શ્રીકંઠ અને પદ્માને કામદેવના વિકારસાગરને ઉલ્લાસ કરવામાં દુર્દિન સમાન પરસ્પર અનુરાગ થયો; પદ્મા કુમારી સ્નિગ્ધ દૃષ્ટિથી જાણે સ્વયંવરની માળાને નાખતી હોય તેમ શ્રીકંઠ તરફ પોતાનું મુખકમળ રાખીને ઉભી રહી. તેણીનો અનુકૂળ અભિપ્રાય જાણી કામાતુર શ્રીકંઠ તેને ઉપાડી લઈને તત્કાળ આકાશમાર્ગે જવા પ્રવર્ત્યો. તે વખતે તેની દાસીઓએ

'કોઇ પદ્માને હરી જાય છે' એવો પોકાર કરવા માંડયો. તે સાંભળી બળવાન પુષ્પોત્તર રાજા સૈન્ય સાથે તૈયાર થઈ શ્રીકંઠની પછવાડે દોડયો. શ્રીકંઠ નાસીને કીર્તિધવળને શરણે આવ્યો, અને પદ્માના હરણની બધી વાર્ત્તા તેને જણાવી. પ્રલયકાળે જળવડે સાગરની જેમ સૈન્યવડે દિશાઓને આચ્છાદન કરતો પુષ્પોત્તર રાજા તરત ત્યાં આવ્યો, કીર્ત્તિધવળે દૂત મોકલી પુષ્પોત્તરને કહેવરાવ્યું કે 'વિચાર કર્યા વગર માત્ર ક્રોધવડે કરવા ધારેલો આ તમારો યુદ્ધનો પ્રયાસ વ્યર્થ છે, કેમકે કન્યા કોઇને અવશ્ય આપવાનીજ છે, ત્યારે તે કન્યા શ્રીકંઠને સ્વેચ્છાએ વરી છે તેમાં કાંઇ શ્રીકંઠનો અપરાધ નથી, માટે તમારે યુદ્ધ કરવું ઉચિત નથી, તમારી દુહિતાનુ મન જાણી હવે તો તે વધૂવરના વિવાહનું કૃત્ય કરવું યોગ્ય છે.' પદ્માએ પણ એક દૂતીદ્વારા જણાવ્યુ કે 'હે પિતા! શ્રીકંઠે મારૂ હરણ કર્યું નથી પણ હું સ્વેચ્છાએ શ્રીકંઠને વરી છું'. દૂતી પાસેથી આવા ખબર સાંભળી ક્ષણવારમાં પુષ્પોત્તરનો કોપ શાંત થયો. પ્રાયઃ **વિચારવાન પુરૂષોનો કોપ સહેલાઇથી શમે છે.**

પછી પુષ્પોત્તર શ્રીકંઠ અને પદ્માનો ત્યાં મોટા ઉત્સવથી વિવાહ કરીને પોતાને નગરે ગયો. કીર્તિધવળે શ્રીકંઠને કહ્યું કે "હે મિત્ર! તમે અહીંજ રહો, કારણ કે વૈતાઢયગિરિ ઉપર તમારા ઘણા શત્રુઓ છે. આ રાક્ષસદ્વીપની નજીકમાંજ વાયવ્ય દિશાએ ત્રણસો યોજન પ્રમાણ વાનરદ્વીપ છે, તે શિવાય બીજા પણ બર્બરકુલ અને સિંહલ વિગેરે મારા દ્વીપો છે કે જે ભ્રષ્ટ થઇને નીચે આવેલા સ્વર્ગના ખંડ જેવા છે. તેમાંથી એક દ્વીપમાં રાજધાની કરી મારાથી નજીક અવિયુક્ત થઈને તમે સુખે રહો. જોકે તમારે શત્રુઓથી જરા પણ ભય નથી, તથાપિ મારા વિયોગના ભયથી ત્યાં જવાને તમે યોગ્ય નથી." આ પ્રમાણે કીર્ત્તિધવળે સ્નેહ સહિત કહેવાથી તેના વિયોગથી કાયર થયેલા શ્રીકંઠે વાનરદ્વીપમાં નિવાસ કરવાને કબુલ કર્યું. પછી કીર્ત્તિધવળે વાનરદ્વીપમાં કિષ્કિંધાગિરિ ઉપર આવેલી કિષ્કિંધા નામની નગરીના રાજ્ય ઉપર શ્રીકંઠને બેસાર્યો ત્યાં આસપાસ ફરતા મોટા દેહવાળા અને ફલ ખાનારા ઘણા રમ્ય વાનરાઓ શ્રીકંઠ રાજાના જોવામાં આવ્યા. તેઓને માટે અમારી ઘોષણા કરી શ્રીકંઠે અન્નપાનાદિ અપાવવા માંડયું, એટલે બીજાઓ પણ વાનરોનો સત્કાર કરવા લાગ્યા. કેમકે "यथा राजा तथा प्रजा" એવી કહેવત છે. ત્યારથી વિદ્યાધરો કૌતુકને લીધે ચિત્રમાં, લેપ્યમાં અને ધ્વજછત્રાદિ ચિન્હોમાં વાનરોનાં ચિત્રોજ કરવા લાગ્યા. વાનરદ્વીપના રાજ્યથી અને સર્વત્ર વાનરોનાં ચિન્હોથી ત્યાં રહેલા વિદ્યાધરો **વાનર** નામથી પ્રસિદ્ધ થયા.

શ્રીકંઠને વજ્રકંઠ નામે એક પુત્ર થયો, જે યુદ્ધલીલામાં ઉત્કંઠાવાળો અને સર્વ દેશાગ્રે અગ્રેસર પરાક્રમી હતો. એકદા શ્રીકંઠ પોતાના સભાસ્થાનમાં બેઠા હતા, તેવામાં નંદીશ્વર દ્વીપે શાશ્વત અર્હંતની યાત્રાને માટે જતા દેવતાઓ તેના જોવામાં આવ્યા.

તત્કાળ ગ્રામની બહાર આવી માર્ગે ચાલતાં અનેક વાહનોમાં બેઠેલા દેવતાઓની પછવાડે તે પણ ભક્તિવશ થઈને ચાલવા લાગ્યો. વિમાનમાં બેસીને ચાલતાં માર્ગમાં આવેલા ગિરિથી નદીનો વેગ અટકી પડે તેમ માનુષોત્તર ગિરિને ઉલ્લંઘતાં તેનું વિમાન સ્ખલિત થઈ ગયું. 'પૂર્વ જન્મમાં મેં અલ્પ તપ કરેલું, તેથી મારો નંદીશ્વર દ્વીપે રહેલા અર્હતની યાત્રાનો મનોરથ પૂર્ણ થયો નહીં' એવા વિચારથી નિર્વેદ પામી શ્રીકંઠે તત્કાળ દીક્ષા ગ્રહણ કરી, અને તીવ્ર તપસ્યા કરીને તે સિદ્ધિક્ષેત્રમાં ગયો.

શ્રીકંઠની પછી વજ્રકંઠ વિગેરે અનેક રાજાઓ થઇ ગયા પછી મુનિસુવ્રત પ્રભુના તીર્થમાં **ઘનોદધિ** નામે રાજા થયો. તે સમયે લંકાપુરીમાં **તડિત્કેશ** નામે રાક્ષસપતિ હતો. તેઓ બંને વચ્ચે પણ ધાટો સ્નેહ થયો. એક વખતે રાક્ષસપતિ તડિત્કેશ અંતઃપુર સાથે **નંદન** નામના શ્રેષ્ઠ ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. તડિત્કેશ ક્રીડા કરવામાં આસક્ત થતાં કોઈ વાનરે વૃક્ષ ઉપરથી ઉતરી **શ્રીચંદ્રા** નામની તેની મુખ્ય રાણીના સ્તનઉપર નખના ક્ષતો કર્યા. તે જોઈ રોષથી કેશને ઉંચા કરતા તડિત્કેશે એક બાણવડે તે વાનરને પ્રહાર કર્યો. કારણકે **સ્ત્રીનો પરાભવ પ્રાણીને અસહ્ય છે.** બાણના પ્રહારથી વિધુર થયેલો તે વાનર ત્યાંથી જરા જરા ઉછળીને નજીકમાં કોઈ કાયોત્સર્ગે રહેલા મુનિ હતા તેમની આગળ જઈને પડયો. મુનિએ પરલોકના માર્ગમાં પાથેય[1] સમાન નવકારમંત્ર તેને સંભળાવ્યો. તેના પ્રભાવથી મૃત્યુ પામીને તે વાનર અબ્ધિકુમાર[2] નિકાયમાં દેવતા થયો. અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વ ભવ જાણી તેણે તરતજ ત્યાં આવી મુનિને વંદના કરી. **સાધુ મુનિરાજ સજ્જનોને વંદનીય છે, તેમાં પણ ઉપકારી તો વિશેષ વંદનીય છે.** અહીં તડિત્કેશના સુભટોએ બીજા વાનરોને પણ મારવા માંડ્યા, તે જોઇને એ દેવતા કોપથી પ્રજ્વલિત થયો. તત્કાળ મોટા વાનરોનાં અનેક રૂપો વિકુર્વી વૃક્ષ અને શિલાઓના સમૂહની વૃષ્ટિ કરતો તે રાક્ષસોને ઉપદ્રવ કરવા લાગ્યો. તે સર્વ દિવ્ય પ્રયોગ જાણી તડિત્કેશે ત્યાં આવી તેની પૂજા કરીને પૂછ્યું કે 'તમે કોણ છો. ? અને શા માટે ઉપદ્રવ કરો છો" પૂજાવડે શાંત થયેલા અબ્ધિકુમારે પોતાનો વધ અને નમસ્કારમંત્રના પ્રભાવની વાર્ત્તા કહી બતાવી. પછી લંકાપતિએ તે દેવની સાથે મુનિની પાસે આવીને પૂછ્યું કે 'હે પ્રભુ ! આ કપિની સાથે મારે વૈર થવાનું શું કારણ છે?' મુનિ બોલ્યા– "શ્રાવસ્તી નગરીમાં **દત્ત** નામે તું મંત્રીપુત્ર હતો અને આ અબ્ધિકુમાર કાશી નગરીમાં લુબ્ધક ( પારાધી ) હતો. એક વખતે તું દીક્ષા લઇને કાશીમાં આવતો હતો, તેવામાં તે લુબ્ધકે તને સામો આવતો જોયો; તેથી અપશુકન થયા જાણી તને પ્રહાર કરીને તેણે પૃથ્વીપર પાડી નાખ્યો. ત્યાં મરણ પામીને તું મહેંદ્રકલ્પમાં[3] દેવતા થયો, અને ત્યાંથી ચવીને અહીં લંકામ'

---

૧ ભાતુ ૨ ભુવનપતિના દશ ભેદ નિકાયસંજ્ઞાએ છે, તેમા અબ્ધિકુમાર અથવા ઉદધિકુમા નામે એક નિકાય છે. ૩ ચોથું દેવલોક

રાક્ષસપતિ થયો છે. એ લુબ્ધક નરકમાં જઈ આવીને અહીં વાનર થયો હતો." આ પ્રમાણે વૈર થવાનું કારણ છે. પછી અસાધારણ ઉપકારી એવા તે મુનિને વંદના કરી લંકાપતિની આજ્ઞા લઇને તે દેવ અંતર્ધાન થઇ ગયો. મુનિએ કહેલા પોતાના પૂર્વ ભવને સાંભળીને તડિત્કેશ પોતાના **સુકેશ** નામના પુત્રને રાજ્યપર બેસારી દીક્ષા લઈ પરમપદને પામ્યો. રાજા ઘનોદધિ પણ **કિષ્કંધિ** નામના પોતાના પુત્રને કિષ્કિંધા નગરીનું રાજ્ય આપી દીક્ષા લઇ મોક્ષને પ્રાપ્ત થયો.

એ સમયે વૈતાઢ્ય ગિરિ ઉપર **રથનુપુર** નામના નગરમાં **અશનિવેગ** નામે વિદ્યાધરોનો રાજા હતો. તેને જાણે તેના બીજા બે ભુજદંડ હોય તેવા **વિજયસિંહ** અને **વિદ્યુદ્વેગ** નામે મહા જયવંત પુત્રો હતા. તેજ ગિરિ ઉપર આદિત્યપુરમાં **મંદિરમાળી** નામે વિદ્યાધરનો રાજા હતો, તેને **શ્રીમાળા** નામે એક કન્યા હતી. તેના સ્વયંવરમાં મંદિરમાળીએ વિદ્યાધરોના રાજાઓને બોલાવ્યા. વિમાનમાં જ્યોતિષ દેવની જેમ તેઓ માંચા ઉપર આવીને બેઠા. પ્રતિહારીએ કહેલા વિદ્યાધરના રાજાઓને રાજકુમારી શ્રીમાલા નીક જેમ જલથી વૃક્ષોને સ્પર્શ કરે તેમ દૃષ્ટિથી સ્પર્શ કરવા લાગી. અનુક્રમે બીજા સર્વ વિદ્યાધરોનું ઉલ્લંઘન કરી ગંગા નદી જેમ સમુદ્ર પાસે જાય તેમ શ્રીમાળા કિષ્કિંધિ કુમારની પાસે જઇ ઉભી રહી. ભવિષ્યકાલમાં ભુજલતાના આલિંગનની નિર્દોષ જામીન હોય તેવી વરમાળા તેના કંઠમાં આરોપણ કરી. તે સમયે સિંહની જેમ સાહસને પ્રિય માનતો વિજયસિંહ ભ્રકુટીથી મુખને ભયંકર કરી રોષ લાવી આ પ્રમાણે બોલ્યો—" સદા અન્યાયના કરનારા આ વિદ્યાધરોને મારા રાજ્યમાંથી ચોરને કાઢી મૂકે તેમ પૂર્વે વૈતાઢ્ય ગિરિની રાજધાનીમાંથી કાઢી મૂક્યા છે. તે આ દુર્નીત અને કુલાધમને અહીં પાછા કોણે બોલાવ્યા છે ? પણ ફીકર નહી, હવે ફરીવાર ન આવે તેટલા માટે હું તેમને પશુઓની જેમ મારી નાખું છું." આ પ્રમાણે કહી મહા વીર્યવાન અને યમરાજ જેવા તે વિજયસિંહ આયુધોને ઉછાળતો કિષ્કિંધિ રાજાની પાસે તેનો વધ કરવાને આવ્યો. એટલે સુકેશ વિગેરે કિષ્કિંધિ તરફથી અને બીજા કેટલાક વિજયસિંહ તરફથી દુર્ધર પરાક્રમી વિદ્યાધરો સામસામે યુદ્ધ કરવાને તૈયાર થઈ ગયા. દંતાદંતિ યુદ્ધ કરવાને પ્રવર્ત્તેલા હાથીઓથી આકાશમાં તણખાઓ ઝરવા લાગ્યા, ભાલાભાલી યુદ્ધમાં સ્વારેસ્વાર અથડાવા લાગ્યા, અને બાણાબાણી યુદ્ધમાં મહારથીઓ મળવા લાગ્યા અને ખડ્ગાખડ્ગી યુદ્ધમાં પેદલો પડવા લાગ્યા. થોડીવારમાં બધી ભૂમિ પંકિલ[1] થઇ ગઇ. આ પ્રમાણે કલ્પાંત કાળની જેમ દારૂણ યુદ્ધ પ્રવર્ત્યું. ચિરકાલ યુદ્ધ કરી કિષ્કિંધિના અનુજ બંધુ અંધકે વૃક્ષપરથી ફલને પાડે તેમ વિજયસિંહના મસ્તકને બાણથી પાડી નાખ્યું. તે વખતે વિજયસિંહના પક્ષના વિદ્યાધરો ત્રાસ પામી

1 કાદવવાળી

ગયા; કેમકે ધણી વિના શૌર્યતા ક્યાંથી રહે ? **નાયક વગરનું સૈન્ય હણાયેલુંજ છે.** પછી શરીરધારી જયલક્ષ્મી હોય તેવી શ્રીમાળાને લઈ જય મેળવીને કિષ્કિંધિ રાજા પરિવાર સહિત કિષ્કિંધા નગરીએ આવ્યો. અકસ્માત્ વજ્રપાતની જેમ પુત્રના વધનો વૃત્તાંત સાંભળી અશનિવેગ વેગથી કિષ્કિંધ ઉપર આવ્યો. જલવડે મોટા દ્વીપની ભૂમિને નદીનું પૂર વીંટી લે તેમ તેણે પુષ્કળ સૈન્યથી કિષ્કિંધા નગરીને વીંટી લીધી. ગુહામાંથી બે સિંહોની જેમ સુકેશ અને કિષ્કિંધિ અંધક સહિત યુદ્ધ કરવાની ઈચ્છાથી નગરીની બહાર નીકળ્યા. અતિ ક્રોધ પામેલો વીર અશનિવેગ શત્રુઓને તૃણની જેમ ગણતો સર્વ પ્રકારે યુદ્ધ કરવાને પ્રવર્ત્યો. ક્રોધાંધ થયેલા અશનિવેગે રણભૂમિમાં સિંહ જેવા અને વિજયસિંહને હણનારા અંધકના મસ્તકને છેદી નાંખ્યું. પછી પવને આસ્ફાલિત કરેલા વાદળાની જેમ વાનરો અને રાક્ષસોનું સૈન્ય દશે દિશાઓમાં નાસી ગયું, અને લંકા તથા કિષ્કિંધાના પતિ પોતપોતાનુ અંતઃપુર અને પરિવાર લઇ પાતાળ લંકામાં નાસી ગયા. 'એવે પ્રસંગે કોઇ ઠેકાણે પલાયન કરવું, તે પણ એક ઉપાય છે.' આરાધર (મ્હાવત)ને મારીને હાથી શાંત થાય તેમ પોતાના પુત્રના હણનારને મારીને રથનુપુરનો રાજા અશનિવેગ શાંત કોપવાળો થયો. શત્રુઓના નિર્ઘાતથી હર્ષ પામેલા અને નવું રાજ્ય સ્થાપન કરવામાં આચાર્ય જેવા તેણે લંકાના રાજ્ય ઉપર **નિર્ઘાત** નામના ખેચરને બેસાર્યો. પછી અશનિવેગ ત્યાંથી પાછો ફરી અમરાવતીમાં ઇંદ્ર આવે તેમ વૈતાઢ્ય ગિરિપર રહેલા પોતાના રથનુપુર નગરમાં આવ્યો. અન્યદા વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેણે પોતાના પુત્ર **સહસ્રારને** રાજ્ય સોંપીને દીક્ષા ગ્રહણ કરી.

પાતાળ લંકામાં રહેલા સુકેશને ઇંદ્રાણી નામની સ્ત્રીથી **માળી, સુમાળી** અને **માલ્યવાન** નામે ત્રણ પુત્રો થયા, અને કિષ્કિંધિને શ્રીમાળાથી **આદિત્યરજા** અને **ઋક્ષરજા** નામે બે પરાક્રમી પુત્રો થયા. એક વખતે કિષ્કિંધ મેરૂ પર્વત પર શાશ્વત અર્હંતની યાત્રા કરીને પાછો ફર્યો, ત્યાં માર્ગમાં મધુ નામનો પર્વત તેના જોવામાં આવ્યો. બીજો મેરૂ હોય તેવા તે પર્વતની ઉપર મનોરમ ઉદ્યાનમાં ક્રીડા કરવાથી કિષ્કિંધિનું મન અધિક વિશ્રાંતિ પામ્યું. તેથી તે પરાક્રમી કિષ્કિંધિએ કૈલાસ ઉપર કુબેરની જેમ તે પર્વતની ઉપર નગર વસાવીને પોતાના પરિવાર સાથે ત્યાં નિવાસ કર્યો. સુકેશના વીર્યવંત ત્રણે પુત્રો પોતાના રાજ્યને શત્રુએ હરણ કરેલું જાણી અગ્નિની જેમ ક્રોધથી પ્રજ્વલિત થઈ ગયા. તેઓએ લંકામાં આવી યુદ્ધ કરીને નિર્ઘાત ખેચરનો નિગ્રહ કર્યો. **ચિરકાલનું વૈર મૃત્યુને માટે થઈ પડે છે.** પછી લંકાપુરીમાં માળી રાજા થયો અને કિષ્કિંધિના કહેવાથી કિષ્કિંધા નગરીમાં આદિત્યરજા રાજા થયો.

અહીં વૈતાઢ્ય ગિરિપર આવેલા રથનુપુર નગરમાં અશનિવેગ રાજાના પુત્ર સહસ્રાર રાજાની **ચિત્તસુંદરી** નામે ભાર્યાને મંગળકારી શુભ સ્વપ્નનું દર્શન થતાં કોઇ ઉત્તમ દેવ ચ્યવીને તેના ગર્ભમાં અવતર્યો. સમય આવતાં ચિત્તસુંદરીને ઇંદ્રની સાથે સંભોગ કરવાનો દોહદ થયો. તે દુર્વચ[1] અને દુષ્પૂર[2] હોવાથી તેના દેહની દુર્બલતાનું કારણ થઇ પડયો. સહસ્રાર રાજાએ જ્યારે ઘણા આગ્રહથી પૂછયું, ત્યારે તેણીએ લજ્જાથી નમ્ર મુખ કરીને તે દોહદની વાર્ત્તા પતિને જણાવી. પછી સહસ્રારે વિદ્યાથી ઇંદ્રનું રૂપ લઇ તેણીને ઇંદ્રપણું સમજાવી તેનો દોહદ પૂર્ણ કર્યો. સમય આવતાં પૂર્ણ પરાક્રમી પુત્રનો જન્મ થયો. ઇંદ્રના સંભોગનો દોહદ થયેલ હોવાથી તે પુત્રનું નામ ઇંદ્ર પાડયું. યૌવન વય પ્રાપ્ત થતાં એ વિદ્યાના અને ભુજાના પરાક્રમી પુત્રને રાજ્ય સોંપી સહસ્રાર રાજા ધર્મપરાયણ થયો. ઇંદ્રે સર્વ વિદ્યાધરના રાજાઓને સાધી લીધા; અને ઇંદ્રના દોહદવડે જન્મથી તે પોતાને ઇંદ્ર માનવા લાગ્યો. તેણે ચાર દિગ્પાળો, સાત સેના તથા સેનાપતિઓ, ત્રણ પ્રકારની પર્ષદા, વજ્ર આયુધ, ઐરાવણ હાથી, રંભાદિક વારાંગના, બ્રહસ્પતિ નામે મંત્રી અને નૈગમેષી નામે પત્તિસૈન્યનો નાયક એ પ્રમાણે સર્વ સ્થાપિત કર્યું. એવી રીતે ઇદ્રના પરિવારના નામને ધરનારા વિદ્યાધરોથી 'હું ઇંદ્ર છુ' એવી બુદ્ધિવડે તેણે અખંડ રાજ્ય કરવા માંડયું. જ્યોતિપુરના રાજા **મયૂરધ્વજની આદિત્યકીર્તિ** નામની સ્ત્રીના ઉદરથી ઉત્પન્ન થયેલા **સોમ** નામના વિદ્યાધરને પૂર્વ દિશાનો દિક્પાળ કર્યો, કિષ્કિંધાપુરીના રાજા **કાલાગ્નિની સ્ત્રી શ્રીપ્રભાના** પુત્ર **યમ** નામે રાજાને દક્ષિણ દિશાનો દિક્પાલ કર્યો, મેઘપુરના રાજા **મેઘરથની સ્ત્રી વરૂણાના** ઉદરથી જન્મેલા **વરૂણ** નામે વિદ્યાધરને પશ્ચિમ દિશાનો દિગ્પાલ કર્યો અને કાંચનપુરના રાજા **સુરની સ્ત્રી કનકાવતીના** ઉદરથી જન્મેલા **કુબેર** નામે વિદ્યાધરને ઉત્તર દિશાનો દિગ્પાલ કર્યો. ઇત્યાદિક સર્વ સંપત્તિસહિત ઇંદ્ર રાજા રાજ્ય કરવા લાગ્યો. 'હું ઇંદ્ર છું' એમ માનતા તે ઇંદ્ર વિદ્યાધરને બીજા હસ્તીને મદગંધી હાથી સહન કરી ન શકે, તેમ માળી રાજા સહન કરી શકયો નહિં; તેથી અતુલ પરાક્રમી ભાઇઓ, મંત્રીઓ અને મિત્રો સહિત માળી રાજા તેની સાથે યુદ્ધ કરવા ચાલ્યો. "પરાક્રમી પુરૂષોને બીજો વિચાર હોતોજ નથી." બીજા પણ રાક્ષસવીરો વાનરવીરોને લઇને સિંહ, હાથી, અશ્વ, મહિષ, વરાહ અને વૃષભાદિક વાહનોપર બેસી આકાશમાર્ગે ચાલવા લાગ્યા. તે સમયે ગધેડા, શિયાળીઆ અને સારસ વિગેરે તેમની દક્ષિણમાં ગયા છતાં ફલમાં વામપણાને ધારણ કરતાં તેઓને વિરૂપ થયા. બીજાં પણ અપશુકનો અને દુર્નિમિત્તો થયાં એટલે સુબુદ્ધિમાન સુમાળીએ યુદ્ધ કરવા જતાં વાર્યો. પણ ભુજબળથી ગર્વ પામેલો માળી તેનું વચન નહિ માની વૈતાઢ્ય ગિરિપર આવ્યો અને તેણે યુદ્ધને માટે ઇંદ્ર વિદ્યાધરને બોલાવ્યો. ઇંદ્ર ઐરાવતપર

૧ ન કહી શકાય એવો  ૨ ન પૂર્ણ થાય તેવો.

બેસી, હાથમાં વજ્રને ઉછાળતો નૈગમેષી પ્રમુખ સેનાપતિઓથી અને સોમાદિક ચાર લોકપાળોથી પરવર્યો સતો વિવિધ આયુધને ધારણ કરનારા અનેક સુભટોની સાથે રણક્ષેત્રમાં આવ્યો. આકાશમાં વિદ્યુત્ અસ્ત્રથી ભયંકર મેઘની જેમ ઇંદ્ર અને રાક્ષસના સૈનિકોનો પરસ્પર સઘટ્ટ થયો. કોઈ ઠેકાણે પર્વતોના શિખરોની જેમ રથો પડવા લાગ્યા, પવને ઉડાડેલા વાદળાની જેમ કોઇ ઠેકાણે હાથીઓ નાસવા લાગ્યા, કોઇ ઠેકાણે રાહુની શંકા કરાવતા સુભટોના મસ્તકો પડવાં લાગ્યાં, એક પગ કપાવાથી જાણે બાંધી લીધા હોય તેમ કેટલાક અશ્વો ચાલવા લાગ્યા, એ પ્રમાણે ઇંદ્રની સેનાએ ક્રોધથી માળી રાજાની સેનામાં ભંગ પાડયો. "કેસરીના પંજામાં આવેલો હસ્તી બલવાન હોય તોપણ શું કરી શકે!"

પછી સુમાળી પ્રમુખ વીરોથી વીંટાએલો રાક્ષસપતિ માળી યુથ સહિત વનહસ્તીની જેમ મોટા સંરંભથી ચડી આવ્યો. એ પરાક્રમી વીરે કરાવડે મેઘની જેમ ગદા, મુદ્ગર અને બાણોથી ઇંદ્રની સેનાને તત્કાળ ઉપદ્રવિત કરી દીધી. એટલે તત્કાળ લોકપાલ અને સેનાપતિઓ સહિત ઇંદ્ર ઐરાવતપર આરૂઢ થઇ યુદ્ધ કરવાને નજીક આવ્યો. ઇંદ્ર માળી સાથે અને લોકપાળ વિગેરે સુભટો સુમાળી પ્રમુખની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમની વચ્ચે પ્રાણનો સંશય થાય તેવુ યુદ્ધ ચિરકાળ પ્રવર્ત્યું. **પ્રાયઃ જયાભિલાષીઓને પ્રાણ તૃણ સમાન હોય છે.** દંભ રહિત યુદ્ધ કરતાં ઇંદ્રે મેઘ જેમ વિદ્યુતવડે ગોને મારે તેમ વીર્યવાન માળીને વજ્રવડે મારી નાંખ્યો. જ્યારે માળી હણાયો ત્યારે રાક્ષસો અને વાનરો ત્રાસ પામી ગયા. પછી સુમાળીનો આશ્રય લઈ તેઓ પાતાળ લંકામાં જતા રહ્યા. ઈંદ્રે **કૌશિકાની** કુક્ષિથી ઉત્પન્ન થયેલા **વિશ્રવાના** પુત્ર **વૈશ્રમણને** લંકાનું રાજ્ય આપ્યું અને પોતે પોતાના પુરમાં પ્રવેશ કર્યો.

પાતાળ લંકામાં રહેતા સુમાળીને **પ્રીતિમતી** નામની સ્ત્રીથી **રત્નશ્રવા** નામે એક પુત્ર થયો. યૌવનવય પ્રાપ્ત થતાં એકદા તે વિદ્યા સાધવાને માટે કુસુમોદ્યાનમાં આવ્યો. ત્યાં એકાંતમાં અક્ષમાળા ધારણ કરીને જપ કરતો અને નાસિકાના અગ્ર ભાગમાં દૃષ્ટિ રાખતો તે ચિત્રમાં આળેખેલો હોય તેમ સ્થિર થયો. રત્નશ્રવા આ પ્રમાણે રહ્યો હતો, તેવામાં કોઈ નિર્દોષ અંગવાળી વિદ્યાધરની કુમારી પિતાની આજ્ઞાથી તેની સમીપે આવી અને બોલી કે 'માનવસુંદરી નામે મહા વિદ્યા હું તને સિધ્ધ થઈ છું.' આ પ્રમાણે સાંભળી વિદ્યા સિધ્ધ થયેલ જાણી રત્નશ્રવાએ જપ માળા છોડી દીધી, એટલે પોતાની આગળ પેલી વિદ્યાધરકુમારી જોવામાં આવી. રત્નશ્રવાએ પૂછયું કે 'તું કોણ છે? કોની પુત્રી છે અને શામાટે અહિં આવી છે?' તે બોલી— "અનેક કૌતુકનાં ગ્રહરૂપ **કૌતુકમંગળ** નામના નગરમાં **વ્યોમબિંદુ** નામે એક વિદ્યાધરોનો રાજા છે. તેની **કૌશિકા** નામે એક મોટી પુત્રી છે, જે મારી બેન થાય છે. તેની સાથે યક્ષપુરનો રાજા **વિશ્રવા** પરણ્યો છે. તેને **વૈશ્રમણ** નામે એક નીતિ-

માન પુત્ર છે, જે હાલ ઈંદ્રના શાસનથી લંકા નગરીમાં રાજ્ય કરે છે. હું કૌશિકાની નાની બેન કૈકસી નામે છું. મને કોઇ નિમિત્તિઆના કહેવાથી મારા પિતાએ તમને આપી છે, તેથી હુ અહીં આવીછુ." પછી સુમાળીપુત્ર રત્નશ્રવા બંધુઓને બોલાવીને સાંજ તેની સાથે પરણ્યો, અને પુષ્પક નામના વિમાનમાં બેસીને તેની સાથે ક્રીડા કરવા લાગ્યો.

એક વખતે કૈકસીએ રાત્રિમાં સ્વપ્નાને વિષે હાથીના કુંભસ્થલને ભેદવામાં આસક્ત એવો કેસરીસિંહ મુખમાં પ્રવેશ કરતો જોયો. તેણીએ પ્રાતઃકાલે તે સ્વપ્નની વાર્તા પોતાના સ્વામીને કહી, એટલે રત્નશ્રવાએ કહ્યુ કે, 'આ સ્વપ્નથી તારે વિશ્વમાં અદ્વિતીય પરાક્રમી પુત્ર થશે.' સ્વપ્ન પ્રાપ્ત થયા પછી તેણે ચૈત્ય પૂજા કરી, અને તે રત્નશ્રવાની પ્રિયાએ મહાસારભૂત ગર્ભને ધારણ કર્યો. તે ગર્ભના સદ્ભાવથી કૈકસીની વાણી અત્યંત ક્રૂર થઇ અને સર્વ અંગ શ્રમને જીતે તેવુ દૃઢ થયું. દર્પણ વિદ્યમાન છતાં તેણી પોતાનુ મુખ ખડ્ગમાં જોવા લાગી. ઇંદ્રને પણ શંકા રહિત પણે આજ્ઞા કરવાને ઈચ્છવા લાગી. હેતુ વિના પણ તેનું મુખ હુંકાર શબ્દ કરવા લાગ્યું. ગુરૂજનને પણ તેણે પોતાનું મસ્તક નમાવવું બંધ કર્યું. શત્રુઓના મસ્તક ઉપર ચિરકાલ ચરણ મૂકવાને ઈચ્છવા લાગી. આ પ્રમાણે ગર્ભના પ્રભાવથી તેણે દારૂણ ભાવ ધારણ કરવા માંડયા. સમય આવતાં શત્રુઓના આસનને કંપાવનારા અને ચૌદ હજાર વર્ષના આયુષ્યને ધારણ કરનારા પુત્રને તેણે જન્મ આપ્યો. સુતિકાની શય્યામાં ઉછળતો અને અતિ પરાક્રમવાળો તે પુત્ર ચરણકમળને પછાડતો ઊભો થયો અને પડખે રહેલા કરંડીઆમાંથી પૂર્વે ભીમેંદ્રે [1] આપેલો નવ માણિક્યમય હાર પોતાને હાથે બહાર કાઢયો. પછી પોતાની સહજ ચપળતાથી તે બાલકે તે હાર પોતાના કંઠમાં નાંખ્યો. તે જોઇ કૈકસી પરિવાર સહિત ઘણો વિસ્મય પામી. તેણે રત્નશ્રવાને કહ્યું—"હે નાથ! પૂર્વે રાક્ષસેંદ્રે તમારા પૂર્વજ મેઘવાહન રાજાને જે હાર આપ્યો હતો, તમારા પૂર્વજોએ આજ સુધી દેવતાની જેમ જેની પૂજા કરી હતી, નવ માણિક્યથી રચેલો જે હાર કોઈથી પણ ધારણ કરી શકાતો નહોતો અને નિધાનની જેમ એક હજાર નાગકુમારો જેની રક્ષા કરતા હતા, તે હાર તમારા શિશુએ ખેંચી કાઢીને પોતાના કંઠમાં આરોપણ કર્યો છે." તે બાલકનું મુખ તે હારના નવ માણિક્યમાં પ્રતિબિંબરૂપે સંક્રાંત થયું, તે જોઇને તેજ વખતે રત્નશ્રવાએ તેનું દશમુખ એવું નામ પાડ્યું, અને કહ્યું કે મેરૂ ગિરિ ઉપર ચૈત્યવંદન કરવાને ગયેલા મારા પિતાએ કોઇ મુનિને પૂછ્યું હતું, ત્યારે ચારજ્ઞાનધારી તે મુનિએ કહ્યું હતું કે 'તમારા પૂર્વજનો નવ માણિક્યનો હાર જે વહન કરશે તે અર્ધચક્રી (પ્રતિવાસુદેવ) થશે.

[1] ભીમ નામના વ્યંતરનિકાયના ઈંદ્ર

ત્યારપછી કૈકસીએ ભાનુ (સૂર્ય) ના સ્વપ્નથી સૂચિત **ભાનુકર્ણ** એવા નામના બીજા પુત્રને જન્મ આપ્યો, જેનું બીજું નામ **કુંભકર્ણ** પણ થયું. પછી ચંદ્રના જેવા નખ હોવાથી **ચંદ્રનખા** અને લોકમાં વિખ્યાત **સુર્પણખા** નામે એક પુત્રીને કૈકસીએ જન્મ આપ્યો. કેટલોક કાળ ગયા પછી ચંદ્રના સ્વપ્નથી સૂચિત **વિભીષણ** નામના એક ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. કાંઇક અધિક સોળ ધનુષ્ય ઉંચી કાયાવાળા તે ત્રણે સહોદર ભાઈઓ દિવસે દિવસે પ્રથમ વયને યોગ્ય એવી ક્રીડાવડે નિર્ભયપણે સુખે રમવા લાગ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
सप्तमे पर्वणि राक्षसवंशवानरवंशोत्पत्तिरावण
जन्मवर्णनो नाम प्रथमः सर्गः



# સર્ગ ૨ જો.

## રાવણ દિગ્વિજય.

એક વખતે દશમુખે પોતાના અનુજ બંધુ સાથે આકાશમાં જોયું, તો વિમાનમાં બેસીને આવતા સમૃદ્ધિવાન વૈશ્રવણ રાજાને દીઠો. એટલે 'આ કોણ છે?' એમ તેણે તેની માતાને પૂછયું. કૈકસી બોલી—"મારી મોટી બેન કૌશિકાનો એ પુત્ર છે, વિશ્રવા નામે વિદ્યાધરના રાજાનો તે કુમાર છે અને સર્વ વિદ્યાધરોના સ્વામી ઈંદ્ર રાજાનો એ મુખ્ય સુભટ છે. ઇંદ્રે તારા પિતામહના જ્યેષ્ઠ બંધુ માળીને મારીને રાક્ષસદ્વીપ સહિત આપણી લંકાનગરી આ વૈશ્રવણને આપી છે. હે વત્સ! ત્યારથી લંકાપુરી મેળવવાનો મનોરથ મનમાં રાખીને તારા પિતા અદ્યાપિ અહીં રહેલા છે. 'સમર્થ શત્રુમાં એમ કરવુંજ યુક્ત છે.' રાક્ષસપતિ ભીમેંદ્રે શત્રુઓના પ્રતીકારને માટે રાક્ષસવંશના અંકુરરૂપ આપણા પૂર્વજના પુત્ર મેઘવાહન રાજાને રાક્ષસદ્વીપ, પાતાળલંકા અને રાક્ષસીવિદ્યા સહિત લંકાનગરી આપેલી હતી. એ ઘણા કાળથી ચાલતી આવતી આપણા વંશની રાજધાની શત્રુઓએ હરી લેતાં તારા પિતામહ અને તારા પિતા પ્રાણ રહિતની જેમ અહીં રહેલા છે, અને રક્ષક વગરના ક્ષેત્રમાં સાંઢડાની જેમ તે લંકામાં આપણા શત્રુઓ સ્વેચ્છાએ વિચરે છે, તે તારા પિતાને જીવતાં શલ્ય જેવું છે. હે વત્સ! તે તારા પિતામહના આસન ઉપર અનુજબંધુ સાથે બેઠેલા તને આ મંદભાગ્યા ક્યારે જોશે? અને તારા કારાગૃહમાં કબજે કરેલા એ લંકાના લુંટારાને જોઇને હું પુત્રવતીઓમાં શિરોમણિ ક્યારે થઈશ? હે વત્સ! આકાશપુષ્પની જેવા આવા વ્યર્થ મનોરથ કરતી હું મરૂદેશમાં હંસલીની જેમ પ્રતિદિન ક્ષીણ થતી જાઉં છું."

માતાનાં આવાં વચન સાંભળી ક્રોધથી ભીષણ મુખ કરતા વિભીષણે કહ્યું—"માતા! ખેદ કરો નહીં, તમે તમારા પુત્રોનું પરાક્રમ જાણતા નથી. હે દેવી! આ બળવાન આર્ય દશમુખની આગળ ઇંદ્ર, વૈશ્રવણ અને બીજા વિદ્યાધરો કોણ માત્ર છે? સુતેલો સિંહ જેમ ગજેંદ્રની ગર્જનાને સહન કરે, તેમ આજ સુધી અજાણ્યા એવા મારા ભાઈ દશમુખે શત્રુઓના હાથમાં રહેલું લંકાનું રાજ્ય સહન કરેલું છે. આર્ય દશમુખની વાત તો મૂકી દો, પણ આ આર્ય કુંભકર્ણ પણ બીજા સુભટોને નિઃશેષ કરવાને સમર્થ છે. વળી હે માતા! તે કુંભકર્ણની વાત પણ કોરે મૂકો, હું પણ તેની આજ્ઞાથી વજ્રના પાતની જેમ અકસ્માત શત્રુઓનો સંહાર કરવાને સમર્થ છું." આ પ્રમાણે સાંભળીને દાંતવડે અધરને ડસતો રાવણ બોલ્યો—"હે માતા! તું વજ્રના જેવી કઠિન જણાય છે કે આવું શલ્ય ચિરકાળ થયાં ધારણ કરે છે. એ ઇંદ્રાદિક વિદ્યાધરોને તો

હું એક બાહુના બલથીજ હણી નાંખુ, તો પછી શસ્ત્રાશસ્ત્રિની વાર્ત્તા તો એક તરફજ રહો. વસ્તુતાએ તે સઘળાઓ મારે મન તૃણ સમાન છે. જોકે ભુજાના પરાક્રમથી તે શત્રુઓને જીતવાને હું સમર્થ છું, તથાપિ કુળક્રમાગતે આવેલી વિદ્યાશક્તિ મારે સાધવી જોઇએ. માટે હે માતા! હું મારા અનુજબંધુઓની સાથે તે નિર્દોષ વિદ્યાને સાધીશ, તેથી આજ્ઞા આપો એટલે હું તેની સિદ્ધિને માટે જાઉં." આ પ્રમાણે કહી માતાપિતાને નમસ્કાર કરી, તેમણે મસ્તકપર ચુંબન કરેલો રાવણ અનુજ બંધુઓની સાથે **ભીમ** નામના અરણ્યમાં ગયો. જ્યાં સુતેલા સિંહોના નિશ્વાસથી આસપાસના વૃક્ષો કંપતાં હતાં, ગર્વિષ્ઠ કેસરીઓના પુંછડાના પછાડાથી ભૂમિતળ ફુટી જતું હતું, ઘણાં ઘુવડ પક્ષીઓના ઘુત્કારથી વૃક્ષો અને ગુહાઓ અતિ ભયંકર લાગતી હતી; અને નાચતા ભૂતોના ચરણાઘાતથી ગિરિના શિખરપરથી પાષાણો પડતા હતા. દેવતાઓને પણ ભયંકર અને આપત્તિના એક સ્થાનરૂપ એ અરણ્યમાં રાવણે અનુજ બંધુઓની સાથે પ્રવેશ કર્યો. તપસ્વીની જેમ મસ્તકપર જટામુગટને ધારણ કરી, અક્ષસૂત્ર[1] હાથમાં રાખી, નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ કરી, અને શ્વેત વસ્ત્ર પહેરી તે ત્રણે બંધુઓએ બે પહોરમાં સર્વ વાંચ્છિતને આપનારી અષ્ટાક્ષરી વિદ્યાને સાધી લીધી. પછી જેનો દશહજાર કોટી જાપ કરવાથી ફલપ્રાપ્તિ થાય છે એવો ષોડશાક્ષર મંત્ર જપવાનો તેઓએ આરંભ કર્યો.

એ સમયે જંબૂદ્વીપનો પતિ **અનાદૃત** નામે દેવતા અંતપુર સહિત ત્યાં ક્રીડા કરવા આવ્યો; તેણે એ ત્રણે જણને મંત્ર સાધતાં જોયા. તે યક્ષપતિએ તેમને વિદ્યા સાધવામાં વિઘ્ન કરવા સારૂ અનુકૂલ ઉપસર્ગ કરવાને માટે પોતાની સ્ત્રીઓને તેની પાસે મોકલી. તે સ્ત્રીઓ તેમને ક્ષોભ કરવાને આવી, પણ તેઓના અતિ સુંદરરૂપથી પોતાના સ્વામીનું શાસન ભૂલી જઇ પોતેજ ક્ષોભ પામી ગઇ. તેઓને નિર્વિકારી, સ્થિર આકૃતિવાળા અને મૌન રહેલા જોઈ ખરા કામદેવના આવેશથી પરવશ થઇને તેઓ કહેવા લાગી—"અરે! ધ્યાનમાં જડ થઇ ગયેલા વીરો! યત્ન પૂર્વક અમારી સામે તો જુઓ! આ દેવીઓ પણ તમને વશ થઈ ગઇ છે, તો એથી બીજી કઈ સિદ્ધિ તમારે જોઇએ છીએ? હવે વિદ્યાસિદ્ધિને માટે કેમ યત્ન કરો છો? આવો ક્લેશ કરવાની હવે જરૂર નથી, તમે વિદ્યાથી શુ કરવાના છો? અમે દેવીઓજ તમને સિધ્ધ થઈ ચુકી છીએ. માટે ત્રણ જગતના રમણીય રમણીય પ્રદેશોમાં જઇ દેવ સમાન એવા તમે સ્વેચ્છાએ અમારી સાથે યથારૂચિ ક્રીડા કરો." આવી રીતે તેઓએ કામનાથી કહ્યું, પરંતુ ઘણા ધૈર્યવાન હોવાથી તેઓ ડગ્યા નહિ, એટલે તે યક્ષિણીઓ વિલખી થઈ ગઇ. કેમકે 'એક હાથે તાળી પડતી નથી.' તે સમયે જંબૂદ્વીપપતિ યક્ષ પોતે ત્યાં આવીને કહ્યું—"અરે મુગ્ધ પુરૂષો! તમે આવું કાષ્ઠ-

---

૧ માળા

ચેષ્ટિત કેમ આરંભ્યું છે? હું ધારૂં છું કે કોઈ દુરાત્મા અનાપ્ત[1] પાખંડીએ અકાળ મૃત્યુને માટે તમને આ પાખંડ શિક્ષા આપી લાગે છે. માટે હવે આવો ધ્યાનનો દુરાગ્રહ છોડીને ચાલ્યા જાઓ; અથવા કહો, હું પણ કૃપાળુ થઇને તમને વાંછિત આપીશ.” આ પ્રમાણે કહ્યા છતાં પણ જ્યારે તેઓ મૌન રહ્યા, ત્યારે તે યક્ષ ક્રોધ કરીને બોલ્યો–‘અરે મૂઢો! મારા જેવા પ્રત્યક્ષ દેવને છોડી તમે બીજાનું ધ્યાન કેમ કરો છો?’ આવી રીતે ક્રૂર વાણી બોલતા યક્ષે તેમને ક્ષોભ કરવાને માટે પોતાના વાનમંતર[2] સેવકોને ભ્રગુટીની સંજ્ઞાથી આજ્ઞા કરી. તત્કાલ કિલકિલ શબ્દ કરતા અને બહુ રૂપને ધારણ કરતા તે સેવકો પર્વતોના શિખરો ઉપાડી ઉપાડીને તેમની આગળ નાખવા લાગ્યા; કોઇ સર્પ થઇ ચંદનના વૃક્ષની જેમ તેમની ફરતા વીંટાવા લાગ્યા, કોઇ સિંહ થઇ તેમની આગળ દારૂણ શબ્દ કરવા લાગ્યા, અને કોઈ રીંછ, ભલ્લ, ન્હાર, વ્યાઘ્ર અને બિડાળ વિગેરેનાં રૂપ લઇ તેમને બ્હીવરાવવા લાગ્યા; તથાપિ તેઓ જરાપણ ક્ષોભ પામ્યા નહિ. પછી તેઓએ કૈકસી, રત્નશ્રવા અને સૂર્પણખાનાં રૂપ વિકુર્વી તેમને બાંધી તેઓની આગલ નાખ્યાં. તે માયામય રત્નશ્રવા વિગેરે નેત્રમાં અશ્રુ લાવી કરૂણ સ્વરે આ પ્રમાણે આક્રંદ કરવા લાગ્યા–“હે વત્સો! તીર્થંચોને જેમ લુબ્ધક હણે તેમ આ નિર્દય પુરૂષો તમારા જોતાં અમોને મારે છે, માટે હે વત્સ દશમુખ! તું ઉભો થા, તારા જેવો એકાંતભક્ત પુત્ર અમારી ઉપેક્ષા કેમ કરે છે? હે પુત્ર! તું બાલક હતો, ત્યારે તેં પોતાની મેળે કંઠમાં મહાન હાર પહેર્યો હતો, તે તારૂં બાહુબલ અને અહંકાર અત્યારે ક્યાં ગયાં? રે કુંભકર્ણ! તું પણ અમારાં વચનોને કેમ સાંભળતો નથી? અને ઉદાસીનની જેમ અમારી દીન થઇ ગયેલાની આવી ઉપેક્ષા કેમ કરે છે? રે પુત્ર વિભીષણ! એક ક્ષણવાર પણ તું ભક્તિવિમુખ થતો નહીં, પણ અત્યારે દુષ્ટ દૈવે ફેરવી નાખ્યો હોય તેમ કેમ જણાય છે?” આવી રીતે તેમણે વિલાપ કર્યો, તથાપિ તેઓ જ્યારે સમાધિથી ચલિત થયા નહિ, ત્યારે પછી યક્ષકિંકરોએ તેમનાં મસ્તકો તેમની આગલ છેદી નાખ્યાં. આવું તેમની આગળ થતું દારૂણ કર્મ પણ જાણે જોતાંજ ન હોય તેમ ધ્યાનને આધીન ચિત્ત કરીને રહેલા તેઓ જરાપણ ક્ષોભ પામ્યા નહિ. પછી તેમણે માયા રચીને કુંભકર્ણ અને વિભીષણનાં મસ્તક રાવણની આગળ પાડ્યાં અને રાવણનું મસ્તક તે બંનેની આગળ પાડ્યુ. તે જોઇને ક્રોધ ઉત્પન્ન થવાથી કુંભકર્ણ અને વિભીષણ જરા ક્ષોભ પામી ગયા; પરંતુ તેનું કારણ માત્ર ગુરૂભક્તિ હતી, કાંઇ તેમનું અલ્પ સત્વ નહોતું. પરમાર્થને જાણનારો રાવણ તો તે અનર્થને માટે કાંઇ પણ ચિંતવન નહિ કરતો વિશેષ ધ્યાનનિષ્ઠ થઇ પર્વતની જેમ નિશ્ચળ રહ્યો. તે સમયે આકાશમાં ‘સાધુ, સાધુ’ એવી દેવતાઓની વાણી થઇ. તેથી ચાકત થઇને યક્ષસેવકો તત્કાળ ભાંગી નાસી ગયા; અને તેજ વખત ‘અમે સર્વ તમારે વશ છીએ’ એમ

૧ [illegible] પ્રમાણ ન થાય તેવા અપ્રમાણિક. ૨ વ્યંતર જાતિના દેવો.

ઉંચે સ્વરે બોલતી એક હજાર વિદ્યાઓ આકાશને પ્રકાશિત કરતી રાવણની પાસે આવીને ઉભી રહી.

પ્રજ્ઞપ્તિ, રોહિણી, ગૌરી, ગાંધારી, નભઃસંચારિણી, કામદાયિની, કામગામિની, અણિમા, લઘિમા, અક્ષોભ્યા, મનઃસ્તંભન કારિણી, સુવિધાના, તપોરૂપા, દહની, વિપુલોદરી, શુભપ્રદા, રજોરૂપા, દિનરાત્રિ વિધાયિની, વજ્રોદરી, સમાકૃષ્ટિ, અદર્શની, અજરામરા, અનલસ્તંભની, તોયસ્તંભની, ગિરિદારણી, અવલોકિની, વન્હિ, ઘોરા, વીરા, ભુજંગિની, વારિણી, ભુવના, અવંધ્યા, દારૂણી, મદનાશની, ભાસ્કરી, રૂપસંપન્ના, રોશની, વિજયા, જયા, વર્દ્ધની, મોચની, વારાહી, કુટિલાકૃતિ, ચિત્તોદ્ભવકરી, શાંતિ, કૌબેરી, વશકારિણી, યોગેશ્વરી, બલોત્સાહી, ચંડા, ભીતિ, પ્રધર્ષિણી, દુર્નિવારા, જગત્કંપકારિણી અને ભાનુમાલિની, ઇત્યાદિક મહાવિદ્યાઓ પૂર્વે કરેલાં સુકૃતવડે મહાત્મા રાવણને થોડા દિવસમાં સિદ્ધ થઈ. સંવૃદ્ધિ, જૃંભણી, સર્વાહારિણી, વ્યોમગામિની અને ઈંદ્રાણી—એ પાંચ વિદ્યાઓ કુંભકર્ણને સાધ્ય થઈ. સિદ્ધાર્થા, શત્રુદમની, નિર્વ્યાઘાતા અને આકાશગામિની— એ ચાર વિદ્યાઓ વિભીષણને સાધ્ય થઈ. જંબૂદ્વીપના પતિ અનાદૃતદેવે આવી રાવણને ખમાવ્યો. "મોટા પુરૂષોના અપરાધમાં તેમને પ્રણિપાત કરવો, તેજ તેનો મુખ્ય ઉપાય છે." પ્રથમ કરેલા વિઘ્નોનું પ્રાયશ્ચિત કરવાને ઈચ્છતો હોય, તેમ તે બુદ્ધિવાન યક્ષે રાવણને માટે **સ્વયંપ્રભ** નામે નગર ત્યાં રચાવ્યું તેઓને થયેલી વિદ્યાસિદ્ધિના ખબર સાંભળી તેમના માતાપિતા, બેન અને બંધુવર્ગ ત્યાં આવ્યો. તેઓએ તેમનો સત્કાર કર્યો. માતાપિતાની દૃષ્ટિમાં અમૃતવૃષ્ટિ અને બંધુવર્ગમાં ઉત્સવ ઉત્પન્ન કરતા તે ત્રણે ભાઇઓ ત્યાં સુખે રહેવા લાગ્યા. પછી રાવણે છ ઉપવાસ કરીને દિશાઓને સાધવામાં ઉપયોગી ચંદ્રહાસ નામનું શ્રેષ્ઠ ખડ્ગ સાધ્યું.

તે સમયમાં વૈતાઢ્ય ગિરિ ઉપર દક્ષિણ શ્રેણીના આભૂષણભૂત **સુરસંગીત** નામના નગરમાં **મય** નામે વિદ્યાધરનો રાજા હતો. તેને **હેમવતી** નામે ગુણોના ધામરૂપ એક સ્ત્રી હતી. તેની કુક્ષિથી **મંદોદરી** નામે એક દુહિતા થઈ હતી. તે યૌવનવતી થતાં તેનો પિતા **મય** વિદ્યાધર તેના વરને માટે વિદ્યાધરકુમારોના ગુણાગુણનો વિચાર કરવા લાગ્યો. જ્યારે તેમાં કોઇ યોગ્ય વર તેના જોવામાં આવ્યો નહિ, ત્યારે તે તેની ચિંતામાં મગ્ન થઈ ગયો. તેવામાં તેના મંત્રીએ કહ્યું—'સ્વામી! ખેદ કરો નહિ, બલવાન અને રૂપવાન એવો રત્નશ્રવાનો પુત્ર **દશાનન** તેને યોગ્ય વર છે. પર્વતોમાં મેરૂની જેમ સહસ્ર વિદ્યાને સિદ્ધ કરનાર અને દેવતાઓથી પણ અકંપિત એ રાવણની સદૃશ વિદ્યાધરોમાં કોઈ પણ રાજકુમાર નથી.' 'તે બરાબર છે' એવુ કહી હર્ષિત થઈને બાંધવ, સૈન્ય અને અંતઃપુરના પરિવાર સાથે મંદોદરીને પણ લઇ, પુરૂષોને મોકલી પ્રથમથી પોતાના ખબર આપીને પોતાની પુત્રી રાવણને આ-

પવા માટે મય વિદ્યાધર સ્વયંપ્રભ નગરે આવ્યો. ત્યાં સુમાળી વિગેરે જે ગોત્રવૃદ્ધ મહાશયો હતા તેઓ રાવણ ને મંદોદરીનો સંબંધ કરવાને કબુલ થયા. પછી શુભ દિવસે સુમાળી અને મય વિગેરેએ તેમનો વિવાહ કરાવ્યો. વિવાહોત્સવ કરીને મય વિગેરે સર્વે પોતાને નગરે ગયા. રાવણ એ સુંદર રમણીની સાથે ચિરકાળ ક્રીડા કરવા લાગ્યો.

એક વખતે રાવણ પડખે લટકતા મેઘમંડલથી જાણે પાંખોવાળો હોય તેવા મેઘરવ નામના પર્વત ઉપર ક્રીડા કરવાને ગયો. ત્યાં ક્ષીરસાગરમાં અપ્સરાની જેમ એક સરોવરમાં સ્નાન કરતી છ હજાર ખેચરકન્યાઓ તેના જોવામાં આવી. તે વખતે પદ્મિનીઓ જેમ સૂર્યને જુએ તેમ નેત્રકમળને પ્રફુલ્લિત કરતી તેઓ પોતાનો સ્વામી કરવાની ઇચ્છાએ રાવણને અનુરાગથી જોવા લાગી. સ્વલ્પ સમયમાં કામથી અતિ પીડિત થતાં તેઓ લજ્જા છોડી ' તમે અમારા પતિ થાઓ' એમ સ્વત રાવણની પ્રાર્થના કરવા લાગી. તેઓમાં સર્વશ્રી અને સુરસુંદરની પુત્રી **પદ્માવતી, મનોવેગા** અને બુધની દુહિતા **અશોકલતા** તથા કનક અને સંધ્યાની પુત્રી **વિદ્યુત્પ્રભા** મુખ્ય હતી. તેમને તથા તે શિવાય બીજી પણ જગત્પ્રખ્યાત વંશમાં ઉત્પન્ન થયેલી તે સર્વ સરાગી કન્યાઓને રાગી રાવણ તેજ વખત ગાંધર્વવિધિથી પરણ્યો. તે કન્યાઓના રક્ષકપુરુષોએ જઇને તેમના પિતાઓને જણાવ્યું કે 'તમારી કન્યાઓને પરણી લઇને કોઇક ચાલ્યો જાય છે.' તે સાંભળી **અમરસુંદર** નામે વિદ્યાધરનો ઇંદ્ર તે કન્યાઓના પિતાઓની સાથે ક્રોધ પામીને રાવણને મારવાની ઈચ્છાથી તેની પછવાડે દોડ્યો; તેને આવતો જોઇ તે સર્વ નવોઢા કન્યાઓએ રાવણને કહ્યું કે—"સ્વામી ! વિમાનને ત્વરાથી ચલાવો, વિલંબ કરો નહી; કેમકે આ અમરસુંદર વિદ્યાધરનો ઇંદ્ર એકલો પણ અજય્ય છે, તો કનક અને બુધ વિગેરેના પરિવારથી પરવર્યા સતો આવે છે ત્યારે તો શી વાત કરવી?" તેમની આવી વાણી સાંભળી રાવણ હસીને બોલ્યો—'અરે સુંદરીઓ ! સર્પોની સાથે ગરૂડની જેમ તેઓની સાથે મારૂં યુદ્ધ જુઓ. આ પ્રમાણે રાવણ કહેતો હતો, તેટલામાંતો મહાગિરિપર મેઘની જેમ તે વિદ્યાધરો શસ્ત્રથી દુર્દિન કરતા તેની પાસે આવી પહોંચ્યા. વીર્યથી દારૂણ એવા રાવણે અસ્ત્રોવડે અસ્ત્રોને ખંડિત કરી તેમને નહી મારવાની ઇચ્છાથી **પ્રસ્વાપન** નામના અસ્ત્ર વડે મોહિત કરી દીધા, અને નાગપાશવડે તેમને પશુની જેમ બાંધી લીધા. પછી જ્યારે સર્વ પ્રિયાઓએ પિતૃભિક્ષા માગી, ત્યારે રાવણે તેમને છોડી મૂક્યા; એટલે તેઓ પોતપોતાના નગરમાં ચાલ્યા ગયા, અને હર્ષ પામેલા લોકો જેને અર્ઘ આપતા હતા એવો રાવણ તે બાળાઓની સાથે **સ્વયંપ્રભ** નગરમાં આવ્યો.

કુંભપુરના રાજા **મહોદરની સુરૂપનયના** પત્નીના ઉદરથી ઉત્પન્ન થયેલી વિદ્યુત્ની માળા જેવી કાંતિવાળી અને પૂર્ણ કુંભના જેવા સ્તનવાળી **તડિન્માળા** નામે એક યૌવનવતી પુત્રીને કુંભકર્ણ પરણ્યો; અને વૈતાઢ્ય ગિરિની દક્ષિણ શ્રેણીમાં જ્યો-

તિષપુરના રાજા **વીરની નંદવતી** રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલી પંકજની શોભાને ચોરનાર દૃષ્ટિવાળી અને દેવાંગના જેવી **પંકજશ્રી** નામની કન્યા સાથે વિભીષણ પરણ્યો. રાવણની સ્ત્રી મંદોદરીએ ચંદ્રની જેવા તેજસ્વી અને અદ્ભુત પરાક્રમી **ઇંદ્રજીત** નામના એક પુત્રને જન્મ આપ્યો. કેટલોક કાલ ગયા પછી મેઘની જેમ નેત્રને આનંદ આપનાર **મેઘવાહન** નામના એક બીજા પુત્રને જન્મ આપ્યો.

કુંભકર્ણ અને વિભીષણ પિતાનુ વૈર યાદ કરી વૈશ્રવણે આશ્રિત કરેલી લંકાને સદા ઉપદ્રવ કરવા લાગ્યા; તેથી એક વખતે વૈશ્રવણે દૂત મોકલી સુમાળીને કહેવરાવ્યું કે— "રાવણના અનુજ બંધુ અને તમારા લઘુ પુત્ર કુંભકર્ણ અને વિભીષણને શિખામણ દઇને વારો, એ બંને વીરમાની અને દુર્મદ બાળકો પાતાળ લંકામાં રહેવાથી કૂવાના દેડકાની જેમ પોતાની અને બીજાની શક્તિને જાણતા નથી. તેઓ મત્ત થઇ વિજય મેળવવાની ઈચ્છાએ છળ કરી મારી નગરીને ઉપદ્રવ કર્યા કરેછે, પણ ચિરકાલ મેં તેમની ઉપેક્ષા કરી છે. હે ક્ષુદ્ર ! જો તુ તેમને સમજાવીશ નહી તો તારી સાથે તેમને માળીને માર્ગે મોકલી દઇશ, તું તો અમારૂં બલ જાણે છે." આવાં દૂતનાં વચન સાંભળી મહામનસ્વી રાવણ ક્રોધથી બોલ્યો—"અરે ! એ વૈશ્રવણ કોણ છે ? જે બીજાને કર આપનારો છે અને બીજાના શાસનથી જે લંકાપર શાસન ચલાવે છે, તે છતાં આવું પોતે બોલતાં કેમ લજવાતો નથી ? અહા ! કેવી મોટી ધીઠતા ! તું દૂત છે માટે તને મારતા નથી, તેથી તું અહીથી ચાલ્યો જા." આ પ્રમાણે રાવણના કહેવાથી તે દૂતે તત્કાળ વૈશ્રવણ પાસે જઈને તે બધું વૃત્તાંત કહ્યું. દૂતના ગયા પછી તેની પાછળ તરતજ રાવણ પોતાના સહોદરોને અને સૈન્યને લઈ મોટા ક્રોધથી લંકા સમીપે આવ્યો. આગળ મોકલેલા દૂતે તેને ખબર આપ્યા, એટલે વૈશ્રવણ યુદ્ધ કરવાને માટે મોટી સેના લઈને લંકાપુરીની બહાર નીકળ્યો. થોડા વખતમાં અનિવારિત પ્રસરતો પવન જેમ વનભૂમિનો ભંગ કરે તેમ રાવણે તેની સેનાનો ભંગ કરી નાંખ્યો. જ્યારે રાવણે તેની સેનાનો ભંગ કર્યો, ત્યારે પોતાનો ભંગ થયેલો માનનારા વૈશ્રવણનો ક્રોધાગ્નિ બુઝાઈ ગયો; અને તે વિચાર કરવા લાગ્યો કે—"કમળો છેદાતાં સરોવરની જેમ, દંતભંગ થતાં દંતીની જેમ, શાખાચ્છેદ થતાં વૃક્ષની જેમ, મણિ રહિત અલંકારની જેમ, જ્યોત્સ્ના રહિત ચંદ્રની જેમ અને નિર્જલ થયેલા મેઘની જેમ શત્રુઓએ માનભંગ કરેલા માની પુરુષની સ્થિતિને ધિક્કાર છે ! પરંતુ તે પુરૂષ જો મુક્તિને માટે યત્ન કરે તો જરૂર વાસ્તવ સ્થાનને પામે છે. 'થોડું છોડી દઈ તેના બદલામાં બહુની ઇચ્છા કરનાર પુરૂષ લજ્જાનુ સ્થાન થતો નથી.' માટે અનેક અનર્થને આપનારા આ રાજ્યની મારે જરૂર નથી, હવે હું તો મોક્ષમંદિરના દ્વારરૂપ દીક્ષા ગ્રહણ કરીશ. આ કુંભકર્ણ અને વિભીષણ જો કે મારા અપકારી થયેલા હતા, પણ તે કારણે આવા માર્ગનું દર્શન થવાથી તેઓ મારા ઉપકારી થયા

છે. આગળ પણ મારી માસીનો પુત્ર હોવાથી રાવણ મારો બંધુ છે અને અત્યારે કર્મથી પણ બંધુ છે; કારણ કે તેના તરફથી આવો ઉપક્રમ થયા વગર મારી આવી બુદ્ધિ થાત નહિ." આવો વિચાર કરી વૈશ્રવણે શસ્ત્રાદિક છોડી, તત્ત્વનિષ્ઠ થઇ પોતાની મેળે દીક્ષા ગ્રહણ કરી. એ ખબર જાણી રાવણે તેમની પાસે આવી નમસ્કાર કરી અંજલિ જોડીને કહ્યુ કે ' તમે મારા જયેષ્ઠ બંધુ છો, માટે આ અનુજના અપરાધને ક્ષમા કરો. હે બાંધવ ! તમે નિઃશંક થઈ આ લંકામાં રાજ્ય કરો. અમે અહીંથી બીજે જઇશું. કારણકે પૃથ્વી ઘણી વિશાળ છે.' આ પ્રમાણે રાવણે કહ્યું, તથાપિ તેજ ભવમાં મોક્ષે જનાર તે મહાત્મા વૈશ્રવણ પ્રતિમા ધરી રહ્યો હતો તેથી કાંઈપણ બોલ્યો નહિ. વૈશ્રવણને નિઃસ્પૃહ જાણી રાવણે તેમને ખમાવી પ્રણામ કરીને લંકાપુરી અને પુષ્પક વિમાન ગ્રહણ કર્યું. પછી વિજયલક્ષ્મીરૂપ લતામાં પુષ્પ જેવા તે પુષ્પક વિમાનમાં બેસી રાવણ અર્હતપ્રતિમાને વાંદવા માટે સમેતગિરિપર ગયો. ત્યાં પ્રતિમાને વંદના કરીને નીચે ઉતરતાં રાવણે સેનાના કલકલ શબ્દની સાથે એક વનના હાથીની ગર્જના સાંભળી. તે સમયે **પ્રહસ્ત** નામના એક પ્રતિહારે આવી રાવણને કહ્યું કે–દેવ ! આ હસ્તિરત્ન આપનું વાહન થવાને યોગ્ય છે. પછી જેના દાંત પહોળા અને ઉંચાછે, નેત્ર મધુ પિંગલ વર્ણનાં છે, કુંભસ્થળ શિખર જેવું ઉન્નત છે, મદને ઝરનારી નદીનો જે ગિરિ છે અને જે સાત હાથ ઉંચો ને નવહાથ લાંબો છે એવા તે વનગજેંદ્રને ક્રીડા માત્રમાં વશ કરી રાવણ તેની ઉપર આરૂઢ થયો. તેના ઉપર બેસવાથી ઐરાવત ઉપર બેઠેલા ઇંદ્રના જેવી શોભાને અનુસરતા રાવણે તે હસ્તીનું ભુવનાલંકાર એવું નામ પાડ્યું, અને તેને ગજશ્રેણિમાં બાંધી રાવણે તે રાત્રિ ત્યાંજ નિર્ગમન કરી.

પ્રાતઃકાલે પરિવાર સાથે રાવણ સભામાં આવીને બેઠો, તેવામાં ઘા વાગવાથી જર્જર થઈ ગયેલો **પવનવેગ** નામે વિદ્યાધર પ્રતિહારની પાસે આજ્ઞા મંગાવી સભામાં આવી પ્રણામ કરીને બોલ્યો–"હે દેવ ! કિષ્કિંધિરાજાના પુત્ર **સુર્યરજા** અને **રૂક્ષરજા** પાતાળ લંકામાંથી કિષ્કિંધા નગરીએ ગયા હતા. ત્યાં યમની જેવા ભયંકર અને પ્રાણનો સંશય કરે તેવા યમરાજાની સાથે તેમને મોટું યુધ્ધ થયું. ચિરકાલ યુધ્ધ કરી છેવટે યમરાજાએ તે બંનેને ચોરની જેમ બાંધી લઈને પોતાના કારાગૃહમાં નાંખ્યા છે, ત્યાં યમરાજાએ વૈતરણી સહિત નરકાવાસા બનાવી તે બંનેને પરિવાર સાથે છેદનભેદન વિગેરેનાં દુઃખ આપે છે. હે અલંઘનીય આજ્ઞાવાળા દશમુખ ! તેઓ તમારા ક્રમે આવેલા સેવકો છે માટે તેમને છોડાવો, કેમકે તેમનો પરાભવ તે તમારો પરાભવજ છે." તે સાંભળી રાવણ બોલ્યો–"તમે કહો છો તે નિઃશંક એમજ છે. ' આશ્રયના દુર્બલપણાથીજ આશ્રિતનો પરાભવ થાય છે.' તે દુર્બુદ્ધિએ પરોક્ષ રીતે મારા સેવકોને બાંધ્યા છે અને કારાગૃહમાં નાખ્યા છે,

તેનું ફળ હું તેને સત્વર આપીશ." આ પ્રમાણે કહી અનેક પ્રકારની ઇચ્છાવાળો અને ઉગ્ર ભુજવીર્યને ધારણ કરનારો રાવણ સૈન્ય સહિત યમ દિક્પાલે પાળેલી કિષ્કિંધાપુરીએ આવ્યો. ત્યાં ત્રપુપાન, શિળાસ્ફાલન અને પર્ણછેદ વિગેરે[1] મહા દુખોવાળાં સાત દારૂણ નરકો રાવણના જોવામાં આવ્યાં. તેમાં પોતાના સેવકોને ક્લેશ પામતા જોઇ સર્પોને ગરૂડ ત્રાસ પમાડે તેમ રાવણે રોષ કરી તેના રક્ષક તરીકે રહેલા પરમાધાર્મિકો[2]ને ત્રાસ પમાડયો. પછી તે કલ્પિત નરકોમાં રહેલા પોતાના સેવકોને અને બીજાઓને પણ સર્વને તેમાંથી છોડાવ્યા. **મોટા પુરુષોનું આગમન કોના ક્લેશનો છેદ નથી કરતું?** પછી ક્ષણમાં તે નરકના રક્ષકો કુપ્રાડા મારતા અને ઉચા હાથ કરતા યમરાજા પાસે ગયા અને સર્વ સમાચાર તેને કહ્યા. તે સાંભળી યુધ્ધરૂપ નાટકનો સૂત્રધાર યમરાજા બીજો યમ હોય તેમ ક્રોધથી રક્ત નેત્ર કરતો યુધ્ધ કરવાને નગરીથી બહાર નીકળ્યો. સૈનિકો સૈનિકોની સાથે, સેનાપતિઓ સેનાપતિઓની સાથે અને ક્રોધી યમરાજ ક્રોધી રાવણની સાથે એમ પરસ્પર યુધ્ધ ચાલ્યુ. ઘણીવાર સુધી બાણાબાણી યુધ્ધ કર્યા પછી ઉન્મત્ત હસ્તી શુંડાદંડને ઉંચો કરીને જેમ દોડે, તેમ યમરાજા દારૂણ દંડ લઇને વેગથી રાવણ ઉપર દોડયો. શત્રુઓને નપુંસકની જેવા ગણનારા રાવણે ક્ષુરપ્ર બાણવડે કમળની જેમ તે દંડના ચુરેચુરા કરી નાંખ્યા. ફરીવાર યમરાજે રાવણને બાણોથી ઢાંકી દીધો, એટલે રાવણે સર્વ ગુણોને જેમ લોભ નિવારે તેમ તે સર્વ બાણોને નિવારણ કરી નાંખ્યાં. પછી એક સાથે ઘણાં બાણોને વર્ષાવતા રાવણે બલનો નાશ કરનાર જરાની જેમ યમરાજને જર્જર કરી દીધો; એટલે યમરાજ સંગ્રામમાંથી નાસીને વેગવડે રથનુપુરના રાજા ઈંદ્ર વિદ્યાધરને શરણે ગયો. ઇંદ્ર રાજાને નમી અંજલિ જોડીને તે બોલ્યો કે–"હે પ્રભુ! મારા યમપણાને હવે હું જલાંજળિ આપુ છું. હે નાથ! રોષથી કે તોષથી હવે હું યમપણું કરીશ નહિ, કારણ કે અત્યારે યમના પણ યમ જેવો રાવણ ઉઠેલો છે. તેણે નરકના રક્ષકોને નસાડી સર્વ નારકીને છોડાવી દીધા છે, અને તેની પાસે ક્ષાત્રવ્રતરૂપ ધન છે તેથીજ તેણે મને રણમાંથી જીવતો મૂકયો છે. તેણે વૈશ્રવણને જીતીને લંકાનું રાજ્ય અને તેનું પુષ્પક વિમાન કબજે કર્યું છે, અને સુરસુંદર જેવા વીર વિદ્યાધરને પણ જીતી લીધો છે." યમરાજનાં આવાં વચન સાંભળી ઈંદ્ર વિદ્યાધર ક્રોધ પામ્યો અને યુદ્ધ કરવા તૈયાર થયો. પણ બલવાનની સાથે યુદ્ધ કરવામાં ભીરૂ એવા કુલમંત્રીઓએ અનેક ઉપાયોથી સમજાવીને તેને અટકાવ્યો. પછી તેણે યમરાજને સુરસંગીત નામનું નગર આપ્યું અને પોતે રથનુપુર નગરમાં રહીને પૂર્વવત્ વિલાસ કરવા લાગ્યો.

અહીં પૂર્ણ પરાક્રમી રાવણ આદિત્યરજાને કિષ્કિંધાપુરી અને ઋક્ષરજાને ઋક્ષપુર આપી દેવતાઓની જેમ બાંધવો અને નગરજનોથી સ્તવાતો લંકા નગરીમાં ગયો.

---

૧ નરકોની કલ્પના કરીને ગુન્હેગારોને તપાવેલું સીસુ પાવું, પથ્થરની શિલા સાથે પછાડવા, ફરશીવડે છેદન કરવા વિગેરે દુ:ખો.

૨ નરકમાં પરમાધામી દુ:ખ આપે છે તેમ અહીં પણ તે નામ આપેલું

અમરાવતીમાં ઇંદ્રની જેમ લંકામાં રહીને રાવણે પોતાના પિતામહનું રાજ્ય ચલાવવા માંડયું.

વાનરોના રાજા આદિત્યરજાને ઇંદુમાલિની નામની રાણીથી **વાળી** નામે એક મહા બલવાન પુત્ર થયો. બાહુબલમાં ઉગ્ર એવો વાળી નિત્ય સમુદ્રાંત જંબૂદ્વીપની પ્રદક્ષિણા કરીને સર્વ ચૈત્યોની વંદના કરતો હતો. આદિત્યરજાને **સુગ્રીવ** નામે બીજો પુત્ર થયો અને **શ્રીપ્રભા** નામે તેનાથી નાની પુત્રી થઇ. ઋક્ષરજાને **હરિકાંતા** નામની સ્ત્રીથી **નલ** અને **નીલ** નામના બે જગત્પ્રખ્યાત પુત્રો થયા. રાજા આદિત્યરજા પોતાના મહા બલવાન પુત્ર વાળીને રાજ્ય આપી પોતે દીક્ષા લઇ તપ કરીને મોક્ષે ગયા. વાળીએ સમ્યગ્દૃષ્ટિ, ન્યાયી, દયાળુ અને મહાપરાક્રમી એવા પોતાની જેવા પોતાના લઘુ બંધુ સુગ્રીવને યૌવરાજ્યપદે સ્થાપન કર્યો. એક વખતે રાવણ અંતઃપુર સહિત હાથી ઉપર બેસીને ચૈત્યવંદન કરવા માટે મેરૂગિરિ ઉપર ગયો હતો; તેવે વખતે મેઘપ્રભના પુત્ર **ખર** નામના એક ખેચરે લંકામાં સૂર્પણખાને જોઇ. જોતાંજ પોતે અનુરાગી થઇ એ સાનુરાગી કન્યાનું હરણ કર્યું, અને ત્યાંથી પાતાળલંકામાં ગયો. ત્યાં રહેલા આદિત્યરજાના પુત્ર ચંદ્રોદરને કાઢી મૂકીને પોતે તે નગરી કબજે કરી લીધી. ક્ષણવાર પછી મેરૂ ઉપરથી રાવણ લંકામાં આવ્યો, ત્યાં તેણે ચંદ્રણખા ( સૂર્પણખા )ના હરણના ખબર સાંભળ્યા, તેથી તત્કાળ ગુસ્સે થયો અને હાથીના શિકાર ઉપર કેસરીસિંહ દોડે તેમ તે ખર વિદ્યાધરનો ઘાત કરવાને ચાલ્યો. તે વખતે મંદોદરીએ ત્યાં આવી રાવણને કહ્યું "–હે માનદ ! આવો અનુચિત સમારંભ કેમ કરો છો ? જરા વિચાર કરો. કેમકે કન્યા તો અવશ્ય કોઇને આપવીજ પડત, તો તે કન્યાજ કદિ સ્વેચ્છાએ કોઇ તેના મનગમતા કુલીન વરને વરે તો તેમાં ખોટું શું છે ? તે તો ઉલટું સારૂ ગણાય. એ દૂષણનો પુત્ર ખર વિદ્યાધર સૂર્પણખાને યોગ્ય વર છે, અને તે તમારો એક નિર્દોષ અને પરાક્રમી સુભટ થઈ પડે તેવો છે, માટે પ્રધાનપુરૂષોને મોકલી તેની સાથે તેનો વિવાહ કરો અને તેને પાતાળલંકાનું રાજ્ય સોંપી તેના ઉપર પ્રસન્ન થાઓ." આ પ્રમાણે બંને અનુજ બંધુઓએ પણ રાવણને કહ્યું, એટલે **મય** અને **મારીચ** નામના બે રાક્ષસ અનુચરોને મોકલી સુર્પણખાને ખર સાથે પરણાવી દીધી. પછી ખર વિદ્યાધર પાતાળલંકામાં રહી રાવણની આજ્ઞા પાળતો સતો ચંદ્રણખાની સાથે નિર્વિઘ્ને ભોગ ભોગવવા લાગ્યો. તેણે ચંદ્રોદરને કાઢી મૂક્યો હતો તે કાળયોગે મૃત્યુ પામ્યો; તે વખતે તેની **અનુરાધા** નામે પત્ની ગર્ભિણી હતી તે નાસીને વનમાં જતી રહી. તેણે વનમાં સિંહણ જેમ સિંહને જન્મ આપે તેમ નીતિ પ્રમુખ ગુણોના પાત્ર **વિરાધ** નામના પુત્રને જન્મ આપ્યો. યૌવનવયને પ્રાપ્ત થતાં તે વિરાધ સર્વ કળાસાગરના પારને પામી ગયો. પછી એ મહાભુજ અસ્ખલિત વેગે પૃથ્વીપર વિહાર કરવા લાગ્યો.

એ અરસામાં રાવણે પોતાની રાજસભામાં કથાપ્રસંગે ' વાનરેશ્વર **વાળી** ઘણો પ્રૌઢ પ્રતાપી અને બલવાન છે' એવું સાંભળ્યું. તેથી તરતજ સૂર્યની જેમ બીજાના પ્રતાપને નહિ સહન કરનારા રાવણે એક દૂતને શિક્ષા આપી વાળીની પાસે મોકલ્યો. તેણે આવી વાળીને નમસ્કાર કરી ધીર વચને કહ્યુ–" હું રાવણનો દૂત છું, તેથી તેનો કહેવરાવેલો એક સંદેશો સાંભળો.—તમારા પૂર્વજ **શ્રીકંઠ** શત્રુઓથી પરાભવ પામી અમારા શરણ્ય એવા પૂર્વજ **કીર્ત્તિધવળને** શરણે આવ્યા હતા. પોતાના શ્વસુરપક્ષના જાણી તેમનું શત્રુઓથી રક્ષણ કરી તેમના વિયોગથી કાયર થઈ આ વાનરદ્વીપમાંજ તેમને રાખ્યા હતા. ત્યારથી આપણે પરસ્પર સ્વામીસેવકનો સંબંધ થયેલો છે, અને એ પ્રમાણે આપણા બને પક્ષમાં ઘણા રાજાઓ થઇ ગયા છે. એજ અનુક્રમે સત્તરમા તમારા પિતામહ **કિષ્કિંધિ** રાજા થયા. તે વખતે **સુકેશ** નામે મારા પ્રપિતામહ થયા હતા. તેઓની વચ્ચે પણ તેવી રીતનોજ સંબંધ ચાલ્યો હતો. તે પછી અઢારમા **સૂર્યરજા** નામે તમારા પિતા થયા; જેઓ યમરાજાને ત્યાં બંદીખાને પડ્યા હતા તેમાંથી મેંજ છોડાવેલા છે તે સર્વ જન જાણે છે, અને પાછા તેમને મેં કિષ્કિધા નગરીના રાજ્ય ઉપર બેસાર્યા તે પણ પ્રખ્યાત છે. અધુના તેમના વાળી નામે તમે પુત્ર થયા છો તો આપણા પૂર્વથી ચાલ્યા આવતા સ્વામીસેવકના સંબધવત્ તમે અમારી સેવા કરો." દૂતનાં આવાં વચન સાંભળી ગર્વરૂપ અગ્નિના શમી વૃક્ષ જેવા મહા મનસ્વી વાળીએ અવિકારી આકૃતિ રાખી ગંભીર વાણીએ કહ્યું–"રાક્ષસો અને વાનરોના રાજાઓને એટલે કે તમારા અને મારા બને કુલને આજ દિન સુધી પરસ્પર અખંડિત સ્નેહસંબંધ છે, તે હું જાણું છું. આપણા પૂર્વજોએ સંપત્તિ અને વિપત્તિમાં પરસ્પર સહાય આપેલી છે, તેનું કારણ માત્ર સ્નેહ છે, કાંઈ સ્વામીસેવકપણું નથી. હે દૂત ! સર્વજ્ઞ અર્હંતદેવ અને સાધુગુરૂ વિના કોઈ બીજો સેવવા યોગ્ય સ્વામી હું જાણતોજ નથી, તો તારા સ્વામીને આવો મનોરથ કેમ થયો છે ? પોતાને સ્વામી અને અમોને સેવક માનનારા તારા રાજાએ કુલક્રમથી આવેલો સ્નેહસંબંધ આજે ખંડિત કર્યો છે, પરંતુ મિત્રકુલમાં ઉત્પન્ન થયેલા અને પોતાની શક્તિ નહિ જાણનારા તે રાવણની ઉપર હું કાંઇ પણ વિપ્રિય[1] કરીશ નહિ, કારણ કે હું લોકાપવાદથી બીહું છું. જો કદિ તે કાંઇ વિપ્રિય કરશે તો હું તેનો પ્રતિકાર કરીશ, પણ પૂર્વ સ્નેહરૂપી વૃક્ષને છેદવામાં અગ્રેસર નહીં થાઉં. હે દૂત ! તારો સ્વામી તેની શક્તિ પ્રમાણે જે કરવું હોય તે ભલે કરે, તું અહીંથી ચાલ્યો જા. " આ પ્રમાણે કહી વાળીએ વિદાય કરેલા દૂતે રાવણની પાસે આવી તે સર્વ વૃત્તાંત જણાવ્યો.

દૂતની વાણી સાંભળી જેનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયેલો છે એવો રાવણ મોટું સૈન્ય લઇ તત્કાળ કિષ્કિંધાપુરી સમીપે આવ્યો. ભુજવીર્યથી શોભતો વાળી રાજા પણ તૈયાર થઇને તેની સામો આવ્યો. **પરાક્રમી વીરોને યુધ્ધના અતિથિ પ્રિય હોય છે.** પ-

---

૧ અઘટિત–નુકશાનકારક ક્રિયા.

છી બંને સૈન્યમાં પાષાણપાષાણી, વૃક્ષાવૃક્ષી અને ગદાગદી યુદ્ધ ચાલ્યું. તેમાં રથો પડતા પાપડની જેમ ચુરાવા લાગ્યા, હાથીઓ મૃત્તિકાના પિંડની જેમ ભંગાવા લાગ્યા, ઘોડાઓ કોળાની જેમ સ્થાને સ્થાને ખંડિત થવા લાગ્યા અને પેદલો ચંચા (ચાડીઆ) ની જેમ ભૂમિપર પડવા લાગ્યા. આ પ્રમાણે પ્રાણીઓનો સંહાર થતો જોઈ કપીશ્વર વાળીને દયા આવી, તેથી તે વીરે સત્વર રાવણ પાસે આવીને કહ્યું કે–"વિવેકી પુરૂષોને એક સામાન્ય પ્રાણીનો પણ વધ કરવો યોગ્ય નથી તો હસ્તી વિગેરે પંચેંદ્રિય જીવના વધની તો વાતજ શી કરવી! જોકે પરાક્રમી પુરૂષોને શત્રુઓનો વિજય કરવો યોગ્ય છે, પરંતુ પરાક્રમી પુરૂષો પોતાની ભુજાઓથીજ વિજય ઈચ્છેછે. હે રાવણ! તું પરાક્રમી છે અને વળી શ્રાવક છે, માટે સૈન્યને યુદ્ધ કરાવવું છોડી દે; કારણ કે અનેક પ્રાણીઓનો સંહાર થવાથી તે યુદ્ધ ચિરકાલ નરકની પ્રાપ્તિને માટે થાય છે." આ પ્રમાણે જ્યારે વાળીએ રાવણને સમજાવ્યો, ત્યારે ધર્મને જાણનાર અને સર્વ પ્રકારનાં યુદ્ધમાં ચતુર એવા રાવણે પોતાની જાતે યુદ્ધ કરવાનો આરંભ કર્યો; પણ રાવણે જે જે અસ્ત્રો મૂક્યાં તે તે કપીશ્વર વાળીએ અગ્નિના તેજને સૂર્યની જેમ પોતાના અસ્ત્રથી પરાસ્ત કરી નાખ્યાં. પછી રાવણે સર્પાસ્ત્ર અને વરૂણાસ્ત્ર પ્રમુખ મંત્રાસ્ત્રો મૂક્યાં તેને પણ ગરૂડાસ્ત્ર વિગેરે અસ્ત્રોથી વાળીએ છેદી નાંખ્યાં. જ્યારે સર્વ શસ્ત્રો અને મંત્રાસ્ત્રો નિષ્ફળ થયાં, ત્યારે દશમુખે મોટા સર્પની જેવું ભયંકર ચંદ્રહાસ નામનું ખડ્ગ ખેંચ્યું. જાણે એક શિખરવાળો ગિરિ હોય અથવા એક દાંતવાળો હાથી હોય તેમ રાવણ તે ખડ્ગને ઉંચું કરીને વાળીને મારવા દોડચો. તત્કાળ વાળીએ શાખા સહિત વૃક્ષની જેમ રાવણને ચંદ્રહાસ ખડ્ગ સહિત ડાબે હાથે એક લીલામાત્રમાં ઉપાડી લીધો, અને એક દડાની માફક તેને કાખમાં રાખી કપીશ્વર વાળી અવ્યગ્રપણે ક્ષણવારમાં ચાર સમુદ્ર સહિત પૃથ્વી ફરતો ફરી આવ્યો; અને પછી પાછો ત્યાં આવી લજ્જાથી જેની ગ્રીવા નમેલી છે એવા રાવણને છોડી દઈ આ પ્રમાણે કહ્યું–"હે રાવણ! વિતરાગ, સર્વજ્ઞ, આપ્ત અને ત્રૈલોક્યપૂજિત એવા અરિહંત દેવ શિવાય બીજો કોઈપણ મારે નમસ્કાર કરવા યોગ્ય નથી. અંગમાંથીજ ઉઠેલા માનરૂપી શત્રુને ધિક્કાર છે કે જેનાથી મોહ પામીને મને નમાવવાનું કૌતુક કરવાથી તું આવી અવસ્થાને પ્રાપ્ત થયો છે, પણ પૂર્વના ઉપકારોનું સ્મરણ કરીને મેં તને છોડી મૂક્યો છે અને આ પૃથ્વીનું રાજ્ય આપ્યું છે, માટે તું અખંડ આજ્ઞાએ તેનું પાલન કર. જો હું વિજયની ઈચ્છા કરૂં, તો તારે આ પૃથ્વી ક્યાંથી હોય? કેમકે સિંહોએ સેવેલા વનમાં હસ્તીઓનું સ્થાન હોયજ નહિ; પણ હું તો હવે મોક્ષ સામ્રાજ્યના કારણભૂત દીક્ષાનેજ ગ્રહણ કરીશ, અને આ સુગ્રીવ તારી આજ્ઞા ધારણ કરતો સતો કિષ્કિંધા નગરીનો રાજા થશે."

આ પ્રમાણે કહી તત્કાળ વાળીએ પોતાના રાજ્ય ઉપર સુગ્રીવને બેસાર્યો, અને પોતે ગગનચંદ્ર મુનિની પાસે જઈ વ્રત ગ્રહણ કર્યું. વિવિધ પ્રકારના અભિગ્રહ ધરી

તપને આચરતા અને મુનિની પડિમાને વહેતા વાળી મુનિ ધ્યાનવાન અને મમતા-રહિત થઇ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. જેમ વૃક્ષને પુષ્પ, પત્ર અને ફલાદિ સંપત્તિઓ પ્રાપ્ત થાય તેમ વાળી ભટ્ટારકને અનુક્રમે અનેક લબ્ધિઓ ઉત્પન્ન થઈ. અન્યદા અષ્ટાપદ ગિરિપર જઈ ભુજાને લાંબી કરીને તે કાયોત્સર્ગે રહ્યા કે જેથી તે બાંધેલા હિંચકાવાળા વૃક્ષની જેવા દેખાવા લાગ્યા. એક માસે કાયોત્સર્ગ પાળીને તેણે પારણું કર્યું; એવી રીતે વારંવાર મહિના મહિના સુધી-કાયોત્સર્ગ અને પારણું કરવા લાગ્યા.

અહીં સુગ્રીવે રાવણને પોતાની બહેન **શ્રીપ્રભા** પરણાવી, કે જે સુકાઈ ગયેલા પૂર્વ સ્નેહરૂપી વૃક્ષમાં સારણી [1] જેવી થઈ. ચંદ્ર જેવી ઉજ્વળ કીર્તિવાળા સુગ્રીવે વાળીના **ચંદ્રરશ્મિ** નામના પરાક્રમી પુત્રને યુવરાજપદે સ્થાપન કર્યો. સુગ્રીવે જેની આજ્ઞા માન્ય કરી છે એવો રાવણ તેની બહેન **શ્રીપ્રભાને** પરણી સાથે લઈને લંકામાં ગયો. બીજી પણ કેટલીક વિદ્યાધરોની રૂપવતી કન્યાઓને રાવણ બલાત્કારે પરણ્યો.

એક દિવસે રાવણ નિત્યાલોક નામના નગરમાં **નિત્યાલોક** નામના રાજાની **રત્નાવળી** નામની કન્યાને પરણવા ચાલ્યો. માર્ગમાં અષ્ટાપદ ગિરિની ઉપર આવતાં તેનું પુષ્પક વિમાન કિલ્લા પાસે શત્રુઓનું લશ્કર સ્ખલિત થાય તેમ સ્ખલિત થયું. સાગરમાં નાંગર નાંખવાથી અટકેલા વહાણની જેમ અને બાંધી લીધેલા હસ્તીની જેમ પોતાના વિમાનને અટકેલું જોઈ રાવણને ઘણો કોપ ચડયો. 'આ મારા વિમાનને સ્ખલિત કરનાર કયો પુરૂષ યમરાજના મુખમાં પેસવાને ઇચ્છે છે?' આ પ્રમાણે કહેતા રાવણે નીચે ઉતરી પર્વતના મસ્તકપર જોયુ, તો ત્યાં જાણે પર્વતમાંથી નવીન શિખર થયું હોય તેવા કાયોત્સર્ગે રહેલા વાળી મુનિને પોતાના વિમાનની નીચે જોયા, એટલે રાવણે તેમને કહ્યું—"અરે વાળી મુનિ! શું તું અદ્યાપિ મારી ઉપર ક્રોધ રાખે છે? અને શુ આ જગતને છેતરવા માટે દંભ કરીને વ્રત લઇ બેઠો છે? અગાઉ પણ કોઈ પ્રકારની માયાવડે મને ઉપાડીને ફેરવ્યો હતો, પછી 'આ મારા કરેલાનો બદલો વાળશે' એવી શંકાથી તેં તત્કાળ દીક્ષા લીધી હતી; પણ અદ્યાપિ હું રાવણ તેનો તે છું, અને મારી ભુજાઓ પણ તેની તેજ છે. હવે મારો વખત આવ્યો છે તો જોઇ લે, હું તારા કરેલાનો બદલો વાળું છું; જેમ ચંદ્રહાસ ખડ્ગ સહિત મને ઉપાડીને તુ ચારે સમુદ્ર ફરતો ફર્યો હતો, તેમ હવે અત્યારે તને આ પર્વત સહિત ઉપાડીને લવણ સમુદ્રમાં નાંખી દઉંછું." આ પ્રમાણે કહી જેમ સ્વર્ગમાંથી પડેલું વજ્ર પૃથ્વીને ફાડી નાખે તેમ રાવણ પૃથ્વીને ફાડી અષ્ટાપદ ગિરિની નીચે પેઠો. પછી ભુજાબલથી મદોદ્ધત એવા રાવણે એક સાથે સહસ્ર વિદ્યાનું સ્મરણ કરી તે દુર્ધર પર્વતને ઉપાડયો. તે સમયે તેના તડતડાટ શબ્દોથી વ્યંતરો ત્રાસ પામવા લાગ્યા,

---

૧ પાણીની નીક

ઝલઝલ શબ્દવડે ચપલ થયેલા સમુદ્રથી રસાતળ પૂરાવા લાગ્યું, ખડખડ થઈને પડતા પાષાણોથી વનના હસ્તીઓ ક્ષોભ પામવા લાગ્યા અને કડકડાટ શબ્દ કરતા ગિરિનિતંબના ઉપવન માંહેનાં વૃક્ષો ભાંગી પડવા લાગ્યાં. આવી રીતે રાવણે પર્વત ઉપાડ્યો, તે અવધિજ્ઞાનથી જાણી અનેક લબ્ધિરૂપ નદીઓના સાગર અને શુદ્ધ બુદ્ધિવાળા મહામુનિ વાળી આ પ્રમાણે વિચારવા લાગ્યા—"અરે ! આ દુર્મતિ રાવણ અદ્યાપિ મારી ઈર્ષ્યાથી અનેક પ્રાણીઓનો સંહાર અકાળે કરવા તૈયાર થયો છે, અને ભરતેશ્વરે કરાવેલા આ ચૈત્યનો નાશ કરીને ભરતક્ષેત્રના આભૂષણરૂપ આ તીર્થનો ઉચ્છેદ કરવાનો યત્ન કરે છે. જોકે હું અત્યારે નિઃસંગ, પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ, રાગદ્વેષ રહિત અને શમતાજલમાં નિમગ્ન છું, તથાપિ આ ચૈત્યના અને પ્રાણીઓના રક્ષણને માટે રાગદ્વેષ ધારણ કર્યા વગર આ રાવણને જરા શિક્ષા આપું." આવો વિચાર કરી ભગવાન વાળીએ પગના અંગુઠાવડે અષ્ટાપદ ગિરિના મસ્તકને જરા દબાવ્યું. તત્કાળ મધ્યાન્હ વખતે દેહની છાયાની પેઠે અને જલની બહાર રહેલા કૂર્મની પેઠે રાવણનાં ગાત્ર સંકોચ પામી ગયાં, તેના ભુજદંડ ભાંગી ગયા અને મુખથી રૂધિર વમન કરતો તેમજ પૃથ્વીને રોવરાવતો રાવણ ઉંચે સ્વરે રોવા લાગ્યો. તે દિવસથી તે **'રાવણ'** કહેવાયો. તેનું દીન રૂદન સાંભળી દયાળુ વાળી મુનિએ તેને છોડી મૂક્યો. કેમકે 'આ કાર્ય માત્ર શિક્ષાને માટે હતું, ક્રોધથી હતું નહિ.' પછી ગિરિના તળમાંથી નીકળીને પ્રતાપ રહિત થયેલો રાવણ પશ્ચાત્તાપ કરતો વાળી મુનિ પાસે આવ્યો, અને નમસ્કાર કરી અંજલિ જોડીને આ પ્રમાણે બોલ્યો—"જે પોતાની શક્તિને જાણતા નથી, જે અન્યાયના કરનારા છે અને જે લોભથી જીતાયેલા છે તે સર્વમાં હું ધુરંધર છું. હે મહાત્મા ! હું નિર્લજ થઇને વારંવાર તમારા અપરાધ કરૂં છું, અને તમે શક્તિમાન છતાં કૃપાળુ થઇને તે સહન કરો છો; હે પ્રભુ ! હવે હુ માનું છું કે તમે પૂર્વે મારી ઉપર કૃપા કરીનેજ પૃથ્વીને છોડી દીધી છે, કાંઈ અસમર્થપણે છોડી દીધી નથી, તથાપિ તે વખતે મારા જાણવામાં એમ આવ્યું નહીં; હે નાથ ! જેમ હસ્તીનો શિશુ પર્વતને ફેરવવા માટે પ્રયત્ન કરે તેમ મેં અજ્ઞાનથી મારી શક્તિને તોળવા માંડી હતી. આજે મારા જાણવામાં આવ્યું કે પર્વત અને રાફડામાં તથા ગરૂડ અને ચાસ પક્ષીમાં જેટલો તફાવત છે તેટલો તફાવત તમારા અને મારા વચ્ચે છે. હે સ્વામી ! મૃત્યુની અણી ઉપર રહેલા એવા મને તમે પ્રાણ આપ્યા છે, મારી જેવા અપકારી ઉપર પણ તમારી આવી ઉપકારબુદ્ધિ છે, માટે તમને નમસ્કાર છે." આ પ્રમાણે દૃઢ ભક્તિએ વાળી મુનિને કહી, ખમાવી અને ત્રણ પ્રદક્ષિણા કરીને રાવણે તેમને નમસ્કાર કર્યો. આવા તે મુનિના માહાત્મ્યથી હર્ષ પામેલા દેવતાઓએ 'સાધુ સાધુ' એવા શબ્દો કહીને વાળી મુનિની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. પછી ફરીવાર વાળી મુનિને પ્રણામ કરી તે પર્વતના મુગટ જેવા ભરતરાજાના કરાવેલા ચૈત્ય સમીપે રાવણ આવ્યો. ત્યાં ચૈત્યની

બહાર ચંદ્રહાસ ખડ્ગ વિગેરે શસ્ત્રો મૂકી પોતે અંતઃપુર સહિત અંદર જઈ ઋષભાદિક અર્હંતની અષ્ટપ્રકારી પૂજા કરી. પછી એ મહા સાહસિક રાવણે ભક્તિથી પોતાની નસોને ખેંચી તેની તંત્રી કરીને ભુજવીણા વગાડવા માંડી. દશાનન ગ્રામ રાગથી રમ્ય એવી વીણા વગાડતો હતો અને તેના અંતઃપુરની સ્ત્રીઓ સપ્ત સ્વરથી મનોહર ગીત ગાતી હતી, તેવામાં પન્નગપતિ ધરણેંદ્ર તે ચૈત્યની યાત્રા માટે ત્યાં આવ્યો. તેણે પૂજા કરીને પ્રભુને વંદના કરી. તે વખતે અર્હંતના ગુણમય એવા કરણ અને ધ્રુવક વિગેરે ગીતોનું વીણાવડે ગાયન કરતા રાવણને જોઇ ધરણેંદ્રે કહ્યુ–'હે રાવણ ! અર્હંતના ગુણોની સ્તુતિમય આ ગાયન બહુજ સુંદર છે, તે પણ તારા ભાવ સહિત હોવાથી તારી ઉપર હું સંતુષ્ટ થયો છું. અર્હંતના ગુણોની સ્તુતિનું મુખ્ય ફળ તો મોક્ષ છે, તથાપિ તારી સંસારવાસના હજુ જીર્ણ થઇ નથી તેથી તને હું શું આપું ? તે માગી લે.' રાવણ બોલ્યો–'હે નાગેંદ્ર ! દેવના પણ દેવ અર્હંત પ્રભુના ગુણસ્તવનથી તમે તુષ્ટ થયા, તે તમને ઉચિત છે; કારણ કે તે તમારી હૃદયમાં રહેલી સ્વામીભક્તિનું ચિન્હ છે. પરંતુ જેમ વરદાન આપવાથી તમારી સ્વામિભક્તિનો ઉત્કર્ષ થાય છે, તેમ વરદાન લેવાથી મારી સ્વામિભક્તિ હીન થાય છે.' નાગેંદ્રે ફરીવાર કહ્યુ–'હે માનદ રાવણ ! તને સાબાશ છે ! તારી આવી નિઃસ્પૃહતાથી હું વિશેષ સંતુષ્ટ થયો છું'. આ પ્રમાણે કહી ધરણેંદ્ર અમોઘ વિજયાશક્તિ અને રૂપવિકારિણી વિદ્યા રાવણને આપી પોતાને સ્થાને ગયો. પછી રાવણ ત્યાં રહેલા સર્વ તીર્થંકરોને વાંદી નિત્યાલોક નગરે ગયો. ત્યાં રત્નાવળીને પરણીને પાછો લંકામાં આવ્યો. તે સમયે વાળી મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સુરઅસુરોએ આવીને કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. અનુક્રમે ભવોપગ્રાહી કર્મનો [1] ક્ષય તથા અનંત ચતુષ્ટય [2] જેના સિદ્ધ થયા છે એવા વાળી મુનિ પરમપદને પ્રાપ્ત થયા.

વૈતાઢ્યગિરિ ઉપર જ્યોતિ પુર નગરમાં **જ્વલનશિખ** નામે એક વિદ્યાધરનો રાજા હતો. તેને **શ્રીમતી** નામે રાણી હતી, જે રૂપસંપત્તિથી લક્ષ્મી જેવી હતી. તે રાણીને વિશાળ લોચનવાળી **તારા** નામે પુત્રી થઈ હતી. એક વખતે તે કન્યા **ચક્રાંક** નામના વિદ્યાધર રાજાના પુત્ર **સાહસગતિ**ના જોવામાં આવી, એટલે તત્કાળ તે કામપીડિત થયો. તેથી સાહસગતિએ માણસ મોકલી જ્વલનશિખ પાસે તેની માગણી કરી, તે પ્રમાણે વાનરપતિ સુગ્રીવે પણ માગણી કરી. કેમકે 'રત્નના અર્થી ઘણા હોય છે.' સાહસગતિ ને સુગ્રીવ બને જાતિવાન, રૂપવાન અને પરાક્રમી હતા, તેથી 'આ કન્યા કોને આપવી' ? તેવું તેના પિતાએ કોઈ નિમિત્તજ્ઞાનીને પૂછ્યું. નિમિત્તીઆએ કહ્યું કે 'સાહસગતિ અલ્પાયુષ્ય છે અને સુગ્રીવ દીર્ઘાયુષ્ય છે.' તેથી જ્વલનશિખે તે

---

૧ નામ, ગોત્ર, વેદની અને આયુ એ ચાર અઘાતિ કર્મ સંસારનો અંત થતા સુધી રહે છે, તેથી તે ભવોપગ્રાહી કહેવાય છે

૨ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને અનંત સુખ

કન્યા સુગ્રીવને આપી. તે ખબર જાણી અભિલાષા અને વિયોગને લીધે સાહસગતિ દિવસે દિવસે અંગારાથી દાઝેલો હોય તેમ કોઈ ઠેકાણે પણ નિવૃત્તિ પામ્યો નહિ. તારાની સાથે ક્રીડા કરતાં સુગ્રીવને **અંગદ** અને **જયાનંદ** નામે બે દિગ્ગજ જેવા પરાક્રમી પુત્રો થયા. તારાનો અનુરાગી સાહસગતિ મન્મથે મંથન કરેલા આત્માવાળો થયો સતો આ પ્રમાણે ચિંતવવા લાગ્યો—"અરે ! એ મૃગનાં બચ્ચાં જેવા લોચનવાળી સુંદરીના પાકેલા બિંબફલ જેવા અધરવાળા મુખપર હું ક્યારે ચુંબન કરીશ, મારા હાથથી એ રમણીના સ્તનકુંભનો હું ક્યારે સ્પર્શ કરીશ અને ગાઢ આલિંગન કરીને તે સ્તનને ક્યારે દબાવી દઈશ ? બળથી કે છળથી હું તેનું જરૂર હરણ કરીશ." આ પ્રમાણે ચિંતવીને રૂપનું પરાવર્તન કરે તેવી **શેમુષી** નામની વિદ્યાનું તેણે સ્મરણ કર્યું, અને પછી તે ચક્રાંક રાજાના પુત્રે ક્ષુદ્ર હિમાચલની ગુફામાં રહી તે વિદ્યા સાધવાનો આરંભ કર્યો.

અહીં સૂર્ય જેમ પૂર્વ ગિરિના તટમાંથી નીકળે તેમ રાવણ દિગ્વિજય કરવાને માટે લંકાપુરીથી બહાર નીકળ્યો. બીજા દ્વીપોમાં રહેનારા વિદ્યાધરો અને રાજાઓને વશ કરીને તે પાતાળલંકામાં આવ્યો. ત્યાં રહેલા સૂર્પણખાના પતિ ખર વિદ્યાધરે મૃદુ ભાષણ પૂર્વક ભેટો આપીને સેવકની જેમ રાવણની સવિશેષ પૂજા કરી. પછી ઇંદ્ર રાજાને જીતવાની ઇચ્છાએ ચાલતા રાવણની સાથે તે ખર વિદ્યાધર ચૌદહજાર વિદ્યાધરોથી પરવર્યો સતો ચાલ્યો. તે વખતે સુગ્રીવ પણ પોતાની સેના લઈને વાયુ પછવાડે અગ્નિની જેમ બલવાન રાક્ષસપતિ રાવણની પછવાડે ચાલ્યો. અસંખ્ય સેનાથી ભૂમિ અને અંતરીક્ષના મધ્ય ભાગને રૂંધી દેતો રાવણ સમુદ્રની પેઠે ઉદ્દ્રાંત થઇ અસ્ખલિતપણે ચાલવા લાગ્યો. આગળ ચાલતાં વિંધ્યગિરિ ઉપરથી ઉતરતી ચતુર કામિનીની જેવી રેવા નદી તેના જોવામાં આવી. તે શબ્દ કરતી હંસશ્રેણીથી જાણે કટિમેખલા બાંધી હોય તેવી દેખાતી હતી, વિશાળ તટભૂમિવડે તે નિતંબથી શોભિત હોય તેમ જણાતી હતી, અતિ ભંગુર તરંગોથી કેશને ધારણ કરનારી હોય તેવી દૃશ્યમાન થતી હતી અને વારંવાર ઉછળતા માછલાંઓના સ્ફુરણથી જાણે કટાક્ષ મૂકતી હોય તેવી લાગતી હતી. આવી રેવા નદીના તીર ઉપર યુથથી વિટાયેલા હસ્તિપતિની જેમ રાવણે સૈન્ય સહિત પડાવ કર્યો. ત્યાં રાવણ રેવા નદીમાં સ્નાન કરી, બે ઉજ્વળ વસ્ત્ર પહેરી અને સમાધિવડે દૃઢ આસન કરીને બેઠો, અને મણિમય પટ્ટ ઉપર રત્નમય અર્હતબિંબનું સ્થાપન કરી, રેવાના જલથી તેમને સ્નાન કરાવી તેના વિકાસી કમલોવડે પૂજન કરવાનો આરંભ કર્યો. એ પ્રમાણે તે પૂજામાં વ્યગ્ર થઈ રહ્યો હતો, તેવામાં સમુદ્રની વેલની જેમ અકસ્માત્ રેવા નદીમાં મોટું પુર આવ્યું. ગુલ્મની જેમ વૃક્ષોને મૂલમાંથી ઉખેરતું તે જલ નદીના ઉંચા કિનારાની ઉપર પણ પ્રસરવા લાગ્યું. જાણે શુક્તિપુટ હોય તેમ

આકાશ સુધી ઉછળતી તરંગોની પંક્તિઓ કાંઠાને પાડીને તટ ઉપર બાંધેલા વહાણોને પરસ્પર અથડાવવા લાગી. પાતાળની ગુફા હોય તેવી મોટી કાંઠાની ખીણોને ઉદરંભરિના ઉદરને જેમ ભક્ષ્ય પૂરે તેમ જલના પૂરે પૂરી દીધી. પૂર્ણિમાની ચંદ્રજ્યોત્સ્ના જેમ સર્વ જ્યોતિશ્ચક્રના વિમાનોને આચ્છાદન કરે તેમ તે રેવા નદીએ તેની અંદર રહેલા બેટાને ચારે તરફથી આચ્છાદન કરી દીધા. જેમ મહા વાયુ વેગના આવર્ત્તથી વૃક્ષોના પલ્લવોને ઉછાળે તેમ તે જલપૂરે ઉછળતા મોટા ઉર્મિઓથી મત્સ્યોને ઉછાળવા માંડચા. તે ફીણવાળા અને કચરાવાળા જલપૂરે વેગથી આવીને રાવણની કરેલી અર્હંતપૂજાને ધોઈ નાંખી. તે પૂજાનો ભંગ રાવણને મસ્તકના છેદથી પણ અધિક લાગ્યો. તત્કાલ કોપ કરીને આક્ષેપ પૂર્વક તે બોલી ઉઠચો—"અરે ! આ દુર્વાર જળસમૂહ અતિ વેગથી અર્હંતની પૂજામાં અંતરાય કરવાને માટે કારણ વગર વૈરી થયેલા એવા કોણે છોડચો ? શું તે જળ છોડનાર કોઈ મિથ્યાદૃષ્ટિ અધમ નર છે ? વા કોઈ વિદ્યાધર છે ? કે સુર અસુર છે?" આ સમયે કોઇ એક વિદ્યાધરે આવી રાવણને કહ્યું–"હે દેવ ! અહીંથી આગળ જતાં એક **માહિષ્મતી** નામે નગરી છે. તેમાં બીજો સૂર્ય હોય તેવો અને સહસ્ર રાજાઓથી સેવાતો **સહસ્રાંશુ** નામે એક મહાભુજ રાજા છે. તેણે જલક્રીડાના ઉત્સવને માટે આ રેવા નદી ઉપર સેતુબંધ કરીને તેના જલને રોકી લીધું હતું. **મોટા પરાક્રમી વીરોને શું** અસાધ્ય છે ? તે સહસ્રાંશુ રાજા હાથીણીઓની સાથે હાથીની જેમ પોતાની સહસ્ર રાણીઓની સાથે સુખે કરીને જલક્રીડા કરે છે, અને તે વખતે ઈંદ્રની જેમ તેની ફરતા લાખો રક્ષકો કવચ પહેરી ઉંચા હથીઆર કરીને રેવા નદીના બંને તીર ઉપર ઉભા રહે છે. અપરિમિત પરાક્રમવાળા એ રાજાનો એવો અપૂર્વ અને અદૃષ્ટપૂર્વ રૂવાબ છે કે તેના સૈનિકો ફક્ત શોભા માટે કે કર્મના સાક્ષી રૂપેજ રહે છે. જ્યારે એ પરાક્રમી વીરે જલક્રીડામાં ઉગ્ર કરાઘાત કરવા માંડચા, ત્યારે જલદેવી ક્ષોભ પામી ગઇ અને જલજંતુઓ પલાયન કરી ગયા હજારો સ્ત્રીઓ સાથે રહેલા તે રાજાએ આ રેવા નદીનું જલ પ્રથમ અત્યંત રૂંધીને પછી સ્વેચ્છાએ છોડી મૂકેલું છે, જેથી ભૂમિ અને આકાશને પ્લાવિત કરતા તે જલપૂરે ઉદ્ધતપણે વેગથી આવીને આ તમારી દેવપૂજાને પણ પ્લાવિત કરી નાખી છે. જુઓ ! આ તે રાજાની સ્ત્રીઓના નિર્માલ્ય રેવા નદીના જળ ઉપર તરે છે, તે તેની નિશાની છે." આવી તેની વાણી સાંભળીને આહુતિવડે અગ્નિની જેમ રાવણ અધિક ઉદ્દીપ્ત થયો અને બોલ્યો–"અરે મરવાને ઇચ્છનારા તે રાજાએ કાજળથી દેવદૂષ્ય વસ્ત્રની જેમ પોતાના અંગથી દુષિત એવા જલવડે આ મારી દેવપૂજાને દુષિત કરી છે. માટે હે રાક્ષસસુભટો ! મત્સ્યને જેમ મા-

છીમાર બાંધી લાવે તેમ એ પાપી અને વીરમાની રાજાને બાંધીને તત્કાળ અહીં લઇ આવો." રાવણની આવી શીઘ્ર આજ્ઞા થતાંજ રેવા નદીના ઉદ્ભટ તરંગોની જેમ લાખો રાક્ષસવીરો રેવા નદીના કિનારાને અનુસરીને દોડવા લાગ્યા. બીજા વનના ગજેંદ્રોની સાથે જેમ ગજેદ્રો યુદ્ધ કરે તેમ તીર ઉપર રહેલા સહસ્રાંશુ રાજાના સૈનિકોની સાથે તે નિશાચરો યુદ્ધ કરવા લાગ્યા. મેઘ જેમ કરાઓથી અષ્ટાપદ[1]ને ઉપદ્રવ કરે તેમ આકાશમાં રહીને વિદ્યાવડે તેમને મોહિત કરી તેઓ ઉપદ્રવ કરવા લાગ્યા. પોતાના સૈનિકોને ઉપદ્રવ પામેલા જોઇ ક્રોધથી અધરને કંપાવતા સહસ્રાંશુએ હાથની સંજ્ઞાથી પોતાની પ્રિયાઓને આશ્વાસન આપ્યું, અને પોતે ગંગામાંથી ઐરાવત હસ્તી બહાર નીકળે તેમ રેવા નદીમાંથી બહાર નીકળ્યો. તરતજ તેણે ધનુષ્યને પણચ ઉપર ચડાવ્યુ, અને રૂના સમૂહને પવન ઉડાડી મૂકે તેમ તે મહાબાહુ સહસ્રાંશુએ બાણોથી આકાશમાં રહેલા રાક્ષસવીરોને વિદ્રાવિત કરી નાખ્યા. પોતાના સૈનિકોને રણમાંથી પાછા વળતાં જોઇ રાવણ ક્રોધાયમાન થયો અને સહસ્રાંશુની ઉપર બાણોને વર્ષાવતો સામો આવ્યો. બને વીર ક્રોધી, ઉગ્ર અને સ્થિર થઇ ચિરકાલ વિવિધ પ્રકારના આયુધોથી યુદ્ધ કરવા લાગ્યા. છેવટે ભુજાના વીર્યથી અજેય એવા માહિષ્મતીના રાજા સહસ્રાંશુને જાણીને રાવણે હસ્તીની જેમ તેને વિદ્યાથી મોહિત કરીને પકડી લીધો. પોતાને જીતેલો માનતો રાવણ તે મહાવીર્યને જીતીને પણ તેની પ્રશંસા કરતો સતો અનુત્સેકપણે તેને પોતાની છાવણીમાં લાવ્યો.

જેવામાં રાવણ હર્ષ પામતો આવીને સભામાં બેઠો, તેવામાં **શતબાહુ** નામે એક ચારણમુનિ આકાશમાંથી ઉતરીને સભામાં આવ્યા. મેઘની સામે મયૂરની જેવા રાવણ તત્કાળ સિંહાસન ઉપરથી ઉભો થઈ મણિમય પાદુકાને છોડી દઇને તેમની સામે આવ્યો. તેમને અર્હંતપ્રભુના ગણધર જેવા માનતો રાવણ પાંચ અંગથી ભૂમિનો સ્પર્શ કરતો તેમના ચરણમાં પડયો. પછી પોતે અર્પણ કરેલા આસન ઉપર તે મુનિને બેસાર્યા, અને પોતે પ્રણામ કરીને તેમની સામે પૃથ્વી ઉપર બેઠો. મૂર્તિમાન વિશ્વાસ હોય તેવા વિશ્વને આશ્વાસન આપવામાં બાંધવરૂપ તે મુનિએ તેને કલ્યાણની માતા જેવી ધર્મ લાભરૂપ આશીષ આપી. પછી રાવણે અંજલિ જોડી એ શ્રેષ્ઠ મુનિને આવવાનું કારણ પૂછ્યું, એટલે તે મુનિ નિર્દોષ વાણીએ બોલ્યા—"હું **શતબાહુ** નામે માહિષ્મતી નગરીનો રાજા હતો. અન્યદા અગ્નિથી સિંહની જેમ હું સંસારવાસથી ભય પામી ગયો. તેથી સહસ્રાંશુ નામના મારા પુત્રને રાજ્ય સોંપી મોક્ષમાર્ગમાં રથ જેવુ આ વ્રત મેં ગ્રહણ કરેલુ છે." આટલુ અર્વૈ બોલતાં રાવણ ગ્રીવા નમાવીને બોલી ઉઠ્યો—'શું આ મહાભુજ આપ પૂજ્યપાદના પુત્ર છે?' મુનિએ હા કહી, એટલે રાવણ બોલ્યો—'હું દિગ્વિજય માટે ફરતાં આ રેવાનદીને કાંઠે આવ્યો, અને અહીં પડાવ કરી વિકસિત કમલોથી પ્રભુની પૂજા કરી તન્મય થઈ એકાગ્ર

૧ આ પ્રાણી સિંહ કરતાં જોરાવર જનાવર.

મને ધ્યાન કરવા લાગ્યો, તેવામાં આ તમારા પુત્રે પોતાના સ્નાનથી મલીન એવા જલને છોડી મારી પૂજામાં ભંગ કર્યો, તેથી ક્રોધ લાવી મેં આ કરેલું છે; પરંતુ હું માનું છું કે એ મહાત્માએ આ કાર્ય અજ્ઞાનથી કરેલુ હશે, કારણ કે તમારો પુત્ર કદિપણ આવી અર્હતની આશાતના કરે નહિ !' આ પ્રમાણે કહી રાવણ સહસ્રાંશુને ત્યાં લાવ્યો. લજ્જાથી નમ્ર મુખ કરી તેણે મુનિરૂપ પિતાને પ્રણામ કર્યો. રાવણે તેને કહ્યુ કે-"હે સહસ્રાંશુ ! આજથી તમે મારા ભ્રાતા છો અને તમારી જેમ આ મુનિ મારા પણ પિતા છે, માટે જાઓ તમારા રાજ્ય ઉપર અધિકાર ચલાવો અને બીજી પણ પૃથ્વી ગ્રહણ કરો. અમે ત્રણ ભાઇઓ છીએ તેમ રાજલક્ષ્મીના અંશને ભજનારા આજથી તમે અમારા ચોથા ભાઈ છો.' આ પ્રમાણે કહી સહસ્રાંશુને છોડી દીધો. એટલે તેણે કહ્યુ કે-' મારે અસાર પછી આ રાજ્યનું કે શરીરનું પણ કાંઇ કામ નથી. હું તો પિતાએ આશ્રય કરેલા અને સંસારનો નાશ કરનારા વ્રતનોજ આશ્રય કરીશ. એ સાધુઓનો માર્ગ પ્રાંતે નિર્વાણને આપે છે.' આ પ્રમાણે કહી પોતાનો પુત્ર રાવણને સોંપી એ ચરમદેહી[1] સહસ્રાંશુએ પિતાની પાસે વ્રત ગ્રહણ કર્યું. મિત્રતાને લીધે પોતે દીક્ષા ગ્રહણ કર્યાના ખબર અયોધ્યાના પતિ અનરણ્ય રાજાને કહેવરાવ્યા. તે ખબર સાંભળી અયોધ્યાના પતિએ વિચાર્યું કે મારા પ્રિય મિત્ર સહસ્રાંશુની સાથે મારે એવો સંકેત હતો કે 'આપણે સાથે વ્રત ગ્રહણ કરવું.' આવી પોતાની પ્રતિજ્ઞા સંભારીને સત્ય ધનવાળા તેણે પોતાના પુત્ર **દશરથ** રાજાને રાજ્ય સોંપીને વ્રત ગ્રહણ કર્યું. પછી રાવણ શતબાહુ અને સહસ્રાંશુ મુનિને વંદના કરી સહસ્રાંશુના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને આકાશમાર્ગે ચાલ્યો. તેવામાં યષ્ટિઓના ઘાતથી જર્જર થઈ ગયેલ નારદ મુનિ 'અન્યાય, અન્યાય' એવો પોકાર કરતાં ત્યાં આવ્યા. તેણે રાવણને કહ્યું-" હે રાજા ! આ રાજપુર નગરમાં મરૂત્ત નામે રાજા છે, તે દુષ્ટ બ્રાહ્મણોના સહવાસથી મિથ્યાદૃષ્ટિ થઇને યજ્ઞ કરે છે. તે યજ્ઞમાં હોમ કરવા માટે કસાઇઓની જેમ બ્રાહ્મણોએ પાશમાં બાંધીને આણેલા નિરપરાધી પશુઓ પોકાર કરતાં મારા જોવામાં આવ્યા. તેથી આકાશમાંથી નીચે ઉતરી બ્રાહ્મણોથી વીંટાએલા તે મરૂત્તરાજાને મે દયા લાવીને પૂછ્યું કે 'આ શું આરંભ્યુ છે ?' મરૂત્તે કહ્યું-' આ બ્રાહ્મણોએ કહેલો યજ્ઞ થાય છે, અહીં અંતર્વેદીમાં દેવની તૃપ્તિને માટે પશુઓને હોમવાનાં છે. આ મહા ધર્મ છે અને તે સ્વર્ગનો હેતુ કહેલો છે, માટે આ પશુઓથી આજે હું યજ્ઞ કરીશ.' પછી મેં તેને કહ્યુ-' આ શરીર વેદી છે, આત્મા યજમાન છે, તપ અગ્નિ છે, જ્ઞાન વ્રત છે, સમિધ કર્મ છે, ક્રોધાદિક પશુઓ છે, સત્ય યજ્ઞસ્તંભ છે, સર્વ પ્રાણીઓની રક્ષા તે દક્ષિણા છે અને જ્ઞાન, દર્શન, ચારિત્ર-એ ત્રણ રત્નો તે ત્રણ દેવ ( બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ) છે. આ વેદોદિત યજ્ઞ જો યોગવિશેષથી કર્યો હોય તો તે મુક્તિનુ સાધન થાય છે. રાક્ષસની જેવા જે લોકો

૧ એજ ભવમા મોક્ષે જવાવાળા હોવાથી છલ્લો દેહ ધારણ કરનારા.

છાગ ( મેંઢા ) વિગેરે પ્રાણીઓના વધવડે યજ્ઞ કરે છે, તે મૃત્યુ પામીને ઘોર નરકમાં જાય છે અને ત્યાં ચિરકાલ દુઃખ ભોગવે છે. માટે હે રાજા! તમે ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયા છો, બુદ્ધિમાન અને સમૃદ્ધિમાન છો, તેથી શિકારીઓને કરવા યોગ્ય એવા આ પાપમાંથી નિવૃત્ત થાઓ. જો પ્રાણીઓના વધથી સ્વર્ગ મળતું હોય તો પછી આ બધો જીવલોક થોડા દિવસોમાં શૂન્ય (ખાલી) થઇ જાય.' આવાં મારાં વચન સાંભળી યજ્ઞના અગ્નિ જેવા સર્વ બ્રાહ્મણો ક્રોધથી પ્રજ્વલિત થઈ હાથમાં દંડ અને પટક વિગેરે લઇ ઉભા થયા, અને તેઓએ મને મારવા માંડયો. ત્યાંથી નાસીને નદીના પૂરથી પરાભવ પામેલો માણસ જેમ બેટને પામે તેમ હું તમને પ્રાપ્ત થયો છું, અર્થાત્ તમે મને મળ્યા છો. તમારા અવલોકનથી મારી તો રક્ષા થઈ, પણ જે નિરપરાધી પશુઓને હણવા માટે તે નરપશુઓ તૈયાર થયા છે, તેઓની ત્યાં જઇને રક્ષા કરો." આવાં તેનાં વચન સાંભળી તે સઘળું જોવાની ઈચ્છાએ રાવણ વિમાનમાંથી ઉતરીને યજ્ઞમંડપમાં આવ્યો. મરૂત્ત રાજાએ પાદ્ય તથા સિંહાસન વિગેરે આપીને તેની પૂજા કરી. પછી રાવણે ક્રોધાયમાન થઇને મરૂત્ત રાજાને કહ્યું કે—'અરે! નરકની અભિમુખ થઇને તમે આવો યજ્ઞ કેમ કરો છો ? ત્રણ જગતના હિતકારી એવા સર્વજ્ઞ પુરૂષોએ અહિંસાવડે ધર્મ કહેલો છે, તો આ પશુહિંસાત્મક યજ્ઞથી તે ધર્મ શી રીતે થાય ? તેથી બે લોકનો નાશ કરનાર આ યજ્ઞ કરશો નહિ, જો કરશો તો આ લોકમાં મારા કારાગૃહમાં નિવાસ થશે અને પરલોકે નરકમાં વાસ થશે.' તે સાંભળી મરૂત્ત રાજાએ તત્કાળ યજ્ઞ કરવો છોડી દીધો. કેમકે બધા વિશ્વને ભયંકર એવી રાવણની આજ્ઞા અલંઘનીય હતી.

પછી રાવણે નારદને પૂછયું કે 'આવા પશુવધાત્મક યજ્ઞો ક્યારથી પ્રવર્ત્યા હશે ?' નારદ બોલ્યા— ચેદી દેશમાં **શુક્તિમતી** નામે એક વિખ્યાત નગરી છે, જેની આસપાસ નર્મ સખી હોય તેવી **શુક્તિમતી** નામની નદી વીંટાએલી છે. તે નગરીમાં સારા આચરણવાળા અનેક રાજાઓ થઈ ગયા પછી મુનિસુવ્રત સ્વામીના તીર્થમાં **અભિચંદ્ર** નામે સર્વ રાજ્યકર્ત્તાઓમાં એક રાજા થયો હતો. તેનો પુત્ર **વસુ** નામે થયો, જે મહાબુદ્ધિમાન અને સત્યવચનીપણામાં વિખ્યાત થયો **ક્ષીરકદંબ** નામના એક ગુરૂની પાસે તે ગુરૂનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને હું—એમ ત્રણે જણ ભણતા હતા. એક વખતે રાત્રિએ અભ્યાસના શ્રમથી થાકી જઇને અમે ઘરની ઉપર અગાશીમાં સુતા હતા, તેવામાં કોઈ બે ચારણ શ્રમણમુનિ આકાશમાર્ગે જતાં માંહોમાંહી આ પ્રમાણે બોલ્યા— 'આ ત્રણ વિદ્યાર્થીઓમાં એક સ્વર્ગે જશે અને બે નરકે જશે.' આ વાર્તાલાપ ક્ષીરકદંબ ગુરૂના સાંભળવામાં આવ્યો. તેથી તેઓ ખેદ પામીને ચિંતવવા લાગ્યા કે 'અહો! મારા જેવો ગુરૂ અધ્યાપક છતાં અમોમાંથી બે શિષ્યો નરકમાં જશે!' પછી અમારામાંથી કોણ સ્વર્ગે જશે અને કોણ નરકે જશે તેનો નિર્ણય કરવાની જિજ્ઞાસાથી ગુરૂએ અમો ત્રણેને

એક સાથે બોલાવ્યા, અને અમો ત્રણેને એક એક પિષ્ટનો કુકડો આપીને કહ્યું કે–'જ્યાં કોઇ ન જુએ તેવે ઠેકાણે જઇને આ કુકડાને તમારે મારી નાંખવો.' પછી વસુ અને પર્વતે તો કોઇક શૂન્ય પ્રદેશમાં જઇ પોતાની આત્મહિત ગતિની માફક તે પિષ્ટના કુકડાને મારી નાખ્યા. હું એકલો નગરની બહાર દૂર દેશે જઇ એકાંતમાં રહીને દિશાઓને જોતો વિચાર કરવા લાગ્યો કે " ગુરૂએ આ બાબતમાં પ્રથમ અમને આજ્ઞા આપી છે કે જ્યાં કોઈ જુએ નહિ તેવે સ્થાને આ કુકડાને મારવો, પણ અહીં તો કુકડો પોતે જુએ છે, હું જોઉ છુ, આ ખેચરો જુએ છે, લોકપાલો જુએ છે અને જ્ઞાનીઓ પણ જુએ છે, એવું કોઈ સ્થાન નથી કે જ્યાં કોઈ પણ જુએ નહિ, તેથી ગુરૂની વાણીનું તાત્પર્ય એવું જણાય છે કે ' આ કુકડાને મારવો નહિ' એ પૂજ્યગુરૂ સદા દયાળુ અને હિંસાથી વિમુખ છે, તેથી તેમણે અમારી બુદ્ધિની પરીક્ષા કરવાને માટેજ જરૂર આવી આજ્ઞા આપી હશે." આવો વિચાર કરી એ કુકડાને હણ્યા વગર હું પાછો આવ્યો અને કુકડાને નહિ હણવાનો હેતુ ગુરૂને જણાવ્યો. ગુરૂએ 'જરૂર આ શિષ્ય સ્વર્ગે જશે' એવો નિશ્ચય કરી ગૌરવવડે મને સાબાશ સાબાશ, એમ કહી આલિંગન કર્યું. પછી થોડીવારે વસુ અને પર્વત આવ્યા. તેમણે કહ્યું કે–'જ્યાં કોઇ ન જુએ તેવે ઠેકાણે કુકડાને અમોએ મારી નાખ્યા.' ગુરૂએ ધિક્કાર પૂર્વક કહ્યું કે–'રે પાપીઓ ! તમે પોતે જોતા હતા અને ઉપર ખેચર વિગેરે જોતા હતા, તે છતાં તમે તે કુકડાને કેમ મારી નાખ્યો ?' પછી ખેદથી તેમને નવો અભ્યાસ કરાવવાનો વિચાર બંધ કરી ઉપાધ્યાયે ચિંતવ્યું કે " આ વસુ અને પર્વતને અધ્યયન કરાવવાનો મારો પ્રયાસ વ્યર્થ થયો. જેમ જળનું પડવુ સ્થાનના ભેદથી મોતીપણે પણ થાય છે અને લવણપણે પણ થાય છે, તેમ ગુરૂનો ઉપદેશ પાત્ર પ્રમાણેજ પરિણમે છે. પર્વત મારો પ્રિય પુત્ર છે અને વસુ પુત્રથી પણ અધિક છે, તેઓ જ્યારે નરકમાં જવાના છે તો પછી મારે ગૃહવાસમાં રહેવાનું શું પ્રયોજન છે ? " આવો નિર્વેદ (વૈરાગ્ય ) પામી ઉપાધ્યાયે તરતજ દીક્ષા લીધી, અને વ્યાખ્યાન ( પાઠન ) કરાવવામાં નિપુણ એવા પર્વતે પોતાના પિતાનું ગુરૂપદ લીધું. ગુરૂના પ્રસાદથી સર્વ શાસ્ત્રમાં ચતુર થઈ હું ત્યાંથી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો, અને રાજાઓમાં ચંદ્ર સમાન અભિચંદ્ર રાજાએ સમય આવતાં વ્રત ગ્રહણ કર્યું. એટલે લક્ષ્મીવડે વાસુદેવ જેવો **વસુ** રાજા થયો. તે પૃથ્વીમાં સત્યવાદી તરીકે પ્રખ્યાત થયો. તેથી તે પ્રખ્યાતિ પાળવાને માટે તે સત્યજ બોલતો હતો. એક વખતે વિંધ્યગિરિના નિતંબમાં કોઇ શિકારી મૃગયા રમવા આવ્યો, તેણે એક બાણ નાખતાં તે વચમાં સ્ખલિત થઈ ગયુ. બાણની સ્ખલના થવાનો હેતુ જાણવાને તે ત્યાં ગયો, તો તેને આકાશ જેવી નિર્મળ સ્ફટિકની શિલાનો સ્પર્શ થયો, તેથી તેણે વિચાર કર્યો 'કે ચંદ્રમાં ભૂમિની છાયાની જેમ કોઇ બીજે સ્થાને ચરતો મૃગ આ

શિલામાં પ્રતિબિંબિત થયેલો મારા જોવામાં આવ્યો હશે. કારણ કે આ શિલા હાથના સ્પર્શ વિના કાંઇ જણાય તેવી નથી, માટે એ વસુરાજાને યોગ્ય છે.' આમ વિચારી તે શીકારીએ એકાંતમાં જઈને વસુરાજાને તેની જાણ કરી. તેથી રાજાએ હર્ષથી તે શિલા ગ્રહણ કરી અને તેને ઘણું ધન આપ્યું. વસુરાજાએ ગુપ્ત રીતે તે શિલાની એક આસનવેદી[1] કરાવી અને પછી તે વાત ગુપ્ત રાખવાને માટે તેના કારીગરોને મરાવી નાખ્યા. કારણકે **રાજાઓ કોઇના થતા નથી.** પછી તે શિલાની વેદી ઉપર ચેદી દેશના રાજા વસુએ પોતાનું સિંહાસન રાખ્યુ. તેથી વસુરાજાના સત્યના પ્રભાવથી આ સિંહાસન જમીનથી અધર આકાશમાં રહ્યું છે એમ અબુધ લોકો જાણવા લાગ્યા. અને 'સત્યથી સતુષ્ટ થયેલા દેવતાઓ વસુરાજાની સાંનિધ્ય કરે છે' આવી તેની ઉગ્ર પ્રસિદ્ધિ સર્વ દિશાઓમાં ફેલાણી. તે પ્રસિદ્ધિથી ભય પામીને અનેક રાજાઓ તેને વશ થઇ ગયા. કારણકે **સાચી કે ખોટી–ગમે તેવી પ્રસિદ્ધિ માણસોને જય આપે છે.**

એક વખતે ફરતો ફરતો હું ત્યાં ગયો. તે વખતે બુદ્ધિમાન શિષ્યોને ઋગ્વેદની વ્યાખ્યા આપતો પર્વત મારા જોવામાં આવ્યો. તેમાં अजैर्यष्टव्यं એ શબ્દનો 'મેંઢાથી યજ્ઞ કરવો' એવો અર્થ તે શીખવતો હતો. તે સાંભળી મે તેને કહ્યુ–"અરે ભાઈ! ભ્રાંતિથી તું આવુ કેમ બોલે છે? આપણા ગુરૂએ તો અજ પદનો અર્થ એવો બતાવ્યો છે કે ત્રણ વર્ષનું જુનું ધાન્ય કે જે ફરીવાર ઉગતું નથી તે 'अज' કહેવાય છે. કારણકે તેની વ્યુત્પત્તિ એવી છે કે "न जायंते इति अजाः" જે ન ઉત્પન્ન થાય તે 'अज' કહેવાય છે. આ પ્રમાણે આપણા ગુરૂએ બતાવેલી વ્યાખ્યા તું શા હેતુથી ભૂલી ગયો?" પર્વત બોલ્યો કે–'મારા પિતા ( ગુરૂ ) એ એવું કહ્યુંજ નથી, તેમણે તો 'अज' નો અર્થ 'मेष' (મેંઢા) જ કહેલ છે, અને નિઘંટુ (કોષ)-માં પણ તેમજ છે. મેં કહ્યું કે 'શબ્દોના અર્થોની કલ્પના મુખ્ય અને ગૌણ એમ બે પ્રકારની હોય છે, તેમાં ગુરૂએ અહીં ગૌણઅર્થ કહેલો છે. વળી ગુરૂ ધર્મ-નોજ ઉપદેશ કરનાર હોય છે અને ધર્માત્મક વચન તેજ વેદ કહેવાય છે, માટે હે મિત્ર! તે બનેને અન્યથા કરીને તું પાપ ઉપાર્જન કર નહિ.' પર્વત આક્ષેપથી બોલ્યો–'અરે! ગુરૂએ તો 'अज' શબ્દનો અર્થ મેંઢાજ કહેલો છે, તે છતાં ગુરૂનો ઉપદેશ અને શબ્દનો અર્થ ઉલંઘીને તું ધર્મ ઉપાર્જન કરે છે? લોકો મિથ્યાભિમાન-વાળી વાણી દંડના ભયથી બોલતા નથી, માટે આપણા વચ્ચે પોતપોતાના પક્ષનું સ્થાપન કરવામાં જે ખોટો ઠરે તેની જિહ્વા છેદવાનું પણ થાઓ; અને આપણ બનેની વચ્ચે આપણા સહાધ્યાયી અને સત્યવાદી વસુરાજાને પ્રમાણિક ઠરાવો.' તે સાંભળી મેં તે પ્રમાણે કબુલ રાખ્યું. કારણકે **સત્યવાદીઓને ક્ષોભ હોતો નથી.**

---

૧ સિંહાસન નખવાની બેઠક ( ઓટલો )

આ પ્રતિજ્ઞાની ખબર થતાં પર્વતને તેની માતાએ એકાંતમાં કહ્યું–"હે પુત્ર! 'અજ એટલે ત્રણ વર્ષનું ધાન્ય' એવું મેં પણ તારા પિતા પાસેથી ઘરનું કામકાજ કરતાં સાંભળ્યુ હતું, તેથી તે ગર્વથી જે આ જિંહ્વા છેદવાનું પણ કર્યું તે સારૂ કર્યું નથી. કારણકે **અવિચારિત કાર્યના કરનારા વિપત્તિનું સ્થાન થઈ પડે છે.**" પર્વત બોલ્યો– 'હે માતા! હું તો એ પ્રતિજ્ઞા કરી ચુક્યો છુ, તેથી હવે જે થયુ તે થયું, બીજું થવાનું નથી.' પછી પોતાના પુત્ર પર્વતને પ્રાપ્ત થવાના કષ્ટની પીડાથી હૃદયમાં આકુલવ્યાકુળ થતી તેની માતા વસુરાજાની પાસે આવી. કારણકે **પુત્રને માટે પ્રાણી શુ ન કરે?**

પર્વતની માતાને જોઇ વસુરાજા બોલ્યો–'હે અંબા! આજે તમારા દર્શનથી મારે ક્ષીરકદંબ ગુરૂના દર્શન થયા છે. કહો, તમારૂં શું કામ કરૂ? અથવા તમને શુ આપુ?' તે બોલી–'હે રાજા! મને પુત્રરૂપ ભિક્ષા આપો. હે વત્સ! પુત્ર વિના મારે બીજાં ધનધાન્ય શા કામનાં છે!' વસુ બોલ્યો–"માતા! તમારો પુત્ર પર્વત મારે પાલવા યોગ્ય છે અને પૂજવા યોગ્ય છે. કારણકે 'ગુરૂની જેમ ગુરૂના પુત્રની સાથે પણ વર્તવું જોઇએ' એમ વેદ કહે છે. હે માતા! આજે અકાળે રોષ ધરનારા કાળે દોતું પાતું ઉખેળ્યું છે? મારા ભાઈ પર્વતને કોણ મારવા ઇચ્છે છે? કહો, તમે કેમ આતુર થઈ ગયા છો?" આ પ્રમાણે પૂછવાથી તેણીએ 'अज' શબ્દની વ્યાખ્યાનું વૃત્તાંત, પુત્રનું પણ અને તેમાં તમારૂં પ્રમાણિકપણું–એ સર્વ વાર્તા જણાવી. પછી પ્રાર્થના કરી કે "હે વત્સ! તારા ભાઇ પર્વતની રક્ષા કરવાને માટે તું 'अज' શબ્દનો અર્થ 'મેંઢા' એવો કર, કારણ કે મોટા પુરૂષો પ્રાણથી પણ બીજાનો ઉપકાર કરે છે, તો વચનથી કેમ ન કરે?" તે સાંભળી વસુરાજા બોલ્યો–'માતા! હું મિથ્યા વચન શા માટે બોલું? કારણકે **સત્યવાદી પુરૂષો પ્રાણનો નાશ થાય તોપણ અસત્ય બોલતા નથી.** પાપથી ભય પામનારા પુરૂષે બીજું પણ અસત્ય બોલવું નહિ, તો આ ગુરૂની વાણીને અન્યથા કરવાવાળી કૂટ સાક્ષી આપવી, તેની તો શી વાત કરવી!' માતાએ કહ્યુ–'કાંતો ગુરૂના પુત્રનું માન રાખ અથવા સત્ય વ્રતનો આગ્રહ રાખ.' આવાં તેણીનાં સરોષ વચન સાંભળીને વસુએ ગુરૂપુત્રનુ માન રાખવાનું કબુલ કર્યું, એટલે ક્ષીરકદંબ ગુરૂની પત્ની હર્ષ પામીને પોતાને ઘેર આવી. પછી હું અને પર્વત વસુરાજાની પર્ષદામાં ગયા.

વસુરાજાની સભામાં મધ્યસ્થ ગુણવડે શોભનારા સભ્યજનો અને સત અસત્ વાદરૂપ ક્ષીર અને જલનો ભેદ કરવામાં હસ જેવા વાદીઓ એકઠા મળેલા હતા. વસુ રાજા ગગનમાં ચદ્રની જેમ પેલી આકાશ જેવી સ્ફટિક શિલાની વેદીપર રહેલા સિંહાસનપર સભાપતિ થઈને બેઠો હતો. તેમને મેં અને પર્વતે 'अज' શબ્દની વ્યાખ્યાનો જે પોતપોતાનો પક્ષ હતો તે કહી સંભળાવ્યો, અને કહ્યુ કે–

'હે સત્યવાદી ! આમાં જે સત્ય હોય તે કહો.' તે વખતે બીજા વૃદ્ધ વિપ્રોએ રાજાને કહ્યું કે–"હે રાજા ! આ વિવાદ તો તમારી ઉપરજ છે. ભૂમિ અને આકાશમાં સૂર્યની જેમ આ બંને વચ્ચે તમે પ્રમાણિક સાક્ષી છો. ઘટ વિગેરે[1] જે દશ દિવ્ય છે તે સત્યથી રહેલા છે, સત્યથી મેઘ વર્ષે છે અને સત્યથી દેવતા સિદ્ધ થાય છે. હે રાજા ! તમારાથીજ આ સર્વ લોક સત્યમાં રહેલો છે, તેથી આ વિષે તમને શું કહીએ ? જે તમારા સત્ય વ્રતને યોગ્ય હોય તે કહો." આવાં વચન સાંભળ્યાં છતાં પણ પોતાની સત્યપણાની પ્રસિદ્ધિને છોડી દઇને વસુરાજાએ કહ્યું –'ગુરુએ अज શબ્દનો અર્થ મેંઢા એવો કહ્યો છે.' આવાં વસુરાજાનાં અસત્ય વચનથી ક્રોધ પામીને ત્યાં રહેલા દેવતાઓએ આકાશ જેવા સ્ફટિકની આસનવેદિકા ચૂર્ણ કરી નાંખી. તત્કાલ વસુરાજા જાણે નરકપાતનું પ્રસ્થાનું કરતો હોય તેમ પૃથ્વીપર પડી ગયો. અસત્ય વચન બોલવાથી કોપ પામેલા દેવતાઓએ પાડીને મારી નાખેલો વસુરાજા મરણ પામીને ઘોર નરકમાં ગયો. વસુનો પુત્ર **પૃથુવસુ**, **ચિત્રવસુ**, **વાસવ**, **શક્ર**, **વિભાવસુ**, **વિશ્વાવસુ**, **સૂર** અને **મહાસુર**–તે આઠે અનુક્રમે પિતાની રાજગાદી ઉપર બેઠા, પણ દેવતાઓએ કોપથી તત્કાલ તેઓને મારી નાંખ્યા. તેથી નવમો **સુવસુ** નામે પુત્ર ત્યાંથી નાસીને નાગપુર ગયો, અને દશમો **વૃહદ્ધ્વજ** નામનો પુત્ર મથુરાપુરીએ ગયો. પછી પુરજનોએ હાસ્ય કરી પર્વતને નગરીની બહાર કાઢી મૂક્યો, તેને **મહાકાલ** નામના અસુરે ગ્રહણ કર્યો.

રાવણે પૂછ્યું–'એ **મહાકાલ** અસુર કોણ હતો ?' એટલે નારદ તેની કથા કહેવા લાગ્યા–અહીં **ચારણયુગલ** નામે એક નગર છે. ત્યાં **અયોધન** નામે એક રાજા થયો, તેને **દિતિ** નામે પ્રિયા હતી. તેને **સુલસા** નામે એક રૂપવતી દુહિતા થઈ હતી. અયોધન રાજાએ તેના સ્વયંવરમાં બોલાવવાથી સર્વ રાજાઓ ત્યાં આવ્યા, તેઓમાં **સગર** નામે રાજા સર્વથી અધિક હતો. તે સગરની આજ્ઞાથી **મંદોદરી** નામની એક પ્રતિહારી અયોધન રાજાના આવાસમાં વારંવાર જતી હતી. એક વખતે દિતિ રાણી સુલસા કુમારીની સાથે ગૃહોદ્યાનના કદલીગૃહમાં બેઠી હતી, તેવામાં મંદોદરી પણ ત્યાં આવી ચડી. તે બંનેનાં વચનો સાંભળવાની ઈચ્છાથી મંદોદરી લતાઓમાં સંતાઇ રહી. તે વખતે દિતિએ સુલસાને કહ્યું–વત્સે! તારા આ સ્વયંવરમાં મારા મનમાં એક શલ્ય છે, અને તેનો ઉદ્ધાર કરવો તારે આધીન છે, માટે તું સારી રીતે મૂળથી તે વાત સાંભળ–શ્રી ઋષભસ્વામીને ભરત અને બાહુબલી નામે મુખ્ય બે વંશધર પુત્રો હતા, જેઓના પુત્ર સૂર્ય અને સોમ થયા હતા. તેમાં સોમના વંશમાં તૃણબિંદુ નામે મારો ભાઇ થયેલો છે અને તારા પિતા **અયોધન** રાજા સૂર્યના વંશમાં થયેલા છે. અયોધન રાજાની બેન **સત્યયશા** તૃણબિંદુ રાજાની સ્ત્રી થયેલ છે, અને તેને **મધુપિંગ** નામે એક પુત્ર થયેલો છે. હે સુંદરી ! તને

૧ જળ, અગ્નિ, ઘટ, કોશ, વિષ, માષ, તંદુલ, ફળ, ધર્મ અને પુત્રને સ્પર્શ કરવો, આ દશ દિવ્ય કહેવાય છે.

એ મધુપિંગને આપવાની મારી ઇચ્છા છે, અને તારા પિતા તને સ્વયંવરમાં આવેલા રાજાઓમાંથી કોઈ પણ વરને આપવાને ઇચ્છે છે. હવે સ્વયંવરમાં તું કોને વરીશ તે હું જાણી શકતી નથી. તેથી એક મોટું શલ્ય મારા હૃદયમાં સાલે છે, માટે સર્વ રાજાઓની વચમાં તારે મારા ભ્રાતૃજ ( ભત્રીજા ) મધુપિંગને વરવો એમ કબુલ કર." આવી પોતાની માતાની શિક્ષા સુલસાએ સ્વીકારી. આ સર્વ વાત ગુપ્ત રીતે સાંભળીને મંદોદરીએ સગરરાજા પાસે નિવેદન કરી.

સગરરાજાએ પોતાના પુરોહિત વિશ્વભૂતિને આજ્ઞા કરી, એટલે તત્કાલ તે શીઘ્ર કવિએ એક **રાજલક્ષણસંહિતા** રચી કાઢી. તેમાં તેણે એવું લખ્યુ કે જેથી સગર રાજા સર્વ રાજલક્ષણોથી યુક્ત ગણાય અને મધુપિંગ રાજલક્ષણ રહિત ઠરે. તે પુસ્તક તેણે પુરાણની જેમ પેટીમાં મુક્યું. પછી એક વખતે રાજાની આજ્ઞાથી તે પુરોહિતે રાજસભામાં તે પ્રગટ કર્યું. તે વખતે પ્રથમ સગરરાજાએ કહ્યુ કે–'આ પુસ્તક વંચાતાં તેમાં જે રાજલક્ષણ રહિત જણાય તે સર્વને વધ કરવા યોગ્ય અને ત્યાજ્ય છે.' જેમ જેમ પુરોહિતે તે પુસ્તક વાંચવા માંડયું તેમ તેમ તેમાં બતાવેલાં લક્ષણ પોતાનામાં નહિ હોવાથી મધુપિંગ લજ્જા પામવા લાગ્યો. છેવટે મધુપિંગ ત્યાંથી ઉઠી ગયો અને સુલસા સગરરાજાને વરી. તત્કાલ તેમનો વિવાહ થયો, અને પછી સર્વે પોતપોતાને સ્થાનકે ગયા.

મધુપિંગ અપમાન થવાથી બાલ તપ કરીને મૃત્યુ પામ્યો, અને સાઠ હજાર અસુરોનો સ્વામી **મહાકાળ** નામે અસુર થયો. તેણે અવધિજ્ઞાનવડે સુલસાના સ્વયંવરમાં પોતાનું અપમાન થવાના કારણભૂત સગરરાજાએ કૃત્રિમ બનાવેલું સર્વ ચરિત્ર જાણ્યું, તેથી તેણે વિચાર કર્યો કે ' સગરરાજાને અને બીજા રાજાઓને મારી નાખું.' પછી તે અસુર તેમનું છિદ્ર જોતો ફરવા લાગ્યો. એકવાર તેણે **શુક્તિમતી** નદીમાં પર્વત રાજાને જોયો એટલે બ્રાહ્મણનો વેષ લઇને તે પર્વતની પાસે આવ્યો અને કહ્યુ કે–"મહામતિ ! હું **શાંડિલ્ય** નામે તારા પિતાનો મિત્ર છું. પૂર્વે હું અને તારો પિતા ક્ષીરકદંબ બંને **ગૌતમ** નામના બુદ્ધિમાન ઉપાધ્યાયની પાસે સાથે ભણ્યા હતા. હમણા નારદે અને બીજા લોકોએ તારૂં અપમાન કર્યું, તે વાર્તા સાંભળીને હું અહીં આવ્યો છુ. હું મંત્રોથી વિશ્વને મોહિત કરીને તારા પક્ષની પૂર્તિ કર્યા કરીશ." આ પ્રમાણે કહી તે અસુરે પર્વતની સાથે રહી દુર્ગતિમાં પાડવાને માટે ઘણા લોકોને કુધર્મમાં મોહિત કરી દીધા. લોકોમાં સર્વ ઠેકાણે વ્યાધિ અને ભૂત વિગેરેના દોષો ઉત્પન્ન કરી પર્વતના મતને નિર્દોષ ઠરાવવા માંડયો. શાંડિલ્યની આજ્ઞાથી પર્વતે રોગની શાંતિ કરવા માંડી અને લોકોને ઉપકાર કરી કરીને પોતાના મતમાં સ્થાપન કરવા માંડયા. સગરરાજાના નગરમાં, અંતઃપુરમાં અને પરિવારમાં પણ તે અસુરે અત્યંત દારૂણ રોગો વિકુર્વ્યા. સગરરાજા

પણ લોકની પ્રતીતિથી પર્વતને ભજવા લાગ્યો એટલે તેણે શાંડિલ્યની સાથે રહીને સર્વ ઠેકાણે રોગની શાંતિ કરી.

પછી શાંડિલ્યના કહેવા પ્રમાણે પર્વતે લોકોને ઉપદેશ આપવા માંડ્યો કે "સૌત્રામણિ યજ્ઞમાં વિધિવડે સુરાપાન કરવાથી દોષ લાગતો નથી માટે તેમાં સુરાપાન કરવું, ગોસવ નામના યજ્ઞમાં અગમ્યા સ્ત્રીની સાથે ગમન કરવું, માતૃમેધ યજ્ઞમાં માતાનો વધ અને પિતૃમેધ યજ્ઞમાં પિતાનો વધ અંતર્વેદિમાં કરવો, તેથી દોષ લાગતો નથી. કાચબાના પૃષ્ઠ ઉપર અગ્નિ મૂકી 'जुज्वकारव्याय स्वाहा' એમ બોલી પ્રયત્નથી હુત દ્રવ્યવડે તેમાં હોમ કરવો, જો કાચબો ન મળે તો માથે તાળવાળા, પીળા વર્ણના, ક્રિયા રહિત અને કુસ્થાનમાં અવતરેલા એવા કોઈ શુદ્ધ દ્વિજાતી ( બ્રાહ્મણાદિ) ના જલવડે પવિત્ર કરેલા કૂર્માકાર[1] મસ્તક ઉપર અગ્નિને પ્રદિપ્ત કરીને તેમાં આહુતિ નાખવી. જે થઇ ગયેલુ છે અને જે થવાનું છે તે સર્વ પુરૂષ ( ઈશ્વર ) જ છે. જે અમૃતના સ્વામી થયેલા છે ( મોક્ષે ગયેલા છે ) અને જે અન્નથી નિર્વાહ કરે છે તે સર્વ ઇશ્વર રૂપજ છે એવી રીતે સર્વ એક પુરૂષ (ઇશ્વર) રૂપજ છે; તેથી કોણ કોને મારે છે? માટે યજ્ઞમાં ઇચ્છા પ્રમાણે પ્રાણીઓની હિંસા કરવી અને યજ્ઞમાં યજમાને માંસનું ભક્ષણ કરવું, કારણ કે તે દેવતાના ઉપદેશથી કરેલું છે, અને મંત્રાદિવડે પવિત્રિત છે." આ પ્રમાણે ઉપદેશ આપી સગરરાજાને પોતાના મતમાં ભેળવી તેણે કુરૂક્ષેત્ર વિગેરેમાં ઘણા યજ્ઞો કરાવ્યા. થોડે થોડે તેનો મત પ્રસરતાં તેણે રાજસુયાદિક[2] યજ્ઞો પણ કરાવ્યા, અને તે અસુરે યજ્ઞના કરનાઓને, યજ્ઞમાં હોમેલા પ્રાણી કે રાજા વિગેરેને વિમાન પર રહેલા બતાવ્યા. તેથી પ્રતીતિ આવતાં તે પર્વતના મતમાં રહીને લોકો પ્રાણિહિંસાત્મક યજ્ઞો નિઃશંકપણે કરવા લાગ્યા.

આ બધું જોઇને મેં દીવાકર નામના એક વિદ્યાધરને કહ્યુ કે 'આ યજ્ઞોમાંથી બધા પશુઓને તારે હરી લેવા.' એટલે મારૂં વચન માનીને તે યજ્ઞમાંથી પશુઓનુ હરણ કરવા લાગ્યો. તે પેલા પરમાધાર્મિક અસુરના જાણવામાં આવ્યું, જેથી તેની વિદ્યાનો ઘાત કરવાને તે મહાકાલે યજ્ઞમાં ઋષભ દેવની પ્રતિમા સ્થાપિત કરવા માંડી, એટલે તે દિવાકર ખેચર વિગમ પામી ગયો. પછી હું ઉપાયક્ષીણ થવાથી શાંત થઇને બીજે ચાલ્યો ગયો. પછી તે અસુરે માયાથી યજ્ઞમાં સગરરાજાની ભાવના કરી, અને તત્કાલ સુલસા સહિત સગરરાજાને યજ્ઞના અગ્નિમાં હોમી દીધો. પછી તે મહાકાળ અસુર કૃતાર્થ થઇને પોતાને સ્થાનકે ગયો.

આ પ્રમાણે પાપના પર્વતરૂપ તે પર્વત થકી યાજ્ઞિક બ્રાહ્મણોએ હિંસાત્મક યજ્ઞો પ્રવર્ત્તાવ્યા છે, તે તમારે અટકાવવા યોગ્ય છે." આવાં નારદનાં વચન અંગીકાર કરી સત્કાર પૂર્વક તેને વિદાય કરીને રાવણે મરૂત્તરાજાને ક્ષમા આપી. મરૂત્ત રાવણને

૧ કાચબાના જેવા આકારવાળા. ૨ જેમાં રાજાનો હોમ કરવો તે રાજસૂય યજ્ઞ.

નમી બોલ્યો—'હે સ્વામી ! આ કૃપાનો ભંડાર કોણ પુરુષ હતો કે જેણે આ પાપમાંથી અમને તમારી પાસે નિવૃત્ત કરાવ્યા ? ' આવા તેના પ્રશ્નથી રાવણ નારદની ઉત્પત્તિ કહેવા લાગ્યો.

" બ્રહ્મરૂચિ નામે એક બ્રાહ્મણ હતો, તે તાપસ થયો હતો, તે છતાં તેની કુર્મી નામે સ્ત્રી સગર્ભા થઇ. એક વખતે તેને ઘેર સાધુઓ આવ્યા, તેમાંથી એક સાધુ બોલ્યા કે 'તમોએ સંસારના ભયથી ગૃહવાસનો ત્યાગ કર્યો તે તો બહુ સારૂ કર્યું, પણ ફરીવાર સ્ત્રીનો સંગ રાખીને વિષયમાં ચિત્તને લુબ્ધ કરો છો ત્યારે ગૃહવાસથી આ વનવાસ શી રીતે સારો કહેવાય ? ' તે સાંભળી બ્રહ્મરૂચિએ જિનશાસનનો સ્વીકાર કરીને દીક્ષા લીધી, અને તે કૂર્મી પરમ શ્રાવિકા થઇ. મિથ્યાત્વને છોડી ત્યાંજ રહીને તેણે એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્રે જન્મસમયે રૂદન કર્યું નહોતું તેથી તેનું નામ નારદ પાડયું. એકદા તે કૂર્મી બીજે ગઈ હતી તેવે સમયે જૃંભક દેવતાએ તેના પુત્રને હરી લીધો. એટલે પુત્રના શોકથી તેણે ઇંદુમાળા નામની આર્યા પાસે જઇને દીક્ષા લીધી. જૃંભક દેવતાઓએ તે પુત્રને ઉછેર્યો અને શાસ્ત્ર ભણાવ્યાં. પછી અનુક્રમે તેને આકાશગામિની વિદ્યા આપી. શ્રાવકનાં અણુવ્રત ધરતો એ પુત્ર યૌવન વયને પ્રાપ્ત થયો, મસ્તકપર શિખા રાખવાથી એ યતિ કે ગૃહસ્થ ગણાતો નથી. તે નારદ કલહ જોવાનો આકાંક્ષી છે, ગીત અને નૃત્યનો શોખીન છે અને હમેશાં કામદેવની ચેષ્ટાથી રહિત છતાં અતિવાચાલ અને અતિવત્સલ છે. વીર અને કામુક પુરૂષોની વચ્ચે તે સંધિ ને વિગ્રહ કરાવે છે, હાથમાં છત્રી, અક્ષમાળા અને કમંડળુ રાખે છે અને પગમાં પાદુકા પહેરે છે, દેવતાઓએ તેને ઉછેર્યો છે તેથી તે પૃથ્વીમાં દેવર્ષિના નામથી પ્રખ્યાત છે, અને પ્રાયઃ બ્રહ્મચારી અને સ્વેચ્છાચારી છે. " આ પ્રમાણે નારદની વાર્ત્તા સાંભળીને મરુત્ત રાજાએ પોતે અજ્ઞાનથી કરેલા યજ્ઞના અપરાધને ખમાવ્યા પછી મરૂત રાજાએ કનકપ્રભા નામની પોતાની કન્યા રાવણને આપી અને રાવણ તેની સાથે પરણ્યો.

પવનની જેવો બલવાન અને મોટા પરાક્રમવાળો રાવણ મરૂત્ત રાજાના યજ્ઞનો ભંગ કરીને ત્યાંથી મથુરા નગરીએ આવ્યો. મથુરાનો રાજા હરિવાહન શિવની જેમ ત્રિશૂલ ધારી મધુ નામના પુત્રની સાથે રાવણની સામે આવ્યો. ભક્તિથી આવેલા હરિવાહનની સાથે કેટલીક વાર્ત્તા કર્યા પછી રાવણે પૂછ્યુ કે 'આ તમારા પુત્રને ત્રિશૂલનું આયુધ કયાંથી?' પિતાએ ભ્રગુટીની સંજ્ઞાથી આજ્ઞા આપી, એટલે મધુ મધુરતાથી બોલ્યો—'આ ત્રિશૂલનું આયુધ મારા પૂર્વ જન્મના મિત્ર ચમરેંદ્રે આપેલુ છે. ' એ આપતી વખત ચમરેંદ્રે કહ્યું હતું કે "—ધાતકીખંડ દ્વીપના ઐરાવત ક્ષેત્રમાં શતદ્વાર નગરને વિષે સુમિત્ર નામે એક રાજપુત્ર અને પ્રભવ નામે એક

કુલપુત્ર હતો. આ બંને વસંત અને મદનની જેમ મિત્ર હતા. તેઓ બાલ્યવયમાં એક ગુરૂની પાસે કલાભ્યાસ કરતા હતા, અને અશ્વિનીકુમારની જેમ અવિયુક્તપણે સાથે રહીને ક્રીડા કરતા હતા. જ્યારે સુમિત્ર કુમાર યુવાન થઇને તે નગરમાં રાજા થયો, ત્યારે તેણે પોતાના મિત્ર પ્રભવને પોતાની જેવો સરખી સમૃદ્ધિવાળો કર્યો. એક વખતે સુમિત્ર રાજા અશ્વથી હરાઇ કોઇ મહા અરણ્યમાં ગયો. ત્યાં એક પલ્લીપતિની **વનમાળા** નામની પુત્રીને પરણ્યો. તેને લઇ રાજા પોતાના નગરમાં આવ્યો. એટલે ઉત્કટ રૂપ યૌવનવાળી તે વનમાળા પ્રભવના જોવામાં આવી. તેનુ દર્શન થયુ ત્યારથી કામપીડિત થતો પ્રભવ કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે કૃશ થવા લાગ્યો. તેને મંત્રતંત્રથી અસાધ્ય રીતે અતિ કૃશ થતો જાણી રાજા સુમિત્રે કહ્યુ–'હે બાંધવ ! તારા દિલમાં જે ચિંતા કે દુઃખ હોય તે ખુલ્લી રીતે કહી આપ.' પ્રભવે કહ્યુ--'હે વિભુ ! તે કહી શકાય તેમ નથી, કારણ કે તે મનમાં રહ્યું છે તોપણ કુળને કલંકિત કરે છે.' જ્યારે રાજાએ અતિ આગ્રહથી પૂછ્યું, ત્યારે તે બોલ્યો–'તમારી રાણી વનમાળા ઉપરનો અનુરાગ તેજ મારા દેહની દુર્બળતાનું કારણ છે.' રાજાએ કહ્યું–' તારે માટે આ રાજ્યનો પણ ત્યાગ કરૂં, તો આ સ્ત્રી કોણ માત્ર છે ! આજેજ એ સ્ત્રીને ગ્રહણ કર.' આ પ્રમાણે કહી, તેને વિદાય કરીને તેની પછવાડેજ રાત્રિના પ્રારંભમાં સ્વયંદૂતીની જેમ વનમાળાને તેનેઘેર મોકલી. તેણે આવીને પ્રભવને કહ્યું–'તમને દુઃખી જોઇને રાજાએ મને તમને સોંપી દીધી છે, માટે હવે મારા જીવન થઇને મને આજ્ઞા આપો, મારે પતિની આજ્ઞા બળવાન છે. મારા સ્વામી તમારે માટે પ્રાણને પણ છોડી દેવા તૈયાર છે, તો મારા જેવી દાસી કોણ માત્ર છે ? તો હવે તમે ઉદાસ થઇને કેમ જુવો છો?' પ્રભવ બોલ્યો–"અરે મને નિર્લજને ધિક્કાર છે ! તે સુમિત્ર મહાસત્વવાન છે કે જેનું મારા ઉપર આવું સૌહૃદ છે. બીજાને પ્રાણ અપાય છે પણ પ્રિયા અપાતી નથી, કેમકે તે મહા દુષ્કર છે, તે છતાં એ મિત્રે અત્યારે મારે માટે તેમ પણ કર્યું. પિશુનની[1] જેમ મારી જેવાને કાંઇ નહિ કહેવા યોગ્ય કે નહિ માગવા યોગ્ય નથી, અને કલ્પવૃક્ષની જેમ તે સુમિત્રના જેવા પુરૂષોને કાંઈ પણ નહિ આપવા યોગ્ય નથીઃ માટે હે વનમાળા ! તમે મારી માતા તુલ્ય છો તેથી અહીંથી ચાલ્યા જાઓ, અને હવે પતિની આજ્ઞા છતાં પણ આ પાપરાશિ મનુષ્યની સામું જોશો નહિ અને તેને બોલાવશો પણ નહિ." આ બધાં વચનો ત્યાં ગુપ્ત રીતે આવીને રાજા સાંભળતો હતો, તેથી તે પોતાના મિત્રનું આવું સત્વ જોઇને અત્યંત હર્ષ પામ્યો. પછી પ્રભવે વનમાળાને નમસ્કાર પૂર્વક વિદાય કરીને એક દારૂણ ખડ્ગ ખેંચી પોતાના મસ્તકને છેદવા માંડ્યું. તે વખતે રાજા સુમિત્રે પ્રગટ થઇ 'હે મિત્ર સાહસ કર

૧ દુર્જન અથવા ચાડીયા.

નહિં' એમ કહી તેના હાથમાંથી ખડ્ગ ખેંચી લીધું. તે વખતે જાણે પૃથ્વીમાં પેસવાને ઇચ્છતો હોય તેમ પ્રભવ લજ્જાથી નીચું મુખ કરીને ઉભો રહ્યો. સુમિત્રે ઘણી મહેનતે તેને સ્વસ્થ કર્યો. પછી બને મિત્રો પૂર્વની જેમ મૈત્રી રાખીને પાછા રાજ્ય કરવા લાગ્યા. કેટલેક કાલે સુમિત્ર દીક્ષા લઈ મૃત્યુ પામીને ઈશાન દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને આ મથુરાના રાજા હરિવાહનની **માધવી** નામની સ્ત્રીના ઉદરથી તું **મધુ** નામે પરાક્રમી પુત્ર થયો છે. પેલો પ્રભવ ચિરકાલ ભવમાં ભ્રમણ કરી **વિશ્વાવસુની જયોતિર્મતી** નામે સ્ત્રીથી **શ્રીકુમાર** નામે પુત્ર થયો હતો, અને તે ભવમાં નિયાણા સહિત તપ કરી કાળયોગે મૃત્યુ પામીને આ હું ચમરેંદ્ર થયો છું. એ પ્રમાણે તારા પૂર્વ ભવનો હું મિત્ર છું. આ પ્રમાણે બધું વૃત્તાંત કહી તેણે મને આ ત્રિશૂલ આપેલું છે. આ ત્રિશૂલ બે હજાર યોજન સુધી જઈ કાર્ય કરીને પાછું આવે છે.'

આ પ્રમાણે તેનું વૃત્તાંત સાંભળીને રાવણે ભક્તિ અને શક્તિથી વિરાજિત એવા તે મધુકુમારને પોતાની **મનોરમા** નામે કન્યા આપી. પછી લંકાના પ્રયાણદિવસથી અઢાર વર્ષ ગયાં ત્યારે રાવણ સુવર્ણગિરિ [1] પર રહેલા પાંડુક વનમાં ચૈત્યોની પૂજા કરવાને માટે ગયો; ત્યાં મોટી ધામધુમ સાથે સંગીત પૂજાના મહોત્સવ પૂર્વક રાવણે ઉત્કંઠાથી સર્વ ચૈત્યોને વંદના કરી. તે વખતે દુર્લંઘપુરમાં રહેલા ઇંદ્રરાજાના પૂર્વદિક્પાલ **નલકુબરને** પકડવા માટે કુંભકર્ણ વિગેરે રાવણની આજ્ઞાથી ગયા. ત્યાં તે નલકુબરે **આશાળી** વિદ્યાવડે પોતાના નગરની આસપાસ સો યોજન પર્યંત અગ્નિમય કિલ્લો કરેલો હતો, અને તેમાં એવા અગ્નિમય યંત્રો ગોઠવ્યાં હતાં કે જેમાંથી નીકળતા કણીઆ જાણે આકાશમાં અગ્નિ ઉત્પન્ન કરતા હોય તેવા દેખાતા હતા. તેવા કિલ્લાનો અવષ્ટંભ લઇને, કોપથી પ્રજ્વલિત અગ્નિકુમારની જેમ એ નલકુબર સુભટોથી વિંટાઇને રહ્યો હતો. સુઇને ઉઠેલા પુરૂષો જેમ ગ્રીષ્મ ઋતુના મધ્યાન્હ કાળના સૂર્યને જોઇ શકે નહીં, તેમ કુંભકર્ણ વિગેરે પણ ત્યાં આવી તે કિલ્લાની સામું જોઇ શક્યા નહીં. 'આ દુર્લંઘપુર ખરેખર દુર્લંધ્ય છે' એવું ધારી તેઓ ઉત્સાહભંગ થઇને પાછા આવ્યા, અને કોઈક પ્રકારે તેમણે તે ખબર રાવણને પહોંચાડચા. તે સાંભળી રાવણ પોતે ત્યાં આવ્યો અને તેનો કિલ્લો જોઈ, તેને લેવાના ઉપાયને માટે ચિરકાલ બંધુની સાથે વિચાર કરવા લાગ્યો. તે સમયે રાવણની ઉપર અનુરાગી થયેલી નલકુબરની પત્ની **ઉપરંભાએ** એક દૂતીને મોકલી; તેણે આવીને રાવણને કહ્યું—"મૂર્ત્તિમતી જયલક્ષ્મી હોય તેવી ઉપરંભા તમારી સાથે ક્રીડા કરવાને ઇચ્છે છે. તમારા ગુણોથી તેનું મન તો હરાઇ ગયેલું છે, માત્ર શરીરજ ત્યાં રહેલું છે. હે માનદ ! આ કિલ્લાને રક્ષણ કરનારી **આશાળી** નામની વિદ્યા છે તે ઉપરંભા પોતાના શરીરની

---

૧ મેરૂ પર્વત.

જેમ તમારે આધીન કરી દેશે. તેથી તમે આ નગરને નલકુબર સહિત તાબે કરશો; વળી હે દેવ ! અહીં સુદર્શન નામે એક ચક્ર તમે સાધ્ય કરશો." રાવણે હાસ્ય સાથે વિભીષણની સામું જોયું એટલે 'एवमस्तु' એમ કહીને તેણે તે દૂતિકાને વિદાય કરી. પછી રાવણે ક્રોધ લાવીને વિભીષણને કહ્યું–" અરે ! આવું કુળવિરૂદ્ધ કાર્ય તેં કેમ સ્વીકાર્યું ? રે મૂઢ ! આપણા કુળમાં કોઇ પુરૂષોએ રણભૂમિમાં શત્રુઓને પૃષ્ઠ અને પરસ્ત્રીને હૃદય કદિ પણ આપ્યું નથી. અરે વિભીષણ ! આવાં વચનથી પણ તેં આપણા કુળમાં નવીન કલંક લગાડયું છે ! તારી આવી મતિ કેમ થઈ કે જેથી તું એવું બોલ્યો ? " વિભીષણે કહ્યું-" હે આર્ય મહાભુજ ! પ્રસન્ન થાઓ, શુદ્ધ હૃદયવાળા પુરૂષોને વાણીમાત્રથી કલંક લાગતું નથી. તે ઉપરંભા ભલે આવે ને તમને વિદ્યા પણ આપે. શત્રુ તમારે વશ થાય, એટલે પછી તમે તેને અંગીકાર કરશો નહીં; વાણીની યુક્તિથી તેને છોડી દેજો. " વિભીષણનાં આવાં વચન રાવણે સ્વીકાર્યાં, તેવામાં તેને આલિંગન કરવામાં લંપટ એવી ઉપરંભા ત્યાં આવી પહોંચી. પોતાના પતિએ નગરને કિલ્લા રૂપ કરેલી આશાળી વિદ્યા તેણે રાવણને આપી, અને તે શિવાય બીજાં વ્યંતરરક્ષિત અમોઘ શસ્ત્રો પણ આપ્યાં. પછી રાવણે તે વિદ્યાથી તે અગ્નિનો પ્રકાર ( કિલ્લો ) સંહરી લીધો, અને લશ્કર તથા વાહન સહિત દુર્લંઘપુરમાં પ્રવેશ કર્યો. તત્કાલ નલકુબર તૈયાર થઇ યુદ્ધ કરવાને આવ્યો, પરંતુ હાથી જેમ ચામડાની ધમણને પકડી લે તેમ વિભીષણે તેને સહજમાં પકડી લીધો. સુર અને અસુરોથી અજેય એવું ઇંદ્ર સંબંધી મહા દુર્ધર સુદર્શન ચક્ર રાવણને ત્યાંથી પ્રાપ્ત થયું. પછી નલકુબર નમી પડયો એટલે રાવણે તેને તેનું નગર પાછું સોંપી દીધું. કારણકે **પરાક્રમી પુરૂષો જેવા વિજયના અર્થી હોયછે તેવા દ્રવ્યના અર્થી હોતા નથી.** પછી રાવણે ઉપરંભાને કહ્યું–" હે ભદ્રે ! મારી સાથે વિનયથી વર્તનાર અને તારા કુળને યોગ્ય એવા તારા પતિનેજ તું અંગીકાર કર, કારણકે તેં મને વિદ્યાદાન કર્યું, તેથી તું તો મારે ગુરૂસ્થાને છે. તેમજ પરસ્ત્રીઓને હું માતા અને બેનને ઠેકાણેજ જોઉં છું. તું કાશધ્વજની પુત્રી છે, અને સુંદરીના ઉદરથી ઉત્પન્ન થયેલી છે, તો બન્ને કુળમાં શુદ્ધ એવી તને કલંક ન લાગો. " આ પ્રમાણે કહી તેને નલકુબર રાજાને સોંપી. જાણે રીસાઇને પિતાને ઘેર ગયેલી સ્ત્રી નિર્દોષપણે પાછી આવે તેમ તે આવી. રાજા નલકુબરે રાવણનો મોટો સત્કાર કર્યો.

પછી ત્યાંથી રાવણની સેનાની સાથે તે રથનૂપુર નગરે આવ્યો. રાવણને આવેલા સાંભળી મહા બુદ્ધિમાન સહસ્રાર રાજાએ[1] પોતાના પુત્ર ઇંદ્ર પ્રત્યે સ્નેહ પૂર્વક કહ્યું–" હે વત્સ ! તારા જેવા મોટા પરાક્રમી પુત્રે જન્મ લઇને બીજા વંશની ઉન્નતિ ન્યૂન કરી આપણા વંશને પરમ ઉન્નતિને પમાડયો છે. આ બધી બાબત તેં એકલા પરાક્-

[1] પૂર્વે સહસ્રાર રાજાને દીક્ષા લીધાનો અભિપ્રાય આવી ગયો છે પણ તે આ યુદ્ધ થયા પછીની હકીકત સમજવી

મદીન કરેલી છે. પરંતુ હવે નીતિને પણ અવકાશ આપવો જોઇએ. કોઇવાર એકાંત પરાક્રમ વિપત્તિને પણ આપે છે. અષ્ટાપદ વિગેરે બલિષ્ઠ પ્રાણીઓ એકાંત પરાક્રમથી વિનાશ પામેછે. આ પૃથ્વી હમેશાં બલવાનથી પણ અતિ બલવાન વીરોને ઉત્પન્ન કરે છે, માટે ' હું સર્વથી વિશેષ પરાક્રમી છું ' એવો અહંકાર કોઈએ કરવો નહીં. હાલમાં સુકેશ રાક્ષસના કુલમાં સૂર્ય સમાન લંકાપતિ રાવણ નામે એક વીર ઉત્પન્ન થયેલો છે, જે સર્વના વીરત્વને હરનારો છે. પ્રતાપમાં સૂર્ય જેવો છે, અને સહસ્રાંશુ જેવા વીરને કબજે કરનારો છે. વળી તેણે લીલામાત્રમાં કૈલાસ[1] પર્વતને ઉપાડયો હતો, મરૂત્તરાજાના યજ્ઞનો ભંગ કર્યો હતો, અને જંબૂદ્વીપના પતિ યક્ષરાજથી પણ તેનું મન ક્ષોભ પામ્યું નહોતું. અર્હંત પ્રભુની પાસે પોતાની ભુજવીણાવડે ગાયન કરતો જોઇને સંતુષ્ટ થયેલા ધરણેંદ્રે તેને અમોઘ શક્તિ આપી છે, અને પ્રભુ, મંત્ર તથા ઉત્સાહ એ ત્રણે શક્તિથી તે ઉર્જિત છે. વળી જાણે તેની બે ભુજા હોય તેવા તેની સરખા બે ભાઇઓ ( કુંભકર્ણ અને વિભીષણ ) થી તે ઉત્કટ છે. એ રાવણે તારા સેવક વૈશ્રવણને તથા યમને હેલામાત્રમાં ભગ્ન કરી દીધા છે, વાળીના ભાઈ વાનરપતિ સુગ્રીવને પોતાનો પત્તિ કર્યો છે; અને જેની આસપાસ અગ્નિનો દુર્લંઘ્ય કિલ્લો હતો એવા દુર્લંઘપુરમાં પણ પ્રવેશ કરીને તેના અનુજ ભાઇએ નલકુબરને કબજે કર્યોછે એવો તે વીર રાવણ અત્યારે તારી સામે આવ્યોછે, તો પ્રલયકાલના અગ્નિ જેવો એ ઉદ્ધત રાવણ પ્રણિપાતરૂપ અમૃતવૃષ્ટિથી શમી જશે, તે શિવાય શાંત થશે નહિ. તારી રૂપવતી નામે સ્વરૂપવતી પુત્રીને રાવણ વેરે આપ, કે જેથી એવો સંબંધ બધાવાને લીધે તારે તેની સાથે ઉત્તમ સંધિ થશે. ” પિતાનાં આવાં વચન સાંભળી ઈંદ્ર કોપ કરી બોલ્યો–“હે પિતા ! આ વધ કરવા લાયક રાવણને હું મારી કન્યા કેમ કરીને આપું ? કારણ કે તેની સાથે આધુનિક વૈર નથી પણ વંશપરંપરાનું વૈર છે. પિતા વિજયસિંહને તેના પક્ષના રાજાએ મારી નાખ્યા હતા તે સંભારો. તેના પિતામહ માળીને માથે જે મેં કર્યું હતું તે આને માથે પણ કરીશ. એ ભલે આવે, તે કોણ માત્ર છે ? તમે સ્નેહને લીધે ભીરૂ થાઓ નહી, સ્વાભાવિક ધૈર્યને ધારણ કરો. તમે તમારા પુત્રનું પરાક્રમ ઘણીવાર જોયેલું છે, શું તમે મારા પરાક્રમને જાણતા નથી ? ”

આ પ્રમાણે ઈંદ્ર કહેતો હતો, તેવામાં દુર્ધર રાવણે રથનૂપુર નગરે આવીને પોતાની સેનાવડે તે નગરને ઘેરી લીધું. મહા પરાક્રમી રાવણે પ્રથમ એક દૂત મોકલ્યો, તે દૂતે મિષ્ટ વચનોવડે ઈંદ્રને કહ્યું–“જે રાજાઓ વિદ્યા અને ભુજબલથી ગર્વિષ્ઠ હતા, તે સર્વેએ આવીને ભેટ ધરી રાવણની પૂજા કરેલી છે. રાવણની વિસ્મૃતિથી અને તમારી સરલતાથી આટલો કાળ ચાલ્યો ગયો પરંતુ હવે તમારો ભક્તિ બતાવવાનો સમય છે, તેથી તેના પ્રત્યે ભક્તિ બતાવો અથવા શક્તિ બતાવો; જો ભક્તિ અને શક્તિ બનેથી

૧ અષ્ટાપદ પર્વત

રહિત થશો તો એમના એમ વિનાશ પામી જશો. ” ઇંદ્ર બોલ્યો—“ દીન રાજાઓએ તેને પૂજ્યો તેથી તે રાવણ મત્ત થઈ ગયો છે; તેટલા માટે તે મારી પાસેથી પણ પૂજાની વાંચ્છા કરે છે. પરંતુ આટલો કાળ તો રાવણનો જેમ તેમ સુખને માટે ગયો પણ હવે તેનો આ ક્ષળરૂપ કાળ આવેલો છે. માટે તું જઈને તારા સ્વામીને કહે કે તે ભક્તિ અથવા શક્તિ બતાવે; જો શક્તિ અને ભક્તિએ રહિત થશે તો તે સત્વર વિનાશ પામી જશે. ” દૂતે આવીને રાવણને કહ્યું, એટલે રાવણ કોપથી ભયંકર થઇ મોટા ઉત્સાહથી સર્વ સૈન્યની સાથે તૈયાર થઇ ગયો. ઈંદ્ર પણ તૈયાર થઇને ઉતાવળે રથનૂપુર નગરમાંથી નીકળ્યો. કેમકે **વીર લોકો બીજા વીરના અહંકારને કે આડંબરને સહન કરી શકતા નથી.**

પછી સામંતોની સાથે સામંતો, સૈનિકોની સાથે સૈનિકો અને સેનાપતિઓની સાથે સેનાપતિઓ—એમ બંને સૈન્યનું પરસ્પર યુદ્ધ શરૂ થયું. શસ્ત્રોને વર્ષાવતા બને સૈન્ય વચ્ચે સંવર્ત અને પુષ્કરાવર્ત મેઘની જેમ મોટા સંઘટ્ટ થઇ પડયા. ‘આ બીચારા મશલાના જેવા સૈનિકોને મારીને શું કરવું ” એમ કહેતો રાવણ **ભુવનાલંકાર** નામના ગજેંદ્ર ઉપર ચડી અને પણચ ઉપર ધનુષ ચડાવી ઐરાવણ હસ્તી ઉપર રહેલા ઇંદ્રની સામે આવ્યો. રાવણ અને ઇંદ્રના હાથીઓ પરસ્પર સુખમાં સુંઢ વીંટાળીને જાણે નાગપાશ રચતા હોય તેમ સામસામા મળ્યા. બને મહા બલવાન ગજેંદ્રો દાંતે દાંતે પરસ્પરને પ્રહાર કરી અરણિ કાષ્ટના મથનની જેમ તેમાંથી અગ્નિના તણખા ઉડાડવા લાગ્યા. માંહોમાંહે દાંતના આઘાતથી, વિરહિણી સ્ત્રીના હાથમાંથી નીકળી પડે તેમ સુવર્ણવલયની શ્રેણી તેમાંથી નીકળીને પૃથ્વીપર પડવા લાગી. પરસ્પર દાંતના ઘાતથી છેદાઈ ગયેલા શરીરમાંથી, ગંડસ્થળમાંથી મદધારાની જેમ રૂધિરની ધારા ઝરવા લાગી. તે અવસરે રાવણ અને ઇંદ્ર પણ ક્ષણવાર શલ્યોથી, ક્ષણવાર બાણોથી અને ક્ષણવાર મુદ્‌ગરોથી બીજા બે હાથી હોય તેમ સામસામા પ્રહાર કરવા લાગ્યા. એ બંને મહા બલવાન હતા, તેથી તેઓ એક બીજાનાં અસ્ત્રોને અસ્ત્રોવડે ચૂર્ણ કરતા હતા. એમ પૂર્વ અને પશ્ચિમ સાગરની જેમ તેઓમાંથી એક પણ હીન થયો નહીં યુદ્ધરૂપ યજ્ઞમાં દિક્ષિત થયેલા તે બને બાધ્ય અને બાધકતાને કરનારા ઉત્સર્ગ તથા અપવાદ માર્ગની જેમ મંત્રાસ્ત્રોથી એક બીજાનાં અસ્ત્રને તત્કાળ બાધ કરતા સતાં યુદ્ધ કરવા લાગ્યા. જ્યારે ઐરાવણ અને ભુવનાલંકાર—એ બને હાથી એક ડીંટમ રહેલા બે ફળની જેમ ગાઢપણે મળી ગયા, ત્યારે છળને જાણનાર રાવણ પોતાના હાથી ઉપરથી ઉછળીને ઐરાવણ ઉપર કુદી પડયો, અને તેના મહાવતને મારી નાખીને મોટા હાથીની જેમ ઇંદ્રને બાંધી લીધો. પછી મધપુડાને ભમરીઓની જેમ રાક્ષસવીરોએ દર્પથી ઉગ્ર કોલાહલ કરીને ચારે તરફથી તે હાથીને ઘેરી લીધો, અર્થાત્ તેની રક્ષા કરી રહ્યા. જ્યારે રાવણે ઇંદ્રને પકડી લીધો, ત્યારે તેનું સર્વ સૈન્ય

ઉપદ્રવિત થઇ ગયું. કારણ કે "સ્વામી જીતાતાં, સૈન્ય પણ જીતાય છે." પછી રાવણ ઐરાવણહસ્તી સહિત ઇંદ્રને પોતાની છાવણીમાં લઇ ગયો અને પોતે વૈતાઢ્યની બંને શ્રેણીઓનો નાયક થયો. ત્યાંથી પાછો ફરીને રાવણ તત્કાળ લંકામાં ગયો. અને કાષ્ઠના પાંજરામાં પોપટને નાખે તેમ ઈંદ્રને કારાગૃહમાં નાખ્યો.

આ ખબર પડતાં ઈંદ્રનો પિતા સહસ્રાર દિક્પાલો સહિત લંકામાં આવ્યો, અને રાવણને નમસ્કાર કરી એક પાળાની જેમ અંજલિ જોડીને બોલ્યો—"જેણે એક પાષાણના ખંડની જેમ કૈલાસ પર્વતને ધારણ કર્યો હતો, એવા તમારી જેવા પરાક્રમી વીરથી જીતાતાં અમને જરા પણ લજ્જા આવતી નથી, તેમજ તમારી જેવા વીરની પાસે યાચના કરવાથી પણ અમને બીલકુલ લજાવું પડે તેમ નથી, માટે હું યાચના કરૂં છું કે ઇંદ્રને છોડી દો અને મને પુત્રભિક્ષા આપો." રાવણ બોલ્યો—જો એ ઈંદ્ર તેના દિક્પાલ અને પરિવાર સહિત નિરંતર આ પ્રમાણેનું કામ કરવુ કબુલ કરે તો હું તેને છોડું. સાંભળો—

" મારી આ લંકાપુરીને ક્ષણે ક્ષણે વાસગૃહની ભૂમિની જેમ તૃણ કાષ્ઠ વિગેરે કચરાથી રહિત કરે, નિત્ય પ્રાતઃકાળે મેઘની જેમ આ નગરીમાં દિવ્ય સુગંધી જલવડે સિંચન કરે, અને સર્વ દેવાલયોમાં માળીની જેમ પુષ્પોને ચુંટી અને ગુંથીને તેની માળાઓ પૂરી પાડે. આ પ્રમાણે નિત્યકાર્ય કરતો સતો આ તમારો પુત્ર ફરીથી રાજ્યનું ગ્રહણ કરો અને મારા પ્રસાદથી આનંદ પામો." 'તે પ્રમાણે મારો પુત્ર કરશે' એવું જ્યારે સહસ્રારે કબુલ કર્યું ત્યારે રાવણે પોતાના બંધુની જેમ સત્કાર કરી ઇંદ્રને છોડી મૂક્યો. પછી તે રથનૂપુરમાં આવીને મોટા ઉદ્વેગથી રહેવા લાગ્યો. **કેમકે તેજસ્વી પુરૂષોને નિસ્તેજ થવું તે મૃત્યુથી પણ દુઃસહ છે.**

એવામાં **નિર્વાણસંગમ** નામે એક જ્ઞાની મુનિ ત્યાં સમોસર્યા તે સાંભળી ઇંદ્ર તેમને વાંદવા આવ્યો. ઇંદ્રે પૂછ્યું—'ભગવન્! કયા કર્મથી આ રાવણના તિરસ્કારને હું પ્રાપ્ત થયો તે કહો.' મુનિ બોલ્યા—" **અરિંજય** નામના નગરમાં પૂર્વે **જ્વલનસિંહ** નામે એક વિદ્યાધરોનો રાજા હતો. તેને **વેગવતી** નામે પ્રિયા હતી. તેઓને એક **અહિલ્યા** નામે રૂપવતી દુહિતા થઈ. તેના સ્વયંવરમાં વિદ્યાધરોના સર્વ રાજાઓ એકઠા થયા. તેમાં **ચંદ્રાવર્ત** નગરનો રાજા **આનંદમાળી** અને **સૂર્યાવર્ત** નગરનો સ્વામી **તડિત્પ્રભ** પણ આવ્યા હતા. તે તડિત્પ્રભ તું પોતેજ હતો. તમે બન્ને સાથે આવ્યા હતા, તે છતાં તારો ત્યાગ કરીને **અહિલ્યા** સ્વેચ્છાએ **આનંદમાળીને** વરી, તેથી તારો પરાભવ થયો. ત્યારથી 'હું છતાં અહિલ્યા તેને કેમ વરે?' એવી આનંદમાળીની ઉપર તને ઈર્ષ્યા થઈ.

એકદા આ સંસાર પર વૈરાગ્ય થવાથી આનંદમાળીએ દીક્ષા લીધી, અને તીવ્ર તપસ્યા કરતો સતો તે મહર્ષિઓની સાથે વિહાર કરવા લાગ્યો. એક વખતે વિહાર

ફરતો ફરતો તે રથાવર્ત નામના ગિરિ ઉપર આવ્યો અને ધ્યાનમાં સ્થિત થયો, ત્યાં તે તારા જોવામાં આવ્યો. એટલે તને અહિલ્યાના સ્વયંવરનું સ્મરણ થયું; તેથી તેં તત્કાળ તેને બાંધી લીધો અને અનેક પ્રકારના પ્રહાર કર્યા, તથાપિ તે પર્વતની જેમ જરા પણ ધ્યાનથી ચલિત થયો નહિ. તે વખતે કલ્યાણ ગુણધર નામે તેના ભાઇ જે સાધુઓમાં અગ્રણી હતા અને જે તેની સાથેજ હતા તેણે તને તેમ કરતો જોઈને વૃક્ષ પર વિદ્યુત્‌ની જેમ તારી ઉપર તેજોલેશ્યા મૂકી. તે સમયે તારી પત્ની સત્યશ્રીએ ભક્તિવચનથી તે મુનિને શાંત કર્યા, તેથી તેમણે તેજોલેશ્યા પાછી સંહરી લીધી; જેથી તું દગ્ધ થયો નહિ; પણ મુનિતિરસ્કારના પાપથી કેટલાએક ભવમાં પરિભ્રમણ કરી, કોઇક ભવમાં શુભકર્મ ઉપાર્જન કરી તું આ સહસ્રારનો પુત્ર ઇંદ્ર થયેલો છે. આ રાવણથી તારો જે પરાભવ થયો તે મહામુનિને તિરસ્કાર અને પ્રહાર કરવાના કર્મનું ફળ તને પ્રાપ્ત થયેલુ છે. ઈંદ્રથી માંડીને એક કીડા સુધી સર્વને લાંબે કાળે પણ તેનાં કરેલાં કર્મ અવશ્ય ફળ આપે છે, એવી સંસારની સ્થિતિ છે. આ પ્રમાણે પોતાનો પૂર્વ વૃત્તાંત સાંભળી ઇંદ્રે પોતાના પુત્ર દત્તવીર્યને રાજ્ય આપીને દીક્ષા લીધી અને ઉગ્ર તપ કરીને મોક્ષે ગયા.

અન્યદા રાવણ સ્વર્ણતુંગ ગિરિ ઉપર જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે એવા અનંતવીર્ય નામના મુનિને વંદના કરવા ગયો. વંદના કરીને રાવણ યોગ્ય સ્થાને બેઠો અને કર્ણને અમૃતની નીક જેવી તેમની ધર્મદેશના સાંભળી. દેશનાને અંતે રાવણે પૂછ્યું કે—" મારૂં મરણ શા કારણથી અને કોનાથી થશે ? ' ભગવાન્ મહર્ષિ બોલ્યા—'હે રાવણ ! ભવિષ્યમાં થનારા વાસુદેવને હાથે પરસ્ત્રીના દોષથી પ્રતિવાસુદેવ એવા તારૂં મૃત્યુ થશે. ' તે સાંભળી રાવણે તત્કાળ તેજ મુનિની પાસે એવો અભિગ્રહ લીધો કે ' મને નહિ ઇચ્છતી પરસ્ત્રીની સાથે હું કદિ પણ રમીશ નહિ. ' પછી જ્ઞાનરત્નના સાગર એવા તે મુનિને વંદના કરીને રાવણ પુષ્પક વિમાનમાં બેસી પોતાની નગરીમાં આવ્યો, અને પોતાના નગરની સ્ત્રીઓના નેત્ર રૂપ નીલકુમુદને ઉત્સવૈભવ આપવામાં ચંદ્ર સમાન થયો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
सप्तमे पर्वणि रावणदिग्विजयो नाम द्वितीयः सर्गः ॥ २ ॥

---

# સર્ગ ૩ જો.

## હનુમાનની ઉત્પત્તિ અને વરૂણનું સાધન.

વૈતાઢ્યગિરિ ઉપર આવેલા **આદિત્યપુર** નામના નગરમાં **પ્રહ્લાદ** નામે એક રાજા હતો. તેને **કેતુમતી** નામે પ્રિયા હતી. તેમને **પવનંજય** નામે એક પુત્ર થયો, જે બલથી અને આકાશગમનથી પવનના જેવો વિજયી હતો. તે સમયમાં ભરતક્ષેત્રને વિષે સમુદ્રને કિનારે આવેલા દંતી પર્વતની ઉપર **માહેંદ્રપુર** નગરમાં **મહેંદ્ર** નામે એક વિદ્યાધરોનો રાજા હતો. તેને **હૃદયસુંદરી** નામે પત્ની હતી. તેમને **અરિંદમ** વિગેરે સો પુત્રોની ઉપર **અંજનસુંદરી** નામે એક પુત્રી થઈ હતી. જ્યારે તે બાળા ઉત્કટ યૌવનને પ્રાપ્ત થઈ, ત્યારે તેના પિતાને વરની ચિંતા થતાં મંત્રીઓ તેને લાયક એવા હજારો યુવાન વિદ્યાધરોનાં નામ આપવા લાગ્યા. પછી મહેંદ્રની આજ્ઞાથી તે મંત્રીઓએ અનેક વિદ્યાધરના કુમારોના યથાવસ્થિત સ્વરૂપ પટઉપર જુદા જુદા આલેખી મંગાવીને બતાવવા માંડ્યા.

એક વખતે કોઈ મંત્રીએ વિદ્યાધરપતિ **હિરણ્યાભ** અને તેની પત્ની **સુમનાના** ઉદરથી ઉત્પન્ન થયેલા **વિદ્યુત્પ્રભ** નામના વિદ્યાધરનું અને પ્રહ્લાદ રાજાના પુત્ર પવનંજયનું મનોહર સ્વરૂપ ચિત્રમાં આળેખીને મહેંદ્ર રાજાને બતાવ્યુ. તે બન્ને રૂપ જોઈ મહેંદ્રે મંત્રીને પૂછ્યું કે—' આ બન્ને સરખા રૂપવાન અને કુલીન છે, તેથી તે બન્નેમાંથી કુમારી અંજનસુંદરી માટે કયો વર પસંદ કરવો ?' મંત્રી બોલ્યો—' હે સ્વામી ! આ વિદ્યુત્ જેવી પ્રભાવાળો વિદ્યુત્પ્રભ અઢાર વર્ષનું આયુષ્ય પૂરૂ કરી મોક્ષે જવાનો છે, એવું નિમિત્તિઆઓએ મને પ્રથમ સ્પષ્ટ કહેલુ છે, અને આ પ્રહ્લાદનો પુત્ર પવનંજય દીર્ઘ આયુષ્યવાળો છે, તેથી પવનંજય યોગ્ય વર છે, માટે અંજનસુંદરી તેને આપો.'

એ સમયમાં સર્વ વિદ્યાધરેંદ્રો પોતપોતાનો પરિવાર લઈ મોટી સમૃદ્ધિ સાથે નંદીશ્વરદ્વીપે યાત્રાને માટે જતા હતા, તેમાં મહેંદ્ર રાજાને આવેલા જોઈ પ્રહ્લાદે કહ્યું કે—' તમારી પુત્રી અંજનસુંદરી મારા પુત્ર પવનંજયને આપો.' મહેંદ્રે તે વાત સ્વીકારી. કારણ કે પ્રથમથીજ એ વિચાર તેના હૃદયમાં હતો, પ્રહ્લાદની પ્રાર્થના તો નિમિત્ત માત્રજ હતી. પછી 'આજથી ત્રીજે દિવસે માનસ સરોવરની ઉપર વિવાહ કરવો ' એમ ઠરાવી તે બન્ને પોતપોતાને સ્થાનકે ગયા

પછી મહેંદ્ર અને પ્રહ્લાદે આહ્લાદ સહિત સર્વ સ્વજનોને લઇને માનસ સરોવરને કિનારે જઇ નિવાસ કર્યો. તે પ્રસંગે પવનંજયે **પ્રહસિત** નામના પોતાના મિત્રને પૂછ્યું કે—' અંજનસુંદરી કેવી છે, તે તમે જોઈ છે ?' પ્રહસિત હસીને બોલ્યો—'મેં તેને જોઈ છે. અંજનસુંદરી રંભાદિક અપ્સરાઓ કરતાં પણ અધિક સૌંદર્યવાન છે,

તેનું નિરૂપમ રૂપ જેવું દૃષ્ટિથી જોવાય, તેવું વાચાળ માણસથી પણ વચનવડે કહી શકાય તેમ નથી.' પવનંજય બોલ્યો–'મિત્ર ! હજુ વિવાહનો દિવસ દૂર છે અને મારે આજેજ તે સુંદરીને દૃષ્ટિગોચર કરવાની ઇચ્છા છે, તો તે કાર્ય શી રીતે કરવું? વહાલી સ્ત્રીમાં ઉત્કંઠિત થયેલા પુરૂષોને એક ઘડી દિવસ જેવી અને એક દિવસ માસ જેવો થઈ પડે છે, તો મારા આ ત્રણ દિવસ શી રીતે જશે?' પ્રહસિત બોલ્યો–'મિત્ર ! સ્થિર થા, રાત્રિએ આપણે અનુપલક્ષિત[૧] થઇને ત્યાં જઈશું અને તે કાંતાને જોઈશું.' પછી તે રાત્રે પવનંજય પ્રહસિતને સાથે લઇ ત્યાંથી ઉઠીને અંજનસુંદરી તેના મહેલને સાતમે માળે રહેલી હતી ત્યાં આવ્યો. રાજસ્પશ[૨]ની જેમ ગુપ્ત રહીને પવનંજય મિત્રની સાથે તે અંજનસુંદરીને સારી રીતે નિરખવા લાગ્યો. તે વખતે **વસંતતિલકા** નામની સખી અંજનસુંદરીને કહેતી હતી કે 'સખી! તને ધન્ય છે કે પવનંજય જેવો પતિ પામી.' તે સાંભળીને **મિશ્રકા** નામે બીજી સખી બોલી ઉઠી–'અરે સખી ! વિદ્યુત્પ્રભ જેવા ઉત્તમ વરને મૂકી બીજા વરના શા વખાણ કરે છે?' વસંતતિલકાએ કહ્યું–'અરે મુગ્ધા ! તું કાંઇપણ જાણતી નથી. વિદ્યુત્પ્રભ અલ્પ આયુષ્યવાળો છે, તેથી તે આપણી સ્વામિનીને કેમ યોગ્ય થાય?' મિશ્રકા બોલી–'સખી ! તુ મંદબુદ્ધિવાળી લાગે છે, અમૃત થોડું હોય તોપણ તે શ્રેષ્ઠ છે અને વિષ ઘણું હોય તોપણ તે કશા કામનું નથી.'

આ પ્રમાણે તે બંને સખીઓનો પરસ્પર આલાપ સાંભળી પવનંજય વિચારવા લાગ્યો કે 'તે વિદ્યુત્પ્રભ અંજનસુંદરીને પ્રિય જણાય છે, તેથી તે આ બીજીને બોલતાં અટકાવતી નથી.' આ પ્રમાણે ચિંતવી અંધકારમાંથી જેમ અકસ્માત્ નિશાચર પ્રગટ થાય તેમ પવનંજય ક્રોધથી ખડ્ગ ખેંચીને પ્રગટ થયો અને બોલ્યો કે–'એ વિદ્યુત્પ્રભને વરવાનું અને તેની સાથે વરાવવાનું જેને ઠીક લાગ્યું છે તે બંનેનું મસ્તક છેદી નાખું.' એમ બોલતો પવનંજય રોષથી તે તરફ ચાલ્યો. એટલે તેના બાહુદંડને પકડી રાખી પ્રહસિત બોલ્યો–'અરે મિત્ર ! શું તું નથી જાણતો કે સ્ત્રી અપરાધી હોય તો પણ ગાયની જેમ વધ કરવાને લાયક નથી? તેમાં પણ આ અંજનસુંદરી તો નિરપરાધી છે. તે માત્ર લજ્જાને લીધે તેની સખીને બોલતાં અટકાવતી નથી, તે ઉપરથી તે કાંઇ અપવાદવાળી ઠરતી નથી.' આ પ્રમાણે પ્રહસિતે અત્યાગ્રહ પૂર્વક તેને અટકાવ્યો, એટલે પવનંજય ત્યાંથી ઉઠી પોતાના આવાસમાં આવ્યો, અને ત્યાં આખી રાત દુઃખિતહૃદયે જાગૃતપણેજ વ્યતીત કરી. પ્રાતઃકાળે તેણે પોતાના મિત્ર પ્રહસિતને કહ્યું કે–'મિત્ર ! આ સ્ત્રી પરણવી કશા કામની નથી; કારણ કે એક સેવક પણ જો વિરક્ત હોય તો તે આપત્તિને માટે થાય છે, તો સ્ત્રીની શી વાત કરવી ! માટે ચાલો, આપણે આ કન્યાને તજી દઇને અહીંથી આપણી નગરીએ જઇએ. કેમકે જે પોતાના આત્માને રૂચે નહિ તે સ્વાદિષ્ટ ભોજન હોય તો પણ શા કામનું !' આ

૧ કોઈ ન ઓળખે તેવી રીતે. ૨ ગુપ્ત રાજપુરૂષ.

પ્રમાણે કહીને પવનંજય ચાલવા લાગ્યો, એટલે પ્રહસિત તેને પકડી રાખીને સામ વચને સમજાવવા લાગ્યો કે—"પોતે કબુલ કરેલા કાર્યનું પણ ઉલ્લંઘન કરવું તે મહાન પુરૂષોને ઘટિત નથી, તો જે કાર્ય અનુલ્લંઘ્ય એવા ગુરૂજનોએ કબુલ કરેલું હોય તેનું ઉલ્લંઘન કરવાની તો વાતજ કેમ થાય ! ગુરૂજન મૂલ્યથી વેચી દે, વા પ્રસાદથી આપી દે, તો પણ તે સત્પુરૂષોને પ્રમાણ છે; તેને માટે બીજી ગતિજ નથી. વળી આ અંજનસુંદરીમાં તો એક લવ માત્ર દોષ નથી. વળી સુહૃદ્જનનું હૃદય તેવા દોષના આરોપથી દૂષિત થાય તેમ છે. તેમજ તારા અને તેના માતાપિતા મહાત્મા તરીકે પ્રખ્યાત છે. તે છતાં હે ભ્રાતા ! તું સ્વચ્છંદવૃત્તિએ અહીથી ચાલ્યા જવાનો વિચાર કરતાં કેમ લજ્જા પામતો નથી ? તારે શું તેઓને લજ્જિત કરવા છે ?"આ પ્રમાણે પ્રહસિતના કહેવાથી પવનંજય જરા વિચાર કરીને હૃદયમાં શલ્ય છતાં પણ ત્યાં રહ્યો. પછી નિર્ણય કરેલે દિવસે પવનંજય અને અંજનસુંદરીનો પાણિગ્રહણનો મહોત્સવ થયો. તે તેઓના માતાપિતાના નેત્રરૂપ કુમુદને ચંદ્ર જેવો આહ્લાદકારી લાગ્યો.

પછી મહેંદ્રે સ્નેહથી પૂજેલો પ્રહ્લાદ સર્વ સ્વજનની સાથે તે વધૂવરને લઈને હર્ષથી પોતાની નગરીએ આવ્યો. ત્યાં પ્રહ્લાદે અંજનસુંદરીને પૃથ્વીપર રહેલા વિમાનની જેવો એક સાત માળનો સુંદર મહેલ રહેવાને આપ્યો. પણ પવનંજયે તો વાણીથી પણ અંજનસુંદરીની સંભાળ લીધી નહિ. કારણ કે માની પુરૂષો પોતાના અપમાનને જેમતેમ ભૂલી જતા નથી. એટલે અંજનકુમારી ચંદ્ર વિનાની રાત્રિની જેમ પવનંજય વિના નેત્રાશ્રુના અંધકારવાળુ મુખ કરી અસ્વસ્થતાના પાત્રભૂત થઇને રહેવા લાગી. વારંવાર પલંગપર બને પડખાને પછાડતી એ બાળાને રાત્રિઓ વર્ષના જેવી લાંબી થઈ પડી. અનન્ય મનવાળી અંજનસુંદરી બે જાનુ વચ્ચે મુખકમળ રાખીને પતિનુંજ આલેખન કરતી દિવસોને નિર્ગમન કરવા લાગી. સખીઓ તેને વારંવાર મીઠે વચને બોલાવતી, તથાપિ હેમંત ઋતુમાં કોયલની જેમ તે પોતાનું મૌનપણું છોડતી નહોતી.

એવી રીતે કેટલોક કાલ વ્યતીત થતાં એક વખતે રાક્ષસપતિ રાવણના દૂતે આવી પ્રહ્લાદ રાજાને કહ્યું—"દુર્મતિ વરૂણ રાવણની સાથે નિરંતર વૈર ધરાવ્યા કરે છે અને પ્રણિપાતને સ્વીકારતો નથી. જયારે તેની પાસે નમસ્કાર કરવાની યાચના કરી, ત્યારે અહંકારનો મોટો ગિરિ અને અનિષ્ઠ વચનો બોલનાર એ વરૂણ નેત્રથી પોતાના ભુજદંડને જોતો આ પ્રમાણે બોલ્યો—'અરે એ રાવણ કોણ છે? અને તેનાથી શું થવાનું છે ? હું ઇંદ્ર, વૈશ્રવણ, નલકુબર, સહસ્રાંશુ, મરૂત્ત, યમરાજ કે કલાસગિરિ નથી; હું તો વરૂણ છુ. કદિ દેવતાધિષ્ઠિત રત્નોથી એ દુર્મતિ રાવણ ગાર્વિષ્ઠ થયો હોય તો તે ભલે અહીં આવે, તેના ચિરકાળથી એકઠા થયેલા ગર્વને હું ક્ષણવારમાં હરી લઈશ.' આવાં

તેનાં વચન સાંભળી રાવણે ક્રોધ પામી તેના ઉપર ચડાઇ કરી; અને સમુદ્રની વેળા કાંઠાના ગિરિને જેમ રૂંધે, તેમ તેના નગરને લશ્કરવડે રૂંધી દીધું. એટલે વરૂણ યુદ્ધ કરવા માટે રાતાં નેત્રવાળો થઈ રાજીવ અને પુંડરીક વિગેરે પુત્રોથી પરવર્યો સતો નગરની બહાર નીકળ્યો અને યુદ્ધ કરવા લાગ્યો. તે મોટા સંગ્રામમાં વરૂણના વીર પુત્રો મહા યુદ્ધ કરી ખરદૂષણને બાંધીને તેના નગરમાં લઇ ગયા. પછી રાક્ષસોના સૈન્યમાં ભંગાણ પડયું. એટલે વરૂણ પણ પોતાના આત્માને કૃતાર્થ માનતો પોતાની નગરીમાં પેઠો. પછી રાવણે વિદ્યાધરોના પ્રત્યેક રાજાને બોલાવવાને દૂતો મોકલ્યા; જેઓમાં મને તમારે માટે મોકલેલો છે.”

આ પ્રમાણે દૂતનાં વચન સાંભળી પ્રહ્‌લાદ રાજા રાવણને સહાય કરવા માટે ત્યાં જવા તૈયાર થવા લાગ્યો, એટલે પવનંજયે આવીને કહ્યું કે “હે તાત ! તમે અહીંજ રહો, હું જઈને તે રાવણના મનોરથને પૂર્ણ કરીશ; હું તમારો પુત્ર છું”. આ પ્રમાણે કહી આગ્રહથી પિતાની સંમતિ લઈ અને બધા લોકોને બોલાવી પવનંજય ત્યાં જવા ચાલ્યો. પતિની આ યાત્રાના ખબર લોકોના મુખથી સાંભળીને સતી અંજનસુંદરી ઉત્કંઠિત થઇ આકાશના શિખરથી દેવી ઉતરી આવે તેમ પ્રાસાદ ઉપરથી નીચે ઉતરી પોતાના પતિને જોવાને માટે પુતળીની જેમ સ્તંભને ટેકો દઇ અનિમેષ નેત્રે અને અસ્વાસ્થ્યથી પીડિતહૃદયે ઉભી રહી. દ્વારના સ્તંભને આધારે જેનું શરીર રહેલું હતું, બીજના ચંદ્ર જેવી જે કૃશ લાગતી હતી, શિથિલ કેશવડે જેનું લલાટ ઢંકાયેલું હતું, નિતંબભાગ ઉપર જેની શિથિલ થયેલી ભુજલતા લટકતી હતી, જેના અધરપલ્લવ તાંબુલના રંગ વગરના ધૂસરા લાગતા હતા, અશ્રુજલથી જેનુ મુખ ધોવાતું હતું, અને જેનાં નેત્રમાંથી અંજન ચાલ્યું ગયું હતું એવી અંજનાને પોતાની સન્મુખ ઉભેલી પવનંજયે ચાલતી વખતે જોઇ. તેને જોતાંજ તેણે વિચાર્યું કે–‘અહો ! આ દુષ્ટ બુદ્ધિવાળી સ્ત્રીનું નિર્લજ્જપણું અને નિર્ભયપણું કેવું છે ! અથવા એનું દુર્મનપણું પહેલાંથીજ મારા જાણવામાં આવ્યું છે, પણ માત્ર માતાપિતાની આજ્ઞાના ઉલ્લંઘનના ભયથી મારે તેને પરણવી પડી છે.’ તે વખતે અંજના તેના ચરણમાં પડી અંજલિ જોડીને બોલી કે “ હે સ્વામી ! તમે બધાની સંભાળ લીધી, બધાની સાથે હળ્યા મળ્યા અને મારી જરા પણ સંભાળ લીધી નથી, તથાપિ હું વિજ્ઞપ્તિ કરૂં છું કે તમે મને ભૂલી જશો નહિ, પુનઃ વહેલા પધારજો અને તમારો માર્ગ સુખકારી થજો.” આ પ્રમાણે બોલતી દીન થઇ ગયેલી શુદ્ધ ચરિત્રવાળી સતીની પણ અવગણના કરીને પવનંજય વિજયને માટે ચાલ્યો ગયો. પતિએ કરેલી અવજ્ઞાથી વિયોગપીડિત એ બાળા અંતઃગૃહમાં જઈને જલથી ભેદાયેલા નદીના તટની જેમ પૃથ્વીતળ ઉપર પડી. પવનંજય ત્યાંથી ઉડીને માનસસરોવરે ગયો, અને ત્યાં પ્રદોષકાલે નિવાસ કર્યો. ત્યાં એક પ્રાસાદ વિકુર્વીને તે તેમાં રહ્યો. કારણ કે “ વિદ્યાધ-

દોની વિદ્યા સર્વ મનોરથને સિદ્ધ કરે છે." તે મહેલમાં પવનંજય પલંગપર બેઠો હતો, તેવામાં નજીક આવેલા માનસસરોવરના કિનારા ઉપર પ્રિયવિયોગથી પીડિત એક ચક્રવાકી તેના જોવામાં આવી. તે પક્ષિણી પ્રથમ ગ્રહણ કરેલી મણાળ લતાને પણ ખાતી નહતી, શીતળ છતાં જાણે ઉકળેલું હોય તેવા જલથી તે પરિતાપ પામતી હતી, અગ્નિજ્વાળાની જેમ ચંદ્રિકાથી પણ તે દુભાતી હતી, અને કરૂણ સ્વરે આક્રંદ કરતી હતી. એવી તે બાળાને જોઇ પવનંજય વિચારવા લાગ્યો કે-"આ ચક્રવાકીઓ આખો દિવસ પોતપોતાના પતિની સાથે ક્રીડા કરે છે, તે છતાં માત્ર રાત્રિએ તેમનો વિરહ તે સહન કરી શકતી નથી; તો વિવાહ પછી તરતજ જેનો મેં ત્યાગ કર્યો છે, અને પરસ્ત્રીની જેમ મેં જેને કદાપિ બોલાવી પણ નથી, તેમજ અહીં આવતી વખતે પણ મેં જેની સંભાળ લીધી નથી; અરે ! જે પર્વત જેવા દુઃખના ભારવડે મૂળથીજ દબાયેલી છે અને જેણે મારા સમાગમનું કિંચિત પણ સુખ જોયું નથી, તે અંજનાનું શું થયું હશે ? અરે ! મારા એવા અવિવેકને ધિક્કાર છે ! તે બિચારી મારાથી અપમાનિત થયેલી જરૂર મરી જશે. તેની હત્યાના પાપથી દુર્મુખ થયેલો હું પછી ક્યાં જઈશ ?" આ પ્રમાણે ચિંતવી તેણે તે સર્વ પોતાના પ્રિય મિત્ર પ્રહસિતને જણાવ્યું. કારણ કે **મિત્રવિના પોતાના દુઃખને જણાવવાનું બીજું કોઈ પાત્ર નથી.** પ્રહસિતે કહ્યું-'લાંબે કાળે પણ તે તારા જાણવામાં આવ્યું તે સારૂં થયું: પણ તે બાળા વિયોગી સારસ પક્ષિણીની જેમ અત્યારે જીવતી હશે નહિ. હે મિત્ર ! કદિ તે જીવતી હોય તો અદ્યાપિ તેનું આશ્વાસન કરવું તારે યુક્ત છે. તેથી તેની પાસે જઈ પ્રિયવચને તેની આજ્ઞા મેળવીને સ્વાર્થને માટે તારે પાછું અહીં આવવું.' આ પ્રમાણે હૃદયની જેમ ભાવી સંભાવના કરનાર તે મિત્રની પ્રેરણાથી પવનંજય તેને સાથે લઈ ત્યાંથી ઉડીને અંજનસુંદરીના મંદિરમાં આવ્યો અને ગુપ્તપણે દ્વાર ઉપર ઉભો રહ્યો. પ્રથમ પ્રહસિત આગળ થઇને તેના ઘરમાં પેઠો. તે વખતે અંજનસુંદરી અલ્પ જલમાં રહેલી માછલીની જેમ પલંગ ઉપર તરફડતી હતી, હિમવડે કમલિની પીડાય તેમ ચંદ્રની જ્યોત્સ્નાથી તે પીડાતી હતી, હૃદયના અંતર તાપથી તેના હારનાં મોતી ફુટી જતાં હતાં, લાંબા નિશ્વાસથી તેના કેશની શ્રેણી ચપળ થતી હતી, અસહ્ય પીડાવડે પછડાતી ભુજાઓથી મણિનાં કંકણો ભાંગી જતાં હતાં. વસંતતિલકા સખી તેને વારંવાર ધીરજ આપતી હતી, અને જાણે કાષ્ટમય હોય તેમ તેની દૃષ્ટિ અને ચિત્ત શૂન્ય થઈ ગયાં હતાં. આવી સ્થિતિમાં રહેલી અંજનસુંદરી પ્રહસિતના જેવામાં આવી. પ્રહસિતને વ્યંતરની જેમ અકસ્માત્ પોતાના મહેલમાં આવેલો જોઇ 'અહીં કોણ આવ્યું ?' તેમ ભય પામતી તે બાળા ધીરજ લાવીને બોલી-"અરે ! તમે કોણ છો ? અને પરપુરૂષ છતાં અહીં કેમ આવ્યા છો ? અથવા મારે તે જાણવાની કાંઇ જરૂર નથી, તમે આ પરસ્ત્રીના

ઘરમાંથી જતા રહો. હે વસંતતિલકા ! આ પુરૂષને ભુજાથી પકડીને બહાર કાઢ. હું ચંદ્રના જેવી નિર્મળ છું તેથી તેને જોવાને પણ યોગ્ય નથી. મારા પતિ પવનંજય શિવાય આ મારા સ્થાનમાં કોઇ બીજાને પ્રવેશ કરવાનો અધિકાર નથી. તું શું જોઇ રહી છે ?" તે સાંભળી પ્રહસિત નમસ્કાર કરીને બોલ્યો—'હે સ્વામિની ! ચિરકાલે ઉત્કંઠિત થઇને આવેલા પવનંજયના સગાગમનો તમને વધામણી છે. કામદેવના મિત્ર વસંતની જેમ હું તેનો પ્રહસિત નામનો મિત્ર તમારી આગળ આવ્યો છું, અને મારી પછવાડે તમારા પતિ આવેલાજ છે એમ જાણી લેજો.' અંજના બોલી—"અરે પ્રહસિત! વિધિએજ મારૂં હાસ્ય કરેલુ છે, તો તમે મને શામાટે હસો છો ? આ મશ્કરીનો સમય નથી, અથવા એમાં તમારો દોષ નથી, મારાં પૂર્વકર્મનોજ દોષ છે; નહિં તો તેવો કુલવાન પતિ મારો શામાટે ત્યાગ કરે ? પાણિગ્રહણથી માંડીને પતિએ ત્યાગ કરેલી એવી મને આજે બાવીશ વર્ષ વીતી ગયાં છે, તથાપિ હું પાપિણી અદ્યાપિ જીવું છું." આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળી તેના દુ:ખનો ભાર જેની ઉપર આવેલો છે એવો પવનંજય અંદર પ્રવેશ કરીને અશ્રુથી ગદ્ગદ્ વાણીએ આ પ્રમાણે બોલ્યો—'હે પ્રિયા ! મૂર્ખ છતાં પોતાને ડાહ્યો માનનારા એવા મેં વિવાહથી માંડીને તારા જેવી નિર્દોષ સ્ત્રીને દોષિત ગણી ત્યાગ કરેલો છે. મારા દોષથી તું આવી દુ:સહ દુર્દશાને પ્રાપ્ત થઇ છે અને થોડા વખતમાં મૃત્યુ પણ પામી જાત, પણ મારા ભાગ્યયોગે તું જીવતી રહી છે.' આ પ્રમાણે બોલતા પોતાના પતિને ઓળખીને એ લજ્જાવતી બાળા પલંગની ઇંસનો ટેકો લઈ મુખ નીચુ રાખીને ઉભી થઇ. પછી હસ્તી જેમ લતાને પકડે, તેમ વલયાકારભુજાએ તેને પકડી લઇને પવનંજય પલંગ ઉપર બેઠો. પવનંજયે ફરીથી કહ્યું—'હે પ્રિયા ! ક્ષુદ્ર બુધ્ધિવાળા મેં તારા જેવી નિરપરાધી સ્ત્રીને દુ:ખી કરી છે તે ક્ષમા કરજે.' પતિનાં આવાં વચન સાંભળી અંજના બોલી—'નાથ ! એવુ બોલો નહિ; હું તમારી સદાની દાસી છું, તેથી મારી ક્ષમા માગવી તે અનુચિત છે.' પછી પ્રહસિત અને વસંતતિલકા બહાર આવ્યાં. કારણકે જ્યારે દંપતિ એકાંતમાં મળે ત્યારે ચતુર પાસવાનો¹ ત્યાં રહેતા નથી." પછી અંજના અને પવનજય સ્વેચ્છાએ રમવા લાગ્યાં, અને રસના આવેશમાં આખી રાત્રિ એક પહોરની જેમ વીતી ગઈ. રાત્રિ વીતીને પ્રભાત થયેલ જોઇ પવનંજયે કહ્યું—'હે કાંતા ! હું વિજય કરવા માટે જઈશ નહિ તો ગુરૂજનને ખબર પડશે. હે સુંદરી ! હવે પછી ખેદ કરશો નહિ અને હું રાવણનું કાર્ય કરીને આવું, ત્યાં સુધી સખીઓની સાથે સુખે કાળ નિર્ગમન કરજો.' અંજના બોલી—"તમારા જેવા બલવાન વીરને તે કાર્ય તો સિધ્ધજ થયેલું છે, પરંતુ જો મને જીવતી જોવા ઇચ્છતા હો તો અર્થ સાધીને સત્વર પાછા પધારજો. વળી હું આજે ઋતુસ્નાતા હતી, તેથી કદિ જો મને ગર્ભ રહેશે તો દુર્જન લોકો તમારી ગેરહાજરીમાં મારી નિંદા કરશે." પવનંજયે કહ્યું—"હે માનિની હું ! સત્વર પાછો આવીશ. મારા

¹ પાસે રહેનાર મિત્ર, સખી, દાસ દાસી વિગેરે.

આવવાથી નીચ લોકોને તારા અપવાદ બોલવાનો અવકાશજ મળશે નહિ, અથવા માગ સમાગમને સૂચવનારી આ મારા નામની અંકિત મુદ્રિકા લે, તેવો સમય આવે તો તે પ્રકાશિત કરજે.' એવી રીતે કહી મુદ્રિકા આપીને પવનંજય ત્યાંથી ઉડી માનસરોવરના તટ ઉપર રહેલી પોતાની છાવણીમાં આવ્યો. પછી દેવતાની જેમ સૈન્યની સાથે આકાશમાર્ગે આવી તે લંકાપુરીમાં આવ્યો, અને રાવણને પ્રણામ કર્યો. પછી કાંતિવડે તરૂણ સૂર્યની જેમ પ્રકાશતો રાવણ પણ સેનાની સાથે પાતાળમાં વરૂણની સામે યુદ્ધ કરવા ગયો.

અહીં તે દિવસથી અંજનાસુંદરીએ ગર્ભ ધારણ કર્યો. તેથી તેનાં સર્વ અવયવો વિશેષ સૌંદર્યથી શોભવા લાગ્યાં. મુખપર ગાલની શોભા પાંડુવર્ણી થઇ, સ્તનનાં મુખ શ્યામ થયાં, ગતિ અત્યંત મદ થઇ, અને નેત્ર વિશાળ ને ઉજ્વળ થયાં. તે શિવાય બીજાં પણ ગર્ભનાં લક્ષણો તેના શરીર ઉપર સ્પષ્ટ જણાવા લાગ્યાં. તે જોઇને કેતુમતી નામે તેની સાસુ તિરસ્કારથી બોલી–"અરે પાપિણી! બન્ને કુલને કલંક આપનારૂ આ કાર્ય તેં શું કર્યું? પતિ દેશાંતર છતાં તું ગર્ભિણી કેમ થઇ? મારો પુત્ર તારી અવજ્ઞા કરતો, ત્યારે હું જાણતી કે તે અજ્ઞાનથી તને દૂષિત ગણે છે, પણ તું વ્યભિચારિણી છે તે આજ સુધી મારા જાણવામાં નહોતું." આવી રીતે જ્યારે સાસુએ તેનો તિરસ્કાર કર્યો, ત્યારે અંજનાસુદરીએ નેત્રમાં અશ્રુ લાવીને પતિસમાગમનાં ચિન્હ રૂપ મુદ્રિકા તેને બતાવી. તે જોવા છતાં પણ લજ્જાથી નમ્ર મુખ કરી રહેલી અંજનાને તેની સાસુએ ફરિવાર તિરસ્કારથી કહ્યું કે–"અરે દુષ્ટા! જે તારો પતિ તારૂ નામ લેતો નહિ, તેની સાથે તારો સંગમ શી રીતે થાય? માટે માત્ર મુદ્રિકા બતાવી અમને શામાટે છેતરે છે? વ્યભિચારિણી સ્ત્રીઓ એવા છેતરવાના પ્રકારો ઘણા જાણે છે. હે સ્વચ્છંદચારિણી! તું આજેજ મારા ઘરમાંથી નીકળીને તારા પિતાને ઘેર જા. અહીં ઉભી રહે નહિ. મારૂ સ્થાન તારા જેવીને રહેવા યોગ્ય નથી." આ પ્રમાણે અંજનાનો તિરસ્કાર કરી રાક્ષસીની જેવી નિર્દય કેતુમતીએ તેને તેના પિતાને ઘેર મૂકી આવવા માટે સેવકપુરૂષોને આજ્ઞા કરી. તેઓ અંજનાને વસંતતિલકા સહિત વાહનમાં બેસારી માહેંદ્ર નગરની સમીપે લઇ ગયા, અને ત્યાં નેત્રમાં અશ્રુ લાવી તેને વાહનમાંથી ઉતારી. પછી માતાની જેમ નમસ્કાર કરી અને તેને ખમાવીને તેઓ પાછા ગયા. **ઉત્તમ સેવકો સ્વામીના પરિવાર ઉપર પણ સ્વામીની સમાન વૃત્તિવાળા હોય છે.**

તે સમયે જાણે તેના દુ:ખથી દુ:ખી થયો હોય તેમ સૂર્ય અસ્ત પામી ગયો, કારણ કે **સત્પુરૂષો સજ્જનની વિપત્તિ જોઈ શકતા નથી.** પછી ત્યાં અંજનાએ ઘુવડ પક્ષીના ઘોર ઘુત્કારથી, ફાઉડીઓના ફેત્કારથી, નાહારોના આક્રંદથી, શીકારી પ્રાણીઓના વિવિધ શબ્દોથી અને રાક્ષસોના સગીતની જેવા પિંગળાના કોલાહલથી જાણે પોતાના કાન ફુટી ગયા હોય તેમ આખી રાત્રિ જાગ્રતપણેજ નિર્ગમન કરી.

પ્રાતઃકાળે તે દીન બાળા લજ્જાથી સંકોચ પામતી સતી ભિક્ષુકીની જેમ પરિવાર રહિત, પિતાના ગૃહદ્વાર પાસે હળવે હળવે આવી. તેને અચાનક આવેલી જોઇ પ્રતિહારી સંભ્રમ પામી ગયો. પછી વસંતતિલકાના કહેવાથી તેની તેવી અવસ્થા તેણે રાજાની પાસે નિવેદન કરી. તે જાણી રાજાનું મુખ નમ્ર અને શ્યામ થઇ ગયું. તે વિચારમાં પડયો કે 'અહા! વિધિના વિપાકની પેઠે સ્ત્રીઓનું ચરિત્ર પણ અચિંત્ય છે. આ કુલટા અંજના મારા કુળને કલંકિત કરવાને માટે મારે ઘેર આવી છે; પરંતુ અંજનનો લેશ પણ ઉજ્વળ વસ્ત્રને દૂષિત કરે છે.' આ પ્રમાણે રાજા ચિંતવતો હતો, તેવામાં તેનો **પ્રસન્નકીર્તિ** નામે નીતિમાન પુત્ર અપ્રસન્ન મુખે કહેવા લાગ્યો–'આ દુષ્ટાને સત્વર અહીંથી કાઢી મૂકો, તેણે આપણા કુળને દૂષિત કર્યું છે; સર્પે ડસેલી આંગળીને બુદ્ધિમાન પુરૂષ શું નથી છેદી નાખતો?' તે વખતે **મહોત્સાહ** નામનો એક મંત્રી બોલ્યો–'દુહિતાઓને સાસુ તરફથી દુઃખ ઉત્પન્ન થાય, ત્યારે પિતાના ઘરનુંજ શરણ છે. હે પ્રભુ! કદિ તેની સાસુ કેતુમતીએ ક્રૂર થઇને આ નિર્દોષ બાળા ઉપર કોઇ ખોટો દોષ ઉત્પન્ન કરીને કાઢી મૂકી હશે તો શી ખબર? માટે જ્યાં સુધી આ સદોષ છે કે નિર્દોષ છે એની સ્પષ્ટતા થાય ત્યાં સુધી તેનું ગુપ્ત રીતે પાલન કરો. એને પોતાની પુત્રી જાણીને એના ઉપર એટલી કૃપા કરો.' રાજાએ કહ્યું–"સર્વ ઠેકાણે સાસુ તો એવી હોય છે, પણ વધૂઓનું આવું ચરિત્ર કોઇ ઠેકાણે હોય નહિ. આપણે પ્રથમથી સાંભળ્યું છે કે આ અંજના પવનંજયને દ્વેષ્ય હતી, અર્થાત્ પવનંજયને તેની સાથે પ્રીતિભાવ નહોતો, તો પવનંજય થકી તેને ગર્ભ શી રીતે સંભવે? માટે આ સર્વથા દોષવતી છે. તેની સાસુએ તેને કાઢી મૂકી તે સારૂંજ કર્યું છે. માટે અહીંથી પણ કાઢી મૂકો, તેનુ મુખ આપણે જોશું નહિ." આવી રાજાની આજ્ઞા થતાંજ દીન મુખે આક્રંદ કરતા લોકોએ કષ્ટથી જોયેલી તે અંજનાને દ્વારપાળે કાઢી મૂકી. ક્ષુધા અને તૃષાથી પીડિત, શ્રાંત થયેલી, નિઃશ્વાસ નાખતી, અશ્રુ વર્ષાવતી, દર્ભથી વિંધાયેલા પગમાંથી નીકળેલા રૂધિરવડે ભૂમિતળને રંગતી, પગલે પગલે સ્ખલિત થતી અને વૃક્ષે વૃક્ષે વિશ્રામ લેતી અંજના દિશાઓને પણ રોવરાવતી સખીની સાથે ત્યાંથી ચાલી નીકળી. જે જે નગરમાં કે ગામમાં તે જતી, ત્યાં પ્રથમથી આવેલા રાજપુરૂષો તેને રહેવા દેતા નહીં, તેથી તે કોઇ પણ જગ્યાએ સ્થિતિ કરી શકી નહિ. ચાર તરફ ભટકતી તે બાળા અનુક્રમે એક મહાટવીમાં આવી પહોંચી, ત્યાં પર્વતના કુંજમાં એક વૃક્ષની નીચે બેસીને તે વિલાપ કરવા લાગી–"અહા! હું મંદ ભાગ્યવાળીને ગુરૂજનોથી પણ અપરાધનું વિવેચન થયા શિવાય પ્રથમથીજ દંડ થયો. હે કેતુમતી સાસુ! તમે કુળને કલંક લાગવા ન દીધું, તે સારૂં કર્યું. હે પિતા! તમે પણ સંબંધીના ભયથી ઠીક વિચાર્યું. દુઃખિત નારીઓને આશ્વાસનનું કારણ માતા છે. હે માતા! તમે પણ પતિના છંદને અનુસરીને મારી ઉપેક્ષા કરી. હે ભાઇ! પિતા જીવતાં તારો કાંઇ દોષ નથી. હે નાથ! એક તમે દૂર રહેતાં મારે સર્વે જનો શત્રુ થયા. હે પ્રિય!

સર્વથા પતિ વિનાની સ્ત્રી એક દિવસ પણ જીવશે નહિ, કે જેવી રીતે મંદ ભાગ્યમાં શિરોમણિ એવી હું હજુ જીવું છુ!"

આ પ્રમાણે વિલાપ કરતી અંજનાને તેની સખીએ સમજાવીને આગળ ચલાવી; ત્યાં એક ગુફાની અંદર ધ્યાન કરતા **અમિતગતિ** નામના એક મુનિ તેમના જોવામાં આવ્યા. તે 'ચારણશ્રમણ' મુનિને નમસ્કાર કરીને તે બંને સ્ત્રીઓ વિનયપૂર્વક તેમની પાસે બેઠી, એટલે મુનિએ પણ ધ્યાન સમાપ્ત કર્યું; અને પોતાનો દક્ષિણ કર ઉંચો કરીને મનોરથ અને કલ્યાણરૂપ મોટા આરામમાં નીક જેવી ધર્મલાભરૂપ આશીષ આપી. પછી વસંતસેનાએ ભક્તિથી નમસ્કાર કરીને અંજનાનું બધું દુખ મૂળથી મુનિને કહી બતાવ્યું અને આ અંજનાના ગર્ભમાં કોણ છે? અને કયા કર્મથી અંજનાને આવી દશા પ્રાપ્ત થઇ છે? આ પ્રમાણે પૂછ્યુ, એટલે મુનિ બોલ્યા–"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **મંદર** નામના નગરમાં **પ્રિયનંદી** નામે એક વણિક રહેતો હતો. તેને **જયા** નામની સ્ત્રીથી ચંદ્રની જેમ કલાનો નિધિ અને જેને દમ (ઈન્દ્રિયદમન) પ્રિય છે એવો **દમયંત** નામે એક પુત્ર થયો. એક વખતે તે ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો, ત્યાં સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર એવા એક મુનિરાજના તેને દર્શન થયા. તેણે તેમની પાસેથી શુદ્ધ બુદ્ધિએ ધર્મ સાંભળ્યો, અને પ્રતિબોધ પામીને સમકિત તથા બીજા વિવિધ નિયમો તેણે ગ્રહણ કર્યા. ત્યારથી તેણે મુનિઓને યોગ્ય અને અનિંદિત દાન આપવા માંડયું. તપ અને સયમમાંજ એક નિષ્ઠા રાખતો તે કાળક્રમે મૃત્યુ પામી બીજા કલ્પ (દેવલોક)માં પરમર્દ્ધિક દેવતા થયો. ત્યાંથી ચવીને આ જંબૂદ્વીપમાં મૃગાંકપુરના રાજા **વીરચંદ્રની પ્રિયંગુલક્ષ્મી** નામની રાણીથી પુત્રપણે અવતર્યો. તે **સિંહચંદ્ર** એવા નામથી વિખ્યાત થઇ, જૈનધર્મને સ્વીકારી ક્રમયોગે મૃત્યુ પામીને દેવપણાને પ્રાપ્ત થયો. ત્યાંથી ચવીને આ વૈતાઢ્ય ગિરિપર આવેલા **વારૂણ** નામના નગરમાં **સુકંઠ** રાજા અને **કનકોદરી** રાણીનો **સિંહવાહન** નામે પુત્ર થયો. ચિરકાળ રાજ્ય ભોગવી **શ્રી વિમલપ્રભુના** તીર્થમાં **લક્ષ્મીધર** મુનિની પાસે તેણે વ્રત ગ્રહણ કર્યું. દુસ્તપ તપસ્યા કરી મૃત્યુ પામીને તે લાંતક દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને આ તારી સખી અંજનાના ઉદરમાં તે આવ્યો છે. એ પુત્ર ગુણોનું સ્થાન, મહા પરાક્રમી, વિદ્યાધરોનો રાજા, ચરમદેહી[1] અને પાપરહિત મનવાળો થશે. હવે તારી સખીનો પૂર્વ ભવ સાંભળ. **કનકપુર** નગરમાં **કનકરથ** નામે એક મહારથીઓમાં શિરોમણિ રાજા હતો. તેને **કનકોદરી** અને **લક્ષ્મીવતી** નામે બે પત્નીઓ હતી; તેમાં લક્ષ્મીવતી અત્યંત શ્રદ્ધાળુ શ્રાવિકા હતી. તે પોતાના ગૃહચૈત્યમાં રત્નમય જિનબિંબને સ્થાપિત કરીને બંને કાળ તેની પૂજા અને વંદના કરતી હતી. કનકોદરીને તે વિષે ઈર્ષ્યા થવાથી તે દુષ્ટ હૃદયની સ્ત્રીએ એક વખતે તે જિનબિંબ હરી

૧ છેલ્લુ જેનુ શરીર છે એવો અર્થાત્ તેજ ભવમાં મોક્ષે જનારો.

લઇ અપવિત્ર ઉકરડામાં સંતાડી દીધું. તે વખતે **જયશ્રી** નામે એક ગાણુની વિહાર કરતી કરતી ત્યાં આવી. તે તેને પ્રતિમા સંતાડતી દેખીને બોલી–'અરે ! ભલી સ્ત્રી! આ તેં શું કર્યું? આ ભગવંતની પ્રતિમાને અહીં નાંખવાથી તેં તારા આત્માને સંસારનાં અનેક દુઃખનો પાત્ર કર્યો. જયશ્રી સાધ્વીના આ પ્રમાણે કહેવાથી કનકોદરીને પશ્ચાત્તાપ થયો. તેથી તત્કાળ તે પ્રતિમા ત્યાંથી લઇ, શુદ્ધ કરી, ખમાવીને જે સ્થાને હતી ત્યાં મૂકી દીધી. ત્યારથી તે સમકિતધારી થઇને જૈનધર્મને પાળવા લાગી. અનુક્રમે આયુષ્ય પૂર્ણ થતાં મૃત્યુ પામીને તે સૌધર્મ કલ્પમાં દેવી થઇ. ત્યાંથી ચવીને આ તારી સખી મહેંદ્ર રાજાની પુત્રી થઈ. તેણે અર્હત્‌ની પ્રતિમા દુ.સ્થાને નાખી હતી તેનું આ ફળ તેને પ્રાપ્ત થયેલું છે. તું તે ભવમાં તે કર્મ કરવામાં તેને અનુમોદન કરનાર અને મદદગાર હતી, તેથી તું પણ તેની સાથે તેનું ફળ ભોગવે છે. પણ હવે તે દુષ્ટ કર્મનું ફળ પ્રાયઃ ભોગવી લીધું છે, માટે હવે ભવે ભવે શુભ ફળને આપનાર જિનધર્મને ગ્રહણ કરો. આ સ્ત્રીનો મામો અકસ્માત્ આવીને તેને પોતાને ઘેર લઇ જશે, અને થોડા સમયમાં તેને તેના પતિની સાથે પણ મેલાપ થશે."

આ પ્રમાણે કહી તે બન્ને સ્ત્રીઓને આર્હત ધર્મમાં સ્થાપિત કરીને તે મુનિ ગરૂડની જેમ આકાશમાં ઉડી ગયા. તેવામાં ત્યાં આવતો એક યુવાન સિંહ તેમના જોવામાં આવ્યો. પોતાના પુચ્છનાં પછાડવાથી જાણે પૃથ્વીને ફાડતો હોય તેમ દેખાતો હતો. મોટા ફુત્કાર ધ્વનિથી દિશાઓના કુંજને પૂરી દેતો હતો. હાથીઓના રૂધિરથી વિકરાળ હતો, નેત્રો દીપક જેવા ચકચકિત હતાં, દાઢો વજ્રના કંદ જેવી હતી, દાંત કરવતના જેવા ક્રૂર હતા, કેશવાળ અગ્નિની જ્વાળા જેવી હતી, નખ લોહના અંકુશ જેવાં હતાં અને તેનું ઉર.સ્થળ શિલા જેવું હતું. આવા સિંહને જોતાંજ તે બન્ને સ્ત્રીઓ જાણે ભૂતળમાં પેસવાને ઈચ્છતી હોય તેમ જમીન તરફ જોતી સતી કંપવા લાગી, અને ભય પામેલી હરિણીની જેમ હવે ક્યાં જવું એવા ભયથી શિથિલ થઈ ગઇ. તેવામાં તે ગુહાના અધિપતિ મણિચૂળ નામના ગંધર્વે અષ્ટાપદ પ્રાણીનું રૂપ લઇ તે સિંહને મારી નાખ્યો. પછી અષ્ટાપદનું રૂપ સંહરી લઈ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી તેણે એ બન્ને સ્ત્રીઓના હર્ષને માટે પોતાની પ્રિયા સહિત અર્હત ગુણની સ્તુતિ કરવા માંડી. પછી તે સ્ત્રીઓએ તેનું સાંનિધ્ય છોડ્યું નહિ. બન્ને જણી તે ગુફામાંજ રહી, અને ત્યાં મુનિસુવ્રત પ્રભુની પ્રતિમાનું સ્થાપન કરીને નિરંતર તેનું પૂજન કરવા લાગી.

એક દિવસે સિંહણ જેમ સિંહને જન્મ આપે, તેમ અંજનાએ ચરણમાં વજ્ર, અંકુશ અને ચક્રના ચિન્હવાળા એક પરાક્રમી પુત્રને જન્મ આપ્યો. વસંતતિલકાએ હર્ષિત થઈ અન્ન જળ વિગેરે લાવીને તેનું પ્રસૂતિકર્મ કર્યું. તે વખતે પુત્રને ઉત્સંગમાં લઈ દુઃખી અંજના મુખપર અશ્રુ લાવીને તે ગુહાને રૂદન કરાવતી સતી વિલાપ કરવા લાગી–"હે મહાત્મા પુત્ર! આવા ઘોર વનમાં તારો જન્મ થવાથી પુણ્ય વગરની હું

રાંક સ્ત્રી તારો જન્મોત્સવ શી રીતે કરૂ?" આ પ્રમાણે રૂદન કરતી અંજનાને જોઇ **પ્રતિસૂર્ય** નામના એક ખેચરે તેની પાસે આવી મધુર વાણીએ તેને દુઃખનું કારણ પૂછ્યું. એટલે તેની સખીએ આંખમાં આંસુ લાવીને વિવાહથી માંડીને પુત્રના જન્મ સુધીનુ અંજનાના દુઃખનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યુ. તે સાંભળી તેની આંખમાં પણ આંસુ આવ્યાં. પછી તે બોલ્યો–'હે બાળા! હું હનુપુરનો રાજા છું. પિતા **ચિત્રભાનુ** અને માતા **સુંદરીમાળાનો** હું પુત્ર છું. **માનસવેગા** નામની તારી માતાનો હું ભાઇ થાઉં છું. સારા ભાગ્યે તને જીવતી જોઇને હું ખુશી થયો છુ; તો હવે તુ આશ્વાસિત થા.' તે પોતાનો માતુલ ( મામો ) છે, એવું જાણી અંજના અધિક અધિક રૂદન કરવા લાગી. "ઇષ્ટજનના અવલોકનસમયે પ્રાયઃ ફરીને દુઃખ ઉત્પન્ન થાય છે." તેને રૂદન કરતી નિવારીને પ્રતિસૂર્યે પોતાની સાથે આવેલા કોઇ દૈવજ્ઞ (જોષી) ને તે પુત્રના જન્મ વિષે પૂછ્યું. દૈવજ્ઞે કહ્યુ–'આ કુમાર શુભ ગ્રહના બલવાળા લગ્નમાં જન્મેલો છે, તેથી પુણ્યવાન છે, તે અવશ્ય મોટો રાજા થશે, અને આ ભવમાંજ સિદ્ધિને પામશે. આજે ચૈત્રમાસના કૃષ્ણ પક્ષની અષ્ટમી તિથિ છે, શ્રવણ નક્ષત્ર છે અને રવિવાર છે. સૂર્ય ઉંચનો થઇ મેષ રાશિમાં આવ્યો છે, ચંદ્ર મકરનો થઇ મધ્ય ભવનમાં રહેલો છે, મંગલ મધ્યમ થઇ વૃષ રાશિમાં છે, બુધ મધ્યપણે મીનરાશીમાં આવ્યો છે, ગુરૂ ઉચનો થઇ કર્કરાશિમાં રહ્યો છે, શુક્ર ઉચનો થઈ મીન રાશિમાં છે, શનિ પણ મીન રાશિમાં છે; મીન લગ્નનો ઉદય છે અને બ્રહ્મ યોગ છે, તેથી સર્વ રીતે શુભ છે.'

પછી પ્રતિસૂર્યે પુત્ર અને સખી સહિત પોતાની ભાણેજને ઉત્તમ વિમાનમાં બેસારીને પોતાના નગર તરફ લઈ ચાલ્યો. માર્ગે જતાં વિમાન ઉપર લટકતા ઉચા રત્નમય ઝુમખાની ઘુઘરીઓને લેવાની ઇચ્છાથી તે બાલક માતાના ઉત્સંગમાંથી ઉછળ્યો. તેથી આકાશમાંથી વજ્રની જેમ તે નીચેના પર્વત ઉપર પડચો. તેના પડવાના આઘાતથી તે ગિરિના ચૂરેચૂરા થઇ ગયા. પુત્રના પડી જવાથી તત્કાળ અંજના પોતાના હાથથી હૃદયને કુટવા લાગી અને પ્રતિરવથી ગુફાઓને પણ રોવરાવતી સતી રોવા લાગી. પ્રતિસૂર્યે તરતજ બાળકની પછવાડે જઈ તેને અક્ષત અંગે ઉપાડી લીધો, અને નાશ પામેલા નિધાનની જેમ પાછો લાવીને અંજનાને સોંપ્યો. પછી મનની જેવા વેગવાળા વિમાન વડે પ્રતિસૂર્ય, જેમાં મહોત્સવ થઇ રહ્યો છે એવા હનુપુર નગરમાં શીઘ્ર આવી પહોંચ્યો. ત્યાં અંજનાને તેણે હર્ષથી પોતાના ઘરમાં ઉતારી. જાણે કુળદેવી આવી હોય તેમ માનીને તેના સર્વ અંતઃપુરે તેની પૂજા કરી. જન્મતાંજ હનુપુર નગરમાં પ્રથમ આવ્યો, તેથી માતુલ પ્રતિસૂર્યે અંજનાના પુત્રનું **હનુમાન** એવુ નામ પાડચું. તેના વિમાનમાંથી પડવાવડે પર્વત ચૂર્ણ થઇ ગયો, તેથી તેણે તેનું **શ્રીશૈલ** એવું બીજુ પણ નામ પાડચું. માનસ સરોવરના કમલવનમાં રાજહંસના શિશુની જેમ હનુમાન કુમાર યથાસુખે ક્રીડા કરતો ત્યાં મોટો થવા લાગ્યો. 'જે દોષ કેતુમતી સાસુએ પોતાની

ઉપર આરોપણ કરેલો છે તે હવે કેવી રીતે ઉતરશે? તેની નિરંતર ચિંતા કરતી અંજના શલ્ય સહિત હોય તેમ રહેતી હતી.

હવે રાવણની મદદે ગયેલા પવનંજયે સંધિ કરીને ખર દૂષણને વરૂણ પાસેથી છોડાવ્યા અને રાવણને સંતોષ પમાડયો. પછી રાવણ પરિવાર સાથે લંકામાં ગયો અને પવનંજય તેની રજા લઇ પોતાના નગરમાં આવ્યો. માતાપિતાને પ્રણામ કરી તે અંજનાના વાસગૃહમાં આવ્યો. ત્યાં અંજના રહિત તે વાસગૃહ જયોત્સ્ના રહિત ચંદ્રના જેવું નિસ્તેજ જોવામાં આવ્યું. ત્યાં રહેલી કોઇ એક સ્ત્રીને તેણે પૂછ્યું કે 'નેત્રને અમૃતાંજન જેવી મારી પ્રિયા અંજના કયાં છે?' તેણે કહ્યું કે "તમે રણયાત્રામાં ગયા પછી કેટલેક દિવસે ગર્ભસંભવના દોષથી તમારી માતા કેતુમતીએ તેને કાઢી મૂકી છે, અને પાપી સેવકપુરૂષો તમારી માતાના હુકમથી મહેંદ્ર નગરની નજીકના અરણ્યમાં હરિણીની જેમ ભયાકુલ એવી તે બાળાને મૂકી આવ્યા છે." તે સાંભળતાંજ પવનંજય પવનવેગે પારેવાની જેમ પ્રિયાને મળવાને ઉત્સુક થઇ પોતાના સાસરાના નગરમાં આવ્યો. ત્યાં પણ પ્રિયાને જોઇ નહીં, ત્યારે તેણે કોઇ સ્ત્રીને પૂછ્યું કે 'અહીં મારી પ્રિયા અંજના આવી હતી કે નહિં?' તે સ્ત્રીએ કહ્યુ "હા! તે વસંતતિલકા સાથે અહીં આવી હતી, પણ તેની ઉપર આવેલા વ્યભિચારના દોષથી તેના પિતાએ તેને કાઢી મૂકેલી છે." તે વચનથી જાણે વજ્રથી હણાયો હોય તેવો થઇ પવનંજય પ્રિયાને શોધવા માટે પર્વત અને વન વિગેરેમાં ભમવા લાગ્યો. કોઇ ઠેકાણે જ્યારે તેને પોતાની પ્રિયાના ખબર મળ્યા નહિ, ત્યારે શાપથી ભ્રષ્ટ થયેલા દેવની જેમ ખેદ પામી તેણે પોતાના પ્રહસિત નામના મિત્રને કહ્યું "હે મિત્ર! તું જઇને મારા માતાપિતાને કહે કે બધી પૃથ્વીમાં ભટકતાં હજુ સુધી મેં કોઇ ઠેકાણે અંજનાસુંદરીને જોઇ નહીં, હજુ ફરીવાર અરણ્યમાં જઇ તે બિચારીનો શોધ કરીશ. જો મળશે તો સારૂ, નહિંતો છેવટ હું અગ્નિમાં પ્રવેશ કરીશ." પવનંજયના કહેવાથી પ્રહસિતે તત્કાળ આદિત્યપુરમાં આવી પ્રહ્લાદ અને કેતુમતીને તે સંદેશો કહ્યો. તે સાંભળીને કેતુમતી જાણે હૃદયમાં પાષાણથી હણાઇ હોય તેમ મૂર્છિત થઇને પૃથ્વીપર પડી. થોડીવારે સંજ્ઞા મેળવીને તે બોલી કે–"હે કઠિન હૃદયવાળા પ્રહસિત! મરવાનો નિશ્ચય કરનાર તારા તે પ્રિયમિત્રને વનમાં એકલો મૂકીને તું અહીં કેમ આવ્યો? અથવા મેં પાપણીએ વિચાર્યા વગર અંજના જેવી ખરેખર નિર્દોષ સ્ત્રીને કાઢી મૂકી તે કેવું ખરાબ કર્યું છે? એ સાધ્વી ઉપર દોષ આરોપણ કરવાનું મને અહીંજ પૂર્ણ ફળ મળ્યુ છે. અતિ ઉગ્ર પાપ અને પુણ્યનું ફળ અહીંજ મળે છે."

આ પ્રમાણે રૂદન કરતી કેતુમતીને નિવારીને અંજનાને શોધવા નીકળેલા પવનંજયની જેમ પ્રહ્લાદ રાજા પવનંજયને શોધવા ચાલ્યો. અંજના અને પવનંજયની શોધને માટે પ્રહ્લાદે પોતાના મિત્ર એવા સર્વે વિદ્યાધર રાજાઓની પાસે અનેક દૂતોને મોકલ્યા,

અને પોતે અનેક વિદ્યાધરોની સાથે પુત્ર અને પુત્રવધૂને શોધતો શોધતો ત્વરાથી ભુતવન નામના વનમાં આવ્યો. ત્યાં એક ચિતા રચીને તેમાં અગ્નિ પ્રજ્વલિત કરતો પવનંજય તેમના જોવામાં આવ્યો. પછી ચિતાની પાસે ઉભો રહી પવનંજય બોલ્યો કે 'હે વનદેવતાઓ! વિદ્યાધરોના રાજા પ્રહ્લાદ અને કેતુમતીનો હું પુત્ર છું. અંજના નામે એક મહાસતી મારી પત્ની હતી, તેની સાથે વિવાહ કર્યો ત્યારથી મેં દુષ્ટબુદ્ધિએ એ નિર્દોષ સ્ત્રીને દુ ખી કરી છે. તેનો ત્યાગ કરીને સ્વામીના કાર્યને માટે હું રણયાત્રાએ જતો હતો, તેવામાં દૈવયોગે તેને નિર્દોષ જાણીને પાછો તેની પાસે આવ્યો અને તેની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરી મારા આવ્યાની નિશાની આપી, હું માતાપિતાથી અજ્ઞાત રહી પાછો મારા કટકમાં આવ્યો. તેજ દિવસે તે કાંતાને ગર્ભ રહ્યો; મારા દોષને લીધે તેનીપર દોષની શંકા રાખતા વડિલોએ તેને કાઢી મૂકી; તે અત્યારે ક્યાં હશે? તે કાંઈ જણાતું નથી. તે આગળ અને હમણા નિર્દોષજ છે તે છતાં મારા અજ્ઞાનદોષથી દારૂણ દશાને પ્રાપ્ત થઈ છે. અરે ! મારા જેવા અપંડિત (મૂર્ખ) પતિને ધિક્કાર છે! મેં બધી પૃથ્વીમાં ભટકીને તેનો શોધ કર્યો, તથાપિ રત્નાકરમાં રત્નની જેમ મને મંદભાગ્યને તે પ્રાપ્ત થઈ નથી. માટે આજે હું મારા શરીરને અગ્નિમાં હોમું છું. કેમકે જો જીવતો રહું તો યાવજ્જીવિત આ વિરહાનળ હું સહન કરી શકું તેમ નથી. માટે હે દેવતાઓ! જો તમે મારી કાંતાને જુઓ તો તેને આ ખબર આપજો કે તારા પતિએ તારા વિયોગથી અગ્નિમાં પ્રવેશ કર્યો છે." આ પ્રમાણે કહીને જેમાં અગ્નિ પ્રજ્વલિત થયો છે એવી તે ચિતામાં ઝંપાપાત કરવાને પવનંજયે ઉછાળો માર્યો, તે વખતે તેનાં સર્વ વચનો જેણે સાંભળ્યાં છે એવા પ્રહ્લાદે અતિ સંભ્રમથી ઉતાવળે તેની પાસે આવી તેને બે હાથે પકડીને છાતી સાથે દબાવ્યો. 'પ્રિયાના વિયોગની પીડાના ઉપાયરૂપ મૃત્યુમાં મને આ શુ વિઘ્ન થયું?' એમ પવનંજયે ઉંચે સ્વરે કહ્યું એટલે પ્રહ્લાદ અશ્રુ લાવીને બોલ્યો–'નિર્દોષ પુત્રવધૂને કાઢી મુકવામાં ઉપેક્ષા રાખનાર આ તારો પાપી પિતા પ્રહ્લાદ છે. હે વત્સ ! તારી માતાએ પ્રથમ એક અવિચારી કામ કર્યું છે, હવે તું તેવુ બીજુ કામ કર નહિ, સ્થિર થા, તું બુદ્ધિમાન છે, હે વત્સ! તારી વધૂની શોધ કરવાને મેં હજારો વિદ્યાધરોને આજ્ઞા કરી છે; માટે તેના આગમનની રાહ જો.'

જે વિદ્યાધરોને શોધને માટે મોકલ્યા હતા, તેઓમાંથી કેટલાક પવનંજય અને અંજનાનો શોધ કરતાં કરતાં હનુપુરમાં આવ્યા. તેઓએ ત્યાં પ્રતિસૂર્ય અને અંજનાને ખબર આપ્યા કે અંજનાના વિરહદુ:ખથી પવનંજયે અગ્નિમાં પ્રવેશ કરવાની પ્રતિજ્ઞા કરેલી છે, તેમની પાસેથી તેવું દુ:શ્રવ વચન સાંભળી જાણે વિષપાન કર્યું હોય તેમ અંજના 'અરે હું મારી ગઇ' એમ બોલતી મૂર્છા ખાઇને પૃથ્વીપર પડી. ચંદનજળથી સિંચન કરતાં અને પંખાથી પવન વીંજતાં એ બાળા સંજ્ઞા પામી. તે ઉઠીને દીન વચને રૂદન કરવા અને બોલવા લાગી કે–"પતિવ્રતા સ્ત્રીઓ પતિના શોકથી અગ્નિમાં પ્રવેશ કરે છે, કારણકે પતિ વિના તેઓનું જીવિત માત્ર દુ:ખને માટેજ થાય છે; પણ જે

શ્રીમંત પતિઓ હજારો સ્ત્રીઓના ભોગવનારા છે, તેઓને તો પ્રિયાનો શોક ક્ષણિક હોવો જોઇએ, તે છતાં તેમને અગ્નિમાં પ્રવેશ કરવાનું શું કારણ? હે નાથ! મારે વિરહે તમે અગ્નિમાં પ્રવેશ કરો અને તમારો વિરહ છતાં હું ચિરંકાળ જીવતી રહું, તે કેટલું બધું વિપરીત કહેવાય? અથવા મહાસત્વવાળા તે અને અલ્પ સત્વવાળી હું, તેઓની વચે નીલમણિ અને કાચની જેટલા અંતરની અત્યારે ખબર પડી. આ બાબતમાં મારા સાસુસસરાનો કે મારા માતાપિતાનો કાંઇ દોષ નથી; માત્ર હું મંદભાગ્યવાળીના કર્મનોજ દોષ છે.” આ પ્રમાણે રૂદન કરતી અંજનાને સમજાવી પુત્ર સહિત તેને સાથે લઇ પ્રતિસૂર્ય એક ઉત્તમ વિમાનમાં બેસી પવનંજયને શોધવા ચાલ્યો. તે ફરતો ફરતો ભૂતવનમાં આવ્યો. દૂરથી પ્રહસિતે અશ્રુવાળા નેત્ર તેને જોયો. એટલે અંજના સહિત આવતા પ્રતિસૂર્યની ખબર તેણે તત્કાળ પ્રહ્લાદ અને પવનંજયને વિનય પૂર્વક કહી. પ્રતિસૂર્યે અને અંજનાએ વિમાનમાંથી ઉતરી ભક્તિથી પૃથ્વીપર મસ્તક નમાવી દૂરથીજ પ્રહ્લાદને નમસ્કાર કર્યો. પછી પ્રતિસૂર્યને આલિંગન કરી પોતાના પૌત્ર હનુમાનને ઉત્સંગપર બેસારી પ્રહ્લાદે આહ્લાદ પામીને સંભ્રમથી કહ્યું–“હે ભદ્ર! આ દુઃખસમુદ્રમાં કુટુંબ સહિત ડુબી જતાં એવા મારો ઉદ્ધાર કરનારા તમે છો, તેથી મારા સર્વ સંબંધીઓમાં તમે અગ્રેસર બંધુ છો. મારા વંશની પૂર્વભૂત શાખા અને સંતતિના કારણભૂત આ મારી પુત્રવધૂને મેં દોષ વિના તજી દીધી હતી તેની તમે રક્ષા કરી, તે ઘણું સારૂં કર્યું છે.”

પોતાની પ્રિયાને જોઈ તત્કાલ પવનંજય સમુદ્રની જેમ દુઃખની ભરતીથી નિવૃત્ત થયો; અને શોકાગ્નિ શાંત થવાથી તે અત્યંત ખુશી થયો. સર્વ વિદ્યાધરોએ વિદ્યાના સામર્થ્યથી ત્યાં આનંદસાગરમાં ચંદ્રરૂપ મોટો ઉત્સવ કર્યો. પછી તેઓ પોતાના વિમાનોથી આકાશને તારાવાળું કરતાં હર્ષથી હનુપુરમાં ગયા. મહેંદ્ર-રાજા પણ માનસવેગા સહિત ત્યાં આવ્યો, અને કેતુમતી દેવી તથા બીજા સર્વ સંબંધીઓ પણ ત્યાં આવી મળ્યા. એક બીજાના સંબંધી અને બંધુરૂપ ત્યાં મળેલા વિદ્યાધરોના રાજાઓએ પરસ્પર મળીને પૂર્વના ઉત્સવથી પણ અધિક ઉત્સવ કર્યો. પછી પરસ્પરની રજા લઇ સર્વે પોતપોતાના સ્થાને ગયા, અને પવનંજય પોતાની પ્રિયા અંજના અને કુમાર હનુમાનની સાથે ત્યાં રહ્યો.

કુમાર હનુમાન પિતાના મનોરથોની સાથે મોટો થયો અને તેણે સર્વ કળા અને વિદ્યા સાધી લીધી. શેષનાગની જેવી લાંબી ભુજાવાળો, અસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ અને કાંતિવડે સૂર્ય જેવો હનુમાન અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયો.

આ સમયમાં ક્રોધીઓમાં શ્રેષ્ઠ અને બલના પર્વત જેવો રાવણ સંધિમાં કાંઈ દૂષણ ઉત્પન્ન કરીને વરૂણને જીતવા ચાલ્યો. દૂતો મોકલીને તેડાવેલા વિદ્યાધરો વૈતાઢ્યગિરિના કટક જેવું કટક તૈયાર કરીને ત્યાં જવા ચાલ્યા. પવનંજય અને પ્રતિસૂર્ય

પણ ત્યાં જવાને તૈયાર થયા, તે વખતે અવષ્ટંભ આપવામાં ગિરિ જેવો હનુમાન આ પ્રમાણે બોલ્યો–'હે પિતાઓ! તમે બંને અહીંજ રહો, હું એકલોજ શત્રુઓને જીતી લઇશ. "તીક્ષ્ણ હથિયાર પાસે છતાં બાહુથી કોણ યુદ્ધ કરે?" હું બાળક છું, એવું ધારી મારી ઉપર અનુકંપા લાવશો નહિ, કારણ કે આપણા કુળમાં જન્મેલા પુરૂષોને પરાક્રમનો અવસર આવે ત્યારે વયતું પ્રમાણ રહેતું નથી'. એવી રીતે અતિ આગ્રહથી તેમને રોકી, પોતાને જવા માટે તેમની રજા મેળવી. તેઓએ જેના મસ્તકપર ચુંબન કરેલું છે એવા હનુમાને પ્રસ્થાન મંગળ કર્યું. એ દુર્વાર પરાક્રમી હનુમાન મોટા સામંતો, સેનાપતિઓ અને સેંકડો સેનાથી પરવર્યો સતો રાવણની છાવણીમાં આવ્યો. જાણે મૂર્ત્તિમાન વિજય હોય તેવા હનુમાનને આવતો અને પ્રણામ કરતો જોઇ રાવણે હર્ષથી તેને પોતાના ઉત્સંગમાં બેસાર્યો. પછી રાવણ વરૂણની નગરી પાસે જઇને યુદ્ધ કરવા ઉભો રહ્યો, એટલે વરૂણ અને તેના પરાક્રમી સો પુત્રો યુદ્ધ કરવા માટે નીકળ્યા. વરૂણના પુત્રો રાવણની સાથે યુદ્ધ કરવા લાગ્યા અને વરૂણ સુગ્રીવ વિગેરે વીરોની સાથે યુદ્ધ કરવા લાગ્યો. મોટા પરાક્રમી અને રાતા નેત્રવાળા વરૂણના પુત્રોએ ડુક્કરને જાતિવંત શ્વાન ખેદ પમાડે તેમ રાવણને યુદ્ધમાં મુઝાવી દીધો. તે સમયે ગજેંદ્રોની સામે કેસરીકિશોરની જેમ ક્રોધથી દુર્ધર એવા દારૂણ હનુમાને પશુઓની જેમ પોતાની વિદ્યાના સામર્થ્યથી વરૂણના પુત્રોને બાંધી લીધા. તે જોઇ માર્ગનાં વૃક્ષોને હાથી ધ્રુજાવે તેમ સુગ્રીવ વિગેરેને કંપાવતો વરૂણ ક્રોધથી હનુમાન ઉપર દોડી આવ્યો. બાણોની શ્રેણીને વર્ષાવતા રાવણે નદીના વેગને પર્વત રોકે તેમ વરૂણને વચમાંજ સ્ખલિત કર્યો. તેથી જેમ વૃષભ સાથે વૃષભ અને હાથી સાથે હાથી લડે, તેમ ક્રોધાંધ વરૂણની સાથે રાવણે ઘણીવાર યુદ્ધ ચલાવ્યું. છેવટે છળને જાણનારા રાવણે સર્વ બલથી વરૂણને આકુલ વ્યાકુલ કરી ઉછળીને ઈદ્રને બાંધી લીધો હતો તેમ તેને બાંધી લીધો. "સર્વ ઠેકાણે છળ બલવાન છે." પછી જયજય નાદથી દિશાઓના મુખને શબ્દાયમાન કરતો વિશાળ સ્કંધવાળો રાવણ પોતાની છાવણીમાં ગયો અને પુત્ર સહિત વશ થઇને રહેવા કબુલ થયેલા વરૂણને રાવણે છોડી મૂક્યો. **મહાત્માઓનો કોપ પ્રણિપાત સુધીજ હોય છે.**

વરૂણે **સત્યવતી** નામની પોતાની પુત્રી હનુમાનને આપી. કેમકે "પોતાની જાતે જેનું બલ જોયેલું છે એવો જમાતા મળવો દુર્લભ છે."

રાવણ ત્યાંથી લંકામાં આવ્યો અને ચંદ્રણખા (સૂર્પનખા)ની **અનંગકુસુમા** નામની પુત્રી તેણે હર્ષથી હનુમાનને આપી. સુગ્રીવે **પદ્મરાગા**, નલે **હરિમાલિની** અને બીજાઓએ પણ પોતાની હજારો દુહિતા હનુમાનને આપી. રાવણે હર્ષથી દૃઢ આલિંગન કરી વિદાય કરેલો પરાક્રમી હનુમાન હનુપુર ગયો, અને બીજા પણ જે વાનરપતિ (સુગ્રીવ) વિગેરે વિદ્યાધરો હતા તે પણ હર્ષ સહિત પોતપોતાનાં નગરે ગયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि हनुमदुत्पत्तिवरुणसाधनो नाम तृतीयः सर्गः ॥ ३ ॥

## સર્ગ ૪ થો.

### રામ લક્ષ્મણની ઉત્પત્તિ, વિવાહ અને વનવાસ.

મિથિલા નગરીમાં હરિવંશને વિષે વાસવકેતુ નામે એક રાજા હતો, તેને વિપુલા નામે સ્ત્રી હતી. તેઓને પૂર્ણ લક્ષ્મીવાળો અને પ્રજાઓને જનક સમાન જનક નામે એક પુત્ર થયો. અનુક્રમે તે રાજા થયો. એ સમયમાં અયોધ્યા નગરીમાં શ્રી ઋષભ ભગવાનના રાજ્ય પછી ઇક્ષ્વાકુવંશની અંતર્ગત રહેલા સૂર્યવંશમાં કેટલાક રાજાઓ થયા, જેઓમાંથી કેટલાક મોક્ષે ગયા, અને કેટલાક સ્વર્ગે ગયા. તે વંશમાં વીશમા અર્હંતનું તીર્થ પ્રવર્તતાં એક વિજય નામે રાજા થયો. તેને હિમચૂલા નામે પ્રિયા હતી. તેઓને વજ્રબાહુ અને પુરંદર નામે બે પુત્રો થયા. તે સમયમાં નાગપુરમાં ઇભવાહન રાજાને તેની ચૂડામણિ નામની રાણીથી મનોરમા નામે એક પુત્રી થઇ હતી. જ્યારે તે યૌવનવતી થઇ ત્યારે રોહિણીને ચંદ્રની જેમ વજ્રબાહુ તેને મોટા ઉત્સવથી પરણ્યો. ઉદયસુંદર નામનો તેનો સાળો ભક્તિથી જેની પછવાડે આવેલ છે એવો વજ્રબાહુ મનોરમાને લઇને પોતાના નગર તરફ ચાલ્યો. આગળ ચાલતાં માર્ગમાં એક ગુણસાગર નામના મુનિ તેમના જોવામાં આવ્યા. તે ઉદયાચલ ઉપર રહેલા સૂર્યની જેમ વસંતગિરિપર તપતેજથી પ્રકાશિત થઇ રહેલા હતા. તે મુનિ આતાપના કરતાં ઉંચું જોઇ રહેલા હતા, તેથી જાણે મોક્ષમાર્ગને જોતા હોય તેમ દેખાતા હતા. મેઘને જોતાં મયૂરની જેમ તેને જોતાં જ વજ્રબાહુને હર્ષ ઉત્પન્ન થયો. તેથી તત્કાળ પોતાના વાહનને ઉભું રાખીને તે બોલ્યો–'અહા! કોઇ આ મહાત્મા મુનિ વંદન કરવા યોગ્ય છે. તે ચિંતામણિ રત્નની જેમ ઘણા પુણ્યથી મારા જોવામાં આવ્યા છે.' તે સાંભળી તેના સાળા ઉદયસુંદરે ઉપહાસ્યમાં કહ્યું કે 'કુમાર! કેમ દીક્ષા લેવાની ઇચ્છા છે?' વજ્રબાહુ બોલ્યો–'હા, તેમ કરવાને મારૂં મન છે.' ઉદયસુંદરે ફરીવાર મશ્કરીમાં કહ્યું–'હે રાજા! જો તમારૂં મન હોય તો વિલંબ કરો નહિ, હું તમને સહાય આપીશ.' વજ્રબાહુએ કહ્યું–'મર્યાદાને સમુદ્ર ન તજે તેમ તમે તમારી પ્રતિજ્ઞાનો ત્યાગ કરશો નહિ.' તેણે 'બહુ સારું' એમ કહ્યું. તત્કાળ વજ્રબાહુ જેમ મોહ ઉપરથી ઉતરે તેમ વાહન ઉપરથી ઉતરી પડ્યો, અને ઉદયસુંદર વિગેરેથી પરવર્યો સતો વસંતશૈલ ઉપર ચડ્યો. તેનો દૃઢ વિચાર જાણી ઉદયસુંદર બોલ્યો–"સ્વામી! તમે દીક્ષા લેશો નહિ. મારા આ ઉપહાસ્ય વચનને ધિક્કાર છે! આપણા બંનેની વચ્ચે દીક્ષા વિષે ફક્ત મશ્કરીનાં જ વચનો હતાં, તો તે વચનને ઉલ્લંઘન કરવામાં કાંઇ દોષ નથી. પ્રાયઃ વિવાહના ગીતની જેમ ઉપહાસ્યનાં વચનો સત્ય હોતાં નથી. તમે અમને સર્વ પ્રકારની આપત્તિઓમાં સહાયકારી થશો, એવા અમારા કુળના મનોરથને દીક્ષા લઇને અકસ્માત તમે

ભાંગશો નહિ. હજુ આ તમારે હાથે વિવાહની નિશાનીરૂપ માંગલિક કંકણ છે, તો સહસા તે વિવાહથી પ્રાપ્ત થનારા ભોગને કેમ છોડી દ્યો છો? હે સ્વામી! તેમ કરવાથી મારી બેન મનોરમા સાંસારિક સુખના સ્વાદથી ઠગાઈ જશે અને તમે જ્યારે તૃણની જેમ તેનો ત્યાગ કરી દેશો ત્યારે પછી તે કેવી રીતે જીવી શકશે?" વજ્રબાહુ કુમાર બોલ્યો–"હે ઉદયસુંદર! માનવજન્મરૂપી વૃક્ષનું સુંદર ફલ ચારિત્રજ છે. વળી સ્વાતી નક્ષત્રના મેઘનું જલ જેમ છીપમાં મોતીરૂપ થાય છે, તેમ તમારાં મશ્કરીનાં વચન પણ મને પરમાર્થરૂપ થયાં છે. તારી બેન મનોરમા જો કુલવાન હશે તો તે મારી સાથે દીક્ષા ગ્રહણ કરશે, નહિ તો તેનો માર્ગ કલ્યાણકારી થાઓ; પણ મારે તો હવે ભોગથી સર્યું. હવે તું મને વ્રત લેવાની આજ્ઞા આપ, અને મારી પછવાડે તું પણ વ્રત ગ્રહણ કર; **કેમકે પોતાની પ્રતિજ્ઞા પાળવી તેજ ક્ષત્રિયોનો કુળધર્મ છે."**

આ પ્રમાણે ઉદયસુંદરને પ્રતિબોધ આપીને વજ્રબાહુ ગુણરૂપ રત્નોના સાગર ગુણસાગર નામના મુનિની પાસે આવ્યા. તરતજ વજ્રબાહુએ તેમની પાસે દીક્ષા લીધી, એટલે તેની પછવાડે ઉદયસુંદર, મનોરમા અને બીજા પચીશ રાજકુમારોએ દીક્ષા લીધી. વજ્રબાહુએ દીક્ષા લીધી એવા ખબર સાંભળી 'એ બાળક છતાં ઉત્તમ છે, અને હું વૃદ્ધ છતાં ઉત્તમ નથી' એમ વિચારતાં વિજયરાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેથી તેણે **પુરંદર** નામના લઘુ પુત્રને રાજ્ય ઉપર બેસારીને **નિર્વાણમોહ** નામના મુનિની પાસે દીક્ષા લીધી. અનુક્રમે પુરંદરે પણ પોતાની **પૃથિવી** નામની રાણીની કુક્ષીથી ઉત્પન્ન થયેલા **કીર્તિધર** નામના પુત્રને રાજ્ય સોંપીને **ક્ષેમંકર** નામના મુનિ પાસે દીક્ષા લીધી. કીર્ત્તિધર રાજા ઇંદ્રાણી સાથે ઈંદ્રની જેમ **સહદેવી** નામની પત્નીની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો. એકદા તેને દીક્ષા લેવાની ઇચ્છા થઇ, એટલે મંત્રીઓએ તેને કહ્યુ કે–"જ્યાં સુધી પુત્ર ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી તમારે વ્રત લેવું યોગ્ય નથી. જો તમે અપુત્રપણામાં વ્રત લેશો તો આ પૃથ્વી અનાથ થઇ જશે, માટે હે સ્વામી! પુત્ર ઉત્પન્ન થાય ત્યાં સુધી રાહ જુઓ." મંત્રીઓએ આ પ્રમાણે કહેવાથી કીર્ત્તિધર રાજા દીક્ષા ન લેતાં ગૃહવાસમાં રહ્યો. કેટલોક કાળ ગયા પછી તેને સહદેવી રાણીથી **સુકોશલ** નામે પુત્ર થયો. તેનો જન્મ થતાંજ 'આ બાલપુત્ર જન્મેલો જાણી મારા પતિ દીક્ષા લઇ લેશે' એવુ ધારી સહદેવીએ તેને ગોપવી દીધો. તે બાલક ગુપ્ત છતાં રાજાના જાણવામાં આવી ગયો. કેમકે 'ઉદય પામેલા સૂર્યને ગોપવવાને કોણ સમર્થ છે?' પછી સ્વાર્થકુશળ એવા કીર્ત્તિધર રાજાએ સુકોશલ કુમારને રાજ્ય ઉપર બેસારીને **વિજયસેન** મુનિની પાસે દીક્ષા લીધી. તીવ્ર તપસ્યા કરતા અને અનેક પરીષહોને સહન કરતા તે રાજર્ષિ ગુરૂની આજ્ઞા પામીને એકાકી વિહાર કરવા લાગ્યા. એક વખતે તે કીર્ત્તિધર મુનિ માસોપવાસી હોવાથી પારણાની ઇચ્છાએ સાકેત[૧] નગરમાં આવ્યા. ત્યાં મધ્યાન્હ વખતે

---

૧ અયોધ્યા

ભિક્ષાને માટે તે ભમવા લાગ્યા. રાજમહેલ ઉપર રહેલી સહદેવીએ તેમને જોયા, એટલે તેણે વિચાર્યું કે-"પૂર્વે આ પતિ દીક્ષિત થયા તેથી હું પતિરહિત તો થઇ છું. હવે મારો પુત્ર સુકોશલ જો એમને જોઇને દીક્ષા લેશે તો હું પુત્ર વગરની થઇશ, અને આ પૃથ્વી ધણી વગરની થઈ જશે; માટે આ રાજ્યની કુશળતા રહેવા સારૂ આ મુનિ મારા પતિ છે, વ્રતધારી છે, અને નિરપરાધી છે, તે છતાં પણ તેને નગરમાંથી કાઢી મૂકાવવા જોઇએ." આવો વિચાર કરીને સહદેવીએ બીજા વેશધારીઓની પાસે તેને નગરની બહાર કાઢી મૂકાવ્યા. **જેમનું મન લોભથી પરાભવ પામ્યું હોય છે તેને ચિરકાળ વિવેક રહેતોજ નથી.** તે વ્રતધારી સ્વામીને નગરની બહાર કાઢી મૂકેલા જાણી સુકોશલની ધાત્રીમાતા છુટે મુખે રોવા લાગી. રાજા સુકોશલે તેને પૂછ્યું કે 'તું કેમ રૂવે છે?' ત્યારે તેણે શોકયુક્ત ગદ્ગદ્ અક્ષરે કહ્યું-"હે વત્સ! જ્યારે તમે બાળક હતા, ત્યારે તમારા પિતાએ તમને રાજ્ય ઉપર બેસારીને દીક્ષા લીધી હતી; તેઓ હમણા ભિક્ષાને માટે આપણા નગરમાં આવ્યા હતા. તેમનું દર્શન થતાંજ તમે વ્રત ગ્રહણ કરશો એવી શંકાથી તમારી માતાએ તેમને નગર બહાર કાઢી મુકાવ્યા છે. એ દુઃખથી હું રૂદન કરૂં છું." તે સાંભળતાંજ સુકોશલ વિરક્ત થઇ પિતાની પાસે આવ્યો અને અંજલિ જોડી વ્રતની યાચના કરી. તે વખતે તેની પત્ની **ચિત્રમાળા** ગર્ભિણી હતી, તે મંત્રીઓની સાથે આવીને કહેવા લાગી-'હે સ્વામી! આ અનાથ રાજ્યનો ત્યાગ કરવાને તમે યોગ્ય નથી.' રાજા સુકોશલે કહ્યું કે 'તારા ગર્ભમાં જે પુત્ર છે તેનો મેં રાજ્ય ઉપર અભિષેક કરેલો છે; કેમકે ભવિષ્ય કાળમાં પણ ભૂતકાળનો ઉપચાર થાય છે.' એ પ્રમાણે કહી સર્વ લોકોની સંભાવના કરી સુકોશલે પિતાની પાસે દીક્ષા ગ્રહણ કરી અને મહા આકરી તપસ્યા કરવા લાગ્યા. મમતારહિત અને કષાયવર્જિત એ પિતાપુત્ર મહા મુનિ થઇ પૃથ્વીતળને પવિત્ર કરતાં સાથેજ વિહાર કરવા લાગ્યા. પુત્રના વિયોગથી સહદેવીને ઘણો ખેદ થયો; તેથી આર્ત્તધ્યાનપરાયણપણે મૃત્યુ પામીને કોઇ ગિરિની ગુફામાં વાઘણ થઇ.

કીર્ત્તિધર અને સુકોશલ મુનિ કે જે મનને દમન કરનારા, પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ અને સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર હતા, એઓ ચાતુર્માસ નિર્ગમન કરવાને માટે એક પર્વતની ગુફામાં સ્થિર આકૃતિ કરીને રહ્યા. જ્યારે કાર્તિક માસ આવ્યો, ત્યારે તે બંને મુનિ પારણાને માટે ચાલ્યા; ત્યાં માર્ગમાં યમદૂતી જેવી પેલી દુષ્ટ વ્યાઘ્રીએ તેઓને દીઠા. તત્કાળ તે વ્યાઘ્રી મુખ ફાડીને સામી દોડી આવી. "દુર્હૃદ અને સુહૃદ જનોનું દૂરથી આગમન સરખુંજ હોય છે." વ્યાઘ્રી નજીક આવીને ઉપર પડવા તૈયાર થઇ, એટલે તે મુનિઓ ધર્મધ્યાનમાં તત્પર થઇને ત્યાંજ કાયોત્સર્ગે રહ્યા. તે વ્યાઘ્રી પ્રથમ વિદ્યુત્‌ની પેઠે સુકોશલ મુનિ ઉપર પડી અને દૂરથી દોડીને પ્રહાર કરવાવડે તેમને પૃથ્વીપર પાડી નાખ્યા. પછી નખરૂપ અંકુશથી તેના ચર્મને ચટચટ શબ્દ

કરતું ફાડી નાખ્યું, અને મરૂદેશની વટેમાર્ગુ સ્ત્રી જેમ અતિ તૃષાર્ત્તપણે પાણી પીએ તેમ તે રૂધિરપાન કરવા લાગી, રાંક સ્ત્રી જેમ વાલુંક ખાય તેમ દાંતથી તડતડ તોડીને માંસ ખાવા લાગી, અને ઈક્ષુદંડ (સેલડી)ને જેમ હાથણી પીલી નાંખે તેમ તે કટકટ કરતી કઠોર અસ્થિઓને દાંતરૂપ યંત્રના અતિથિ કરવા લાગી. પરંતુ 'આ સ્ત્રી મને કર્મક્ષયમાં સહાયકારી છે' એમ માની મુનિ જરા પણ ગ્લાનિ પામ્યા નહીં, પણ ઉલટા રોમાંચકંચુકને ધરવા લાગ્યા. વ્યાઘ્રીએ આ પ્રમાણે ભક્ષણ કરાતા સુકોશલ મુનિ શુક્લ ધ્યાનવડે તત્કાલ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરીને મોક્ષે ગયા, તેવીજ રીતે કીર્ત્તિધર મુનિ પણ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી અનુક્રમે અદ્વૈત સુખના સ્થાનરૂપ પરમપદને પ્રાપ્ત થયા.

અહીં સુકોશલ રાજાની સ્ત્રી **ચિત્રમાલા**એ એક કુલનંદન પુત્રને જન્મ આપ્યો. તેનું **હિરણ્યગર્ભ** નામ પાડ્યું; કારણ કે તે ગર્ભમાંથીજ રાજા થયો હતો. જ્યારે તે યૌવનવયને પ્રાપ્ત થયો, ત્યારે **મૃગાવતી** નામે એક મૃગાક્ષી સ્ત્રીને પરણ્યો. તે મૃગાવતી રાણીથી હિરણ્યગર્ભ રાજાને જાણે બીજો હિરણ્યગર્ભ હોય તેવો **નઘુષ** નામે પુત્ર થયો. એક વખતે હિરણ્યગર્ભને પોતાના મસ્તકપર ત્રીજીવય[1]નું જાણે જામીન હોય તેવું એક પળી જોવામાં આવ્યું. તેથી તત્કાલ વૈરાગ્ય ઉત્પન્ન થતાં નઘુષને પોતાના રાજ્ય ઉપર બેસારી તેમણે **વિમલ** મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. નરોમાં સિંહ જેવા નઘુષને **સિંહિકા** નામે એક પત્ની હતી, તેની સાથે ક્રીડા કરતો નઘુષરાજા પિતાનુ રાજ્ય ચલાવવા લાગ્યો. એક વખતે નઘુષ રાજા પોતાની પત્ની સિંહિકાને રાજ્યમાં મૂકીને ઉત્તરાપથના રાજાઓને જીતવા ગયો. તે વખતે દક્ષિણાપથના રાજાઓએ જાણ્યુ કે 'અત્યારે નઘુષ રાજ્યમાં નથી, માટે આપણે ચાલો તેનું રાજ્ય લઇ લઇએ.' આમ વિચારી તેઓએ અયોધ્યા પાસે આવીને ઘેરો નાખ્યો. "શત્રુઓ છળનિષ્ઠજ હોય છે." તે વખતે સિંહિકા રાણીએ પુરૂષની જેમ તેઓની સામે થઇ તેઓને જીતીને નસાડી મૂક્યા. "શું સિંહણ હાથીને મારતી નથી?"

નઘુષ રાજા ઉત્તરાપથના રાજાઓને જીતીને અયોધ્યામાં આવતાં તેણે પોતાની પત્નીએ કરેલા દક્ષિણાપથના રાજાઓના વિજયનું વૃત્તાંત સાંભળ્યુ. તત્કાળ તે વિચારવા લાગ્યો કે—"અહા ! મારા જેવા પરાક્રમીને પણ આ કામ કરવું દુષ્કર છે, તો આ સ્ત્રીએ તે કામ શી રીતે કર્યું ? માટે જરૂર તેમાં તેની સ્પષ્ટ ધૃષ્ટતા જણાય છે. મહાકુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓને તેવું કામ કરવું ઉચિત નથી; માટે જરૂર આ સ્ત્રી અસતી છે. સતી સ્ત્રીઓને તો પતિજ દેવ હોય છે, તેથી તેઓ પતિસેવા વિના બીજુ કાંઇ જાણતીજ નથી, તો આવું કામ તો કેમજ કરે?" આ પ્રમાણે ચિત્તમાં નિશ્ચય કરીને તેણે ખંડિત પ્રતિમાની જેમ એ અતિપ્યારી સિંહિકાને તજી દીધી.

એકદા નઘુષ રાજાને દાહજ્વર ઉત્પન્ન થયો. તે દુષ્ટ શત્રુની જેમ સેંકડો ઉપચારોથી

---

૧ વૃદ્ધવય.

પણ શાંત થયો નહિ. તે સમયે સિંહિકા પોતાનું સતીપણું જણાવવાને અને પતિની દાહજ્વરની પીડા શમાવવાને જળ લઇને તેની સમીપ આવી. પછી તે સતીપણાને જણાવતી સતી બોલી કે–'હે નાથ! તમારા વિના બીજા કોઇ પુરૂષને મેં ક્યારે પણ જો ઇચ્છયો ન હોય તો આ જળસિંચનથી તમારો જ્વર અત્યારેજ ચાલ્યો જજો.' આ પ્રમાણે કહીને તેણે સાથે લાવેલા જળથી પોતાના પતિ ઉપર અભિષેક કર્યો, તેથી તત્કાળ જાણે અમૃતથી સિંચાયો હોય તેમ તે રાજા જ્વરમુક્ત થઇ ગયો. દેવતાઓએ સિંહિકા ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને ત્યારથી રાજાએ પણ તેનો પૂર્વવત્ માનપૂર્વક સ્વીકાર કર્યો. કેટલોક કાળ ગયા પછી નઘુષ રાજાને સિંહિકાદેવીથી **સોદાસ** નામે પુત્ર થયો. તે યોગ્ય વયનો થતાં તેને રાજ્યપર બેસારીને નઘુષ રાજાએ સિદ્ધિ (મોક્ષ)ના ઉત્તમ ઉપાય રૂપ દીક્ષા ગ્રહણ કરી. સોદાસ રાજાના રાજ્યમાં અર્હંતોના અઠ્ઠાઇ ઉત્સવમાં મંત્રીઓએ પૂર્વ રાજ્યની જેમ અમારી ઘોષણા કરાવી, અને તેઓએ સોદાસને પણ કહ્યું કે–'હે રાજા! તમારા પૂર્વજો અર્હંતના અઠ્ઠાઇ ઉત્સવમાં માંસ ખાતા નહિ, માટે તમે પણ ખાશો નહિ.' સોદાસે તે વાત સ્વીકારી, પણ તેને સદા માંસભોજન પ્રિય હતું, તેથી તેણે રસોઇઆને આજ્ઞા કરી કે 'તારે ગુપ્ત રીતે અવશ્ય માંસ લાવવું.' તે સમયે મંત્રીઓએ અમારી ઘોષણા ચલાવેલી હતી, તેથી રસોઇઆને કોઇ ઠેકાણેથી માંસ મળ્યું નહિ. 'કોઇપણ માણસ આકાશપુષ્પની જેમ અસત્ વસ્તુને મેળવી શકતોજ નથી.' 'આમ તેમ ફરતાં કોઇ સ્થાનકેથી પણ મને માંસ મળતું નથી અને રાજાની આજ્ઞા છે, તો હવે મારે શું કરવું?' એમ વિચારતાં રસોઇઆએ એક મરેલું બાળક જોયું. રસોઇએ તે મૃત બાળકનું માંસ લઇ તેને સુધારી સોદાસને આપ્યું. તે માંસને ખાતો ખાતો સોદાસ તેનું વર્ણન કરવા લાગ્યો કે 'અહો! આ માંસનો રસ અતિ તૃપ્તિ કરે તેવો છે.' તેણે રસોઇઆને પૂછયું 'આ માંસ મને અપૂર્વ લાગે છે, માટે આ કયા જીવનું માંસ છે? તે કહે.' તેણે કહ્યું–'તે નરમાંસ છે.' રાજા બોલ્યો–'હવેથી પ્રતિદિન આવું નરમાંસ જ સુધારીને મને ખાવા આપજે.' પછી રસોઇઆએ રાજાને માટે પ્રતિદિન નગરના બાલકોનું હરણ કરવા માંડયું. "અન્યાયનું કારણ હોય તોપણ રાજાની આજ્ઞા હોય તો ભય લાગતો નથી." આવી રીતે રાજાને દારૂણ કર્મ કરનારો જાણીને ગૃહમાં ઉત્પન્ન થયેલા સર્પની જેમ મંત્રીઓએ તેને પદભ્રષ્ટ કરી અરણ્યમાં કાઢી મૂકયો, અને તેના પુત્ર **સિંહરથને** રાજ્ય ઉપર બેસાર્યો. સોદાસ નરમાંસને ખાતો પૃથ્વીમાં ઉચ્છૃંખલપણે ભટકવા લાગ્યો.

એક વખતે સોદાસે દક્ષિણાપથમાં ભમતાં ભમતાં એક મહર્ષિને દીઠા, એટલે તેમને ધર્મ પૂછ્યો. તેને બોધને યોગ્ય જાણી તે મહા મુનિએ મદ્યમાંસનો પરિહાર જેમાં પ્રધાનપણે રહેલો છે એવો અર્હત ધર્મ કહ્યો. તે ધર્મ સાંભળી સોદાસ ચકિત થઈ ગયો, અને પ્રસન્ન હૃદયવાળો થઇ તરતજ પરમ શ્રાવક થયો. તે અરસામાં **મહાપુર** નગરનો રાજા અપુત્ર મૃત્યુ પામ્યો, ત્યાં મંત્રીઓએ કરેલા પાંચ દિવ્યવડે સોદાસને અભિષેક થતાં તે

ત્યાંનો રાજા થયો. સોદાસે પોતાના પુત્ર સિંહરથ પાસે એક દૂત મોકલીને કહેવરાવ્યું કે 'તું સોદાસની આજ્ઞા માન્ય કર.' દૂતે જઇ તે પ્રમાણે કહ્યું, એટલે સિંહરથે તે દૂતનો તિરસ્કાર કરીને કાઢી મૂક્યો. તેણે આવીને સોદાસને જે બન્યું હતું તે યથાર્થ કહી આપ્યુ. પછી સિંહરથ ઉપર સોદાસ અને સોદાસ ઉપર સિંહરથ એમ બન્નેએ યુદ્ધ કરવા માટે ચડાઇ કરી. માર્ગમાં બન્નેના સૈન્ય એકઠાં થયાં એટલે યુદ્ધ શરૂ થયું. છેવટે સોદાસે સિંહરથને જીતી લઇ હાથે પકડી તેને બન્ને રાજ્ય આપીને પોતે દીક્ષા લીધી.

સિંહરથનો પુત્ર બ્રહ્મરથ થયો. તે પછી અનુક્રમે **ચતુર્મુખ, હેમરથ, શતરથ, ઉદયપૃથુ, વારિરથ, ઇન્દુરથ, આદિત્યરથ, માંધાતા, વીરસેન, પ્રતિમન્યુ, પદ્મબંધુ, રવિમન્યુ, વસંતતિલક, કુબેરદત્ત, કુંથુ, શરભ, દ્વિરદ, સિંહદશન, હિરણ્યકશિપુ, પુંજસ્થળ, કાકુસ્થળ** અને **રઘુ** વિગેરે રાજાઓ થયા. તેઓમાં કેટલાક મોક્ષે ગયા અને કેટલાક સ્વર્ગે ગયા. પછી શરણાર્થીને શરણ કરવા યોગ્ય અને સ્નેહીઓના ઋણમાંથી મુક્ત રહેનાર **અનરણ્ય** નામે રાજા સાકેત નગર (અયોધ્યા)માં થયો. તેને પૃથ્વીદેવીના ઉદરથી **અનંતરથ** અને **દશરથ** નામે બે પુત્રો થયા. તે અનરણ્ય રાજાને **સહસ્રકિરણ** નામે એક મિત્ર હતો, તેણે રાવણ સાથે યુદ્ધમાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી દીક્ષા લીધી. તેની સાથેની દૃઢ મિત્રતાથી અનરણ્ય રાજાએ માત્ર એક માસના થયેલા નાના પુત્ર દશરથને રાજ્યલક્ષ્મી સોંપીને અનંતરથ પુત્ર સહિત દીક્ષા લીધી. અનુક્રમે અનરણ્ય રાજર્ષિ મોક્ષે ગયા, અને અનંતરથ મુનિ તીવ્ર તપસ્યા કરતા સતા પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.

દશરથ ક્ષીરકંઠ બાલ્યાવસ્થામાં રાજા થયો, પરંતુ વયે અને પરાક્રમે સાથેજ વૃદ્ધિ પામ્યો. તેથી નક્ષત્રમાં ચંદ્ર, ગ્રહોમાં સૂર્ય અને પર્વતોમાં મેરૂની જેમ અનેક રાજાઓની મધ્યમાં શોભવા લાગ્યો. જ્યારે દશરથ રાજા રાજ્યના સ્વામી થયા, ત્યારે લોકોને પરચક્ર વિગેરેથી થતા ઉપદ્રવો આકાશપુષ્પની જેમ અદૃષ્ટપૂર્વ થઈ ગયા. યાચકોને ઇચ્છા પ્રમાણે દ્રવ્ય અને આભૂષણો વિગેરેનું અનર્ગલ દાન દેવાથી તે રાજા મદ્યાંગ વિગેરે દશ પ્રકારનાં કલ્પવૃક્ષો ઉપરાંત અગ્યારમુ કલ્પવૃક્ષ ગણાવા લાગ્યો. પોતાના વંશના ક્રમથી આવેલા સામ્રાજ્યની જેમ આર્હત ધર્મને પણ તે સર્વદા અપ્રમત્તપણે ધારણ કરવા લાગ્યો.

દશરથ રાજા યુદ્ધમાં જયશ્રીની જેમ **દર્ભસ્થળ** ( કુશસ્થળ ) નગરના રાજા **સુકોશલની અમૃતપ્રભા** નામની રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલી **અપરાજિતા**[1] નામની એક રૂપલાવણ્યવતી પવિત્ર કન્યા પરણ્યો. ત્યારપછી રોહિણીને ચંદ્ર પરણે તેમ **કમલસંકુલ** નગરના રાજા **સુબંધુતિલકની મિત્રાદેવી** રાણીના ઉદરથી ઉત્પન્ન

૧ એનું બીજું નામ કૌશલ્યા હતુ

થયેલી કૈકેયી[1] નામની કન્યાને પરણ્યા. તે કૈકેયીના **મિત્રાભુ**, **સુસીલા** અને **સુમિત્રા** એવાં બીજાં નામ પણ હતાં. ત્યાર પછી પુણ્ય, લાવણ્ય અને સૌંદર્યથી જેનું ઉત્તમ અંગ છે એવી **સુપ્રભા** નામની અનિંદિત રાજપુત્રીને પણ પરણ્યા. વિવેકી જનમાં શિરોમણિરૂપ દશરથ રાજા ધર્મ અર્થને બાધા કર્યા વગર તે ત્રણે રાજકન્યાઓની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યા.

એ સમયમાં અર્દ્ધ ભરતક્ષેત્રના રાજ્યને ભોગવનારા રાવણે સભામાં બેઠે સતે કોઈ ઉત્તમ નૈમિત્તિકને પૂછ્યું કે—'હે નિમિત્તજ્ઞ! દેવતા અમર કહેવાય છે, પણ તેઓ નામનાજ અમર છે, પરમાર્થે અમર નથી; જે કોઈ સંસારવર્ત્તી પ્રાણી છે તેઓનું મૃત્યુ અવશ્ય થવાનુ હોય છે, તો મારૂ મૃત્યુ સ્વપરિણામથી છે કે બીજાથી છે? તે નિઃશંકપણે કહો; કેમકે આપ્ત પુરૂષો સ્ફુટભાષીજ હોય છે.' નિમિત્તિએ કહ્યું—'હવે પછી થનારી જાનકી (જનક રાજાની પુત્રી)ના કારણને લીધે દશરથ રાજાના હવે પછી થનારા પુત્રથી તમારૂ મૃત્યુ થશે.' આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને વિભીષણ બોલ્યો કે—"આ નિમિત્તિઆનુ વચન જો કે નિરંતર સત્યજ હોય છે પણ આ વખત તો હું તેને સત્વર અસત્ય કરી દઇશ; કારણ કે તે કન્યાના અને વરના પિતા થનારા જનક તથા દશરથ કે જે બંને આ અનર્થના બીજરૂપ છે તેમને જ હું હણી નાખીશ, એટલે આપણું કલ્યાણ થશે. જયારે તેઓને મારી નાખવાથી તેમની પુત્રપુત્રીની ઉત્પત્તિજ બંધ થઈ જશે, ત્યારે પછી આ નિમિત્તિઆનું વચન મિથ્યા થશે, એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી." આ પ્રમાણે વિભીષણનાં હિમતનાં વચન સાંભળી 'બહુ સારૂ' એમ રાવણે કહ્યું, એટલે વિભીષણ પોતાને ઘેર આવ્યો.

આ સર્વ વૃત્તાંત ત્યાં સભામાં બેઠેલા નારદે સાંભળ્યું, તેથી તરતજ તે દશરથ રાજાની પાસે આવ્યા. રાજા દશરથ તે દેવર્ષિને આવતાં જોઈ દૂરથી જ ઉભો થયો, અને નમસ્કાર કરી તેમને ગુરૂ સમાન ગૌરવતાથી બેસાર્યા. પછી દશરથે પૂછ્યું કે 'તમે ક્યાંથી આવો છો?' નારદે કહ્યુ કે—"શ્રી સીમંધર પ્રભુનો સુર અસુરોએ કરેલો નિષ્ક્રમણોત્સવ[2] જોવા હું પૂર્વવિદેહક્ષેત્રમાં પુંડરીકિણી નગરીને વિષે ગયો હતો, અને તે મહોત્સવ જોઇને મેરૂ ઉપર ગયો હતો. ત્યાં અનેક તીર્થંકરોને વાંદીને પછી લંકા નગરીમાં ગયો. ત્યાં શાંતિગૃહમાં રહેલા શાંતિનાથને નમીને રાવણને ઘેર ગયો. ત્યાં કોઇક નિમિત્તિઆએ રાવણનો વધ જાનકીને નિમિત્તે તમારા પુત્રથી કહ્યો તે મારા સાંભળવામાં આવ્યો, અને તે સાંભળીને વિભીષણે તમને અને રાજા જનકને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી, તે પણ મેં સાંભળી. હવે તે મહાભુજ અલ્પ

1 આનું પ્રસિદ્ધ નામ સુમિત્રા હતું. જે કે લક્ષ્મણની માતા થયેલી છે.

2 દીક્ષા લેવા માટે નીકળતાં થતો ઉત્સવ [સીમંધર પ્રભુએ મુનિસુવ્રત અને નમિનાથના અંતરમાં દીક્ષા લીધી છે તે આ સમય સમજવો.]

સમયમાં જ અહીં આવી પુગશે. આ સર્વ વૃત્તાંત જાણી તમારી સાથેની સાધર્મિકપણાની પ્રીતિને લીધે લંકાપુરીથી હું સંભ્રમ સહિત ઉતાવળો અહીં તમને તે વાત કહેવાને આવ્યો છું.” તે સાંભળી દશરથે નારદને પૂજા કરીને વિદાય કર્યા. ત્યાંથી જનક રાજા પાસે જઇને નારદે તેમને પણ તે વૃત્તાંત જણાવ્યો. રાજા દશરથ મંત્રીઓને બોલાવી આ વૃત્તાંત કહી તેમને રાજ્ય સોંપીને યોગીની જેમ કાલવંચના કરવાને માટે ત્યાંથી ચાલી નીકળ્યા. મંત્રીઓએ શત્રુને મોહ ઉપજાવવા માટે દશરથ રાજાની એક લેપ્યમય મૂર્ત્તિ કરાવીને રાજ્યગ્રહની અંદર અંધારામાં સ્થાપિત કરી. જનક રાજાએ પણ દશરથની જેમ કર્યું અને તેના મંત્રીઓએ પણ દશરથના મંત્રીઓની જેમ જ કર્યું. પછી દશરથ અને જનક રાજા અલક્ષ્યપણે પૃથ્વીમાં ફરવા લાગ્યા.

વિભીષણ કોપથી અયોધ્યામાં આવ્યો, અને ત્યાં અંધકારમાં રહેલી દશરથની લેપ્યમય મૂર્ત્તિના મસ્તકને તેણે ખડ્ગથી છેદી નાખ્યુ. તે વખતે બધા નગરમાં કોલાહલ થઇ રહ્યો, અંતઃપુરમાં મોટો આક્રંદધ્વનિ થયો, સામંત રાજાઓ અંગરક્ષક સહિત તૈયાર થઇને ત્યાં દોડી આવ્યા, અને ગૂઢ મંત્રવાળા મંત્રીઓએ રાજાની સર્વ પ્રકારની ઉત્તરક્રિયા કરી. દશરથ રાજાને મૃત્યુ પામેલા જાણી વિભીષણ લંકા તરફ ચાલ્યો ગયો. એકલા જનક રાજાથી કાંઇ થઇ શકે તેમ નથી એવું ધારી તેણે જનકને માર્યા નહિ.

મિથિલ અને ઇક્ષ્વાકુ વંશના રાજા જનક અને દશરથ પરસ્પર સાથે રહી, એક અવસ્થાના મિત્ર થઇ પૃથ્વીપર ફરવા લાગ્યા. તેઓ ફરતાં ફરતાં ઉત્તરાપથમાં આવ્યા. ત્યાં કૌતુકમંગળ નગરના રાજા શુભમતિની પૃથ્વીશ્રી રાણીના ઉદરથી જન્મેલી, દ્રોણમેઘની બેન **કૈકેયી** નામની કન્યાના સ્વયંવરની વાર્ત્તા સાંભળીને તે બને તે સ્વયંવરમંડપમાં ગયા. ત્યાં **હરિવાહન** વિગેરે રાજાઓ આવ્યા હતા, તેઓની વચમાં કમલ ઉપર બે હંસ બેસે તેમ તેઓ ઉંચે આસને બેઠા. રત્નાલંકારથી વિભૂષિત થઇને કન્યારત્ન **કૈકેયી** જાણે સાક્ષાત્ લક્ષ્મી હોય તેમ તે સ્વયંવરમંડપમાં આવી. પ્રતિહારીના હાથનો ટેકો લઇ દરેક રાજાને જોતી જોતી તે, નક્ષત્રોને ચંદ્રલેખા ઉલ્લંઘન કરે તેમ ઘણા રાજાઓનું ઉલ્લંઘન કરી ગઈ. અનુક્રમે તે સમુદ્ર પાસે ગંગાની જેમ દશરથ રાજાની પાસે આવી ત્યાં બેસારૂને ઉતારીને નાવિકા જેમ જલમાં ઉભી રહે તેમ તે ઉભી રહી. પછી તત્કાલ રોમાંચિત દેહવાળી કૈકેયીએ મોટા હર્ષથી પોતાની ભુજલતાની જેમ દશરથના કંઠમાં વરમાળા આરોપણ કરી. તે જોઇને હરિવાહન વિગેરે માની રાજાઓ પોતાનો તિરસ્કાર થયેલો માની પ્રજ્વલિત અગ્નિની જેમ કોપથી પ્રજ્વલિત થઇ ગયા. 'આ વરાક અને કાપડી જેવા એકાકી રાજાને આ કૈકેયી વરી છે, પણ આપણે તેને ખુંચાવી લઇશુ, તો તે પાછી શી રીતે પડાવી શકશે?' આ પ્રમાણે ઘણા આડંબરથી બોલતા તે સર્વ રાજાઓ પોતપોતાની છાવણીમાં જઇને સર્વ પ્રકારે તૈયાર થયા. માત્ર **શુભમતિ** રાજા દશરથના પક્ષમાં હતો તે ચતુરંગ સેના લઈ મોટા ઉત્સા-

હુથી યુદ્ધ કરવાને સજ્જ થયો. એ સમયે એકાકી દશરથે કૈકેયીને કહ્યું—"પ્રિયા! જો તું સારથિ થા, તો હું આ શત્રુઓને મારી નાખું." તે સાંભળી કૈકેયી ઘોડાની રાશ લઇને એક મોટા રથ ઉપર આરૂઢ થઇ; કારણ કે તે બુદ્ધિમતી રમણી બોંતેર કળાઓમાં પ્રવીણ હતી. પછી રાજા દશરથ ધનુષ્ય, ભાથા અને કવચને ધારણ કરીને રથ ઉપર ચડ્યા. જો કે તે એકાકી હતા, પણ શત્રુઓને તૃણની જેમ ગણવા લાગ્યા. ચતુર કૈકેયીએ હરિવાહન પ્રમુખ સર્વ રાજાઓના રથોની સાથે સમકાળે પ્રત્યેકની સન્મુખ પોતાનો રથ વેગથી યોજી દેવા માંડ્યો. એટલે બીજો ઈંદ્ર હોય તેવા અખંડ પરાક્રમવાળા શીઘ્રવેધી દશરથે શત્રુઓના એક એક રથને ખંડિત કરી નાખ્યા. એ પ્રમાણે દશરથ રાજા સર્વ ભૂપતિઓને પરાજિત કરીને પછી જંગમ પૃથ્વી જેવી કૈકેયીને પરણ્યા. પછી રથી દશરથે તે નવોઢા રમણીને કહ્યું—"હે દેવી! હું તારા સારથિપણાથી પ્રસન્ન થયો છું, માટે વરદાન માગ." કૈકેયી બોલી—"સ્વામી! જ્યારે સમય આવશે ત્યારે હું વરદાન માગીશ, ત્યાં સુધી એ વરદાન તમારી પાસે મારી થાપણરૂપે રહો." રાજાએ તેમ કરવાને કબુલ કર્યું. પછી હઠથી હરી લીધેલા શત્રુઓના બેસુમાર સૈન્ય સાથે, લક્ષ્મીની જેમ કૈકેયીને લઈને અસંખ્ય પરિવારવાળો દશરથરાજા રાજગૃહ નગરે ગયો, અને જનક રાજા પોતાની મિથિલા નગરીમાં ગયો. **સમયને જાણનારા બુદ્ધિમાન પુરૂષો યોગ્ય રીતેજ રહે છે, જેમ તેમ રહેતા નથી.** રાજા દશરથ મગધપતિને જીતી લઇને રાજગૃહ નગરેજ રહ્યો, રાવણની શંકાથી અયોધ્યામાં ગયોજ નહિ. પછી અપરાજિતા વિગેરે પોતાના અંતઃપુરને ત્યાં બોલાવ્યું. **પરાક્રમી વીરોને સર્વ ઠેકાણે રાજ્ય છે.** પોતાની ચારે રાણીઓની સાથે ક્રીડા કરતો રાજા દશરથ રાજગૃહ નગરીમાં ચિરકાળ રહ્યો. **રાજાઓને સ્વોપાર્જિત ભૂમિ વિશેષ પ્રીતિ આપે છે.**

અન્યદા અપરાજિતા પટ્ટરાણીએ રાત્રિના શેષ ભાગે બલભદ્રના જન્મને સૂચવનારાં હાથી, સિંહ, ચંદ્ર અને સૂર્ય એ ચાર સ્વપ્ન જોયાં તે વખતે કોઇ મહર્દ્ધિકદેવ બ્રહ્મદેવલોકમાંથી ચવીને સરસીમાં હંસની જેમ તે અપરાજિતાના ઉદરમાં અવતર્યો. અનુક્રમે વર્ણથી પુંડરીક કમળને અનુસરતા અને મનુષ્યોમાં પુંડરીક જેવા, સંપૂર્ણ લક્ષણવાળા એક પુત્રને અપરાજિતાએ જન્મ આપ્યો. પૂર્ણચંદ્રના દર્શનથી સમુદ્રની જેમ તે પ્રથમ અપત્યરત્નના મુખકમળના દર્શનથી રાજા અત્યંત હર્ષ પામ્યો. રાજાએ તે વખતે ચિંતામણિ રત્નની જેમ યાચકોને વાંચ્છિત દાન આપવા માંડ્યું. "પુત્ર ઉત્પન્ન થતાં આપેલું દાન અક્ષય થાય છે" એવી લોકસ્થિતિ છે; તે સમયે લોકોએ એવો મહોત્સવ કર્યો કે જેથી રાજા દશરથ કરતાં પણ તેમનો અતિ હર્ષ જણાઇ આવ્યો. નગરજનો રાજાના દરબારમાં દૂર્વા, પુષ્પ અને ફલાદિથી યુક્ત મંગલમય પૂર્ણ પાત્રો લાવવા લાગ્યા, નગરમાં સર્વ ઠેકાણે મધુર ગીત ગાવા લાગ્યાં, કેસરના છંટકાવ થવા

લાગ્યા, તોરણોની શ્રેણીઓ બંધાવા લાગી. તે પ્રભાવિક પુત્રના પ્રભાવથી રાજા દશરથને અનેક રાજાઓની તરફથી પણ અણધાર્યાં ભેટણાં આવવા લાગ્યાં. રાજા દશરથે પદ્મા–લક્ષ્મીને નિવાસ કરવાના પદ્મ (કમળ) રૂપ તે પુત્રનું **પદ્મ** એવું નામ પાડ્યું, અને લોકમાં તે **રામ** એવા નામથી પ્રખ્યાત થયો.

ત્યારપછી અન્યદા રાણી સુમિત્રાએ રાત્રિના શેષ ભાગે વાસુદેવના જન્મને સૂચવનારાં હાથી, સિંહ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, લક્ષ્મી અને સમુદ્ર એ સાત સ્વપ્ન જોયાં. તે સમયે એક પરમર્દ્ધિક દેવ દેવલોકમાંથી ચવીને સુમિત્રા દેવીના ઉદરમાં અવતર્યો. સમય થતાં વર્ષાઋતુના મેઘની જેવા વર્ણવાળા અને સંપૂર્ણ લક્ષણને ધરનારા એક જગન્મિત્ર પુત્રરત્નને તેણે જન્મ આપ્યો. તે સમયે દશરથ રાજાએ શ્રીમત્ અર્હતના સર્વ નગરચૈત્યોમાં સ્નાત્ર પૂર્વક અષ્ટપ્રકારી પૂજા રચાવી. હર્ષ પામેલા રાજાએ કારાગૃહમાં પૂરેલા શત્રુઓને પણ છોડી મૂક્યા. **ઉત્તમ પુરૂષનો જન્મ થતાં કોણ સુખે ન જીવે?** તે વખતે માત્ર પ્રજા સહિત દશરથ રાજાજ એકલા ઉચ્છ્વાસ પામ્યા હતા, એટલુંજ નહિ પણ દેવી પૃથ્વી પણ તત્કાલ ઉચ્છ્વાસને પામી હતી. જેવી રીતે રામના જન્મ વખતે રાજાએ ઉત્સવ કર્યો હતો, તેથી પણ અધિક ઉત્સવ આ વખતે કર્યો. કારણ કે "હર્ષમાં કોણ તૃપ્તિ પામે?" દશરથ રાજાએ તે પુત્રનું **નારાયણ** એવુ નામ પાડ્યું, પણ લોકોમાં તે **લક્ષ્મણ** એવા બીજા નામથી પ્રખ્યાત થયો.

પયપાન કરનારા તે બંને કુમારો અનુક્રમે પિતાની દાઢીમૂછના કેશને આકર્ષણ કરવાની શિક્ષાને આપનાર બાલ્યવયને પ્રાપ્ત થયા. ધાત્રીમાતાઓએ લાલિત કરેલા તે બંને કુમારોને રાજા દશરથ પોતાના બીજા બે ભુજદંડ હોય તેમ વારંવાર જોવા લાગ્યા. સ્પર્શથી જાણે અંગમાં અમૃતને વર્ષાવતા હોય તેમ તેઓ સભામાં એક ઉત્સંગમાંથી બીજે ઉત્સંગમાં એમ વારંવાર સંચરવા લાગ્યા. અનુક્રમે મોટા થતાં તે બંને પુત્રો નીલાંબર અને પીતાંબર ધારણ કરીને ચરણપાતથી પૃથ્વીતળને કંપાવતા ચાલવા લાગ્યા. જાણે મૂર્તિમાન બે પુણ્યરાશિ હોય તેમ તેઓએ માત્ર કળાચાર્યને સાક્ષી રાખીનેજ સર્વ કળાઓ સંપાદન કરી. લીલામાત્રમાં મુષ્ટિના પ્રહારથી બરફની જેમ તે મહા પરાક્રમી વીરો મોટા પર્વતોને પણ ચૂર્ણ કરી નાખતા હતા; જ્યારે તેઓ કસરતશાળામાં રહ્યા સતા ધનુષ્યને પણચ ઉપર ચડાવતા, ત્યારે સૂર્ય પણ પોતાનો વેધ થશે એવી શંકાથી કંપાયમાન થતો હતો. તેઓ પોતાના માત્ર ભુજાબળથી પણ શત્રુઓના બળને તૃણ સમાન ગણતા હતા. રાજા દશરથ તે બંનેની શસ્ત્ર અને અસ્ત્રોમાં સંપૂર્ણ કુશળતાથી તથા અપાર ભુજાના બળથી પોતાને દેવાસુરોથી પણ અજય્ય માનવા લાગ્યો.

અન્યદા તે કુમારોના પરાક્રમથી ધીરજનું અવલંબન કરીને રાજા દશરથ ઇક્ષ્વાકુ રાજાઓની રાજધાની અયોધ્યા નગરીમાં આવ્યો. ત્યાં દુર્દશામાંથી મુક્ત થયેલો તે, વાદલામાંથી નીકળેલા સૂર્યના જેવા પ્રતાપથી પ્રકાશતો સતો રાજ્ય કરવા લાગ્યો.

અન્યદા કૈકેયી રાણીએ શુભ સ્વપ્નથી સૂચિત અને ભરતક્ષેત્રનો આભૂષણરૂપ **ભરત** નામના પુત્રને જન્મ આપ્યો. સુપ્રભાએ પણ જેની ભુજાનુ પરાક્રમ શત્રુઘ્ન છે એવા શત્રુઘ્ન નામના કુલનંદન પુત્રને જન્મ આપ્યો. સ્નેહથી રાતદિવસ અવિયુક્ત રહેતા ભરત અને શત્રુઘ્ન પણ જાણે બીજા બલદેવ અને વાસુદેવ હોય તેમ શોભતા હતા. રાજા દશરથ, ચાર ગજદંતાકૃતિ પર્વતોથી જેમ મેરૂગિરિ શોભે છે તેમ ચાર પુત્રોથી શોભવા લાગ્યા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **દારૂ** નામના ગ્રામમાં **વસુભૂતિ** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને **અનુકોશા** નામની સ્ત્રીથી **અતિભૂતિ** નામે એક પુત્ર થયો. અતિભૂતિને **સરસા** નામે પત્ની થઇ. એક વખતે **કયાન** નામના એક બ્રાહ્મણે તેના ઉપર રાગ થવાથી છલવડે તેનુ હરણ કર્યું. **કામાતુર મનુષ્ય શું ન કરે?** અતિભૂતિ તેને શોધવાને ભૂતની જેમ પૃથ્વીપર ભમવા લાગ્યો, અને તે પુત્ર અને પુત્રવધૂને માટે તેમની પછવાડે અનુકોશા અને વસુભૂતિ પણ ફરવા લાગ્યા. બધે અટન કરતાં પણ તેઓને પુત્ર અને પુત્રવધૂનો પત્તો લાગ્યો નહિ; આગળ ચાલતાં એક મુનિ તેમના જોવામાં આવ્યા, એટલે તેમણે ભક્તિથી વંદના કરી. તેમની પાસેથી ધર્મ સાંભળીને બંને જણાએ વ્રત ગ્રહણ કર્યું. ગુરૂની આજ્ઞાથી અનુકોશા **કમલશ્રી** નામની એક આર્યા પાસે ગઇ. કાળયોગે મૃત્યુ પામીને તેઓ સૌધર્મ દેવલોકમાં દેવતા થયા. **એક દિવસ પણ વ્રત આરાધ્યુ હોય તો સ્વર્ગ શિવાય બીજી ગતિ થતી નથી.** વસુભૂતિ ત્યાંથી ચવીને વૈતાઢ્ય પર્વત ઉપર **રથનૂપુર** નગરનો **ચંદ્રગતિ** નામે રાજા થયો. અનુકોશા પણ ત્યાંથી ચવીને તે વિદ્યાધરપતિ ચંદ્રગતિની **પુષ્પવતી** નામે પવિત્ર ચરિત્રવાળી સતી સ્ત્રી થઈ. પેલી સરસા કોઈ સાધ્વીને જોઇ, દીક્ષા લઇ મૃત્યુ પામીને ઇશાન દેવલોકમાં દેવીપણે ઉત્પન્ન થઇ. સરસાના વિરહથી પીડિત એવો અતિભૂતિ મૃત્યુ પામી સંસારમાં ચિરકાલ ભમી અન્યદા એક હંસનો શિશુ થયો. એક વખતે બાજ પક્ષીએ તેને ભક્ષણ કરવા માટે ઉપાડ્યો. તેમાંથી સ્ખલના પામતાં તે કોઇ મુનિની પાસે પડ્યો. કંઠે શ્વાસ આવેલ હોવાથી મુનિએ તેને નમસ્કારમંત્ર આપ્યો. તે મંત્રના મહા પ્રભાવથી મૃત્યુ પામીને તે કિન્નરજાતિના વ્યંતરમાં દશ હજાર વર્ષના આયુષ્યવાળો દેવતા થયો. ત્યાંથી ચ્યવીને **વિદગ્ધ** નામના નગરમાં **પ્રકાશસિંહ** રાજાની **પ્રવરાવળી** રાણીથી **કુંડલમંડિત** નામનો પુત્ર થયો. પેલો કયાન ભોગાસક્તપણે મરણ પામી ચિરકાલ ભવાટવીમાં ભમી **ચક્રપુર** નગરના રાજા **ચક્રધ્વજના** પુરોહિત **ધૂમકેશની સ્વાહા** નામની સ્ત્રીના ઉદરથી **પિંગલ** નામનો પુત્ર થયો. તે પિંગલ ચક્રધ્વજ રાજાની અતિસુંદરી નામની પુત્રીની સાથે એક ગુરૂની પાસે ભણતો હતો. કેટલોક કાળ જતાં તે બંનેની વચ્ચે પરસ્પર અનુરાગ થયો. તેથી એક વખતે પિંગલ છલથી અતિસુંદરીનું હરણ કરીને વિદગ્ધ નગરે ચાલ્યો ગયો. કળાવજ્ઞાન વિનાનો પિંગલ

તૃણકાષ્ઠાદિ વેચીને પોતાની આજીવિકા ચલાવવા લાગ્યો. "નિર્ગુણીને તેજ યોગ્ય છે." ત્યાં રહેલી અતિસુંદરી રાજપુત્ર કુંડલમંડિતના જોવામાં આવી, એટલે તત્કાળ તેમને પરસ્પર અનુરાગ ઉત્પન્ન થયો. રાજપુત્ર કુંડલમંડિતે તેનું હરણ કર્યું, પરંતુ પિતાના ભયથી તે કોઇ દુર્ગદેશમાં એક પલ્લી (નેહડો) કરીને તેની સાથે રહ્યો.

અતિસુંદરીના વિરહથી પિંગલ ઉન્મત્ત થઇને પૃથ્વીપર ભમવા લાગ્યો. એક વખતે ભમતાં ભમતાં **આર્યગુપ્ત** નામના આચાર્ય તેના જોવામાં આવ્યા. તેમની પાસેથી ધર્મ સાંભળીને તેણે દીક્ષા લીધી, પણ તેણે અતિસુંદરીનો પ્રેમ જરા પણ છોડ્યો નહિ. પેલો કુંડલમંડિત પલ્લીમાં રહ્યો સતો શ્વાનની જેમ છળ કરીને દશરથ રાજાની ભૂમિને લુંટવા લાગ્યો. **બાલચંદ્ર** નામનો એક સામંત દશરથ રાજાની આજ્ઞાથી તેને ભૂલાવો ખવરાવી, પકડી બાંધીને તેમની પાસે લઇ આવ્યો. કેટલેક કાલે દશરથ રાજાએ કુંડલમંડિતને પાછો છોડી મૂક્યો. "જ્યારે શત્રુ દીન અને ક્ષીણ થઇ જાય ત્યારે મોટા પુરૂષોનો કોપ શમી જાય છે.' પછી કુંડલમંડિત પિતાના રાજ્યને માટે પૃથ્વીપર ભમવા લાગ્યો. અન્યદા **મુનિચંદ્ર** નામના કોઇ મુનિ પાસેથી ધર્મ સાંભળીને તે શ્રાવક થયો. રાજ્યની ઇચ્છાએ મૃત્યુ પામીને તે મિથિલા નગરીમાં **જનક** રાજાની સ્ત્રી **વિદેહા**ના ગર્ભમાં પુત્રપણે ઉત્પન્ન થયો. પેલી સરસા જે ઇશાન દેવલોકમાં દેવી થઈ હતી તે એક પુરોહિતની **વેગવતી** નામે પુત્રી થઈ; તે તે ભવમાં દીક્ષા લઇ મૃત્યુ પામીને બ્રહ્મદેવલોકમાં ગઇ. ત્યાંથી ચવીને વિદેહા રાણીના ઉદરમાં કુંડલમંડિતના જીવની સાથે જ પુત્રીપણે ઉત્પન્ન થઇ. સમય આવતાં વિદેહાએ પુત્ર અને કન્યાના યુગલને જન્મ આપ્યો. તેજ સમયે પેલા પિંગલ મુનિ મૃત્યુ પામીને સૌધર્મ કલ્પમાં દેવતા થયા, તેણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોયો, એટલે પોતાના પૂર્વભવના વૈરી કુંડલમંડિતને જનક રાજાના પુત્રરૂપે જન્મતો દીઠો. પૂર્વ જન્મના વૈરથી કોપ કરીને તેણે તેને જન્મતાંજ હરી લીધો. પછી તેણે વિચાર્યું કે 'આને શિલાતલ ઉપર અફળાવી હણી નાખું? પણ ના, મેં પૂર્વભવે દુષ્ટ કર્મ કરેલુ, તેનુ ફલ મેં અનેક ભવોમાં ચિરકાળ અનુભવેલુ છે; દૈવયોગે મુનિપણું પ્રાપ્ત કરી હું આટલી ભૂમિકા સુધી આવ્યો છુ, તો આ બાળકની હત્યા કરીને પાછો અનંતભવ પરિભ્રમણ કરનારો શા માટે થાઉ?' આ પ્રમાણે વિચારી તે દેવે કુંડલાદિક આભૂષણોવડે તે બાળકને શણગારી, પડતા નક્ષત્રની કાંતિના ભ્રમને આપતા તે બાળકને ઉપાડીને-વૈતાઢ્યગિરિની દક્ષિણ શ્રેણીમાં રથનૂપુર નગરના નંદનોદ્યાનમાં શય્યાપર મૂકે તેમ હળવેથી મૂક્યો. આકાશમાંથી પડતી તે બાળકની કાંતિને જોઇને આ શું થયુ? એમ સંભ્રમ પામેલો ચંદ્રગતિ તેના પડવાને અનુસારે નંદન વનમાં ગયો. ત્યાં દિવ્ય અલંકારે ભૂષિત તે બાળકને તેણે દીઠો. તરતજ તે અપુત્ર વિદ્યાધરપતિ ચંદ્રગતિએ તેને પુત્રપણે માનીને ગ્રહણ કર્યો, અને રાજમહેલમાં આવીને પોતાની પ્રિયા પુષ્પવતીને અર્પણ કર્યો. પછી નગરમાં આવી આઘોષણા કરાવી કે

"આજે દેવી પુષ્પવતીએ એક પુત્રને જન્મ આપ્યો છે." રાજાએ અને નગરજનોએ તેનો જન્મોત્સવ કર્યો. પ્રથમના ભામંડલના* સંબંધથી તેનું નામ **ભામંડલ** પાડ્યું. પુષ્પવતી અને ચંદ્રગતિના નેત્રરૂપ કુમુદમાં ચંદ્ર જેવો તે બાળક ખેચરીઓના હાથે લાલિત થતો વૃદ્ધિ પામવા લાગ્યો.

અહીં જ્યારે પુત્રનું હરણ થયું, ત્યારે રાણી વિદેહાએ કરૂણ સ્વરે રૂદન કરી પોતાના કુટુંબીને શોકસાગરમાં મગ્ન કરી દીધા. રાજા જનકે તેની શોધ કરવા માટે પ્રત્યેક દિશામાં દૂતો મોકલ્યા, પણ લાંબે કાળે પણ તેના ખબર કોઇ ઠેકાણેથી મળ્યા નહિ. જનક રાજાએ 'આ પુત્રીમાં અનેક ગુણરૂપ ધાન્યના અંકુરો છે' એવું ધારી તે યુગલીકપણે જન્મેલી પુત્રીનું સીતા એવું નામ પાડ્યું. કેટલેક કાળે તેમનો શોક મંદ પડી ગયો. કારણ કે **આ સંસારમાં માણસ ઉપર શોક અને હર્ષ આવે છે અને જાય છે.** સીતા કુમારી રૂપલાવણ્યની સંપત્તિ સાથે વૃદ્ધિ પામવા લાગી. હળવે હળવે તે ચંદ્રલેખાની જેમ કલાપૂર્ણ થઈ ગઇ. અનુક્રમે એ કમલાક્ષી બાલા યૌવનવયને પ્રાપ્ત થતાં ઉત્તમ લાવણ્યમય લહરીઓની સરિતા થઇ સતી લક્ષ્મીની જેવી દેખાવા લાગી. તેને જોઇને 'આને યોગ્ય વર કોણ થશે?' એમ જનક રાજા રાતદિવસ ચિંતા કરવા લાગ્યા. તેણે પોતાના મંત્રીઓની સાથે વિચાર કરીને પોતાના ચક્ષુએ અનેક રાજાઓના કુમારોને જોયા, પણ તેમાંથી કોઇ તેને રૂચિકર થયો નહિ.

તે સમયે અર્ધબર્બર દેશના **આતરંગતમ** વિગેરે દૈત્ય જેવા ઘણા મ્લેચ્છ રાજાઓ આવીને જનકની ભૂમિ ઉપર ઉપદ્રવ કરવા લાગ્યા. કલ્પાંત કાલના સમુદ્રજલની જેમ તેમનો નિરોધ કરવાને અસમર્થ એવા જનકે દશરથ રાજાને બોલાવવા માટે એક દૂત મોકલ્યો. મોટા મનવાળા દશરથે તે આવેલા દૂતને સસંભ્રમથી બોલાવી પોતાની પાસે બેસારીને જે કાર્ય માટે આવ્યો હોય તે કહેવા કહ્યું. દૂત બોલ્યો–"હે મહાભુજ! મારા સ્વામીને અનેક આપ્ત પુરૂષો છે, પણ આત્માની જેમ તેઓના હૃદયમિત્ર તો એક તમેજ છો. રાજા જનકને સુખદુ:ખમાં ગ્રહણ કરવા યોગ્ય તમેજ છો. અધુના તેઓ વિધુર છે તેથી તેઓએ કુલદેવતાની જેમ તમારૂં સ્મરણ કર્યું છે; વૈતાઢ્ય ગિરિની દક્ષિણમાં અને કૈલાસ† પર્વતની ઉત્તરમાં ભયંકર પ્રજાવાળા ઘણા અનાર્ય જનપદો‡ છે. તેઓમાં બર્બર કુલના જેવો અર્ધબર્બર નામે દેશ છે. તે દારૂણ આચારવાળા પુરૂષોથી અત્યંત દારૂણ છે. તે દેશના આભૂષણરૂપ **મયૂરસાલ** નામે નગર છે. તેમાં **આતરંગતમ** નામે અતિદારૂણ મ્લેચ્છ રાજા છે. તેના હજારો પુત્રો રાજા થઇને **શુક, મંકન** અને કાંબોજ વિગેરે દેશોને ભોગવે છે. હમણા તે આતરંગ રાજાએ અક્ષય અક્ષોહિણી (સેના)વાળા તે સર્વ રાજાઓ સહિત આવીને જનક રાજાની ભૂમિને ભાંગી નાખી છે. તે દુરાચારીએ પ્રત્યેક સ્થાને ચૈત્યોનો નાશ કર્યો છે. તેઓને જન્મપર્યંત પહોંચે તેટલી

* કાંતિસમૂહ. † મૂળ હિમવંત. ‡ દેશો.

સંપત્તિ મેળવવા કરતાં પણ ધર્મમાં વિઘ્ન કરવું વિશેષ ઇષ્ટ છે; માટે અત્યંત ઇષ્ટ એવા ધર્મનું અને જનક રાજાનું તમે રક્ષણ કરો તે બંનેના તમે પ્રાણરૂપ છો" આ પ્રમાણેનાં દૂતનાં વચન સાંભળીને તત્કાળ દશરથ રાજાએ યાત્રાભેરી વગડાવી. **સત્પુરૂષો સત્પુરૂષોની રક્ષા કરવામાં કદિ પણ વિલંબ કરતા નથી.** તે વખતે રામે આવીને પિતા પ્રત્યે કહ્યુ કે—"હે પિતા! મ્લેચ્છ લોકોનો ઉચ્છેદ કરવાને માટે તમે જાતે જશો, ત્યારે અનુજબંધુ સહિત આ રામ અહીં શુ કરશે? પુત્રના સ્નેહને લીધે તમે અમને અસમર્થ ગણો છો, પણ ઇક્ષ્વાકુવંશના પુરૂષોમાં જન્મથીજ પરાક્રમ સિદ્ધ છે, માટે હે પિતા! તમે પ્રસન્ન થઇને વિરામ પામો, અને મ્લેચ્છોનો ઉચ્છેદ કરવાની મને આજ્ઞા આપો. થોડા કાળમાં તમે આપના પુત્રની જયવાર્ત્તા સાંભળશો." આ પ્રમાણે કહી મહા પ્રયત્ને રાજાની આજ્ઞા મેળવી રામ પોતાના અનુજબંધુઓ સહિત મોટી સેના લઇને મિથિલાપુરીએ ગયા. જેમ મોટા વનમાં ચમૂરૂ, હાથી, શાર્દૂલ અને સિંહો દેખાય તેમ તેણે નગરીના પરિસર ભાગમાં મ્લેચ્છ સુભટોને દીઠા. જેમની ભુજાઓમાં રણ કરવાની કંડુ (ખરજ) આવે છે અને જેઓ પોતાને વિજયી માને છે એવા તે મ્લેચ્છો તત્કાળ તે મહા પરાક્રમી રામને ઉપદ્રવ કરવા લાગ્યા. રજને ઉડાડનારો મહાવાયુ જેમ જગતને અંધ કરે, તેમ તેઓએ ક્ષણવારમાં રામના સૈન્યને અસ્ત્રોવડે આંધળું કરી દીધું. તે વખતે શત્રુઓ અને તેમનું સૈન્ય પોતાની જીત માનવા લાગ્યું, જનક રાજા પોતાનું મરણ માનવા લાગ્યો અને લોકો પોતાનો સંહાર ધારવા લાગ્યા; એટલામાં તો હર્ષ માનતા રામે ધનુષને પણચ ઉપર ચડાવ્યું, અને રણનાટકના વાજીત્રરૂપ તેનો ટંકારશબ્દ કર્યો. પૃથ્વીપર રહેલા દેવની જેમ ભ્રગુટીના ભંગને પણ નહિ કરતા રામે મૃગોને શિકારીની જેમ દાટી મ્લેચ્છોને વીંધી નાંખ્યા. 'આ જનક રાજા રાંક છે, તેનું સૈન્ય એક મસલા જેવું છે, અને તેની સહાય કરવાને આવેલું સૈન્ય તો પ્રથમથીજ દીનતાને પામી ગયું છે, પણ અરે! આ બાણો આકાશને આચ્છાદન કરતાં ગરૂડની જેમ અહીં આવે છે તે કોનાં હશે" તેમ પરસ્પર બોલતા આતરંગાદિક મ્લેચ્છ રાજાઓ કોપ અને વિસ્મય પામી નજીક આવીને રામની ઉપર એક સાથે અસ્ત્રવૃષ્ટિ કરવા લાગ્યા. દૂરાપાતિ, દૃઢઘાતિ અને શીઘ્રવેધી રાઘવે (રામે) હાથીઓને અષ્ટાપદની જેમ તે મ્લેચ્છોને હેલામાત્રમાં ભગ્ન કરી દીધા. ક્ષણવારમાં તે મ્લેચ્છો કાકપક્ષીની જેમ દશે દિશામાં નાસી ગયા, એટલે જનકરાજા અને જનપદના લોકો સર્વ સ્વસ્થ થયા. રામનું પરાક્રમ જોઇને હર્ષ પામેલા જનકરાજાએ પોતાની પુત્રી સીતા રામને આપી. રામના આવવાથી જનકને પુત્રી માટે યોગ્ય વરની પ્રાપ્તિ અને મ્લેચ્છોનો વિજય એ બે કામ સિદ્ધ થઇ ગયાં.

એ સમયમાં લોકો પાસેથી જાનકીના રૂપનું વિશેષ વર્ણન સાંભળી તેને જોવા માટે નારદ ત્યાં આવ્યા, અને તેણે કન્યાગૃહમાં પ્રવેશ કર્યો. પીળાં નેત્રવાળા, પીળા

કેશને ધરનારા, મોટા ઉદરવાળા, હાથમાં છત્રી અને દંડને રાખનારા, કોપીન[1] માત્રને પહેરનારા, કૃશ શરીરવાળા અને જેના માથાપર વાળ ઉડી રહ્યા છે એવા ભયંકર નારદને જોઈ સીતા ભય પામી ગઈ. તેથી કંપતી કંપતી 'હે મા!' એમ બોલતી ગર્ભાગાર[2]માં પેસી ગઈ. તે સાંભળીને તત્કાલ દોડી આવેલી દાસીઓએ અને દ્વારપાળોએ કોલાહલ કરીને કંઠ, શિખા અને બાહુવડે નારદને પકડી લીધા. તેમના કલકલ શબ્દથી યમદૂતની જેવા શસ્ત્રધારી રાજપુરુષો 'એને મારો, મારો' એમ બોલતાં દોડી આવ્યા. નારદ તે સર્વનાથી ક્ષોભ પામી તેમની પાસેથી માંડમાંડ છુટી, ઉડીને વૈતાઢ્ય ગિરિપર આવ્યા. પછી તેમણે વિચાર્યું કે 'વ્યાઘ્રીઓ પાસેથી ગાયની જેમ હું તે દાસીઓ પાસેથી માંડમાંડ જીવતો છુટીને ભાગ્યબળથી જ્યાં ઘણા વિદ્યાધરોના રાજાઓ રહે છે એવા આ વૈતાઢ્યગિરિ ઉપર આવી પહોચ્યો છુ. આ ગિરિની દક્ષિણ શ્રેણીમાં ઈંદ્રના જેવો પરાક્રમી ભામંડલ નામે ચંદ્રગતિનો યુવાન પુત્ર છે, તો એક પટ ઉપર સીતાને આલેખી તેને બતાવુ, જેથી તે બલાત્કારે તેનું હરણ કરશે; એટલે તેણે મારી ઉપર જે કર્યું તેનો બદલો મળશે.' આવો વિચાર કરીને નારદે ત્રણ જગતમાં નહિ જોવામાં આવેલુ એવુ સીતાનું સ્વરૂપ પટ ઉપર આલેખીને ભામંડલને બતાવ્યુ. તે જોતાંજ ભૂતની જેમ કામદેવે ભામંડલના શરીરમાં પ્રવેશ કર્યો. તેથી વિંધ્યાચલમાંથી ખેંચી લાવેલા હાથીની જેમ તેને નિદ્રા પણ આવી નહીં. તેણે મધુર ભોજન ખાવુ બંધ કર્યું, પીવા યોગ્ય પીવું બંધ કર્યું અને ધ્યાનસ્થ યોગીની જેમ મૌન ધરીને રહેવા લાગ્યો. ભામંડલને આવો વિધુર જોઈ રાજા ચંદ્રગતિએ પૂછ્યું કે–'હે વત્સ! તને શુ માનસિક પીડા પીડે છે કે શરીરમાં કોઈ વ્યાધિ થયો છે? અથવા શું કોઇએ તારી આજ્ઞાનો ભંગ કર્યો છે? અથવા બીજુ કાંઇ તારા દુઃખનું કારણ છે? જે હોય તે કહે.' પિતાનો આવો પ્રશ્ન સાંભળી ભામંડલ કુમાર લજ્જાથી બન્ને પ્રકારે[3] નમ્ર મુખ ધરી રહ્યો. કેમકે 'કુલીન પુરુષો ગુરૂજનને તેવુ કહેવાને કેમ સમર્થ થાય?' પછી ભામંડલના મિત્રોએ 'નારદે આલેખેલી ચિત્રલિખિત સ્ત્રીની કામના (ઇચ્છા) ભામંડલના દુઃખનું કારણ છે' એમ કહ્યું, એટલે રાજાએ નારદને રાજગૃહમાં એકાંતે બોલાવીને પૂછ્યું કે–'તમે જે ચિત્રલિખિત સ્ત્રી બતાવી તે કોણ છે? અને કોની પુત્રી છે?' નારદે કહ્યુ કે–"જે મેં ચિત્રમાં આલેખીને બતાવી છે તે કન્યા જનક રાજાની પુત્રી છે અને તેનું નામ **સીતા** છે. જેવી તે રૂપમાં છે, તેવી ચિત્રમાં આલેખવાને હું કે બીજો કોઇ પણ મનુષ્ય સમર્થ નથી, કેમકે મૂર્તિવડે તે લોકોત્તર સ્ત્રી છે. તે સીતાનું જેવું રૂપ છે તેવું રૂપ દેવીઓમાં, નાગકુમારીઓમાં કે ગંધર્વોની સ્ત્રીઓમાં પણ નથી, તો માનવી સ્ત્રીની તો વાતજ શી કરવી! તેના રૂપની જેવા યથાર્થ રૂપને વિકુર્વવાને દેવતાઓ, અનુસરવાને દેવનટો અને રચવાને પ્રજાપતિ પણ સમર્થ નથી. તેની આકૃતિમાં તથા વચનમાં જે માધુર્ય છે અને તેના

૧ લંગોટી. ૨ અંદરનો ઓરડો. ૩ અંતરથી અને બાહ્યથી.

કંઠમાં અને હાથપગમાં જે રક્તતા છે તે અનિર્વચનીયજ છે. જેવી રીતે તેના યથાર્થ રૂપને આલેખવાને હું સમર્થ નથી, તેવી રીતે તેના રૂપનું વર્ણન કરવાને પણ હું સમર્થ નથી. તથાપિ હું તમને પરમાર્થપણે કહું છું કે 'એ સ્ત્રી ભામંડલને યોગ્ય છે' એવું મનમાં વિચારીને યથાબુદ્ધિ તેને પટમાં આલેખીને મેં તેમને બતાવેલ છે." આ પ્રમાણેની તેની હકીકત સાંભળીને રાજા ચંદ્રગતિએ 'વત્સ! એ તારી પત્ની થશે' એમ ભામંડલને આશ્વાસન આપી નારદને વિદાય કર્યા. પછી રાજાએ **ચપલગતિ** નામના એક વિદ્યાધરને આજ્ઞા કરી કે 'જનકરાજાનું અપહરણ કરીને સત્વર અહીં લઈ આવ.' તત્કાલ તેણે રાત્રિએ ત્યાં જઈ જનકરાજાને ગુપ્ત રીતે હરી લાવીને ચંદ્રગતિને અર્પણ કર્યો. રથનૂપુરના રાજા ચંદ્રગતિએ બંધુની જેમ જનક રાજાને આલિંગન કરી પાસે બેસારીને સ્નેહથી આ પ્રમાણે પૂછ્યું કે 'લોકોત્તર ગુણવાળી **સીતા** નામે તમારી પુત્રી છે અને રૂપસંપત્તિથી પરિપૂર્ણ **ભામંડલ** નામે મારો પુત્ર છે, તે બન્નેનો વધૂવરપણે ઉચિત સંયોગ થાઓ, અને આપણ બંનેને તે સંબંધવડે સૌહૃદ થાઓ.' તેની આવી માગણી સાંભળીને જનકરાજા બોલ્યો કે—'એ પુત્રી મેં દશરથના પુત્ર રામને આપી દીધેલી છે, હવે બીજાને શી રીતે અપાય? કેમકે કન્યા એકવારજ અપાય છે.' ચંદ્રગતિ બોલ્યો—"હે જનક! જો કે હું તે સીતાને હરવાને સમર્થ છુ, પણ સ્નેહવૃદ્ધિ કરવાને માટેજ તમને અહીં બોલાવીને મેં તમારી પાસે તેની યાચના કરી છે. જો કે તમે તમારી પુત્રી રામને માટે કલ્પી છે, તથાપિ તે રામ જો અમારો પરાજય કરશે તો તેને પરણી શકશે. માટે દુઃસહ તેજવાળા **વજ્રાવર્ત** અને **અર્ણવાવર્ત** નામે બે ધનુષ્ય જે કે સહસ્ર યક્ષોથી અધિષ્ઠિત છે અને દેવતાની આજ્ઞાથી ગોત્રદેવતાની જેમ સદા અમારા ઘરમાં પૂજાય છે તે ભાવી એવા બળદેવ અને વાસુદેવને ઉપયોગી થવાના છે, તે તમે લઇ જાઓ. જો તે બે ધનુષ્યમાંથી એકને પણ તે રામ ચઢાવે તો તેનાથી અમે પરાજિત થઇ ગયા એમ સમજવું. પછી તે તમારી પુત્રી સીતાને સુખે પરણે." આવી પ્રતિજ્ઞા બલાત્કારે જનકરાજા પાસે કબુલ કરાવીને તેણે જનકને મિથિલામાં પહોંચાડ્યો, અને પોતે પણ પુત્રપરિવાર સહિત ત્યાં જઇ, બંને ધનુષ્ય જનકના દરબારમાં મૂકી નગરીની બહાર ઉતર્યો. જનકે રાત્રિમાં બનેલુ આ બધું વૃત્તાંત પોતાની મહારાણી વિદેહાને કહ્યું, જે તત્કાળ તેના હૃદયમાં શલ્યરૂપ થઇ ગયુ. વિદેહા રૂદન કરીને બોલવા લાગી કે—"હે દૈવ! તું અત્યંત નિર્દય છે. તેં મારા એક પુત્રને હરી લીધો છે, તેથી પણ તૃપ્ત ન થતાં આ એક પુત્રીને પણ હરી લેવા ધારે છે! આ લોકમાં પુત્રીને માટે સ્વેચ્છાથી વર ગ્રહણ કરાય છે, બીજાની ઇચ્છા પ્રમાણે ગ્રહણ કરાતો નથી, પણ મારે તો દૈવયોગે બીજાની ઇચ્છા પ્રમાણે વર ગ્રહણ કરવાનો વખત આવ્યો છે. બીજાની ઇચ્છાથી પ્રતિજ્ઞા કરેલ આ ધનુષ્યનું આરોપણ જો રામ કરી શકે નહિ અને કોઇ બીજો કરે તો જરૂર મારી પુત્રીને અનિષ્ટ વરની પ્રાપ્તિ થાય, માટે હવે શુ કરવુ?" વિદેહાનો આવો

વિલાપ સાંભળી જનકરાજા બોલ્યા—'હે દેવી! તમે ભય પામો નહિ, મેં એ રામનું બળ જોયેલુ છે. આ ધનુષ્ય તેને એક લતા જેવું છે.'

વિદેહાને એવી રીતે સમજાવી જનકે બીજે દિવસે પ્રભાતમાં માંચાઓથી મંડિત એવા મંડપમાં તે બંને ધનુષ્યરત્નને પૂજા કરીને સ્થાપન કર્યાં. સીતાના સ્વયંવરને માટે જનક રાજાએ બોલાવેલા વિદ્યાધરોના અને મનુષ્યોના રાજાઓ આવી આવીને મંચ ઉપર બેઠા; પછી જાનકી દિવ્ય અલંકારોને ધારણ કરીને સખીઓથી પરવરી સતી જાણે ભૂમિપર ચાલતી દેવી હોય તેમ તે મંડપમાં આવી. લોકોનાં નેત્રને અમૃતની સરિતા જેવી તે જાનકી રામને મનમાં ધારી ધનુષ્યની પૂજા કરીને ત્યાં ઉભી રહી. નારદના કહેવા પ્રમાણેજ તે સીતાના રૂપને જોઈને કુમાર ભામડલને કામદેવ પ્રહાર કરવા લાગ્યો. તે વખતે જનકના એક દ્વારપાલે ઉંચા હાથ કરીને કહ્યું કે–'હે સર્વ ખેચરો અને પૃથ્વીચારી રાજાઓ! તમોને જનક રાજા કહે છે કે જે આ બે ધનુષ્યમાંથી એક ધનુષ્યને ચઢાવે તે મારી પુત્રીને પરણે.' આ પ્રમાણે સાંભળી પરાક્રમી ખેચરો અને ભૂચર રાજાઓ ધનુષ્ય ચઢાવવા માટે ધનુષ્યની પાસે એક પછી એક આવવા લાગ્યા, પરંતુ ભયંકર સર્પોથી વીંટાએલા અને તીવ્ર તેજવાળા તે બંને ધનુષ્યનો સ્પર્શ કરવાને પણ કોઈ સમર્થ થયું નહિ, તો ચઢાવવાની તો વાતજ શી કરવી? ધનુષ્યમાંથી નીકળતા તણખાની અનેક જ્વાલાઓથી દગ્ધ થયેલા તેઓ લજ્જાથી અધોમુખ થઇને પાછા નિવૃત્ત થતા હતા. પછી જેના કાંચનમય કુંડલ ચલાયમાન થઇ રહ્યા છે એવા દશરથકુમાર રામ ગજેંદ્રની લીલાએ ગમન કરતાં તે ધનુષ્યની પાસે આવ્યા. તે સમયે ચંદ્રગતિ વિગેરે રાજાઓએ ઉપહાસ્યથી અને જનકે શંકાથી જોયેલા લક્ષ્મણના જ્યેષ્ટ બંધુ રામે નિ:શંકપણે વજ્રને ઈંદ્ર સ્પર્શ કરે તેમ જેની ઉપરથી સર્પ અને અગ્નિજ્વાળા શાંત થઇ ગયેલ છે એવા વજ્રાવર્ત્ત ધનુષ્યનો કરવડે સ્પર્શ કર્યો. પછી ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ એવા રામે લોઢાની પીઠ ઉપર રાખી બરૂની જેમ નમાવીને તે ધનુષ્યને પણચ ઉપર ચઢાવ્યું, અને તેને કાનસુધી ખેંચીને એવું આસ્ફાલન કર્યું કે જેથી પોતાની કીર્તિના પટહ જેવું તે ધનુષ્ય શબ્દથી ભૂમિ અને અંતરીક્ષના ઉદરને પૂર્ણ કરતું ગાજી ઉઠ્યું. તત્કાલ સીતાએ સ્વયમેવ રામના કંઠમાં સ્વયંવરમાળા નાખી અને રામે ધનુષ્ય ઉપરથી પણચને ઉતારી નાખી. પછી લક્ષ્મણે પણ રામની આજ્ઞાથી તત્કાલ અર્ણવાવર્ત્ત ધનુષ્ય ચઢાવ્યું; તેને લોકો વિસ્મયથી જોઈ રહ્યા. તેનું આસ્ફાલન કરતાં તેણે નાદથી દિશાઓના મુખને બાધિર કરી નાખ્યા. પછી પણચને ઉતારીને તેને પાછું તેના સ્થાન ઉપર મૂકી દીધું. તે વખતે ચકિત અને વિસ્મિત થયેલા વિદ્યાધરોએ દેવકન્યા જેવી અદ્ભુત પોતાની અઢાર કન્યાઓ લક્ષ્મણને આપી ચંદ્રગતિ વિગેરે વિદ્યાધરોના રાજાઓ ખિસ્યા થઇને તપી ગયેલા ભામંડલ સહિત પોતપોતાને સ્થાનકે ગયા.

જનક રાજાએ મોકલેલા સંદેશાથી તત્કાળ દશરથ રાજા ત્યાં આવ્યા, અને રામ અને સીતાનો મોટા ઉત્સવથી વિવાહ કર્યો. જનકના ભાઇ કનકે સુપ્રભા રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલી ભદ્રા નામની પુત્રી ભરતને આપી. પછી દશરથ પુત્રો અને વધૂઓની સાથે નગરજનો જેમાં ઉત્સવ કરી રહ્યા છે એવી અયોધ્યા નગરીમાં આવ્યા.

એકદા દશરથ રાજાએ મોટી સમૃદ્ધિથી ચૈત્યમહોત્સવ અને શાંતિસ્નાત્ર કરાવ્યાં. પછી રાજાએ સ્નાત્રજલ અંતઃપુરના અધિકારી વૃદ્ધ પુરૂષની સાથે પ્રથમ પોતાની પટ્ટરાણીને મોકલ્યુ અને પછી દાસીઓ દ્વારા બીજી રાણીઓને સ્નાત્રજળ મોકલાવ્યું. યૌવનવયને લીધે શીઘ્ર ચાલનારી દાસીઓએ ઉતાવળે આવીને બીજી રાણીઓને સ્નાત્રજલ પહોંચાડયું એટલે તેમણે તત્કાલ તેનું વંદન કર્યું. પેલો અંતઃપુરનો અધિકારી વૃદ્ધપણાને લીધે શાનની જેમ મંદમંદ ચાલતો હતો તેથી પટ્ટરાણીને સ્નાત્રજળ તરત મળ્યુ નહીં, એટલે તે વિચારવા લાગી કે 'રાજાએ બધી રાણીઓની ઉપર જિનેંદ્રનું સ્નાત્રજલ મોકલીને પ્રસાદ કર્યો, અને હું પટ્ટરાણી છતાં મને મોકલાવ્યુ નહિ, માટે મારા જેવી મદભાગ્યાને જીવીને શું કરવું છે ? **માનનો ધ્વંસ થયા છતાં જીવવુ તે મરણથી પણ વિશેષ દુઃખરૂપ છે.**' આ પ્રમાણે વિચારી મરવાનો નિશ્ચય કરીને એ મનસ્વિનીએ અંદરના ખંડમાં જઈ વસ્ત્રવડે ફાંસો ખાવાનો આરંભ કર્યો, તેટલામાં રાજા દશરથ ત્યાં આવી ચડ્યા. તેને તેવી સ્થિતિમાં જોઇ, તેના મરણોન્મુખપણાથી ભય પામી રાજાએ તેને પોતાના ઉત્સંગમાં બેસારીને પૂછ્યું કે–'પ્રિયા ! શું અપમાન થવાથી તેં આવું દુઃસાહસ આરંભ્યુ છે ? દૈવયોગે મારાથી તો કાંઈ તારૂં અપમાન નથી થયુ ?' તે ગદ્‌ગદ્ સ્વરે બોલી–'તમે બધી રાણીઓને જિનસ્નાત્રનું જલ મોકલાવ્યું અને મારે માટે મોકલાવ્યુ નહીં.' આ પ્રમાણે જેવી તે કહેતી હતી, તેવામાં પેલો વૃદ્ધ કંચુકી 'આ સ્નાત્રજલ રાજાએ મોકલાવ્યુ છે' એમ બોલતો ત્યાં આવ્યો. રાજાએ તે પવિત્ર જલથી તરત જ પટ્ટરાણીના મસ્તકપર અભિષિંચન કર્યું. પછી તે કંચુકીને રાજાએ પૂછ્યું કે–'તું આટલો મોડો કેમ આવ્યો ?' કંચુકી બોલ્યો–'સ્વામી ! સર્વ કાર્યમાં અસમર્થ એવી મારી વૃદ્ધાવસ્થાનોજ આમાં અપરાધ છે, આપ સ્વયમેવ મારી સામું જુઓ.' રાજાએ તેની સામે જોયુ તો તે મરવાને ઇચ્છતો હોય તેમ પગલે પગલે સ્ખલિત થતો હતો, મુખમાંથી લાળ પડતી હતી, દાંત પડી ગયા હતા, મુખ ઉપર વળીઆ પડ્યા હતા, સર્વ અંગમાં શ્વેતરોમ થઇ ગયા હતા, ભ્રગુટીના વાળથી નેત્ર ઢંકાઇ ગયાં હતાં, માંસ અને રૂધિર સુકાઇ ગયાં હતાં અને સર્વ અંગ ધ્રુજતાં હતાં. આવા તે કંચુકીને જોઇને રાજાને વિચાર થયો કે 'જ્યાં સુધી મારી એવી સ્થિતિ થઇ નથી ત્યાં સુધીમાં મારે મોક્ષને માટે પ્રયત્ન કરી લેવો જોઇએ.' આવા મનોરથથી રાજા વિષયોથી પરાઙ્‌મુખ થઈ ગયો, અને એ પ્રમાણે સસારપર વૈરાગ્યવાળા ચિત્તથી તેણે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા સત્યભૂતિ નામે ચતુર્જ્ઞાની મહામુનિ સંઘની સાથે તે નગરીએ સમોસર્યા. તેના ખબર સાંભળી રાજા દશરથ પુત્રાદિક પરિવાર સાથે ત્યાં જઇ તેમને વંદના કરીને દેશના સાંભળવાની ઇચ્છાએ તેમની સમીપે બેઠા. તે સમયે વૈતાઢ્ય ગિરિથી વિદ્યાધરોના અનેક રાજાઓ સહિત રાજા ચંદ્રગતિ સીતાની અભિલાષાથી તપ્ત એવા ભામંડલને સાથે લઇ રથાવર્ત્ત ગિરિપરના અર્હંતોને વંદના કરીને પાછા ફરતાં આકાશમાર્ગે ત્યાં આવી ચડ્યો. સત્યભૂતિ મુનિને ત્યાં સમવસરેલા જોઇ તે આકાશમાંથી નીચે ઉતર્યો, અને તેમને વંદના કરીને તે પણ દેશના સાંભળવા બેઠો. ભામંડલને સીતાના અભિલાપનો સંતાપ છે તે જાણી લઇ સત્યવાદી સત્યભૂતિ સૂરિએ સમયને યોગ્ય દેશના આપી, તેમાં પ્રસંગોપાત્ તેમને પાપમાંથી નિવૃત્ત થવાને માટે ચંદ્રગતિ અને પુષ્પવતીના તથા ભામંડલ અને સીતાના પૂર્વ ભવો કહી સંભળાવ્યા. તેમાં સીતા અને ભામંડલનું જુગલીઆપણે ઉત્પન્ન થવું અને ભામંડલનું જન્મતાંજ અપહરણ થવું ઇત્યાદિ વૃત્તાંત યથાર્થપણે જણાવ્યો. તે સાંભળતાંજ ભામંડલને જાતિસ્મરણ થયું, એટલે તત્કાળ મૂર્છિત થઇને તે પૃથ્વીપર પડી ગયો. થોડી વારે સંજ્ઞા મેળવીને ભામંડલે પોતાના પૂર્વ ભવનું વૃત્તાંત સત્યભૂતિ મુનિએ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે બધું પોતાની મેળે કહી આપ્યુ. તત્કાળ ચંદ્રગતિ વિગેરે પરમ સંવેગને પ્રાપ્ત થયા, અને સદ્બુદ્ધિવાળા ભામંડલે સીતાને બહેન જાણીને નમસ્કાર કર્યો. 'જન્મતાંજ જેનું હરણ થયુ હતું તેજ આ મારો સહોદર ભાઇ છે' એમ જાણીને હર્ષ પામતી મહા સતી સીતાએ તેને આશીષ આપી. પછી તત્કાળ જેને સૌહૃદપણું ઉત્પન્ન થયુ છે એવા વિનયી ભામંડલે લલાટવડે પૃથ્વીનો સ્પર્શ કરીને રામને પણ નમસ્કાર કર્યો. પછી ચંદ્રગતિએ ઉત્તમ વિદ્યાધરોને મોકલીને વિદેહા અને જનકરાજાને ત્યાં તેડાવ્યા અને 'જન્મતાં જ જેનું હરણ થયુ હતું તે આ ભામંડલ તમારો પુત્ર છે' ઇત્યાદિ સર્વ વૃત્તાંત જણાવ્યું. તે વચન સાંભળીને મેઘગર્જનાથી મયૂરની જેમ જનક અને વિદેહા હર્ષ પામ્યા, અને વિદેહાના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યુ. પોતાના ખરા માતાપિતાને ઓળખીને ભામંડલે નમસ્કાર કર્યો, એટલે તેઓએ તેને મસ્તકમાં ચુંબન કરી હર્ષાશ્રુના જલથી ન્હવરાવ્યો.

તે વખતે રાજા ચંદ્રગતિએ સંસારથી ઉદ્વેગ પામી ભામંડલને રાજ્યપર સ્થાપીને સત્યભૂતિ મુનિની પાસે દીક્ષા લીધી. પછી સત્યભૂતિ અને ચંદ્રગતિ મુનિ, જનક અને વિદેહા (માતાપિતા), દશરથરાજા, સીતા અને રામને નમીને ભામંડલ પોતાના નગરમાં ગયો. રાજા દશરથે સત્યભૂતિ મહર્ષિને પોતાના પૂર્વ ભવો પૂછ્યા, એટલે મુનિ કહેવા લાગ્યા કે—"સેનાપુરમાં ભાવન નામના કોઈ મહાત્મા વણિકને દિપિકા નામની પત્નીથી થયેલી ઉપાસ્તિ નામે એક કન્યા હતી. તે ભવમાં સાધુઓની સાથે પ્રત્યનીકપણે વર્ત્તવાથી તેણે તિર્યંચ વિગેરે ગાઢા કષ્ટકારી યોનિઓમાં ચિરકાળ પરિભ્રમણ કર્યું.

અનુક્રમે વંગપુરમાં ધન્ય નામના વણિકની સુંદરી નામની પત્નીથી વરૂણ નામે પુત્ર થયો. તે ભવમાં પ્રકૃતિથી જ ઉદાર એવો તું નિરંતર સાધુઓને શ્રદ્ધા પૂર્વક આધક દાન આપતો હતો. ત્યાંથી કાળધર્મ પામીને તું ધાતકીખંડ દ્વીપમાં ઉત્તર કુરૂક્ષેત્રને વિષે જુગલીઆપણે ઉત્પન્ન થયો; ત્યાંથી દેવપણાને પ્રાપ્ત થયો. ત્યાંથી ચવીને પુષ્કલાવતી વિજયમાં પુષ્કલા નગરીના રાજા નંદિઘોષ અને પૃથ્વી દેવીનો તું નંદિવર્દ્ધન નામે પુત્ર થયો. નંદિઘોષ રાજા તને-નંદિવર્દ્ધનને રાજ્ય ઉપર બેસારી યશોધર મુનિની પાસે દીક્ષા લઇ કાળધર્મ પામીને ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થયા તું નંદિવર્દ્ધન શ્રાવકપણું પાળી મૃત્યુ પામીને બ્રહ્મ દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને પ્રત્યગ્ વિદેહમાં વૈતાઢ્ય ગિરિની ઉત્તર શ્રેણીના આભૂષણરૂપ શિશિપુર નામના નગરમાં ખેચરપતિ રત્નમાળીની વિદ્યુલ્લતા નામની સ્ત્રીથી સૂર્યજય નામે તું મહા પરાક્રમી પુત્ર થયો. એક વખતે રત્નમાળી ગર્વ પામેલા વિદ્યાધરપતિ વજ્રનયનને જીતવાને માટે સિંહપુર ગયો. ત્યાં તેણે બાલ, વૃદ્ધ, સ્ત્રી, પશુ અને ઉપવન સહિત બધા સિંહપુરને દહન કરવા માંડ્યું. તે વખતે ઉપમન્યુ નામના તેના પૂર્વ જન્મના પુરોહિતનો જીવ જે સહસ્રાર દેવલોકમાં દેવ થયો હતો તેણે આવીને કહ્યુ-"હે મહાનુભાવ! આવું ઉગ્ર પાપ કર નહિ, તું પૂર્વ જન્મમાં ભૂરિનંદન નામે રાજા હતો. તે વખતે તેં વિવેકથી માંસભોજન ન કરવું એવી પ્રતિજ્ઞા લીધી હતી. પછી ઉપમન્યુ નામના પુરોહિતના કહેવાથી તેં તે પ્રતિજ્ઞા ભાંગી હતી. એક વખતે ઉપમન્યુ પુરોહિતને સ્કંદ નામના એક પુરૂષે મારી નાંખ્યો. ત્યાંથી તે હાથી થયો. તે હાથીને ભૂરિનંદન રાજાએ પકડી લીધો. એકદા યુદ્ધમાં તે હાથી મૃત્યુ પામ્યો, અને ભૂરિનંદન રાજાની ગાંધારી નામની પત્નીના ઉદરથી અરિસૂદન નામે પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થતાં તેણે દીક્ષા લીધી. ત્યાંથી મૃત્યુ પામીને આ હું સહસ્રાર[1] દેવલોકમાં દેવતા થયેલો છું. રાજા ભૂરિનંદન મૃત્યુ પામીને એક વનમાં અજગર થયો. ત્યાં દાવાનલથી દગ્ધ થઇને બીજી નરકભૂમિમાં ગયો. પૂર્વના સ્નેહને લીધે મેં નરકમાં જઇને તેને પ્રતિબોધ આપ્યો. ત્યાંથી નીકળીને તું રત્નમાળી રાજા થયો છે. જેમ પૂર્વભવે માંસના પચ્ચખાણનો ભંગ કર્યો હતો, તેમ અનંત દુઃખદાયક પરિણામવાળો આ નગરદાહ તું કર નહિ." આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી રત્નમાળી યુદ્ધમાંથી નિવૃત્ત થયો, અને તારા (સૂર્યજયના) સૂર્યનંદન નામના પુત્રને રાજ્ય ઉપર બેસારીને તત્કાળ સૂર્યજય પુત્ર સહિત તિલકસુંદર નામના આચાર્યની પાસે દીક્ષા લીધી. બંને જણ મુનિપણામાં મૃત્યુ પામી મહાશુક્ર[2] દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચવીને સૂર્યજય તે તું દશરથ થયો, અને રત્નમાળી ચવીને આ જનકરાજા થયો. પુરોહિત ઉપમન્યુ સહસ્રાર દેવ-

---

૧ આઠમું દેવલોક  ૨ સાતમું દેવલોક.

લોકમાંથી ચવીને આ જનકનો અનુજ બંધુ કનક થયો, અને નંદિવર્દ્ધનના ભવમાં તારો પિતા નંદિઘોષ હતો તે ગ્રૈવેયકમાંથી ચવીને આ હું સત્યભૂતિ થયો છું."

આ પ્રમાણે પોતાનો પૂર્વ ભવ સાંભળીને દશરથ રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેથી તત્કાળ તેમને વાંદી દીક્ષા લેવાની ઇચ્છાએ રાજ્યભાર રામને માથે મૂકવા માટે રાજમહેલમાં આવ્યો. દીક્ષા લેવામાં ઉત્સુક એવા તેણે રાણીઓ, પુત્રો અને મંત્રીઓને બોલાવી યથાયોગ્ય રીતે સૌની સાથે સુધારસ સમાન આલાપ કરીને રજા માગી. તે વખતે ભરતે નમસ્કાર કરીને કહ્યું કે–"હે પ્રભુ! તમારી સાથે હું પણ સર્વવિરતિ ગ્રહણ કરીશ, તમારા વિના હું ઘરમાં રહીશ નહિ. હે સ્વામી! અન્યથા મને અત્યંત દુઃખદાયક બે કષ્ટ થશે. એક તમારો વિરહ અને બીજો આ સંસારનો તાપ." ભરતનાં આવાં વચન સાંભળીને 'જો આ પ્રમાણે નિશ્ચય થશે તો પછી મારે પતિ કે પુત્ર કાંઇપણ રહેશે નહિ' એવા વિચારથી ભય પામીને કૈકેયી બોલી–"હે સ્વામી! તમને યાદ છે? મારા સ્વયંવરના ઉત્સવમાં મેં તમારૂં સારથિપણું કર્યું હતું, ત્યારે તમે મને એક વરદાન માગવાને કહ્યું હતું. હે નાથ! તે વરદાન અત્યારે આપો, કેમકે તમે સત્ય પ્રતિજ્ઞાવાળા છો; અને મહાત્માઓની પ્રતિજ્ઞા પાષાણમાં કોતરેલી રેખા જેવી હોય છે." દશરથરાજા બોલ્યા કે–'મેં જે વચન આપ્યું છે તે મને યાદ છે, માટે એક વ્રત લેવાના નિષેધ શિવાય જે મારે આધીન હોય તે તું માગી લે.' તે વખતે કૈકેયીએ યાચના કરી કે–'હે સ્વામી! જો તમે પોતે દીક્ષા લેતા હો, તો આ બધી પૃથ્વી મારા પુત્ર ભરતને આપો.' તરતજ દશરથ રાજા બોલ્યા કે 'આ પૃથ્વી હમણાં જ લઇ લે.' એમ કહી લક્ષ્મણ સહિત રામને બોલાવીને તેમણે રામ પ્રત્યે આ પ્રમાણે કહ્યું–'હે વત્સ! પૂર્વે મારૂં સારથિપણું કરવાથી પ્રસન્ન થઇને મેં કૈકેયીને એક વરદાન આપેલું હતું, તે વરદાન અત્યારે ભરતને રાજ્ય આપવાને માટે તે મારી પાસે માગી લે છે.' રામ હર્ષ પામીને બોલ્યા–"મારી માતાએ મહા પરાક્રમી મારા ભાઈ ભરતને રાજ્ય મળવાનું વરદાન માગ્યું તે બહુ સારૂં કર્યું. હે પિતા! મારી ઉપર પ્રસાદ કરીને તમે આ વિષે મને પૂછોછો, તથાપિ લોકોમાં તે અવિનયની સૂચનાનું કારણ થાય તેથી મને દુઃખ કરે છે. જો તાત સંતુષ્ટ થયા હો તો આ રાજ્ય ગમે તેને આપો તેમાં હું કે જે એક તમારા પાળા જેવો છું તેને નિષેધ કરવામાં કે સંમતિ આપવામાં કાંઇપણ સત્તા નથી. ભરત છે તે હુંજ છું, અમે બંને તમારે સરખા છીએ, માટે મોટા હર્ષથી ભરતને રાજ્ય ઉપર અભિષેક કરો."

આવા રામનાં વચન સાંભળી દશરથ રાજા પ્રીતિ અને વિસ્મય પામી ગયા. પછી તે પ્રમાણે કરવા મંત્રીઓને આજ્ઞા આપવા લાગ્યા, તેવામાં ભરત બોલ્યો–'હે સ્વામી! તમારી સાથે વ્રત લેવાને માટે મેં પ્રથમ જ પ્રાર્થના કરેલી છે, તેથી તે કોઇના વચનથી અન્યથા કરવાને તમે યોગ્ય નથી.' દશરથે કહ્યું–"હે વત્સ! મારી પ્રતિજ્ઞા

વ્યર્થ કર નહિ. તારી માતાને મેં પૂર્વે વરદાન આપ્યુ હતું અને તેણે તે ચિરકાલ થાપણ કરીને રાખ્યુ હતું, તે આજે તને રાજ્યદાન આપવાને માટે તેણે માગી લીધું છે, માટે હે પુત્ર! મારી અને તારી માતાની આજ્ઞાને અન્યથા કરવાને તું યોગ્ય નથી." પછી રામે ભરતને કહ્યું—'હે ભ્રાતા! જો કે તમારા હૃદયમાં રાજ્યપ્રાપ્તિનો કિંચિત્ પણ ગર્વ નથી, તથાપિ પિતાનાં વચનને સત્ય કરવાને માટે તમે રાજ્ય ગ્રહણ કરો.' રામનાં આવાં વચન સાંભળી ભરતે અશ્રુભરિત નેત્રે રામના ચરણમાં પડી અંજલિ જોડીને ગદ્ગદ્ અક્ષરે કહ્યુ—'પૂજ્ય બંધુ! પિતાશ્રીને અને તમારા જેવા મહાત્માઓને મને રાજ્ય આપવું તે યોગ્ય છે, પણ મારા જેવાએ તે ગ્રહણ કરવું યોગ્ય નથી. શું હું રાજા દશરથનો પુત્ર નથી? કે શું હું તમારા જેવા આર્યનો અનુજ બંધુ નથી? કે જેથી હું ગર્વ કરૂ અને ખરેખરો માતૃસુખો ગણાઉ.'

તે સાંભળી રામે દશરથ રાજાને કહ્યું—'હું અહીં છતાં ભરત રાજ્યનું ગ્રહણ કરશે નહિ, માટે હું વનવાસ કરવાને જાઉ છુ.' આ પ્રમાણે પિતાની આજ્ઞા લઈ ભક્તિથી નમીને, રામ હાથમાં ધનુષ્ય અને ભાથાં લઇને ચાલી નીકળ્યા, અને ભરત ઉંચે સ્વરે રૂદન કરતાં રહ્યા. વનવાસને માટે જતાં રામને જોઈ અત્યંત સ્નેહકાતર એવા દશરથ રાજા વારંવાર મૂર્છા પામવા લાગ્યા.

રામે ત્યાંથી નીકળી પોતાની માતા અપરાજિતાની પાસે આવીને કહ્યું—"હે માતા! જેવો હું તમારો પુત્ર છુ તેવોજ તમારે ભરત છે. પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવાને માટે મારા પિતાએ તેને રાજ્ય આપ્યુ, પણ હું અહીં છતાં તે રાજ્ય લેતો નથી, તેથી મારે વનમાં જવું યોગ્ય છે. મારી ગેરહાજરીમાં તમે વિશેષ પ્રસાદવાળી દૃષ્ટિથી ભરતને જોજો, અને કદિ પણ મારા વિયોગથી કાતર થશો નહિ." રામની આવી વાણી સાંભળી દેવી મૂર્છા પામી પૃથ્વીપર પડી ગયા. એટલે દાસીઓએ ચંદનના જલનું સિંચન કર્યું, તેથી સ્વસ્થ થઇને બોલ્યા—"અરે! મને સ્વસ્થ કરીને કોણે જીવાડી? મને મૂર્છાજ સુખમૃત્યુને માટે છે, કેમકે હું જીવતી રહી સતી રામનો વિરહ કેમ સહન કરીશ? અરે! કૌશલ્યા! તારો પુત્ર વનમાં જશે અને પતિ દીક્ષા લેશે, તેવું સાંભળ્યા છતાં તું ફાટી પડતી નથી, તેથી ખરેખર તું વજ્રમય છે." રામે ફરીથી કહ્યુ—"હે માતા! તમે મારા પિતાના પત્ની થઇને પામર સ્ત્રીઓને યોગ્ય એવુ આ શું કરો છો? સિંહણનો પુત્ર વનમાં અટન કરવાને એકલો જાય છે, તથાપિ સિંહણ સ્વસ્થ થઇને રહે છે, જરા પણ ગભરાતી નથી. હે માતા! જે પ્રતિજ્ઞા કરેલું વરદાન છે તે મારા પિતાને માથે રણ છે. જો હું અહીં રહું અને ભરત રાજ્ય ન લે તો પછી પિતાનું અનૃણ્ય (રણરહિતપણું) શી રીતે થાય?"

આ પ્રમાણે યુક્તિવાળાં વચનોવડે કૌશલ્યાને સમજાવીને અને બીજી માતાઓને નમસ્કાર કરીને રામ બહાર નીકળ્યા. પછી સીતાએ દૂરથી દશરથ રાજાને નમી અપરા-

જિતા દેવીની પાસે આવી રામની સાથે જવાની આજ્ઞા માગી. એટલે જાનકીને ઉત્સંગમાં બેસારીને નેત્રના ઉષ્ણ અશ્રુજલવડે બાળાની જેમ ન્હવરાવતી અપરાજિતા બોલી—"વત્સે! વિનીત રામચંદ્ર પિતાની આજ્ઞાથી વનમાં જાય છે, તો તે નરસિંહ પુરૂષને દુષ્કર નથી; પણ તું તો જન્મથીજ ઉત્તમ વાહનોમાં લાલિત થયેલી છો, તેથી પગે ચાલવાની વ્યથાને કેમ સહન કરી શકીશ? સુકુમારપણાથી કમલના ઉદર જેવું તારૂં અંગ છે, તે જ્યારે તાપ વિગેરેથી કલેશ પામશે, ત્યારે રામને પણ કલેશ થઇ પડશે; માટે પતિની સાથે અનુગમન કરવામાં તેમજ અનિષ્ટ કષ્ટ સહેવામાં હું નિષેધ કે આજ્ઞા કાંઇપણ કરવાને ઉત્સાહ ધરતી નથી." તે સાંભળી શોકરાહત સીતા પ્રાતઃકાળના કમળની જેવું પ્રફુલ્લિત મુખ કરી અપરાજિતાને નમીને બોલી—'હે દેવી! તમારા ઉપરની મારી ભક્તિ મને માર્ગમાં કુશલકારી થશે, માટે મેઘની પાછળ વિદ્યુત્‌ની જેમ હું રામની પાછળ જાઉં છું.' આ પ્રમાણે કહી કૌશલ્યાને ફરીથી નમીને પોતાના આત્મામાં આત્મારામની જેમ રામનું જ ધ્યાન કરતી સીતા બહાર નીકળી. તે વખતે "અહો! આવી અત્યંત પતિભક્તિથી જાનકી પતિને દેવ તુલ્ય માનનારી સ્ત્રીઓમાં આજે દૃષ્ટાંતરૂપ થઇ પડી છે. એ ઉત્તમ સતી કષ્ટથી કિંચિત્ પણ ભય પામતી નથી. અહો! તે આવા અત્યુત્તમ શીલથી પોતાના બંને કુળને પવિત્ર કરે છે." આ પ્રમાણે શોકથી ગદ્‌ગદ્ વાણીવડે વર્ણન કરતી નગરસ્ત્રીઓ વનમાં જતી સીતાને મહા કષ્ટે જોઈ શકી.

'રામ વનવાસ કરવાને નીકળ્યા' એવા ખબર સાંભળી લક્ષ્મણનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો; તે હૃદયમાં આ પ્રમાણે વિચારવા લાગ્યો કે—"મારા પિતા દશરથ પ્રકૃતિથી જ સરલ છે અને સ્ત્રીઓ સ્વાભાવિક રીતે સરલ હોતીજ નથી. નહિતો કૈકેયી ચિરકાલ પર્યંત વરદાન રાખી મૂકીને આ વખતે કેમ માગી લે! પિતા દશરથે ભરતને રાજ્ય આપ્યું, અને પોતાની ઉપરથી ઋણ ઉતારી પિતૃઓનો ઋણનો ભય દૂર કર્યો. હવે હું નિર્ભય થઇ મારા ક્રોધને વિરામ પમાડવા માટે એ કુળાધમ ભરત પાસેથી રાજ્ય હરી લઈને પાછું તે રામને સોંપી દઉં? પરંતુ એ રામ મહા સત્વવાન છે, તેથી તૃણવત્ છોડી દીધેલા રાજ્યને તે પાછું લેશે નહિ, અને તેમ કરવાથી પિતાને પણ દુઃખ થશે; માટે પિતાને તો દુઃખ ન થવું જોઇએ, તેથી ભરત ભલે રાજા થાય, હું એક પાળાની જેમ રામની પછવાડે વનમાં જઇશ." આ પ્રમાણે વિચારી સૌમિત્રિ[1] પિતાની રજા લઇને પોતાની માતા સુમિત્રાને પૂછવા ગયો. ત્યાં જઇ તેને પ્રણામ કરીને બોલ્યો—'હે માતા! રામ વનમાં જાય છે, તેથી તેમની પછવાડે હું પણ જઇશ; કેમકે સમુદ્ર વિના મર્યાદાની જેમ રામ વિના લક્ષ્મણ રહેવાને સમર્થ નથી.' આવાં પુત્રનાં વચન સાંભળી માંડમાંડ ધીરજ રાખીને સુમિત્રા બોલી—'વત્સ! તને સાબાશ છે, મારો પુત્ર હોય તે જ્યેષ્ઠ બંધુને જ અનુસરે. પણ હે વત્સ! રામભદ્ર મને નમસ્કાર કરીને ક્યારના ગયા છે,

૧ સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ.

તેથી તારે કેહું પડી જશે, માટે હવે તું વિલંબ કર નહિ.' આવાં માતાનાં વચન સાંભળી 'માતા! તમને ધન્ય છે, તમેજ ખરેખર મારા માતા છો.' એમ કહી તેમને પ્રણામ કરીને લક્ષ્મણ અપરાજિતા (કૌશલ્યા) ને પ્રણામ કરવા ગયો. તેમને પ્રણામ કરીને લક્ષ્મણ બોલ્યો—'માતા! મારા આર્ય બંધુ એકાકી વનમાં ગયા છે, તેથી તેમની પછવાડે જવાને હું ઉત્સુક છું. માટે તમારી રજા લેવા આવ્યો છું.' કૌશલ્યા નેત્રમાં અશ્રુ લાવીને બોલ્યા—'વત્સ! હું મંદભાગ્યા મારી ગઇ છું, કારણ કે તું પણ મને છોડીને વનમાં જાય છે. હે લક્ષ્મણ! રામના વિરહથી પીડિત એવી મને આશ્વાસન આપવાને તું એક તો અહીંજ રહે. પ્રયાણ કર નહિ.' લક્ષ્મણે કહ્યું—'હે માતા! તમે રાજાની માતા છો. અધૈર્ય રાખો નહિ. મારા બંધુ દૂર ચાલ્યા જાય છે, માટે હું સત્વર તેમની પછવાડે જઇશ. માટે હે દેવી! મને વિઘ્ન કરો નહિ. હું સદા રામનો કિંકરરૂપ છું.' આ પ્રમાણે કહી પ્રણામ કરીને લક્ષ્મણ ધનુષ્યસાથે લઇ સત્વર રામસીતાની પછવાડે દોડી ગયા. પછી જેમનાં મુખકમલ પ્રફુલ્લિત છે એવાં એ ત્રણે વિલાસ માટે ઉપવનમાં જાય તેમ વનવાસને માટે હરખી થઇ નગરીમાંથી બહાર નીકળ્યાં. જ્યારે પ્રભુની જેમ રામ, લક્ષ્મણ અને સીતા નગરની બહાર નીકળ્યાં, ત્યારે નગરીનાં નર તથા નારીઓ મહા દુઃખની દશાને પામી ગયાં. નગરજનો મોટા રાગથી તેઓની પછવાડે વેગવડે દોડવા લાગ્યા, અને ક્રૂર કૈકેયીના અત્યંત અપવાદ બોલવા લાગ્યા. રાજા દશરથ પણ અંતઃપુરના પરિવાર સહિત સ્નેહરૂપ દોરીથી ખેંચાઇને રૂદન કરતા સતા તત્કાળ રામની પછવાડે ચાલ્યા. જ્યારે રાજા અને સર્વ પ્રજાજન રામની પછવાડે બહાર નીકળ્યા ત્યારે પછી અયોધ્યાપુરી જાણે ઉજડ હોય તેવી દેખાવા લાગી. રામે પિતા અને માતાઓને વિનય ભરેલી વાણીવડે સમજાવીને માંડમાંડ પાછા વાળ્યા, અને ઉચિત વચનોથી પુરજનોને પણ વિસર્જન કરીને સીતા લક્ષ્મણ સહિત ત્યાંથી આગળ ચાલ્યા. માર્ગમાં ગામે ગામે અને શહેરે શહેરે ગામના વૃદ્ધ પુરૂષો તેમને રહેવાની પ્રાર્થના કરતા હતા, પણ રામ કોઇ ઠેકાણે રોકાતા નહોતા.

અહીં ભરતે રાજ્ય અંગીકાર કર્યું નહિ, પણ ઉલટા બંધુના વિરહને સહન કરવાને અસમર્થ એવા તેણે પોતાની માતા કૈકેયીની ઉપર કેટલાક આક્રોશ કર્યો. તેથી રાજા દશરથે દીક્ષા લેવાને ઉત્સુક થઇ રાજ્ય લેવાને માટે લક્ષ્મણ સહિત રામને પાછા લાવવા માટે સામંતો અને મંત્રીઓને મોકલ્યા. રામ પશ્ચિમ દિશામાં જતા હતા, તેમની પછવાડે તેઓ ત્વરાથી ચાલ્યા, અને તેમની ભેગા થઇને રાજાની આજ્ઞાપૂર્વક તેમને પાછા આવવાની વિજ્ઞપ્તિ કરી. તે દીન થઇ ગએલા મંત્રીઓએ અને સામંતોએ ઘણી પ્રાર્થના કરી; પરંતુ રામ પાછા વળ્યા નહિ. કેમકે મહાન પુરૂષોની પ્રતિજ્ઞા પર્વતની જેમ ચલાયમાન થતી નથી. રામે તેમને વારંવાર પાછા વાળવા માંડ્યા, પણ રામની પાછા વળવાની આશાએ તેઓ સાથે સાથેજ ચાલ્યા.

અનુક્રમે રામ, લક્ષ્મણ અને જાનકી આગળ ચાલતાં શિકારી પ્રાણીઓના સ્થાન રૂપ એક નિર્માનુષ્ય અને ઘાટા વૃક્ષોવાળી પારિયાત્રા[1] અટવીમાં આવી પહોંચ્યા. ત્યાં માર્ગમાં ગભીર આવર્ત્તવડે ભયંકર અને વિશાળ પ્રવાહવાળી ગંભીરા નામે એક નદી આવી. તેને કાંઠે ઉભા રહીને રામે સામંતોને કહ્યું કે–'તમે આ ઠેકાણેથી નિવૃત્ત થાઓ, કારણકે હવે અહીથી આગળ ઘણો કષ્ટકારી માર્ગ આવશે. અમારા કુશળ સમાચાર પિતાને કહેજો, અને હવેથી ભરતને મારી જેમ અથવા પિતાની જેમ ગણીને તેની સેવા કરજો.' 'રામના ચરણને અયોગ્ય એવા અમોને ધિક્કાર છે!' એમ કહીને ઘણું રૂદન કરતા અને અશ્રુથી વસ્ત્રને ભીંજવતા તે સામંતો માંડમાંડ પાછા વળ્યા. પછી તટ ઉપર રહેલા સામતોએ સાશ્રુદૃષ્ટિએ જોયેલા રામ, સીતા લક્ષ્મણ સાથે તે દુસ્તર સરિતાને ઉતરી ગયા. રામ જ્યારે દૃષ્ટિમાર્ગને ઉલ્લઘન કરી ગયા, ત્યારે સામતાદિક સર્વે હૃદયમાં મહા કષ્ટ પામતાં અયોધ્યામાં આવ્યા અને સર્વ વૃત્તાંત તેમણે દશરથ રાજાને જણાવ્યુ. તે સાંભળીને રાજાએ ભરતને કહ્યુ–'હે વત્સ! રામ લક્ષ્મણ તો પાછા આવ્યા નહિ, માટે હવે તું રાજ્ય ગ્રહણ કર, મારી દીક્ષામાં વિઘ્નરૂપ થા નહીં.' ભરતે કહ્યું–'હે તાત! હું કદિપણ રાજ્ય ગ્રહણ કરીશ નહિ, હું જાતે જઇને મારા અગ્ર બંધુને પ્રસન્ન કરી પાછા તેડી લાવીશ.' તે સમયે કૈકેયી પણ ત્યાં આવી દશરથ રાજાને કહેવા લાગી કે–"હે સ્વામી! તમે તો તમારી સત્ય પ્રતિજ્ઞા પ્રમાણે ભરતને રાજ્ય આપ્યું, પણ એ તમારો વિનયી પુત્ર રાજ્યને ગ્રહણ કરતો નથી અને તેની બીજી માતાઓને તેમજ મને પણ મહત્ દુઃખ પ્રાપ્ત થયુ છે. આ બધું વગર વિચાર્યું કરનારી અને પાપિણી એવી મેં જ કર્યું છે. અરે! તમે સપુત્ર છતાં આ રાજ્ય અત્યારે રાજા વગરનું થઇ ગયુ છે. વળી કૌશલ્યા. સુમિત્રા અને સુપ્રભાનુ દુઃશ્રવ રૂદન સાંભળતાં મારૂ હૃદય પણ ફાટી જાય છે. હે નાથ! હું ભરતની સાથે જઇ વત્સ રામ અને લક્ષ્મણને પાછા લઇ આવીશ, તેથી મને ત્યાં જવાની આજ્ઞા આપો."

રાજા દશરથે હર્ષથી આજ્ઞા આપી, એટલે કૈકેયી ભરત અને મંત્રીઓની સાથે ત્વરાથી રામની પછવાડે ચાલી. કૈકેયી અને ભરત છ દિવસે જ્યાં રામ વિગેરે હતા ત્યાં પહોંચ્યા. ત્યાં એક વૃક્ષ તળે જાનકી, રામ અને લક્ષ્મણને બેઠેલા જોયા. તેમને જોતાંજ કૈકેયી રથમાંથી ઉતરી; અને 'હે વત્સ! હે વત્સ!' એમ બોલતી પ્રણામ કરતા એવા રામના મસ્તકપર ચુંબન કરવા લાગી. સીતા અને લક્ષ્મણ પણ તેના ચરણકમળમાં નમ્યા. તેમને બાહુથી દબાવી ને તાર સ્વરે રૂદન કરવા લાગી. ભરતે નેત્રમાં અશ્રુ લાવીને રામના ચરણમાં પ્રણામ કર્યો. અને તત્કાળ મૂર્છિત થઇ ગયા. કેમકે સ્નેહ છે તે મહા વિષ તુલ્ય છે. પછી જ્યારે રામચંદ્ર તેને સારી રીતે સમજાવ્યો, ત્યારે ભરત

---

૧ ભિલ્લપલ્લી

વિનયપૂર્વક બોલ્યો કે-"હે આર્ય બંધુ! અભક્તની જેમ મારો ત્યાગ કરીને તમે અહીં કેમ આવ્યા? 'ભરત રાજ્યના અર્થી છે' એવો માતાના દોષથી મને જે અપવાદ લાગ્યો છે તે તમે વનમાં મને સાથે લઇ જઇને ટાળી નાખો; અથવા તો હે ભ્રાતા! અહીંથી પાછા વળી અયોધ્યામાં આવો અને રાજ્યલક્ષ્મી ગ્રહણ કરો. તેમ કરવાથી મારૂં કૌલીનશલ્ય[1] દૂર થઈ જશે. આપ રાજા થશો એટલે આ જગન્મિત્ર સૌમિત્રી [લક્ષ્મણ] તમારા મંત્રી થશે, આ માણસ (હું ભરત) તમારો પ્રતિહાર થઇને રહેશે અને શત્રુઘ્ન છત્ર ધરનાર થશે." ભરતે આમ કહ્યા પછી કૈકયી બોલી-"હે વત્સ! આ ભ્રાતાનું વચન માન્ય કરો, કેમકે તમે સદા ભ્રાતૃવત્સલ છો. આ વિષયમાં તમારા પિતાનો દોષ નથી અને ભરતનો પણ દોષ નથી, માત્ર સ્ત્રીસ્વભાવને લીધે સુલભ એવો આ કૈકયીનોજ દોષ છે. સ્ત્રીઓમાં કુટિલતા વિગેરે જે જે જુદા જુદા દોષો હોય છે તે સર્વે દોષોની ખાણરૂપ મારામાં રહેલા છે. પતિને, પુત્રોને અને તેમની માતાઓને અત્યંત દુઃખ ઉત્પન્ન કરનારૂ જે કર્મ મેં કર્યું છે તેને માટે મને ક્ષમા કરો; કારણ કે તમે પણ મારા પુત્ર છો." આ પ્રમાણે આંખમાં અશ્રુ લાવીને કૈકેયીએ કહ્યું, એટલે રામ બોલ્યા-"હે માતા! હું દશરથ જેવા પિતાનો પુત્ર થઇ પ્રતિજ્ઞાનો કેમ ત્યાગ કરૂં? પિતાએ ભરતને રાજ્ય આપ્યુ અને તેમાં હું સંમત થયો, તો અમે બંને જીવતાં તે વાણી અન્યથા કેમ થાય? માટે અમારા બંનેના આદેશથી ભરત રાજા થાઓ. પિતાની જેમ મારી આજ્ઞા પણ ભરતને ઉલ્લંઘન કરવા યોગ્ય નથી." આ પ્રમાણે કહી રામે સીતાના લાવેલા જલવડે સર્વ સામંતોની સાક્ષીએ ત્યાં જ ભરતને રાજ્યાભિષેક કર્યો. પછી કૈકેયીને પ્રણામ કરી, ભરતને બોલાવી, તેઓને અયોધ્યા તરફ વિદાય કરીને રામચંદ્ર દક્ષિણ દિશામાં ચાલ્યા.

ભરત અયોધ્યામાં આવ્યા, અને પિતા તથા વડીલ ભ્રાતાની આજ્ઞાથી તેમણે અખંડ શાસનવાળા રાજ્યનો ભાર અંગીકાર કર્યો. પછી રાજા દશરથે મહામુનિ સત્યભૂતની પાસે મોટા પરિવાર સહિત દીક્ષા લીધી. પોતાના પૂજ્ય બંધુના વનવાસથી હૃદયમાં દુઃખ પામતા સદ્બુદ્ધિવાળા ભરત અરિહંતની પૂજામાં ઉદ્યમી થઇને એક પહેરેગીરની જેમ રાજ્યરક્ષા કરવા લાગ્યા.

સીતા અને લક્ષ્મણ સાથે ગમન કરતા પૃથ્વીના દેવ સમાન રામચંદ્ર માર્ગમાં આવેલા ચિત્રકૂટ પર્વતને ઉલ્લંઘન કરી કેટલેક દિવસે અવંતિ દેશના એક ભાગમાં આવી પહોચ્યા.

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि रामलक्ष्मणोत्पत्तिपरिणयवनगमनो नाम चतुर्थः सर्गः ॥४॥**

---

૧ કુલીનપણાને નાશ કરનારૂં-અધમ કુળ બતાવનારૂ શલ્ય.

## સર્ગ ૫ મો.



## સીતાહરણ.

માર્ગમાં શ્રાંત થયેલા જાનકીને વિશ્રામ આપવાને માટે યક્ષપતિ કુબેરની જેમ રામચંદ્ર એક વડની નીચે બેઠા. તે પ્રદેશને સર્વ તરફ જોઇને રામે લક્ષ્મણને કહ્યું–'આ પ્રદેશ કોઇના ભયથી હમણાજ ઉજડ થઈ ગયેલો લાગે છે. જુઓ, હજુ જેઓની નીકો સુકાઇ ગઇ નથી એવા આ ઉદ્યાનો, ઇક્ષુદંડ સહિત આ ઇક્ષુના વાઢો અને અન્નથી ભરપૂર ખળાઓ આ દેશ તરતમાં જ ઉજડ થયાનું કહી આપે છે.' તે સમયે કોઈ પુરૂષ ત્યાં થઇને જતો હતો તેને રામે પૂછ્યું–'હે ભદ્ર ! આ દેશ શા કારણથી ઉજડ થયો છે? અને તું કઇ તરફ જાય છે?' તે બોલ્યો–'આ અવંતિ દેશ છે, તેમાં **અવંતિ** નામે નગરીમાં શત્રુઓને સિંહની જેવો દુઃસહ **સિંહોદર** નામે રાજા છે. તે રાજાના તાબાના આ દેશમાં દશાંગપુર નગરમાં તે નગરનો નાયક વજ્રકર્ણ નામે એક બુદ્ધિમાન સિંહોદર રાજાનો સામંત રાજા રાજ્ય કરે છે. એક વખતે તે વજ્રકર્ણ વનમાં મૃગયા રમવાને ગયો. ત્યાં પ્રીતિ વધારનારા **પ્રીતિવર્દ્ધન** નામના એક મહા મુનિને કાયોત્સર્ગે રહેલા તેણે જોયા, એટલે તેણે પૂછ્યું–'આવા ઘોર અરણ્યમાં વૃક્ષની જેમ તમે કેમ રહેલા છો?' મુનિએ કહ્યું–'આત્મહિતને માટે.' વજ્રકર્ણે ફરીથી પૂછ્યું કે–'ખાનપાનવર્જિત એવા આ અરણ્યમાં તમારૂં આત્મહિત શું થાય છે?' આવા તેના પ્રશ્નથી તેને યોગ્ય જાણી મુનિએ આત્મહિતકારક ધર્મ કહ્યો, તેથી તત્કાળ તે બુદ્ધિમાન વજ્રકર્ણે શ્રાવકપણું સ્વીકાર્યું, અને એવો દૃઢ અભિગ્રહ લીધો કે 'અર્હંતદેવ અને જૈન મુનિ વિના બીજા કોઇને હું નમીશ નહીં.' પછી મુનિને વંદના કરીને વજ્રકર્ણ દશાંગપુરમાં ગયો. શ્રાવકપણું પાલતા સતા એકદા તેણે વિચાર કર્યો કે 'દેવ ગુરૂ વિના બીજા કોઇને નમસ્કાર કરવો નહિ' એવો મારે અભિગ્રહ છે, તેથી જો હું સિંહોદર રાજાને નમીશ નહીં તો તે મારો વૈરી થશે.' આવો વિચાર કરી એ બુદ્ધિવાન સામંતે પોતાની મુદ્રિકામાં મુનિસુવ્રત સ્વામીની મણિમય પ્રતિમા સ્થાપન કરી. પછી પોતાની અંગુલીમાં રહેલા પ્રભુના બિંબને નમન કરીને તે સિંહોદર રાજાને છેતરવા લાગ્યો. "અતિ બલવાન પુરૂષની આગલ માયાનો ઉપાયજ ચાલે છે." વજ્રકર્ણના આવા કપટનું વૃત્તાંત કોઇ ખલ પુરૂષે સિંહોદર રાજાને કહી દીધું. કેમકે ખલ પુરૂષો સર્વને હાનિ કરનારા હોય છે. વજ્રકર્ણના કપટવૃત્તાંતને જાણીને મોટા સર્પની જેમ નિશ્વાસ નાખતો સિંહોદર તત્કાલ વજ્રકર્ણની ઉપર ગુસ્સે થયો. તે ખબર કોઈ પુરૂષે આવીને વજ્રકર્ણને જણાવી. વજ્રકર્ણે તે પુરૂષને પૂછ્યું, કે–'મારી ઉપર તેનો કોપ થયો છે એવું તેં શી રીતે જાણ્યું?' એટલે તે પુરૂષે કહ્યું–

"કુંદનપુર નગરમાં **સમુદ્રસંગમ** નામે એક શ્રાવક વણિક રહે છે. તેને **યમુના** નામે પત્ની છે, તેમનો **વિદ્યુદંગ** નામે હું પુત્ર છું. હું અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયો એટલે કેટલાક કરીયાણાં લઇ ક્રયવિક્રય કરવાને માટે ઉજ્જયિની નગરીએ ગયો. ત્યાં **કામલતા** નામની એક મૃગલોચના વેશ્યા મારા જોવામાં આવી. તેને જોતાંજ હું કામદેવના બાણનું સ્થાન થઈ પડયો. 'તેની સાથે હું એક રાત્રિજ રહીશ' એવા વિચારથી મેં તેનો સમાગમ કર્યો; પરંતુ પાસથી મૃગલાની જેમ હું તેના રાગથી દૃઢ બંધાઈ ગયો, તેથી જન્મથી કષ્ટ ભોગવી ભોગવીને મારા પિતાએ જે ધન ઉપાર્જન કરેલુ હતું તે મેં તે વેશ્યાને વશ થઇને છ માસમાં ઉડાવી દીધુ. એક વખતે કામલતા વેશ્યાએ મને કહ્યું કે—'સિંહોદર રાજાની પટ્ટરાણી **શ્રીધરા**ને જેવા કુંડળ છે તેવા કુંડળ મને લાવી આપ.' આ વખતે મેં વિચાર કર્યો કે—'મારી પાસે કાંઈ દ્રવ્ય નથી, તો તેવા કુંડળ ક્યાંથી કરાવું? માટે હું તેનાજ કુંડળ ચોરી લાવું.' આવો વિચાર કરીને હું રાત્રે સાહસિક થઈ ખાત્ર પાડીને રાજાના મહેલમાં પેઠો. તે વખતે રાણી શ્રીધરા રાજાને પૂછતી હતી તે મારા સાંભળવામાં આવ્યુ કે—'હે નાથ! આજે ઉદ્વેગીની જેમ તમને નિદ્રા કેમ આવતી નથી?' સિંહોદર બોલ્યો—'દેવી! જ્યાંસુધી મને પ્રણામ નહી કરનાર વજ્રકર્ણને મારૂ નહીં, ત્યાં સુધી મને નિદ્રા ક્યાંથી આવે? હે પ્રિયા! પ્રાતઃકાળે મિત્ર, પુત્ર અને બાંધવો સહિત એ વજ્રકર્ણને હું મારીશ, ત્યાં સુધી આ રાત્રિ મારે જાગ્રતપણે જ નિર્ગમન થાઓ.' આવાં તેનાં વચનો સાંભળી તમારી ઉપર સાધર્મીપણાની પ્રીતિને લીધે કુંડળની ચોરી છોડી દઇને તરતજ ત્યાંથી નીકળી અહીં તમને કહેવાને માટે ત્વરાથી આવ્યો છુ."

આ ખબર સાંભળી વજ્રકર્ણે તરતજ પોતાની નગરીને તૃણ અને અન્નથી અધિક પૂર્ણ કરી દીધી. તેવામાં તો થોડી વારે આકાશમાં પરચક્રથી ઉડતી રજ તેના જોવામાં આવી. ક્ષણવારમાં તો ચંદનનાં વૃક્ષોને સર્પો ઘેરી લે તેમ સિંહોદરે પુષ્કળ સૈન્યથી દશાંગપુરને ઘેરી લીધું. પછી એક દૂત મોકલી વજ્રકર્ણને કહેવરાવ્યુ કે 'હે કપટી! તેં પ્રણામ કરવામાં માયા રચીને મને ચિરકાળ છેતર્યો છે, માટે હવે અંગુલીમાં તે મુદ્રિકા પહેર્યા વગર આવીને મને પ્રણામ કર, નાહતો કુટુંબ સહિત તને યમસદનમાં પહોંચાડીશ.' વજ્રકર્ણે ઉત્તર કહેવરાવ્યો કે—મારે અર્હંત અને સાધુ વિના બીજા કોઇને પ્રણામ કરવો નહિ એવો અભિગ્રહ છે, તેથી હું એમ કરૂ છુ. મને કાંઈ પરાક્રમનું અભિમાન નથી પણ ધર્મનું અભિમાન છે, માટે એક નમસ્કાર શિવાય મારૂ જે કાંઈ છે તે સર્વ યથારૂચિ આપ ગ્રહણ કરો અને મને એક ધર્મદ્વાર આપો, જેથી હું ધર્મને માટે અહીંથી બીજે ચાલ્યો જાઉં. **"ધર્મજ મારૂ ધન થાઓ."**

વજ્રકર્ણે આ પ્રમાણે કહેવરાવ્યુ, તથાપિ સિંહોદરે તે માન્યુ નહિ. કેમકે **માની પુરૂષો ધર્મ અધર્મને ગણતા નથી.** ત્યારથી સિંહોદર વજ્રકર્ણ સહિત તે નગરને રૂંધીને બહાર રહ્યો છે, અને તેના ભયથી આ સર્વ પ્રદેશ ઉજડ થઈ ગયો છે. એ રાજ-

વિગ્રહ જોઇને હું પણ કુટુંબસહિત અહીં નાસી આવ્યો હતો. અહીં આજે કેટલાંક ઘરો બળી ગયાં. તે સાથે મારી જીર્ણ ઝુંપડી બળી ગઈ. તેથી મારી ક્રૂર સ્ત્રીએ આ ધનાઢ્યોનાં શૂન્યગૃહમાંથી ઘરની સામગ્રી ચોરી લાવવાને માટે મને મોકલ્યો છે. દૈવયોગે તેના દુર્વચનનું પણ મને શુભ ફળ મળ્યું, કે જેથી તમારા જેવા દેવસમાન પુરૂષના મને દર્શન થયા."

આ પ્રમાણે એ દરિદ્રી પુરૂષે રામને સર્વ વૃત્તાંત કહી બતાવ્યું, તેથી કરૂણાનિધિ રઘુવંશી રામે તેને એક રત્ન સુવર્ણમય સૂત્ર આપ્યું. પછી તેને વિદાય કરીને રામ દશાંગપુર પાસે આવ્યા, અને નગર બહારના ચૈત્યમાં ચંદ્રપ્રભ પ્રભુને નમસ્કાર કરીને ત્યાં રહ્યા.

પછી રામની આજ્ઞાથી લક્ષ્મણ દશાંગપુરમાં પ્રવેશ કરીને વજ્રકર્ણની પાસે ગયા. 'અલક્ષ્ય પુરૂષોની સ્થિતિ એવીજ હોય છે.' આકૃતિ ઉપરથી તેમને ઉત્તમ પુરૂષ જાણીને વજ્રકર્ણે કહ્યું—'મહાભાગ ! મારા ભોજનઆતિથ્યને ગ્રહણ કરો.' લક્ષ્મણે કહ્યું—'મારા પ્રભુ રામ પોતાની સ્ત્રી સાથે બહારના ઉદ્યાનમાં રહેલા છે, તેથી પ્રથમ તેમને ભોજન કરાવીને પછી હું જમીશ.' વજ્રકર્ણે તરતજ લક્ષ્મણની સાથે ઘણા શાક વિગેરેવાળું ભોજન રામને માટે ઉદ્યાનમાં મોકલાવ્યું. ભોજન કર્યા પછી રામે શિક્ષા આપીને મોકલેલો લક્ષ્મણ અવંતિપતિ સિંહોદરની પાસે આવ્યો. ત્યાં આવીને મિષ્ટ વચને કહ્યું કે 'સર્વ રાજાઓને દાસ જેવા કરનાર, દશરથરાજાના પુત્ર ભરતરાજા તમને વજ્રકર્ણની સાથે વિરોધ કરવાનો નિષેધ કરે છે.' તે સાંભળી સિંહોદર બોલ્યો—'ભરતરાજા જે પોતાના ભક્તિમાન સેવક હોય તેમની ઉપર પ્રસાદ કરે છે, બીજાની ઉપર કરતા નથી; તેવી રીતે આ મારો દુષ્ટ સામંત વજ્રકર્ણ મને નમતો નથી, તો કહો, હું તેની ઉપર શી રીતે પ્રસાદ કરૂં?' લક્ષ્મણે ફરીથી કહ્યું—'એ વજ્રકર્ણ તમારે વિષે અવિનયી નથી, પણ ધર્મના અનુરોધથી તેણે બીજાને પ્રણામ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, માટે તમે વજ્રકર્ણ ઉપર કોપ કરો નહિ. રાજા ભરતનું શાસન તમારે માન્ય કરવા યોગ્ય છે. કારણ કે એ ભરતરાજા સમુદ્રાંત પૃથ્વી ઉપર શાસન કરનાર છે.' આવાં લક્ષ્મણનાં વચન સાંભળી સિંહોદર ક્રોધથી બોલ્યો—'એ ભરતરાજા કોણ છે? કે જે વજ્રકર્ણના પક્ષમાં રહી વાતુલ થઇને મને આ પ્રમાણે કહેવરાવે છે.' તે સાંભળતાં જ લક્ષ્મણનાં નેત્ર કોપથી લાલ થઈ ગયાં, અને હોઠ ફરકવા લાગ્યા. તે બોલ્યા—'રે મૂઢ! તું ભરતરાજાને જાણતો નથી' લે, હવે તને તે સત્વર ઓળખાવું. ઉઠ, યુદ્ધ કરવાને સર્વ રીતે તૈયાર થા. ચંદનઘોની જેમ તું હજુ મારી ભુજારૂપ વજ્રથી તાડિત થયો નથી.' તે સાંભળતાંજ ભસ્મથી ઢંકાયેલા અગ્નિનો સ્પર્શ કરવાને બાળક તૈયાર થાય તેમ સિંહોદર રાજા સૈન્ય સહિત લક્ષ્મણને હણવાને તૈયાર થયો. લક્ષ્મણ પોતાની ભુજાથી કમળના નાળવાની જેમ હાથીનું બંધસ્થાન (ખીલો) ઉખેડીને દંડ જેવો કરી રહેલા યમ રાજાની જેમ તે આલાનસ્થંભવડે

શત્રુઓને મારવા લાગ્યા. પછી એ મહાભુજે ઉછાળો મારીને હાથી ઉપર બેઠેલા સિંહોદરને પશુની જેમ તેના વસ્ત્રવડે જ કંઠમાંથી બાંધી લીધો. દશાંગપુરના લોકો આશ્ચર્યથી જોઈ રહ્યા, અને લક્ષ્મણ સિંહોદરને ગાયની જેમ ખેંચીને રામની પાસે લઇ ગયા. રામને જોઇ સિંહોદરે નમસ્કાર કરીને કહ્યુ–'હે રઘુકુલનાયક! તમે અહીં આવ્યા છો, તે મારા જાણવામાં નહતું. અથવા હે દેવ! મારી પરીક્ષાને માટે તમે આ કર્યું હશે, પણ જો તમે બળ બતાવવા તત્પર થાઓ તો પછી અમારે જીવવાથી સર્યું, અર્થાત્ અમે જીવી શકીએજ નહીં. હે નાથ! મારા આ અજ્ઞાત દોષને ક્ષમા કરો, અને જે કર્ત્તવ્ય હોય તે બતાવો. કેમકે શિષ્ય ઉપર ગુરૂની જેમ સેવક ઉપર સ્વામીનો કોપ માત્ર શિક્ષાને માટેજ હોય છે.' રામે કહ્યુ–'વજ્રકર્ણની સાથે સંધિ કરો.' તે વાણીને સિંહોદરે तथेति ( તેમજ ) કહીને સ્વીકારી લીધી.

પછી રામચંદ્રની આજ્ઞાથી વજ્રકર્ણ ત્યાં આવ્યો, અને વિનયથી રામની આગળ ઉભો રહી અંજળિ જોડીને બોલ્યો–"સ્વામી શ્રી ઋષભદેવના વંશમાં તમે બલભદ્ર અને વાસુદેવ ઉત્પન્ન થયા છો, એમ અમે સાંભળ્યુ હતું. આજે સારા ભાગ્યે તમારા બંનેના અમને દર્શન થયા છે. ચિરકાળે તમે ઓળખવામાં આવ્યા છો. તમે બંને મહાભુજ સર્વ ભરતાર્દ્ધના નાથ છો. હું અને બીજા રાજાઓ તમારાજ કિંકરો છીએ. હે નાથ! આ મારા પ્રભુ સિંહોદરને છોડી મૂકો, અને હવેથી તેને એવી શિક્ષા આપો કે જેથી તે બીજાને નહિ પ્રણામ કરવાના મારા દૃઢ અભિગ્રહને સદા સહન કરે. 'અર્હંત દેવ અને સાધુ ગુરૂ વિના બીજાને નમસ્કાર કરવો નહીં' એવો દૃઢ અભિગ્રહ પ્રીતિવર્દ્ધન નામના મુનિ પાસે મેં ગ્રહણ કરેલો છે." ભૃગુટીની સંજ્ઞાથી સિંહોદરે રામની તે વાત સ્વીકારી, એટલે સૌમિત્રિએ–લક્ષ્મણે મુક્ત કરેલો સિંહોદર રાજા વજ્રકર્ણને આલિંગન દઇને મળ્યો. પછી તેણે રામની સાક્ષીએ પરમ પ્રીતિથી પોતાનું અર્ધ રાજ્ય સહોદર બંધુની જેમ વજ્રકર્ણને આપ્યું. દશાંગપુરના રાજા વજ્રકર્ણે ઉજ્જયિની રાજા સિંહોદર પાસેથી શ્રીધરાનાં કુંડળો માગી લઇને વિદ્યુદંગને આપ્યાં. વજ્રકર્ણે પોતાની આઠ કન્યાઓ, અને સામંતો સહિત સિંહોદરે ત્રણસો કન્યાઓ લક્ષ્મણને આપી. તે વખતે લક્ષ્મણે તેમને કહ્યુ કે 'હમણા આ કન્યાઓને તમારી પાસે રાખો, કારણકે હમણા રાજ્ય ઉપર પિતાએ ભરતને બેસાર્યો છે, તેથી જે સમયે હું રાજ્યને ગ્રહણ કરીશ, ત્યારે તમારી કન્યાઓનું પાણિગ્રહણ કરીશ; હમણા તો અમારે મલયાચલ ઉપર જઇને રહેવું છે.' 'બહુ સારૂં' એમ કહી વજ્રકર્ણ અને સિંહોદરે તેમ કરવા કબુલ કર્યું. પછી રામે વિદાય કરેલા તેઓ પોતપોતાને નગરે ગયા.

રામ ત્યાં રાત્રિવાસો રહીને સવારે સીતા અને લક્ષ્મણ સહિત ત્યાંથી ચાલતાં કોઇ નિર્જલ પ્રદેશમાં આવી ચડ્યા. ત્યાં સીતા તૃષાતુર થવાથી તેમને કોઈ વૃક્ષની નીચે વિશ્રાંતિ લેવા બેસારીને રામની આજ્ઞાથી લક્ષ્મણ જળ લેવા ચાલ્યા. આગળ ચાલતાં અનેક કમળોથી મંડિત અને પ્રિય મિત્રની જેવું વલ્લભ તેમજ આનંદજનક

એક સરોવર તેમના જોવામાં આવ્યું. ત્યાં કુબેરપુરનો કલ્યાણમાળા નામે રાજા ક્રીડા કરવા આવ્યો હતો, તેણે લક્ષ્મણને દીઠા. તત્કાલ અતિ દુરાત્મા કામદેવના બાણોથી તે ભેદાઇ ગયો. તેણે લક્ષ્મણને નમસ્કાર કરીને કહ્યું કે 'તમે મારે ઘરે ભોજનને માટે અતિથિ થાઓ. તેના શરીરમાં કામવિકારનાં ચિન્હો અને સ્ત્રીનાં લક્ષણો જોઇ લક્ષ્મણ વિચાર કરવા લાગ્યા કે 'આ જાતે સ્ત્રી છે, પણ કોઇ કારણને લઇને તેણે પુરૂષનો વેષ ધારણ કર્યો જણાય છે.' આવો વિચાર કરી લક્ષ્મણ બોલ્યા–'અહીંથી નજીકમાં મારા પ્રભુ સ્ત્રી સાથે છે, તેથી તેમના વિના ભોજન કરીશ નહિ.' પછી તે કલ્યાણમાળાએ પોતાના ભદ્રિક આકૃતિવાળા અને પ્રિય બોલનારા પ્રધાન પુરૂષોને મોકલી પ્રાર્થના કરાવીને સીતા સહિત રામને પોતાને ત્યાં બોલાવ્યા. ભદ્ર બુદ્ધિવાળા તેમણે રામભદ્રને અને સીતાને નમસ્કાર કર્યો, અને તત્કાલ તેમને માટે એક પટકુટી[1] ઉભી કરાવી. રામે તેમાં રહીને સ્નાનભોજન કર્યું. પછી બીજા પરિવારને છોડી કલ્યાણમાળા સ્ત્રીનો સ્પષ્ટ વેષ લઇ એક મંત્રીની સાથે ત્યાં આવી. લજ્જાથી નમ્ર મુખવાળી તે સ્ત્રીને રામે કહ્યું–'હે ભદ્રે ! પુરૂષનો વેષ લઇ તું તારા સ્ત્રીભાવને કેમ ગોપવે છે?' કુબેરપતિએ કહ્યું–"આ કુબેરપુરમાં વાલિખિલ્ય નામે રાજા હતો. તેને પૃથ્વી નામે પ્રિયા હતી. એક વખતે તે રાણી ગર્ભિણી થઇ, તેવામાં મ્લેચ્છ લોકોએ ચડાઇ કરી અને વાલિખિલ્ય રાજાને બાંધીને લઈ ગયા. ત્યાર પછી પૃથ્વીદેવીને પુત્રીનો પ્રસવ થયો, પણ બુધ્ધિશાલી સુબુદ્ધિ નામના મંત્રીએ નગરમાં 'રાણીને પુત્રનો પ્રસવ થયો છે' એવી આઘોષણા કરાવી. પુત્રજન્મના ખબર જાણી અહીંના મુખ્ય રાજા સિંહોદરે કહેવરાવ્યું કે 'જ્યાં સુધી વાલિખિલ્ય રાજા આવે ત્યાં સુધી એ બાળકજ રાજા થાઓ.' અનુક્રમે હું પુરૂષનો વેષ ધારણ કરતી મોટી થઈ છુ. અદ્યાપિ માતા અને મંત્રીજન વિના મને કોઇએ સ્ત્રીપણે જાણી નથી. કલ્યાણમાળાના નામથી પ્રખ્યાત થઇને હું રાજ્ય કરૂ છુ. "મંત્રીઓના મંત્ર (વિચાર) સામર્થ્યથી ખોટામાં પણ સત્યતા પ્રવર્ત્તે છે." મારા પિતાને છોડાવવા માટે હું મ્લેચ્છોને ઘણું ધન આપું છુ, તેઓ દ્રવ્ય લઈ જાય છે પણ મારા પિતાને છોડતા નથી. માટે હે કૃપાળુ! તમે પ્રસન્ન થાઓ, અને પૂર્વે જેમ સિંહોદર રાજા પાસેથી વજ્રકર્ણને છોડાવ્યો, તેમ મારા પિતાને પણ છોડાવો." રામે કહ્યું–'અમે તારા પિતાને મ્લેચ્છ લોકો પાસેથી છોડાવીને લાવીએ, ત્યાં સુધી તું પુરૂષવેષ ધારણ કરીને કાયમ પ્રમાણે રાજ્ય ચલાવજે.' કલ્યાણમાળાએ કહ્યું કે "મોટી મહેરબાની." પછી તેણે પાછો પુરૂષવેષ ધારણ કર્યો. પછી સુબુદ્ધિ મંત્રી બોલ્યો–'આ કલ્યાણમાળાના પતિ લક્ષ્મણ થાઓ.' રામે કહ્યું–'અત્યારે પિતાના આદેશથી અમે દેશાંતરમાં જઇએ છીએ, તેથી જ્યારે પાછા આવશુ ત્યારે લક્ષ્મણ તેને પરણશે.'

---

૧ તંબુ.

આ પ્રમાણે કબુલ કરી રામ ત્રણ દિવસ ત્યાં રહ્યા; પછી પાછલી રાત્રિએ જ્યારે સર્વે જનો નિદ્રામાં હતા ત્યારે સીતા લક્ષ્મણ સહિત રામચંદ્ર ત્યાંથી ચાલી નીકળ્યા. પ્રાતઃકાળે રામ, સીતા અને લક્ષ્મણને જોયા નહીં, એટલે કલ્યાણમાળા કચવાતે મને પોતાના નગરમાં ગઇ, અને પ્રથમની જેમ રાજ્ય કરવા લાગી. અનુક્રમે રામ નર્મદા નદી પાસે આવ્યા, અને તે ઉતરીને વટેમાર્ગુઓએ વાર્યા તોપણ વિંધ્યાટવીમાં પેઠા. ત્યાં દક્ષિણ દિશામાં એક કંટકીના વૃક્ષ ઉપર રહેલા પક્ષીએ વિરસ શબ્દ કર્યા અને ક્ષીરના વૃક્ષ ઉપર રહેલા એક બીજા પક્ષીએ મધુર શબ્દ કર્યા, પરંતુ તે સાંભળીને રામને હર્ષ કે શોક કાંઇ થયો નહિ. કારણકે **શકુન કે અપશકુનને દુર્બળ લોકોજ ગણે છે.** આગળ ચાલતાં ઉંચા હથીઆરવાળું, અસંખ્ય હાથી, રથ અને અશ્વોથી ભરપૂર મ્લેચ્છ લોકોનું સૈન્ય દેશનો ઘાત કરવાને માટે નીકળેલુ તેમના જોવામાં આવ્યું. તે સૈન્યમાં રહેલો એક યુવાન સેનાપતિ સીતાને જોઇને કામાતુર થઇ ગયો; તેથી એ સ્વચ્છંદચારીએ તત્કાળ પોતાના તાબાના મ્લેચ્છોને ઉંચે સ્વરે આજ્ઞા કરી કે–'અરે! આ બંને પથિકને હાંકી કાઢીને અથવા મારી નાખીને આ સુંદર સ્ત્રીને હરી લઈ આવો.' આજ્ઞા થતાંજ તેઓ સેનાપતિ સહિત બાણ અને પ્રાસ વિગેરે તીક્ષ્ણ આયુધોથી પ્રહાર કરતાં રામ ઉપર દોડી આવ્યા. તે વખતે લક્ષ્મણે રામચંદ્રને કહ્યું–'આર્ય! જ્યાં સુધી શ્વાનની જેમ આ મ્લેચ્છોને હું હાંકી કાઢું ત્યાં સુધી તમે સીતા સાથે અહીંજ રહો.' આ પ્રમાણે કહી લક્ષ્મણે ધનુષ્ય ચડાવીને તેનો નાદ કર્યો. તે નાદમાત્રથીજ સિંહનાદથી હસ્તીઓની જેમ મ્લેચ્છો ત્રાસ પામી ગયા. 'જેના ધનુષ્યનો નાદ આવો અસહ્ય છે તેના બાણને સહન કરવાની તો વાતજ શી કરવી?' એમ વિચારતો મ્લેચ્છરાજા તત્કાળ રામની પાસે આવ્યો શસ્ત્રો છોડી દઇ રથમાંથી ઉતરીને તેણે દીનમુખે રામભદ્રને નમસ્કાર કર્યો. તે વખતે લક્ષ્મણે ક્રોધથી તેની સામુ જોયુ. મ્લેચ્છપતિ બોલ્યો–"હે દેવ! કૌશાંબીપુરીમાં **વૈશ્વાનર** નામે એક બ્રાહ્મણ રહે છે. તેને **સાવિત્રી** નામે પત્ની છે. તેમનો **રૂદ્રદેવ** નામે હું પુત્ર છુ. હું જન્મથીજ ક્રૂર કર્મ કરનારો, ચોર અને પરસ્ત્રીલંપટ થયો છુ. કોઇ એવું કુકર્મ નથી કે જે મેં પાપીએ નહિ કર્યું હોય. એક વખતે ખાત્ર પાડતાં ખાત્રમુખેજ રાજપુરૂષોએ મને પકડયો, અને રાજાની આજ્ઞાથી મને શૂલીપર ચડાવવા લઇ ચાલ્યા કસાઇના ઘરમાં રહેલા ઘેટાની જેમ શૂલીની પાસે દીન થઇને ઉભા રહેલા મને એક શ્રાવક વણિકે દીઠો, તેથી તેણે દંડ આપીને મને છોડાવ્યો. 'હવે ફરીવાર ચોરી કરીશ નહી' એમ કહી એ મહાત્મા વણિકે મને વિદાય કર્યો, અને ત્યારથી મેં તે દેશનો પણ ત્યાગ કર્યો. અનુક્રમે ભમતો ભમતો હું આ પલ્લીમાં આવી ચડયો, અને કાક એવા નામથી વિખ્યાત થઇ પલ્લીપતિના પદને પામ્યો.અહી રહીને લુટારાઓની મદદથી હું મોટા શહેર વિગેરેને લુટું છું, અને સ્વયમેવ જઈ રાજાઓને પણ પકડી લાવુ છુ. હે સ્વામી! આજે વ્યંતરની જેમ

હું તમારે વશ થયો છું; માટે મને આજ્ઞા આપો કે તમારો કિંકર હું તમારૂં શું કામ કરૂં? મારા અવિનયને ક્ષમા કરો." રામે તે કિરાતપતિને કહ્યું કે 'વાલિખિલ્ય રાજાને છોડી દે.' તત્કાલ તેણે વાલિખિલ્યને છોડી દીધો, એટલે તેણે આવીને રામને પ્રણામ કર્યો. રામની આજ્ઞાથી તે કાક વાલિખિલ્ય રાજાને તેના કૂબેર નગરમાં પહોંચાડ્યો. ત્યાં તેણે પોતાની પુત્રી કલ્યાણમાલાને પુરુષના વેષે જોઈ. પછી કલ્યાણમાળાએ અને વાલિખિલ્યે પરસ્પર રામલક્ષ્મણનો બધો વૃત્તાંત એક બીજાને કહ્યો.

કાક પોતાની પલ્લીમાં પાછો આવ્યો, અને રામ ત્યાંથી આગળ ચાલ્યા. અનુક્રમે વિંધ્યાટવીનું અતિક્રમણ કરીને તાપી નદી પાસે આવ્યા. પછી તાપીને ઉતરી આગળ ચાલતાં તે દેશના પ્રાંત ભાગ ઉપર આવેલા અરૂણ નામના એક ગ્રામમાં આવ્યા. ત્યાં સીતા તરસ્યા થયા, એટલે રામ લક્ષ્મણને સાથે લઈને એક કપિલ નામના ક્રોધી અગ્નિહોત્રી બ્રાહ્મણને ઘેર ગયા. તેની સુશર્મા નામની સ્ત્રીએ તેમને જુદા જુદા આસનો આપ્યાં અને શીતલ તેમજ સ્વાદિષ્ટ જલનુ પાન કરાવ્યું. તે સમયે પિશાચના જેવો દારૂણ કપિલ બહારથી ઘરે આવ્યો; એટલે તેમને બેઠેલા જોઈ રોષ કરીને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો—'રે પાપિણી! તેં આ મલીન લોકોને મારા ઘરમાં પ્રવેશ કરવા કેમ દીધો? તેં મારો અગ્નિહોત્ર અપવિત્ર કર્યો.' આ પ્રમાણે કહીને આક્રોશ કરતા એ ક્રૂર વિપ્રને ક્રોધવડે હાથીની જેમ પકડીને લક્ષ્મણ આકાશમાં ભમાડવા લાગ્યા. રામે કહ્યું—'હે માનદ! એક કીડા જેવા અને રાડો પાડતા આ અધમ બ્રાહ્મણ ઉપર કોપ શો કરવો? માટે તેને છોડી દે. આવી આજ્ઞા થતાંજ લક્ષ્મણે તે બ્રાહ્મણને ધીમે રહીને છોડી દીધો. પછી સીતા અને લક્ષ્મણ સહિત રામ તેના ઘરમાંથી નીકળીને આગળ ચાલ્યા.

અનુક્રમે તેઓ એક બીજા મોટા અરણ્યમાં આવ્યા, ત્યાં કજ્જલના જેવા શ્યામ મેઘનો સમય (વર્ષાઋતુ) આવ્યો. વરસાદ વર્ષવાથી રામ એક વડના વૃક્ષ નીચે રહ્યા અને બોલ્યા કે 'આ વડની નીચે જ આપણે વર્ષાકાળ નિર્ગમન કરશું.' તે વચન સાંભળી તે વડ ઉપર રહેનારો તે વડનો અધિષ્ઠાયક ઇભિકર્ણ નામે યક્ષ ભય પામી ગયો, એટલે તે પોતાના પ્રભુ ગોકર્ણ યક્ષની પાસે ગયો. તેણે પ્રણામ કરીને ગોકર્ણને કહ્યું—'હે સ્વામી! કોઈ દુ:સહ તેજવાળા પુરૂષોએ આવીને મને મારા નિવાસરૂપ વડના વૃક્ષમાંથી કાઢી મૂક્યો છે. માટે હે પ્રભુ! શરણરહિત એવા મારૂં રક્ષણ કરો, કેમકે તેઓ મારા નિવાસવાળા વડ વૃક્ષની નીચે આખી વર્ષાઋતુ સુધી રહેવાના છે.' વિચક્ષણ ગોકર્ણે અવધિજ્ઞાનથી જાણીને કહ્યું કે—'જે પુરૂષો તારે ઘેર આવેલા છે તે આઠમા બળભદ્ર અને વાસુદેવ છે, માટે તેઓ તો પૂજવાને યોગ્ય છે.' આ પ્રમાણે કહીને તે ગોકર્ણ યક્ષ રાત્રિએ તેની સાથે ત્યાં ગયો અને રાત્રિમાંજ નવ યોજન વિસ્તારવાળી, બાર યોજન લાંબી, ધનધાન્યથી પૂરિત, જેનો કિલ્લો અને અંદરના પ્રાસાદો ઉંચા છે

અને જેની બજારો વિવિધ વસ્તુઓથી પૂર્ણ છે, એવી **રામપુરી** નામે એક નગરી ત્યાં બનાવી. પ્રાત:કાલે મંગલ શબ્દોથી બોધ પામેલા રામે તે વીણાધારી યક્ષને અને મોટી ઋદ્ધિવાળી નગરીને જોઈ. અકસ્માત્ બની ગએલી નગરીને જોઈને વિસ્મય પામેલા રામચંદ્રને યક્ષે કહ્યું કે–'હે સ્વામી ! તમે મારા અતિથિ છો, હું ગોકર્ણ નામે યક્ષ છુ, અને આ નગરી મેં તમારે માટે રચેલી છે. તમે જ્યાં સુધી અહીં રહેશો ત્યાં સુધી રાતદિવસ પરિવાર સહિત હુ તમારી સેવા કરીશ, માટે તમે અહીં રૂચિ પ્રમાણે સુખેથી રહો.' એવી રીતની તેની પ્રાર્થનાથી અનેક યક્ષોએ સેવાતા રામ અને લક્ષ્મણ ત્યાં સુખેથી રહ્યા.

એક વખતે પેલો કપિલ બ્રાહ્મણ સમિધ વિગેરે લેવાને માટે હાથમાં કુવાડો લઈને ભમતો ભમતો તે મોટા અરણ્યમાં આવ્યો. ત્યાં તે નવીન નગરી જોઇને વિસ્મયથી વિચાર કરવા લાગ્યો કે–'આ તે માયા હશે ? ઈંદ્રજાલ હશે ? કે ગંધર્વપુર હશે ?' એવો વિચાર કરે છે તેવામાં ત્યાં સુંદર વેષ ધારણ કરીને માનુષી રૂપે ઉભી રહેલી એક યક્ષિણી તેના જોવામાં આવી. તેને જોઇ કપિલે પૂછ્યું કે–'આ નવીન નગરી કોની છે ?' તે બોલી–"ગોકર્ણ નામના યક્ષે રામ લક્ષ્મણ અને સીતાને માટે આ રામપુરી નામે નવીન નગરી વસાવી છે. અહીં દયાનિધિ રામ દીનજનોને દાન આપે છે, અને જે જે દુ:ખી અહીં આવે છે તે સર્વ કૃતાર્થ થઈને જાય છે." આ પ્રમાણેની હકીકત સાંભળી કપિલ સમિધનો ભારો ભૂમિપર નાખી તેના ચરણકમળમાં પડીને બોલ્યો–'હે ભદ્રે ! મને કહો, તે રામના મારે શી રીતે દર્શન થાય ?' યક્ષિણી બોલી–'આ નગરીને ચાર દ્વાર છે, અને દરેક દ્વાર ઉપર યક્ષો નિત્ય રક્ષા કરવા ઉભા રહે છે, તેથી અંદર પ્રવેશ થવો દુર્લભ છે, પરંતુ તેના પૂર્વદ્વાર પાસે એક જિન ચૈત્ય છે, તેમાં પ્રવેશ કરી શ્રાવક થઈ યથાવિધિ વંદના કરી જો નગરી તરફ જઈશ તો તારો પ્રવેશ થઈ શકશે.' તેની વાણીથી દ્રવ્યનો અર્થી કપિલ જૈન સાધુઓની પાસે ગયો અને તેમને વંદના કરીને તેમની પાસેથી જૈનધર્મ સાંભળ્યો.તે લઘુકર્મી હોવાથી તત્કાળ પ્રતિબોધ પામીને શુદ્ધ શ્રાવક થઇ ગયો, અને પોતાને ઘેર આવી પોતાની પત્નીને ધર્મ સંભળાવીને તેને શ્રાવિકા કરી. પછી જન્મના દારિદ્રથી દગ્ધ થયેલાં તે દંપતી રામની પાસેથી ધન મેળવવાની ઇચ્છાએ રામપુરી પાસે આવ્યાં. ત્યાં પ્રથમ પૂર્વદ્વાર પાસે રહેલા ચૈત્યમાં દેવવંદન કરીને તેમણે રામપુરીમાં પ્રવેશ કર્યો. અનુક્રમે રાજ્યગ્રહમાં પ્રવેશ કરતાંજ રામ, સીતા અને લક્ષ્મણને કપિલે ઓળખ્યા, એટલે પોતે તેમની ઉપર જે આક્રોશ કરેલા તેનું તેને સ્મરણ થઇ આવ્યુ; તેથી તે ભય પામીને નાસી જવાનો વિચાર કરવા લાગ્યો. તેને ભયભ્રાંત થયેલ જોઇ લક્ષ્મણ દયા લાવીને બોલ્યા–'હે દ્વિજ ! તું ભય પામીશ નહિ. તું જો યાચક થઇને આવ્યો હોય તો અહીં આવ અને જે

જોઇએ તે માગી લે.' તે સાંભળી કપિલ નિઃશંક થઇને રામની પાસે આવ્યો, અને આશીષ આપીને યક્ષોએ આપેલા આસન ઉપર બેઠો. પછી 'તું ક્યાંથી આવે છે?' એમ રામે પૂછ્યું એટલે તે બોલ્યો-'હું અરૂણ ગ્રામનો નિવાસી બ્રાહ્મણ છું; શું તમે મને નથી ઓળખતા? જ્યારે તમે મારા અતિથિ થયા હતા, ત્યારે મેં તમને દુર્વચનો કહીને તમારી ઉપર આક્રોશ કર્યો હતો, તથાપિ તમે દયાળુ થઇને મને આ આર્ય પુરૂષથી છોડાવ્યો હતો.'

પેલી સુશર્મા બ્રાહ્મણી પૂર્વનું વૃત્તાંત જણાવી સીતાની પાસે આવી દીન વચને આશીષ આપીને બેઠી પછી તે બ્રાહ્મણને રામે ઘણું ધન આપી કૃતાર્થ કરીને વિદાય કર્યો, એટલે તે પોતાના ગામમાં ગયો. ત્યાં તે કપિલ બ્રાહ્મણે યથારૂચિ દાન આપી **નંદાવતંસ** નામના સૂરિની પાસે દીક્ષા લીધી.

જ્યારે વર્ષાઋતુ વીતી ગઇ ત્યારે રામને ત્યાંથી જવાની ઇચ્છા થઇ, એટલે ગોકર્ણ યક્ષે વિનયથી અંજલિ જોડીને કહ્યું-'હે સ્વામી! તમે અહીંથી જવાને ઇચ્છો છો, તો તમારી ભક્તિ કરતાં મારો કાંઇ પણ અપરાધ થયો હોય તે ક્ષમા કરો, અને મારીપર પ્રસન્ન થાઓ. હે મહાભુજ! તમારી યોગ્યતા પ્રમાણે પૂજા કરવાને કોઇ પણ સમર્થ નથી.' એમ કહી તેણે **સ્વયંપ્રભ** નામનો એક હાર રામને અર્પણ કર્યો; લક્ષ્મણને દિવ્ય રત્નમય બે કુંડળો આપ્યાં, અને સીતાને ચુડામણિ તથા ઇચ્છા પ્રમાણે વાગતી એક વીણા આપી. પછી રામ તે યક્ષનું સન્માન કરી ત્યાંથી સ્વેચ્છાએ ચાલ્યા, એટલે યક્ષે પોતે રચેલી તે નગરી સંહરી લીધી.

રામ, લક્ષ્મણ અને જાનકી પ્રતિદિન ચાલતાં, કેટલાંક અરણ્યોનું ઉલ્લંઘન કરીને એકદા સંધ્યાવખતે વિજયપુરની પાસે આવ્યાં, અને તે નગરની બહારના ઉદ્યાનમાં દક્ષિણ દિશાએ એક ગૃહ જેવા મોટા વડના વૃક્ષની નીચે તેઓએ નિવાસ કર્યો. તે નગરનો **મહીધર** નામે રાજા હતો. **ઇંદ્રાણી** નામે તેને પત્ની હતી, અને તેનાથી **વનમાલા** નામે એક પુત્રી થઇ હતી. તે વનમાલાએ બાલ્યવયમાંથીજ લક્ષ્મણની ગુણસંપત્તિ અને રૂપસંપત્તિ સાંભળી હતી; તેથી તેના શિવાય બીજા કોઇ વરને ઇચ્છતી નહોતી. જ્યારે રાજા દશરથે દીક્ષા લીધી અને રામ લક્ષ્મણ વનમાં નીકળ્યા ત્યારે એ ખબર સાંભળીને મહીધર રાજા બહુ ખેદ પામ્યો. પછી ચંદ્રનગરના રાજા વૃષભના પુત્ર સુરેંદ્રરૂપની સાથે તેણે વનમાલાનો સબંધ કર્યો. તે ખબર સાંભળી વનમાલા મરવાનો નિશ્ચય કરી જે રાત્રિએ રામ લક્ષ્મણ ત્યાં આવ્યા તેજ રાત્રિએ એકલી નગર બહાર નીકળી અને દૈવયોગે તેજ ઉદ્યાનમાં આવી ચડી. પ્રથમ તે ઉદ્યાનમાં રહેલા યક્ષાયતનમાં પ્રવેશ કરીને તેણે વનદેવતાની પૂજા કરી અને કહ્યુ કે-'જન્માંતરમાં પણ લક્ષ્મણ મારા પતિ થાઓ.' ત્યારપછી ત્યાંથી નીકળીને પેલા વડની પાસે આવી. તેને સુઇ ગયેલા રામ અને સીતાના પહેરેગીર તરીકે જાગતા લક્ષ્મણે દીઠી. તેને જોઇને લક્ષ્મણ વિચારવા

લાગ્યા કે–'શુ આ વનદેવી હશે? વા આ વડ વૃક્ષની અધિષ્ઠાત્રી હશે કે કોઇ બીજી યક્ષિણી હશે?' તેવામાં તે બોલી કે–"આ ભવમાં લક્ષ્મણ મારા પતિ થયા નહિ, તો જો મારી તેમનાપર ખરી ભક્તિ હોય તો ભવાંતરમાં પણ તેજ મારા પતિ થજો." આ પ્રમાણે કહી ઉત્તરીય વસ્ત્રવડે કંઠપાશ રચી વડની શાખા સાથે બાંધીને તે પોતાના શરીરને લટકાવવા લાગી. તે વખતે 'હે ભદ્રે! તું સાહસ કરીશ નહી, હું પોતેજ લક્ષ્મણ છુ.' એમ બોલતા લક્ષ્મણે ત્યાં જઇ પાશ દૂર કરીને તેને નીચે ઉતારી. રાત્રિના શેષ ભાગે જ્યારે રામ સીતા જાગ્રત થયાં ત્યારે લક્ષ્મણે તે વનમાલાનો સર્વ વૃત્તાંત તેમને જણાવ્યો. તત્કાળ વનમાલાએ લજ્જાથી મુખ ઢાંકીને સીતા અને રામના ચરણકમળમાં નમસ્કાર કર્યો

અહીં મહીધર રાજાની સ્ત્રી ઈંદ્રાણીએ રાજમહેલમાં જ્યારે વનમાલાને જોઇ નહિ, ત્યારે કરૂણ સ્વરે પોકાર કર્યો. તેથી મહીધર રાજા વનમાલાને શોધવા માટે નીકળ્યો. આમ તેમ ભટકતાં તેણે તે વનમાં વનમાલા બેઠેલી જોઈ. એટલે આ રાજપુત્રીના ચોરને મારો, મારો, એમ બોલતા સૈનિકો શસ્ત્રો ઉંચાં કરીને દોડ્યા. તેને આવતાં જોઇ લક્ષ્મણ ક્રોધથી ઉભા થયા, અને લલાટપર ભ્રગુટીની જેમ તેણે પણ પણચને ધનુષ્ય ઉપર ચડાવી. પછી શત્રુઓના અહંકારને હરી લે તેવો ટંકાર શબ્દ કર્યો. ટંકારના નાદથી કેટલાક સુભટો ક્ષોભ પામી ગયા, કેટલાક ત્રાસ પામ્યા અને કેટલાક પડી ગયા. માત્ર મહીધર રાજા એકલો આગળ ઉભો રહ્યો, તેણે લક્ષ્મણને જોયા. એટલે તેમને ઓળખીને તે બોલ્યો કે–'હે સૌમિત્રિ! ધનુષ્ય ઉપરથી પણચ ઉતારી લો. મારી પુત્રીના પુણ્યથીજ તમે અહીં પ્રાપ્ત થયા છો.' તત્કાળ લક્ષ્મણે ધનુષ્ય ઉપરથી પણચ ઉતારી નાંખી, એટલે મહીધર રાજા સ્વસ્થ થયો. ત્યાં રામને જોઇ રથમાંથી ઉતરીને પ્રણામ કર્યો અને કહ્યુ કે–'તમારા ભાઈ લક્ષ્મણને માટે પ્રથમથીજ તેનાપર અનુરાગવાળી આ મારી પુત્રીને મેં પૂર્વે કલ્પેલી હતી. મારા ભાગ્યયોગે તેમનો હમણા સમાગમ થયો છે. લક્ષ્મણ જેવા જમાતા અને તમારા જેવા સંબંધી મળવા બહુ દુર્લભ છે.' આ પ્રમાણે કહી મોટા સન્માનપૂર્વક મહીધર રાજા જાનકી, રામ અને લક્ષ્મણને પોતાને ઘેર લઇ ગયો.

રામ વિગેરે ત્યાં રહેલા હતા તેવામાં એક દિવસ સભામાં બેઠેલા મહીધર રાજા પાસે અતિવીર્ય રાજાનો દૂત આવીને કહેવા લાગ્યો કે–'નંદ્યાવર્ત્તપુરનો રાજા અતિવીર્ય જે વીર્યનો સાગર છે તેમણે ભરતરાજાની સાથે વિગ્રહ થવાથી તમને પોતાની સહાય કરવા બોલાવેલા છે. દશરથના પુત્ર ભરતરાજાના સૈન્યમાં ઘણા રાજાઓ આવેલા છે, તેથી મહાબલવાન અતિવીર્ય રાજાએ તમને તેડાવ્યા છે.' તે સમયે લક્ષ્મણે પૂછ્યું કે–'નંદ્યાવર્ત્તપુરના રાજા અતિવીર્યને ભરત રાજા સાથે વિરોધ થવાનુ કારણ શું છે?' દૂત બોલ્યો કે–'મારા સ્વામી અતિવીર્ય ભરતરાજા પાસેથી ભક્તિને ઇચ્છે છે, ભરત તેની ભક્તિ કરતા નથી એ વિરોધનું કારણ છે.' તે સાંભળીને રામે દૂતને પૂછ્યું કે–'હે

દૂત! અતિવીર્ય રાજાની સાથે યુદ્ધ કરવાને શું ભરતરાજા સમર્થ છે કે જેથી તે તેની સેવા કરવાને કબુલ કરતો નથી?' દૂતે કહ્યું—'અતિવીર્ય ઘણા બલવાન છે અને ભરતરાજા પણ સામાન્ય નથી, તેથી તે બંનેમાંથી કોનો વિજય થશે તે સંશય છે.' આ પ્રમાણે કહેતા દૂતને 'હું સત્વર આવુ છુ' એમ કહીને મહીધર રાજાએ વિદાય કર્યો. પછી તેણે રામચંદ્રને કહ્યું—'અહો! અલ્પબુદ્ધિવાળા તે અતિવીર્યની કેવી અજ્ઞતા છે કે જે મને ભરતની સાથે યુદ્ધ કરવાને બોલાવે છે, માટે હવે ભરત સાથેનું સૌહૃદપણું અને તેની સાથેનું દુશ્મનપણું જણાવ્યા વગર મોટી સેના સાથે ત્યાં જઇ ભરતના શાસનની જેમ હું તેને હણી નાખીશ.' રામ બોલ્યા—'રાજન્! તમે અહીજ રહેો, તમારા સૈન્ય અને પુત્રો સહિત હું ત્યાં જઇશ અને યથાયોગ્ય કરીશ.' મહીધરે તેમ કરવાને કબુલ કર્યું, એટલે તેના પુત્રને અને સૈન્યને સાથે લઇને રામચંદ્ર લક્ષ્મણ તથા સીતા સહિત નંદ્યાવર્ત્તપુર સમીપે ગયા. રામે તે નગરના ઉદ્યાનમાં સૈન્યનો પડાવ નાખ્યો. તે વખતે તે ક્ષેત્રના અધિષ્ઠાયક દેવતાએ આવી રામભદ્રને કહ્યું કે—'હે મહાભાગ! તમારી શી ઈચ્છા છે? જે હોય તે કહો, હું તે કરવાને તૈયાર છુ.' રામે કહ્યું—'શું કરવાનું છે?' ત્યારે દેવતા બોલ્યો—"જો કે બીજુ બધું યોગ્ય છે, તથાપિ એક ઉપકાર હું કરૂં છુ; તે એ કે 'રાજા અતિવીર્ય સ્ત્રીઓથી જીતાયો' એવી તેની અપકીર્ત્તિ ફેલાવવાને માટે હું સૈન્ય સહિત તમારૂં કામિક સ્ત્રીનુ રૂપ કરી દઉં છુ." આ પ્રમાણે કહીને તેણે તત્કાળ બધું સૈન્ય સ્ત્રી-રાજ્ય હોય તેમ સ્ત્રીરૂપે કરી નાખ્યુ. રામ અને લક્ષ્મણ પણ સુંદર સ્ત્રી થઈ ગયા.

પછી રામ સૈન્ય સહિત રાજમંદિર પાસે આવ્યા, અને 'મહીધર રાજાએ તમને સહાય કરવાને આ સૈન્ય મોકલ્યું છે' એમ દ્વારપાલ દ્વારા અતિવીર્ય રાજાને જણાવ્યુ. અતિવીર્ય બોલ્યો કે—'મહીધર રાજા પોતે આવ્યો નહી, તો બહુમાની અને મરવાને ઈચ્છતા એવા તે રાજાના સૈન્યથી પણ સર્યું, હું એકલો ભરતને જીતી લઇશ, મારે સહાયની શી જરૂર છે? માટે એ અપકીર્ત્તિ કરનારા તેના સૈન્યને સત્વર પાછુ કાઢી મૂકો.' તે વખતે કોઈ માણસ બોલ્યો—'દેવ! મહીધર રાજા કેવળ પોતે આવ્યો નથી એટલુંજ નહીં, પણ તેણે તમારૂ હાસ્ય કરવાને સૈન્ય પણ સ્ત્રીઓનું મોકલ્યુ છે.' તે સાંભળીને નંદ્યાવર્ત્તપુરના રાજા અતિવીર્યને ઘણો ક્રોધ ચડ્યો, તેથી રામ વિગેરે સર્વ સ્ત્રીરૂપે રાજદ્વાર પાસે આવીને ઉભા રહ્યા હતા તેને માટે પોતાના સેવકોને તેણે આજ્ઞા કરી કે 'આ સ્ત્રીઓને દાસીઓની જેમ ગ્રીવાએ પકડી પકડીને આપણા નગરની બહાર કાઢી મૂકો.' તત્કાળ તેના મહાપરાક્રમી સામંતો સેવકો સહિત ઉઠી તે સ્ત્રીસૈન્યને ઉપદ્રવ કરવા પ્રવર્ત્યા. તત્કાળ લક્ષ્મણે એક સ્તંભવડે હાથીને બાંધવાનો આલાનસ્તંભ ઉખેડી તેનેજ આયુધ કરી તેનાવડે સર્વને ભૂમિપર પાડી દીધા. સામંતોના ભંગથી અતિવીર્યને ઘણો ક્રોધ ચડ્યો, તેથી એક ભયંકર ખડ્ગ ખેંચીને તે પોતે યુદ્ધ કરવા સામો દોડ્યો. તરતજ લક્ષ્મણે તેનું ખડ્ગ ખેંચી લઇને તેને કેશ પકડીને ખેંચ્યો અને

તેનાજ વસ્ત્રથી તેને બાંધી લીધો. પછી મૃગને વાઘ પકડે તેમ પકડીને તેને નરવ્યાઘ્ર લક્ષ્મણ, ત્રાસ પામવાથી ચપલલોચનવાળા નગરજનોએ જોવાતા સતા લઇ ચાલ્યા. તે વખતે દયાળુ સીતાએ તેને છોડાવ્યો, અને લક્ષ્મણે તેની પાસે ભરતની સેવા કરવાનું કબુલ કરાવ્યું. પછી ક્ષેત્રદેવતાએ સર્વનું સ્ત્રીરૂપ સંહારી લીધું. એટલે અતિવીર્યે રામ લક્ષ્મણને ઓળખ્યા, તેથી તેમની અનેક પ્રકારે સેવાભક્તિ કરી. પછી એ માની રાજાને પોતાના માનને માટે વિચાર આવ્યો અને પોતાનું માન ધ્વંસ પામેલ જાણવાથી વૈરાગ્ય ઉત્પન્ન થયો. એટલે 'હું શું બીજા કોઇની સેવા કરૂં?' એમ હૃદયમાં અહંકાર ધરતો તે દીક્ષા લેવાનો અર્થી બન્યો. તત્કાળ તેણે પોતાના પુત્ર **વિજયરથને** રાજ્યપર બેસાર્યો. તે વખતે 'તમે મારે બીજા ભરત જેવા છો, માટે ખુશીથી પૃથ્વીપર રાજ્ય કરો, દીક્ષા લ્યો નહિ' એમ રામે કહ્યું, તોપણ એ મહા મનવાળા અતિવીર્યે તત્કાળ દીક્ષા લીધી. તેના પુત્ર વિજયરથે **રતિમાલા** નામની પોતાની બેન લક્ષ્મણને આપી, લક્ષ્મણે તેને ગ્રહણ કરી. ત્યાંથી રામ સૈન્ય સહિત વિજયપુર ગયા અને વિજયરથ ભરતની સેવા કરવાને અયોધ્યાએ ગયો. ગૌરવતાના ગિરિરૂપ ભરતે તે વૃત્તાંત જાણી, આવેલા વિજયરથનો સત્કાર કર્યો. **સત્પુરૂષો ભક્તવત્સલ હોય છે.** પછી વિજયે રતિમાલાથી નાની **વિજયસુન્દરી** નામની એક પોતાની સ્ત્રીઓમાં સારભૂત બેન હતી તે ભરતને આપી. તે સમયે અતિવીર્ય મુનિ વિહાર કરતાં કરતાં ત્યાં પધાર્યા. ભરતરાજાએ અનેક રાજાઓ સાથે સામા જઇ વંદના કરીને ખમાવ્યા. પછી ભરતે પ્રસન્ન થઇને વિદાય કરેલો વિજયરથ આનંદથી નંદ્યાવર્ત્તપુરે ગયો.

અહીં રામચંદ્ર મહીધર રાજાની આજ્ઞા લઇને જવાને તૈયાર થયા, તે વખતે જવાની ઈચ્છાવાળા લક્ષ્મણે પણ વનમાલાની રજા માગી. વનમાલા અશ્રુપૂર્ણ નયન કરીને બોલી–"પ્રાણેશ! તે વખતે મારા પ્રાણની રક્ષા શા માટે કરી? જો હું તે વખતે મૃત્યુ પામી હોત તો મારૂં સુખમૃત્યુ થાત, કેમકે તમારા વિરહનું આ અસહ્ય દુઃખ મારે સહન કરવું પડત નહિ. હે નાથ! હમણાજ મને પરણીને તમે મને સાથે લ્યો, નહિ તો તમારા વિયોગનું છળ પામીને યમરાજ મને લઈ જશે." લક્ષ્મણ બોલ્યા–"હે મનસ્વિની! હમણાં હું મારા વડીલ બંધુ રામની સેવા કરવામાં તત્પર છુ, તમે સાથે આવીને મારી ભ્રાતૃસેવામાં વિઘ્નકારી થાઓ નહિ. હે વરવર્ણિની! મારા જ્યેષ્ઠ બંધુને ઇચ્છિત સ્થાને પહોચાડીને તરતજ તારી પાસે આવી તને લઇ જઇશ, કેમકે તારો નિવાસ મારા હૃદયમાં છે. હે માનિની! ફરીવાર અહીં આવવાની પ્રતીતને માટે તારે જો ઘોર શપથ આપવા હોય તો તેના શપથ લેવાને હું તૈયાર છું" પછી વનમાલાની ઇચ્છાથી લક્ષ્મણે 'જો હું ફરીવાર અહીં ન આવું તો મને રાત્રિભોજનનું પાપ લાગે' એવા શપથ (સોગન) લીધા.

પછી રાત્રિના શેષ ભાગે રામ સીતા અને લક્ષ્મણ સહિત ત્યાંથી આગળ ચાલ્યા. અનુક્રમે કેટલાંક વનો ઉલ્લંઘન કરીને **ક્ષેમાંજલિ** નામે નગરીની પાસે આવ્યા. બહારના ઉદ્યાનમાં લક્ષ્મણે આણેલાં અને સીતાએ સુધારેલાં વનફળ વિગેરેનો રામે આહાર કર્યો. પછી રામની આજ્ઞા લઇને લક્ષ્મણે તે નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં ઉંચે સ્વરે થતી એક ઉદ્ઘોષણા તેના સાંભળવામાં આવી કે 'જે પુરૂષ આ નગરીના રાજાની શક્તિનો પ્રહાર સહન કરશે તેને રાજા પોતાની કન્યા પરણાવશે.' તે સાંભળી લક્ષ્મણે આવી ઉદ્ઘોષણા કરાવવાના હેતુ વિષે એક પુરૂષને પૂછયું, એટલે તેણે કહ્યું–'અહીં **શત્રુદમન** નામે એક પરાક્રમી રાજા છે. તેને **કન્યકાદેવી** નામે રાણીની કુક્ષીથી ઉત્પન્ન થયેલી **જિતપદ્મા** નામે એક કન્યા છે. તે કમલલોચના બાલા લક્ષ્મીનુ સ્થાન છે. તેના વરના બળની પરીક્ષા કરવા માટે રાજાએ આવો આરંભ કરેલો છે, પરંતુ તેવો વર મળતો નથી, તેથી દરરોજ ઉદ્ઘોષણા થયા કરે છે.' આ પ્રમાણે તે પુરૂષ પાસેથી હકીકત સાંભળીને લક્ષ્મણ તે રાજાની સભામાં ગયા. રાજાએ પૂછયું–'તમે ક્યાં રહો છો? અને ક્યાંથી આવો છો?' લક્ષ્મણ બોલ્યા–'હું ભરતરાજાનો દૂત છું, કોઇ કાર્યને અર્થે અહીંથી જતો હતો, તમારી કન્યાના ખબર સાંભળી તેને પરણવાને માટે હું આવ્યો છુ.' રાજાએ પૂછયું કે–'તમે મારી શક્તિનો પ્રહાર સહન કરશો?' લક્ષ્મણ બોલ્યા–'એક પ્રહાર તો શુ પણ પાંચ પ્રહાર સહન કરીશ.' તે સમયે જિતપદ્મા રાજકન્યા ત્યાં આવી, તે લક્ષ્મણને જોતાંવેંતજ કામાતુર થઈ ગઈ. તેથી તેનાપર અનુરાગી થઇને રાજાને વારવા લાગી, તથાપિ રાજાએ પાંચ દુઃસહ શક્તિઓના પ્રહાર લક્ષ્મણની ઉપર કર્યા. લક્ષ્મણે બે પ્રહાર હાથ ઉપર, બે કાખમાં અને એક દાંત ઉપર–એમ પાંચ શક્તિપ્રહાર જિતપદ્માના મનની સાથે ગ્રહણ કર્યા, એટલે જિતપદ્માએ તરતજ લક્ષ્મણના કંઠમાં સ્વયંવરમાળા નાખી. રાજાએ પણ કહ્યુ કે–'આ કન્યાને ગ્રહણ કરો.' લક્ષ્મણ બોલ્યા–'મારા મોટા ભાઈ રામચંદ્ર બહારના ઉદ્યાનમાં છે, તેથી હું સર્વદા પરતંત્ર છુ.' રાજા શત્રુદમને એઓ બંને રામલક્ષ્મણ છે એમ જાણી રામની પાસે જઇને તેમને નમસ્કાર કર્યો અને પોતાને ઘેર તેડી લાવ્યો. પછી ત્યાં તેમની મોટી ધામધૂમથી પૂજા કરી. "એક સામાન્ય અતિથિ પણ પૂજવા યોગ્ય છે, તો પછી ઉત્તમ પુરૂષની તો વાતજ શી કરવી!" તેમનો સત્કાર ગ્રહણ કરી રામ ત્યાંથી ચાલ્યા, તે વખતે સૌમિત્રિએ (લક્ષ્મણે) કહ્યું–"જ્યારે હું પાછો વળીશ ત્યારે તમારી પુત્રીની સાથે પરણીશ."

ત્યાંથી રાત્રિના પ્રાંત ભાગે નીકળેલા રામ સાયંકાલે વંશશૈલ્ય નામના ગિરિના તટ ઉપર રહેલા વંશસ્થળ નામના નગર પાસે આવી પહોંચ્યા. ત્યાં રાજાને અને સર્વ લોકોને તેમણે ભયભીત સ્થિતિમાં જોયા, તેથી રામે એક પુરૂષને તેમના ભયનું કારણ પૂછયું. તે પુરૂષે કહ્યું–'અહીંઆં ત્રણ દિવસથી રાત્રે આ પર્વત ઉપર ભયંકર ધ્વનિ થાય છે, તે ભયથી સર્વ જન બીજે સ્થળે જઇને રાત્રિ નિર્ગમન કરે છે અને

પ્રાતઃકાળે પાછા અહીં આવે છે. એવી રીતે નિત્ય લોકોની મહા કષ્ટકારી સ્થિતિ વર્તે છે.' તે સાંભળી લક્ષ્મણની પ્રેરણાથી અને કૌતુકથી રામ તે ગિરિ ઉપર ચડ્યા. ત્યાં બે મુનિ કાયોત્સર્ગે રહેલા તેમના જોવામાં આવ્યા. રામ, લક્ષ્મણ અને સીતાએ તેમને ભક્તિથી વંદના કરી. પછી તેમના આગળ રામે ગોકર્ણ યક્ષે આપેલી વીણા વગાડવા માંડી; લક્ષ્મણે ગ્રામ અને રાગથી મનોહર એવું ગાયન કર્યું અને સીતાદેવીએ અંગહારથી વિચિત્ર એવું નૃત્ય કર્યું. તે સમયે સૂર્ય અસ્ત પામ્યો અને રાત્રિ વૃદ્ધિ પામી. તેવામાં અનેક વેતાળોને વિકુર્વીને **અનલપ્રભ** નામે એક દેવ ત્યાં આવ્યો, અને પોતે પણ વેતાળનું રૂપ લઈ અટ્ટહાસ કરતો અને આકાશને ફોડી નાખે તેવા શબ્દ કરતો એ દુરાશય તે બંને મહર્ષિઓને ઉપદ્રવ કરવા લાગ્યો. તત્કાળ રામલક્ષ્મણ બંને સીતાને મુનિ પાસે મૂકીને આગળ કાળ રૂપ થઈ તે વેતાળને મારવાને ઉદ્યત થયા. તેજ વખતે તેમના તેજના પ્રસરને સહન કરવાને અસમર્થ થઈ તે દેવ ત્યાંથી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો, અને બંને મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તરતજ દેવતાઓએ આવી તેમના કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. પછી રામે બંને મુનિને વંદના કરીને ઉપસર્ગ થવાનું કારણ પૂછ્યું, એટલે કુળભૂષણ નામના મુનિ બોલ્યા—"પદ્મિની નામની નગરીમાં **વિજયપર્વત** રાજા હતો, તેને **અમૃતસ્વર** નામે એક દૂત હતો, તેને ઉપયોગા નામની પત્નીથી **ઉદિત** અને **મુદિત** નામે બે પુત્રો થયા હતા. અમૃતસ્વર દૂતને **વસુભૂતિ** નામે એક બ્રાહ્મણ મિત્ર હતો. તેની ઉપર ઉપયોગા આસક્ત થવાથી તે પોતાના પતિ અમૃતસ્વરને મારી નાખવાને ઈચ્છતી હતી. એક વખતે રાજાની આજ્ઞાથી અમૃતસ્વરને વિદેશ જવું પડ્યું; તેની સાથે વસુભૂતિ પણ ગયો અને માર્ગમાં કોઇ છળ કરીને તેણે અમૃતસ્વરને મારી નાખ્યો. વસુભૂતિ પાછો નગરીમાં આવી લોકોને કહેવા લાગ્યો કે 'અમૃતસ્વરે કોઇ કાર્યને માટે મને પાછો વાળ્યો છે.' પછી તેણે ઉપયોગાને કહ્યું કે 'આપણા સંભોગમાં વિઘ્ન કરનાર અમૃતસ્વરને મેં માર્ગમાં છળથી મારી નાખ્યો છે.' ઉપયોગા બોલી—'એ કામ તમે સારૂં કર્યું, હવે આ પુત્રોને પણ મારી નાખો.પછી આપણે નિર્મક્ષિકપણું[1] થશે.' વસુભૂતિએ તેમ કરવું કબુલ કર્યું. દૈવયોગે તેમનો આ વિચાર વસુભૂતિની સ્ત્રીએ સાંભળ્યો. તેથી ઇર્ષ્યાને લીધે તેણીએ એ વૃત્તાંત અમૃતસ્વરના પુત્ર મુદિત અને ઉદિતને જણાવ્યો.તત્કાલ ઉદિતે ક્રોધથી વસુભૂતિને મારી નાખ્યો. ત્યાંથી મૃત્યુ પામી વસુભૂતિ નલપલ્લીમાં મ્લેચ્છપણે ઉત્પન્ન થયો.

એક વખતે **મતિવર્દ્ધન** નામના મુનિની પાસેથી ધર્મ સાંભળીને રાજાએ દીક્ષા લીધી. તે સાથે મુદિત અને ઉદિતે પણ દીક્ષા લીધી. અન્યદા ઉદિત અને મુદિત મુનિ સંમેતશિખર ઉપરનાં ચૈત્યોને વંદના કરવાને માટે ચાલતાં માર્ગમાં ભૂલા પડવાથી પેલી

૧ વચ્ચે અડચણ કરનાર રહિતપણું.

નક્ષપલ્લીમાં આવી ચડ્યા. ત્યાં વસુભૂતિનો જીવ જે મ્લેચ્છ થયો હતો તેણે તે બંને મુનિઓને જોયા; તેથી તત્કાળ પૂર્વ ભવના વૈરને લીધે તે તેમને મારવાને દોડ્યો તેને મ્લેચ્છરાજાએ અટકાવ્યો. કારણ કે તે મ્લેચ્છપતિ પૂર્વભવમાં પક્ષી હતો, અને આ ઉદિત અને મુદિત બંને ખેડુત હતા. તે વખતે તેમણે તે પક્ષીને કોઇ શિકારી પાસેથી છોડાવ્યો હતો, તેથી તે મ્લેચ્છપતિએ અહીં તેમની રક્ષા કરી. પછી તે મુનિઓએ સંમેતગિરિ જઇને ત્યાંનાં ચૈત્યોને વંદના કરી અને ચિરકાળ પૃથ્વીપર વિહાર કર્યો. પ્રાંતે અનશન કરી મૃત્યુ પામીને તે બંને મુનિ મહાશુક્ર દેવલોકમાં **સુંદર** અને **સુકેશ** નામે મહર્દ્ધિક દેવતા થયા. વસુભૂતિનો જીવ જે મ્લેચ્છ હતો તે અનેક ભવભ્રમણ કરી કોઈક પુણ્યયોગે મનુષ્યભવ પામ્યો. તે ભવમાં તે તાપસ થયો. ત્યાંથી મૃત્યુ પામીને તે જ્યોતિષ્ક દેવતામાં ધૂમકેતુ નામે મિથ્યાદૃષ્ટી દુષ્ટ દેવ થયો. ઉદિત અને મુદિતના જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચવી આ ભારતક્ષેત્રમાં રિષ્ટપુર નામના મોટા નગરમાં **પ્રિયંવદ** નામના રાજાની **પદ્માવતી** સ્ત્રીના ઉદરથી **રત્નરથ** અને **ચિત્રરથ** નામના બે વિખ્યાત પુત્રો થયા; ધૂમકેતુ પણ જ્યોતિષીમાંથી ચવી તેજ રાજાની **કનકાભા** નામની દેવીના ઉદરથી **અનુદ્ધર** નામે પુત્ર થયો. તે પોતાના સાપત્ન[1] બંધુ રત્નરથ અને ચિત્રરથની ઉપર મત્સર રાખવા લાગ્યો, પણ તેઓ તેનીપર મત્સર રાખતા નહિ. રત્નરથને રાજ્યપદ અને ચિત્રરથ તથા અનુદ્ધરને યુવરાજપદ આપી પ્રિયંવદ રાજાએ દીક્ષા લીધી, અને માત્ર છ દિવસ વ્રત પાળી મૃત્યુ પામીને તે દેવતા થયો. રાજ્યનું પાલન કરતા રત્નરથને એક રાજાએ **શ્રીપ્રભા** નામની પોતાની કન્યા આપી. તે કન્યાને માટે પ્રથમ અનુદ્ધરે માગણી કરી હતી, તેથી તેને ક્રોધ ચડ્યો, એટલે યુવરાજપણું છોડી દઇને તે રત્નરથની ભૂમિને લુંટવા લાગ્યો. રત્નરથે તેને રણભૂમિમાં પાડી દઇને પકડી લીધો. પછી ઘણી હેરાનગતિ પમાડીને છેવટે તેને છોડી મુક્યો, એટલે તે તાપસ થયો. તાપસપણામાં સ્ત્રીના સંગથી પોતાના કરેલા તપને તેણે નિષ્ફલ કરી દીધું. ત્યાંથી મૃત્યુ પામી ઘણું ભવભ્રમણ કરી ચિરકાળે પાછો તે મનુષ્ય થયો. ફરીવાર તે ભવમાં પણ તાપસ થઇને તેણે અજ્ઞાન તપ કર્યું. તે ભવમાં મૃત્યુ પામીને તે અમને ઉપસર્ગ કરનાર આ **અનલપ્રભ** નામે જ્યોતિષી દેવતા થયો છે. પેલા ચિત્રરથ અને રત્નરથે અનુક્રમે દીક્ષા લીધી; અને કાળ કરીને અચ્યુત કલ્પમાં **અતિબલ** અને **મહાબલ** નામે બે મહર્દ્ધિક દેવતા થયા. ત્યાંથી ચવીને તેઓ સિદ્ધાર્થપુરના ક્ષેમંકર રાજાની રાણી **વિમલાદેવીની** કુક્ષિમાં અવતર્યા. અનુક્રમે તે વિમલાદેવીથી હું કુલભૂષણ અને આ દેશભૂષણ નામે બે પુત્ર થયા. રાજાએ ઘોષ નામના ઉપાધ્યાયને અભ્યાસ માટે અમોને અર્પણ કર્યા. અમે બાર વર્ષ સુધી ત્યાં રહીને સર્વ કળાનો અભ્યાસ કર્યો. તેરમે વર્ષે ઘોષ ઉપાધ્યાયની સાથે અમે

1 ઓરમાન.

રાજાની પાસે આવ્યા. માર્ગમાં રાજમંદિરના ગોખમાં બેઠેલી એક કન્યા અમારા જોવામાં આવી. તેને જોઇને તત્કાળ અમે તેની ઉપર અનુરાગી થયા. તેથી મનમાં તેના વિષેજ ચિંતા થવા લાગી. પછી અમે રાજાની પાસે આવીને બધી કળા બતાવી. રાજાએ ઉપાધ્યાયને પૂજા કરીને વિદાય કર્યા. અમે રાજાની આજ્ઞાથી અમારી માતાની પાસે આવ્યા. ત્યાં તેની પાસે પેલી કન્યા પાછી અમારા જોવામાં આવી. માતાએ કહ્યું કે–'હે વત્સો ! આ કનકપ્રભા નામે તમારી બેન છે. તમે ઘોષ ઉપાધ્યાયને ઘેર રહેતા હતા તે અરસામાં આ કન્યા જન્મી છે, તેથી તમે તેને ઓળખી શકતા નથી.' તે સાંભળી અમે લજ્જા પામી ગયા, અને અજ્ઞાનપણાથી જે તેની ઇચ્છા કરેલી તેથી ક્ષણવારમાં વૈરાગ્ય પામીને અમે ગુરૂની પાસે દીક્ષા લઇ લીધી. તીવ્ર તપસ્યા કરતા અમે આ મહાગિરિ ઉપર આવ્યા અને અહીં શરીરમાં પણ નિ:સ્પૃહ થઇને કાયોત્સર્ગે રહ્યા. અમારા પિતા અમારા વિયોગથી અનશન લઈ મૃત્યુ પામીને **મહાલોચન** નામે ગરૂડપતિ દેવતા થયેલ છે. આસનકંપથી અમને થતા ઉપસર્ગને જાણીને પૂર્વ જન્મના સ્નેહથી પીડિત થઇ તે હાલ અહી આવેલ છે."

અન્યદા પૂર્વોક્ત અનલપ્રભ દેવ કૌતુકથી કેટલાક દેવતાઓની સાથે કેવલજ્ઞાની અનંતવીર્ય મહામુનિ પાસે ગયો. દેશના પૂર્ણ થયા પછી કોઈ શિષ્યે અનંતવીર્ય મુનિને પૂછ્યું કે–'હે સ્વામી ! મુનિસુવ્રત પ્રભુના તીર્થમાં તમારી પછવાડે કેવળજ્ઞાની કોણ થશે ?' કેવળી બોલ્યા–'મારા નિર્વાણ પછી કુલભૂષણ અને દેશભૂષણ નામના બે ભાઇઓ કેવલજ્ઞાની થશે.' તે સાંભળી અનલપ્રભ દેવ પોતાને સ્થાનકે ગયો. અન્યદા તેણે વિભંગ જ્ઞાનવડે અમને અહીં કાયોત્સર્ગે રહેલા જાણ્યા, તેથી મિથ્યાત્વપણાને લીધે અનંતવીર્ય મુનિનું વચન અન્યથા કરવાને અને અમારી સાથેનું પૂર્વ જન્મનુ વૈર વાળવાને તે અહીં આવીને અમને દારૂણ ઉપદ્રવ કરવા લાગ્યો. તેને ઉપદ્રવ કરતાં ચાર દિવસ થયા. આજે તમે અહીં આવ્યા, એટલે તમારા ભયથી તે નાસી ગયો છે; અને કર્મના ક્ષયથી અમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે. એ દેવ ઉપસર્ગમાં તત્પર છતાં પણ અમને તો કર્મક્ષયમાં સહાયકારી થયો છે. તે વખતે ત્યાં બેઠેલો ગરૂડપતિ મહાલોચન દેવ, બોલ્યો–'હે રામ ! તમે અહીં આવ્યા તે બહુ સારૂ કર્યું; હવે તમારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળું ?' રામે કહ્યુ–'અમારે કાંઇ પણ કાર્ય નથી.' એટલે 'હું કોઈ રીતે તમારી ઉપર ઉપકાર કરીશ.' એમ કહીને મહાલોચન દેવ અંતર્ધાન થઈ ગયો.

આ ખબર સાંભળીને વંશસ્થલનો **સુરપ્રભ** નામે રાજા પણ ત્યાં આવ્યો, અને તેણે રામને નમસ્કાર કરીને તેમની ઉંચે પ્રકારે પૂજા કરી. રામની આજ્ઞાથી તે પર્વત ઉપર તેણે અર્હંતપ્રભુનાં ચૈત્યો કરાવ્યાં, અને ત્યારથી એ પર્વત રામના નામથી **રામગિરિ** એવે નામે પ્રસિદ્ધ થયો. પછી રામચંદ્ર સુરપ્રભ રાજાની રજા લઇને ત્યાંથી ચાલ્યા. આગળ ચાલતાં રામે નિર્ભય થઇને મહાપ્રચંડ એવા દંડકારણ્યમાં પ્રવેશ કર્યો,

ત્યાં એક મોટા પર્વતના ગુહાગૃહમાં નિવાસ કરીને તે પોતાના ઘરની જેમ સ્વસ્થપણે રહ્યા. એક દિવસ ભોજનસમયે ત્રિગુપ્ત અને સુગુપ્ત નામે બે ચારણમુનિ આકાશમાર્ગે ત્યાં આવ્યા. તેઓ બે માસના ઉપવાસી હતા, અને પારણાને માટે આવ્યા હતા. તેમને રામ, સીતા અને લક્ષ્મણે ભક્તિપૂર્વક વંદના કરી. પછી સીતાએ પ્રાસુક અન્નપાનથી તે મુનિઓને પ્રતિલાભ્યા. તે વખતે દેવતાઓએ ત્યાં રત્નની તથા સુગંધી જલની વૃષ્ટિ કરી. તે સમયે કંબુદ્વીપના વિદ્યાધરોનો રાજા રત્નજટી અને બે દેવતાઓ ત્યાં આવ્યા. તેમણે પ્રસન્ન થઇને રામને અશ્વ સહિત રથ આપ્યો. સુગંધી જળની વૃષ્ટિના ગંધથી ગંધ નામનો કોઇ રોગી પક્ષી જે ત્યાં રહેતો હતો તે વૃક્ષ ઉપરથી ઉતરીને નીચે આવ્યો. મુનિનું દર્શન થતાં જ તેને જાતિસ્મરણજ્ઞાન થયું; તેથી મૂર્છા પામીને તે પૃથ્વી ઉપર પડી ગયો. સીતાએ તેનીપર જળસિંચન કર્યું; એટલે થોડીવારે સંજ્ઞા મેળવીને તે મુનિઓના ચરણમાં પડચો. એટલે તે મુનિને પ્રાપ્ત થયેલી સ્પર્શૌષધી લબ્ધિના પ્રભાવથી મુનિચરણના સ્પર્શવડે તે તત્કાળ નીરોગી થઇ ગયો. તેની પાંખ સોના જેવી થઇ ગઇ, ચાંચ પરવાળાનો ભ્રમ કરાવવા લાગી, ચરણ પદ્મરાગ મણિના જેવા થયા અને આખું શરીર અનેક પ્રકારના રત્નની પ્રભાવાળું થયું. તેના મસ્તક ઉપર રત્નાંકુરની શ્રેણી સમાન જટા દેખાવા લાગી, તેથી તે પક્ષીનું જટાયુ એવું નામ ત્યારથી પ્રસિદ્ધ થયું.

તે વખતે રામે તે મુનિને પૂછયું કે–'ગીધ પક્ષી માંસ ભક્ષણ કરનાર અને માઠી બુદ્ધિવાળા હોય છે, છતાં આ ગીધપક્ષી તમારા ચરણમાં આવીને શાંત કેમ થઇ ગયો? વળી હે ભદંત! આ પક્ષી પ્રથમ અત્યંત વિરૂપ હતો, તે ક્ષણવારમાં આવો સુવર્ણ રત્નની કાંતિવાળો કેમ થઇ ગયો?' સુગુપ્ત મુનિ બોલ્યા–'અહીં પૂર્વે કુંભકારકટ નામે એક નગર હતું, ત્યાં દંડક નામે આ પક્ષી રાજા હતો. તે સમયમાં શ્રાવસ્તી નગરીમાં જિતશત્રુ નામે રાજા હતો. તેને ધારણી નામે પત્ની, સ્કંદક નામે પુત્ર અને પુરંદરયશા નામે એક પુત્રી હતી. તે પુત્રીને કુંભકારકટ નગરનો પતિ દંડક રાજા પરણ્યો હતો. એક વખતે દંડક રાજાએ કોઈ કાર્યને માટે જિતશત્રુ રાજાની પાસે પાલક નામના એક બ્રાહ્મણ જાતિના દૂતને મોકલ્યો. પાલક ત્યાં આવ્યો તે વખતે જિતશત્રુ રાજા જૈનધર્મની ગોષ્ટીમાં તત્પર હતો; તેથી તે દુષ્ટ બુદ્ધિવાળો પાલક જૈનધર્મને દૂષિત કરવા લાગ્યો. તે સમયે એ દુરાશય અને મિથ્યાદૃષ્ટી પાલકને સ્કંદક કુમારે સભ્યસંવાદ પૂર્વક યુક્તિવડે નિરૂત્તર કરી દીધો. એટલે સભ્ય જનોએ તેનું બહુ ઉપહાસ્ય કર્યું, તેથી પાલકને સ્કંદક ઉપર અત્યંત ક્રોધ ચડચો. અન્યદા રાજાએ વિદાય કરવાથી તે કુંભકારકટ નગરે ગયો.

અનુક્રમે સ્કંદકે વિરક્ત થઇ પાંચસો રાજપુત્રોની સાથે મુનિસુવ્રત પ્રભુની પાસે દીક્ષા લીધી. એકદા તેમણે પુરંદરયશાને તથા તેના પરિવારને બોધ આપવાને માટે

કુંભકારકટ નગરે જવા સારૂ પ્રભુની આજ્ઞા માગી. પ્રભુ બોલ્યા–'ત્યાં જવાથી પરિવાર સહિત તમને મરણાંત ઉપસર્ગ થશે.' સ્કંદક મુનિએ ફરીવાર મુનિસુવ્રત સ્વામીને પૂછયું–'હે ભગવન્! અમે તેમાં આરાધક થઇશું કે નહીં?' પ્રભુ બોલ્યા–'તમારા વિના સર્વે આરાધક થશે.' સ્કંદકે કહ્યું કે–'તો મારે બધું પૂર્ણ થયું એમ હું માનીશ.' આ પ્રમાણે કહી સ્કંદક મુનિએ પરિવાર સાથે ત્યાંથી વિહાર કર્યો. પાંચસો મુનિઓની સાથે વિહાર કરતાં કરતાં સ્કંદકાચાર્ય અનુક્રમે કુંભકારકટ પુર સમીપે આવ્યા. તેને દૂરથી જોતાં જ ક્રૂર પાલકે પોતાના પૂર્વ પરાભવનું સ્મરણ કરીને તત્કાળ સાધુને ઉપયોગી એવા ઉદ્યાનોમાં જઇને પૃથ્વીમાં શસ્ત્રો દાટ્યાં. તેમાંના એક ઉદ્યાનમાં સ્કંદકાચાર્ય સમોસર્યા. દંડક રાજા પરિવાર સહિત તેમને વાંદવાને આવ્યો. સ્કંદકાચાર્યે દેશના આપી. તે સાંભળી ઘણા લોકો હર્ષ પામ્યા. દેશનાને અંતે હર્ષિત થયેલો દંડક રાજા ઘેર આવ્યો.

તે અવસરે પેલા દુષ્ટ પાલકે એકાંતમાં લઇ જઇને રાજાને કહ્યું કે 'આ સ્કંદક મુનિ બગભક્ત છે તેમજ પાખંડી છે. એ મહાશઠ મુનિ, હજાર હજાર યોધાઓની સાથે યુદ્ધ કરી શકે તેવાં સહસ્રયોધી મુનિવેષધારી પુરૂષોને સાથે લઇ તેનાવડે તમને મારીને તમારૂં રાજ્ય લેવા માટે અહીં આવેલા છે. આ ઉદ્યાનમાં એ મુનિવેષધારી સુભટોએ પોતપોતાના સ્થાનમાં ગુપ્ત રીતે શસ્ત્રો દાટેલાં છે, તે આપ જાતે જોઇને ખાત્રી કરો.' રાજાએ પાલકના કહેવા ઉપરથી મુનિઓના સ્થાન નીચે ખોદાવ્યુ, એટલે ત્યાં વિચિત્ર જાતિનાં શસ્ત્રોને દાટેલાં જોયાં, તેથી તે ઘણો ખેદ પામ્યો. પછી દંડકે વિચાર કર્યા વગર પાલકને આજ્ઞા કરી કે–"હે મંત્રી! તમે આ બહુ સારૂં જાણી લીધું, કેમકે હું તો તમારાથી જ નેત્રવાળો છુ. હવે આ દુર્મતિ સ્કંદકને જે યોગ્ય શિક્ષા હોય તે તમે કરો; કારણકે તમે તે જાણો છો. હે મહામતિ! હવે ફરીવાર મને તે વિષે પૂછવું નહિ." આ પ્રમાણે આજ્ઞા મળતાંજ પાલકે શીઘ્ર જઇને મનુષ્યને પીલવાનું એક યંત્ર કરાવ્યુ અને તે ઉદ્યાનમાં લાવીને તેમાં સ્કંદકની આગળ એક એક સાધુને પીલવા માંડ્યા. દરેક મુનિને પીલાતી વખતે સ્કંદકાચાર્યે દેશના પૂર્વક સમ્યક્ પ્રકારે આરાધના કરાવી. જ્યારે સર્વ પરિવારમાં છેલ્લા રહેલા એક બાળ મુનિને યંત્રની પાસે લાવવામાં આવ્યા, ત્યારે સ્કંદકાચાર્યે બહુ કરૂણા આવવાથી પાલકને કહ્યું કે–"પ્રથમ મને પીલ. આ મારૂં વચન માન્ય કર, કે જેથી એ બાળ મુનિને પીલાતાં હું ન જોઉં." તે બાળ મુનિને પીડા કરવાથી સ્કંદક વધારે પીડાશે એમ જાણી પાલકે તેમને પીડા કરવાને માટેજ તેમનું વચન ન માનતાં પ્રથમ તેમની નજરે તે બાળ મુનિને પીલી નાખ્યા. સર્વ મુનિઓ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને અવ્યયપદને પામ્યા. સ્કંદક મુનિએ અંતિમ પચ્ચખાણ લઇ એવું નિયાણું કર્યું કે 'જો આ તપસ્યાનું ફલ હોય તો હું આ દંડક તથા પાલક તેમજ તેના કુલ અને દેશનો નાશ કરનારો થાઉં.' આવું નિયાણું બાંધતા એ સ્કંદકાચાર્યને પાલકે પીલી નાખ્યા. ત્યાંથી કાળ કરીને તેમનો ક્ષય કરવાને માટે તે કાલાગ્નિની જેમ વહ્નિકુમાર નિકાયમાં દેવતા થયા.

પુરંદરયશાએ આપેલું રત્નકંબલના તંતુથી બનાવેલું સ્કંદકાચાર્યનું રજોહરણ જે કે રૂધિરથી વ્યાપ્ત થયેલું હતું તેને એક પક્ષિણી હરી ગઈ, તેને ભુજાદંડ ધારીને યત્નથી ગ્રહણ કર્યું હતું, પરંતુ દૈવયોગે તે છટકી જવાથી દેવી પુરંદરયશાની આગળજ પડ્યું તે જોઈને તેની તપાસ કરતાં પોતાના મહર્ષિભાઈનું યંત્રમાં પીલાવાથી થયેલું મરણ તેના જાણવામાં આવ્યુ. તેથી 'અરે પાપી! તેં આ શું પાપ કર્યું?' એમ તે પોતાના પતિ દંડકરાજાની ઉપર આક્રોશ કરવા લાગી. તેજ વખતે તે શોકમગ્ન પુરંદરયશાને ઉપાડીને શાસનદેવીએ મુનિસુવ્રત પ્રભુની પાસે મૂકી. ત્યાં તેણે તરતજ તેમની પાસે દીક્ષા લીધી. અગ્નિકુમાર થયેલા સ્કંદકના જીવે અવધિજ્ઞાનથી પોતાના પૂર્વ જન્મનો વૃત્તાંત જાણી પાલક અને નગરજન સહિત દંડકરાજાને ભસ્મ કરી દીધો. ત્યારથી આ દારૂણ અને ઉજાડ એવું આ દંડકારણ્ય થયેલું છે, અને તે દંડકના નામથીજ પૃથ્વીમાં પ્રખ્યાત છે.

દંડકરાજા સંસારના કારણ રૂપ અનેક યોનિઓમાં પરિભ્રમણ કરી પોતાના પાપ કર્મથી આ ગંધ નામનો મહારોગી પક્ષી થયો છે. અમારા દર્શનથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું, અને અમને પ્રાપ્ત થયેલી સ્પર્શૌષધી લબ્ધિના પ્રભાવથી તેના બધા રોગો ક્ષય પામી ગયા. આ પ્રમાણેનું પોતાના પૂર્વભવનું વૃત્તાંત સાંભળીને પક્ષી ફરીવાર પણ ઘણો ખુશી થઇને મુનિના ચરણમાં પડચો, અને ધર્મ સાંભળીને તેણે શ્રાવકપણું સ્વીકાર્યું. મહામુનિએ તેની ઇચ્છા જાણીને તેને જીવઘાત, માંસાહાર અને રાત્રિભોજનનાં પચ્ચખાણ કરાવ્યાં. પછી મુનિએ રામચંદ્રને કહ્યું કે-'આ પક્ષી તમારો સહધર્મી છે, અને સાધર્મી બંધુઓ ઉપર વાત્સલ્ય કરવું તે કલ્યાણકારી છે, એમ જિનેશ્વર ભગવંતે કહેલું છે.' આવાં મુનિવચન સાંભળીને 'હા, એ મારો પરમબધુ છે' એમ કહી રામે મુનિને વંદના કરી. એટલે તે બંને મુનિ આકાશમાર્ગે ઉડીને બીજે ઠેકાણે ગયા. રામ, લક્ષ્મણ અને જાનકી તે જટાયુ પક્ષીને સાથે રાખી દિવ્ય રથમાં બેસીને ક્રીડા માટે અન્ય સ્થાનકે વિચરવા લાગ્યા.

એ અરસામાં પાતાલ લંકામાં ખર અને ચંદ્રણખાના શંબૂક અને સુંદ નામે બે પુત્રો યૌવનવયને પ્રાપ્ત થયા. એક વખતે માતાપિતાએ વાર્યા છતાં પણ શંબૂક સૂર્યહાસ ખડ્ગને સાધવા માટે દંડકારણ્યમાં આવ્યો. ત્યાં ક્રૌંચરવા નદીને તીરે એક વંશગહ્વરમાં તે રહ્યો. તે વખતે તે બોલ્યો કે-'અહીં રહેતાં જે મને વારશે તેને હું મારી નાખીશ.' પછી એકવાર એકાંતે જમનાર, વિશુદ્ધાત્મા, બ્રહ્મચારી અને જીતેંદ્રિય એવો તે એક વડની શાખા સાથે પોતાના બંને પગ બાંધી અધોમુખી થઈને સૂર્યહાસ ખડ્ગને સાધનારી વિદ્યાનો જાપ કરવા લાગ્યો. એ વિદ્યા બાર વર્ષ અને સાત દિવસ સાધવાથી સિદ્ધ થાય છે એવી રીતે વાગોળની જેમ ઉંધે મસ્તક રહેતાં તેને બાર વર્ષ ને ચાર દિવસ વીતી ગયા. એટલે તેને સાધ્ય થવાની ઇચ્છાએ મ્યાનમાં રહેલું સૂર્યહાસ ખડ્ગ આકાશમાં તેજ અને સુગંધ ફેલાવતું સતું તે વંશગહ્વરની પાસે આવ્યું. તે સમયે ક્રીડાથી આમ

તેમ ફરતાં લક્ષ્મણ ત્યાં આવી ચડ્યા. એટલે સૂર્યનાં કિરણોના સમૂહ જેવું સૂર્યહાસ ખડ્ગ તેમના જોવામાં આવ્યું. લક્ષ્મણે તે ખડ્ગ હાથમાં લીધું અને તરતજ તેને મ્યાનમાંથી બહાર ખેંચ્યું. કારણ કે "અપૂર્વ શસ્ત્ર જોવાથી ક્ષત્રિયોને કુતૂહલ થાય છે." પછી 'તે કેવું તીક્ષ્ણ છે' એવી પરીક્ષા કરવાને માટે લક્ષ્મણે તેનાવડે સમીપ રહેલા વંશજાળને કમળના નાલવાની જેમ છેદી નાખ્યુ. તેથી તે વંશજાલમાં રહેલા શંબૂકનું મસ્તકકમલ કપાઈ ગયુ અને તે લક્ષ્મણની આગળ આવીને પડ્યું. પછી લક્ષ્મણે તે વંશજાળમાં પ્રવેશ કરીને જોયું એટલે વડની શાખા સાથે લટકતું ધડ પણ તેના જોવામાં આવ્યું. તે વખતે 'અરે! આ કોઇ યુદ્ધ નહિ કરનારા અને શસ્ત્ર વિનાના નિરપરાધી પુરૂષને મેં મારી નાખ્યો. આવા કૃત્યથી મને ધિક્કાર છે!' આ પ્રમાણે લક્ષ્મણ પોતાની નિંદા કરવા લાગ્યા. પછી એ સર્વ વૃત્તાંત તેણે રામને કહ્યો, અને તે ખડ્ગ બતાવ્યું. રામ ખડ્ગ જોઇને બોલ્યા કે–'હે વીર! આ સૂર્યહાસ ખડ્ગ છે અને આના સાધનારનેજ તમે મારી નાખ્યો છે. એનો કોઇ ઉત્તરસાધક પણ આટલામાંજ હોવાનો સંભવ છે.'

એ સમયે પાતાળ લંકામાં રાવણની બેન ચંદ્રણખાને વિચાર થયો કે 'આજે અવધિ પૂરી થઇ છે, તેથી મારા પુત્રને સૂર્યહાસ ખડ્ગ આજે જરૂર સિદ્ધ થશે, માટે ઉતાવળથી તેને માટે પૂજાની સામગ્રી અને અન્નપાન લઇને હું ત્યાં જાઉં.' આમ વિચારીને સત્વર હર્ષથી તે વંશગહ્વર પાસે આવી. ત્યાં પોતાના પુત્રનું છુટા કેશવાળું અને કુંડળો જેમાં લટકી રહેલા છે એવું મસ્તક જોવામાં આવ્યું.એટલે 'હા વત્સ શંબૂક! હા વત્સ શંબૂક! તું ક્યાં ગયો?' એમ પોકાર કરી કરીને તે રોવા લાગી, એટલામાં જમીનપર પડેલી લક્ષ્મણના મનોહર પગલાંની પંક્તિ તેના જોવામાં આવી. તેથી જેણે મારા પુત્રને મારી નાખ્યો છે તેના પગલાંની આ પંક્તિ છે એવો નિશ્ચય કરીને ચંદ્રણખા તે પગલે પગલે વેગથી ચાલી. થોડે દૂર ચાલતાં એક વૃક્ષની નીચે સીતા લક્ષ્મણ સાથે બેઠેલા નેત્રાભિરામ એવા રામચંદ્રને તેણે દીઠા. સુંદર રામને જોઇને ચંદ્રણખા તત્કાળ રતિવશ થઇ ગઇ. **અહો! મહા શોકમાં પણ કામિનીઓને કેવો કામનો આવેશ થાય છે!** પછી નાગકન્યા જેવું સુંદર કન્યાનું રૂપ વિકુર્વી એ કામપીડિત ચંદ્રણખા ધ્રુજતી ધ્રુજતી રામની પાસે આવી. તેને જોઇને રામભદ્ર બોલ્યા–'ભદ્રે! યમરાજના સ્થાન જેવા આ દારૂણ દંડકારણ્યમાં તું એકાકી ક્યાંથી આવી ચડી?' તે બોલી–"હું અવંતિના રાજાની કન્યા છું. રાત્રે મહેલ ઉપર સુતી હતી, ત્યાંથી રાત્રિમાં કોઇ ખેચરે મારૂ હરણ કર્યું, અને આ અરણ્યમાં લઇ આવ્યો. તેવામાં કોઇ બીજા વિદ્યાધરકુમારે તેને અહીં દીઠો, એટલે હાથમાં ખડ્ગ લઇને તે બોલ્યો કે–'અરે પાપી! હારલતાને ચિલ્લ પક્ષી લઇ જાય તેમ આ સ્ત્રીરત્નને હરીને તું ક્યાં જઇશ? હું તારો કાળ થઇને અહીં આવ્યો છું.' આવાં તેનાં વચન સાંભળીને મને હરી લાવનાર ખેચરે મને અહીં મૂકી. તે બંનેએ ચિરકાળ ખડ્ગાખડ્ગી યુદ્ધ

કર્યું. પ્રાંતે ઉન્મત્ત હાથીઓની જેમ તે બંને મૃત્યુ પામી ગયા. પછી ‘હવે મારે ક્યાં જવું’ એમ વિચારતી હું અહીં તહીં ભમ્યા કરૂ છુ. તેવામાં જંગલમાં છાયાદાર વૃક્ષ મળી જાય તેમ તમે મને પુણ્યયોગે પ્રાપ્ત થયા છો. હે સ્વામી ! હું એક કુલીન કુમારીકા છું, માટે તમે મારી સાથે વિવાહ કરો. મહત્પુરૂષોની પાસે કરેલી યાચકોની પ્રાર્થના વૃથા થતી નથી.” તેને જોતાંજ મહા બુદ્ધિમાન રામલક્ષ્મણ પરસ્પર પ્રફુલ્લ નેત્રે વિચારવા લાગ્યા કે–‘આ કોઇ માયાવી સ્ત્રી છે, અને નટની જેમ વેષ ધારણ કરી આ બધું કૂટનાટક બતાવીને આપણને છેતરવા આવી છે.’ પછી હાસ્ય જ્યોત્સ્નાના પૂરથી હોઠને વિકસિત કરતા રામ બોલ્યા કે–‘હું તો સ્ત્રી સહિત છુ, માટે સ્ત્રીરહિત એવા લક્ષ્મણને તું ભજ.’ રામનાં આવાં વચનોથી ચંદ્રણખાએ લક્ષ્મણ પાસે જઇને તેની પ્રાર્થના કરી. એટલે તે બોલ્યા કે–‘તું પ્રથમ મારા પૂજ્ય બંધુ પાસે ગઇ, એટલે તું પણ મારે પૂજ્ય થઇ, તેથી હવે તે વિષે મારી પાસે વાર્ત્તા પણ કરવી નહિ.’

આ પ્રમાણે પોતાની યાચનાના ખંડનથી અને પુત્રના વધથી તેને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તેથી તત્કાળ પાતાળ લંકામાં જઇને પુત્રના ક્ષય વિષેનો બધો વૃત્તાંત પોતાના સ્વામી ખર વિદ્યાધર વિગેરેને કહ્યો; એટલે તત્કાળ પર્વતને ઉપદ્રવ કરવા હસ્તીઓ જાય તેમ રામને ઉપદ્રવ કરવાને માટે ચૌદ હજાર વિદ્યાધરોનાં લશ્કરને લઇને તેઓ ત્યાં આવ્યા. ‘હું છતાં શું પૂજ્ય રામચંદ્ર પોતે યુદ્ધ કરે?’ એવા વિચારથી લક્ષ્મણે તેઓની સાથે યુદ્ધ કરવાને માટે રામચંદ્ર પાસે માગણી કરી. રામે કહ્યુ–‘હે વત્સ ! ભલે વિજય મેળવવાને માટે તું જા, પરતુ જો તને સંકટ પડે તો મને બોલાવવાને માટે સિંહનાદ કરજે.’ લક્ષ્મણે તે વાત કબુલ કરી; અને તત્કાળ તેમની આજ્ઞા મેળવીને ધનુષ્ય માત્ર લઇને ગયા; પછી સર્પોને ગરૂડની જેમ તેઓને મારવાને પ્રવર્ત્યા. જ્યારે તેમનું યુદ્ધ વધવા માંડ્યું, ત્યારે પોતાના સ્વામીનો પક્ષ વધારવાને માટે ચંદ્રણખા પોતાના ભાઇ રાવણની પાસે ત્વરાથી આવી. તેણે આવીને રાવણને કહ્યું કે–“હે ભાઇ ! કોઇ રામલક્ષ્મણ નામે બે અજાણ્યા મનુષ્ય દંડકારણ્યમાં આવેલા છે, તેઓએ તારા ભાણેજને યમદ્વારમાં પહોચાડ્યો છે. એ ખબર સાંભળીને તારો બનેવી ખર વિદ્યાધર પોતાના અનુજબંધુ અને સૈન્યને લઇ ત્યાં ગયેલો છે, અને હાલ તે લક્ષ્મણની સાથે યુદ્ધ કરે છે. પોતાના અને અનુજબધુના બલથી ગર્વ પામેલો રામ સીતાની સાથે વિલાસ કરતો અલગજ બેસી રહેલો છે, અને સીતા રૂપલાવણ્યની શોભાથી સ્ત્રીઓની સીમારૂપ છે, તેના જેવી કોઇ દેવી, નાગકન્યા કે માનુષી સ્ત્રી નથી; તે કોઇ જુદીજ છે. સર્વ સુરાસુરની સ્ત્રીઓને દાસી કરે તેવું તેનું રૂપ ત્રણ લોકમાં અનુપમ અને વાણીથી ન કહી શકાય તેવુ છે. હે બંધુ ! આ સમુદ્રથી માંડીને બીજા સમુદ્ર પર્યંત પૃથ્વી ઉપર જે જે રત્નો છે તે સર્વે રત્નો તારે માટે જ યોગ્ય છે. માટે રૂપસંપત્તિવડે દૃષ્ટિઓને અનિમેષ થવાના કારણરૂપ એ સ્ત્રીરત્નને તું ગ્રહણ કર. તેમ છતાં જો તું તેને મેળવીશ નહીં તો તું રાવણ જ નથી.” આવાં તેનાં વચનો

સાંભળીને રાવણ તત્કાળ પુષ્પક વિમાનમાં બેઠો, અને તેને આજ્ઞા કરી કે 'હે વિમાનરાજ ! જ્યાં જાનકી છે ત્યાં તું ત્વરાથી જા.' તત્કાળ જાણે ત્યાં ગયેલા રાવણના મનની સ્પર્ધા કરતું હોય તેમ તે વિમાન અતિ વેગથી જાનકી પાસે આવ્યુ. ત્યાં ઉગ્ર તેજવાળા રામને જોતાંજ અગ્નિથી વાઘની જેમ રાવણ ભય પામીને તેનાથી દૂર જઇને ઉભો રહ્યો. તરતજ તે વિચારમાં પડચો કે 'અહીં આવા અતિઉગ્ર રામ અને તેની પાસેથી સીતાનું હરણ તે એક તરફ વાઘ અને એક તરફ નદીના જેવું મહાકષ્ટકારી છે.' આવો વિચાર કરીને તત્કાળ તેણે **અવલોકની** વિદ્યાનું સ્મરણ કર્યું. એટલે તરતજ તે વિદ્યા દાસીની જેમ અંજલિ જોડી તેની પાસે આવીને ઉભી રહી. રાવણે તેને જણાવ્યુ કે–'સીતાહરણના કાર્યમાં તું મને સહાય કર.' વિદ્યાદેવી બોલી–'વાસુકિ નાગના મસ્તક ઉપરથી રત્ન લેવું તે સહેલુ છે, પણ રામની સમીપેથી સીતાને લેવાનું દેવતાઓને પણ સહેલુ નથી; પણ તેનો એક ઉપાય છે, તે એ કે જ્યારે લક્ષ્મણ યુદ્ધ કરવા ગયા ત્યારે રામે પોતાને બોલાવવા માટે સિંહનાદ કરવાનો સંકેત કરેલો છે; માટે જો તે ઉપાય કરીએ ને રામચંદ્ર ત્યાં જાય તો સીતાનું હરણ થઇ શકે.' રાવણે તેમ કરવાની આજ્ઞા કરી. એટલે તે દેવીએ ત્યાંથી દૂર જઇને સાક્ષાત્ લક્ષ્મણના જેવો સિંહનાદ કર્યો. તે સિંહનાદ સાંભળી રામ સંભ્રમથી વિચારમાં પડ્યા કે 'હસ્તિમલ્લની જેવા મારા અનુજબંધુ લક્ષ્મણના જેવો જગતમાં કોઇ પ્રતિમલ્લ નથી, લક્ષ્મણને સંકટમાં પાડે તેવા પુરૂષને હું જોતો નથી, તે છતાં આ સિંહનાદ પ્રથમ કરેલા સંકેત પ્રમાણે બરાબર સાંભળવામાં આવે છે.' આ પ્રમાણેના તર્કવિતર્કમાં મહા મનવાળા રામ વ્યગ્ર થઈ ગયા. તે વખતે સીતા લક્ષ્મણપરના વાત્સલ્યભાવથી આ પ્રમાણે બોલ્યા–'હે આર્યપુત્ર ! વત્સ લક્ષ્મણ સંકટમાં પડ્યા છતાં તમે ત્યાં જવામાં કેમ વિલંબ કરો છો? સત્વર જઇને વત્સ લક્ષ્મણની રક્ષા કરો.' આવાં સીતાનાં વચનથી અને સિંહનાદથી પ્રેરાયેલા રામ શુકનને પણ નહિ ગણતાં ત્વરાથી ત્યાં ગયા.

પછી લાગ આવેલો જોઈ રાવણ નીચે ઉતરીને રૂદન કરતા જાનકીને પુષ્પક વિમાનમાં બેસાડવા લાગ્યો. જાનકીને રોતાં સાંભળીને 'હે સ્વામિની! ભય રાખશો નહિ, હું આવી પુગ્યો છું, અરે નિશાચર ! ઉભો રહે, ઉભો રહે' એમ રોષથી બોલતો જટાયુ પક્ષી દૂરથી રાવણ ઉપર દોડચો, અને પોતાના તીક્ષ્ણ નખોની અણીઓથી હળવડે ભૂમિની જેમ તે મોટા પક્ષીએ રાવણના ઉરસ્થલને ઉઝરડી નાખ્યુ. તેથી રાવણે ક્રોધ કરી દારૂણ ખડ્ગ ખેંચી તેનાવડે તેની પાંખો છેદી નાંખીને તેને પૃથ્વીપર પાડી નાખ્યો. પછી રાવણ નિઃશંક થઇ સીતાને પુષ્પક વિમાનપર ચડાવી પોતાના મનોરથ પૂર્ણ કરી ઉતાવળો આકાશમાર્ગે ચાલ્યો. તે વખતે "શત્રુઓને મથન કરનારા હે નાથ રામભદ્ર ! હે વત્સ લક્ષ્મણ ! હે પૂજ્ય પિતા ! હે મહાવીર બંધુ ભામંડલ ! બલિને કાગડો ઉપાડી જાય તેમ આ રાવણ છળથી તમારી સીતાને હરી જાય છે." આ પ્રમાણે રૂદન કરતી સીતા ભૂમિ અને આકાશને રોવરાવવા લાગી.

માર્ગમાં અર્કજટીના પુત્ર રત્નજટી ખેચરે આ રૂદન સાંભળી વિચાર કર્યો કે 'જરૂર આ રામની પત્ની સીતાનું રૂદન જણાય છે અને આ શબ્દ સમુદ્રપર સંભળાય છે, તેથી જરૂર રાવણે રામલક્ષ્મણને છેતરીને એ સીતાનું હરણ કર્યું હશે એમ લાગે છે, તો આ વખતે મારા સ્વામી ભામંડલની ઉપર હું ઉપકાર કરૂં.' એવું વિચારીને તે રત્નજટી ખેચર ખડ્ગ ખેંચી રાવણને આક્ષેપ કરતો તેનાપર દોડચો. યુદ્ધને માટે બોલાવતા એ રત્નજટીનું કાંઇક હાસ્ય કરી રાવણે પોતાની વિદ્યાના સામર્થ્યથી તેની બધી વિદ્યાઓ હરી લીધી, તેથી તત્કાળ જેની પાંખો છેદી નાખી હોય તેવા પક્ષીની જેમ રત્નજટી વિદ્યા હરણ થતાં કંબુદ્વીપમાં પડચો, અને ત્યાં આવેલા કંબુગિરિપર રહેવા લાગ્યો.

અહીં રાવણે વિમાનમાં બેસીને આકાશમાર્ગે સમુદ્ર ઉપર ચાલતાં કામાતુરપણે ઘણા અનુનયથી સીતાને આ પ્રમાણે કહ્યું—"હે જાનકી! સર્વ ખેચર અને ભૂચર લોકોનો હું સ્વામી છું, તેની પટ્ટરાણીના પદને તમે પ્રાપ્ત થયા છો. તે છતાં કેમ રૂઓ છો? હર્ષને સ્થાને તમે શોક શામાટે કરો છો? પૂર્વે મંદ ભાગ્યવાળા રામની સાથે તમને જોડી દીધા; એ વિધિએ યોગ્ય કર્યું નહોતું, તેથી મેં હવે યોગ્ય કર્યું છે. હે દેવી! સેવામાં દાસ જેવા મને તમે પતિ તરીકે માનો. હું જ્યારે તમારો દાસ થઇશ, ત્યારે સર્વ ખેચર અને ખેચરીઓ પણ તમારા દાસ દાસી થઇને રહેશે." આ પ્રમાણે રાવણ કહેતો હતો, તે વખતે ભક્તિથી મંત્રની જેમ 'રામ' એ બે અક્ષરનો જાપ કરતાં સીતા નીચું જોઇને જ બેસી રહ્યા, એટલે તે કામાતુર રાવણે જાનકીના ચરણમાં પોતાનું મસ્તક મૂક્યું અને પગે લાગ્યો. તે વખતે પરપુરૂષના સ્પર્શથી કાયર એવા સીતાએ પોતાના ચરણ તેનાથી દૂર લઇ લીધા; પછી સીતાએ આક્રોશથી તેને કહ્યું કે—'અરે નિર્દય અને નિર્લજ! થોડા સમયમાં પરસ્ત્રીની કામનાના ફળરૂપ મૃત્યુ તને પ્રાપ્ત થશે.' તે સમયે સારણ વિગેરે મંત્રીઓ અને બીજા રાક્ષસસામંતો રાવણની સન્મુખ આવ્યા. પછી મોટા ઉત્સાહવાળો અને મહા સાહસ કામ કરનારો મહાપરાક્રમી રાવણ મોટા ઉત્સવવાળી લંકાપુરીમાં આવ્યો. તે સમયે સીતાએ એવો અભિગ્રહ લીધો કે 'જ્યાં સુધી રામ અને લક્ષ્મણના કુશલ સમાચાર આવશે નહિ, ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ.' પછી લંકા નગરીની પૂર્વ દિશામાં રહેલા દેવતાને ક્રીડા કરવાના નંદન વન જેવા અને ખેચરોની સ્ત્રીઓને વિલાસના ધામરૂપ—દેવરમણ નામના ઉદ્યાનમાં રક્ત અશોક વૃક્ષની નીચે ત્રિજટા અને બીજા રક્ષકોથી વીંટાએલા જાનકીને મૂકીને તેજનો નિધિ રાવણ હર્ષ પામતો પોતાના ધામમાં ગયો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
सप्तमे पर्वणि सीताहरणो नाम पंचमसर्गः ॥ ५ ॥



# સર્ગ ૬ ઠ્ઠો.

## હનુમાને કરેલી સીતાની શોધ.

રામ લક્ષ્મણના જેવો સિંહનાદ સાંભળીને જ્યાં લક્ષ્મણ શત્રુઓની સાથે રણક્રીડા કરતા હતા ત્યાં ધનુષ્ય લઈને ત્વરાથી આવ્યા. રામને આવેલા જોઈ લક્ષ્મણે કહ્યું કે-'હે આર્ય ! સીતાને એકલા મૂકીને તમે અહીં કેમ આવ્યા !' રામ બોલ્યા-'હે લક્ષ્મણ ! તમે મને કષ્ટસૂચક સિંહનાદથી બોલાવ્યો, તેથી હું આવ્યો છું.' લક્ષ્મણે કહ્યું-"મેં સિંહનાદ કર્યો નથી અને આપના સાંભળવામાં આવ્યો, તેથી જરૂર કોઈએ આપણને છેતર્યા છે. આર્યા સીતાનું હરણ કરવાને માટે આવો ઉપાય કરી તમને ત્યાંથી ખસેડ્યા હોય એમ ખરેખર જણાય છે. આ સિંહનાદ કરવામાં બીજું જરા પણ કારણ હોય તેમ હું ધારતો નથી, માટે હે આર્ય ! સત્વર સીતાના રક્ષણને માટે તમે જાઓ, હું પણ શત્રુઓને મારીને તમારી પછવાડે આવું છું." લક્ષ્મણે આમ કહેવાથી રામભદ્ર સત્વર પોતાને સ્થાનકે આવ્યા, ત્યાં જાનકી જોવામાં આવ્યા નહિ; તેથી તત્કાળ મૂર્છા ખાઈને તે પૃથ્વીપર પડી ગયા. થોડીવારે સંજ્ઞા આવવાથી બેઠા થઈને જોયું તો ત્યાં મરણોન્મુખ થયેલા જટાયુ પક્ષીને તેમણે દીઠો. તેને જોઈને તીક્ષ્ણ બુદ્ધિએ રામચંદ્રે વિચાર્યું કે "કોઈ માયાવીએ છળ કરીને મારી પ્રિયાનું હરણ કર્યું. તેના હરણથી ક્રોધ પામીને તેની સામે થયેલા આ મહાત્મા પક્ષીને તેણેજ હણેલો લાગે છે.' પછી રામે તેનો પ્રત્યુપકાર કરવાને તે શ્રાવક જટાયુને અંતસમયે પરલોકના માર્ગમાં ભાતારૂપ નવકાર મંત્ર સંભળાવ્યો. તત્કાળ મૃત્યુ પામીને તે પક્ષિરાજ માહેંદ્રકલ્પમાં દેવતા થયો, અને રામચંદ્ર સીતાની શોધ માટે અટવીમાં આમ તેમ ભ્રમવા લાગ્યા.

અહીં લક્ષ્મણ ઘણી સેનાવાળા ખરની સાથે એકલા યુદ્ધ કરતા હતા. કેમકે "યુદ્ધમાં સિંહને સહાયકારી સખા હોતો જ નથી." તે સમયે ખરના અનુજ ભાઈ ત્રિશિરાએ આગળ આવીને 'આવાની સાથે તમારે શું યુદ્ધ કરવું !' એમ કહી પોતાના જ્યેષ્ટ બંધુ ખરનું નિવારણ કર્યું, અને પોતે યુદ્ધ કરવા લાગ્યો. રામના અનુજ લક્ષ્મણે રથમાં બેસીને યુદ્ધ કરવાને ઉદ્યત થયેલા ત્રિશિરાને પતંગની જેમ ગણીને મારી નાખ્યો. તે વખતે પાતાળ લંકાના પતિ ચંદ્રોદર રાજાનો પુત્ર વિરાધ સન્નદ્ધબદ્ધ થયેલા પોતાના સર્વ સૈન્યને લઈને ત્યાં આવ્યો. શત્રુઓનો વિનાશ કરવા અને તેમની આરાધના કરવાની ઈચ્છાથી તેણે રામના સહોદર લક્ષ્મણને નમસ્કાર કરીને કહ્યું કે "આ તમારા શત્રુઓ ઉપર દ્વેષ કરનાર અને તેમનો શત્રુ હું તમારો સેવક છું. આ રાવણના સેવકોએ મારા પરાક્રમી પિતા ચંદ્રોદરને કાઢી મૂકીને પાતાળલંકાને કબજે કરી છે. હે પ્રભુ ! અંધકારનો નાશ કરવામાં સૂર્યનો સહાયકારી કોણ થઈ શકે છે ! તથાપિ આ તમારા

શત્રુઓનો નાશ કરવામાં કિંચિત્ માત્ર આ સેવક તૈયાર છે, માટે તેને યુદ્ધ કરવાની આજ્ઞા આપો.” લક્ષ્મણે હસતાં હસતાં કહ્યું કે–‘હું હમણાજ આ શત્રુઓને મારી નાખીશ, તે તું જોઈ લેજે. **યુદ્ધમાં બીજાઓની સહાય લેવી તે પરાક્રમી વીરોને લજ્જાકારી છે.** આજથી મારા મોટા ભાઈ રામચંદ્ર તારા સ્વામી છે, અને અત્યારે જ હું તને પાતાળલંકાના રાજ્ય ઉપર બેસારૂં છું.’

પોતાના વિરોધી વિરાધને લક્ષ્મણની પાસે આવેલો જોઇ ખર અતિ ક્રોધ પામ્યો. તેથી તે ધનુષ્યને પણછ ચડાવીને બોલ્યો–‘અરે વિશ્વાસીનો ઘાત કરનાર! મારો પુત્ર શંબૂક ક્યાં છે તે બતાવ. એવો અપરાધ કરીને આ રાંક વિરાધની સહાયથી શું તું રક્ષિત થવા માગે છે?” લક્ષ્મણે હસીને કહ્યુ કે–“તારો અનુજ બંધુ **ત્રિશિરા** પોતાના ભ્રાતૃજ શંબૂકને જોવા ઉત્કંઠિત હતો, તેથી મેં તેને તેની પછવાડે મોકલ્યો છે. હવે પુત્ર અને ભાઇ પાસે જવાની જો તારી બલવાન ઉત્કંઠા હોય તો તને પણ ત્યાં મોકલવાને હું ધનુષ્ય સાથે સજ્જ છું. રે મૂઢ! ચરણવડે એક કુંથવાની જેમ પ્રમાદથી થયેલા પ્રહારથી મેં તારા પુત્રને હણ્યો છે, પણ તેમાં કાંઇ મારૂં પરાક્રમ નથી; પરંતુ પોતાના આત્માને સુભટ માનતો તું જો મારા રણકૌતુકને પૂર્ણ કરીશ, તો વનવાસમાં પણ દાન આપનારો હું યમરાજને પ્રસન્ન કરીશ.’ આવાં લક્ષ્મણનાં વચન સાંભળતાંજ, ખર રાક્ષસ ગિરિશિખરપર હાથીની જેમ લક્ષ્મણપર તીક્ષ્ણ પ્રહાર કરવા લાગ્યો. કિરણોથી સૂર્યની જેમ લક્ષ્મણે પણ હજારો કંકપત્રોથી આકાશને ઢાંકી દીધું. એ પ્રમાણે લક્ષ્મણ તથા ખરની વચ્ચે ખેચરોને ભયંકર અને યમરાજને મહોત્સવ રૂપ મોટું યુદ્ધ ચાલ્યું. તે વખતે આકાશમાં એવી વાણી થઇ કે “વાસુદેવની સામે પણ રણમાં જેની આવી શક્તિ છે તે ખર રાક્ષસ પ્રતિવાસુદેવથી પણ અધિક છે.” તે વાણી સાંભળતાંજ ‘આનો વધ કરવામાં કાળક્ષેપ શું કરવો?’ એવું લજ્જાથી વિચારી ક્રોધ કરીને લક્ષ્મણે ક્ષુરપ્ર અસ્ત્રથી તત્કાળ ખરના મસ્તકને છેદી નાખ્યું. પછી ખરનો ભાઇ દૂષણ રાક્ષસ સેના સહિત લક્ષ્મણ સાથે યુદ્ધ કરવાને ઉદ્યત થયો; પરંતુ દાવાનલ જેમ યૂથસહિત હસ્તીને સંહાર કરે તેમ લક્ષ્મણે ક્ષણવારમાં સૈન્ય સહિત તેનો સંહાર કરી નાખ્યો.

પછી વિરાધને સાથે લઇને લક્ષ્મણ પાછા વળ્યા. તે વખતે તેમનું વામ નેત્ર ફરક્યું, તેથી તેને આર્ય સીતા અને રામ વિષે અત્યંત અશુભની શંકા થવા લાગી. પછી દૂર આવીને જોતાં એક વૃક્ષની પાસે રામને સીતારહિત એકલા દેખીને લક્ષ્મણ પરમ ખેદને પામ્યા. લક્ષ્મણ તેમની આગળ જઇને ઉભા; તે છતાં તેમને જોયા વગર રામ વિરહશલ્યથી પીડિત થઇ આકાશ તરફ જોઇને બોલ્યા–“હે વનદેવતા! હું આખા વનમાં ભમ્યો પણ જાનકી કોઈ ઠેકાણે મારા જોવામાં આવ્યા નહિ, તેથી જો તમે જોયા હોય તો કહો. શ્વાપદ અને શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં સીતાને એકલા મૂકીને હું લક્ષ્મણની પાસે ગયો, અને હજારો રાક્ષસસુભટોની વચમાં લક્ષ્મ-

ણને એકલા મૂકીને પાછો હું અહીં આવ્યો. અહા! હું દુર્બુદ્ધિની એ કેવી બુદ્ધિ! હે પ્રિય સીતા! આ નિર્જન અરણ્યમાં મેં તને એકલી કેમ છોડી દીધી? હે વત્સ લક્ષ્મણ! તેવા રણના સંકટમાં તને એકલો મૂકીને હું પાછો કેમ આવ્યો?" આ પ્રમાણે બોલતાં બોલતાં રામભદ્ર મૂર્છાથી પૃથ્વીપર પડી ગયા. તે વખતે પક્ષીઓ પણ આક્રંદ કરીને એ મહાવીરને જોવા લાગ્યા. પછી લક્ષ્મણ બોલ્યા-'હે આર્ય! આ શું કરો છો? આ તમારો ભાઇ લક્ષ્મણ સર્વ શત્રુઓપર વિજય મેળવીને આવેલો છે.' તે વાણી સાંભળતાં જ રામચંદ્ર જાણે અમૃતથી સિંચિત થયા હોય તેમ સંજ્ઞાને પામ્યા, અને લક્ષ્મણને આગળ જોઇને તત્કાળ પોતાના અનુજ બંધુને આલિંગન કર્યું. લક્ષ્મણે નેત્રમાં અશ્રુ લાવીને કહ્યું કે-"આર્ય! જરૂર કોઈ માયાવીએ જાનકીના હરણને માટે જ સિંહનાદ કરેલો, પણ હું તે દુષ્ટના પ્રાણની સાથે જાનકીને પાછી લાવીશ. માટે હમણાં ચાલો, આપણે તેની શોધ મેળવવાનો પ્રયત્ન કરીએ. પ્રથમ આ વિરાધને તેના પિતાના પાતાળ લંકાના રાજ્યપર બેસારો. ખર રાક્ષસની સાથે યુદ્ધ કરતાં મેં તેને વચન આપેલું છે." તે વખતે તેમની આરાધના કરવાને ઇચ્છતા વિરાધે ત્યાંથી જ સીતાની શોધ લાવવાને માટે વિદ્યાધરસુભટોને મોકલ્યા. તેઓના આવતાં સુધી રામ અને લક્ષ્મણ શોકાગ્નિથી વિકરાળ થઈ વારંવાર નિશ્વાસ લેતા અને ક્રોધથી હોઠને ડસતા ત્યાં વનમાં જ રહ્યા. વિરાધે મોકલેલા વિદ્યાધરો ઘણે દૂર સુધી જઈ આવ્યા તોપણ સીતાના ખબર મેળવી શક્યા નહિ, તેથી પાછા આવીને તેઓ નીચે મુખે ઉભા રહ્યા. તેઓને અધોમુખે રહેલા જાણી રામે કહ્યું-'હે સુભટો! તમે સ્વામીના કાર્યમાં યથાશક્તિ સારો ઉદ્યોગ કર્યો, તે છતાં સીતાની શોધ મળી નહિ, તેમાં તમારો શો દોષ છે? જ્યારે દૈવ વિપરીત થાય ત્યારે તમે કે બીજો કોઇ શું કરી શકે?' તે વખતે વિરાધ બોલ્યો-'હે પ્રભુ! તમે ખેદ કરો નહિ. ખેદ ન કરવો તેજ લક્ષ્મીનું મૂળ છે, અને આ હું તમારો સેવક તૈયાર છું; માટે આજે મારી સાથે પાતાળ લંકામાં મને પ્રવેશ કરાવવા માટે ચાલો. ત્યાં રહેવાથી આપને સીતાની શોધ મેળવવી ઘણી સુલભ થશે.' પછી રામ સેના સહિત વિરાધની સાથે લક્ષ્મણ સહિત પાતાળ લંકાની પરિસર ભૂમિ પાસે આવ્યા. ત્યાં શત્રુઓને મારનાર સુંદ નામે ખર રાક્ષસનો પુત્ર મોટું સૈન્ય લઇને યુદ્ધ કરવા માટે સામો આવ્યો. પિતાના વધના ક્રોધથી તે સુંદે આગળ ચાલનારા પોતાના પૂર્વવિરોધી વિરાધની સાથે ઘોર યુદ્ધ કરવા માંડ્યું; પછી લક્ષ્મણ રણમાં આવ્યા એટલે ચંદ્રણખાના કહેવાથી સુંદ ત્યાંથી નાસીને લંકામાં રાવણને શરણે ગયો. પછી રામ અને લક્ષ્મણે પાતાળ લંકામાં પ્રવેશ કર્યો, અને તેઓએ વિરાધને તેના પિતાના રાજ્યપર બેસાર્યો. ત્યાં ખરના મહેલમાં રામ અને લક્ષ્મણ રહ્યા, અને વિરાધ યુવરાજની જેમ સુંદના ઘરમાં રહ્યો.

અહીં સાહસગતિ વિદ્યાધર કે જે લાંબા વખતથી સુગ્રીવની સ્ત્રી તારાનો અભિલાષ ધરીને હિમાચલની ગુહામાં રહી વિદ્યા સાધતો હતો, તેને ત્યાં પ્રતારણી વિદ્યા સિદ્ધ

થઈ; તે વિદ્યાવડે તે કામરૂપી (ઇચ્છિત રૂપ કરનાર) દેવની જેમ સુગ્રીવનું રૂપ લઈ આકાશમાં બીજા સૂર્યની જેમ કિષ્કિંધાપુરી પાસે આવ્યો. જે વખતે સુગ્રીવ ક્રીડા કરવાને માટે બહાર ઉદ્યાનમાં ગયો હતો, તે વખતે તારા દેવીથી સુશોભિત એવા અંતઃપુરમાં તેણે પ્રવેશ કર્યો. થોડીવાર ન થઇ તેવામાં સાચો સુગ્રીવ આવ્યો એટલે 'રાજા સુગ્રીવ તો અંદર ગયા છે' એમ બોલતા દ્વારપાળોએ તેને અટકાવ્યો. એક સરખા બે સુગ્રીવને જોઇ વાલીના પુત્રના મનમાં સદેહ ઉત્પન્ન થયો; તેથી અંતઃપુરમાં કોઇ પ્રકારનો વિપ્લવ (હાનિ) ન થવા દેવાને માટે તે સત્વર ત્યાં ગયો, અને માર્ગમાં આવતા પર્વતથી નદીનું પૂર અટકે તેમ વાલીકુમારે અંતઃપુરમાં પેસતાં જ જાર સુગ્રીવને અટકાવ્યો. પછી જાણે જગતના સારરૂપ સર્વસ્વ એકઠું કર્યું હોય તેમ ચૌદ અક્ષોહિણી સેના ત્યાં એકઠી મળી. જ્યારે સેનાઓએ તે બંનેનો ભેદ જાણ્યો નહિ, ત્યારે સાચા સુગ્રીવ અને જાર સુગ્રીવની તરફ તે બે ભાગે વહેંચાઇ ગઇ. પછી બંને સૈન્યમાં ભાલાઓના પડવાથી આકાશને ઉલ્કાપાતમય કરતું મોટું યુદ્ધ ચાલ્યુ. સ્વારની સાથે સ્વાર, મહાવતની સાથે મહાવત, પેદલની સાથે પેદલ અને રથીની સાથે રથી એમ યુદ્ધ થવા લાગ્યું. પ્રૌઢપતિના સમાગમથી મુગ્ધા સ્ત્રીની જેમ ચતુરંગ સેનાના વિમર્દથી પૃથ્વી કંપવા લાગી. 'અરે પરગૃહમાં પ્રવેશ કરનારા ચોર! તું સામો આવ' એમ બોલતા સાચા સુગ્રીવે ઉંચી ગ્રીવા કરીને જાર સુગ્રીવને યુદ્ધ કરવા બોલાવ્યો, એટલે તિરસ્કાર કરેલા ઉન્મત્ત હાથીની જેમ તે જાર સુગ્રીવ ઉગ્ર ગર્જના કરતો તેના સન્મુખ યુદ્ધ કરવા આવ્યો. ક્રોધથી રાતાં નેત્ર કરતા બંને વીરો યમરાજના સહોદર હોય તેમ જગતને ત્રાસ પમાડતા સતા યુદ્ધ કરવા લાગ્યા. બંને વીર રણમાં ચતુર હોવાથી એક બીજાનાં તીક્ષ્ણ શસ્ત્રોને પોતપોતાનાં તીક્ષ્ણ શસ્ત્રોથી તૃણની જેમ છેદવા લાગ્યા. તે વખતે બે મહિષના યુદ્ધમાં વૃક્ષના ખંડની જેમ તેઓના યુદ્ધમાં શસ્ત્રોના ખંડ એવા ઉછળવા લાગ્યા કે જેથી આકાશમાં રહેલો ખેચરીઓનો સમૂહ ભય પામવા લાગ્યો. ક્રોધી જનમાં શિરોમણિ તે બનેનાં જ્યારે સર્વ અસ્ત્રો છેદાઇ ગયાં ત્યારે જાણે જંગમ પર્વતો હોય તેમ તેઓએ મલ્લયુદ્ધ કરવા માંડ્યું. ક્ષણવારમાં આકાશમાં ઉછળતા અને ક્ષણવારમાં પૃથ્વીપર પડતા તે બંને વીરચૂડામણિ કુકડાની જેવા જણાવા લાગ્યા. પ્રાંતે બંને સરખા બળવાન હોવાથી એક બીજાને જીતવાને અસમર્થ થતાં તેઓ બે વૃષભની જેમ દૂર ખસીને ઉભા રહ્યા.

પછી સાચા સુગ્રીવે પોતાની સહાયને માટે હનુમાનને બોલાવ્યો, અને જાર સુગ્રીવની સાથે ફરીવાર ઉગ્ર યુદ્ધ કરવા માંડ્યું. હનુમાન બન્નેનો ભેદ ન જાણવાથી જોઇજ રહ્યા; તેથી જાર સુગ્રીવે ઉગ્રપણે સાચા સુગ્રીવને કુટી નાખ્યો. બીજીવાર યુદ્ધ કરવાથી સુગ્રીવ મનથી અને શરીરથી ખિન્ન થઇ ગયો, તેથી કિષ્કિંધાપુરીમાંથી બહાર નીકળીને કોઈ આવાસમાં જઈને રહ્યો. જાર સુગ્રીવ સ્વસ્થ મનથી રાજમહેલમાંજ

રહ્યો, પણ વાળીકુમારના અટકાવવાથી અંતઃપુરમાં પ્રવેશ કરી શક્યો નહિ. સાચો સુગ્રીવ ગ્રીવા નમાવીને ચિંતવવા લાગ્યો કે–"અહા! આ મારો સ્ત્રીલંપટ શત્રુ કુડકપટમાં ચતુર જણાય છે. તેણે માયાથી વશ કરેલા મારા પોતાના માણસો પણ તેના થઇ ગયા છે. અહા! આ તો પોતાના ઘોડાથીજ પોતાનો પરાભવ થયો છે. હવે માયાના પરાક્રમથી ઉત્કૃષ્ટ એવા આ શત્રુને મારે કેવી રીતે મારવો? અરે! પરાક્રમવિનાના અને વાલીના નામને લજાવનાર એવા મને ધિક્કાર છે! એ મહાબળવાન વાલીને ધન્ય છે કે જે અખંડ પુરૂષવ્રત રાખી રાજને તૃણની જેમ છોડી દઇ પરમપદને પામી ગયા. મારો પુત્ર ચંદ્રરશ્મિ સર્વ જગતમાં બલવાન છે પણ તે શું કરી શકે! કારણકે બંનેના ભેદને નહિ જાણવાથી તે કોની સહાય કરે અને કોને મારે? પણ એ ચંદ્રરશ્મિ કુમારે એક કામ બહુ સારૂં કર્યું છે કે તે પાપીને અંતઃપુરમાં પ્રવેશ કરવા દીધો નથી. હવે એ બલિષ્ટ શત્રુનો વધ કરવાને માટે અતિ બળવાન એવા કયા વીરનો હું આશ્રય કરૂં? કારણ કે **શત્રુ પોતાથી કે બીજાથી પણ હણવા યોગ્યજ છે.** આ શત્રુનો ઘાત કરવાને ત્રણ લોકમાં વીર અને મરૂતના યજ્ઞનો ભંગ કરનાર રાવણને જઇને ભજું? પણ તે રાવણ પ્રકૃતિથીજ સ્ત્રીલંપટ અને ત્રણ લોકમાં કંટક રૂપ છે, તેથી તે તો તેને અને મને બન્નેને મારીને પોતેજ તારાને ગ્રહણ કરશે. આવી આપત્તિમાં સહાય કરવાને સમર્થ તો અતિ ઉગ્ર એવો એક ખર રાક્ષસ હતો, પણ તેને તો રામે મારી નાખ્યો છે. માટે આ વખતે તો ત્યાં જઇ એ રામલક્ષ્મણનેજ મિત્ર કરૂં, કારણકે શરણે આવેલા વિરાધને તેઓએ તત્કાળ પાતાળ લંકાનું રાજ્ય આપ્યુ છે, અને હાલ પૂર્ણ પરાક્રમવાળા તેઓ વિરાધના આગ્રહથી પાતાળ લંકામાં રહેલા છે." આવો વિચાર કરી સુગ્રીવે એક પોતાના વિશ્વાસપાત્ર દૂતને એકાંતમાં સમજાવીને વિરાધની પાસે મોકલ્યો. દૂતે પાતાળ લંકામાં જઈ વિરાધને પ્રણામ કરીને પોતાના સ્વામીને પ્રાપ્ત થયેલા કષ્ટનો બધો વૃત્તાંત જણાવ્યો અને કહ્યું કે–'મારા સ્વામી સુગ્રીવ અત્યારે મોટી આપત્તિમાં આવી પડ્યા છે, તેથી તમારી મારફત રામલક્ષ્મણનું શરણ કરવા ઇચ્છે છે.' તે સાંભળી વિરાધે દૂતને કહ્યુ કે 'તું જઇને કહે કે સુગ્રીવ સત્વર અહીં આવે; **કેમકે સત્પુરૂષોનો સંગ પુણ્યથીજ પ્રાપ્ત થાય છે.'** આ પ્રમાણે કહેવાથી દૂત તરતજ ત્યાંથી સુગ્રીવની પાસે આવ્યો, અને તે સંદેશો નિવેદન કર્યો.

પછી સુગ્રીવ અશ્વોના ગ્રીવાભરણના શબ્દોથી સર્વ દિશાઓને ગજાવતો અને વેગથી દૂરને અદૂર કરતો ત્યાંથી ચાલી નીકળ્યો. ક્ષણવારમાં જેમ ઉપગ્રહ (પાસેના ઘર)માં આવે તેમ તે પાતાળલંકામાં આવી પહોંચ્યો. વિરાધની પાસે આવતાં વિરાધ હર્ષથી સામો ઉભો થયો. પછી વિરાધે તેને સાથે લઇ જઇને દયાળુ રામભદ્રને નમસ્કાર કરાવ્યો, અને તેનું બધું દુઃખ નિવેદન કર્યું. સુગ્રીવ બોલ્યો–"હે પ્રભુ! આ મારા દુઃખમાં તમેજ મારી ગતિ છો. જ્યારે છિંક તદ્દન બંધ થઇ જાય છે ત્યારે સૂર્યનુંજ શરણ થાય છે, એટલે તેની સામું

જોવાથીજ પાછી પ્રાપ્ત થાય છે." પોતે સ્ત્રીવિયોગથી દુઃખી હતા છતાં તેના દુઃખનો ઉચ્છેદ કરવાનું રામે કબુલ કર્યું. **મહાન પુરૂષો પોતાના કાર્ય કરતાં બીજાનાં કાર્યમાં અધિક યત્ન કરે છે.** પછી વિરાધે સીતાના હરણનું બધું વૃત્તાંત સુગ્રીવને જણાવ્યું, એટલે સુગ્રીવે અંજલિ જોડી રામભદ્રને કહ્યું કે–'હે દેવ! વિશ્વની રક્ષા કરવાને સમર્થ એવા તમારે અને વિશ્વને પ્રકાશ આપનાર સૂર્યને કાંઈ કારણની અપેક્ષા નથી, તથાપિ હુ કહું છુ કે તમારા પ્રસાદથી મારા શત્રુનો નાશ થશે એટલે સૈન્ય સહિત હું તમારો અનુચર થઇને રહીશ અને અલ્પ સમયમાં સીતાની શોધ લાવીશ.' પછી રામ સુગ્રીવની સાથે કિષ્કિંધા નગરીએ આવ્યા. વિરાધ સાથે આવતો હતો તેને સમજાવીને પાછો વાળ્યો.

રામચંદ્ર કિષ્કિંધાપુરના દ્વાર પાસે આવીને સ્થિત થયા, એટલે સાચા સુગ્રીવે જાર સુગ્રીવને યુદ્ધ કરવા બોલાવ્યો. બોલાવતાં જ જાર સુગ્રીવ ગર્જના કરતો નગરની બહાર આવ્યો. "ભોજનને માટે બ્રાહ્મણોની જેમ રણને માટે શૂરવીરો આળસુ હોતા નથી." પછી દુર્ધર ચરણના ન્યાસથી પૃથ્વીને કંપાવતા તે બન્ને વીરો વનના ઉન્મત્ત હાથીની જેમ યુદ્ધ કરવા લાગ્યા. રામ તેઓને સમાન રૂપવાળા જોઇને પોતાનો સુગ્રીવ કયો અને બીજો સુગ્રીવ કયો? એમ સંશય પામી ક્ષણવાર તટસ્થપણે ઉભા રહ્યા. પછી પ્રથમ તો 'આ પ્રમાણે કરવું' એવો વિચાર કરીને રામે વજ્રાવર્ત્ત ધનુષ્યનો ટંકાર કર્યો. તે ધનુષ્યના ટંકાર માત્રથીજ સાહસગતિ વિદ્યાધરની રૂપાંતર કરનારી વિદ્યા ક્ષણવારમાં હરિણીની જેમ પલાયન કરી ગઇ. એટલે તેને ઓળખીને રામે કહ્યું–'રે પાપી! માયાથી સર્વને મોહિત કરીને તું પરસ્ત્રી સાથે રમવાને ઇચ્છે છે, પણ હવે ધનુષ્ય ચડાવ.' આ પ્રમાણે રામે તેનો તિરસ્કાર કર્યો. પછી એકજ બાણથી રામે તેના પ્રાણ હરી લીધા. "સિંહને હરિણને મારવામાં બીજા ચપેટાની જરૂર હોતીજ નથી." પછી વિરાધની જેમ સુગ્રીવને કિષ્કિંધાપુરીના રાજ્ય ઉપર બેસાર્યો, અને તેના પુરજનો તથા સેવકો પૂર્વની જેમ એ સાચા સુગ્રીવને નમવા લાગ્યા. પછી વાનરપતિ સુગ્રીવે અંજલિ જોડીને પોતાની અતિ સુંદર તેર કન્યાઓ આપવા માટે રામની પ્રાર્થના કરી. રામે કહ્યું–'હે સુગ્રીવ! સીતાની શોધને માટે પ્રયત્ન કરો, આ કન્યાઓની કે બીજી કોઇ વસ્તુની મારે જરૂર નથી.' આ પ્રમાણે કહીને રામ નગરની બહાર ઉદ્યાનમાં રહ્યા, અને તેમની આજ્ઞાથી સુગ્રીવે નગરીમાં પ્રવેશ કર્યો.

આ તરફ લંકાપુરીમાં મંદોદરી વિગેરે રાવણના અંતઃપુરની સ્ત્રીઓ ખર, દૂષણ વિગેરેના વધનો વૃત્તાંત સાંભળીને રૂદન કરવા લાગી. રાવણની બેન ચંદ્રણખા પણ સુંદની સાથે રૂદન કરતી અને બે હાથે છાતી કુટતી રાવણના ઘરમાં આવી. રાવણને જોઇ તેને કંઠે વળગી પડીને તે ઉંચે સ્વરે રોતી બોલી કે–"અરે! દૈવે મને મારી નાખી. મારો પુત્ર, મારો પતિ, મારા બે દિયર અને ચૌદહજાર કુલપતિઓ માર્યા ગયા.

અનલગિરિ હાથીના ને અગ્નિશમનના પ્રસંગે આપેલ બે વરદાન. ૨૪૫
મરકી નિવારણને પ્રસંગે આપેલ ચોથું વરદાન–તે વરદાન માગતાં અભયકુમારનું છુટી જવું ૨૪૫
અભયકુમારે ચંડપ્રદ્યોતને જાહેરમાં પકડી લાવવાની કરેલી પ્રતિજ્ઞા–તેને માટે કરેલ પ્રપંચ. ૨૪૬
ચંડપ્રદ્યોતને પકડી લાવવા ને છોડી મૂકાવવા. ૨૪૬
એક કઠીઆરાએ લીધેલ દીક્ષા–અભયકુમારે બતાવેલું ચારિત્રનું અમૂલ્યપણું. ૨૪૭
અભયકુમારનું પ્રભુને વાંદવા આવવું–તેણે કરેલી સ્તુતિ. ૨૪૮
છેલા રાજર્ષિ ઉદાયન રાજાનું પ્રભુએ કહેલ વૃત્તાંત ૨૪૯
અંતર્ગત કુમારનંદી સોનીનું ચરિત્ર ૨૪૯
" પ્રભાવતી રાણીનું ચરિત્ર. ૨૫૨
" કુબ્જા ( સુવર્ણગુળિકા ) નું ચરિત્ર. ૨૫૬
" કપિલ કેવળીનું ચરિત્ર. ૨૫૭
ઉદાયનને ચંડપ્રદ્યોત સાથે થયેલ યુદ્ધ–ચંડપ્રદ્યોતનું હારવું. ૨૬૩
ઉદાયન રાજાએ પ્રભુ પાસે લીધેલ દીક્ષા. ૨૬૬

૧૨ સર્ગ ૧૨ મો. ( વીતભયપત્તન, અભયકુમાર, કૂણિક, ચેડારાજા, ઉદાયી રાજા વિગેરેના ચરિત્ર. ) ૨૬૭
ઉદાયન રાજર્ષિને તેના ભાણેજે કરેલો વિષપ્રયોગ–દેવે કરેલું નિવારણ ૨૬૭
તેણે કરેલ અનશન–મોક્ષગમન. ૨૬૭
દેવે વીતભયપત્તનને દાટી દેવું–અભિચિનું સ્વર્ગગમન. ૨૬૮
ભગવંતે કહેલી આગામી હકીકત–કુમારપાળ રાજા થશે. ૨૬૯
કુમારપાળ ને હેમચંદ્રસૂરિનો સંયોગ થશે–તેનું ફળ ૨૭૦
વીતભયમાં દટાયેલ પ્રતિમાને કાઢશે–મંદિરમાં પધરાવશે. ૨૭૧
અભયકુમારનું ચારિત્ર ગ્રહણ. ૨૭૨
કુણિકે શ્રેણિકને બંદીખાને નાખવા ઉપરાંત આપેલું દુઃખ ૨૭૩
કૂણિકને પ્રાપ્ત થયેલ સદ્ભાવ–શ્રેણિકને છોડવા માટે દોડવું–શ્રેણિકનું અપમૃત્યુ–નર્કગમન ૨૭૫
કૂણિકે વસાવેલ ચંપાપુરી–ત્યાં જઇને વસવુ. ૨૭૭
હલ્લવિહલ્લ પાસે હાર વિગેરેની માગણી તેનું ચેડારાજા પાસે જવું. ૨૭૮
કૂણિકે તેમની પાસે કરેલી હલ્લ વિહલ્લની માગણી. ૨૭૮
કૂણિકની ચેડા રાજા પર ચડાઇ–પરસ્પર યુદ્ધ ૨૭૯
હલ્લવિહલ્લે લીધેલ ચારિત્ર. ૨૮૫
કૂણિકનો વેશ્યાદ્વારા પ્રપંચ–કુળવાલુકનું ચરિત્ર ૨૮૬

વાનો છે ?' આવી રીતે સીતાએ તેના ઉપર આક્રોશ કર્યા છતાં પણ રાવણ વારંવાર તેને પૂર્વવત્ કહેવા લાગ્યો. અહા! **બલવતી કામાવસ્થાને ધિક્કાર છે!** એ સમયે જાણે વિપત્તિમાં મગ્ન થયેલ સીતાને જોઈ શક્યો ન હોય તેમ સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં મગ્ન થયો (અસ્ત પામ્યો), અને ઘોર રાત્રિ પ્રવર્તી; એટલે તે વખતે ઘોર બુદ્ધિવાળો રાવણ ક્રોધથી અને કામથી અંધ બનીને સીતાને ઉપસર્ગ કરવા લાગ્યો.

ઘુવડ પક્ષીઓ ઘુત્કાર કરવા લાગ્યા, ફેરૂઓ ફુંફાડા મારવા લાગ્યા, નહાર વિચિત્ર રીતે બોલવા લાગ્યા, બીલાડાઓ પરસ્પર વઢવા લાગ્યા, વ્યાઘ્ર પુંછડા પછાડવા લાગ્યા, સર્પો ફુંફાડા મારવા લાગ્યા, પિશાચ, પ્રેત, વેતાળ અને ભૂત ઉઘાડી કાતી લઇને ફરવા લાગ્યા, જાણે યમરાજના સભાસદ હોય તેવા રાવણે વિકુર્વેલા તે સર્વ ભયંકર પ્રાણીઓ ઉછળતાં અને માઠી ચેષ્ટા કરતાં સીતાની પાસે આવ્યા. મનમાં પંચપરમેષ્ઠી નમસ્કારનું ધ્યાન કરતી સીતા સ્થિર બેસી રહી, પણ ભયથી ડરીને રાવણને ભજ્યો નહિ. આ રાત્રિનું સર્વ વૃત્તાંત પ્રાત:કાળે વિભીષણના જાણવામાં આવ્યું, એટલે તેણે રાવણ પાસે આવતાં પ્રથમ સીતાની પાસે આવીને તેને પૂછ્યું કે-'હે ભદ્રે! તમે કોણ છો? કોની સ્ત્રી છો? ક્યાંથી આવ્યા છો? અને અહીં તમને કોણ લાવ્યુ છે? તે સર્વ ભય પામ્યા વિના જેમ હોય તેમ જણાવો; હું પરસ્ત્રીનો સહોદર છું.' તેને મધ્યસ્થ જાણી સીતા નીચુ મુખ રાખીને બોલ્યા-"હું જનક રાજાની પુત્રી અને ભામંડલ વિદ્યાધરની બેન છુ, તેમજ રામભદ્રની પત્ની અને રાજા દશરથની પુત્રવધૂ છુ. મારૂં નામ સીતા છે. અનુજબંધુ સહિત પતિની સાથે હું દંડકારણ્યમાં આવી હતી. ત્યાં મારા દિયર લક્ષ્મણ ક્રીડા કરવાને માટે આમતેમ ફરતા હતા; તેવામાં આકાશમાં અધર રહેલુ એક મહા શ્રેષ્ઠ ખડ્ગ તેમના જોવામાં આવ્યુ, એટલે કૌતુકથી તેમણે હાથમાં લીધું. પછી નજીકમાં વંસજાળ હતી તે તેણે તેનાવતી છેદી નાખી, જેથી તેની અંદર રહેલા તે ખડ્ગના સાધકનું મસ્તક અજાણતાં કપાઇ ગયું. 'આ કોઈ મારી સામે યુદ્ધ નહિ કરનારા નિરપરાધી પુરૂષને મેં મારી નાખ્યો, તે ઘણું ખોટું કર્યું' એવો પશ્ચાત્તાપ કરતા મારા દિયર તેમના મોટા ભાઇ પાસે આવ્યા. થોડી વારમાં મારા દિયરને પગલે પગલે તે ખડ્ગસાધકની ઉત્તરસાધિકા કોઇ સ્ત્રી કોપયુક્ત ચિત્તે અમારી પાસે આવી. અદ્ભુત રૂપવડે ઈંદ્ર જેવા મારા પતિને જોઈને એ કામપીડિત સ્ત્રીએ ક્રીડા કરવાને માગણી કરી, પણ મારા પતિએ તેને જાણી લઇને તેની માગણીનો અસ્વીકાર કર્યો, એટલે તે ત્યાંથી ચાલી ગઇ અને મોટું રાક્ષસોનું ઉગ્ર સૈન્ય લઇને પાછી આવી. પછી 'જો સંકટ પડે તો સિંહનાદ કરવો' એવો સંકેત કરીને લક્ષ્મણ તેની સાથે યુદ્ધ કરવા ગયા. પછી માયાવડે ખોટો સિંહનાદ કરી, મારા પતિને મારાથી દૂર કરીને, માઠી બોરબુદ્ધિવાળો આ રાક્ષસ (રાવણ) પોતાના વધ માટેજ મને અહીં લઇ આવ્યો છે." આ પ્રમાણે તેનું સર્વ વૃત્તાંત સાંભળીને વિભીષણે રાવણ પાસે જઇ નમસ્કાર પૂર્વક કહ્યું-'હે

સ્વામી! તમે આ કામ આપણા કુળને દૂષણ લાગે તેવું કર્યું છે. પણ હવે જ્યાં સુધી રામલક્ષ્મણ આપણને મારવા માટે અહીં નથી આવ્યા, ત્યાં સુધીમાં આ સીતાને સત્વર તેમની પાસે મૂકી આવો.' વિભીષણનાં આવાં વચન સાંભળી રાવણ ક્રોધથી રાતાં નેત્ર કરીને બોલ્યો કે-'અરે ભીરૂ! તું આવું શું બોલે છે? શુ તું મારા પરાક્રમને ભૂલી ગયો? આ સીતા અનુનય કરવાથી અવશ્ય મારી સ્ત્રી થશે; અને પછી જો એ બીચારા રામલક્ષ્મણ અહી આવશે તો હું તેમને મારી નાખીશ.' વિભીષણે કહ્યું-"હે ભ્રાતા! જ્ઞાનીનુ વચન સત્ય થવાનું જણાય છે કે રામની પત્ની સીતાને માટે આપણા કુળનો ક્ષય થવાનો છે, નહિ તો આ ભક્ત બંધુનું વચન તું શામાટે ન માને અને મેં માર્યા છતાં દશરથ રાજા કેમ જીવે? હે મહાભુજ! જે ભાવી વસ્તુ છે તે અન્યથા થવાની નથી, તથાપિ હું તને પ્રાર્થું છું કે આપણા કુળનો ઘાત કરનારી આ સીતાને છોડી દે." જાણે વિભીષણની વાણી સાંભળીજ ન હોય તેમ કરી સીતા પાસે જઇ તત્કાળ સીતાને પુષ્પક વિમાનમાં બેસારીને રાવણ ફરવા લાગ્યો અને પોતાની સમૃદ્ધિ બતાવવા લાગ્યો કે-'હે હંસગામિની! આ રત્નમય શિખરવાળા અને સ્વાદિષ્ટ જળના નિર્ઝરણાવાળા મારા ક્રીડાપર્વતો છે, નંદન વનની જેવા આ ઉદ્યાનો છે, આ ઇચ્છા પ્રમાણે ભોગવવા યોગ્ય ધારાગૃહો છે, આ હંસ સહિત ક્રીડાનદીઓ છે. હે સુંદર ભ્રગુટીવાળી સ્ત્રી! સ્વર્ગના ખંડ જેવાં આ રતિગૃહો છે, આમાં જ્યાં તારી પ્રીતિ હોય ત્યાં તું મારી સાથે ક્રીડા કર.' હંસની જેમ રામના ચરણકમળનુંજ ધ્યાન કરતી સીતા રાવણની આવી વાણી સાંભળીને પૃથ્વીની જેમ ધીરજ ધરીને કિંચિત્ પણ ક્ષોભ પામી નહિ. રાવણે સર્વ રમણીય સ્થાનોમાં ભમી ભમીને છેવટે સીતાને પાછી અશોક વનમાં મૂકી.

જ્યારે રાવણને ઉન્મત્ત થઈ ગયેલ જોયો અને પોતાનાં વચનની યુક્તિમાં આવે તેમ ન લાગ્યુ ત્યારે વિભીષણે તે વિષે વિચાર કરવાને માટે કુળપ્રધાનોને બોલાવ્યા. પછી વિભીષણ બોલ્યો કે-"હે કુળમંત્રીઓ! કામાદિક અંતર શત્રુઓ ભૂતની પેઠે વિષમ છે, તેઓમાંથી એક પણ પ્રમાદી જનને હેરાન કરે છે. આપણો સ્વામી રાવણ અત્યત કામાતુર થયો છે. એકલો કામદેવજ ઘણો દુર્જય છે, તો પછી જો પરસ્ત્રીની ઇચ્છાથી તેને સહાય મળે તો પછી તેની વાતજ શી કરવી? તે કામના પ્રસંગથી લંકાપુરીનો સ્વામી અતિ બળવાન છતાં પણ તે અત્યંત દુઃખસાગરમાં જલદી આવી પડશે." મંત્રીઓ બોલ્યા-"અમે તો નામનાજ મંત્રીઓ છીએ, ખરેખરા મંત્રી તો તમેજ છો, કે જેની આવી દૂરદર્શી દૃષ્ટિ છે. જ્યારે સ્વામી કેવળ કામને વશ થયા છે, ત્યારે મિથ્યાદૃષ્ટિ પુરૂષને જૈનધર્મના ઉપદેશની જેમ તેને આપણો મંત્ર (વિચાર) શુ અસર કરી શકશે? સુગ્રીવ અને હનુમાન જેવા પુરૂષો પણ તે રામને મળી ગયા છે. પરંતુ 'ન્યાયી મહાત્માના પક્ષને કોણ ગ્રહણ ન કરે?' સીતાના નિમિત્તે રામભદ્રને હાથે આપણા કુળનો ક્ષય જ્ઞાનીએ કહેલો છે, તથાપિ પુરૂષને આધીન હોય તે સમયને યોગ્ય કર્ત્તવ્ય કરવુ ઘટિત છે."

આ પ્રમાણેનાં મંત્રીઓનાં વચન સાંભળીને વિભીષણે લંકાના કિલ્લા ઉપર યંત્ર વિગેરે ગોઠવી દીધાં. કેમકે 'મંત્રીઓ મંત્રરૂપ નેત્રથી અનાગત વસ્તુને પણ જુએ છે.'

અહીં સીતાના વિરહથી પીડિત રામ, લક્ષ્મણે આપેલા આશ્વાસનથી માંડમાંડ કાળ નિર્ગમન કરતા હતા. એક વખતે રામે લક્ષ્મણને શિક્ષા આપીને સુગ્રીવની પાસે મોકલ્યા. લક્ષ્મણ ભાથાં, ધનુષ્ય અને ખડ્ગ લઇને સુગ્રીવની પાસે ચાલ્યા. ચરણન્યાસથી પૃથ્વીને ચૂર્ણ કરતા, પર્વતને કંપાવતા અને વેગના ઝપાટાથી લટકતી ભુજાવડે માર્ગનાં વૃક્ષોને પાડી નાંખતા તે કિષ્કિંધામાં આવ્યા. ઉત્કટ ભ્રુકુટીથી ભયંકર લલાટવાળા અને રાતાં લોચનવાળા લક્ષ્મણને જોઇને ભય પામેલા દ્વારપાળોએ તત્કાળ માર્ગ આપ્યો, એટલે તે સુગ્રીવના મંદિરમાં આવ્યા. લક્ષ્મણને આવેલા સાંભળી કપિરાજ સુગ્રીવ અંતઃપુરમાંથી તત્કાળ બહાર નીકળ્યો અને ભયથી કંપતો કંપતો તેમની પાસે ઉભો રહ્યો. લક્ષ્મણે ક્રોધથી કહ્યું—"અરે વાનર! હવે તું કૃતાર્થ થઈ ગયો! કામ સરી રહ્યા પછી અંતઃપુરથી પરિવૃત્ત થઇ નિઃશંકપણે સુખમાં નિમગ્ન થઈ રહ્યો છે. સ્વામી રામભદ્ર વૃક્ષ તળે બેસી વર્ષ જેવા દિવસો નિર્ગમન કરે છે, તે તું જાણતો નથી? સ્વીકારેલી વાત પણ ભૂલી ગયો જણાય છે. હવે સીતાની શોધ લેવાને ઉભો થા. સાહસગતિને માર્ગે જા નહિ, તે માર્ગ હજુ સંકોચ પામી ગયો નથી." લક્ષ્મણનાં આવાં વચન સાંભળી સુગ્રીવ તેમના ચરણમાં પડીને બોલ્યો—'હે સ્વામી! પ્રસન્ન થાઓ, મારા પ્રમાદને સહન કરો, કેમકે તમે મારા પ્રભુ છો.' આવી રીતે લક્ષ્મણને આરાધી તેમને આગળ કરીને સુગ્રીવ રામભદ્રની પાસે આવ્યો, અને ભક્તિથી તેમને પ્રણામ કર્યો. પછી સુગ્રીવે પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે 'હે સૈનિકો! તમે સર્વ પરાક્રમી છો, અને સર્વત્ર અસ્ખલિત ગતિવાળા છો, માટે સર્વ ઠેકાણે ફરીને સીતાની શોધ કરો.' આ પ્રમાણે આજ્ઞા થતાં સર્વ સૈનિકો સર્વ બેટામાં, પર્વતોમાં, સમુદ્રમાં અને ગુફાઓમાં ત્વરાથી ફરવા લાગ્યા.

સીતાનું હરણ થયાના ખબર સાંભળી ભામંડલ રામચંદ્રની પાસે આવ્યો અને અત્યંત દુઃખી થઈને ત્યાંજ રહ્યો. પોતાના સ્વામીના દુઃખથી પીડિત થયેલો વિરાધ મોટું સૈન્ય લઇને ત્યાં આવ્યો, અને ચિરકાળના પેદલની જેમ તે પણ રામની સેવા કરતો સતો ત્યાંજ રહ્યો. સુગ્રીવ પોતે શોધ કરવા નીકળ્યો. તે અનુક્રમે કંબુદ્વીપમાં આવ્યો, એટલે તેને દૂરથી જોઇને રત્નજટી વિચારવા લાગ્યો કે—'શું રાવણે મારા અપરાધને સંભારી મારો વધ કરવા માટે આ મહાબાહુ વાનરપતિ સુગ્રીવને મોકલ્યો હશે? એ પરાક્રમી રાવણે પૂર્વે મારી સર્વ વિદ્યા હરી લીધી છે, અને હવે આ વાનરપતિ મારા પ્રાણને હરી લેશે.' આ પ્રમાણેના વિચારમાં પડેલા રત્નજટીની પાસે સુગ્રીવ ત્વરાથી આવ્યો અને બોલ્યો કે—'હે રત્નજટી! મને જોઇને તું ઉભો પણ કેમ થયો નહિ? શું તું આકાશગમન કરવામાં આળસુ થઇ ગયો છે?' રત્નજટી બોલ્યો—'જનકીનું હરણ કરતાં રાવણની સાથે હું યુદ્ધ કરવા ગયો, ત્યાં તેણે મારી સર્વ વિદ્યા હરી લીધી છે.' પછી

સુગ્રીવ તેને ઉપાડીને તત્કાળ રામના ચરણ પાસે લાવ્યો. રામે તેને સર્વ વાત પૂછી એટલે તે સીતાનો વૃત્તાંત કહેવા લાગ્યો—"હે દેવ! ક્રૂર અને દુરાત્મા એવા રાવણે સીતાને હરી લીધી છે, અને કોપ કરીને મારી વિદ્યાઓ પણ હરી છે. 'હા રામ! હા વત્સ લક્ષ્મણ! હા ભ્રાત ભામંડલ!' એમ પોકાર કરીને રૂદન કરતાં સીતાને સાંભળીને મને રાવણ ઉપર કોપ ચડ્યો હતો." આ પ્રમાણે સીતાનું વૃત્તાંત સાંભળીને રામ ખુશી થયા, અને તેમણે સુરસંગીતપુરના પતિ રત્નજટીને આલિંગન આપ્યું. પછી રામ વારંવાર સીતાના વૃત્તાંત વિષે તેને પૂછતા હતા અને તેમના મનની પ્રીતિને માટે તે વારંવાર કહેતો હતો. પછી રામે સુગ્રીવ વિગેરે મહાસુભટોને પૂછ્યું કે 'અહીથી તે રાક્ષસની લંકાપુરી કેટલી દૂર છે?' તેઓ બોલ્યા કે 'તે પુરી દૂર હોય કે નજીક હોય તેથી શું વળ્યું? કેમકે જગતનો વિજય કરનાર તે રાવણની આગળ અમે સર્વે તૃણ સમાન છીએ.' રામ બોલ્યા—'તે જીતાશે કે નહિ જીતાય એ ચિંતા તમારે કરવી નહિ, માત્ર દર્શનના જામીનની પેઠે અમને તે બતાવો.' પછી લક્ષ્મણે છોડેલાં બાણો જેના ગળાના રૂધિરનું પાન કરશે તેવા તે રાવણને જોવાથી તમે તેનું સામર્થ્ય થોડા સમયમાં જાણી લેશો.' લક્ષ્મણ બોલ્યા—'તે રાવણ કોણ માત્ર છે કે જેણે શ્વાનની જેમ અસાર છળ કરીને આવું કામ કર્યું! સંગ્રામરૂપ નાટકમાં સભ્ય થઇ રહેલા એવા તમો જોતાં એ છળી રાવણનું શિર હું ક્ષત્રિય આચારથી છેદી નાખીશ.' તે સમયે જાંબવાને કહ્યું કે—'તમારામાં તે સર્વ વાત ઘટે છે, પણ જે કોટિશિલાને ઉપાડશે તે રાવણને મારશે, એવું **અનલવીર્ય** નામના જ્ઞાની સાધુએ કહેલું છે, તો અમારી પ્રતીતિને માટે તમે તે શિલા ઉપાડો.' લક્ષ્મણે કહ્યું 'બહુ સારૂ.' એટલે તેઓ તત્કાળ જ્યાં કોટિશિલા હતી ત્યાં લક્ષ્મણને આકાશમાર્ગે લઇ ગયા. લક્ષ્મણે લતાની જેમ તે શિલાને ભુજાથી ઉપાડી. તત્કાળ દેવતાઓએ 'સાધુ, સાધુ' શબ્દ બોલીને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. તે જોઇને સર્વને પૂર્ણ પ્રતીતિ આવી. પછી તેઓ પૂર્વની જેમ લક્ષ્મણને આકાશમાર્ગે કિષ્કિંધામાં રામની પાસે લાવ્યા. ત્યાં વૃદ્ધ કપિઓ બોલ્યા કે "જરૂર તમારાથી રાવણનો ક્ષય થશે; પણ નીતિવાન પુરૂષોની એવી રીતિ છે કે પ્રથમ દૂત મોકલવો જોઇએ. જો સંદેશો લઇ જનાર દૂતથી પ્રયોજન સિદ્ધ થાય તો પછી રાજાઓને પોતાને ઉદ્યોગ કરવાની કાંઇ જરૂર નથી. પરંતુ કોઇ પરાક્રમી અને સમર્થ દૂતને ત્યાં મોકલવો, કારણ કે લંકાપુરીમાં પ્રવેશ કરવો અને નીકળવું તે પણ ઘણું મુશ્કેલ છે, એમ સંભળાય છે. તે દૂતે લંકામાં જઈ સીતાને પાછી અર્પણ કરવા માટે વિભીષણને કહેવું, કારણ કે રાક્ષસકુળમાં તે ઘણો નીતિમાન પુરૂષ છે. વિભીષણ સીતાને છોડી દેવા રાવણને કહેશે, અને રાવણ જો તેની અવજ્ઞા કરશે તો તે તત્કાળ તમારી પાસે આવશે." આવી વૃદ્ધ કપિઓની સલાહને રામ સંમત થયા, એટલે સુગ્રીવે શ્રીભુતિની સામું જોઇને **હનુમાનને** બોલાવ્યા. તેજથી સૂર્ય જેવા હનુમાને તત્કાળ ત્યાં આવી સુગ્રીવ વિગેરેથી વીંટાઇ સભામાં બેઠેલા રામને પ્રણામ કર્યો. સુગ્રીવે રામને કહ્યું કે—

'આ પવનંજયના વિનયી પુત્ર હનુમાન વિપત્તિને વખતે અમારા પરમ બંધુ છે. સર્વ વિદ્યાધરોમાં તેના જેવો બીજો કોઇ નથી. તેથી હે સ્વામી ! સીતાની શોધને માટે તેનેજ આજ્ઞા આપો.' તે વખતે હનુમાન બોલ્યા કે–"મારા જેવા અનેક કપિઓ છે, પણ આ સુગ્રીવ રાજા મારી પર સ્નેહને લીધે આમ કહે છે. ગવ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, નીલ, દ્વિવિદ, મૈદ, જાંબવાન, અંગદ, નલ અને બીજા ઘણા પરાક્રમી કપિઓ અહીં હાજર છે, તે સઘળામાં હું પણ તમારૂં કાર્ય સાધવાને માટે તેઓની સંખ્યાને પૂરનારો છું. કહો તો રાક્ષસદ્વીપ સહિત લંકાને ઉપાડીને અહીં લાવું અને કહો તો બાંધવ સહિત રાવણને બાંધીને અહીં લઇ આવું ?" રામ બોલ્યા–"વીર હનુમાન ! તારામાં એ સર્વ સંભવે છે, પરંતુ હમણાં તો લંકાપુરીએ જા અને ત્યાં સીતાની શોધ કર. આ મારી મુદ્રિકા એંધાણીને માટે લઇ જા, તે સીતાને આપજે, અને તેનો ચૂડામણિ એંધાણીને માટે અહીં લાવજે. તેને મારો સંદેશો આ પ્રમાણે કહેજે કે હે દેવી ! રામભદ્ર તમારા વિયોગથી અત્યંત પીડિત થઇ તમારૂંજ ધ્યાન કરે છે. હે જીવિતેશ્વરી ! મારા વિયોગથી જીવિતનો ત્યાગ કરશો નહિ; કેમકે થોડા સમયમાં તમે રાવણને લક્ષ્મણથી હણાએલો જોશો." હનુમાને કહ્યું–'હે પ્રભુ ! જ્યાં સુધી તમારી આજ્ઞા પ્રમાણે કરીને હું લંકામાંથી પાછો આવું ત્યાં સુધી તમે અહીંજ રહેશો.' આ પ્રમાણે કહી પરિવાર સહિત રામને નમીને હનુમાન એક વેગવાળા વિમાનમાં બેસી લંકા તરફ ચાલ્યો. આકાશમાર્ગે ચાલતાં હનુમાન મહેંદ્રગિરિના શિખર ઉપર આવ્યા. ત્યાં પોતાના માતામહ મહેંદ્ર રાજાનું મહેંદ્રપુર પત્તન તેના જોવામાં આવ્યું. હનુમાને વિચાર્યું કે 'આ મારા માતામહનું નગર છે કે જેણે મારી નિરપરાધી માતાને કાઢી મુકી હતી.' આ પ્રમાણે પૂર્વવાર્ત્તા સંભારી ક્રોધાયમાન થઇને તત્કાળ હનુમાને રણવાદ્ય વગાડ્યાં; જેથી બ્રહ્માંડને ફોડી નાંખે તેવો પ્રતિધ્વનિ દિશાઓમાં વ્યાપી ગયો. શત્રુનું આવું બળ જોઇ ઈંદ્રના જેવા પરાક્રમવાળો મહેંદ્ર રાજા પણ સૈન્ય સહિત યુદ્ધ કરવા માટે પોતાના નગરની બહાર નીકળ્યો. મહેંદ્ર અને હનુમાનની વચ્ચે રૂધિરની વૃષ્ટિથી ભયંકર ઉત્પાત સમયનો મેઘ હોય તેવું આકાશમાં ઘોર યુદ્ધ પ્રવર્ત્યું. રણભૂમિમાં વેગથી ફરતા એવા હનુમાને વૃક્ષોને પવન ભાંગી નાંખે તેમ શત્રુના સૈન્યને ભાંગી નાખ્યું. મહેંદ્રનો પુત્ર પ્રસન્નકીર્તિ પોતાના ભાણેજનો સંબંધ જાણ્યા વગર નિશંકપણે શસ્ત્રપ્રહાર કરતો હનુમાનની સાથે યુદ્ધ કરવા લાગ્યો. બંને સરખા બલવાન અને બંને સરખા અમર્ષવાળા હોવાથી તેઓ દૃઢ યુદ્ધથી પરસ્પરને શ્રમ ઉત્પન્ન કરવા લાગ્યા. આ પ્રમાણે યુદ્ધ કરતાં હનુમાનને વિચાર થયો કે 'મને ધિક્કાર છે કે મેં સ્વામીના કાર્યમાં વિલંબ કરનારૂં આ યુદ્ધ આરંભ્યું છે ! જે ક્ષણવારમાં જીતી શકાય તે બીજા, પણ આ તો મારૂં મોસાળ છે, તથાપિ જેનો આરંભ કર્યો તેનો નિર્વાહ કરવાને માટે હવે તો અવશ્ય જીતવુંજ જોઇએ.' આવો વિચાર કરીને હનુમાને ક્રોધથી શસ્ત્રપ્રહારવડે પ્રસન્નકીર્તિને મુંઝવી

દીધો અને તેનાં અસ્ત્ર, રથ તથા સારથિને ભગ્ન કરી દઈને તેને પકડી લીધો. છેવટે અત્યંત યુદ્ધ કરીને મહેંદ્ર રાજાને પણ પકડી લીધા. પછી હનુમાને મહેંદ્ર રાજાને નમીને કહ્યું–"હું અંજનાનો પુત્ર અને તમારો ભાણેજ છું. રામની આજ્ઞાથી સીતાની શોધ કરવા માટે લંકા તરફ જતાં માર્ગમાં અહીં આવતાં મારી માતાને તમે કાઢી મૂકેલ તે મને સાંભરી આવ્યું, તેથી ક્રોધ ઉત્પન્ન થવાને લીધે મેં તમારી સાથે યુદ્ધ કર્યું છે, તે ક્ષમા કરશો. હવે હું સ્વામીના કાર્યને માટે જાઉ છું, તમે મારા સ્વામી રામની પાસે જાઓ." મહેંદ્રે પોતાના વીરશ્રેષ્ઠ ભાણેજને આલિંગન કરીને કહ્યું કે–'પ્રથમ લોકોના મુખથી તારા પરાક્રમની વાતો સાંભળી હતી. આજે ભાગ્યયોગે તું પરાક્રમી ભાણેજ અમારા જોવામાં આવ્યો છે. હવે તું શીઘ્ર સ્વામીના કાર્યને માટે જા, તારૂ માર્ગમાં કુશળ થાઓ.' આ પ્રમાણે કહી મહેંદ્ર રાજા પોતાનું સૈન્ય લઇને રામની પાસે આવ્યા.

ત્યાંથી હનુમાન આકાશમાર્ગે ચાલતાં દધિમુખ નામના દ્વીપમાં આવ્યો. ત્યાં બે મહા મુનિને કાઉસગ્ગધ્યાને રહેલા તેણે જોયા. તેમની નજીકમાંજ નિર્દોષ અંગવાળી અને વિદ્યાસાધનમાં તત્પર એવી ત્રણ કુમારીકાઓ ધ્યાન ધરતી તેના જોવામાં આવી. તે સમયે અકસ્માત્ તે બધા દ્વીપમાં દાવાનળ પ્રગટ થયો, જેથી બે મુનિઓ અને ત્રણ કુમારીકાઓ અચાનક દાવાનળના સંકટમાં આવી પડ્યાં. તેઓની ઉપરના વાત્સલ્ય-ભાવથી હનુમાને વિદ્યાવડે સાગરમાંથી જળ લઇને મેઘની જેમ તે દાવાનળને શમાવી દીધો. તત્કાળ વિદ્યા સિદ્ધ થવાથી ધ્યાનમાં રહેલા બંને મુનિને પ્રદક્ષિણા દઇને તે ત્રણ કન્યાઓ હનુમાન પ્રત્યે કહેવા લાગી–'હે પરમાર્હત! તમે ઉપસર્ગથી અમને બચાવ્ય તે સારૂં કર્યું, તમારી સહાયથી સમય વિના પણ અમારી વિદ્યા સિદ્ધ થઈ છે.' હનુમાને કહ્યું–'તમે કોણ છો?' કન્યાઓ બોલી–"આ દધિમુખ દ્વીપમાં દધિમુખ નગરને વિષે **ગંધર્વરાજ** નામે રાજા છે. તેની **કુસુમમાળા** નામની રાણીના ઉદરથી અમે ત્રણે કન્યાઓ જન્મ પામેલી છીએ. અમારે માટે ઘણા ખેચરપતિઓ અમારા પિતા પાસે માગણી કરતા હતા, તેમાં એક **અંગારક** નામે ઉન્મત્ત ખેચર પણ અમારી માગણી કરતો હતો, પણ અમારા સ્વતંત્રવિચારી પિતાએ તેને કે કોઇ બીજાને અમોને આપી નહીં. એક વખતે અમારા પિતાએ કોઈ મુનિને પૂછ્યું કે–'આ મારી પુત્રીઓનો પતિ કોણ થશે?' ત્યારે તેમણે કહ્યું કે 'જે સાહસગતિ વિદ્યાધરનો મારનાર થશે તે તારી પુત્રીઓનો પતિ થશે' પછી મુનિનાં તેવાં વચનથી અમારા પિતા તેને શોધવા લાગ્યા, તથાપિ કોઇ ઠેકાણે તેનો પત્તો મળ્યો નહીં. તેથી તેને જાણવાને માટે અમે આ વિદ્યા-સાધનનો આરંભ કર્યો હતો. પેલા **અંગારકે** અમારી વિદ્યાનો ભ્રંશ કરવા માટે આ દાવાનળ પ્રગટ કર્યો હતો, તેને નિષ્કારણ બંધુ એવા તમે સારી રીતે શમાવી દીધો; અને જે **મનોગામિની** વિદ્યા ૭ માસે સધાય છે તે વિદ્યા તમારી સહાયથી અમને ક્ષણવારમાં સિદ્ધ થઇ ગઇછે."પછી હનુમાને સાહસગતિનો વધ રામે કર્યો છે, અને તેમના

કાર્યને માટેજ પોતે લંકામાં જાય છે, એ બધી કથા મૂળથી માંડીને કહી બતાવી. તે સાંભળી ત્રણે કુમારીકાઓએ હર્ષ પામી પિતાની પાસે જઇને એ સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. રાજા ગંધર્વરાજ તે ત્રણ કન્યાઓ અને મોટું સૈન્ય લઇને રામની પાસે આવ્યો.

ત્યાંથી વીર હનુમાન ઉડીને લંકાની પાસે આવ્યો. ત્યાં કાળરાત્રિ જેવી ભયંકર **શાલિકા** નામે વિદ્યા તેના જોવામાં આવી. તે વખતે 'અરે વાનર! તું ક્યાં જાય છે? અનાયાસે તું મારૂં ભોજ્ય થઇ પડ્યો છે.' એમ આક્ષેપથી કહેતી તે વિદ્યાએ પોતાનું મુખ ફાડ્યું. હનુમાને હાથમાં ગદા લઇને તત્કાળ તેના મુખમાં પ્રવેશ કર્યો, અને પછી વાદળાના મધ્યમાંથી સૂર્ય નીકળે તેમ તેના ઉદરને ફાડીને બહાર નીકળ્યો. તેણે લંકાની આસપાસ કિલ્લો કર્યો હતો, તેને હનુમાને વિદ્યાના સામર્થ્યથી એક માટીના પાત્રને ભાંગી નાખે તેમ ક્ષણવારમાં ભાંગી નાંખ્યો. તે કિલ્લાનો **વજ્રમુખ** નામે એક રક્ષક હતો, તે ધુરંધર ક્રોધથી યુદ્ધ કરવા માટે આવ્યો, તેને હનુમાને યુદ્ધમાં મારી નાંખ્યો. વજ્રમુખ હણાયો, એટલે **લંકાસુંદરી** નામે તેની એક વિદ્યાના બળવાળી કન્યા હતી. તેણે કોપથી હનુમાનને પોતાની સાથે યુદ્ધ કરવા બોલાવ્યો. પર્વત ઉપર વિજલિની જેમ હનુમાન ઉપર વારંવાર પ્રહાર કરતી તે રણભૂમિમાં ચતુરાઇથી ચાલી આવી. હનુમાન પોતાનાં અસ્ત્રોથી તેનાં અસ્ત્રોને છેદવા લાગ્યો. છેવટે તરતની ઉગેલી લતા જેવી તેને અસ્ત્રરહિત કરી દીધી. પછી 'આ વીર કોણ છે?' એમ તે આશ્ચર્યથી હનુમાનને જોવાને પ્રવર્તી, એટલે તેના ઉપર કામદેવે પોતાના બાણથી તાડન કર્યું (અર્થાત્ તે કામપીડિત થઇ ગઇ ). તેણે હનુમાનને કહ્યું કે–"હે વીર! પિતાના વધથી ક્રોધ પામીને મેં તમારી સાથે વિચાર્યા વગર વ્યર્થ યુદ્ધ કરેલુ છે. મને એક સાધુએ પૂર્વે કહેલું હતું કે 'જે તારા પિતાને મારશે તે તારો સ્વામી થશે.' માટે હે નાથ! આ વશ થયેલી કન્યાનું તમે પાણિગ્રહણ કરો. આ સર્વ જગતમાં તમારા જેવો બીજો કોઈ સુભટ નથી, તેથી તમારા જેવા પતિવડે હું સર્વ સ્ત્રીઓમાં ગર્વ ધરીને રહીશ." આ પ્રમાણે કહેતી તે વિનયવાળી કન્યાને હનુમાન હર્ષયુક્ત ચિત્તે ગાંધર્વવિધિથી અનુરાગ સહિત પરણ્યો. તે સમયે આકાશમાર્ગમાં ફરવાના શ્રમથી જાણે સ્નાન કરવાને ઇચ્છતો હોય તેમ સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં મગ્ન થઇ ગયો. પશ્ચિમ દિશાને ઉદ્દેશીને જતા એવા સૂર્યે સંધ્યાકાળના વાદળાના મિષથી તેનાં વસ્ત્ર ખસેડ્યાં હોય તેમ જણાવા લાગ્યું. પશ્ચિમ દિશાની ઉપર અરૂણ વાદળાની પરંપરા, જાણે અસ્તકાળે સૂર્યને છોડીને તેજ જુદું રહ્યું હોય તેવી દેખાવા લાગી. 'મારો ત્યાગ કરીને આ નવીન રાગવાળો સૂર્ય હવે નવીન રાગવાળી પશ્ચિમ દિશાને સેવે છે' એવા અપમાનથી પ્રાચી દિશા ગ્લાનિ પામી ગઇ હોય તેમ દેખાવા લાગી. ક્રીડાસ્થાનોની પૃથ્વીનો ત્યાગ કરવાની પીડાને લીધે કોલાહલના મિષથી પક્ષીઓ આક્રંદ કરવા લાગ્યા. રજસ્વલા થયેલી લલના પોતાના પ્યારા પતિથી દૂર થવાને લીધે જેમ ગ્લાનિ પામે તેમ મંદ ચક્રવાકી પતિના વિયોગથી ગ્લાનિ પામવા લાગી.

પતિના જવાથી પતિવ્રતા સ્ત્રીની જેમ સૂર્યરૂપ પતિ અસ્ત થતાં પદ્મિનીએ પોતાના મુખનો સંકોચ કર્યો. વાયવ્ય સ્નાનની પ્રાપ્તિથી હર્ષ પામતા બ્રાહ્મણોએ વંદના કરેલી ગાયો પોતાના વાછડાને મળવાને ઉત્કંઠિત થઈ સત્વર વનમાંથી પાછી વળી. જેમ રાજા યુવરાજાને રાજ્યસંપત્તિ આપે તેમ સૂર્યે અસ્તસમયે પોતાનું તેજ અગ્નિને આપ્યું. આકાશમાંથી ઉતરતા નક્ષત્રોની શ્રેણીની શોભાને ચોરી લેતા અર્થાત્ નક્ષત્રશ્રેણી જેવા જણાતા દિવાઓ નગરસ્ત્રીઓએ પ્રત્યેક સ્થાને સળગાવવા માંડ્યા. સૂર્ય અસ્ત થયા છતાં હજુ ચંદ્રનો ઉદય થયેલો ન હોવાથી લાગ જોઇને અંધકારે પ્રસરવા માંડ્યું. કેમકે 'ખળ પુરૂષો છળમાં ચતુર હોય છે.' અંજનગિરિના ચૂર્ણથી અથવા અંજનથી પૂર્ણ હોય તેવું ભૂમિ અને આકાશરૂપ પાત્ર અંધકારથી પૂર્ણ દેખાવા લાગ્યું. તે સમયે સ્થલ, જલ, દિશા, આકાશ કે ભૂમિ કાંઇ દેખાતાં નહિ, વધારે શું કહેવુ ! પોતાનો હાથ પણ જોવામાં આવતો નહિ. અંધકારથી વ્યાપ્ત અને ખડ્ગના જેવા શ્યામ આકાશમાં તારાઓ જાણે વિશ્વપુરૂષના કટિભાગમાં જડેલી કોડીઓ હોય તેવા દેખાવા લાગ્યા. કજ્જલના જેવું શ્યામ અને સ્પષ્ટ નક્ષત્રવાળું આકાશ પુંડરીક કમળવાળા યમુના નદીના શ્યામ જળવાળા દ્રહ જેવું જણાવા લાગ્યું. જ્યારે એકાકાર કરતો અંધકાર ચોતરફ ફરી વળ્યો ત્યારે પ્રકાશ વગરનું બધું વિશ્વ પાતાળ જેવું દેખાવા લાગ્યું. અંધકાર વૃદ્ધિ પામતાં કામીજનને મેળવવામાં ઉત્સુક દૂતીઓ દ્રહમાં માછલીઓની જેમ નિશંક થઇને સ્વેચ્છાએ વિહાર કરવા લાગી. જાનુ પર્યંત પગમાં આભૂષણ પહેરી, તમાલ વૃક્ષ જેવા શ્યામ વસ્ત્ર ધરી અને અંગે કસ્તુરીનો લેપ કરી અભિસારિકાઓ ફરવા લાગી. એવામાં ઉદયગિરિરૂપ પ્રાસાદની ઉપર સુવર્ણ કલશની જેવો કિરણોરૂપ અંકુરના મહાકંદભૂત ચંદ્ર ઉદય પામ્યો. તે વખતે સ્વાભાવિક વૈરને લીધે કલંકના મિષે જાણે ચંદ્ર સાથે બાહુયુદ્ધ કરતું હોય તેમ અંધકાર જોવામાં આવ્યું. વિશાળ ગોકુળમાં ગાયોની સાથે વૃષભની જેમ વિશાળ ગગનમાં તારાઓની સાથે ચંદ્ર સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો. તે વખતે કસ્તુરીના રસે ભરેલુ રૂપાનું પાત્ર હોય તેવો અંદર રહેલા કલકવાળો ચંદ્ર દેખાવા લાગ્યો. આડા હાથ ધરીને વિરહીજને સ્ખલિત કરેલાં કામદેવનાં બાણો હોય તેમ ચંદ્રકિરણો પ્રસરવા લાગ્યાં. લાંબા વખતથી ભોગવેલી પણ અત્યારે સૂર્યાસ્તથી દુર્દશાવાળી થયેલી પદ્મિનીને છોડી દઇને ભમરાઓ પોયણીને ભજવા લાગ્યા. "અહો ! નીચની મૈત્રીને ધિક્કાર છે." પોતાના પ્રિયમિત્ર કામદેવને બાણ તૈયાર કરી દેતો હોય તેમ ચંદ્ર, કિરણોના પાતથી શફાલી લતાનાં પુષ્પોને પાડવા લાગ્યો. ચંદ્રકાંત મણિઓમાંથી રસ વર્ષાવીને નવીન સરોવરને કરતો ચંદ્ર જાણે નવા નવા નવાણો કરવાવડે પોતાની કીર્તિ જમાવતો હોય તેમ દેખાવા લાગ્યો, અને દિશાઓના મુખને નિર્મળ કરતી ચાંદની પદ્મિનીની જેમ આમતેમ ભટકતી કુલટાઓના મુખને ગ્લાનિ કરવા લાગી.

એ સમયે લંકાસુંદરીની સાથે ક્રીડા કરતા હનુમાને નિઃશંકપણે તે રાત્રિ નિર્ગમન કરી. પ્રાતઃકાળે ઈંદ્રની પ્રિયદિશા (પૂર્વ દિશા)ને મંડન કરતો સૂર્ય સુવર્ણ સૂત્ર જેવાં કિરણોવડે ઉદય પામ્યો. સૂર્યનાં કિરણોએ અવ્યાહત રીતે પડીને વિકાસિત પોયણીને સ્વપ્નવાળી કરી દીધી. જાગ્રત થયેલી રમણીઓએ છોડી દીધેલા મુગટનાં પુષ્પો કેશપાશના વિયોગને લીધે ભ્રમરના નાદના મિષથી રૂદન કરવા લાગ્યાં. રાત્રિજાગરણના પ્રયાસથી રાતાં નેત્રવાળી ગણિકાઓ કામિજનના સ્થાનમાંથી નીકળવા લાગી. ભમરાઓની પંક્તિઓ ખંડિતા સ્ત્રીના મુખકમળમાંથી નિશ્વાસની શ્રેણી નીકળે તેમ વિકસિત થયેલા કમળના કોશમાંથી નીકળવા લાગી. ઉદય પામેલા સૂર્યના તેજે જેના કાંતિવૈભવને લુટી લીધો છે એવો ચંદ્ર લતાતંતુના વસ્ત્ર જેવો દેખાવા લાગ્યો. જે અંધકાર આખા બ્રહ્માંડમાં પણ સમાતો નહોતો તેને મેઘને પ્રચંડ પવન ઉડાડી દે તેમ સૂર્યે કોઈ પણ સ્થાનકે ઉડાવી દીધો. રાત્રિની જેમ પ્રતિબંધ કરનાર નિદ્રાનું અપસરણ થતાં નગરજનો પોતપોતાનુ કામ કરવાને પ્રવર્ત્તવા લાગ્યા.

એ સમયે પરાક્રમી હનુમાન લંકાસુંદરીની સુંદર વચનોથી રજા લઇ લંકા નગરીમાં પેઠો. પ્રથમ બલના ધામરૂપ હનુમાને શત્રુઓના સુભટોને ભયંકર એવા વિભીષણના ઘરમાં પ્રવેશ કર્યો. વિભીષણે સત્કાર કરીને હનુમાનને આવવાનું કારણ પૂછ્યું, એટલે હનુમાને આ પ્રમાણે સારરૂપ ગંભીર વચન કહ્યાં—"તમે રાવણના બંધુ છો, તેથી શુભ પરિણામનો વિચાર કરીને તેણે હરણ કરેલી રામની પત્ની સતી સીતાને તેની પાસેથી છોડાવો. તમારા ભાઇ જો કે બલવાન છે, તોપણ તેમણે કરેલું રામની પત્નીનું હરણ માત્ર પરલોકમાંજ નહિ પણ આ લોકમાં પણ દુઃખદાયક છે." વિભીષણ બોલ્યા—"હે હનુમાન! તમે બરાબર કહો છો, પ્રથમથીજ સીતાને છોડી દેવા માટે મેં મારા જ્યેષ્ઠ બંધુને કહ્યું હતું, અને ફરીવાર પણ હું આગ્રહથી મારા બાંધવની પ્રાર્થના કરીશ, કે જેથી કદી તે ફરીને કહેલાં મારાં વચનથી પણ સીતાને છોડી દે." આ પ્રમાણે વિભીષણે કહ્યું, એટલે હનુમાન ત્યાંથી આકાશમાં ઉત્પતીને જ્યાં સીતાને રાખેલા હતા તે દેવરમણ ઉદ્યાનમાં ગયો, ત્યાં અશોક (આશોપાલવ) વૃક્ષની નીચે બેઠેલા સીતાજીને હનુમાને જોયા. તેના કપોલભાગ ઉપર કેશ ઉડી રહ્યા હતા. સતત પડતી અશ્રુજળની ધારાથી તેમણે ભૂમિતળને આર્દ્ર કર્યું હતું; હિમપીડિત કમલિનીની જેમ તેમનું મુખકમળ ગ્લાનિ પામેલુ હતું. બીજના ચંદ્રની કળાની જેમ તેમનું શરીર અતિ કૃશ થઇ ગયુ હતું. ઉષ્ણ નિશ્વાસના સંતાપથી તેના અધરપલ્લવ વિધુર થયેલા હતા, સ્થિર યોગિનીની જેમ રામનુંજ ધ્યાન કરતા હતા, વસ્ત્ર મલીન થઇ ગયાં હતાં, અને પોતાના શરીરમાં પણ નિઃસ્પૃહ જણાતા હતા. તેમને જોતાંજ હનુમાને વિચાર્યું કે—"અહો! આ સીતા મહા સતી છે, તેમના દર્શનમાત્રથીજ લોકો પવિત્ર થઈ જાય તેમ છે. આ મહા સતીનો વિરહ રામને પીડા આપે છે તે ઘટેજ છે. કેમકે આવી રૂપવાન,

સુશીલ અને પવિત્ર પત્ની કોઈક પુરૂષનેજ પ્રાપ્ત થાય છે. આ રાંક રાવણ રામના પ્રતાપથી અને પોતાના ઘણા પાપથી—એ બંને કારણોથી જરૂર પતિત થશે." પછી હનુમાને વિદ્યાથી અદૃશ્ય થઈ સાથે લાવેલી રામચંદ્રની મુદ્રિકા સીતાના ઉત્સંગમાં નાંખી, તે જોઇ સીતા હર્ષ પામ્યા. તેમને હર્ષિત થયેલા જોઇ તત્કાળ ત્રિજટાએ રાવણ પાસે જઇને કહ્યું કે—'સીતા આટલો વખત ખેદ પામેલા રહેતા હતા પરંતુ આજે આનંદમાં આવેલા છે.' રાવણે મંદોદરીને કહ્યું કે—'હું માનું છુ કે હવે સીતા રામને ભૂલી ગઈ છે અને જરૂર મારી સાથે ક્રીડા કરવાને ઈચ્છે છે, માટે તું જઇને તેને સમજાવ.' પતિનાં આવાં વચનથી મંદોદરી પતિનું દૂતીપણું કરવાને માટે પાછી સીતાને લોભાવવા સારૂ ત્યાં ગઇ; અને અતિ વિનીત થઇને સીતાને કહ્યું કે—"રાવણ અદ્વૈત ઐશ્વર્ય અને સૌંદર્યથી ઉત્તમ છે અને રૂપ તથા લાવણ્યની સંપત્તિથી તમે પણ તેને યોગ્યજ છો. જો કે મૂર્ખ દૈવે તમારો યોગ્ય સંયોગ કર્યો નહિ, પણ હવે તો યોગ પ્રાપ્ત થાઓ. હે જાનકી! પાસે જઇને ભજવા યોગ્ય રાવણ ઉલટા તમને ભજવા તત્પર છે માટે તમે તેને ભજો. અને હે સુભ્રૂ! હું અને તેની બીજી પત્નીઓ તમારી આજ્ઞાને ધારણ કરો." સીતા બોલ્યા—'રે પતિના દૂતિપણાને કરનારી પાપિણી! રે દુર્મુખી! તારા પતિની જેમ તારૂ મુખ પણ કોણ જુએ! રે દુષ્ટે! બાંધવ સહિત તારા પતિને ખરપ્રમુખ રાક્ષસોની જેમ મારવા માટે લક્ષ્મણને અહીં આવેલાજ જાણજે, અને મને રામની પાસે રહેલીજ જાણજે; રે પાપિષ્ટે! અહીથી ઉઠી જા, ઉઠી જા, હવે હું તારી સાથે બોલવા ઈચ્છતી નથી." આવી રીતે સીતાએ જ્યારે તિરસ્કાર કર્યો, ત્યારે મંદોદરી કોપ કરીને ત્યાંથી ચાલી નીકળી.

એના ગયા પછી તરતજ હનુમાન પ્રગટ થયો અને સીતાને નમસ્કાર કરી અંજાલ જોડીને તેણે કહ્યું કે—'હે દેવી! સારે ભાગ્યે રામ લક્ષ્મણ સહિત જય પામે છે. તમારી શોધ લેવાને માટે રામની આજ્ઞાથી હું અહીં આવેલો છુ. મારા ત્યાં ગયા પછી રામ શત્રુઓને મારવાને માટે અહીં આવશે.' સીતા નેત્રમાં અશ્રુ લાવીને બોલ્યા—"હે વીર! તમે કોણ છો? આ દુર્લંઘ્ય સમુદ્રને શી રીતે ઓળંગીને અહી આવ્યા? મારા પ્રાણનાથ લક્ષ્મણની સાથે ખુશીમાં છે? તેને તમે ક્યાં જોયા હતા અને તે ત્યાં રહીને કેવી રીતે કાળ નિર્ગમન કરે છે?" હનુમાન બોલ્યો—"પવનંજય અને અંજનાનો હનુમાન નામે હું પુત્ર છું, આકાશગામિની વિદ્યાથી મેં સમુદ્રનું ઉલ્લંઘન કર્યું છે. તેના શત્રુનો નાશ કરી આપવાવડે સર્વ વાનરોના અધિપતિ સુગ્રીવને પોતાના પાળાતુલ્ય કરી રામ લક્ષ્મણ સાથે કિષ્કિંધાપુરીમાં રહેલા છે. દાવાનળવડે ગિરિની જેમ બીજાઓને તપાવતા રામ તમારા વિયોગથી રાતદિવસ પરિતાપ પામ્યા કરે છે. હે સ્વામિની! ગાયના વિરહથી વત્સ (વાછડા)ની જેમ તમારા વિરહથી પીડિત એવા લક્ષ્મણ નિરંતર દિશાઓને શૂન્ય જોતા સતા ક્યારે પણ સુખ પામતા નથી.

ક્ષણવાર શોકમાં અને ક્ષણવાર ક્રોધમાં રહેતા તમારા પતિ અને દિયર જો કે સુગ્રીવ તેમને વારંવાર આશ્વાસન આપે છે તથાપિ કિંચિત્ પણ સુખ પામતા નથી. ભામંડલ, વિરાધ અને મહેંદ્ર વિગેરે ખેચરો, દેવતાઓ જેમ શક્રેંદ્ર અને ઇશાનેંદ્રની સેવા કરે તેમ તેના પેદલ થઇને તેઓની સેવા કરે છે. હે દેવી! તમારી શોધ મેળવવા માટે સુગ્રીવે મને બતાવ્યો એટલે રામભદ્રે પોતાની વીંટી તમને અભિજ્ઞાન તરીકે આપવા માટે આપીને મને અહીં મોકલ્યો છે, અને તમારી પાસેથી ચૂડામણિનું અભિજ્ઞાન લાવવાને મને કહેલુ છે, તે જોવાથી રામભદ્રને મારી અહીં આવવાની પ્રતીતિ આવશે." આ પ્રમાણે રામનો વૃત્તાંત સાંભળવાના હર્ષથી અને હનુમાનના આગ્રહથી એકવીશ અહો રાત્રને અંતે તે દિવસે સીતાએ ભોજન કર્યું. પછી સીતા બોલ્યા—'હે વત્સે! આ મારો ચૂડામણિ એંધાણી તરીક લઇને તું હવે સત્વર અહીંથી ચાલ્યો જા, અહીં વધારે વખત રહેવાથી તને ઉપદ્રવ થશે. તને અહીં આવેલો જાણશે તો તે ક્રૂર રાક્ષસ યમરાજની જેમ જરૂર તને મારી નાખવાને માટે આવશે.' સીતાનાં આવાં વચન સાંભળી હનુમાન કિંચિત્ હસી અંજલિ જોડીને વિનયથી બોલ્યો—'હે માતા! તમે મારી ઉપરના વાત્સલ્યભાવથી ભય પામીને આમ બોલો છો, પરંતુ ત્રણ જગતને જીતનાર રામ લક્ષ્મણનો હું દૂત છુ, મારી આગળ સૈન્ય સહિત એ બિચારો રાવણ કોણ માત્ર છે? હે સ્વામિની! કહો તો સૈન્ય સહિત રાવણનો પરાભવ કરી તમને મારા સ્કંધ ઉપર બેસારીને હું મારા સ્વામી રામની પાસે લઈ જાઉં.' સીતા હસીને બોલ્યા—'હે ભદ્ર! તમે પોતાના સ્વામી રામભદ્રને લજાવશો નહિ, એવો મને આ તમારાં વચનથી નિશ્ચય થાય છે. રામ અને વાસુદેવ (લક્ષ્મણ)ના દૂત એવા તમારામાં તે સર્વ બાબત સંભવે છે; પરંતુ મારે જરા પણ પરપુરૂષનો સ્પર્શ યોગ્ય નથી માટે તમે હવે સત્વર ત્યાં જાઓ, તમે અહીં સર્વ કાર્ય કર્યું છે, અને તમારા જવા પછીજ આર્યપુત્ર રામ જે ઉદ્યોગ કરવા યોગ્ય હશે તે કરવા માંડશે.' હનુમાન બોલ્યા—'દેવી! હવે હું ત્યાં જાઉંજ છું, પણ રાક્ષસોને જરા મારૂં પરાક્રમ બતાવતો જઇશ. આ રાવણ પોતાના આત્માને સર્વત્ર વિજયવંતજ માને છે, તે બીજાના પરાક્રમને માનતો નથી, તેથી તે રામના દૂતના પરાક્રમને ભલે જાણી લે.' આવાં તેનાં પરાક્રમનાં વચન સાંભળી 'બહુ સારૂં' એમ કહી સીતાએ તેને પોતાનો ચૂડામણિ આપ્યો. એટલે તે લઇને હનુમાન ચરણન્યાસથી પૃથ્વીને ધ્રુજાવતો ત્યાંથી ચાલ્યો. પછી વનના હાથીની જેમ ક્રૂર પરાક્રમને પ્રસારતા હનુમાને દેવરમણ ઉદ્યાનને ભાંગવાનો આરંભ કર્યો. રાતાં અશોક વૃક્ષોમાં શૃગારહિત, બોરસલીના વૃક્ષોમાં અનાકુલ, આમ્ર વૃક્ષોમાં કરૂણા રહિત, ચંપક વૃક્ષોમાં નિષ્કંપ, મંદાર વૃક્ષોમાં અતિરોષી, કદલી વૃક્ષોમાં નિર્દય અને બીજાં રમણીય વૃક્ષોમાં પણ ક્રૂર થઇને હનુમાને તેના ભંગની લીલા કરવા માંડી. તે જોતાંજ તે ઉદ્યાનના ચાર દ્વારના દ્વારપાળ થઇને રહેલા રાક્ષસો હાથમાં મુદ્‍ગર લઇને તેને મારવા માટે દોડી આવ્યા. તીરના ગિરિ ઉપર મોટા

સાગરના કલ્લોલ નિષ્ફળ થાય તેમ તેમનાં હથિયારો હનુમાનની ઉપર સ્ખલિત થઇ ગયાં. હનુમાને કોપ કરીને તેજ ઉદ્યાનના વૃક્ષોથી તેમની ઉપર પ્રહાર કરવા માંડયો. કેમકે "બળવાનને સર્વ અસ્ત્ર છે." પવનની જેમ અસ્ખલિત એવા હનુમાને વૃક્ષોની જેમ તે ઉદ્યાનના રક્ષક ક્ષુદ્ર રાક્ષસોને પણ તત્કાળ ભાંગી નાંખ્યા. તે જોઇને કેટલાક રાક્ષસોએ આવી હનુમાને કરેલા ઉદ્યાનરક્ષકોના ક્ષયનો સર્વ વૃત્તાંત રાક્ષસપતિ રાવણની પાસે કહ્યો. તે સાંભળી રાવણે હનુમાનને મારવા માટે સૈન્ય સહિત ત્યાં જવાની શત્રુનો ઘાત કરનાર **અક્ષકુમારને** આજ્ઞા કરી. રણને માટે ઉત્કંઠિત એવો અક્ષકુમાર ત્યાં આવીને આક્ષેપ કરવા લાગ્યો એટલે તેને હનુમાને કહ્યું કે–'ભોજનની પહેલાં ફળની જેમ તું રણની પહેલાંજ મને પ્રાપ્ત થયો છે.' આવાં હનુમાનનાં વચન સાંભળી 'અરે કપિ! તું વૃથા ગર્જના શામાટે કરે છે?' એમ તિરસ્કાર કરતા રાવણના પુત્ર અક્ષકુમારે નેત્રના પ્રસરને રોધ કરનારા તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરી. ઉદ્વેલ સમુદ્ર જેમ પાણીથી દ્વીપને ઢાંકી દે તેમ શ્રીશૈલે (હનુમાને) પણ બાણોના ઉત્કર્ષ વર્ષાદથી રાવણપુત્રને ઢાંકી દીધો. કૌતુકવડે ચિરકાલ શસ્ત્રાશસ્ત્રી યુદ્ધ કરીને રણનો પાર પામવાને ઈચ્છતા અંજનાપુત્રે પશુની જેમ અક્ષકુમારને મારી નાખ્યો. પોતાના ભાઈના વધના ક્રોધથી–'અરે મારૂતિ! ઉભો રહે, ઉભો રહે' એમ બોલતો **ઇન્દ્રજિત** તત્કાળ રણમાં આવ્યો. તે બન્ને મહાબાહુ વીરોનો કલ્પાંત કાળની જેવો દારૂણ અને વિશ્વને વિક્ષોભ કરનારો મોટો સંગ્રામ ઘણીવાર સુધી પ્રવર્ત્યો. જળધારાની જેમ ગાઢ શસ્ત્રશ્રેણીને વર્ષાવતા તે બન્ને આકાશમાં રહેલા પુષ્કરાવર્ત્ત મેઘની જેવા જણાવા લાગ્યા. અવિચ્છિન્ન અથડાતાં તેમનાં અસ્ત્રોથી ક્ષણવારમાં બધું આકાશ જળજંતુઓથી સમુદ્રની જેમ દુઃપ્રેક્ષ્ય થઈ પડયું. રાવણના દુર્વાર કુમારે જેટલાં અસ્ત્રો મૂકયાં, તેટલાં બધાં મારૂતિએ તેના કરતાં અનેકગુણા અસ્ત્રોવડે છેદી નાખ્યાં. હનુમાનનાં અસ્ત્રોથી ઘાયલ થયેલા ઈંદ્રજિતના સર્વ સુભટો જાણે રક્તદ્રવિત જંગમ પર્વતો હોય તેવા દેખાવા લાગ્યા. છેવટે પોતાનું સર્વ સૈન્ય નાશ પામેલું જોઇને અને પોતાના સર્વ આયુધોની નિષ્ફળતા જોઇને ઈંદ્રજિતે હનુમાનની ઉપર નાગપાશાસ્ત્ર છોડયું. દૃઢ નાગપાશથી ચંદનના વૃક્ષની જેમ હનુમાન પગથી તે મસ્તક સુધી બંધાઈ ગયો. જો કે નાગપાશને ત્રોડીને શત્રુઓને જીતવાને તે સમર્થ હતો, તથાપિ નાગપાશના બંધન સહિત હનુમાન કૌતુક જોવાને માટે બધાઈ રહ્યો. એટલે ઇંદ્રજિત હર્ષ પામીને તેને રાવણની પાસે લઇ ગયો. વિજયને ઇચ્છનારા રાક્ષસો પ્રફુલ્લ નેત્રે તેને જોવા લાગ્યા. રાવણે હનુમાનને કહ્યુ–"હે દુર્મતિ! આ તેં શું કર્યું? તે રામલક્ષ્મણ જન્મથી મારા આશ્રિત અને રાંક છે. વનમાં રહેનારા, ફલાહાર કરનારા, મલીન શરીરવાળા અને મલીન વસ્ત્રના પહેરનારા કિરાતની જેવા તેઓ તારાપર તુષ્ટમાન થશે તોપણ તને શી લક્ષ્મી આપી શકશે? હે મંદબુદ્ધિ! તે રામલક્ષ્મણના કહેવાથી તું શું જોઇને અહીં આવ્યો કે જેથી અહીં આવતાંજ તું પ્રાણસંશયમાં આવી પડયો. તે ભૂચારી રામલક્ષ્મણ ઘણા

ચતુર જણાય છે કે જેઓએ તારી પાસે આવું કામ કરાવ્યું, પણ ધૂતારાઓ પરહસ્તથીજ અંગારાને કઢાવે છે. અરે! તું પ્રથમ મારો સેવક હતો અને આજે બીજાનો દૂત થઇ આવ્યો છે, તેથી અવધ્ય છે. પરંતુ માત્ર શિક્ષાને માટેજ તારી આટલી વિટંબના કરવામાં આવી છે." હનુમાન બોલ્યો–'અરે રાવણ! હું તારો સેવક ક્યારે હતો, અને તું મારો સ્વામી ક્યારે હતો? આવું બોલતાં તું કેમ લજ્જા પામતો નથી? પૂર્વે એક વખત તારો સામંત ખર પોતાને ઘણા બળવાળો માનતો હતો, તેને તેના શત્રુ વરૂણના બંદીગૃહમાંથી મારા પિતાએ છોડાવ્યો હતો. ત્યારપછી બીજીવાર તેં સહાય કરવાને માટે મને બોલાવ્યો હતો એટલે હું આવ્યો હતો, અને વરૂણના પુત્રોના સંકટમાંથી મેં તારી રક્ષા કરી હતી. પરંતુ હમણાં તો તું પાપમાં તત્પર થયેલ હોવાથી સહાય કરવાને યોગ્ય નથી, એટલુંજ નહીં પણ પરસ્ત્રીનું હરણ કરનાર એવા તારી સાથે ભાષણ કરવાથી પણ પાપ લાગે તેમ છે. વળી હે રાવણ! એકલા લક્ષ્મણથી પણ તારી રક્ષા કરે તેવો કોઈ પુરૂષ તારા પરિવારમાં મારા જોવામાં આવતો નથી, તો તેના અગ્ર બંધુ રામની આગળ તો કોણજ રક્ષા કરશે?" આવાં તેનાં વચન સાંભળી લલાટપર ચડાવેલી ભ્રુકુટીથી ભયંકર એવો રાવણ હોઠને ડસતો ડસતો આ પ્રમાણે બોલ્યો–"અરે કપિ! તેં મારા શત્રુના પક્ષનો આશ્રય કર્યો છે, અને આવાં વચનોથી મને પણ તેં તારો શત્રુ કર્યો છે તેથી જરૂર તને મરવાનીજ ઇચ્છા થઇ લાગે છે; પણ તને તેવો વૈરાગ્ય જીવિત ઉપર કેમ થયો છે? રે વાનર! જેનું અંગ કુષ્ટ રોગથી વિશીર્ણ થયું હોય તેવો માણસ મરવાને ઇચ્છે, તોપણ હત્યાના ભયથી કોઇ તેને મારતું નથી, તો તને દૂતને કોણ મારશે? પણ અરે અધમ! તને ગધેડા ઉપર ચડાવી પંચશિખા કરીને લંકાના પ્રત્યેક માર્ગે લોકોના સમૂહ સાથે ફેરવવામાં આવશે." રાવણનાં આવાં વચનોથી હનુમાને ક્રોધથી નાગપાશ તોડી નાખ્યો. કેમકે 'કમળનાળથી બંધાએલો હાથી કેટલીક વાર રહે?' પછી તત્કાળ વિદ્યુતદંડની જેમ ઉછળી તેણે રાવણના મુગટને પગની પાટુથી કણશઃ ચૂર્ણ કરી નાખ્યો. એટલે 'આ નીચને મારો અને પકડો' એમ રાવણે પોકાર કર્યો. પરંતુ તેણે તો અનાથ હોય તેમ બધી નગરીને ચરણઘાતથી ભાંગી નાંખી, અને એ પ્રમાણે ક્રીડા કરીને ગરૂડની જેમ ઉડી શીઘ્રપણે રામની પાસે આવ્યો. રામભદ્રને નમીને સીતાનો ચૂડામણિ તેણે આગળ ધર્યો. તેથી સાક્ષાત્ સીતા આવ્યા હોય તેમ તે ચુડામણિને લઇ રામે વારંવાર સ્પર્શ કરીને પોતાના હૃદયમાં ધારણ કર્યો. પછી રામે પુત્રની જેવા પ્રસાદથી હનુમાનને આલિંગન દઇને ત્યાંનું વૃત્તાંત પૂછ્યું, એટલે જેની ભુજાના પરાક્રમની હકીકત સાંભળવાને બીજાઓ તત્પર થઇ રહેલા હતા એવા હનુમાને રાવણનું પોતે કરેલું અપમાન અને સીતાની બધી પ્રવૃત્તિ યથાર્થ રીતે કહી સંભળાવી.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरित्रे महाकाव्ये सप्तमे पर्वणि सीताप्रवृत्त्यानयनोनाम षष्ठसर्गः ॥ ६ ॥

# સર્ગ ૭ મો.

## રાવણ વધ.

સીતાના ચોક્કસ સમાચાર આવી જવાથી સુગ્રીવ વિગેરે સુભટોથી વીંટાએલા રામ લક્ષ્મણ સહિત લંકાનો વિજય કરવા માટે આકાશમાર્ગે ચાલ્યા. ભામંડલ, નલ, નીલ, મહેંદ્ર, હનુમાન, વિરાધ, સુષેણ, જાંબવાન, અંગદ અને બીજા કોટીગમે વિદ્યાધરોના રાજાઓ પોતાના સૈન્યથી દિશાઓના મુખને આચ્છાદન કરતા સતા રામની સાથે ચાલ્યા. વિદ્યાધરો લડાઇનાં અનેક વાજિંત્રો વગાડવા લાગ્યા. તેના અત્યંત ગંભીર નાદથી આકાશ બધું પૂર્ણ થઇ ગયું. પોતાના સ્વામીના કાર્યની સિદ્ધિમાં અહંકાર ધરતા ખેચરો વિમાન, રથ, અશ્વ, હાથી અને બીજાં વાહનોપર બેસીને આકાશમાં ચાલ્યા. સૈન્ય સહિત સમુદ્ર ઉપર ચાલતાં ક્ષણવારમાં સર્વે **વેલંધર** પર્વતપર રહેલા **વેલંધરપુર** પાસે આવ્યા. તે નગરમાં **સમુદ્ર** અને **સેતુ** નામે સમુદ્રની જેવા દુર્ધર બે રાજાઓ હતા, તેઓ ઉદ્ધત થઇને રામના અગ્ર સૈન્યની સાથે યુદ્ધ કરવા લાગ્યા. સ્વામીના કાર્યમાં ચતુર એવા પરાક્રમી **નલે** સમુદ્ર રાજાને અને **નીલે** સેતુ રાજાને બાંધી લીધા, અને તેઓને રામની પાસે લાવીને રજુ કર્યા. કૃપાળુ રામે તેમને પાછા તેના રાજ્ય ઉપર બેસાર્યા. **મહાન પુરૂષો પરાભવ પામેલા શત્રુ ઉપર પણ કૃપાળુ હોય છે.** સમુદ્રે રૂપથી સુંદર અને સ્ત્રીઓમાં રત્નરૂપ પોતાની ત્રણ કન્યાઓ લક્ષ્મણને આપી. તે રાત્રિ ત્યાંજ નિર્ગમન કરીને પ્રાત કાળે રામ સેતુ અને સમુદ્ર રાજાને સાથે લઇ ત્યાંથી ચાલ્યા. ક્ષણવારમાં **સુવેલગિરિ** પાસે આવી પહોંચ્યા. ત્યાંના **સુવેલ** નામના દુર્જય રાજાને જીતીને રામ એક રાત્રિ ત્યાં રહ્યા; પ્રાતઃકાળે પાછા ત્યાંથી ચાલ્યા. ત્રીજે દિવસે લંકાની પાસે આવેલા **હંસદ્વીપ**ના રાજા **હંસરથ**ને જીતીને રામભદ્રે ત્યાંજ નિવાસ કર્યો. મીન રાશિમાં રહેલા શનિની જેમ રામ નજીક આવવાથી બધી લંકાપુરી ક્ષોભ પામી અને તેને ચારે તરફથી પ્રલયકાળની શંકા થવા લાગી.

રામભદ્ર નજીક આવ્યાના ખબર પડતાંજ હસ્ત, પ્રહસ્ત, મારીચ અને સારણ વિગેરે રાવણના હજારો સામંતો યુદ્ધ કરવાને તૈયાર થયા. શત્રુઓને તાડન કરવામાં પંડિત એવા રાવણે ક્રોડોગમે સેવકોની પાસે રણ સંબંધી મહાદારૂણ વાજિંત્રો વગડાવ્યાં. તે સમયે વિભીષણે રાવણની પાસે આવીને કહ્યું કે "બંધુ ! ક્ષણવાર પ્રસન્ન થા, અને શુભ પરિણામવાળાં મારાં વચનોનો વિચાર કર. પૂર્વે બે લોકનો ઘાત કરનારૂ પરસ્ત્રીહરણનું કામ તેં વિચાર્યા વગર કરેલું છે, અને તેથી તારૂ કુળ લજ્જા પામેલું છે. હવે આ રામભદ્ર પોતાની સ્ત્રીને લેવા માટે આવેલા છે, તો તેનું તેની સ્ત્રી અર્પણ કરવારૂપ આતિથ્ય કર, નહિ તો એ રામ બીજી રીતે લેશે અને તમારી સાથે તમારા બધા કુળને

પણ પકડી લેશે. સાહસગતિ વિદ્યાધરના અને ખર રાક્ષસના અંતકરૂપ એ રામલક્ષ્મણની વાર્તા તો એક તરફ રહી, પણ દૂત થઇને આવેલા હનુમાનને પણ તમે શુ નથી દીઠો? આ ઈંદ્રથી પણ અધિક એવી તમારી સંપત્તિ એક સીતાના કારણથી છોડી દો નહિ, કેમકે એમ કરવાથી તમારે ઉભય ભ્રષ્ટ થવું પડશે.” વિભીષણનાં આવાં વચન સાંભળી ઈંદ્રજિત બોલ્યો–“અરે! વિભીષણ કાકા! તમે જન્મથીજ ભીરૂ છો, તમે આપણા બધા કુળને દૂષિત કરેલુ છે, તમે મારા પિતાના સહોદરજ નથી, રે મૂર્ખ! ઈંદ્રને પણ જીતનાર અને સર્વ સંપત્તિના નાયક એવા મારા પિતાને માટે આવી સંભાવના કરો છો, તેથી તમે ખરેખર મરવાનેજ ઇચ્છો છો. પૂર્વે પણ અનૃત ભાષણ કરી તમે મારા પિતાને ઠગ્યા હતા, કારણ કે દશરથ રાજાના વધની પ્રતિજ્ઞા લઇને તમે તે પ્રમાણે કર્યું નહિ. હવે જ્યારે રામ અહીં આવેલ છે ત્યારે ભૂચર મનુષ્યથી નિર્લજ્જપણે ભય બતાવીને તમે મારા પિતાથી એ રામની રક્ષા કરાવવાને ઈચ્છો છો, તેથી હું એમ માનું છુ કે તમે રામનાજ પક્ષના છો, તેણે તમને પોતાને વશ કર્યા છે, તેથી તમે હવે વિચાર કરવામાં પણ ભળવાના અધિકારી નથી, કેમકે રાજાઓનો આપ્ત મંત્રીની સાથેનો વિચારજ શુભ પરિણામ લાવે છે.” વિભીષણ બોલ્યો–“હું શત્રુપક્ષનો નથી, પણ તુ પુત્રરૂપે કુળનો નાશ કરનાર શત્રુ અવતર્યો છે એમ જણાય છે. આ તારો પિતા જન્માંધ હોય તેમ ઐશ્વર્યથી અને કામથી અંધ થયેલો છે. અરે મુગ્ધ! ક્ષીરકંઠ બાળક! તું શું સમજ? હે રાવણ! આ ઈંદ્રજિત પુત્રથી અને તારાં આવાં આચરણથી તુ થોડા સમયમાં પતિત થઇશ એમ નક્કી સમજજે. હવે તારે માટે હું વ્યર્થ પરિતાપ કરીશ નહિ.”

વિભીષણનાં આવાં વચન સાંભળીને દૈવદૂષિત એવા રાવણને અધિક ક્રોધ ચડયો; તેથી તત્કાળ ભયંકર ખડ્ગ ખેંચીને વિભીષણનો વધ કરવા ઉભો થયો. ભ્રગુટીવડે ભયંકર એવો વિભીષણ પણ હાથીની જેમ મોટો સ્તંભ ઉપાડી રાવણની સામે યુદ્ધ કરવા ઉભો થયો. એટલે કુંભકર્ણે અને ઈંદ્રજિતે બંનેએ વચમાં પડી તેઓને યુદ્ધ કરતાં અટકાવી બે હાથીને જેમ પોતપોતાની શાળામાં લઇ જાય તેમ તેમના પોતપોતાના સ્થાનમાં લઇ ગયા. તે વખતે રાવણે કહ્યું કે–‘અરે વિભીષણ! તું મારી નગરીમાંથી ચાલ્યો જા, કેમકે અગ્નિના જેમ તુ આશ્રયનેજ ભક્ષણ કરનારો છે.’ આવાં રાવણનાં વચનથી તત્કાળ વિભીષણ લંકામાંથી નીકળીને રામની પાસે જવા ચાલ્યો. તેની પછવાડે રાક્ષસોની અને વિદ્યાધરોની મળીને મહા ઉત્કટ એવી ત્રીશ અક્ષૌહિણી સેના રાવણને છોડીને તેની સાથે ચાલી નીકળી. વિભીષણને આવતો જોઇ સુગ્રીવ વિગેરે સર્વે ક્ષોભ પામવા લાગ્યા. કારણકે “ડાકણની જેમ શત્રુઓપર તરત જેમતેમ વિશ્વાસ આવતો નથી.” પ્રથમ તેણે માણસ મોકલીને રામભદ્રને પોતાના આવવાની ખબર કહેવરાવી, એટલે રામે પોતાના વિશ્વાસપાત્ર સુગ્રીવના મુખની સામું જોયું. સુગ્રીવ બોલ્યો–“હે દેવ! જો કે સર્વ રાક્ષસો જન્મથી જ માયાવી અને પ્રકૃ-

તિથી જ ક્ષુદ્ર હોય છે, તથાપિ આ વિભીષણ અહીં આવે છે, તો ભલે આવે, અમે તેનો ગુપ્ત રીતે શુભાશુભ ભાવ જાણી લઇશું અને પછી તેના ભાવ પ્રમાણે યોગ્ય ગોઠવણ કરીશું." એ વખતે વિભીષણને પૂર્ણ રીતે જાણનાર **વિશાળ** નામનો એક ખેચર બોલી ઉઠયો–"હે પ્રભુ! રાક્ષસોમાં આ વિભીષણ એક જ મહાત્મા અને ધાર્મિક છે. સીતાને છોડી દેવા વિષે રાવણને કહેતાં અતિ ક્રોધી એવા એના બંધુ રાવણે એને કાઢી મૂક્યો છે, તેથી તે તમારે શરણે આવેલ છે, એમાં જરા પણ ફેરફાર નથી." તે સાંભળી રામે દ્વારપાળદ્વારા વિભીષણને અંદર પ્રવેશ કરાવ્યો. રામના ચરણમાં મસ્તક મૂકતાં તેને રામ સંભ્રમથી ભેટી પડ્યા. પછી વિભીષણ બોલ્યો–"હે પ્રભુ! મારા અન્યાયી અગ્રબંધુને છોડીને હું તમારી પાસે આવ્યો છું; માટે મને પણ સુગ્રીવની જેવો જ ભક્ત ગણીને આજ્ઞા આપો. તે સમયે રામે તેને લંકાનું રાજ્ય આપવાનું કબુલ કર્યું. **મહાત્માઓને કરેલો પ્રણિપાત ક્યારે પણ વ્યર્થ થતો નથી."**

હંસદ્વીપમાં આઠ દિવસ રહીને પછી રામચદ્ર સર્વ સેના સહિત કલ્પાંત કાળની જેમ લંકા તરફ ચાલ્યા. લંકાની બહાર મેદાનમાં વિશાલ સેનાવડે વીશ યોજન ભૂમિને રૂંધીને બલના પર્વતરૂપ રામ રણને માટે સજ્જ થઇ રહ્યા. જાણે બ્રહ્માંડના સ્ફોટથી ઉત્પન્ન થયો હોય તેવો રામની સેનાનો કોલાહલ સમુદ્રના ધ્વનિની જેમ બધી લંકાપુરીને બધિર કરવા લાગ્યો. જેમનું અનન્ય સાધારણ બળ છે એવા પ્રહસ્ત વિગેરે રાવણના સેનાપતિઓ તત્કાળ ઉચાં હથિયાર કરી બખ્તર પહેરીને તૈયાર થઇ ગયા. કોઈ હાથીપર બેસીને, કોઈ અશ્વપર બેસીને, કોઈ સિંહપર બેસીને, કોઇ ખરપર બેસીને, કોઈ રથમાં બેસીને, કોઈ કુબેરની જેમ મનુષ્યપર ચડીને, કોઇ અગ્નિની જેમ મેષપર સ્વારી કરીને, કોઈ યમરાજની જેમ મહિષને વાહન કરીને, કોઇ રેવંતકુમારની જેમ અશ્વપર સ્વાર થઇને અને કોઈ દેવની જેમ વિમાનમાં બેસીને રણકર્મમાં ચતુર એવા અસંખ્ય વીરો એક સાથે એકઠા થઇને રાવણની ચારે તરફ ફરી વળ્યા. પછી રત્નશ્રવાનો જ્યેષ્ઠ પુત્ર રાવણ રોષથી રાતાં નેત્ર કરી તૈયાર થઇ વિવિધ આયુધોથી પૂર્ણ એવા રથમાં બેઠો. જાણે બીજો યમ હોય તેવો વીર **ભાનુકર્ણ** હાથમાં ત્રિશૂળ લઇ રાવણની પાસે આવીને પાર્શ્વરક્ષક થઈ ઉભો રહ્યો. ઈંદ્રજિત અને મેઘવાહન કુમાર જાણે રાવણના બીજા બે ભુજ હોય તેમ રાવણની પાસે આવીને બન્ને બાજુ ઉભા રહ્યા. બીજા પણ મહા પરાક્રમી પુત્રો, કોટીગમે સામંતો અને શુક, સારણ, મારીચ, મય અને સુંદ વિગેરે પણ ત્યાં આવીને હાજર થયા. એ પ્રમાણે રણકર્મમાં કુશળ એવી અસંખ્ય સહસ્ર અક્ષૌહિણી સેનાઓથી દિશાઓને આચ્છાદન કરતો સતો રાવણ લંકા નગરીની બહાર નીકળ્યો.

રાવણના સૈન્યમાં કોઈ સિંહની ધ્વજાવાળા,[1] કોઇ અષ્ટાપદની ધ્વજાવાળા, કોઈ

૧ આવાં ચિન્હો છે જેમા એવી તેમના રથ ઉપર ધ્વજા સમજવી

ચમૂરૂ મૃગની ધ્વજાવાળા, કોઇ હાથીની ધ્વજાવાળા, કોઈ મયૂરની ધ્વજાવાળા, કોઈ સર્પની ધ્વજાવાળા, કોઇ માર્જારની ધ્વજાવાળા અને કોઇ શ્વાનની ધ્વજાવાળા હતા, તેમજ કોઇના હાથમાં ધનુષ્ય, કોઇના હાથમાં ખડ્ગ, કોઈના હાથમાં ઘંડી, કોઇના હાથમાં મુદ્ગર, કોઇના હાથમાં ત્રિશૂળ, કોઇના હાથમાં પરિઘ, કોઇના હાથમાં કુઠાર અને કોઇના હાથમાં પાશ હતાં. તેઓ વારંવાર નામ લઇ લઇને શત્રુઓને જણાવતા સતા રણકર્મમાં મોટી ચતુરાઇથી વિચરવા લાગ્યા. વૈતાઢ્ય ગિરિની જેમ પોતાની સેનાની વિશાલતાથી પચાસ યોજન પૃથ્વીમાં રાવણે રણકાર્યને માટે પડાવ નાખ્યો. પોતપોતાના નાયકોની પ્રશંસા કરતા, પરનાયકોની નિંદા કરતા, પરસ્પર આક્ષેપ કરતા, માંહોમાંહે કથા કહેતા અને કરાસ્ફોટ પૂર્વક અસ્ત્રો વગાડતા, રામ અને રાવણના સૈનિકો કાંસીતાળ બેતાળની જેમ એકઠા મળ્યા. 'જા જા, ઉભો રહે, ઉભો રહે, ભય પામ નહિ, આયુધ છોડી દે, આયુધ ગ્રહણ કર' આ પ્રમાણે યુદ્ધમાં સુભટોના મુખમાંથી વાણી નીકળવા લાગી. બન્ને સેનામાં શલ્યો, શંકુઓ, બાણો, ચક્રો, પરિઘો અને ગદાઓ જંગલમાં પક્ષીઓની જેમ આવી આવીને પડવા લાગ્યાં. પરસ્પર ઘાતથી ભગ્ન થયેલા, ખડ્ગથી અને વેગથી છેદાએલા ઉછળતા મસ્તકથી બધું આકાશ જાણે વિવિધ કેતુ અને વિવિધ શકુવાળું હોય તેવું દેખાવા લાગ્યુ. મુદ્ગરોના આઘાતથી હાથીઓને પાડી દેતા સુભટો જાણે ગેડીદડાની ક્રીડા કરતાં હોય તેમ શોભવા લાગ્યા. બીજા સુભટોએ કુઠારના ઘાતથી છેદેલા પંચ શાખાઓ ( બે હાથ, બે પગ અને મસ્તક ) વૃક્ષોની શાખાની જેમ પડવા લાગ્યા. વીર સુભટો શત્રુઓનાં મસ્તકોને છેદીને જાણે ક્ષુધાતુર યમરાજના યથાયોગ્ય ગ્રાસ હોય તેમ પૃથ્વીપર ફેંકવા લાગ્યા. મહા પરાક્રમી રાક્ષસો અને વાનરોની વચ્ચેના તે યુદ્ધમાં ભાગીદાર પિત્રાઇઓને ધનની જેમ વિજય સાધ્ય થવામાં ઘણો વિલંબ થયો. જ્યારે ચિરકાલ યુદ્ધ ચાલ્યું, ત્યારે મહા બળવાન વાનરોએ વનની જેમ રાક્ષસોનુ સૈન્ય ભાંગી નાખ્યુ. રાક્ષસોનુ સૈન્ય ભગ્ન થતાં રાવણના જયના જામીનરૂપ હસ્ત અને પ્રહસ્ત બંને યુદ્ધ કરવાને તૈયાર થયા. તે બંનેની સાથે યુદ્ધ કરવા માટે નલ અને નીલ નામના બે મોટા કપિઓ તેની સન્મુખ આવીને ઉભા રહ્યા. પ્રથમ નલ અને હસ્ત વક્ર અવક્ર ગ્રહની જેમ એક બીજાની સન્મુખ રથમાં આરૂઢ થઇને મળ્યા. તેમણે ધનુષ્યને પણચપર ચડાવી તેનું એવું આસ્ફાલન કર્યું કે જેથી તેઓ જાણે પરસ્પર યુદ્ધ કરવાનું આમંત્રણ કરતા હોય તેમ દેખાવા લાગ્યા. પછી તે બંને પરસ્પર એવા બાણોને વર્ષાવવા લાગ્યા કે જેથી તેઓના રથ બાણના શૂલથી ભરપૂર જણાવા લાગ્યા. ક્ષણવારમાં નલનો અને ક્ષણવારમાં હસ્તનો જય પરાજય થવાથી નિપુણ પુરૂષો પણ તેમના બળનું અંતર જાણી શક્યા નહીં. છેવટે બલવાન નલે સૈન્ય સહિત જોનારા વીરોની આગળ લજ્જા પામીને અવ્યાકુળપણે ક્ષુરપ્ર બાણથી ક્રોધવડે હસ્તનુ મસ્તક છેદી નાંખ્યું. હસ્તને જેમ નલે માર્યો તેમ તેજ વખતે નીલે પ્રહસ્તને

મારી નાખ્યો; એટલે તત્કાલ નલ અને નીલની ઉપર આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. હસ્ત અને પ્રહસ્તના મરણથી રાવણના સૈન્યમાંથી મારીચ, સિંહજઘન, સ્વયંભૂ, સારણ, શુક, ચંદ્ર, અર્ક, ઉદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકર, જ્વર, ગભીર, સિંહરથ અને અશ્વરથ વિગેરે રાક્ષસસુભટો ક્રોધથી સામા આવ્યા. તેમની સાથે મંદનાકુર, સંતાપ, પ્રથિત, આક્રોશ, નંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન તથા પ્રીતિકર વિગેરે વાનરો પૃથક્ પૃથક્ યુદ્ધ કરવા લાગ્યા, અને કુર્કુટની સાથે કુર્કુટના યુદ્ધની જેમ ઉંચા ઉછળવા અને પડવા લાગ્યા. એ પ્રમાણે યુદ્ધ ચાલતાં મારીચ રાક્ષસે સંતાપ વાનરને, નંદન વાનરે જ્વર રાક્ષસને, ઉદ્દામ રાક્ષસે વિઘ્ન વાનરને, દુરિત વાનરે શુક રાક્ષસને અને સિંહજઘન રાક્ષસે પ્રથિત વાનરને યુદ્ધ કરીને સખ્ત પ્રહારો કર્યા. તે સમયે સૂર્ય અસ્ત પામી ગયો; એટલે રામનું અને રાવણનું સૈન્ય યુધ્ધથી પાછું નિવર્ત્યું અને સૈનિકો પોતપોતાના મરણ પામેલા તેમજ ઘાયલ થયેલા સુભટોને શોધવા લાગ્યા.

રાત્રિ વીતીને જ્યારે પ્રભાતકાળ થયો ત્યારે દેવ પ્રત્યે દાનવોની જેમ રાક્ષસયોદ્ધાઓ રામના સૈન્ય સાથે યુદ્ધ કરવા માટે નજીક આવ્યા. રાક્ષસસૈન્યની મધ્યમાં મેરૂ ગિરિની જેમ હાથીના રથમાં આરૂઢ થયેલો રાવણ યુદ્ધ કરવાને ચાલ્યો. વિવિધ અસ્ત્રો ધારણ કરતો અને તત્કાળ રક્ત દૃષ્ટિથી જાણે દિશાઓને પણ બાળતો હોય તેવો રાવણ યમરાજથી પણ ભયંકર દેખાવા લાગ્યો. ઈંદ્રની જેમ પોતાના પ્રત્યેક સેનાપતિને જોતો અને શત્રુઓને તૃણ સમાન ગણતો રાવણ રણભૂમિમાં આવ્યો. તેને જોતાંજ આકાશમાંથી દેવતાઓએ જોયેલા રામના પરાક્રમી સેનાપતિઓ સૈન્ય સહિત યુદ્ધ કરવાને માટે રણભૂમિમાં આવ્યા. ક્ષણવારમાં કોઇ ઠેકાણે ઉછળતા રૂધિરજળથી જાણે નદીવાળું હોય, કોઈ ઠેકાણે પડેલા હાથીઓથી જાણે પર્વતવાળું હોય, કોઇ ઠેકાણે રથમાંથી ખરી પડેલી મકરમુખ ધ્વજાઓથી જાણે મગરવાળું હોય, અર્ધમગ્ન થયેલા મહા રથોથી જાણે દાંતાળું હોય અને કોઇ ઠેકાણે નાચતા કબંધો (ધડ)થી જાણે નૃત્યસ્થાન હોય તેવું રણભૂમિનું આંગણું દેખાવા લાગ્યું.

પછી રાવણના હુંકારાથી પ્રેરાએલા સર્વ રાક્ષસોએ સર્વ બળથી વાનરોના સૈન્યને હઠાવી દીધું. પોતાના સૈન્યના ભંગથી ક્રોધ પામીને સુગ્રીવે પોતાનું ધનુષ્ય ચડાવ્યું અને પ્રબલ સેનાથી પૃથ્વીને કંપાવતો તે સામો ચાલ્યો. તે વખતે 'રાજન્! તમે અહીંજ ઉભા રહો, અને મારૂં પરાક્રમ જુઓ' એમ કહી સુગ્રીવને અટકાવીને હનુમાન યુદ્ધ કરવા ચાલ્યો. અગણિત સેનાનીથી દુર્મદ એવા રાક્ષસોના દુઃખે પ્રવેશ થઈ શકે એવા સૈન્યમાં સમુદ્રમાં મંદરગિરિની જેમ હનુમાને પ્રવેશ કર્યો. તે સમયે ધનુષ્ય અને ભાથાને ધારણ કરતો મહા દુર્જય માલી નામનો રાક્ષસ મેઘની જેમ ઉગ્ર ગર્જના કરતો હનુમાનની ઉપર ચડી આવ્યો. હનુમાન અને માલી એ બંને વીર ધનુષ્યના ટંકાર કરતા સતા પુચ્છને પછાડતા સિંહની જેવા શોભતા હતા અને તેઓ પરસ્પર અસ્ત્રોથી પ્રહાર કરતા પરસ્પરનાં

અસ્ત્રોને છેદી નાખતા હતા અને પરસ્પર ગર્જના કરતા હતા. અનુક્રમે ગ્રીષ્મ ઋતુનો સૂર્ય નાના સરખા સરોવરને જળરહિત કરી નાખે તેમ હનુમાને ચિરકાળ યુદ્ધ કરીને વીર્યવાન માલીને અસ્ત્રરહિત કરી દીધો. પછી 'અરે વૃદ્ધ રાક્ષસ! અહીંથી ચાલ્યો જા, તને મારવાથી શું વળવાનું છે?' આ પ્રમાણે બોલતા હનુમાનની સામે આવીને વજ્રોદર રાક્ષસ બોલ્યો—'અરે પાપી કદ્વાદી* ! આવું બોલતાં મરી જઇશ ! અહીં આવ, મારી સાથે યુદ્ધ કર, હમણા હતો નહતો થઇ જઇશ.' આવાં વજ્રોદરનાં વચન સાંભળી કેસરીસિંહ જેમ હુંકાર કરે તેમ હનુમાને મોટા અહંકારથી ગર્જના કરી તેને બાણથી ઢાંકી દીધો. વજ્રોદરે તે બાણવૃષ્ટિને દૂર કરી વર્ષાઋતુ જેમ વાદળાથી સૂર્યને ઢાંકે તેમ હનુમાનને ઢાંકી દીધો. 'અહો ! વજ્રોદર વીર હનુમાનને માટે સમર્થ છે, અને વીર મારૂતિ વજ્રોદરને માટે પણ સમર્થ છે' આવી રણક્રીડા જોનારા સભ્ય એવા દેવતાઓની વાણી થવા લાગી, તેને માનના પર્વત રૂપ હનુમાન સહન કરી શક્યો નહી; તેથી એકી સાથે ઉત્પાત મેઘની જેમ વિચિત્ર અસ્ત્રો વર્ષાવીને તેણે સર્વ રાક્ષસોના દેખતાં વજ્રોદરને મારી નાખ્યો.

વજ્રોદરના વધથી ક્રોધ પામીને રાવણનો પુત્ર **જંબૂમાલી** સામો આવ્યો, અને હાથીને મહાવતની જેમ મારૂતિને તિરસ્કારથી બોલાવ્યો. પરસ્પર વધ કરવાને ઇચ્છતા તે બંને મહા મલ્લો સર્પવડે વાદીની જેમ બાણવડે ચિરકાળ યુદ્ધ કરવા લાગ્યા. એક બીજાના બાણોથી બમણા બમણા બાણોને સામા નાખીને યુદ્ધ કરતા તે વીરો લેણદાર અને દેણદારની જેવી સ્થિતિને પ્રાપ્ત થયા. પછી હનુમાને ક્રોધ કરીને જંબૂમાલીને રથ, ઘોડા અને સારથિ વિનાનો કરી મોટા મુદ્દગરવડે તે શત્રુ ઉપર પુષ્કળ તાડન કર્યું; જેથી જંબૂમાલી મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયો. તે જોઇ **મહોદર** નામે રાક્ષસ ક્રોધથી બાણો વર્ષાવતો તેની સામે રણમાં આવ્યો. બીજા પણ રાક્ષસો, જાતિવાન શ્વાન જેમ ડુક્કરને વીંટી લે તેમ હનુમાનને મારવાની ઇચ્છાથી તેની ફરતા ફરી વળ્યા. હનુમાને તીક્ષ્ણ બાણોથી કોઇને ભુજામાં, કોઇને મુખમાં, કોઇને ચરણમાં, કોઈને હૃદયમાં અને કોઇને કુક્ષિમાં પ્રહારો કર્યા. તે વખતે વનમાં દાવાનળની જેમ અને સમુદ્રમાં વડવાનળની જેમ રાક્ષસોના સૈન્યમાં મહાવીર મારૂતિ પ્રકાશવા લાગ્યો, અને ક્ષણવારમાં પરાક્રમીઓમાં ચૂડામણિ સમાન પવનકુમારે અંધકારને સૂર્યે નસાડે તેમ રાક્ષસોને નષ્ટ કરી દીધા.

રાક્ષસોના ભંગથી ક્રોધ પામેલો **કુંભકર્ણ** જાણે ભૂમિપર આવેલ ઈશાનેંદ્ર હોય તેમ સ્વયમેવ યુદ્ધ કરવાને દોડ્યો. કોઇને ચરણના પ્રહારથી, કોઇને મુષ્ટિના ઘાતથી, કોઇને કોણીના પ્રહારથી, કોઇને લપડાકથી, કોઇને મુદ્‌ગરના ઘાથી, કોઇને નિશ્વાસથી અને કોઇને પરસ્પર અફળાવવાથી—એમ અનેક રીતે તેણે કપિઓનો વધ કરવા

* કુત્સિત વચનો બોલનાર.

માંડયો. કલ્પાંત કાળના સમુદ્ર જેવા રાવણના તપસ્વી બંધુ કુંભકર્ણને રણમાં આવેલો જોઇ સુગ્રીવ તેની સામે દોડયો; તેમજ ભામંડલ, દધિમુખ, મહેંદ્ર, કુમુદ, અંગદ અને બીજા પણ કપિવીરો અગ્નિની જેમ પ્રજ્વલિત થઇને રણભૂમિમાં દોડી આવ્યા. વિચિત્ર અસ્ત્રોને એકી સાથે વર્ષાવતા શ્રેષ્ઠ વાનરોએ આવીને શીકારીઓ જેમ સિંહને રૂંધે તેમ કુંભકર્ણને રૂંધી દીધો. તત્કાળ કુંભકર્ણે જાણે બીજી કાળરાત્રિ હોય તેવું અને મુનિના વાક્યની જેવું અમોઘ **પ્રસ્વાપન** નામે અસ્ત્ર તેઓની ઉપર મૂક્યુ, તેથી દિવસે પોયણાના ખંડની જેમ પોતાના સૈન્યને નિદ્રા પામેલુ જોઇ સુગ્રીવે **પ્રબોધની** નામે મહા વિદ્યાનું સ્મરણ કર્યું. એટલે તેના પ્રભાવથી 'અરે ! કુંભકર્ણ ક્યાં છે?' એમ બોલતા અને કોલાહલ કરતા વાનરસુભટો પ્રાતઃકાળે પક્ષીઓની જેમ નિદ્રામાંથી જાગી ઉઠચા. પછી સારી રીતે યુદ્ધ કરનારા સુગ્રીવાધિષ્ઠિત કપિકુંજરો કાન સુધી ધનુષ્યો ખેંચીને કુંભકર્ણને ઉપદ્રવ કરવા લાગ્યા, અને રોગોને જેમ વૈદ્ય હણે તેમ સુગ્રીવે કુંભકર્ણના સારથિ, રથ અને અશ્વોને ગદાથી હણી નાખ્યા. તેથી ભૂમિપર રહેલો કુંભકર્ણ હાથમાં મુદ્ગર લઇને જાણે એક શિખરવાળો ગિરિ હોય તેમ દેખાતો સતો સુગ્રીવની ઉપર દોડયો. યુદ્ધ કરવાને માટે દોડીને આવતા એવા તે કુંભકર્ણના અંગના મોટા પવનથી હાથીના સ્પર્શથી વૃક્ષની જેમ ઘણા કપિઓ પડી ગયા. સ્થળમાં નદીના વેગની જેમ કપિઓથી સ્ખલના પામ્યા શિવાય દોડતા એવા તેણે મુદ્ગર વડે સુગ્રીવના રથને ચૂર્ણ કરી નાખ્યો. પછી ઈંદ્ર જેમ પર્વત ઉપર વજ્ર નાખે તેમ સુગ્રીવે આકાશમાં ઉડીને કુંભકર્ણની ઉપર એક મોટી શિલા નાખી. કુંભકર્ણે મુદ્ગરથી તે શિલાને કણેકણ ચૂર્ણ કરી નાખી, તેથી જાણે કપિઓને ઉત્પાતકારી રજોવૃષ્ટિ બતાવતો હોય તેમ તે દેખાવા લાગ્યો. પછી વાલીના અનુજ બંધુ સુગ્રીવે તડ તડ શબ્દ કરતું મહાઉગ્ર વિદ્યુત અસ્ત્ર કુંભકર્ણની ઉપર મૂકયું. તે મહા પ્રચંડ વિદ્યુદ્દંડ અસ્ત્ર ઉપર કુંભકર્ણે અનેક અસ્ત્રો નાખ્યાં, પણ તે સર્વે નિષ્ફળ થયાં, અને જગતને ભયંકર કલ્પાંતકાળે પર્વતની જેમ કુંભકર્ણ તે વિદ્યુત્ દંડાસ્ત્રના પાતથી પૃથ્વીપર પડી ગયો.

પોતાનો ભાઇ કુંભકર્ણ મૂર્છિત થતાં ભ્રગુટીથી ભયંકર મુખવાળો રાવણ જાણે પ્રત્યક્ષ યમરાજ હોય તેમ ક્રોધથી રણભૂમિ તરફ ચાલ્યો. તે સમયે ઈંદ્રજિતે આવી નમન કરીને કહ્યું કે–'હે સ્વામી ! તમે રણભૂમિમાં આવતાં તમારી સામે યમ, વરૂણ, કુબેર કે ઈંદ્ર પણ ઉભા રહી ન શકે તો પછી આ વાનર તો શી રીતેજ ઉભા રહે ? માટે હે દેવ! હમણા તમે રહેવા ઘો. હું પોતેજ જઇને મસલાને મુષ્ટિવડે હણે તેમ હણી નાખીશ.' આવી રીતે કહી રાવણને નિષેધીને મહામાની ઈંદ્રજિત મોટું પરાક્રમ બતાવતો કપિસૈન્યમાં પેઠો. તે પરાક્રમી વીર આવતાં જેમ દેડકાઓ સર્પનો પ્રવેશ થતાં સરોવરને છોડી દે તેમ કપિઓએ રણભૂમિને છોડી દીધી. વાનરોને ત્રાસ પામતાં જોઇને ઈંદ્રજિત બોલ્યો– 'અરે વાનરો! ઉભા રહો ! ઉભા રહો! હું યુદ્ધ નહિ કરનારને હણનારો નથી, હું

રાવણનો પુત્ર છુ, મારૂતિ અને સુગ્રીવ ક્યાં છે? અથવા તેમનાથી સર્યું; પણ પેલા શત્રુભાવ ધરાવનારા રામ અને લક્ષ્મણ ક્યાં છે?' આ પ્રમાણે ગર્વથી બોલતા અને રોષથી રાતાં નેત્રવાળા ઈંદ્રજિતને સુગ્રીવે યુદ્ધ કરવા માટે બોલાવ્યો, અને અષ્ટાપદ સાથે અષ્ટાપદની જેમ ભામંડલે ઈંદ્રજિતના નાના ભાઇ મેઘવાહનની સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. ત્રણ લોકને ભયંકર એવા તેઓ જાણે ચાર દિગ્ગજેંદ્ર કે ચાર સાગર હોય તેમ પરસ્પર અફળાતા સતા શોભવા લાગ્યા. તેમના રથોના ગમનાગમનથી પૃથ્વી કંપાયમાન થઈ, પર્વતો ડોલી ગયા અને મહાસાગર પણ ક્ષોભ પામી ગયો. અતિ હસ્તલાઘવતાવાળા અને અનાકુલપણે યુદ્ધ કરનારા તેઓના ધનુષ્યનું આકર્ષણ અને બાણનો મોક્ષ તેના મધ્યમાં વખતનું કાંઇ પણ અંતર જાણવામાં આવતું નહોતું. તેઓએ લોહમય શસ્ત્રોથી અને દેવતાધિષ્ઠિત અસ્ત્રોથી ચિરકાળ યુદ્ધ કર્યું, પણ તેઓમાં કોઇએ કોઇનો વિજય કર્યો નહિ. પછી ઈંદ્રજિત અને મેઘવાહને ક્રોધવડે ભામંડલ અને સુગ્રીવની ઉપર અતિ ઉગ્ર નાગપાશાસ્ત્ર નાખ્યાં. તેનાવડે તેઓ એવા બંધાઇ ગયા કે જેથી શ્વાસ લેવાને પણ સમર્થ રહ્યા નહિ. એ સમયે કુંભકર્ણને પણ સંજ્ઞા આવી, એટલે તેણે તત્કાળ ક્રોધથી હનુમાનની ઉપર ગદાનો પ્રહાર કર્યો કે જેથી હનુમાન મૂર્છા ખાઇને પૃથ્વીપર પડી ગયો. પછી સુંઢવડે હાથીની જેમ તેણે તક્ષક નાગ જેવી ભુજાવડે તેને પકડીને કાખમાં ઉપાડ્યો અને પાછો વળ્યો. તે વખતે વિભીષણે રામચંદ્રને કહ્યું–"હે સ્વામી! આ બન્ને વીર તમારી સેનામાં અતિ બલવાન અને વદનમાં નેત્રની જેમ સારરૂપ છે, તેઓને રાવણના પુત્ર ઇન્દ્રજિતે અને મેઘવાહને નાગપાશથી બાંધી લીધા છે. પરતુ જ્યાં સુધીમાં તેઓ તેમને લંકામાં ન લઇ જાય ત્યાં સુધીમાં હું જઇને તેમને છોડાવી લાવું. વળી હે રઘુપતિ! કુંભકર્ણે હનુમાનને પોતાની મોટી ભુજામાં બાંધી લીધેલો છે, તેથી તેને પણ લંકાપુરીમાં લઇ ગયા અગાઉ છોડાવી લાવવાની જરૂર છે. હે પ્રભુ! સુગ્રીવ, ભામંડલ અને હનુમાન વિના આપણું બધું સૈન્ય વીર વગરનું જ છે; માટે મને આજ્ઞા આપો, જેથી હું તેમને લઇ આવું." આ પ્રમાણે વિભીષણ કહેતા હતા, તેવામાં રણચતુર એવો અંગદ વીર, વેગથી દોડી કુંભકર્ણની સાથે આક્ષેપથી યુદ્ધ કરવા લાગ્યો. ક્રોધાંધપણાથી કુંભકર્ણે પોતાનો હાથ ઉંચો કર્યો, એટલે મારૂતિ વીર પાંજરામાંથી પક્ષીની જેમ તેના ભુજપાશમાંથી ઉડીને નીકળી ગયો. પછી ભામંડલ અને સુગ્રીવને છોડાવવાને માટે વિભીષણ રથમાં બેસીને રાવણના બન્ને કુમારોની સાથે યુદ્ધ કરવા ચાલ્યો. તે સમયે ઇન્દ્રજિત અને મેઘવાહન ચિંતવવા લાગ્યા કે 'આ વિભીષણ આપણા પિતાનો અનુજબંધુ થઇ આપણી સાથે યુદ્ધ કરવાને આવે છે. આ કાકા આપણે પિતા સમાન છે, તેથી તેમની સાથે આપણે શી રીતે યુદ્ધ કરવું? માટે અહીંથી ખસી જવું તે જ ઘટિત છે. પૂજ્ય વડિલની પાસેથી ખસી જવામાં કાંઇ લજ્જા નથી. આ પાશમાં બંધાએલા

* સુગ્રીવ ને ભામંડળ.

શત્રુ જરૂર મરણ જ પામશે, માટે તેમને અહીં પડ્યા મૂકીને આપણે ચાલ્યા જઇએ, જેથી કાકા આપણી પાસે આવે જ નહીં.' આ પ્રમાણે વિચારીને તે બુદ્ધિમાન ઇન્દ્રજિત અને મેઘવાહન રણભૂમિમાંથી ખસી ગયા. એટલે વિભીષણ ભામંડલ અને સુગ્રીવને જોતો સતો ત્યાં જ ઉભો રહ્યો. રામલક્ષ્મણ પણ હિમથી આચ્છાદિત શરીરવાળા સૂર્યચંદ્રની જેમ ચિંતાવડે મ્લાન મુખવાળા થઇને ત્યાંજ ઉભા રહ્યા. તે સમયે રામભદ્રે પૂર્વે જેણે પોતાને વરદાન આપ્યુ હતું તેવા **મહાલોચન** નામના સુવર્ણકુમારનિકાયના દેવનું સ્મરણ કર્યું. તે દેવતાએ અવધિજ્ઞાનવડે તે વૃત્તાંત જાણી ત્યાં આવીને પદ્મ (રામચંદ્ર)ને **સિંહનિનાદા** નામની વિદ્યા, મુશલ, રથ અને હળ આપ્યાં,* અને લક્ષ્મણને ગારૂડી વિદ્યા, રથ અને રણમાં શત્રુઓનો નાશ કરનારી **વિદ્યુદ્વદના** નામની ગદા આપી. તે ઉપરાંત બન્ને વીરોને વારૂણ, આગ્નેય અને વાયવ્ય પ્રમુખ બીજાં દિવ્ય અસ્ત્રો અને બે છત્રો આપ્યાં. પછી લક્ષ્મણ સુગ્રીવ અને ભામંડલની પાસે ગયા. તેમના આવતાં જ તેમના વાહનરૂપ ગરૂડને જોઇ સુગ્રીવ અને ભામંડલના નાગપાશના સર્પો તત્કાળ નાસી ગયા. તે વખતે રામના સૈન્યમાં ચારે તરફ જયજય શબ્દનો ધ્વનિ થયો અને રાક્ષસોના સૈન્યની જેમ સૂર્ય અસ્ત પામી ગયો.

ત્રીજે દિવસે પ્રાતઃકાલે રામ અને રાવણનાં સૈન્ય ફરીવાર સર્વ બલથી રણભૂમિના આંગણામાં આવ્યાં; એટલે યમરાજના દાંતની જેમ સ્ફુરાયમાન અસ્ત્રોથી મહા ભયંકર અને અકાળે પ્રલયકાળના સંવર્ત્ત મેઘની જેવો મોટો સગ્રામ પ્રવર્ત્યો. મધ્યાન્હ કાળના તાપથી તપેલા વરાહોવડે તલાવડીની જેમ ક્રોધ પામેલા રાક્ષસોએ વાનરોની સેનાને ક્ષોભ પમાડયો. પોતાની બધી સેના ભગ્નપ્રાય થયેલી જોઇને બીજાં શરીરોમાં યોગીઓ પ્રવેશ કરે તેમ સુગ્રીવ વિગેરે પરાક્રમી વીરોએ રાક્ષસોની સેનામાં પ્રવેશ કર્યો. એટલે ગરૂડોથી સર્પોની જેમ અને જળથી કાચા ઘડાની જેમ કપીશ્વરોથી આક્રાંત થયેલા સર્વ રાક્ષસો પરાભવ પામી ગયા. રાક્ષસોનો ભંગ થતો જોઇને રાવણ પોતેજ ક્રોધ કરીને પોતાના મોટા રથના પ્રચારથી જાણે પૃથ્વીને ફાડી નાખતો હોય તેમ ચાલ્યો. દાવાનળની જેમ વેગથી પ્રસરતા તે રાવણની આગળ કપિવીરોમાંથી કોઇ એક ક્ષણવાર પણ તેની સામે ટકી શકયો નહીં; તેથી તેની સામે યુદ્ધ કરવાને ચાલેલા રામને વિનયથી નિષેધીને વિભીષણે આવી રાવણને રૂંધ્યો. તેને જોઇને રાવણ બોલ્યો—"અરે વિભીષણ! તું કોને આશ્રયે ગયો છે કે જેણે આ રણ વિષે ક્રોધ પામેલા મારા મુખમાં પ્રથમ ગ્રાસની પેઠે તને નાખી દીધો? શિકારી જેમ ડુક્કર ઉપર શ્વાનને મોકલે તેમ તને મારી ઉપર મોકલતા તે આત્મરક્ષા કરનાર રામે ઘણો સારો વિચાર કર્યો લાગે છે! હે વત્સ! અદ્યાપિ તારી ઉપર મારૂ વાત્સલ્ય છે માટે તું સત્વર ચાલ્યો જા. આજે હું એ રામલક્ષ્મણને સૈન્ય સહિત મારી નાખીશ, તેથી તે મરનારાઓની

* મુશળ અને હળ એ બળદેવનાં મુખ્ય શસ્ત્ર છે.

અંદર તું સંખ્યા પૂરનાર થા નહિ. તું ખુશીથી સ્વસ્થાને ચાલ્યો જા. હજુ તારા પૃષ્ઠ ઉપર મારો હાથ છે." રાવણનાં આવાં વચન સાંભળીને વિભીષણ બોલ્યો–"અરે અજ્ઞ! રામ યમરાજની પેઠે ક્રોધ કરીને તારી ઉપર આવતા હતા, પણ મેંજ તેમને મિષ કરીને અટકાવ્યા છે, અને યુદ્ધને મિષે તને બોધ કરવાને માટે હું અહીં આવ્યો છું માટે હજુ પણ તું સીતાને છોડી દે, પ્રસન્ન થઇને મારૂં વચન માન. અરે દશાનન! હું મૃત્યુના ભયથી કે રાજ્યના લોભથી રામની પાસે આવ્યો નથી, પણ માત્ર અપવાદના ભયથીજ આવ્યો છું. તેથી જો તું સીતાને પાછી અર્પણ કરી તે અપવાદ ટાળી નાખ તો હું રામને છોડીને તરતજ તારો આશ્રય કરૂં." તેનાં આવાં વચન સાંભળીને રાવણ ક્રોધથી બોલ્યો–'અરે દુર્બુદ્ધિ અને કાતર વિભીષણ! શું તું અદ્યાપિ મને બીવરાવે છે? મેં તો માત્ર ભ્રાતૃહત્યાના ભયથીજ તને આ પ્રમાણે કહ્યું હતું, બીજો કાંઈ હેતુ નહોતો.' આવી રીતે કહીને રાવણે તરતજ ધનુષ્યનું આસ્ફાલન કર્યું. વિભીષણ બોલ્યો–'મેં પણ ભ્રાતૃહત્યાના ભયથીજ આ પ્રમાણે કહેલુ છે; મારો પણ બીજો કાંઇ હેતુ નથી.' એમ કહી વિભીષણે પણ ધનુષ્યનું આસ્ફાલન કર્યું. પછી વિચિત્ર પ્રકારનાં અસ્ત્રોને ખેંચતા અને નિરંતર વર્ષાવતા તે બંને ભાઇઓ ઉદ્ધતપણે યુદ્ધ કરવાને પ્રવર્ત્યા.

તે વખતે ઈંદ્રજિત, કુંભકર્ણ અને બીજા રાક્ષસો પણ જાણે યમરાજના કિંકર હોય તેમ સ્વામીભક્તિથી ત્યાં દોડી આવ્યા. કુંભકર્ણ સામે રામ, ઈંદ્રજિત સામે લક્ષ્મણ, સિંહજઘનની સામે નીલ, ઘટોદર સામે દુર્મર્ષ, દુર્મતિની સામે સ્વયંભૂ, શંભુની સામે નીલ, મય રાક્ષસની સામે અંગદ, ચંદ્રનખની સામે સ્કંદ, વિઘ્નની સામે ચંદ્રોદરનો પુત્ર, કેતુની સામે ભામંડલ, જંબૂમાલીની સામે શ્રીદત્ત, કુંભકર્ણના પુત્ર કુંભની સામે હનુમાન, સુમાલીની સામે સુગ્રીવ, ધૂમ્રાક્ષની સામે કુંદ અને સારણ રાક્ષસની સામે વાળીનો પુત્ર ચંદ્રરશ્મિ– એવી રીતે બીજા રાક્ષસોની સામે બીજા કપિઓ સમુદ્રમાં મગર સાથે મગરની જેમ ઉંચે પ્રકારે યુદ્ધ કરવા લાગ્યા. આ પ્રમાણે ભયંકરથી પણ ભયંકર એવુ યુદ્ધ ચાલતાં ઈંદ્રજિતે ક્રોધ કરીને લક્ષ્મણની ઉપર તામસ અસ્ત્ર મૂક્યું. શત્રુને તાપ કરનારા લક્ષ્મણે અગ્નિ જેમ મીણના પિંડને ગાળી નાખે તેમ પવનાસ્ત્રવડે તે અસ્ત્રને ગાળી નાખ્યુ. પછી ક્રોધથી ઈંદ્રજિત ઉપર લક્ષ્મણે નાગપાશાસ્ત્ર મૂક્યુ; જેથી જલમાં હસ્તી જેમ તંતુથી બંધાય તેમ તેનાની ઈંદ્રજિત બંધાઇ ગયો. નાગાસ્ત્રથી જેનાં સર્વ અંગ રૂંધાયેલાં છે એવો ઈન્દ્રજિત વજ્રની જેમ પૃથ્વીને ફાડી નાખતો નીચે પડ્યો, એટલે લક્ષ્મણની આજ્ઞાથી વિરાધે તેને ઉપાડીને પોતાના રથમાં નાખ્યો અને કારાગૃહના રક્ષકની જેમ સત્વર પોતાની છાવણીમાં લઈ ગયો. રામે પણ નાગપાશથી કુંભકર્ણને બાંધી લીધો, અને રામની આજ્ઞાથી ભામંડલ તેને છાવણીમાં લઇ ગયો. બીજા પણ મેઘવાહન વિગેરે યોદ્ધાઓને રામના સુભટો બાંધી બાંધીને પોતાની છાવણીમાં લઇ ગયા.

આ બનાવ જોઇ રાવણે ક્રોધ અને શોકથી આકુલ થઇ વિભીષણની ઉપર જયલક્ષ્મીના મૂળ જેવું ત્રિશૂળ નાખ્યું. તેને લક્ષ્મણે પોતાના તીક્ષ્ણ બાણોથી કદલી ખડની જેમ અંતરાળમાંથીજ કણેકણ વિશીર્ણ કરી નાખ્યું. પછી વિજયાર્થી એવા રાવણે ધરણેંદ્રે આપેલી **અમોઘવિજયા** નામની શક્તિને હાથમાં લીધી, અને ધગ્ ધગ્ શબ્દે પ્રજ્વલિત થતી તેમજ તડ્ તડ્ શબ્દ કરતી શક્તિને પ્રલય-કાલના મેઘની વિદ્યુત્લેખાની જેમ તેણે આકાશમાં ભમાડવા માંડી. તેને જોઈને દેવતાઓ આકાશમાંથી ખસી ગયા, સૈનિકોએ નેત્ર મીચી દીધાં અને કોઈ પણ સ્વસ્થ થઈને ઉભા રહી શક્યા નહિ. તે સમયે રામે લક્ષ્મણને કહ્યુ કે 'આપણો આગંતુક એવો વિભીષણ જો આ શક્તિવડે માર્યો જશે તો આશ્રિતનો ઘાત કરનાર આપણને ધિક્કાર છે!' આવાં રામનાં વચન સાંભળીને મિત્રવત્સલ સૌમિત્રિ વિભીષણની આગળ જઈ રાવણનો આક્ષેપ કરીને ઉભા રહ્યા. ગરૂડપર બેઠેલા લક્ષ્મણને આગળ આવેલા જોઇ રાવણે કહ્યું કે–'અરે લક્ષ્મણ! આ શક્તિ મેં તને મારવા માટે તૈયાર કરી નથી, તેથી તું બીજાના મૃત્યુમાં આડો મર નહિ; અથવા તું પણ મરી જા, કારણ કે તું પણ મારે મારવા યોગ્ય છે, અને તારે આશ્રયે આવેલો આ વિભીષણ રાંક થઇને મારી આગળ ઉભો રહેલો છે.' આ પ્રમાણે કહીને રાવણે ઉત્પાત વજ્રના જેવી તે શક્તિ હાથમાં ભમાડીને લક્ષ્મણની ઉપર નાખી. લક્ષ્મણની ઉપર આવતી તે શક્તિની ઉપર સુગ્રીવ, હનુમાન, નલ, ભામંડલ, વિરાધ અને બીજા વીરોએ પોતપોતાનાં અનેક પ્રકારનાં અસ્ત્રોથી તાડન કર્યું. પરંતુ ઉન્મત્ત હાથી જેમ અંકુશની અવજ્ઞા કરે તેમ સર્વ અસ્ત્રોના સમૂહની અવજ્ઞા કરીને તે શક્તિ સમુદ્રમાં વડવાનળની જેમ લક્ષ્મણના ઉરસ્થલ ઉપર પડી. તેનાથી ભેદાઇને લક્ષ્મણ પૃથ્વીપર પડી ગયા, અને તેમના સૈન્યમાં ચારે તરફ મોટો હાહાકાર થઇ રહ્યો. તત્કાલ રામને અત્યંત ક્રોધ ચડી આવ્યો, તેથી પંચાનન રથમાં બેસીને મારવાની ઇચ્છાએ રાવણની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ક્ષણવારમાં રાવણને રથ વગરનો કરી દીધો, એટલે રાવણ વેગથી બીજા રથ ઉપર બેઠો. જગતમાં અદ્વૈત પરાક્રમવાળા રામે એ પ્રમાણે પાંચવાર તેનો રથ ભાંગી નાખીને રાવણને વિરથ કર્યો. એ સમયે રાવણે વિચાર્યું કે 'આ રામ પોતાના બંધુ લક્ષ્મણના સ્નેહથી સ્વયમેવ મરી જશે, તો મારે હમણા વ્યર્થ શામાટે તેની સાથે યુદ્ધ કરવું?' આવો વિચાર કરીને રાવણ પાછો વળી લંકામાં આવ્યો; અને રામના શોકથી આતુર થયો હોય તેમ સૂર્ય અસ્ત પામી ગયો.

રાવણ નાસી ગયો એટલે રામ પાછા ફરીને લક્ષ્મણની પાસે આવ્યા. ત્યાં તે લક્ષ્મણને મૂર્છિત જોઇને પૃથ્વી ઉપર પડી ગયા. સુગ્રીવ વિગેરેએ આવીને રામની ઉપર ચંદનજળથી સિંચન કર્યું, એટલે તેમને સંજ્ઞા આવી. પછી રામ લક્ષ્મણની પાસે બેસી રૂદન કરતા સતા આ પ્રમાણે બોલવા લાગ્યા–"હે વત્સ! તને શી પીડા થાય છે? કહે, તેં મૌન કેમ ધર્યું છે? સંજ્ઞાથી પણ જણાવ, અને તારા અગ્ર બંધુને ખુશી-કર.

હે પ્રિયદર્શન વીર! આ સુગ્રીવ વિગેરે તારા અનુચરો તારૂં મુખ જોઈ રહ્યા છે, તેમને વાણીથી કે દૃષ્ટિથી કેમ અનુગ્રહીત કરતો નથી? 'રાવણ રણમાંથી જીવતો ગયો.' એવી લજ્જાથી જો તું ન બોલતો હોય તો બોલ, હું તારો મનોરથ પૂર્ણ કરીશ. અરે દુષ્ટ રાવણ! ઉભો રહે, ઉભો રહે, તું ક્યાં જાય છે? તને થોડા વખતમાંજ હું મહા માર્ગે મોકલાવી દઉં." આ પ્રમાણે કહીને જેવા રામ ધનુષતું આસ્ફાલન કરીને ઉભા થયા કે તરતજ સુગ્રીવે આવીને વિનયપૂર્વક કહ્યું–"સ્વામી! આ રાત્રિ છે, નિશાચર રાવણ લંકામાં ચાલ્યો ગયો છે, અને અમારા સ્વામી આ લક્ષ્મણ શક્તિના પ્રહારથી વિધુર થયેલા છે; માટે ધીરજ રાખો, હવે રાવણને હણાયેલોજ જાણી લ્યો; પરંતુ હમણાં તો લક્ષ્મણને જાગ્રત કરવાના ઉપાય ચિંતવો." ફરી પાછા રામ બોલ્યા–"અરે સ્ત્રીનું હરણ થયું અને અનુજ બંધુ લક્ષ્મણ મરાયો, તથાપિ આ રામ હજુ સુધી જીવતો રહેલો છે, તે કેમ સેંકડો પ્રકારે વિદારણ થતો નથી? હે મિત્ર સુગ્રીવ! હે હનુમાન! હે ભામંડલ! હે નલ! હે અંગદ! અને હે વિરાધ વિગેરે સર્વે વીરો! હવે તમે પોતપોતાને સ્થાનકે ચાલ્યા જાઓ. હે મિત્ર વિભીષણ! તમને મેં જે કૃતાર્થ કર્યા નથી તે મારે સીતાના હરણથી અને લક્ષ્મણના વધથી પણ અધિક શોકને માટે છે, તેથી હે બંધુ! કાલે પ્રાતઃકાલે તમારા બંધુરૂપ વૈરી એવા રાવણને મારા બાંધવ લક્ષ્મણને માર્ગે જતો તમે જોશો. પછી તમને કૃતાર્થ કરીને હું પણ મારા અનુજ બંધુ લક્ષ્મણની પછવાડે જઈશ; કારણ કે લક્ષ્મણ વિના મારે સીતા અને જીવિત શા કામનાં છે?" વિભીષણે કહ્યું–"હે પ્રભુ! આવું અધૈર્ય કેમ રાખો છો? આ શક્તિથી હણાયેલો પુરૂષ એક રાત્રિ સુધી જીવે છે. માટે જ્યાં સુધી આ રાત્રિ નિર્ગમન થાય નહિ, ત્યાં સુધીમાં મંત્ર તંત્ર વિગેરેથી લક્ષ્મણના ઘાતનો પ્રતિકાર કરવાનો પ્રયત્ન કરો." રામે તેમ કરવાને કબુલ કર્યું, એટલે સુગ્રીવ વિગેરે કપિઓએ વિદ્યાના બલે રામલક્ષ્મણની આસપાસ ચાર ચાર દ્વારવાળા સાત કિલ્લા કરી દીધા. પછી પૂર્વ દિશાના દ્વાર ઉપર અનુક્રમે સુગ્રીવ, હનુમાન, તર, કુંદ, દધિમુખ, ગવાક્ષ અને ગવય રહ્યા. ઉત્તર દિશાના દ્વાર ઉપર અંગદ, કૂર્મ, અંગ, મહેંદ્ર, વિહંગમ, સુષેણ અને ચંદ્રરશ્મ અનુક્રમે રહ્યા. પશ્ચિમ દિશાના દ્વાર ઉપર નિલ, સમરશીલ, દુર્ધર, મન્મથ, જય, વિજય અને સંભવ રહ્યા અને દક્ષિણ દિશાના દ્વાર ઉપર ભામંડલ, વિરાધ, ગજ, ભુવનજિત્, નળ, મૈંદ અને વિભીષણ રહ્યા. રામ અને લક્ષ્મણને વચમાં રાખી સુગ્રીવ વિગેરે રાજાઓ આત્મારામ હોય તેમ ઉદ્યમીપણે જાગ્રત થઈને રહેવા લાગ્યા.

એ અવસરે કોઇએ જઇને સીતાને કહ્યું કે–'રાવણની શક્તિથી લક્ષ્મણ મરાયા છે અને ભાઇના સ્નેહને લીધે રામભદ્ર પણ પ્રાતઃકાળે મરણ પામશે.' વજ્રના નિર્ઘોષ જેવા તે ભયંકર ખબર સાંભળી પવનથી હણાયેલી લતાની જેમ સીતા મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડી ગયા. વિદ્યાધરીઓએ જળથી સિંચન કર્યું એટલે સીતા સચેતન થયા;

પછી બેઠા થઇને કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા કે–"હા વત્સ લક્ષ્મણ! તમારા અગ્ર બંધુને એકલા મૂકીને તમે ક્યાં ચાલ્યા ગયા? તમારા વિના એક મુહૂર્ત્ત પણ રહેવાને તે સમર્થ નથી. હું મંદભાગિણીને ધિક્કાર છે! કે જેને માટે મારા દેવ જેવા સ્વામી અને દિયરને આવું કષ્ટ પ્રાપ્ત થયું. હે પૃથ્વી! મારાપર પ્રસન્ન થા અને મારા પ્રવેશને માટે તું બે ભાગે થઇને મને માર્ગ આપ, અથવા હે હૃદય! પ્રાણને નીકળવાને માટે તું બે ભાગે થઈ જા." આ પ્રમાણે કરૂણ સ્વરે વિલાપ કરતાં સીતાને જોઇને એક કૃપાલુ વિદ્યાધરી અવલોકિની વિદ્યાવડે જોઇને બોલી–'હે દેવી! તમારા દિયર લક્ષ્મણ પ્રાતઃકાળે અક્ષતાંગ થશે અને રામભદ્ર સહિત અહીં આવીને આનદ પમાડશે.' તેની આવી વાણી સાંભળીને સીતા સ્વસ્થ થયા અને ચક્રવાકીની જેમ સૂર્યોદયની રાહ જોતા સતા જાગ્રત રહ્યા.

'આજે લક્ષ્મણને માર્યો છે' એમ જાણીને રાવણ ક્ષણવાર હર્ષ પામ્યો. ક્ષણવારે પાછો પોતાના ભાઈ, પુત્રો, મિત્રો અને બંધુઓને સંભારીને રૂદન કરવા લાગ્યો–"હા વત્સ કુંભકર્ણ! તું મારો બીજો આત્માજ હતો, હા પુત્ર ઇંદ્રજિત અને મેઘવાહન! તમે મારા બીજા બે બાહુજ હતા, હા વત્સ જંબૂમાલી વિગેરે વીરો! તમે મારા રૂપાંતર જેવા હતા, અરે! તમે ગજેંદ્રોની જેમ પૂર્વે અપ્રાપ્ત એવા બંધનને કેમ પ્રાપ્ત થયા?" એવી રીતે પોતાના બંધુઓનાં નવીન નવીન બંધન વિગેરેનું વારંવાર સ્મરણ કરીને રાવણ વારંવાર મૂર્છા પામવા લાગ્યો અને રૂદન કરવા લાગ્યો.

તે સમયે રામના સૈન્યમાં પહેલા કોટના દક્ષિણદ્વારના રક્ષક ભામંડલની પાસે આવીને કોઈ વિદ્યાધર કહેવા લાગ્યો–'જો તમે રામના પૂરા હિતકારી હો તો મને રામના દર્શન કરાવો, હું લક્ષ્મણના જીવવાનો ઉપાય કહીશ, કેમકે હું તમારો હિતકારી છું.' તે સાંભળી તત્કાલ ભામંડલ તેને ભુજાએ પકડી રામની પાસે લઈ ગયો, એટલે તેણે પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી–"હે સ્વામી! સંગીતપુરના રાજા **શશિમંડલનો** **પ્રતિચંદ્ર** નામે હું પુત્ર છું. મારો જન્મ **સુપ્રભા** રાણીની કુક્ષિથી થયેલો છે. એક વખતે હું સ્ત્રી સહિત ક્રીડા કરવાને માટે આકાશમાર્ગે જતો હતો, તેવામાં **સહસ્રવિજય** નામના વિદ્યાધરે મને જોયો. તેણે મૈથુન સંબંધી વૈરથી મારી સાથે ચિરકાળ યુદ્ધ કર્યું. પ્રાંતે **ચંડરવા** શક્તિ મારીને મને તેણે પૃથ્વીપર પાડી નાખ્યો. તે વખતે અયોધ્યાપુરીના **માહેંદ્રોદય** નામના ઉદ્યાનમાં મને પૃથ્વીપર આલોટતો તમારા કૃપાળુ બંધુ ભરતે જોયો, એટલે તત્કાળ તેમણે કોઇક સુગંધી જળથી મને સિંચન કર્યું, તેથી પરગૃહમાંથી ચોર નીકળે તેમ મારા શરીરમાંથી તે શક્તિ બહાર નીકળી ગઈ અને સદ્ય મારો ઘા પણ રૂઝાઈ ગયો. મેં આશ્ચર્ય પામીને એ સુગંધી જળનું માહાત્મ્ય તમારા અનુજ બંધુને પૂછ્યું, એટલે તે બોલ્યા–"એક વખતે **વિંધ્ય** નામનો સાર્થવાહ **ગજપુરથી** અહીં આવ્યો, તેની સાથે એક પાડો હતો તે અતિ ભારથી માર્ગમાં તુટી પડ્યો. નગરના લોકો તેના

મસ્તકપર પગ મૂકીને ચાલવા લાગ્યા. ઉપદ્રવથી પીડાતો તે પાડો મૃત્યુ પામ્યો, અને અકામ નિર્જરાના યોગથી **શ્વેતંકર**[1] નગરનો રાજા **પવનપુત્રક** નામે વાયુકુમાર દેવ થયો. અવધિજ્ઞાનથી પૂર્વે થયેલું પોતાનું કષ્ટકારી મૃત્યુ જાણી તેને કોપ ચડચો. તેથી તેણે મારા નગરમાં અને દેશમાં વિવિધ જાતના વ્યાધિઓ ઉત્પન્ન કર્યા. પરંતુ એક **દ્રોણમેઘ** નામનો રાજા મારો મામો હતો તે મારી ભૂમિમાં રહેતો હતો, છતાં તેના દેશમાં કે ગૃહમાં વ્યાધિ ઉત્પન્ન થયો નહિ, તેથી મેં વ્યાધિ નહિ થવાનું તેમને કારણ પૂછયું એટલે દ્રોણમેઘે કહ્યું કે–'મારી **પ્રિયંકરા** નામે રાણી પૂર્વે રોગથી અત્યંત પીડાતી હતી, અન્યદા તેને ગર્ભ રહ્યો. તેના પ્રભાવથી તે વ્યાધિમુક્ત થઈ ગઈ. અનુક્રમે **વિશલ્યા** નામે એક પુત્રીને તેણે જન્મ આપ્યો. અન્યદા તમારા દેશની જેમ મારા દેશમાં પણ વ્યાધિનો ઉપદ્રવ ઉત્પન્ન થતાં તે વિશલ્યાના સ્નાનજળથી સિંચન કરતાં લોકો નીરોગી થઈ ગયા. એકદા **સત્યભૂતિ** નામે ચારણમુનિને મેં તેનું કારણ પૂછયું, એટલે તેમણે વિશલ્યાના પૂર્વ જન્મના તપનું એ ફળ છે એમ કહ્યું. વળી વિશેષમાં કહ્યું કે–'આ વિશલ્યાના સ્નાનજળથી વ્રણનું સંરોહણ, શલ્યનો અપહાર અને વ્યાધિનો ક્ષય થશે, તેમજ રામના અનુજ બંધુ લક્ષ્મણ તેના પતિ થશે.' તે મુનિની વાણીથી, સમ્યક્ જ્ઞાનથી અને અનુભવથી પણ તે વિશલ્યાના સ્નાનજલના પ્રભાવ વિષે મને નિશ્ચય થયેલો છે.' આ પ્રમાણે કહીને મારા મામા દ્રોણમેઘે મને વિશલ્યાના સ્નાનનું જલ અર્પણ કર્યું. જેના સિંચનથી મારી ભૂમિ પણ નીરોગી થઈ ગઈ. તેજ સ્નાનજલથી મેં તમને સિંચન કર્યા, જેથી તમે શક્તિશલ્યરહિત થઇ ગયા, તેમજ ક્ષણવારમાં તમારા વ્રણ પણ રૂઝાઇ ગયા." આ પ્રમાણે મને અને ભરતને તેની ખાત્રી થયેલી છે, માટે પ્રાતઃકાળ થયા અગાઉ તે વિશલ્યાનું સ્નાનજલ લાવો. હવે સત્વર ઉતાવળ કરો. પ્રાતઃકાળ થઇ જશે તો પછી શું કરી શકશો? શકટ વીંખાઇ ગયા પછી ગણેશ શું કરી શકશે ?"

તે સાંભળી રામે વિશલ્યાનું સ્નાનજલ લાવવાને માટે ભામંડલ, હનુમાન અને અંગદને સત્વર ભરતની પાસે જવા આજ્ઞા કરી. તેઓ પવનની જેવા વેગથી વિમાનમાં બેસીને અયોધ્યામાં આવી પહોચ્યા. રાજમહેલની ઉપર ભરતને સુતેલા જોયા. ભરતને જગાડવા માટે તેઓએ આકાશમાં રહી ગાયન કરવા માંડચું. "રાજકાર્ય માટે કોઇ પણ ઉપાયથી રાજાઓને ઉઠાડવા જોઈએ." ગાયનના સ્વરથી ભરત જાગી ગયા, એટલે પોતાની પાસે નમસ્કાર કરતા ભામંડલ વિગેરેને દીઠા. અકસ્માત્ રાત્રિએ આવવાનું કારણ પૂછવાથી તેમણે પોતાનું કાર્ય જણાવ્યું. "આપ્ત જનની આગળ આપ્ત જનને કાંઇ છુપું રાખવાનું હોતું નથી." પછી 'મારા ત્યાં જવાથીજ તે કાર્ય સિદ્ધ થશે' એવું ધારીને ભરત તેમના વિમાનમાં બેસી કૌતુકમંગલ નગરે આવ્યા. ત્યાં

1 આ નગર ભુવનપતિ શ્રેણીમાં સંભવે છે.

ભરતે દ્રોણમેઘની પાસે વિશલ્યાની માગણી કરી, એટલે તેણે એક હજાર બીજી કન્યાઓ સહિત લક્ષ્મણ સાથે વિવાહ કરીને વિશલ્યાને આપી. પછી ભામંડલ વિગેરે ઘણા ઉતાવળા થઇ ભરતને અયોધ્યામાં મૂકીને પરિવાર સહિત વિશલ્યાને સાથે લઇ રામ પાસે પહોંચ્યા. પ્રજ્વલિત દીપકવાળા વિમાનમાં બેસીને આવતા ભામંડલને જોઈને સર્વ ક્ષણવાર તો સૂર્યોદયના ભ્રમથી ભય પામી ગયા. એવામાં તો ભામંડલે આવીને વિશલ્યાને લક્ષ્મણની પાસે મૂકી. તેણે લક્ષ્મણને કરસ્પર્શ કર્યો એટલે તત્કાળ યષ્ટિમાંથી સર્પિણી છટકીને નીકળે તેમ લક્ષ્મણના શરીરમાંથી મહાશક્તિ બહાર નીકળી. તે વખતે બાજ પક્ષી જેમ ચકલીને પકડે તેમ આકાશમાં ઉછળતી એ શક્તિને હનુમાને છલંગ મારીને પકડી લીધી. શક્તિ બોલી—"હું દેવતા રૂપી છું; મારો આમાં કાંઈ પણ દોષ નથી, હું પ્રજ્ઞપ્તિ વિદ્યાની બેન છું, અને ધરણેંદ્રે મને રાવણને આપેલી છે. વિશલ્યાના પૂર્વ ભવના તપતેજને સહન કરવાને હું અસમર્થ છું તેથી હું ચાલી જાઉં છું, સેવકની જેમ હું નિરપરાધી છું; માટે મને છોડી મૂકો." આ પ્રમાણે શક્તિના કહેવાથી વીર હનુમાને તેને છોડી મૂકી. છોડતાં માત્રમાં જ તે શક્તિ જાણે લજ્જા પામી હોય તેમ અંતર્ધાન થઈ ગઈ. વિશલ્યાએ ફરીવાર લક્ષ્મણને કરસ્પર્શ કર્યો અને હળવે હળવે ગોશીર્ષચંદનનું વિલેપન કર્યું. તત્કાળ વ્રણ રૂઝાઇ જવાથી લક્ષ્મણ નિદ્રામાંથી ઉઠ્યા હોય તેમ બેઠા થયા. રામભદ્રે હર્ષાશ્રુ વર્ષાવતાં પોતાના અનુજબંધુને આલિંગન કર્યું. પછી રામે વિશલ્યાનો સર્વ વૃત્તાંત લક્ષ્મણને જણાવ્યો, અને તેના સ્નાનજળનું પોતાના અને પારકા—સર્વે ઘવાયેલા સૈનિકોની ઉપર અભિષિંચન કર્યું. પછી રામની આજ્ઞાથી તેજ વખતે એક હજાર કન્યા સહિત વિશલ્યાને લક્ષ્મણ વિધિ પૂર્વક પરણ્યા. વિદ્યાધરોએ લક્ષ્મણના નવીન જીવનનો અને વિવાહનો ઉત્સાહ પૂર્વક જગતને આશ્ચર્યકારી ઉત્સવ કર્યો.

'લક્ષ્મણ સજીવન થયા' એવા ખબર બાતમીદારો પાસેથી સાંભળીને રાવણ પોતાના ઉત્તમ મંત્રીઓની સાથે વિચાર કરવા લાગ્યો. રાવણ બોલ્યો—"મારો એવો ભાવ હતો કે મારી શક્તિથી ઘાયલ થયેલો લક્ષ્મણ પ્રાતઃકાળે મરણ પામશે, તેની પછવાડે તેના સ્નેહથી પીડિત રામ પણ મરી જશે; પછી કપિઓ સર્વે નાસીને ચાલ્યા જશે, અને કુંભકર્ણ, ઈંદ્રજિત વિગેરે મારા બંધુ અને પુત્રો સ્વયમેવ મારી પાસે આવશે; પણ અત્યારે દૈવની વિચિત્રતાથી લક્ષ્મણ તો સજીવન થયો, માટે હવે કુંભકર્ણ વિગેરેને મારે શી રીતે છોડાવવા?" મંત્રીઓ બોલ્યા—"સીતાને છોડ્યા વગર કુંભકર્ણ વિગેરે વીરોનો છુટકારો થશે નહિ, પણ ઉલટું અશિવ થશે. હે સ્વામી! આટલા વીરો તો ચાલ્યા ગયા તે ગયા, પણ હવે તો આપણા કુળની રક્ષા કરો, તેમાં રામનો અનુનય કર્યા શિવાય બીજો કોઈ ઉપાય નથી." આવાં મંત્રીઓનાં વચન રાવણને રૂચ્યાં નહિ, તેથી તેમની અવજ્ઞા કરીને સામંત નામના દૂતને આજ્ઞા કરી કે 'રામની પાસે

જઇ સામ દામ અને દંડ પૂર્વક તેને સમજાવી આવ.' દૂત રામની છાવણીમાં આવ્યો, અને દ્વારપાળને વિજ્ઞાપ્ત કરવાવડે અંદર પ્રવેશ કરીને સુગ્રીવાદિકથી વીંટાએલા રામને નમસ્કાર કરી ધીર વાણીથી આ પ્રમાણે બોલ્યો—"મહારાજા રાવણે કહેવરાવ્યું છે કે મારા બંધુવર્ગને છોડી મૂકો. સીતા મને આપવાને સંમત થાઓ અને મારૂં અર્દ્ધ રાજ્ય ગ્રહણ કરો, હું તમને ત્રણ હજાર કન્યા આપીશ; એટલાથી સંતોષ માનો, નહિ તો પછી તમારૂં આ સર્વ સૈન્ય અને જીવિત કાંઇપણ રહેવાનું નથી." પદ્મનાભ (રામ) બોલ્યા—'મારે રાજ્યસંપત્તિનું પ્રયોજન નથી તેમ જ બીજી સ્ત્રીઓનું કે મોટા ભોગનું પણ પ્રયોજન નથી. માત્ર જો રાવણ સીતાને પૂજન કરીને અહીં મોકલશે, તો હું તેના બંધુ અને પુત્રોને છોડી મૂકીશ, અન્યથા છોડીશ નહિ.' સામંત બોલ્યો—"હે રામભદ્ર! તમને આ પ્રમાણે કરવું યુક્ત નથી, માત્ર એક સ્ત્રીને માટે પ્રાણસંશયમાં શા સારૂ પડો છો? રાવણે હણેલ લક્ષ્મણ એકવાર સજીવન થયા, પણ હવે ફરીવાર તે લક્ષ્મણ, તમે અને આ વાનરો શી રીતે જીવી શકશો? એકલો રાવણ આ બધા વિશ્વને હણવાને સમર્થ છે, માટે તેનું વચન સર્વથા માન્ય કરવું જોઇએ. ન માનો તો તેનું પરિણામ વિચારો!" સામંતનાં આવાં વચન સાંભળી લક્ષ્મણ ક્રોધથી બોલી ઉઠ્યા—"અરે અધમ દૂત! હજુ સુધી રાવણ પોતાની અને બીજાની શક્તિને જાણતો નથી. તેનો સર્વ પરિવાર હણાયો અને બંધાયો, માત્ર તેની સ્ત્રીઓજ અવશેષ રહી, તથાપિ તે હજુ સુધી સ્વમુખે પોતાનું પરાક્રમ બતાવ્યા કરે છે; તે તેની કેવી ધીઠતા! એક મૂળ રૂપ મુશલ અવશેષ રહેલુ હોય અને અશેષ જટા (શાખા) છેદાએલી હોય તેવા વડ વૃક્ષની જેમ તે રાવણ હવે એક અંગે રહેલો છે, તો તે હવે કેટલીવાર રહી શકશે? માટે હવે તું સત્વર જા, અને રાવણને યુદ્ધ કરવા માટે મોકલ, તેને મારવાને મારો ભુજ તૈયાર થઈ રહેલો છે." આ પ્રમાણે લક્ષ્મણે આક્ષેપ કર્યો, એટલે તેના ઉત્તરમાં સામંત બોલવા જતો હતો, તેવામાં તો વાનરોએ ઉઠી ગળે પકડીને તેને કાઢી મૂક્યો. સામંતે રામ અને લક્ષ્મણનાં બધાં વચનો રાવણને કહ્યાં. પછી રાવણે મંત્રીઓને પૂછ્યું કે—'કહો, હવે શું કરવું?' મંત્રીઓ બોલ્યા—"હવે સીતાને અર્પણ કરવા તેજ ઉચિત છે. તમે વ્યતિરેક[1] ફલ તો જોઈ લીધું. હવે અન્વય[2] ફલ જુઓ. અન્વય અને વ્યતિરેકથી સર્વ કાર્યની પરીક્ષા થાય છે, માટે હે રાજા! તમે એકલા વ્યતિરેકમાંજ કેમ લાગ્યા રહો છો? અદ્યાપિ તમારા ઘણા બંધુઓ અને પુત્રો અક્ષત છે, તો સીતાને અર્પણ કરીને તેમની સાથે આ રાજ્યસંપત્તિવડે વૃદ્ધિ પામો." મંત્રીઓના મુખથી આ પ્રમાણેની સીતાના અર્પણની વાણી સાંભળીને જાણે મર્મમાં હણાયો હોય તેમ રાવણ અંતરમાં બહુજ દુભાયો અને ચિરકાળ સુધી સ્વયમેવ ચિંતન કરવા લાગ્યો. પછી બહુરૂપા વિદ્યાને સાધવાનો હૃદયમાં નિશ્ચય કરી કષાય શાંત કરી શાંતિના-

૧ વિપરીત વર્તવાનું ફળ. ૨ અનુકૂળ વર્તવાનું ફળ.

થના ચૈત્યમાં ગયો ભક્તિથી જેનું મુખ વિકાશ પામ્યુ છે એવા રાવણે ઈંદ્રની જેમ જલકળશાઓથી શ્રી શાંતિનાથને સ્નાત્ર કર્યું, અને ગોશીર્ષચંદનથી વિલેપન કરીને દિવ્ય પુષ્પોવડે પૂજા કરી. પછી શ્રી શાંતિનાથની આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી—

"દેવાધિદેવ, જગતના ત્રાતા અને પરમાત્મ રૂપ સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પ્રભુને મારો નમસ્કાર થાઓ. આ સંસારસમુદ્રથી તારનાર એવા હે શાંતિનાથ ભગવાન! સર્વાર્થસિદ્ધિના મંત્રરૂપ તમારા નામને પણ વારંવાર નમસ્કાર છે. હે પ્રભુ! જે તમારી અષ્ટપ્રકારી પૂજા કરે છે તેઓના હાથમાં અણિમા વિગેરે આઠે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે નેત્રોને ધન્ય છે કે જે પ્રતિદિન તમારૂ દર્શન કરે છે, તેનાથી પણ તે હૃદયને ધન્ય છે કે જે નેત્રના જોયેલા તમને ધારણ કરી રાખે છે. હે દેવ! તમારા ચરણસ્પર્શથી પણ પ્રાણી નિર્મળ થાય છે. શું સ્પર્શવેધી રસથી લોઢું પણ સુવર્ણ નથી થતું! હે પ્રભુ! તમારા ચરણકમળમાં પ્રણામથી અને તમારી સામે નિત્ય ભૂમિપર આલોટવાથી મારા લલાટ ઉપર તમારાં કિરણની પંક્તિ શૃંગાર તિલકરૂપ થાઓ. હે પ્રભુ! તમને ઉપહાર કરેલાં પુષ્પગંધાદિક પદાર્થોવડે સદા મારી રાજ્યસંપત્તિરૂપ વેલીનું ફળ મને પ્રાપ્ત થજો. હે જગત્પતિ! તમને વારંવાર એજ પ્રાર્થના કરૂ છુ કે મને ભવે ભવમાં તમારી અત્યંત ભક્તિ પ્રાપ્ત થજો."

આ પ્રમાણે શ્રી શાંતિનાથની સ્તુતિ કરીને અક્ષમાલાને ધારણ કરનારા રાવણે પ્રભુની સામે રત્નશિલાપર બેસીને તે વિદ્યા સાધવાનો આરંભ કર્યો. મંદોદરીએ યમદંડ નામના દ્વારપાળને કહ્યુ કે 'સર્વ પુરીજન આઠ દિવસ સુધી જૈનધર્મમાં તત્પર રહે એમ કહે, અને જે એવું નહિ કરે તેનો વધ કરવામાં આવશે. આ પ્રમાણે લંકાપુરીમાં પડહ વગડાવે.' મંદોદરીના આદેશથી દ્વારપાળે તે પ્રમાણે આખી લંકા નગરીમાં પડહ વગડાવીને આઘોષણા કરાવી. આ ખબર બાતમીદારોએ આવીને સુગ્રીવને કહી. સુગ્રીવે રામભદ્રને કહ્યુ કે–'હે પ્રભુ! જ્યાં સુધી રાવણ બહુરૂપા વિદ્યા સાધે નહિ, ત્યાં સુધીમાં તેને સાધ્ય કરી લેવો સારો છે; કેમકે ત્યાં સુધીજ તે સાધ્ય છે.' રામે હસીને કહ્યુ કે–'ધ્યાનપરાયણ અને શાંત રાવણને હું શી રીતે ગ્રહણ કરૂં? હું તેના જેવો છળી નથી.' રામનાં આવાં વચન સાંભળી તેનાથી છાના અંગદ વિગેરે કપિવીરો શાંતિનાથના ચૈત્યમાં રહેલા લંકાપતિને વિદ્યાથી ભ્રષ્ટ કરવાને માટે ત્યાં ગયા. તેઓએ ઉચ્છૃંખલપણે તેને વિવિધ પ્રકારના ઉપસર્ગો કર્યા, તથાપિ રાવણ જરા પણ ધ્યાનથી ચલિત થયો નહિ. અંગદે કહ્યું–'અરે રાવણ! તેં શરણરહિત થઈ રામથી ભય પામીને આ શું પાખંડ આરંભ્યુ છે? તેં અમારા સ્વામીની પરોક્ષમાં મહા સતી સીતાનું હરણ કર્યું છે, અને અમે તો આ તારી પત્ની મંદોદરીનું તારી નજરે હરણ કરીએ છીએ.' આ પ્રમાણે કહીને ઘણા રોષવાળા તેણે અનાથ ટીટોડીની જેમ કરૂણ સ્વરે રૂદન કરતી મંદોદરીને કેશવડે ખેંચી, તથાપિ ધ્યાનમાં લીન થયેલા રાવણે તેની સામું પણ જોયુ

નહિ. તે સમયે આકાશને પ્રકાશિત કરતી બહુરૂપા વિદ્યા પ્રગટ થઈ. વિદ્યા બોલી—'અરે રાવણ! હું તને સિદ્ધ થઈ છું, કહે હવે શું કાર્ય કરૂં? હું બધું વિશ્વ પણ તારે વશ કરી આપી શકું તો પછી આ રામભદ્ર અને લક્ષ્મણ તો કોણ માત્ર છે?' રાવણે કહ્યું—'હે વિદ્યા! તારાથી સર્વ વાત સિદ્ધ થાય તેમ છે, પણ જે કાળે હું સ્મરણ કરૂં તે વખતે તું આવજે, હાલ તો સ્વસ્થાને જા. પછી તેનું કહેલું લક્ષમાં લઇને વિદ્યા અંતર્ધાન થઈ ગઇ, અને સર્વ વાનરો પવનની જેમ ઉડીને પોતાની છાવણીમાં આવ્યા.

રાવણે મંદોદરી અને અંગદનો સર્વ વૃત્તાંત સાંભળ્યો; એટલે તત્કાળ તેણે અહંકારગર્ભિત હુંકાર શબ્દ કર્યો. પછી સ્નાનભોજન કરીને તે દેવરમણ ઉદ્યાનમાં ગયો અને સીતાને કહ્યું—'અરે સુંદરી! મેં લાંબો વખત તારો અનુનય કર્યો. હવે નિયમભંગની બીક છોડી દઈ, તારા પતિ અને દિયરને મારીને હું તારી સાથે બલાત્કારે ક્રીડા કરીશ.' આવી રાવણની વિષમય વાણી સાંભળીને રાવણની આશાની જેમ જાનકી મૂર્ચ્છા ખાઈ ભૂમિપર પડ્યા. થોડીવારે કિંચિત્ સંજ્ઞા મેળવીને સીતાએ અભિગ્રહ લીધો કે 'જો રામલક્ષ્મણનું મરણ થાય તો ત્યારથી મારે અનશન વ્રત હો.' આવો સીતાનો અભિગ્રહ સાંભળી રાવણને વિચાર થયો કે "આ સ્ત્રીનો રામની સાથે સ્વાભાવિક સ્નેહ છે, તો આની સાથે મારે રાગ કરવો તે સ્થળમાં કમળ રોપવા જેવું છે. મેં વિભીષણની અવજ્ઞા કરી તે સારૂં કર્યું નથી. વળી મેં મંત્રીઓનું અપમાન કર્યું છે અને મારા કુળને પણ કલંકિત કર્યું છે; પરંતુ જો હવે અત્યારે હું આ સીતાને છોડી દઉં તો તે વિવેક ગણાશે નહિ, પણ ઉલટું 'રામથી દબાઇને સીતાને આપી દીધી' એવો અપયશ પ્રાપ્ત થશે; માટે રામ અને લક્ષ્મણને બાંધીને અહીં લઈ આવું, અને પછી તેમને આ સીતા અર્પણ કરૂં તો તે કાર્ય ધર્મ અને યશ વધારનારૂં થશે." આવો નિશ્ચય કરીને દુર્મદ રાવણ તે રાત્રિ નિર્ગમન કરી પ્રાતઃકાળે અપશકુનોએ વાર્યા છતાં પણ યુદ્ધ કરવાને ચાલ્યો.

રામ અને રાવણના સૈન્યમાં ઉગ્ર સુભટોની ભુજાના આસ્ફોટથી દિગ્ગજને ત્રાસ પમાડતું મોટું યુદ્ધ ફરીવાર પ્રવર્ત્યું. રૂને પવનની જેમ સર્વ રાક્ષસોને માર્ગમાંથી દૂર કરીને લક્ષ્મણ રાવણની ઉપરજ બાણ નાખવા લાગ્યા. લક્ષ્મણનું પરાક્રમ જોઈ રાવણને પોતાના જયમાં આશંકા થઈ, તેથી તત્કાળ વિશ્વને ભયંકર એવી બહુરૂપા વિદ્યાનું તેણે સ્મરણ કર્યું. સ્મરણ કરતાં જ તે વિદ્યા આવીને ઉભી રહી, એટલે તેનાવડે રાવણે તરતજ મહા ભયંકર અનેક રૂપો વિકુર્વ્યાં. ભૂમિ ઉપર, આકાશમાં, પૃષ્ઠ ભાગે, અગ્ર ભાગે અને બન્ને પડખે—વિવિધ પ્રકારનાં આયુધોને વર્ષાવતા અનેક રાવણો લક્ષ્મણના જોવામાં આવ્યા. લક્ષ્મણ એકલા છતાં જાણે તેટલારૂપે થયા હોય તેમ ગરૂડપર બેસીને ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થતાં બાણોથી અનેક રાવણોને મારવા લાગ્યા. વાસુદેવ લક્ષ્મણના બાણોથી રાવણ અકળાઇ ગયો, એટલે તેણે અર્દ્ધચક્રીના ચિન્હરૂપ જાજ્વલ્યમાન ચક્રનું

સ્મરણ કર્યું. ચક્ર પ્રગટ થતાં જ રોષથી રાતાં નેત્ર કરીને તે છેલ્લા ચક્રરૂપ શસ્ત્રને આકાશમાં ભમાડીને તેણે લક્ષ્મણ ઉપર છોડ્યુ. તે ચક્ર લક્ષ્મણને પ્રદક્ષિણા કરીને ઉદ-યગિરિના શિખર ઉપર સૂર્ય આવે તેમ લક્ષ્મણના જમણા હાથમાં આવીને રહ્યું. એ પ્રમાણે જોઇને રાવણ ખેદ પામી ચિંતામાં પડ્યો કે–'મુનિનું વચન સત્ય થયું, તેમજ વિભીષણ વિગેરેના વિચારનો નિર્ણય પણ સત્ય થયો !' રાવણને ખેદયુક્ત જોઇ વિભીષણે કહ્યું–'હે ભ્રાતા ! જો જીવવાની ઇચ્છા હોય તો હજુ સુધી પણ સીતાને મૂકી દે.' રાવણે ક્રોધથી કહ્યું–'મારે તે ચક્રની શી જરૂર છે ? હું એક મુષ્ટિમાત્રથી આ શત્રુને અને ચક્રને તત્કાળ હણી નાખીશ.' આવાં ગર્વયુક્ત વચનો બોલનારા રાવણની છાતીને લક્ષ્મણે તત્કાળ તે ચક્રથીજ કોળાના ફલની જેમ ફાડી નાખી. તેજ વખતે જ્યેષ્ટ માસની કૃષ્ણ એકાદ-શીએ દિવસના પાછલા પહોરે રાવણ મૃત્યુ પામીને ચોથા નરકમાં ગયો. તે સમયે આકાશમાં જયજય શબ્દ કરતા દેવતાઓએ લક્ષ્મણની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી, અને જેમાં મોટા હર્ષથી ઉઠેલા કિલકિલ નાદવડે ભૂમિ અને અંતરીક્ષ પૂર્ણ થયેલુ છે એવું કપિઓનું તાંડવ નૃત્ય થવા લાગ્યું.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिपष्टिशलाकापुरुपचरिते महाकाव्ये
सप्तमेपर्वणि रावणवधो नाम सप्तम सर्गः समाप्तः ॥ ७ ॥



# સર્ગ ૮ મો.

## રામે કરેલો સીતાનો પરિત્યાગ.

રાવણ મૃત્યુ પામ્યા પછી જ્ઞાતિના સ્નેહને વશ થયેલા વિભીષણે 'હવે ક્યાં નાસી જવું?' એવો ભયભ્રાંત થઇને વિચાર કરતા રાક્ષસોને આ પ્રમાણે આશ્વાસન આપ્યુ કે–"હે રાક્ષસવીરો! આ રામ અને લક્ષ્મણ (પદ્મ અને નારાયણ) આઠમા બલદેવ અને વાસુદેવ છે. તેઓ શરણ કરવાને યોગ્ય છે, માટે નિઃશંક થઇને તેમને શરણે જાઓ." વિભીષણનાં આવાં વચનથી તેઓ રામલક્ષ્મણને શરણે આવ્યા, એટલે પદ્મે અને નારાયણે તેમના ઉપર પ્રસાદ કર્યો. **વીર પુરૂષો પ્રજા ઉપર સમદૃષ્ટિવાળાજ હોય છે.**

હવે વિભીષણે મરણ પામેલા પોતાના બંધુ રાવણને જોઈ શોકના આવેશવડે મરવાની ઇચ્છાથી પોતાની છરી ખેંચી, તે છરીવતી પોતાના ઉદરમાં ઘા કરત અને 'હા ભ્રાત! હા ભ્રાત!' એમ ઉંચા કરૂણ સ્વરે રૂદન કરતા વિભીષણને રામે એકદમ પકડી લીધા. પછી મંદોદરી વિગેરેની સાથે રાવણની સમીપે રૂદન કરતા વિભીષણને રામલક્ષ્મણ સમજાવા લાગ્યા કે–"હે વિભીષણ! તમારા આવા પરાક્રમી બંધુ રાવણને માટે કાંઇપણ શોક કરવો યોગ્ય નથી, કે જેની સાથે સંગ્રામ કરવામાં દેવતાઓ પણ દૂરથીજ શંકા પામતા હતા. આવી વીર વૃત્તિથી મૃત્યુ પામેલો તમારો બંધુ ખરેખર કીર્ત્તિનું પાત્ર થયો છે. માટે હવે તો તેનુ ઉત્તરકાર્ય સારી રીતે કરો, રૂદન કરવાથી સર્યું." આ પ્રમાણે કહીને મહાત્મા પદ્મનાભે (રામે) બંધન પામેલા કુંભકર્ણ, ઇન્દ્રજિત અને મેઘવાહન વિગેરેને છોડી દીધા. પછી વિભીષણ, કુંભકર્ણ, ઇંદ્રજિત, મેઘવાહન અને મંદોદરીએ તેમજ બીજા સંબંધીઓએ એકઠા મળી અશ્રુપાત કરતાં કરતાં ગોશીર્ષચંદનના કાષ્ટની ચિતા રચીને કપૂર તથા અગરૂ મિશ્ર પ્રજ્વલિત અગ્નિથી રાવણના અંગને અગ્નિસંસ્કાર કર્યો. રામે પદ્મ સરોવરે આવી સ્નાન કરીને જરા ઉષ્ણ એવા અશ્રુજલથી રાવણને જલાંજલિ આપી. પછી મધુર વાણીથી જાણે અમૃત રસ વર્ષતા હોય તેમ રામ અને લક્ષ્મણે કુંભકર્ણ વિગેરેને આ પ્રમાણે કહ્યું કે–'હે વીરો! પૂર્વની જેમ તમે તમારૂ રાજ્ય કરો. તમારી લક્ષ્મી અમારે જોઇતી નથી. તમારૂ કુશળ થાઓ.' આ પ્રમાણે રામના કહેવાથી એક સાથે શોક અને વિસ્મયને ધારણ કરતા કુંભકર્ણાદિક ગદ્ગદ્ સ્વરે બોલ્યા–'હે મહાભુજ! અમારે ઘણા મોટા એવા પણ આ રાજ્યની કાંઇ જરૂર નથી, અમે તો મોક્ષસામ્રાજ્યને સાધનારી દીક્ષા લઇશું.'

એવા સમયમાં કુસુમાયુધ ઉદ્યાનમાં અપ્રમેયબલ નામે એક ચતુર્જ્ઞાની મુનિ આવ્યા. તેમને તે ઠેકાણે તેજ રાત્રિએ ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ આવી તેમના કેવલજ્ઞાનનો મહિમા કર્યો. પ્રાતઃકાળે રામ, લક્ષ્મણ અને કુંભકર્ણ વિગે-

રેએ આવી તેમને વંદના કરીને ધર્મ સાંભળ્યો. દેશનાને અંતે ઈંદ્રજિત અને મેઘવાહને પરમ વૈરાગ્ય પામીને પોતાના પૂર્વ ભવ પૂછ્યા.

મુનિ બોલ્યા—"આ ભરતક્ષેત્રને વિષે કૌશાંબી નગરીમાં તમે **પ્રથમ** અને **પશ્ચિમ** નામે બે નિર્ધન બંધુ હતા. એક વખતે **ભવદત્ત** નામના મુનિ પાસેથી ધર્મ સાંભળીને તમે વ્રત ગ્રહણ કર્યું અને કષાય શાંત કરીને વિહાર કરવા લાગ્યા. એક સમયે તે બન્ને મુનિ ફરતાં ફરતાં પાછા કૌશાંબીમાં આવ્યા. ત્યાં વસંતોત્સવમાં ઇન્દુમુખી રાણીની સાથે ક્રીડા કરતો ત્યાંનો રાજા **નંદિઘોષ** તેમના જોવામાં આવ્યો. તેને જોઈ પશ્ચિમ મુનિએ એવું નિયાણું બાંધ્યું કે 'આ તપસ્યા કરવાથી આવી ક્રીડા કરનાર આ રાજા અને રાણીનોજ હું પુત્ર થાઉં.' બીજા સાધુઓએ ઘણા વાર્યા તોપણ તે આવા નિયાણાથી નિવૃત્ત થયા નહિ. તેથી મરણ પામીને તે પશ્ચિમ મુનિ **રતિવર્દ્ધન** નામે તેમના પુત્ર થયા. અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયેલો અને રાજા થયેલો રતિવર્દ્ધન પિતાની જેમ રમણીઓથી વીંટાઈને વિવિધ પ્રકારની ક્રીડા કરવા લાગ્યો. પ્રથમ નામના મુનિ મૃત્યુ પામીને નિયાણા રહિત તપના યોગે પાંચમા કલ્પમાં પરમર્દ્ધિક દેવ થયા. અવધિજ્ઞાનથી પોતાના ભાઈ પશ્ચિમને કૌશાંબી નગરીમાં રાજાપણે ઉત્પન્ન થયેલો જાણી તેને બોધ કરવા માટે તે દેવ મુનિરૂપે ત્યાં આવ્યો. રતિવર્દ્ધન રાજાએ તેને આસન આપ્યુ, એટલે તેપર બેસીને ભ્રાતૃસૌહૃદને[1] લીધે તેણે તેનો અને પોતાનો પૂર્વ ભવ કહી સંભળાવ્યો. તે સાંભળી જાતિસ્મરણ ઉત્પન્ન થતાં રતિવર્દ્ધને સંસારથી વિરક્ત થઈ તત્કાળ દીક્ષા લીધી, અને ત્યાંથી મૃત્યુ પામીને તેપણ બ્રહ્મલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને તમે બન્ને ભાઇ મહાવિદેહ ક્ષેત્રમાં વિબુદ્ધ નગરને વિષે બે રાજારૂપે ભાઇ થયા, અને દીક્ષા લઇ મૃત્યુ પામીને અચ્યુત દેવલોકમાં ગયા. ત્યાંથી ચવીને આ પ્રતિવાસુદેવ રાવણના **ઈંદ્રજિત** અને **મેઘવાહન** નામે તમે બે પુત્ર થયા છો. રતિવર્દ્ધનની માતા જે ઈંદુમુખી હતી તે ભવભ્રમણ કરીને તમારા બન્નેની માતા આ મંદોદરી થયેલી છે." આ પ્રમાણે પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળીને કુંભકર્ણ, ઈંદ્રજિત, મેઘવાહન અને મંદોદરી વિગેરેએ તત્કાળ વ્રત ગ્રહણ કર્યું. પછી રામે મુનિને નમસ્કાર કરી લક્ષ્મણ તથા સુગ્રીવની સાથે ઈંદ્રની જેમ મોટી સમૃદ્ધિથી લંકામાં પ્રવેશ કર્યો. તે વખતે વિભીષણ છડીદારની જેમ નમ્ર થઇ આગળ ચાલી રામને માર્ગ બતાવતો હતો, અને વિદ્યાધરોની સ્ત્રીઓ રામને મંગળ કરતી હતી. અનુક્રમે પુષ્પગિરિના મસ્તક ઉપર આવેલા ઉદ્યાનમાં જતાં જેવા હનુમાને કહ્યા હતા તેવાજ સીતા રામના જોવામાં આવ્યા. પોતાના આત્માને તે વખતેજ જીવતો માનનારા રામે જાણે બીજું જીવિત હોય તેમ તે સીતાને લઈને પોતાના ઉત્સંગમાં ધારણ કર્યા. તે વખતે હર્ષ પામેલા સિદ્ધ અને ગંધર્વોએ 'આ મહા સતી સીતા જય પામો' એવો આકાશમાં હર્ષનાદ કર્યો. ઘાટા હર્ષના અશ્રુજલથી જાણે તેમના ચરણને ધોતા હોય તેમ સીતાદે-

---

૧ બંધુપણાનો સ્નેહ.

વીને લક્ષ્મણે હર્ષથી નમસ્કાર કર્યો. "મારી આશીષથી ચિરકાળ જીવો, ચિરકાળ આનંદ પામો અને ચિરકાળ વિજય મેળવો" એમ બોલતા સીતાએ લક્ષ્મણના મસ્તકનું આઘ્રાણ કર્યું. પછી ભામંડલે સીતાને નમસ્કાર કર્યો. એટલે સીતાએ હર્ષથી મુનિવાક્યના જેવી (સફળ) આશીષ આપીને તેને આનંદ પમાડચો. પછી સુગ્રીવ, વિભીષણ, હનુમાન, અંગદ અને બીજાઓએ આવી આવીને પોતપોતાનું નામ કહેવા સાથે સીતાને પ્રણામ કર્યા. રામવડે વિકાશ પામેલા સીતા ઘણે કાળે પૂર્ણ ચંદ્રવડે વિકાશ પામેલી પોયણીની જેવા શોભવા લાગ્યા. પછી સુગ્રીવ વિગેરેથી પરવરેલા રામ સીતાની સાથે ભુવનાલંકાર નામના હાથી ઉપર બેસીને રાવણના મંદિરમાં આવ્યા. ત્યાં હજારો મણિસ્તંભથી યુક્ત એવા શ્રી શાંતિનાથ પ્રભુના ચૈત્યમાં વંદના કરવાની ઇચ્છાએ તેમણે પ્રવેશ કર્યો, અને રામે લક્ષ્મણ અને સીતા સાથે વિભીષણે આપેલા પુષ્પાદિક ઉપસ્કરથી શ્રી શાંતિનાથની પૂજા કરી. પછી વિભીષણની પ્રાર્થનાથી સીતા, લક્ષ્મણ અને સુગ્રીવાદિક પરિવારને લઇને રામ વિભીષણને ઘેર ગયા. ત્યાં વિભીષણને માન આપતા સતા રામે બધા પરિવાર સાથે દેવાર્ચન, સ્નાન અને ભોજનાદિ કર્યું. પછી રામને સિંહાસનપર બેસારી વિભીષણે બે વસ્ત્ર ધારણ કરી અંજલિ જોડીને કહ્યું—"હે સ્વામી ! આ રત્ન સુવર્ણાદિકના ભંડાર, આ હાથી ઘોડા વિગેરે સૈન્ય અને આ રાક્ષસદ્વીપ તમે ગ્રહણ કરો, હું તમારો એક પાળો છું. તમારી આજ્ઞા મેળવીને અમે તમને રાજ્યાભિષેક કરવા ઇચ્છીએ છીએ, માટે આ લંકાપુરીને પવિત્ર કરો અને પ્રસન્ન થઇને મારા ઉપર પણ અનુગ્રહ કરો." રામ બોલ્યા—'હે મહાત્મા! પૂર્વે આ લંકાનું રાજ્ય મેં તમનેજ આપેલું છે, તે હમણાં ભક્તિથી મોહ પામીને કેમ ભૂલી ગયા?' આવી રીતે કહી, તેની માગણીનો નિષેધ કરી, પોતાની પ્રતિજ્ઞાને પાલનાર રામે પ્રસન્ન થઇને તેજ વખત લંકાના રાજ્ય ઉપર વિભીષણનો અભિષેક કર્યો. પછી ઈંદ્ર જેમ સુધર્મા સભામાં આવે તેમ રામ સીતા, લક્ષ્મણ અને સુગ્રીવાદિકથી પરવર્યા સતા રાવણને ઘરે આવ્યા.

પછી પૂર્વે પરણવાને કબુલ કરેલી સિંહોદર વિગેરે રાજાની કન્યાઓને રામની આજ્ઞાથી વિદ્યાધરો ત્યાં લાવ્યા, અને પોતપોતાની પ્રતિજ્ઞા પ્રમાણે રામલક્ષ્મણ તે કુમારીઓને ખેચરની સ્ત્રીઓથી ગીતમંગળ ગવાતે વિધિ પૂર્વક પરણ્યા. સુગ્રીવાદિકથી સેવાતા રામલક્ષ્મણે નિર્વિઘ્ને ભોગ ભોગવતા લંકા નગરીમાં છ વર્ષ નિર્ગમન કર્યા. તે સમયમાં વિંધ્યસ્થલી ઉપર ઈંદ્રજિત અને મેઘવાહન સિદ્ધિપદને પામ્યા, તેથી ત્યાં મેઘરથ નામે તીર્થ થયું, અને નર્મદા નદીમાં કુંભકર્ણ સિદ્ધિ પામ્યા તેથી તે પૃષ્ટરક્ષિત નામે તીર્થ થયું.

અહીં અયોધ્યામાં રામલક્ષ્મણની માતાઓ પોતાના પુત્રોની વાર્તા પણ નહીં જાણવાથી ઘણી દુઃખી થઇ સતી રહેતી હતી, તેવામાં ધાતકીખંડમાંથી નારદ ત્યાં આવી ચડ્યા, તેણે ભક્તિથી નમ્ર એવી તે માતાઓને પૂછ્યું કે 'તમે ચિંતાતુર કેમ છો?'

લક્ષ્મણે હર્ષ સહિત પોતાની અયોધ્યાપુરીમાં પ્રવેશ કર્યો. તે સમયે મેઘને મયૂર જુએ તેમ ઉત્કંઠિત અને ઉન્મુખ થયેલા પુરજનો અનિમિષ નેત્રે રામલક્ષ્મણને જોવા લાગ્યા અને નિર્ભર સ્તુતિ કરવા લાગ્યા. સ્થાને સ્થાને પુરીજનો સૂર્યની જેમ જેમને અર્ઘ્ય આપતા હતા એવા અને પ્રસન્ન મુખવાળા રામલક્ષ્મણ અનુક્રમે પોતાના મહેલ પાસે આવ્યા. સુહૃદ્ જનના હૃદયને આનંદ આપનાર રામ, લક્ષ્મણની સાથે પુષ્પક વિમાનમાંથી ઉતરી માતૃગૃહમાં ગયા. બંને ભાઇઓએ દેવી અપરાજિતાને અને બીજી માતાઓને નમસ્કાર કર્યો. માતાઓએ આશિષ આપી. પછી સીતા, વિશલ્યા વિગેરેએ અપરાજિતાને અને બીજી સાસુઓને તેમના ચરણકમળમાં લલાટ મૂકી પ્રણામ કર્યા. એટલે 'તમે પણ અમારી આશિષથી અમારી માફક વીર પુત્રોને જન્મ આપનારી થાઓ' એવી તેમણે વહુઓને આશિષ આપી. અપરાજિતા દેવી વારંવાર હાથવડે લક્ષ્મણને સ્પર્શ કરતાં અને મસ્તકમાં ચુંબન કરતાં બોલ્યા—"હે વત્સ! સારે ભાગ્યે મને તમારા દર્શન થયા છે, હું તો તમને હમણાંજ ફરીવાર જન્મ્યા છો એમ માનું છું. કારણ કે તમે વિદેશગમન કરી વિજય મેળવીને આવ્યા છો. આ રામે અને સીતાએ તમારી સેવાથીજ વનવાસના તે તે પ્રકારનાં કષ્ટો ઉલ્લંઘન કર્યાં છે." લક્ષ્મણ બોલ્યા—"હે માતા! વનવાસમાં પિતાની જેમ આર્ય બંધુ રામે અને તમારી જેમ સીતાએ મારૂં લાલન કરેલું છે, તેથી હું તો વનમાં પણ સુખમાંજ રહેલો હતો. મારા સ્વેચ્છાચારી દુર્લલિતથીજ આર્યબંધુ રામને દુશ્મનોની સાથે વૈર થયું, અને તેથીજ સીતાનું હરણ થયું. હે દેવી! તે વિષે વધારે શું કહેવું? પરંતુ હે માતા! તમારી આશિષથીજ શત્રુરૂપ સાગરનું ઉલ્લંઘન કરીને પરિવાર સહિત રામભદ્ર કુશળતાએ અહીં આવેલા છે." આ પ્રમાણે વાર્ત્તાલાપ થયા પછી રામની આગળ એક પેદલરૂપે રહેવા ઇચ્છતા ભરતે હર્ષથી અયોધ્યા નગરીમાં મોટો ઉત્સવ કરાવ્યો.

અન્યદા ભરતે રામભદ્રને પ્રણામ કરીને કહ્યું કે "હે આર્ય! તમારી આજ્ઞાથી આટલો કાળ મેં રાજ્ય ધારણ કર્યું, આ રાજ્યને પાળવામાં તમારી આજ્ઞારૂપી અર્ગલા જો આડી આવી ન હોત તો હું પિતાની સાથે તે વખતેજ દીક્ષા ગ્રહણ કરત. માટે હવે મને વ્રત લેવાની આજ્ઞા આપો અને આ રાજ્ય તમે ગ્રહણ કરો. સંસારથી ઉદ્વેગ પામેલો હું હવે તમારા આવ્યા પછી આ રાજ્યમાં રહેવાને ઉત્સાહી નથી." રામ અશ્રુયુક્ત નેત્રે બોલ્યા—'હે વત્સ! આવું શું બોલો છો? જેમ કરતા હતા તેમ રાજ્ય કરો, અમે તો તમારા તેડાવવાથીજ આવ્યા છીએ, માટે રાજ્ય સહિત અમારો ત્યાગ કરીને અમને વિરહવ્યથા શામાટે આપો છો? તમે રાજ્યમાં રહો, પૂર્વની જેમ મારી આજ્ઞા માનો.' આ પ્રમાણે આગ્રહ કરતા રામને જાણી ભરત પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યા જવા લાગ્યા, એટલે લક્ષ્મણે ઉઠી હાથવડે પકડી રાખ્યા. તેવી રીતે વ્રતનો નિશ્ચય કરીને આગ્રહ કરતા ભરતને જાણીને સીતા અને વિશલ્યા વિગેરે સસંભ્રમ થઇને ત્યાં આવ્યા અને ભરતના

વ્રતનો આગ્રહ ભૂલાવવા માટે તેમણે જલક્રીડાનો વિનોદ કરવાને ભરતની પ્રાર્થના કરી. તેમના અતિ આગ્રહથી ભરત અંતઃપુર સહિત ક્રીડા કરવા ગયા; અને પોતે વિરક્ત છતાં ક્રીડા સરોવરમાં મુહૂર્ત્ત પર્યંત તેમની સાથે ક્રીડા કરી. પછી જળમાંથી નીકળીને ભરત રાજહંસની જેમ સરોવરના તીર ઉપર આવ્યા, તેવામાં ભુવનાલકાર નામનો હાથી સ્તંભનું ઉન્મૂલન કરીને ત્યાં આવ્યો. મદાંધ છતાં પણ તે ગજેંદ્ર ભરતના દર્શનથી સદ્ય મદરહિત થઈ ગયો, અને તેને જોઇને ભરત પણ પરમ હર્ષ પામ્યા. ઉપદ્રવ કારક તે હાથીને છુટી ગયેલો સાંભળી રામલક્ષ્મણ સામંતો સહિત તેને બાંધવાને માટે સંભ્રમથી તેની પછવાડે આવ્યા. રામની આજ્ઞાથી મહાવતો તે હાથીને ખીલે બાંધવા લઇ ગયા; એવામાં દેશભૂષણ અને કુલભૂષણ નામના બે મુનિ ત્યાં આવ્યા. તેઓના ઉદ્યાનમાં સમોસર્યાના ખબર સાંભળી તે મહામુનિઓને વાંદવા પદ્મ, લક્ષ્મણ અને ભરત પરિવાર સહિત ત્યાં ગયા. તેમને વંદના કરીને રામે પૂછ્યું–'હે મહાત્મા! મારો ભુવનાલંકાર હાથી ભરતને જોવાથી મદરહિત કેમ થઈ ગયો?' દેશભૂષણ કેવળી બોલ્યા–'પૂર્વે **શ્રીઋષભદેવ** ભગવંતની સાથે ચાર હજાર રાજાઓએ દીક્ષા લીધી હતી. પછી જ્યારે પ્રભુ નિરાહારપણે મૌન રહીને વિહાર કરવા લાગ્યા, ત્યારે તે સર્વે ખેદ પામીને વનવાસી તાપસો થયા. તેમાં **પ્રહ્લાદન** અને **સુપ્રભ** રાજાના **ચંદ્રોદય** અને **સુરોદય** નામે બે પુત્રો હતા, તેઓએ ચિરકાળ ભવભ્રમણ કર્યું. અનુક્રમે ચંદ્રોદય ગજપુરમાં હરિમતી રાજાની ચંદ્રલેખા રાણીની કુક્ષીથી **કુલંકર** નામે પુત્ર થયો, અને સૂરોદય પણ તેજ નગરમાં **વિશ્વભૂતી** બ્રાહ્મણની **અગ્નિકુંડા** સ્ત્રીથી **શ્રુતિરતિ** નામે પુત્ર થયો. અનુક્રમે કુલંકર રાજા થયો. અન્યદા તે તાપસના આશ્રમમાં જતો હતો. ત્યાં અવધિજ્ઞાની **અભિનંદન** નામના સાધુએ તેને આ પ્રમાણે કહ્યુ–'હે રાજા! તું જેની પાસે જાય છે તે તાપસ પંચાગ્નિ તપ કરે છે, ત્યાં દહન કરવાને માટે લાવેલા કાષ્ઠમ એક સર્પ રહેલો છે, તે સર્પ પૂર્વ ભવે **ક્ષેમકર** નામે તમારો પિતામહ હતો, માટે તે કાષ્ઠ ફડાવી યત્નથી તેને બહાર કઢાવીને તેની રક્ષા કર.' તે વચન સાંભળી રાજા આકુળવ્યાકુળ થઇ ગયો અને તત્કાળ ત્યાં જઇ તે કાષ્ઠને ફડાવ્યુ, તેની અંદર મુનિના કહેવા પ્રમાણે સર્પને રહેલો જોઇને તે અત્યંત વિસ્મય પામ્યો. તેજ વખતે કુલંકર રાજાને દીક્ષા લેવાની ઈચ્છા થઈ. તેવામાં પેલો શ્રુતિરતિ બ્રાહ્મણ ત્યાં આવીને આ પ્રમાણે કહેવા લાગ્યો–'આ તમારો ધર્મ કાંઇ આમ્નાય રહિત નથી, તથાપ જો તમારે દીક્ષા લેવાનો આગ્રહ હોય તો છેવટની વયમાં દીક્ષા લેજો; અત્યારે શામાટે ખેદ પામો છો?' આ શ્રુતિરતિ બ્રાહ્મણની વાણી સાંભળીને રાજાનો દીક્ષા લેવાનો ઉત્સાહ જરા ભગ્ન થઇ ગયો. એટલે 'હવે મારે શુ કરવું?' એમ તે વિચાર કરવા લાગ્યો, અને સંસારમાં સ્થિત થયો. તેને **શ્રીદામા** નામે એક રાણી હતી, તે શ્રુતિરતિ પુરોહિતની સાથે સદા આસક્ત હતી. એક વખતે એ દુર્મતિ રાણીને એવી શંકા થઇ કે

'જરૂર અમારો સંબંધ રાજાએ જાણ્યો છે, માટે તે અમને મારે નહિ ત્યાં સુધીમાં હું તેને મારી નાખું.' એમ ધારી પુરોહિતની સંમતિથી તે શ્રીદામાએ વિષ આપીને પોતાના પતિ કુલંકર રાજાને મારી નાખ્યો. અનુક્રમે તે શ્રુતિરતિ પણ મૃત્યુ પામ્યો, અને તે બંને ચિરકાલ ભવભ્રમણ કરી નાના પ્રકારની યોનિમાં પતિત થયા.

કેટલેક કાલે રાજગૃહ નગરમાં **કપિલ** નામના બ્રાહ્મણની **સાવિત્રી** નામની સ્ત્રીથી **વિનોદ** અને **રમણ** નામે તે બે જોડલે પુત્ર થયા. રમણ વેદ ભણવાને માટે દેશાંતર ગયો. કેટલેક કાલે વેદ ભણીને રાજગૃહ નગરમાં રાત્રે આવ્યો. 'આ અકાલે આવ્યા છે' એવું ધારી દરવાને તેને નગરમાં પેસવા દીધો નહિ, એટલે સર્વને સાધારણ એવા એક યક્ષમંદિરમાં તે રાત્રિવાસો રહ્યો. તે સમયે વિનોદની **શાખા** નામની સ્ત્રી **દત્ત** નામના એક બ્રાહ્મણની સાથે સંકેત કરીને ત્યાં આવી, તેની પછવાડે વિનોદ પણ આવ્યો. તેણે દત્ત છે એમ જાણીને રમણને ઉઠાડ્યો અને તેની સાથે રતિક્રીડા કરી, તે જોઇ વિનોદે નિઃશંકપણે ખડ્ગથી રમણને મારી નાખ્યો. એટલે શાખાએ રમણની છરી વડે વિનોદને પણ મારી નાખ્યો. તે બંને પાછા ચિરકાળ ભવભ્રમણ કરીને વિનોદ **ધન** નામે એક ધનાઢ્ય શ્રેષ્ઠીનો પુત્ર થયો. રમણ પણ ભવભ્રમણ કરીને તે ધનની **લક્ષ્મી** નામની સ્ત્રીની કુક્ષિથી ભૂષણ નામે પુત્ર થયો. ધનના કહેવાથી તે બત્રીશ શ્રેષ્ઠીકન્યાઓની સાથે પરણ્યો. તેઓની સાથે ક્રીડા કરતો ભૂષણ એક વખતે રાત્રે પોતાના ઘરની અગાશીમાં બેઠો હતો, તેવામાં રાત્રિના ચોથા પહોરે **શ્રીધર** નામના મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં દેવતાઓએ આરંભેલો મહોત્સવ તેના જોવામાં આવ્યો. તે જોઇ ભૂષણને ધર્મનાં પરિણામ થયાં; તેથી તત્કાળ અગાશીમાંથી નીચે ઉતરીને તે મુનિને વાંદવા ચાલ્યો. માર્ગમાં તેને સર્પે ડશ્યો, એટલે શુભ પરિણામથી મૃત્યુ પામીને તે ચિરકાળ શુભગતિઓમાં ભ્રમણ કરી જંબૂદ્વીપના અપરવિદેહ ક્ષેત્રમાં રત્નપુર નગરને વિષે **અચલ** નામના ચક્રવર્તીની **હરિણી** નામની સ્ત્રીથી **પ્રિયદર્શન** નામે ધર્મતત્પર પુત્ર થયો. તે બાલ્યાવસ્થાથીજ દીક્ષા લેવાની ઇચ્છાવાળો હતો, છતાં પિતાના આગ્રહથી તે ત્રણ હજાર કન્યાઓને પરણ્યો, તથાપિ તે સંવેગમાં લીન રહ્યો. ગૃહવાસમાં પણ ચોસઠ હજાર વર્ષ પર્યંત ઉત્કૃષ્ટ તપ કરી મૃત્યુ પામીને તે બ્રહ્મલોકમાં દેવતા થયો. પેલો ધન સંસારમાં ભમી પોતનપુરમાં **અગ્નિમુખ** બ્રાહ્મણની **શકુના** નામની સ્ત્રીથી **મૃદુમતિ** નામે પુત્ર થયો. અવિનીત થવાથી પિતાએ તેને ઘરની બહાર કાઢી મૂક્યો. તે ભમતો ભમતો સર્વ કળાઓમાં ચતુર એવો ધૂર્ત્ત બન્યો, અને ફરીવાર ઘેર આવ્યો. દેવદ્યૂત રમવામાં તે કોઇનાથી જીતાતો નહિ, તેથી દિવસે દિવસે એ દેવ સમાન મૃદુમતિએ ઘણું ધન ઉપાર્જન કર્યું. **વસંતસેના** નામની વેશ્યાની સાથે ભોગ ભોગવી છેવટે દીક્ષા લઇ તે પણ બ્રહ્મ દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવી પૂર્વ ભવના કપટદોષથી તે વૈતાઢ્યગિરિ ઉપર **ભુવનાલંકાર** નામે આ હાથી થયો

છે, અને પ્રિયદર્શનનો જીવ બ્રહ્મલોકમાંથી ચવીને આ તમારા મહાભુજ ભરત થયેલ છે. ભરતના દર્શનથી તેને જાતિસ્મરણ ઉત્પન્ન થતાં તે ગજેંદ્ર સદ્ય મદરહિત થઇ ગયો. કેમકે વિવેક ઉત્પન્ન થયા પછી રૌદ્રપણું રહેતું નથી.

આ પ્રમાણે પોતાના પૂર્વ ભવ સાંભળી ભરતે અધિક વિરક્ત થઇ એકહજાર રાજાઓની સાથે દીક્ષા લીધી, અને અનુક્રમે મોક્ષે ગયા. હજાર રાજાઓ પણ ચિરકાળ વ્રત પાળી, વિવિધ પ્રકારની લબ્ધિઓ મેળવીને તેના સદૃશપદ (મોક્ષ)ને પ્રાપ્ત થયા. ભુવનાલંકાર હાથી વૈરાગ્યથી વિવિધ પ્રકારનાં તપ કરી પ્રાંતે અનશન અંગીકાર કરી મૃત્યુ પામીને બ્રહ્મલોકમાં દેવતા થયો. ભરતની માતા કૈકેયી પણ વ્રત લઇ નિષ્કલંકપણે પાળીને અવ્યયપદને પામી.

ભરતે જ્યારે દીક્ષા લીધી, ત્યારે અનેક રાજાઓએ, પ્રજાએ અને ખેચરોએ ભક્તિથી રાજ્યાભિષેકને વાસ્તે રામની પ્રાર્થના કરી. રામે તેમને આજ્ઞા કરી કે 'આ લક્ષ્મણ વાસુદેવ છે, માટે તેને રાજ્યાભિષેક કરો.' તેઓએ તત્કાળ તેમ કર્યું, અને રામને પણ બલદેવપણાનો અભિષેક કર્યો. પછી તે આઠમા બલદેવ અને વાસુદેવ ત્રણ ખંડ ભરતના રાજ્યનું પાલન કરવા લાગ્યા.

રામે વિભીષણને ક્રમાગત રાક્ષસદ્વીપ, સુગ્રીવને કપિદ્વીપ, હનુમાનને શ્રીપુર, વિરાધને પાતાલલંકા, નીલને ઋક્ષપુર, પ્રતિસૂર્યને હનુપુર, રત્નજટીને દેવોપગીત નગર અને ભામંડલને વૈતાઢ્યગિરિ ઉપરનું રથનૂપુર નગર આપ્યુ. બીજાઓને પણ જુદા જુદા દેશ આપીને રામે શત્રુઘ્નને કહ્યું કે 'હે વત્સ ! જે દેશ તને રૂચે તે સ્વીકાર.' શત્રુઘ્ને માગણી કરી કે 'આર્ય ! મને મથુરા નગરી આપો.' રામ બોલ્યા—'વત્સ ! તે મથુરાપુરી દુઃસાધ્ય છે, કારણ કે ત્યાં મધુ નામે રાજા રાજ્ય કરે છે, તેને પૂર્વે ચમરેંદ્રે એક ત્રિશૂળ આપ્યું છે; તે દૂરથીજ શત્રુઓના સર્વ સૈન્યને હણીને પાછું તેના હાથમાં આવે છે.' શત્રુઘ્ન બોલ્યા—'હે દેવ ! તમે રાક્ષસકુળનો નાશ કરનારા છો અને હું તમારો ભાઇ છું, તો મારી સાથે યુદ્ધ કરતાં તે મધુનું રક્ષણ કરનાર કોણ છે ? માટે મને મથુરા આપો, હું મારી જાતે ઉત્તમ વૈદ્ય જેમ વ્યાધિનો ઉપાય કરે તેમ તે મધુ રાજાનો ઉપાય કરીશ.' શત્રુઘ્નનો આવો અતિ આગ્રહ જાણી રામે કહ્યુ—'ભાઇ ! જ્યારે તે ત્રિશૂળરહિત હોય અને પ્રમાદમાં પડચો હોય ત્યારે તેની સાથે તારે યુદ્ધ કરવું.' આવી સૂચના કરીને રામે તેને અક્ષય બાણવાળાં બે ભાથાં આપ્યાં, અને કૃતાંતવદન નામના સેનાપતિને સાથે જવાની આજ્ઞા કરી. પરમવિજયની આશા રાખનારા લક્ષ્મણે અગ્નિમુખ બાણો અને પોતાનું અર્ણવાવર્ત્ત ધનુષ્ય આપ્યું. પછી શત્રુઘ્ન નિરંતર પ્રયાણ કરતાં મથુરા તરફ ચાલ્યા. કેટલેક દિવસે મથુરા નગરી પાસે આવીને નદીને કાંઠે આવાસ કર્યો. ત્યાં રહીને પ્રથમ ગુપ્તપણે ચાર* મોકલ્યા. તેઓએ પાછા આવી શત્રુઘ્નને કહ્યુ કે 'મથુરાની પૂર્વ દિશામાં એક કુબે-

* ખબર લાવનારા સેવકો.

રોવાન છે, ત્યાં અત્યારે મધુરાજા ગયેલ છે, અત્યારે ત્યાં પોતાની જયંતી રાણીની સાથે ક્રીડા કરેછે; તેનું ત્રિશૂળ હાલ શસ્ત્રાગારમાં છે; તેથી આ સમય યુદ્ધ કરવાનો છે.' પછી છળ જાણનાર શત્રુઘ્ને રાત્રે મથુરામાં પ્રવેશ કર્યો, અને ઉદ્યાનમાંથી પાછા વળીને નગરમાં પ્રવેશ કરવા આવતા મધુરાજાને પોતાના લશ્કરવડે માર્ગમાં રૂંધ્યો. પછી રામાયણના રણના આરંભમાં જેમ ખરને લક્ષ્મણે માર્યો હતો તેમ શત્રુઘ્ને મધુના લવણ નામના પુત્રને રણના આરંભમાંજ મારી નાંખ્યો. મહારથીઓમાં શ્રેષ્ઠ એવો મધુ, પુત્રના વધથી ક્રોધ પામી ધનુષ્યનું આસ્ફાલન કરતો શત્રુઘ્નની સાથે યુદ્ધ કરવા દોડયો. પરસ્પરનાં અસ્ત્રોને અસ્ત્રોથી છેદતા તે બંનેએ દેવ અને દૈત્યની જેમ ઘણીવાર સુધી શસ્ત્રાશસ્ત્રી યુદ્ધ કર્યું. પછી દશરથના ચોથા પુત્ર શત્રુઘ્ને લક્ષ્મણે આપેલા સમુદ્રાવર્ત્ત ધનુષ્યનું અને અગ્નિમુખ બાણોનું સ્મરણ કર્યું. પછી સ્મરણ માત્રથીજ તે ધનુષ્ય અને બાણ પ્રાપ્ત થયાં, એટલે તે ધનુષ્ય ચડાવીને અગ્નિમુખ બાણવડે શિકારી જેમ સિંહને મારે તેમ વીર શત્રુઘ્ને મધુને પ્રહાર કરવા માંડ્યા; તે બાણના ઘાતથી વિધુર થયેલો મધુ ચિંતવવા લાગ્યો કે—'આ વખતે ત્રિશૂળ મારા હાથમાં આવ્યુ નહિ, અને મેં શત્રુઘ્નને માર્યો નહિ; વળી મારો આ જન્મ પણ નિષ્ફળ ચાલ્યો ગયો, કેમકે મેં શ્રી જિનેંદ્રની પૂજા કરી નહિ, ચૈત્યો કરાવ્યાં નહિ, અને દાન પણ આપ્યું નહિ.' આવુ ચિંતવન કરતો મધુ ભાવચારિત્ર અંગીકાર કરી, નમસ્કાર મંત્રના સ્મરણમાં તત્પર થઇ મૃત્યુ પામીને સનત્કુમાર દેવલોકમાં મહર્દ્ધિક દેવતા થયો. તે સમયે મધુના શરીર ઉપર તેના વિમાનવાસી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને 'મધુદેવ જય પામો' એવી આઘોષણા કરી.

પેલુ દેવતારૂપ ત્રિશૂળ ચમરેંદ્રની પાસે ગયું, અને શત્રુઘ્ને છળથી મધુને માર્યો તે વાર્ત્તા કહી. પોતાના મિત્રના વધથી ક્રોધ પામેલા ચમરેંદ્ર પોતે શત્રુઘ્નને મારવા માટે ચાલ્યા, એટલે વેણુદારી નામના ગરૂડપતિ ઈન્દ્રે પૂછયું કે—'તમે કયાં જાઓ છો?' ચમરેંદ્રે કહ્યું કે—'મારા મિત્રને હણનાર શત્રુઘ્ન મથુરામાં રહેલ છે તેને મારવા માટે જાઉં છું.' એટલે વેણુદારી ઇંદ્ર બોલ્યા—'રાવણે ધરણેંદ્ર પાસેથી અમોઘ વિજયા શક્તિ મેળવી હતી, તે શક્તિને પણ ઉત્કૃષ્ટ પુણ્યવાળા લક્ષ્મણ વાસુદેવે જીતી લીધી છે અને તેણે રાવણને પણ મારી નાખ્યો છે, તો તેની આગળ તેનો સેવક મધુ તે કોણ માત્ર છે? તે લક્ષ્મણની આજ્ઞાથી શત્રુઘ્ને રણમાં મધુને મારી નાખ્યો છે.' ચમરેંદ્ર બોલ્યા—'તે શક્તિને જે લક્ષ્મણે જીતી તે વિશલ્યા કન્યાના પ્રભાવથી જીતેલી છે અને હવે તો તે વિશલ્યા પરણેલી છે, તેથી તેનો પ્રભાવ ચાલ્યો ગયો છે, માટે તેનાથી શું થવાનું છે? તેથી હું અવશ્ય એ મિત્રઘાતકને મારવા જઇશ.' આ પ્રમાણે કહીને ચમરેંદ્ર રોષથી શત્રુઘ્નના દેશમાં ગયા. ત્યાં તેના ગ્રહ રાજ્યમાં તેણે સર્વ લોકોને સ્વસ્થ જોયા. એટલે ચમરેંદ્રે વિચાર કર્યો કે 'પ્રથમ પ્રજામાં ઉપદ્રવ કરીને આ મધુના રિપુને અકળાવી દઉં' એવી બુદ્ધિથી તેણે શત્રુઘ્નની પ્રજામાં વિવિધ પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન કર્યા. કુળદેવતાએ આવીને શત્રુઘ્નને

આ વ્યાધિઓ થવાનું કારણ જણાવ્યું, એટલે તે અયોધ્યામાં રામલક્ષ્મણની પાસે ગયો.

એવા સમયમાં દેશભૂષણ અને કુલભૂષણ મુનિ વિહાર કરતાં કરતાં ત્યાં આવ્યા. રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને તેમની સમીપે જઇને વંદના કરી. પછી રામે પૂછ્યું-"આ શત્રુઘ્નને મથુરા લેવાનો આગ્રહ કેમ થયો?" દેશભૂષણ મુનિ બોલ્યા-"શત્રુઘ્નનો જીવ મથુરામાં અનેકવાર ઉત્પન્ન થયેલો છે. એક વખતે તે **શ્રીધર** નામે બ્રાહ્મણ થયો હતો. તે રૂપવાન અને સાધુઓનો સેવક હતો. અન્યદા તે માર્ગે ચાલ્યો જતો હતો તેવામાં રાજાની મુખ્ય રાણી લલિતાએ તેને દીઠો. એટલે તેની ઉપર રાગ ઉત્પન્ન થતાં તેણે તેને કામ ક્રીડાની ઇચ્છાથી પોતાની પાસે બોલાવ્યો. તે સમયે અકસ્માત્ રાજા આવી ચડ્યા. તેને જોઇ લલિતા ક્ષોભ પામી, એટલે તત્કાળ તેણે 'આ ચોર, આ ચોર' એવો પોકાર કર્યો. રાજાએ તેને પકડી લીધો. રાજાના આદેશથી તેને રાજસેવકો વધસ્થાને લઇ ગયા. તે વખતે તેણે વ્રત લેવાની પ્રતિજ્ઞા કરી, એટલે કલ્યાણ નામના મુનિએ તેને છોડાવ્યો. મુક્ત થયા પછી તરતજ તેણે દીક્ષા લીધી, અને તપસ્યા કરીને દેવલોકમાં ગયો. ત્યાંથી ચવીને મથુરાપુરીમાં **ચંદ્રપ્રભ** રાજાની રાણી **કાંચનપ્રભાની** કુક્ષીથી તે **અચલ** નામે પુત્ર થયો. તે ચંદ્રપ્રભ રાજાને ઘણો પ્રિય થયો. તેને **ભાનુપ્રભ** વિગેરે બીજા આઠ અગ્રજ સપત્ન બંધુઓ* હતા. તેઓએ જાણ્યું કે આ રાજાને પ્રિય છે માટે એજ રાજા થશે, તેથી તેમ ન થવા દેવા માટે તેને મારવાનો આરંભ કર્યો. તે વિચાર મંત્રીના જાણવામાં આવત તેણે અચલને ખબર આપ્યા, એટલે અચલ ત્યાંથી નાસી ગયો. વનમાં ભમતાં તેને એક મોટો કાંટો વાગ્યો. તેની પીડાથી તે આક્રંદ કરવા લાગ્યો. હવે શ્રાવસ્તી નગરીનો રહેનારો અને પિતાના કાઢી મૂકવાથી વનમાં આવેલો **અંક** નામે કોઇ પુરૂષ માથે ઈંધણાનો ભારો લઇ જતો હતો. તેણે તે અચલને દીઠો, એટલે કાષ્ઠનો ભારો નીચે મૂકી તેણે તેના પગમાંથી કાંટો કાઢ્યો. અચલ હર્ષ પામી તેના હાથમાં કાંટો આપી બોલ્યો-'હે ભદ્ર! તમે બહુ સારૂં કર્યું. હવે જ્યારે તમે સાંભળો કે મથુરાપુરીમાં અચલ રાજા થયેલ છે, ત્યારે તમે ત્યાં આવજો; તમે મારા પરમ ઉપકારી છો.' પછી અચલ ત્યાંથી કૌશાંબી નગરીએ ગયો. ત્યાં ઇન્દ્રદત્ત રાજાને સિંહ ગુરૂની પાસે ધનુષ્યનો અભ્યાસ કરતાં તેણે દીઠા. પછી તેણે સિંહાચાર્ય અને ઇન્દ્રદત્તને પોતાનું ધનુષ્યચાતુર્ય બતાવ્યું. તેથી હર્ષ પામેલા ઇન્દ્રદત્તે તેને કેટલીક પૃથ્વી સાથે પોતાની **દત્તા** નામની પુત્રી અર્પણ કરી. પછી સૈન્યનું બલ પ્રાપ્ત થતાં તે અચલે અંગ વિગેરે કેટલાક દેશો સાધી લીધા.

એક વખતે તે સૈન્ય લઇને મથુરાપુરી આવ્યો. ત્યાં પોતાના સપત્નબંધુઓની સાથે તેણે યુદ્ધ કર્યું, અને છેવટે ભાનુપ્રભ વિગેરે આઠે બંધુઓને પકડીને બાંધી લીધા. તેમને છોડાવવાને માટે ચંદ્રપ્રભ રાજાએ મંત્રીઓને મોકલ્યા. એટલે અચલે મંત્રીઓની આગળ

* ઓરમાન માતાથી થયેલા મોટા ભાઇઓ.

પોતાનો બધો વૃત્તાંત કહ્યો. મંત્રીઓએ સત્વર જઇને તે ચંદ્રપ્રભ રાજાને કહ્યો. તે સાંભળી હર્ષ પામેલા ચંદ્રપ્રભે મહોત્સવ પૂર્વક અચલને નગરીમાં પ્રવેશ કરાવ્યો. અનુક્રમે તે સૌથી નાનો છતાં રાજાએ તેને રાજ્ય ઉપર બેસાર્યો, અને ભાનુપ્રભ વિગેરેને કાઢી મૂકવા માંડ્યા, ત્યારે અચલે તેમને માંડમાંડ રખાવ્યા અને પોતાના અદૃષ્ટ સેવકો કર્યા. એક વખતે નાટ્યશાળામાં રહેલા અંકને પ્રતિહારોથી ધક્કા ખાતો દીઠો. એટલે અચલે પોતાની પાસે બોલાવી મગાવ્યો, અને તેની જન્મભૂમિ શ્રાસ્વતી નગરી તેને આપી. અદ્વૈત મૈત્રીવાળા તે બન્ને સાથે રહીને રાજ્ય કરવા લાગ્યા. છેવટે તેમણે **સમુદ્રાચાર્યની** પાસે દીક્ષા લીધી, અને કાલયોગે મૃત્યુ પામીને બન્ને બ્રહ્મદેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચવીને હે રામ ! અચલનો જીવ આ તમારો અનુજ બંધુ શત્રુઘ્ન થયેલો છે. પૂર્વ જન્મના મોહથી તેને મથુરા ઉપર આગ્રહ રહેલો છે; અને અંકનો જીવ ત્યાંથી ચવીને કૃતાંતવદન નામે આ તમારો સેનાપતિ છે." આ પ્રમાણે કહીને મુનિએ ત્યાંથી વિહાર કર્યો અને રામચંદ્ર વિગેરે અયોધ્યામાં આવ્યા.

પ્રભાપુરના રાજા **શ્રીનંદનની ધારણી** નામની સ્ત્રીને અનુક્રમે સાત પુત્રો થયા. તેમનાં સુરનંદ, શ્રીનંદ, શ્રીતિલક, સર્વસુંદર, જયંત, ચામર અને જયમિત્ર એવાં નામ પાડ્યાં. ત્યારપછી આઠમો પુત્ર એક માસનો થયો, એટલે તેને રાજ્યપર બેસારીને શ્રીનંદને પોતાના સાતે પુત્રો સહિત **પ્રીતિકર** ગુરૂની પાસે દીક્ષા લીધી. શ્રીનંદન વ્રત પાળીને મોક્ષે ગયા અને સુરનંદાદિક સાતે પુત્રો તપની શક્તિથી જંઘાચારણ લબ્ધિવાળા થયા. તે મહર્ષિઓ એક વખતે વિહાર કરતાં કરતાં મથુરાપુરીમાં આવ્યા. તે વખતે વર્ષાઋતુ આવવાથી તેઓ એક પર્વત ઉપરના ગુહાગૃહમાં ચતુર્માસ રહ્યા. ત્યાં તે મુનિઓ છઠ, અઠમ વિગેરે અનેક પ્રકારની તપસ્યા કરવા લાગ્યા; ત્યાંથી ઉડી દૂર દેશમાં જઇને પારણું કરવા લાગ્યા, અને પાછા મથુરા પાસેની ગિરિની ગુહામાં આવીને રહેવા લાગ્યા. તેઓના પ્રભાવથી ચમરેંદ્રે ઉત્પન્ન કરેલો બધો વ્યાધિ સર્વ ભૂમિમાંથી નાશ પામી ગયો.

એક વખતે તે મુનિઓ પારણું કરવાને અયોધ્યાપુરીમાં ગયા. ત્યાં અર્હદ્દત્ત શેઠને ઘેર ભિક્ષા અર્થે આવ્યા. શેઠ તેમને અવજ્ઞા પૂર્વક વંદના કરીને વિચાર કરવા લાગ્યા કે 'આવા સાધુઓ કોણ હશે કે જેઓ વર્ષાઋતુમાં પણ વિહાર કરે છે ? હું તેમને પૂછું: અથવા પાખંડીની સાથે ભાષણ કરવું યોગ્ય નથી.' શેઠ આવો વિચાર કરતા હતા, તેવામાં તેની સ્ત્રીએ આવીને તેમને વ્હોરાવ્યું. પછી તેઓ દ્યુતિ નામના આચાર્યના ઉપાશ્રયમાં ગયા, આચાર્યે ગૌરવતાથી તેમને વંદના કરી, પરંતુ તેમના સાધુઓએ 'આ અકાળવિહારી છે 'એવું ધારી વંદના કરી નહિ. દ્યુતિ આચાર્યે આસન આપ્યાં, તેપર બેસીને તેઓએ ત્યાંજ પારણું કર્યું. પછી 'અમે મથુરાપુરીથી આવ્યા છીએ અને પાછા ત્યાંજ જઇશું.' એમ કહી તેઓ ત્યાંથી ઉડીને પોતાને સ્થાનકે ગયા. તેઓના ગયા પછી દ્યુતિ આચાર્યે

એ જંઘાચારણ મુનિઓની ગુણસ્તુતિ કરી, એટલે તેમના સાધુઓએ અવજ્ઞા કરી હતી તેથી તેમને પશ્ચાત્તાપ થયો. આ વૃત્તાંત સાંભળી અર્હદ્દત્ત શ્રાવકને પણ પશ્ચાત્તાપ થયો. પછી તે શેઠ કાર્તિક માસની શુક્લ સપ્તમીએ મથુરાપુરી ગયો. ત્યાં ચૈત્યપૂજા કરી સપ્તર્ષિને વંદના કરીને પોતે કરેલો અવજ્ઞાદોષ તેમની આગળ પ્રગટ કરીને ખમાવ્યો.

સપ્તર્ષિઓના પ્રભાવથી પોતાનો દેશ નિરોગી થયો છે, એવા ખબર સાંભળી શત્રુઘ્ન પણ કાર્તિકી પૂર્ણિમાએ મથુરામાં આવ્યો. શત્રુઘ્ને તેમની પાસે આવી વંદના કરીને કહ્યું કે–'હે મહાત્મા ! તમે મારે ઘરેથી ભિક્ષા ગ્રહણ કરો.' મુનિ બોલ્યા–'સાધુઓને રાજપિંડ કલ્પતો નથી.' શત્રુઘ્ને ફરીથી કહ્યું–"હે સ્વામી ! તમે મારા અત્યંત ઉપકારી છો. તમારા પ્રભાવથી મારા દેશમાં ઉત્પન્ન થયેલો દૈવિક રોગ શાંત થયો છે. હવે લોકોના અનુગ્રહને માટે હજુ અહીં થોડો વખત રહો. કેમકે આપની બધી પ્રવૃત્તિ પરોપકારને માટેજ છે." મુનિઓ બોલ્યા–"વર્ષાકાળ નિર્ગમન થયો છે, માટે હવે તો અમે તીર્થયાત્રા નિમિત્તે વિહાર કરીશું. **મુનિઓ એક ઠેકાણે સ્થિર રહેતાજ નથી.** તમે આ નગરીમાં ઘરે ઘરે આર્હત્‌બિંબ કરાવો એટલે પછી કદિ પણ કોઇને વ્યાધિ થશે નહિ." આ પ્રમાણે કહી સપ્તર્ષિઓ ત્યાંથી ઉડી અન્યત્ર ગયા. શત્રુઘ્ને પ્રતિગૃહે જિનબિંબો કરાવ્યાં,જેથી સર્વ લોકો નિરોગી થયા. વળી મથુરાપુરીની ચારે દિશાઓમાં તેણે તે સપ્તર્ષિઓની રત્નમય પ્રતિમાઓ કરાવીને સ્થાપન કરી.

એ સમયમાં વૈતાઢ્યગિરિની દક્ષિણ શ્રેણીના આભૂષણરૂપ રત્નપુર નામના નગરમાં **રત્નરથ** નામે રાજા હતો. તેને **ચંદ્રમુખી** નામે રાણી હતી. તેની કુક્ષિથી **મનોરમા** નામે એક પુત્રી થઇ. રૂપથી પણ મનોરમા એવી તે કન્યા અનુક્રમે યૌવનવતી થઇ. એટલે 'આ કન્યા કોને આપવી' એવો રાજા વિચાર કરતા હતા, તેવામાં અકસ્માત્ નારદ ત્યાં આવી ચડ્યા. તેમણે કહ્યું–'આ કન્યા લક્ષ્મણને યોગ્ય છે.' તે સાંભળી ગોત્રવૈરના કારણથી રત્નરથના પુત્રોને કોપ ચડ્યો; એટલે તેમણે ભ્રુકુટીની સંજ્ઞાથી સેવકોને આજ્ઞા કરી કે 'આ વિટ પુરૂષને મારો.' મારવાની ઇચ્છાએ ઉઠતા સેવકોને જાણીને બુદ્ધિમાન નારદ પક્ષીની જેમ ત્યાંથી ઉડીને લક્ષ્મણની પાસે આવ્યા, અને તે કન્યાને પટમાં આળેખી લક્ષ્મણને બતાવી. પછી પોતાનો સર્વ વૃત્તાંત વિશેષ રીતે તેમણે લક્ષ્મણને જણાવ્યો. કન્યાનું રૂપ જોઈ લક્ષ્મણને અનુરાગ થયો, એટલે ક્ષણવારમાં રાક્ષસો અને વિદ્યાધરોથી પરવરેલા લક્ષ્મણ રામને લઇને ત્યાં આવ્યા લક્ષ્મણે ક્ષણવારમાં રત્નરથને જીતી લીધો; એટલે તેણે રામને **શ્રીદામા** અને લક્ષ્મણને **મનોરમા** કન્યા આપી. પછી રામલક્ષ્મણ વૈતાઢ્યગિરિની આખી દક્ષિણ શ્રેણિને જીતી લઇને અયોધ્યામાં આવ્યા અને સુખથી રાજ્ય પાળવા લાગ્યા.

લક્ષ્મણને સોળહજાર સ્ત્રીઓ થઇ; તેમાં વિશલ્યા, રૂપવતી, વનમાળા, કલ્યાણમાળા, રત્નમાળા, જિતપદ્મા, અભયવતી અને મનોરમા એ આઠ પટ્ટરાણીઓ થઇ. તેને

અઢીસો પુત્રો થયા. તેમાં આઠ પટ્ટરાણીના આઠ પુત્રો મુખ્ય હતા. તે આ પ્રમાણે–વિશલ્યાનો પુત્ર **શ્રીધર**, રૂપવતીનો પુત્ર **પૃથિવીતિલક**, વનમાળાનો પુત્ર **અર્જુન**, જિતપદ્માનો પુત્ર **શ્રીકેશી**, કલ્યાણમાળાનો પુત્ર **મંગળ**, મનોરમાનો પુત્ર **સુપાર્શ્વકીર્ત્તિ**, રતિમાલાનો પુત્ર **વિમળ** અને અભયવતીનો પુત્ર **સત્યકાર્તિક** નામે હતો. રામને ચાર રાણીઓ હતી. તેમનાં **સીતા**, **પ્રભાવતી**, **રતિનિભા** અને **શ્રીદામા** એવાં નામ હતાં.

એક વખતે સીતા ઋતુસ્નાન કરીને સુતા હતા, એ સમયે રાત્રિને અંતે સ્વપ્નમાં બે અષ્ટાપદ પ્રાણીને વિમાનમાંથી ચવીને પોતાના મુખમાં પ્રવેશ કરતાં તેણે જોયા. તેણે તે સ્વપ્ન રામને કહ્યું, એટલે રામ બોલ્યા–'દેવી ! તમારે બે વીર પુત્ર થશે, પણ વિમાનમાંથી બે અષ્ટાપદ પ્રાણી ચવ્યા એવું જે તમે દીઠું, તેથી મને હર્ષ થતો નથી.' જાનકી બોલ્યા–'હે પ્રભુ ! ધર્મના અને તમારા માહાત્મ્યથી બધું શુભજ થશે.' તે દિવસથી સીતાએ ગર્ભ ધારણ કર્યો. સીતા પ્રથમ પણ રામને અતિ પ્રિય હતા, તે ગર્ભ ધારણ કર્યા પછી વિશેષ પ્રિય થયા અને રામનાં નેત્રને આનંદકારક ચંદ્રિકા તુલ્ય જણાવા લાગ્યા.

સીતાને સગર્ભા જાણી તેની સપત્નીઓને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ; તેથી તે કપટી સ્ત્રીઓએ સીતાને કહ્યું કે 'રાવણનું રૂપ કેવું હતું તે આળેખીને બતાવો.' સીતા બોલ્યા–'મેં રાવણનાં સર્વ અંગ જોયાં નથી, માત્ર તેના ચરણ જોયેલાછે, તેથી હું તેને શી રીતે આળેખી બતાવું?' સપત્નીઓ બોલી–'તેના ચરણ પણ આળેખી બતાવો, અમને તે જોવાનું ઘણું કૌતુકછે.' સપત્નીઓના આગ્રહથી પ્રકૃતિએ સરલ એવા સીતાએ રાવણના ચરણ આળેખ્યા. તે સમયે અકસ્માત્ રામ ત્યાં આવી ચડ્યા, એટલે તત્કાળ તેઓ બોલી ઉઠી–'સ્વામી ! જુઓ, તમારી પ્રિયા સીતા અદ્યપિ રાવણને સંભારે છે. હે નાથ ! જુઓ, આ સીતાએ પોતે રાવણના બે ચરણ આળેખ્યા છે. હજુ સીતા તેનીજ ઈચ્છા કરે છે, તે આપ ધ્યાનમાં રાખજો.' તે જોઇ રામે ગંભીરપણાથી મોટું મન રાખ્યું, અને સીતા દેવીથી ન જણાય તેમ ત્યાંથી તત્કાળ પાછા વળી ગયા. સીતાના આ દોષને સપત્નીઓએ પોતાની દાસીઓ દ્વારા લોકોમાં પ્રકાશ કર્યો, તેથી લોકો પણ પ્રાયે તેનો અપવાદ બોલવા લાગ્યા.

અન્યદા વસંતઋતુ આવી, એટલે રામે સીતા પાસે આવીને કહ્યું કે–'હે ભદ્રે ! તમે ગર્ભથી ખેદિત છો, તેથી તમને વિનોદ કરાવવાને ઇચ્છતી હોય તેમ આ વસંત લક્ષ્મી આવેલી છે. બકુલ વિગેરે વૃક્ષો સ્ત્રીઓના દોહદથીજ વિકાસ પામે છે, માટે ચાલો, આપણે મહેંદ્રોદય ઉદ્યાનમાં ક્રીડા કરવા જઇએ.' સીતા બોલ્યા–'સ્વામી ! મને દેવાર્ચન કરવાનો દોહદ થયો છે, તે ઉદ્યાનના વિવિધ પ્રકારનાં સુગંધી પુષ્પોથી પૂર્ણ કરો.' રામે તત્કાળ અતિ શ્રેષ્ઠ પ્રકારે દેવાર્ચન કરાવ્યું; પછી પરિવાર સહિત સીતાને લઇને મહેંદ્રોદય ઉદ્યાનમાં ગયા. ત્યાં રામે સુખે બેસીને જેમાં અનેક નગરજનો વિચિત્ર ક્રીડા કરે છે અને જે અર્હંતની પૂજાથી વ્યાપ્ત છે એવા વસંતોત્સવને જોયો; એ સમયે

સીતાનું જમણું નેત્ર ફરક્યું, એટલે સીતાએ શંકાથી તે રામને જણાવ્યું. 'આ ચિન્હ સારૂ નથી ' એવું રામે કહ્યું, તેથી સીતા બોલ્યા-'શું મારા રાક્ષસદ્વીપના નિવાસથી હજુ દૈવને સંતોષ થયો નથી ? શું હજુ નિર્દય દૈવ મને તમારા વિયોગના દુઃખથી પણ અધિક દુઃખ આપશે ? અન્યથા આવું માઠું નિમિત્ત શામાટે થાય ?' રામ બોલ્યા-"હે દેવી ! ખેદ ન પામો, **કર્મને આધીન એવાં સુખ ને દુઃખ સર્વે પ્રાણીને અવશ્ય ભોગવવાંજ પડે છે;** માટે તમે આપણા મંદિરમાં ચાલો, દેવતાનું અર્ચન કરો અને સત્પાત્રને દાન આપો. કેમકે **આપત્તિમાં એક ધર્મનુંજ શરણ છે.**" પછી સીતા ઘરે જઇને મોટા સંચય પૂર્વક અર્હતની પૂજા કરવા લાગ્યા અને સત્પાત્રમાં ઉજ્વળ દાન આપવા લાગ્યા.

એ સમયે નગરીના યથાર્થ વૃત્તાંત જાણીને કહેવા માટે ખાસ નીમેલા રાજધાનીના મોટા અધિકારીઓ રામની પાસે આવ્યા. **વિજય, સૂરદેવ, મધુમાન, પિંગલ, શૂલધર, કાશ્યપ, કાલ** અને **ક્ષેમ** એવાં તેઓનાં નામ હતાં. તેઓ રામની આગળ આવી વૃક્ષનાં પત્રની જેમ કંપવા લાગ્યા. તેઓ રામને કાંઈપણ જણાવી શક્યા નહિ. કેમકે **રાજતેજ મહા દુઃસહ છે.** તેઓને રામે કહ્યું-'હે નગરીના મહાન અધિકારીઓ ! તમારે જે કહેવાનું હોય તે કહો. એકાંત હિતવાદી એવા તમને અભય છે.' રામનાં અભય વચનથી જરા અવષ્ટંભ પામીને **વિજય** નામનો અધિકારી જે તેઓમાં મુખ્ય હતો તે સર્વ પ્રકારની સાવધાનીથી આ પ્રમાણે બોલ્યો -"હે સ્વામી ! તમને એક વાત અવશ્ય જણાવવાની છે, જો હું ન જણાવુ તો મેં સ્વામી ઠગ્યા કહેવાય; પણ જે જણાવવાનું છે તે ઘણું દુઃશ્રવ છે. હે દેવ ! દેવી સીતા ઉપર એક અપવાદ આવ્યો છે. તે દુર્ઘટ છતાં લોકો ઘટાવે છે, અને જે યુક્તિથી ઘટતું હોય તે દુર્ઘટ છતાં વિદ્વાને તેની પર શ્રદ્ધા કરવી એવું નીતિનું વચન છે. લોકો કહે છે કે 'રતિક્રીડા કરવાની ઇચ્છાવાળા રાવણે સીતાનું હરણ કરીને તેને પોતાના ઘરમાં એકલા રાખ્યા, સીતા તેના ઘરમાં લાંબો કાળ સુધી રહ્યા, સીતા રક્ત હોય કે વિરક્ત હોય, પણ સ્ત્રીમાં લોલુપ એવો રાવણ તેને સમજાવીને કે બલાત્કારે ભોગથી દૂષિત કર્યા વગર રહે નહિ.' આ પ્રમાણે લોકો અપવાદ બોલે છે, તે પ્રમાણે અમે આપને કહીએ છીએ, માટે હે રામ ! તેવો યુક્તિવાળો અપવાદ તમે સહન કરશો નહિ. હે દેવ ! તમે જન્મથીજ પોતાના કુળના જેવી નિર્મળ કીર્ત્તિ મેળવી છે, તો આવા અપવાદને સહન કરવાવડે તમારા યશને મલીન કરશો નહિ." 'સીતા કલંકના અતિથિ થયા' એવો નિશ્ચય કરીને રામ દુઃખથી મૌન ધરી રહ્યા. પ્રાયઃ પ્રેમ છોડવો તે ઘણો અશક્ય છે. પછી રામે ધૈર્ય પકડીને તેમને કહ્યું-"હે મહા પુરૂષો ! તમે મને ઠીક જણાવ્યું. રાજભક્ત પુરૂષો કોઇ બાબતમાં ઉપેક્ષા કરતાજ નથી. હું માત્ર સ્ત્રીને માટે આવો અપયશ સહન કરી શકીશ નહિ." આવી પ્રતિજ્ઞા કરીને રામે તે અધિકારીઓને વિદાય કર્યા. તે રાત્રે રામ

છાની રીતે ઘરની બહાર નીકળ્યા, તે વખતે સ્થાને સ્થાને આ પ્રમાણે લોકોના મુખથી અપવાદ સાંભળવા લાગ્યા કે—"રાવણ સીતાને લઇ ગયો, સીતા ચિરકાળ તેના ઘરમાં રહ્યા, તથાપિ રામ તેને પાછી લાવ્યા અને હજુ તેને સતી માને છે. એ રાગી રાવણ તેને લઈ ગયો હતો, છતાં તેણે તેનો ઉપભોગ કર્યો ન હોય એ કેમ બને? રામે એટલું પણ વિચાર્યું નહિ; પણ રાગી માણસ દોષને જોતાજ નથી." આ પ્રમાણે સીતાનો અપવાદ સાંભળીને રામ ઘેર ગયા. ફરીને પાછી તે સંબંધી વાત સાંભળી લાવવા બાતમીદારોને આજ્ઞા કરી.

રામ વિચારવા લાગ્યા કે 'જેને માટે મેં રાક્ષસકુળનો ભયંકર રીતે નાશ કર્યો તે સીતાને માથે આ કેવુ કલંક આવ્યું! હું જાણું છુ કે સીતા મહાસતી છે, રાવણ સ્ત્રીલોલુપ છે, અને મારૂ કુળ નિષ્કલંક છે. હવે મારે શું કરવું?' પેલા બાતમીદારો સીતાનો અપવાદ સાંભળી આવીને લક્ષ્મણ, સુગ્રીવ અને વિભીષણ સહિત બેઠેલા રામની પાસે સ્ફૂટ રીતે કહેવા લાગ્યા. તે સાંભળી લક્ષ્મણે ક્રોધથી કહ્યું કે—'જેઓ ખોટાં કારણોથી દોષને કલ્પીને સતી સીતાની નિંદા કરે છે તેમનો હું કાળરૂપ છુ.' રામ બોલ્યા—'ભાઈ! પ્રથમ આપણે નીમેલા ગામના મહત્તર પુરૂષોએ આવીને આ અપવાદ મને કહ્યો હતો, મારી જાતે પણ મેં સાંભળ્યો છે અને હમણાં આ બાતમીદારો પણ કહે છે. આ લોકો મારા કહેવાથી પ્રત્યક્ષ સાંભળીને આવ્યા છે. લોકો સીતાના સ્વીકારની જેમજ જો તેનો ત્યાગ કરશું તો પછી આપણો અપવાદ બોલશે નહીં.' લક્ષ્મણ બોલ્યા—'આર્ય! લોકોના કહેવા ઉપરથી સીતાનો ત્યાગ કરશો નહિ. કેમકે લોકો તો જેમ તેમ બોલે, કાંઇ તેમનાં મુખ બંધાતાં નથી, લોકો સારા રાજ્યથી સ્વસ્થ હોય તોપણ રાજાના દોષ કહ્યા કરે છે, તેથી રાજાએ તેમને શિક્ષા કરવી, નહિ તો ઉપેક્ષા કરવી.' રામ બોલ્યા—'લોકો એવા હોય એ વાત ખરી છે, પણ જે વાત સર્વ લોકને વિરૂદ્ધ લાગે તેનો યશસ્વી પુરૂષે સદા ત્યાગ કરવો.' આ પ્રમાણે કહી રામે **કૃતાંતવદન** નામના સેનાપતિને આજ્ઞા કરી કે 'સીતા ગર્ભવતી છે તે છતાં તેને અરણ્યમાં મૂકી આવો.' તે સાંભળી લક્ષ્મણે રૂદન કરતા સતા રામના ચરણમાં પડીને કહ્યું—'હે આર્ય! આ મહા સતી સીતાનો ત્યાગ કરવો યોગ્ય નથી.' રામે કહ્યું કે—'હવે તે વિષે તમારે મને કાંઇ પણ કહેવું નહિ.' તે સાંભળી વસ્ત્રવડે મુખને ઢાંકી રૂદન કરતા લક્ષ્મણ ઘરમાં ગયા. પછી રામે કૃતાંતવદનને કહ્યું કે—'સમેતશિખરની યાત્રાના મિષથી સીતાને વનમાં લઇ જા; કારણ કે તેનો એવો દોહદ (મનોરથ) પણ છે.' પછી સેનાપતિએ આવીને સમેતશિખરની યાત્રા સંબંધી રામની આજ્ઞા સીતાને જણાવી, અને તેને રથમાં બેસારીને ચાલ્યો.

સીતા રથમાં બેસીને ચાલ્યા, તે વખતે ઘણાં અપશુકનો થવા લાગ્યાં, તથાપિ સરલતાને લીધે તે શંકારહિત બેસી રહ્યા. અનુક્રમે ઘણે દૂર નીકળી ગયા. પછી ગંગા-

સાગર ઉતરી સિંહનિનાદક નામના અરણ્યમાં પહોંચ્યા, એટલે કૃતાંતવદન કાંઇક વિચાર કરતો ઉભો રહ્યો. તેનાં નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં અને તેનું મુખ ગ્લાનિ પામી ગયું; તે જોઇ સીતા બોલ્યા–'સેનાપતિ! તમે શોક સહિત હો તેમ દુઃખી મને અહીં કેમ ઉભા રહ્યા છો?' કૃતાંતવદન બોલ્યો–"હે માતા! હું દુર્વચન શી રીતે બોલી શકું! સેવકપણાથી દૂષિત એવા મારે આ અકૃત્ય કરવું પડયું છે. દેવી! તમે રાક્ષસને ઘેર રહ્યા, તે સંબંધી લોકાપવાદથી ભય પામીને રામે આ ઘાટા વનમાં તમને ત્યજી દીધેલાં છે. જ્યારે બાતમીદારોએ તમારો લોકાપવાદ જણાવ્યો, ત્યારે રામ તમારો ત્યાગ કરવા તૈયાર થયા. તે વખતે લોક ઉપર ક્રોધથી રાતાં નેત્ર કરતા લક્ષ્મણે રામને ઘણા વાર્યા, પણ રામે તેમને સિદ્ધાજ્ઞાથી અટકાવ્યા, એટલે તે રોતાં રોતાં ચાલ્યા ગયા. પછી મને તેમણે આ કાર્ય કરવાની આજ્ઞા કરી. હે દેવી! હું ઘણો પાપી છું. અનેક પ્રકારના હિંસક પ્રાણીઓથી ભરપૂર અને મૃત્યુના ગૃહરૂપ આ અરણ્યમાં મારાથી ત્યજાએલા તમે કેવળ તમારા પ્રભાવથી જ જીવશો.' સેનાપતિનાં આવાં વચન સાંભળી સીતા મૂર્છા પામીને રથમાંથી પૃથ્વી ઉપર પડી ગયા. સેનાપતિ તેમને મરણ પામેલા ધારી પોતાને પાપી માનીને અત્યંત રૂદન કરવા લાગ્યો. થોડીવારે વનના શીતલ વાયુથી સીતા કાંઇક સચેત થયા; પરંતુ તેવી રીતે વારંવાર મૂર્છા અને ચેતના પામવા લાગ્યા. એ પ્રમાણે ઘણોક વખત વ્યતીત થયા પછી તે સ્વસ્થ થઇને બોલ્યા–'અહીંથી અયોધ્યા કેટલે દૂર છે? અથવા રામ ક્યાં રહેલા છે?' સેનાપતિ બોલ્યા–'હે દેવી! અયોધ્યા નગરી અહીથી ઘણી દૂર છે, તે વિષે શું પૂછવું? અને ઉગ્ર આજ્ઞા કરવાવાળા રામની તો વાર્તા કરવાથી સર્યું!' આવાં તેનાં વચન સાંભળ્યાં છતાં રામભક્ત સીતા ફરીવાર બોલ્યા–રે ભદ્ર! મારો આટલો સંદેશો રામને બરાબર કહેજો કે "જો તમે લોકાપવાદથી ભય પામ્યા હતા તો તમે મારી પરીક્ષા કેમ ન કરી? સર્વ લોકો જ્યારે શંકા પડે છે ત્યારે દિવ્ય વિગેરેથી પરીક્ષા કરે છે. હું મંદભાગ્યવાળી તો આ વનમાં પણ મારા કર્મને ભોગવીશ, પરંતુ તમે તમારા વિવેકને કે કુળને યોગ્ય એવું આ કામ કર્યું નથી. હે સ્વામી! જેવી રીતે દુર્જનની વાણીથી તમે મને એકદમ છોડી દીધી તેમ મિથ્યાદૃષ્ટની વાણીથી શ્રી જિનભાષિત ધર્મને છોડશો નહિ." આ પ્રમાણે કહીને સીતા મૂર્છા ખાઇ ભૂમિપર પડ્યા. ફરીવાર સાવધાન થઇને બોલ્યા કે "અરે! મારા વિના રામ કેમ જીવશે? હા ઇતિ ખેદે! હું મારી ગઇ. હે વત્સ! રામને કલ્યાણ અને લક્ષ્મણને આશીષ કહેજે. માર્ગમાં તને નિરૂપદ્રવપણું થાઓ. હવે તું રામની પાસે સત્વર જા." 'પછી મહા વિપરીત વૃત્તિવાળા છતાં સતીઓમાં મુખ્ય એવા આ સીતા હજુ તેનાપર આવી મહા ભક્તિ રાખે છે,' આવો વિચાર કરતો કૃતાંતવદન સેનાપતિ સીતાને પ્રણામ કરીને અને તેને ત્યાં મૂકીને માંડમાંડ ત્યાંથી પાછો ફર્યો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि सीतापरित्यागोनामाष्टमः सर्गः ॥ ८ ॥





# સર્ગ ૯ મો.

—×××××××××××××—

## સીતાની શુદ્ધિ અને વ્રતગ્રહણ.

સીતા ભયથી ઉદ્ભ્રાંત થઈ વનમાં આમતેમ ફરવા લાગ્યા, અને પૂર્વના દુષ્કર્મથી દૂષિત એવા પોતાના આત્માની નિંદા કરવા લાગ્યા. વારંવાર રૂદન કરતાં અને પગલે પગલે સ્ખલિત થતાં સીતા આગળ ચાલ્યા. ત્યાં એક મોટું સૈન્ય આવતું તેમણે જોયું; મૃત્યુમાં અને જીવિતમાં સમાન હૃદયવાળા સીતા સૈન્યને દીઠા છતાં પણ ભય છોડીને નમસ્કારમંત્રમાં પરાયણ થયા. તેમને જોઇને ઉલટા સર્વ સૈનિકો 'આ દિવ્ય રૂપવાળી કોણ સ્ત્રી ભૂમિપર રહેલી હશે?' એવું બોલતા સતા તેનાથી ભય પામી ગયા. સીતાનું રૂદન સાંભળીને તેના સ્વર ઉપરથી તેના મનની ગ્લાનિ જોઈ તે સૈન્યના રાજાના જાણવામાં આવ્યું કે 'આ કોઇ મહા સતી ગર્ભિણી છે.' પછી તે કૃપાળુ રાજા સીતાની પાસે આવ્યો, એટલે તેને જોઇને શંકા પામેલા સીતાએ પોતાનો વેષ[1] ઉતારી તેની આગળ ધર્યો. રાજા બોલ્યો—"હે બહેન! તમે જરા પણ ભય પામો નહીં, આ તમારાં આભૂષણો તમારા જ અંગ ઉપર રહો. નિર્દયથી પણ નિર્દય એવો તમારો સ્વામી કોણ છે કે જેણે તમારો આવી સ્થિતિમાં ત્યાગ કર્યો? જે હોય તે કહો, કાંઈપણ શંકા રાખશો નહિ. હું તમારા કષ્ટથી કષ્ટવાળો છુ." પછી તે રાજાનો **સુમતિ** નામે મંત્રી સીતાની પાસે આવીને કહેવા લાગ્યો કે "**ગજવાહન** રાજા અને **બંધુદેવી** રાણીનો પુત્ર આ **વજ્રજંઘ** નામે રાજા છે. તે પુંડરીક નગરનો સ્વામી છે; અને પરમ શ્રાવક, મહા સત્વવાળો અને પરનારીસહોદર છે. તે આ વનમાં હાથીઓ લેવાને માટે આવેલા હતા, તે કાર્યથી કૃતાર્થ થઇને પાછા જતા હતા તેવામાં તમારા દુઃખથી દુઃખિત થઇને અહીં આવ્યા છે, માટે તમારે જે દુઃખ હોય તે કહો." તે સાંભળી વિશ્વાસ પામીને સીતાએ રોતાં રોતાં અને તે કૃપાળુ રાજા તથા મંત્રીને રૂદન કરાવતાં પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. રાજાએ નિષ્કપટપણે કહ્યું કે—"તમે મારી ધર્મબહેન છો. કારણ કે એક ધર્મને પ્રાપ્ત થયેલા સર્વે પરસ્પર બંધુઓ થાય છે. મને તમારા ભાઇ ભામંડલ જેવો ગણીને તમે મારે ઘેર ચાલો. "સ્ત્રીઓને પતિગૃહથી બીજું સ્થાન ભ્રાતૃગૃહજ છે." રામે લોકાપવાદથીજ તમારો ત્યાગ કરેલો છે, કાંઇ સ્વેચ્છાથી કર્યો નથી; તેથી હું માનું છું કે હવે તે રામ પશ્ચાત્તાપથી તમારી જેવાજ કષ્ટવાન હશે. એ વિરહાતુર દશરથકુમાર ચક્રવાક પક્ષીની જેમ એકાકી થવાથી આકુલવ્યાકુલ થઇને તમને થોડા સમયમાં શોધવા નીકળશે." આ પ્રમાણે કહેતાં સીતાએ તેને ત્યાં જવું સ્વીકાર્યું એટલે તે નિર્વિકારી વજ્રજંઘ રાજાએ ત્યાં શિબિકા મંગાવી. તેમાં બેસીને સીતા બીજી મિથિલાપુરીમાં જાય તેમ પુંડરીકપુરમાં ગયા અને ત્યાં અહર્નિશ ધર્મપરાયણ થઇ વજ્રજંઘે બતાવેલા એક ઘરમાં નિવાસ કરીને રહ્યા.

---

[1] આભૂષણો વિગેરે.

હવે કૃતાંતવદન સેનાની પાછો વળીને અયોધ્યામાં આવ્યો. તેણે રામભદ્ર પાસે જઇને કહ્યું કે હું સિંહનિનાદ નામના વનમાં સીતાને છોડી આવ્યો છું. ત્યાં વારંવાર મૂર્છા પામતા અને વારંવાર સચેત થતા સીતાએ માંડમાંડ કાંઇક ધૈર્યનું અવલંબન કરીને તમને આ પ્રમાણે સંદેશો કહેવરાવ્યો છે કે "નીતિશાસ્ત્રમાં, સ્મૃતિમાં કે કોઇ દેશમાં એવો આચાર હશે કે એક પક્ષના કહેલા દોષથી બીજા પક્ષને ( પૂછ્યા શિવાય) શિક્ષા થાય ? તમે સદા વિચારીને કાર્ય કરનારા છો, છતાં આ કાર્ય વિચાર્યા વગર કર્યું છે. પણ તેમાં હું મારા ભાગ્યનોજ દોષ માનું છું. તમે તો સદા નિર્દોષજ છો. પરંતુ હે પ્રભુ ! જેવી રીતે દુર્જનનાં વચનથી નિર્દોષ છતાં પણ તમે મારો ત્યાગ કર્યો, તેવી રીતે હવે મિથ્યાદૃષ્ટિનાં વચનથી જૈન ધર્મનો ત્યાગ કરશો નહિ." આ પ્રમાણે કહી સીતા મૂર્છા પામી પડી ગયા. વળી પાછા ક્ષણવારે બેઠા થઇને બોલ્યા–"અરે ! રામ મારા વિના કેમ જીવશે ? હું મારી ગઇ." આ પ્રમાણેનાં કૃતાંતવદનના મુખ દ્વારા સીતાના વચન સાંભળી રામ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયા. તત્કાળ લક્ષ્મણે સંભ્રમથી ત્યાં આવી ચંદનજલનું સિંચન કર્યું. રામ સચેત થઇને બોલ્યા કે–'તે મહા સતી સીતા ક્યાં છે ! કે જેનો ખળ લોકોનાં વચનોથી મેં ત્યાગ કર્યો છે.' લક્ષ્મણ બોલ્યા–' હે સ્વામી ! હજુ એ મહાસતી પોતાના પ્રભાવથી એ વનમાં રક્ષિત થયા હશે; માટે જ્યાં સુધીમાં તમારા વિરહવડે તે મૃત્યુ પામે નહિ ત્યાં સુધીમાં તમે સ્વયમેવ જઈ શોધીને તેને પાછા લઇ આવો.' લક્ષ્મણનાં આવાં વચન સાંભળી રામ કૃતાંતવદન સેનાની અને બીજા ખેચરોને સાથે લઇ વિમાનમાં બેસીને તે દારૂણ અરણ્યમાં ગયા. ત્યાં સ્થળે સ્થળે, જળે જળે, પર્વતે પર્વતે અને વૃક્ષે વૃક્ષે રામે સીતાને શોધ્યા, પણ કોઇ ઠેકાણે જોવામાં આવ્યા નહિ. રામ અતિ દુ:ખી થઇ બહુવાર સુધી ફરી વિચાર કરવા લાગ્યા કે 'જરૂર કોઇ વાઘે, સિંહે કે બીજા શિકારી પ્રાણીએ સીતાનું ભક્ષણ કર્યું હશે !' છેવટે સીતાની પ્રાપ્તિ સંબંધી આશા મૂકીને રામ પાછા ફરી અયોધ્યામાં આવ્યા. પુરજનો વારંવાર સીતાના ગુણ વખાણતા સતા રામની નિંદા કરવા લાગ્યા. રામે અશ્રુવાળાં નેત્રથી સર્વ સીતામય અથવા સર્વ સીતાશૂન્ય ધારી તેનું પ્રેતકાર્ય કર્યું. તેમના હૃદયમાં, દૃષ્ટિની આગળ અને વાણીમાં એક સીતાજ હતા. સીતા કોઇ ઠેકાણે રહેલા હતા, તથાપિ રામના જાણવામાં તે આવ્યુ નહિ.

અહીં વજ્રજંઘ રાજાને ઘેર સીતાએ યુગલપુત્રને જન્મ આપ્યો. તેમનાં **અનંગલવણ** અને **મદનાંકુશ** એવાં નામ પાડ્યાં. મોટા મનવાળો વજ્રજંઘ રાજા પોતાને પુત્ર થાય તે કરતાં પણ અધિક હર્ષ પામ્યો, અને તેણે તેમના જન્મ અને નામના મહોત્સવો કર્યા. ધાત્રીઓએ લાલિત કરાતા અને લીલાથી દુર્લલિત એવા તે બંને ભાઇઓ ભૂચર અશ્વનીકુમારોની જેમ અનુક્રમે વધવા લાગ્યા. એમ કરતાં કરતાં એ મહાભુજ બાલ કલાગ્રહણને અને હાથીના બચ્ચાંની જેમ શિક્ષાને યોગ્ય થઇ રાજા વજ્રજંઘનાં નેત્રને

ઉત્સવરૂપ થઇ પડ્યા. તે સમયે એક **સિદ્ધાર્થ** નામે અણુવ્રતધારી સિદ્ધપુત્ર જે વિદ્યાબલની સમૃદ્ધિથી સંપૂર્ણ અને કળામાં તેમજ આગમમાં વિચક્ષણ હતો અને આકાશગામી હોવાથી ત્રિકાળ મેરૂગિરિ ઉપરનાં ચૈત્યોની યાત્રા કરતો હતો તે ભિક્ષાને માટે સીતાને ઘેર આવ્યો. સીતાએ શ્રદ્ધા પૂર્વક ભાતપાણીથી તેનો સત્કાર કર્યો. પછી તેને સુખવિહાર પૂછ્યો. તે કહીને તેણે સીતાને તેનું સ્વરૂપ પૂછ્યું, એટલે સીતાએ ભાઇની જેમ તેની પાસે મૂળથી માંડીને પુત્રજન્મ સુધીનો પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી અષ્ટાંગ નિમિત્તને જાણનાર તે દયાનિધિ સિદ્ધાર્થે કહ્યું કે—"તમે વૃથા શોક શામાટે કરો છો? કારણ કે તમારે લવણ અને અંકુશ જેવા બે પુત્રો છે. શ્રેષ્ઠ લક્ષણવાળા આ તમારા પુત્રો સાક્ષાત્ રામલક્ષ્મણ જેવા છે, તે થોડા સમયમાં તમારો મનોરથ પૂર્ણ કરશે." આ પ્રમાણે તેણે સીતાને આશ્વાસન કર્યું. પછી સીતાએ આગ્રહથી તેની પ્રાર્થના કરીને પોતાના પુત્રોને અધ્યાપન કરાવવા માટે તેમને ઘેર રાખ્યા. સિદ્ધાર્થે સીતાના ભવ્ય પુત્રોને સર્વ કલા એવી રીતે શિખવી કે જેથી તેઓ દેવતાઓને પણ દુર્જય થઇ પડ્યા. સર્વ કળા શિખી રહ્યા એટલે તેઓ યૌવનવયને પ્રાપ્ત થયા. તે વખતે જાણે નવીન કામદેવ અને વસંત સહચારી થયેલા ન હોય તેવા દેખાવા લાગ્યા.

વજ્રજંઘે પોતાની રાણી લક્ષ્મીવતીના ઉદરથી ઉત્પન્ન થયેલી **શશિચુલા** નામે પુત્રી અને બીજી બત્રીશ કન્યાઓ લવણને પરણાવી, અને પૃથ્વીપુરના રાજા પૃથુની **અમૃતવતી** રાણીથી ઉત્પન્ન થયેલી **કનકમાલા** નામે કન્યાની અંકુશને માટે માગણી કરી. મોટા પરાક્રમી પૃથુરાજાએ કહેવરાવ્યુ કે 'જેનો વંશ જાણવામાં ન હોય તેવાને શી રીતે પુત્રી અપાય?' તે સાંભળી વજ્રજંઘે ક્રોધથી તેનાપર ચડાઇ કરી. તેની સાથેના યુદ્ધમાં પ્રથમ **વ્યાઘ્રરથ** નામના પૃથુરાજાના મિત્રરાજાને બાંધી લીધો, એટલે પૃથુરાજાએ પોતાના મિત્ર પોતનપુરના પતિને પોતાની સહાય કરવાને બોલાવ્યો. કેમકે "વિપત્તિ વખતે મંત્રની જેમ મિત્રો સંભારવા યોગ્ય છે.' વજ્રજંઘે માણસો મોકલીને પોતાના પુત્રોને યુદ્ધમાં બોલાવ્યા. તે વખતે ઘણા વાર્યા તોપણ લવણ અને અંકુશ તેઓની સાથે આવ્યા.

બીજે દિવસે બન્ને સેના વચ્ચે મોટું યુદ્ધ શરૂ થયું. તેમાં બળવાન શત્રુઓએ વજ્રજંઘના સૈન્યને ભાંગી નાખ્યું; એટલે પોતાના માતુલના સૈન્યનો ભંગ જોઇ લવણ અને અંકુશ ક્રોધ પામ્યા. તેથી તત્કાળ નિરંકુશ હાથીની જેમ તેઓ બન્ને અનેક પ્રકારનાં શસ્ત્રોના પ્રહાર કરતાં દોડ્યા. વર્ષાઋતુના પ્રવાહના પૂરને વૃક્ષો સહન કરી ન શકે તેમ તે બલવાન વીરોના વેગને શત્રુઓ લગાર માત્ર પણ સહન કરી શક્યા નહિ. તેથી પૃથુરાજા સૈન્ય સહિત પાછો ભાગવા લાગ્યો, એટલે રામના પુત્રોએ હસતાં હસતાં તેને કહ્યું કે—'તમે જાણીતા વંશવાળા છતાં અમો કે જે અજ્ઞાત વંશવાળા છીએ તેનાથી રણમાંથી કેમ પલાયન કરો છો?' તેઓનાં આવાં વચન સાંભળી પૃથુરાજા

પાછો વળીને બોલ્યો—'તમારા આવા પરાક્રમથી મેં તમારો વંશ હવે જાણી લીધો છે. વજ્રજંઘ રાજાએ અંકુશને માટે જે મારી કન્યાની માગણી કરી તે ખરેખર મારા હિતનીજ વાર્ત્તા છે, કેમકે આવો વર શોધ્યો ક્યાંથી મળે?' આવી રીતે નમ્રતાપૂર્વક કહીને પૃથુરાજાએ પ્રથમ યાચેલી પોતાની **કનકમાળા** નામની કન્યા તેજ વખતે અંકુશને આપી અને પોતાની પુત્રીનો વર અંકુશ થાય તો ઠીક એવી સ્પૃહા રાખનારા પૃથુરાજાએ સર્વ રાજાઓની સમક્ષ તેજ વખતે વજ્રજંઘ રાજાની સાથે સંધિ કરી. વજ્રજંઘ રાજા ત્યાંજ છાવણી નાખીને કેટલાક દિવસ રહ્યો.

એક દિવસે ત્યાં નારદ મુનિ આવી ચડયા. વજ્રજંઘ રાજાએ તેનો સારી રીતે સત્કાર કર્યો. પછી સર્વ રાજાઓ બેઠા હતા, તેમની સમક્ષ વજ્રજંઘે નારદને કહ્યુ કે 'હે મુનિ! આ પૃથુરાજા પોતાની કન્યા અંકુશને આપવાના છે, તો આ લવણ અને અંકુશનો જે વંશ હોય તે આ અમારા સંબંધી પૃથુરાજાને જણાવો કે જેથી તે પોતાના જમાઇનો વંશ જાણીને સંતોષ પામે.' નારદ હસીને બોલ્યા—"આ બંને કુમારનો વંશ કોણ ન જાણે? જેની ઉત્પત્તિનો પ્રથમ અંકુર ભગવાન શ્રી ઋષભદેવ છે. આ કુમારોના વંશમાં પ્રથમ થઇ ગયેલા ભરત વિગેરે ચક્રવર્ત્તી રાજાઓ કથામાં વિખ્યાત થઈ ગયા છે, અને તેમના અત્યારે પ્રત્યક્ષ રાજકર્તા પિતા રામલક્ષ્મણને કોણ નથી જાણતું? જ્યારે આ કુમારો ગર્ભમાં હતા ત્યારે અયોધ્યાના લોકો અપવાદ બોલવા લાગ્યા, તેથી ભય પામીને રામે સીતાનો ત્યાગ કર્યો." તે સમયે અંકુશે હાસ્ય કરી કહ્યું—'હે મુનિ! રામે દારૂણ વનમાં સીતાનો ત્યાગ કર્યો તે સારૂ કામ કર્યું નહિ. અપવાદની નિરાકૃતિ ઘણાં કારણોથી બને છે, તથાપિ રામે વિદ્વાન થઇને આવું કાર્ય કેમ કર્યું હશે?' લવણે પૂછ્યું—'તે અયોધ્યાપુરી અહીંથી કેટલે દૂર છે કે જ્યાં અમારા પિતા અનુજ બંધુ સાથે પરિવાર સહિત રહેલા છે?' નારદ મુનિ બોલ્યા—'વિશ્વમાં નિર્મળ એવા તમારા પિતા જ્યાં રહે છે તે અયોધ્યાપુરી અહીંથી એકસો ને સાઠ યોજન દૂર છે.' પછી લવણે નમ્રતાપૂર્વક વજ્રજંઘ રાજાને કહ્યુ કે—'અમે ત્યાં જઇને રામલક્ષ્મણને જોવા ઈચ્છીએ છીએ. વજ્રજંઘે તેની માગણી સ્વીકારી, એટલે ત્યાંથી જવાનું ઠરવાથી પૃથુ રાજાએ પોતાની પુત્રી કનકમાલાને મોટા ઉત્સવ પૂર્વક તરતજ અંકુશને પરણાવી. પછી વજ્રજંઘ અને પૃથુરાજા સહિત લવણ અને અંકુશ માર્ગમાં ઘણા દેશોને સાધતાં સાધતાં **લોકપુર** નામના નગર પાસે આવ્યા. ત્યાં ધૈર્ય અને શૌર્યથી શોભિત એવો **કુબેરકાંત** નામે અભિમાની રાજા હતો, તેને રણભૂમિમાં તેઓએ જીતી લીધો. ત્યાંથી આગળ ચાલતાં લંપાક દેશમાં **એકકર્ણ** નામના રાજાને જીતી લીધો, અને વિજયસ્થળીમાં **ભ્રાતૃશત** નામના રાજાને જીત્યો. ત્યાંથી ગંગા નદી ઉતરીને કૈલાશ પર્વતની ઉત્તર દિશામાં ચાલ્યા. ત્યાં **નંદનચારૂ** રાજાના દેશોનો વિજય કર્યો. આગળ ચાલતાં રૂષ, કુંતલ, કાલાંબુ, નંદિનંદન, સિંહલ, શલભ, અનલ, શૂલ, ભીમ અને ભૂતરવાદિ દેશના રાજાઓને

જીતતાં જીતતાં તેઓ સિંધુ નદીને સામે કાંઠે આવ્યા. ત્યાં આર્ય અને અનાર્ય અનેક રાજાઓને સાધી લીધા. એવી રીતે ઘણા દેશોના રાજાઓને સાધી લઇને તે સર્વ રાજાઓની સાથે તેઓ પાછા ફરીને પુંડરીકપુરમાં આવ્યા. ત્યાં 'અહો! વજ્રજંઘને ધન્ય છે કે જેના ભાણેજો આવા પરાક્રમી છે' એમ બોલતા નગરજનોએ જોયેલા અને વીરરાજાઓથી વીંટાયેલા તે બન્ને વીર પોતાને ઘેર આવ્યા, અને વિશ્વપાવની સીતાના ચરણમાં પ્રણામ કર્યો. સીતાએ હર્ષાશ્રુથી ન્હવરાવી તેમના મસ્તકપર ચુંબન કર્યું, અને 'તમે રામલક્ષ્મણના જેવા થાઓ' એવી આશીષ આપી. પછી બંને ભાઇઓએ વજ્રજંઘને કહ્યું–' હે માતુલ! તમે પ્રથમ અમોને અયોધ્યા જવાની સંમતિ આપી છે, તો હવે તે અમલમાં લાવો; આ લંપાક, રૂષ, કાલાંબુ, કુંતલ, શલભ, અનલ, શૂલ અને બીજા દેશના રાજાઓને આજ્ઞા કરો, પ્રયાણભંભા વગડાવો અને સેનાઓથી દિશાઓને ઢાંકી દો કે જેથી અમારી માતાનો જેણે ત્યાગ કર્યો છે તે રામનું પરાક્રમ આપણે જોઇએ.' તે સાંભળી સીતા રૂદન કરતાં ગદ્ગદ્ અક્ષરે બોલ્યા–"હે વત્સો! આવો વિચાર કરવાવડે તમે અનર્થની ઇચ્છા કેમ કરો છો? તમારા પિતા અને કાકા દેવતાઓને પણ દુર્જય છે, તેઓએ ત્રણ લોકના કંટકરૂપ રાક્ષસપતિ રાવણને પણ મારી નાખ્યો છે. હે બાલકો! જો તમારા પિતાને જોવાની તમને ઉત્કંઠા હોય તો નમ્ર થઇને ત્યાં જાઓ. **પૂજ્ય જનની પાસે વિનય કરવો** યોગ્ય છે." કુમારો બોલ્યા–"હે માતા! તમારો ત્યાગ કરનાર તે પિતા શત્રુપદને પ્રાપ્ત થયેલ છે, તો તેનો અમારે શી રીતે વિનય કરવો? અમો બંને તમારા પુત્રો અહીં આવ્યા છીએ એવું વચન તેમની પાસે જઇને અમારાથી શી રીતે કહેવાય? કે જે વચન તેમને પણ લજ્જાકારી લાગે. તે અમારા પરાક્રમી પિતાને યુદ્ધ કરવા માટે કરેલું આહ્વાન આનંદજનક થઇ પડશે; કારણ કે તે વચન બંને કુળને યશકારક છે." આ પ્રમાણે કહીને સીતા રૂદન કરતાં રહ્યા, છતાં તે બંને કુમાર મોટા ઉત્સાહથી મોટું સૈન્ય લઇને અયોધ્યા તરફ ચાલ્યા. કુઠાર અને કોદાળીને ધારણ કરનારા દશહજાર મનુષ્યો તેમની આગળ ચાલવા લાગ્યા કે જેઓએ માર્ગમાંથી વૃક્ષાદિક છેદી નાખ્યાં અને પૃથ્વીને સરખી કરી દીધી. યુદ્ધની ઇચ્છાવાળા તે બંને વીરો અનુક્રમે સેનાવડે સર્વ દિશાઓને રૂંધતાં અયોધ્યાની નજીક આવી પહોંચ્યા. પોતાની નગરીની બહાર શત્રુનું ઘણું સૈન્ય આવેલું સાંભળી રામલક્ષ્મણ વિસ્મય પામ્યા અને હાસ્ય કરવા લાગ્યા. લક્ષ્મણ બોલ્યા–'આર્ય બંધુ રામના પરાક્રમરૂપી અગ્નિમાં પતંગિયાની જેમ પડીને મરવા માટે આ કોણ આવેલા હશે?' આ પ્રમાણે કહી શત્રુરૂપ અંધકારમાં સૂર્ય જેવા લક્ષ્મણ રામ અને સુગ્રીવાદિકથી પરવરીને યુદ્ધ કરવા ચાલ્યા.

આ સમયમાં ભામંડલ રાજા નારદ પાસેથી માતા સંબંધી સર્વ ખબર સાંભળી સંભ્રમ સહિત તત્કાળ પુંડરીકપુરમાં સીતાની પાસે આવ્યા. સીતાએ રૂદન કરતાં કહ્યું–

'હે ભ્રાતા ! રામે મારો ત્યાગ કર્યો છે, અને મારા ત્યાગને નહિ સહન કરવાથી તારા બંને ભાણેજ તેમની સાથે યુદ્ધ કરવા ગયા છે.' ભામંડલ બોલ્યો-'રામે રભસવૃત્તિથી તમારો ત્યાગ કરીને એક સાહસ તો કર્યું છે. હવે પુત્રોનો વધ કરીને બીજુ સાહસ કરે નહિ ! એ રામ આ પોતાના પુત્રો છે એમ જાણતા નથી, તેથી જ્યાં સુધીમાં તે તેમને મારે નહિ ત્યાં સુધીમાં ચાલો, આપણે વિલંબ રહિત ત્યાં જઇએ.' આ પ્રમાણે કહી ભામંડલ જાનકીને પોતાના વિમાનમાં બેસારીને લવણ અને અંકુશની છાવણીમાં આવ્યો. લવણાંકુશે સીતાને નમસ્કાર કર્યો. પછી સીતાએ જણાવ્યું કે 'આ ભામંડલ તમારા મામા થાય.' એટલે લવણ અને અંકુશે ભામંડલને પણ પ્રણામ કર્યો. ભામંડલ તેમને મસ્તકપર ચુંબન કરી ઉત્સંગમાં બેસારી, હર્ષથી રોમાંચિત અંગવાળો થઇ ગદ્ગદ્ અક્ષરે બોલ્યો-"મારી બેન સીતા પ્રથમ **વીરપત્ની** તો હતા, હવે સારે ભાગ્યે **વીરમાતા** પણ થયા છે. તમારી જેવા વીરપુત્રોથી તે ચંદ્રની જેવા ખરેખરા નિર્મળ છે. હે માન આપનારા ભાણેજો ! જો કે તમે વીરપુત્રો છો અને વીર પણ છો, તથાપિ પિતા અને કાકાની સાથે યુદ્ધ કરશો નહિ. રાવણ જેવો યોદ્ધો પણ તેમની સામે યુદ્ધમાં સમર્થ થયો નથી, તો તમે ભુજાની કંડુમાત્રથી સાહસવડે તેવા મહાવીરોની સાથે યુદ્ધ કરવાનો આરંભ કેમ કરો છો?" લવણ અને અંકુશ બોલ્યા-'હે માતુલ ! તમે સ્નેહથી આવું ભીરૂપણું રાખો નહિ. તમારી બેન અને અમારી માતા પણ આવાંજ કાતર વચન બોલે છે. અમે જાણીએ છીએ કે રામલક્ષ્મણની સામે યુદ્ધમાં કોઇ સમર્થ નથી, પણ હવે યુદ્ધ છોડી દઇને શામાટે અમે તેમને લજ્જા ઉત્પન્ન કરાવીએ ?' આ પ્રમાણે તેઓ કહેતા હતા, તેવામાં તો તેઓના સૈનિકોને રામના સૈનિકોની સાથે પ્રલયકાલના મેઘની જેવુ યુદ્ધ પ્રવર્ત્યું. એટલે 'સુગ્રીવાદિક ખેચરો આ મહીચર સૈન્યને રખે મારે નહિ' એવી શંકાથી ભામંડલ યુદ્ધમાં આવ્યા. પછી અતિશય રોમાંચથી જેમનાં કવચ પણ ઉચ્છ્વાસ પામી ગયાં છે એવા તે મહાબલ કુમારો યુદ્ધ કરવાને તત્પર થયા. નિઃશંકપણે યુદ્ધ કરતા સુગ્રીવાદિકે યુદ્ધમાં સામી બાજુ ભામંડલને જોઇને તેને પૂછ્યું કે 'આ બંને કુમારો કોણ છે ?' ભામંડલે કહ્યું-'આ રામના પુત્રો છે' એટલે તે ખબર જાણી સુગ્રીવાદિ ખેચરો તત્કાળ સીતા પાસે આવી પ્રણામ કરીને તેમની પાસે ભૂમિ ઉપર બેઠા.

એ સમયે પ્રલયકાળમાં ઉદ્ભ્રાંત થયેલા સમુદ્રની જેવા દુર્ધર અને મહા પરાક્રમી લવણ અને અંકુશે ક્ષણવારમાં રામના સૈન્યને ભગ્ન કરી દીધું. વનમાં સિંહની જેમ તેઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં રથી, ઘોડેસ્વાર કે હસ્તિસ્વાર કોઇ પણ આયુધ હાથમાં લઇને ઉભું રહ્યું નહીં. એવી રીતે રામના સર્વ સૈન્યને ભગ્ન કરીને કોઇનાથી પણ અસ્ખલિત એવા એ વીરો રામ અને લક્ષ્મણની સામે યુદ્ધ કરવા આવ્યા. તેમને જોઇને રામલક્ષ્મણ પરસ્પર કહેવા લાગ્યા-'આપણા શત્રુરૂપ આ સુંદર કુમારો કોણ હશે?'

રામે કહ્યું—'આ કુમારોની ઉપર જે મન સ્વાભાવિક સ્નેહ ધરે છે તે મન તેની ઉપર બળાત્કારે પણ શી રીતે દ્રોહ કરી શકે? તેમને આલિંગન કરવાની ઇચ્છા થાય છે, તો તેમની સાથે શી રીતે વર્તવું?' આ પ્રમાણે રથમાં બેસીને બોલતા એવા રામ પ્રત્યે લવણે અને નમ્ર થયેલા લક્ષ્મણ પ્રત્યે અંકુશે કહ્યું કે "વીરયુદ્ધમાં શ્રદ્ધાવાળા એવા અમોએ જગતમાં અજેય એવા પરાક્રમી રાવણને પણ જીતનારા તમોને અવલોક્યા તે બહુ સારૂ થયું. તમારી જે યુદ્ધશ્રદ્ધાને રાવણે પણ પૂરી કરી નથી તે શ્રદ્ધાને અમે પૂરી કરશું અને તમે અમારી શ્રદ્ધાને પૂરી કરશો."

આ પ્રમાણે કહ્યા પછી રામલક્ષ્મણે અને લવણઅંકુશે પોતપોતાના ધનુષ્યનું ભયંકર ધ્વનિયુક્ત આસ્ફાલન કર્યું. કૃતાંત સારથિએ રામના રથને અને વજ્રજંઘ રાજાએ અનંગલવણના રથને સામસામા જોડી દીધા. તેમજ લક્ષ્મણના રથને વિરાધે અને અંકુશના રથને પૃથુરાજાએ સામસામા જોડી દીધા. પછી તે ચારેનું પરસ્પર યુદ્ધ પ્રવર્ત્યું. તેમના અશ્વ સારથિઓ રથને ચતુરપણે ભમાવવા લાગ્યા અને ચારે વીરો દ્વંદ્વ યુદ્ધથી વિવિધ શસ્ત્રોના પ્રહાર કરવા લાગ્યા. તેમાં લવણ અને અંકુશ રામલક્ષ્મણ સાથેનો પોતાનો સંબંધ જાણે છે, તેથી તેઓ સાપેક્ષપણે—વિચારીને યુદ્ધ કરતા હતા અને રામલક્ષ્મણ તે સંબંધથી અજ્ઞાત હોવાને લીધે નિરપેક્ષપણે યુદ્ધ કરતા હતા. વિવિધ આયુધવડે યુદ્ધ કર્યા પછી યુદ્ધનો અંત લાવવાને ઇચ્છતા રામે કૃતાંતને કહ્યું કે 'રથને બરાબર શત્રુ સામે રાખ. કૃતાંત બોલ્યો—'હું શું કરૂં? આપણા રથના અશ્વો થાકી ગયા છે. આ શત્રુએ બાણોથી તેમનાં અંગે અંગ વીંધી નાખ્યાં છે. હું ચાબુકના માર મારૂં છું તથાપિ અશ્વ ત્વરા કરતા નથી, અને શત્રુનાં બાણોથી બધો રથ પણ જર્જર થઇ ગયો છે, એટલુંજ નહી પણ આ મારા ભુજદંડ પણ શત્રુના બાણના આઘાતથી જર્જર થયા છે, તેથી ઘોડાની લગામને અને ચાબુકને હલાવવાની મારામાં બીલકુલ શક્તિ રહી નથી.' રામ બોલ્યા—"મારૂં વજ્રાવર્ત્ત ધનુષ્ય પણ જાણે ચિત્રસ્થ હોય તેમ શિથિલ થઈ ગયુ છે, તે કાંઇપણ કાર્ય કરી શકતું નથી. આ મુશલરત્ન શત્રુનો નાશ કરવાને અસમર્થ થઇ ગયું છે, અત્યારે તો તે માત્ર અન્નને ખાંડવાની યોગ્યતાવાળું રહ્યું છે. આ હલરત્ન જે દુષ્ટ રાજાઓ રૂપ હાથીઓને વશ કરવામાં અનેક વાર અંકુશરૂપ થયેલું છે તે પણ અત્યારે માત્ર પૃથ્વીને ખેડવા યોગ્ય થયુ છે. જે અસ્ત્રો હમેશાં યક્ષોએ રક્ષિત અને શત્રુઓનો ક્ષય કરનારાં છે તે અસ્ત્રોની આ શી અવસ્થા થઇ!" આ પ્રમાણે રામનાં અસ્ત્રો જેમ નિષ્ફળ થયાં તેમ મદનાંકુશની સાથે યુદ્ધ કરતાં લક્ષ્મણનાં અસ્ત્રો પણ નિષ્ફળ થયાં. આ સમયે અંકુશે લક્ષ્મણના હૃદયમાં વજ્ર જેવું બાણ માર્યુ, જેથી લક્ષ્મણ મૂર્છા ખાઇને રથમાં પડી ગયા. લક્ષ્મણની મૂર્છા જોઇને વિધુર થયેલા વિરાધે રથને રણભૂમિમાંથી અયોધ્યા તરફ ચલાવ્યો, એટલામાં તો લક્ષ્મણને સંજ્ઞા આવી, એટલે તે આક્ષેપ પૂર્વક બોલ્યા કે—'અરે વિરાધ! આ તેં નવીન શું કર્યું!

રામના ભાઇ અને દશરથના પુત્રને આ અનુચિત છે, માટે જ્યાં મારો શત્રુ હોય ત્યાં રથને સત્વર લઇ જા, જેથી હવે અમોઘ વેગવાળા ચક્રવડે હું તેનું મસ્તક છેદી નાખું.' લક્ષ્મણનાં આવાં વચન સાંભળી વિરાધે અંકુશની તરફ રથને ચલાવ્યો, એટલે 'ઉભો રહે, ઉભો રહે' એમ કહી લક્ષ્મણે હાથમાં ચક્ર લીધું. ભમતા સૂર્યનો ભ્રમ કરાવતું અને અસ્ખલિત વેગવાળું તે ચક્ર આકાશમાં ભમાડીને લક્ષ્મણે ક્રોધથી અંકુશની ઉપર છોડ્યું. તે આવતા ચક્રને રોકવા માટે અંકુશે અને લવણે તેની ઉપર અનેક શસ્ત્રો નાખ્યાં, તથાપિ તે સ્ખલિત થયું નહિ અને વેગથી આવી અંકુશને પ્રદક્ષિણા કરી જેમ પક્ષી પાછું પોતાના માળામાં આવે તેમ લક્ષ્મણના હાથમાં પાછુ આવ્યુ. લક્ષ્મણે ફરીવાર છોડ્યું, તે વખત પણ જેમ ભાગી ગયેલો હાથી પાછો ગજશાળામાં આવે તેમ તે પાછુ લક્ષ્મણના હાથમાં આવ્યું. તે જોઈ ખેદ પામેલા રામલક્ષ્મણ ચિંતવવા લાગ્યા કે 'શું આ ભરતમાં આ બંને કુમાર જ બલભદ્ર અને વાસુદેવ હશે, અમે નહી હઇએ?' તેઓ આવો વિચાર કરે છે તેવામાં અકસ્માત્ નારદમુનિ સિદ્ધાર્થ સહિત ત્યાં આવ્યા. તેમણે ખેદ પામેલા રામલક્ષ્મણને આ પ્રમાણે કહ્યું—"અરે રઘુપતિ! આ હર્ષને સ્થાને તમે ખેદ કેમ કરો છો? પુત્રથી થયેલો પરાભવ કોને વંશના ઉદ્યોતને માટે થતો નથી? આ બંને કુમારો લવણ અને અંકુશ નામનાં સીતાની કુક્ષીથી ઉત્પન્ન થયેલા તમારા પુત્રો છે, તે યુદ્ધને મિષે તમને જોવાને આવેલા છે. એ તમારા શત્રુ નથી. તમારૂ ચક્ર જે તેમની ઉપર ચાલ્યુ નહિં, તે જ તેની મુખ્ય નિશાની છે. પૂર્વે પણ ભરતનું ચક્ર બાહુબલિ ઉપર ચાલ્યું નહોતું." પછી સીતાના ત્યાગથી માંડીને પુત્રોના યુદ્ધ સુધી વિશ્વને વિસ્મયકારી સર્વ વૃત્તાંત નારદે કહી બતાવ્યુ. તે સાંભળી વિસ્મય, લજ્જા, ખેદ અને હર્ષથી[1] સમકાળે આકુળવ્યાકુળ થયેલા રામ મૂર્છા પામી ગયા; પાછા થોડીવારે ચંદન-જલના સિંચનથી સંજ્ઞાને પ્રાપ્ત થયા, એટલે પુત્રવાત્સલ્યથી પૂર્ણ હૃદયવાળા રામ,લક્ષ્મણને સાથે લઈને તરતજ અશ્રુ સહિત લવણાંકુશની પાસે જવા ચાલ્યા. તેમને આવતાં જોઇને વિનયવાન લવણાંકુશ તત્કાળ રથમાંથી ઉતરી સર્વ અસ્ત્રો તજી દઈને રામલક્ષ્મણના ચરણમાં અનુક્રમે પડ્યા. તેમને આલિંગન કરી ઉત્સંગમાં બેસારીને રામે તેમના મસ્તકપર ચુંબન કર્યું. પછી શોક અને સ્નેહથી આકુલ થઇને તે ઉંચે સ્વરે રૂદન કરવા લાગ્યા. રામના ઉત્સંગમાંથી પોતાના ઉત્સંગમાં લઇને લક્ષ્મણે તેમના મસ્તકપર ચુંબન કરતાં અને દૃષ્ટિને અશ્રુપૂર્ણ કરતાં પોતાની ભુજાવડે તેમને આલિંગન કર્યું. પિતાની જેમ ચરણકમલમાં આલોટતા તે વિનીત પુત્રોનું શત્રુઘ્ને પણ દૂરથી ભુજ પ્રસારીને આલિંગન કર્યું, બીજા પણ બન્ને સૈન્યના રાજાઓ જાણે વિવાહપ્રસગમાં એકઠા મળ્યા હોય તેમ એકઠા થઇને હર્ષ પામવા લાગ્યા.

---

૧ પુત્રોનુ પરાક્રમ જોઇને વિસ્મય, તેનાથી થયેલી પોતાની હારથી લજ્જા, સીતાત્યાગની વાત તાજી થવાથી તેના વિયોગજન્ય ખેદ અને પુત્રના આવાગમનથી હર્ષ.

હવે પોતાના પુત્રોનું પરાક્રમ અને તેમના પિતાની સાથે તેમનો સમાગમ જોઈ હર્ષ પામેલી સીતા વિમાનમાં બેસીને પુંડરીકપુર ચાલ્યા ગયા. પોતાના જેવાજ પુત્રના લાભથી રામલક્ષ્મણ બહુ હર્ષ પામ્યા, અને સ્વામીના હર્ષથી સર્વ ભૂચરો અને ખેચરો પણ હર્ષ પામ્યા. ભામંડલે ઓળખાવેલા વજ્રજંઘ રાજાએ રામલક્ષ્મણને લાંબા કાળના સેવકની જેમ નમસ્કાર કર્યો. રામે કહ્યું–'હે ભદ્ર! તમે મારે ભામંડલ સમાન છો. તમે મારા પુત્રોને મોટા કરીને આવી દશામાં લાવેલા છો.' આ પ્રમાણે કહી રામલક્ષ્મણે પુષ્પક વિમાનમાં બેસી અર્ધાસને બેસાડેલા પુત્રો સહિત નગરીમાં પ્રવેશ કર્યો. માર્ગમાં લોકો વિસ્મયથી ઉંચી પાની કરીને ઉંચી ગ્રીવાવડે જેના પુત્રોને જોતા અને સ્તુતિ કરતા હતા એવા રામ પોતાના મંદિર પાસે આવ્યા. ત્યાં રામલક્ષ્મણ પુત્રોની સાથે વિમાનમાંથી ઉતર્યા. પછી અયોધ્યામાં પુત્રાગમનનો મોટો ઉત્સવ હર્ષથી કરાવ્યો.

એક વખતે લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ, હનુમાન અને અંગદ વિગેરેએ એકઠા મળીને રામને વિજ્ઞપ્તિ કરી કે 'દેવી સીતા તમારા વિરહથી પરદેશમાં રહેલા છે, તે હમણાં આ કુમાર વગર અતિ કષ્ટે રહેતા હશે, તેથી હે સ્વામી! જો તમે આજ્ઞા આપો તો અમે તેમને અહીં તેડી લાવીએ, નહિ તો એ પતિપુત્રરહિત સીતા સતી જરૂર મૃત્યુ પામી જશે.' રામે જરા વિચાર કરીને કહ્યુ કે–"હવે સીતાને એમને એમ શી રીતે લવાય? લોકાપવાદ ખોટો હોય તો પણ તે બલવાન અંતરાય કરનારો છે. હું જાણુ છુ કે સીતા સતી છે, તે પણ પોતાના આત્માને નિર્મળ જાણે છે, તો કાંઈપણ દિવ્ય કરવામાં ભય જેવુ નથી. માટે તે દેવી સર્વ લોકોની સમક્ષ પ્રત્યક્ષ દિવ્ય કરો, અને એ શુદ્ધ સતીની સાથે મારે ફરીવાર ગૃહવાસ થાઓ." "एवमस्तु" એમ કહીને તેઓએ નગરીની બહાર વિશાલ મંડપ અને તેની અંદર માંચાઓની શ્રેણીઓ કરી. તેમાં રાજાઓ, નગરજનો, અમાત્યો અને સુગ્રીવ વિભીષણ પ્રમુખ ખેચરો આવીને બેઠા. પછી રામની આજ્ઞાથી સુગ્રીવ ત્યાંથી ઉઠીને પુંડરીકપુરે આવ્યો, અને સીતાને નમસ્કાર કરીને કહ્યું કે 'હે દેવી! રામે તમારે માટે આ પુષ્પક વિમાન મોકલાવ્યુ છે, માટે તેમાં બેસીને તેમની પાસે પધારો.' સીતા બોલ્યા–'અદ્યાપિ મને અરણ્યમાં ત્યાગ કરવાનું દુઃખ શાંત થયું નથી, તો ફરીવાર બીજા દુઃખને આપનાર એ રામની પાસે હું શી રીતે આવું?' સુગ્રીવે ફરીવાર નમીને કહ્યું–'હે સતી! તમે કોપ કરો નહિ. રામ તમારી શુદ્ધિને માટે કરેલા મંડપમાં સર્વ નગરજનોની સાથે મંચ ઉપર આવીને બેઠેલા છે.' સુગ્રીવે આ પ્રમાણે કહ્યું એટલે પ્રથમથીજ શુદ્ધ થવાને ઇચ્છતા સીતા તત્કાલ તે વિમાનમાં બેસી અયોધ્યા સમીપે આવ્યા અને નગરની બહાર મહેંદ્રોદય ઉદ્યાનમાં ઉતર્યા. ત્યાં લક્ષ્મણે અને બીજા રાજાઓએ અર્ઘ આપીને નમસ્કાર કર્યો. પછી લક્ષ્મણ તેમની આગળ બેસી સર્વ રાજાઓ સહિત બોલ્યા–'હે દેવી! તમારી નગરીમાં અને તમારા ગૃહમાં પ્રવેશ કરીને તેને પવિત્ર કરો.' સીતા બોલ્યા–'હે વત્સ! શુદ્ધિ પ્રાપ્ત કર્યા પછી

હું નગરીમાં અને ગૃહમાં પ્રવેશ કરીશ; કારણ કે તે શિવાય કદિ પણ અપવાદ શાંત થશે નહિ.' આવી સીતાની પ્રતિજ્ઞા રાજાઓએ રામને જણાવી. એટલે રામે ત્યાં આવી સીતાને ન્યાયનિષ્ઠુર વચનો કહ્યાં–'તમે રાવણને ઘેર રહ્યા છતાં જો તેની સાથે ભોગ થયો ન હોય તો આ સર્વ લોકોની સમક્ષ શુદ્ધિને માટે દિવ્ય કરો.' સીતાએ હસતાં હસતાં રામને કહ્યું–'તમારા જેવો બીજો કોઇ પણ ડાહ્યો પુરૂષ નહિ હોય કે જે દોષ જાણ્યા વગર મહા વનમાં ત્યાગ કરે. વળી પ્રથમ દંડ આપીને હવે મારી પરીક્ષા કરો છો, તેથી પણ તમારૂ વિચક્ષણપણું જણાય છે; પરંતુ હું તો તે કરવાને અદ્યાપિ તૈયાર છું.' તેનાં આવાં વચન સાંભળી રામ વિલખા થઇને બોલ્યા–'હે ભદ્રે ! તમારામાં બીલકુલ દોષ નથી એ હું જાણું છુ, તથાપિ લોકોએ ઉત્પન્ન કરેલો દોષ ટાળવાને માટે હું આ પ્રમાણે કહું છું.' સીતા બોલ્યા–'હું પાંચે પ્રકારના દિવ્ય કરવાને તૈયાર છું. કહો તો અગ્નિમાં પ્રવેશ કરૂં, કહો તો મંત્રિત તંદુલ ભક્ષણ કરૂં, કહો તો તાજવાપર ચડું, કહો તો તપાવેલા કોશનું[1] પાન કરૂં અને કહો તો જીહ્વાથી શસ્ત્રના પળાને ગ્રહણ કરૂં. કહો, આમાંથી તમને જે રૂચે તે કરૂં.' તે વખતે અંતરીક્ષમાં રહીને સિદ્ધાર્થે અને નારદે તથા ભૂમિપર રહેલા લોકોએ કોલાહલને અટકાવીને આ પ્રમાણે કહ્યુ–'હે રાઘવ ! આ સીતા નિશ્ચયથી સતી, સતી, મહાસતી છે. તેમાં તમારે કાંઇપણ વિકલ્પ કરવો નહિ.' રામે કહ્યું–"હે લોકો ! તમારામાં બીલકુલ મર્યાદા નથી, સંકલ્પદોષ પણ તમારાથી જ ઉત્પન્ન થયો છે, પૂર્વે તમે જ તેમને દૂષિત કહ્યા હતા અને અત્યારે પાછા અહી આવું બોલો છો અને વળી દૂર જઇને બીજુ બોલશો. પૂર્વે સીતા શી રીતે દોષિત હતા અને અત્યારે શી રીતે શીલવાન થયા ? તે કહો. વળી ફરીવાર દોષ ગ્રહણ કરવામાં તમારે પ્રતિબંધ નથી માટે હું કહું છુ કે સીતા સર્વની પ્રતીતિને માટે પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરે." આ પ્રમાણે કહીને રામે ત્રણસો હાથ લાંબો પહોળો અને બે પુરૂષપ્રમાણ ઉંડો એક ખાડો કરાવ્યો, અને તે ચંદનના કાષ્ઠોથી પૂરાવ્યો.

એ સમયમાં વૈતાઢ્ય ગિરિની ઉત્તર શ્રેણીમાં હરિવિક્રમ રાજાનો જયભૂષણ નામે કુમાર હતો. તે આઠસો સ્ત્રીઓ પરણ્યો હતો. એક વખતે કિરણમંડલા નામે તેની એક સ્ત્રી હેમશિખ નામના તેના મામાના પુત્રની સાથે સુતેલી તેણે જોઇ, એટલે તેણે તે સ્ત્રીને કાઢી મૂકી અને તત્કાળ પોતે દીક્ષા લીધી. કિરણમંડલા મૃત્યુ પામીને વિદ્યુદ્દંષ્ટ્રા નામે રાક્ષસી થઇ. જયભૂષણ મુનિ ફરતાં ફરતાં આગલી રાત્રે અયોધ્યાની બહાર આવીને પ્રતિમાપણે રહ્યા. તે વખતે વિદ્યુદ્દંષ્ટ્રા ત્યાં આવીને તેને ઉપદ્રવ કરવા લાગી. મુનિને તો શુભ ધ્યાનના બળથી તે જ દિવસે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, એટલે તેનો ઉત્સવ કરવા માટે ઈંદ્રાદિક દેવતાઓ ત્યાં આવ્યા. એ સમયે અહીં સીતાની શુદ્ધિ થતી

---

૧ લોહનો રસ અથવા મીસાનો રસ.

હતી તે જોઈને દેવતાઓએ આવી ઈંદ્રને વિજ્ઞપ્તિ કરી કે 'હે સ્વામી! લોકોના ખોટા અપવાદથી સીતા આજે અગ્નિમાં પ્રવેશ કરે છે.' તે સાંભળી ઇન્દ્રે સીતાની સાંનિધ્ય કરવાને માટે તરત જ પોતાની પેદલ સેનાના અધિપતિને આજ્ઞા આપી, અને પોતે જય-ભૂષણ મુનિના કેવળજ્ઞાનનો ઉત્સવ કર્યો.

હવે રામની આજ્ઞાથી સેવકોએ ચંદનના કાષ્ઠથી વ્યાપ્ત એવા તે ગર્ત્તમાં ચારે તરફથી નેત્રને પણ દુઃપ્રેક્ષ્ય એવો અગ્નિ પ્રજ્વલિત કર્યો. જ્વાલાઓથી વિકરાળ અગ્નિને જોઇને રામે હૃદયમાં વિચાર્યું કે 'અહો! આ તો અતિવિષમ કાર્ય થઈ પડયું! આ મહાસતી તો નિઃશંક અગ્નિમાં પ્રવેશ કરશે, પરંતુ પ્રાયઃ દૈવની અને દિવ્યની વિષમ ગતિ છે. મારી સાથે આ સીતા વનવાસમાં નીકળ્યા, રાવણે તેનું હરણ કર્યું, પાછો મેં તેનો વનમાં ત્યાગ કર્યો અને છેવટે વળી મહા કષ્ટ ઉપસ્થિત કર્યું, એ બધું મારાથી જ થયેલું છે.' આ પ્રમાણે રામ વિચાર કરતા હતા, તેવામાં તો સીતા ખાડા પાસે આવીને ઉભા રહ્યા, અને સર્વજ્ઞનું સ્મરણ કરી આ પ્રમાણે બોલ્યા કે 'હે લોકપાલો! હે લોકો! સર્વે સાંભળો, જો મેં રામ વિના બીજા કોઇ પુરૂષની અભિલાષા કરી હોય તો આ અગ્નિ મને બાળી નાખો, અને નહિ તો જલની માફક શીતલ સ્પર્શવાન થાઓ.' આ પ્રમાણે કહી નમસ્કાર મંત્રનું સ્મરણ કરીને સીતાએ તે અગ્નિકુંડમાં ઝંપાપાત કર્યો. જેવા સીતા તેમાં પડ્યા તેવો જ તત્કાળ અગ્નિ બુઝાઈ ગયો, અને તે ખાડો સ્વચ્છ જલથી પૂરાઇને વાપીરૂપે થઈ ગયો. તેના સતીપણાથી સંતુષ્ટ થયેલા દેવના પ્રભાવથી સીતા લક્ષ્મીની જેમ તે જલની ઉપર કમલપર રચેલા સિંહાસનમાં બિરાજમાન થયા. કોઇ ઠેકાણે હુંકાર ધ્વનિ, કોઈ ઠેકાણે ગુલ ગુલ અવાજ, કોઇ ઠેકાણે ભંભા જેવો નાદ, કોઈ ઠેકાણે ઢોલની જેવા ધ્વનિ, કોઈ ઠેકાણે દિલિ દિલિ શબ્દ અને કોઇ ઠેકાણે ખલ ખલ નાદ કરતું તે જળ સમુદ્રજળની પેઠે આવર્ત્તયુક્ત જોવામાં આવ્યું. પછી ઉદ્વેલ સમુદ્રની જેમ તે વાપીમાંથી જળ ઉછળવા માંડયું, અને તેણે મોટા માંચડાઓને પણ ડુબાવવા માંડ્યો. વિદ્યાધરો તો તેનાથી ભયભ્રાંત થઈ ઉડીને આકાશમાં જતા રહ્યા. પરંતુ ભૂચર મનુષ્યો 'હે મહા સતી સીતા! અમારૂ રક્ષણ કરો, રક્ષણ કરો' એમ પોકાર કરવા લાગ્યા. પછી સીતાએ ઉંચા આવતા તે જળને બે હાથવડે દબાવ્યું, એટલે તેના પ્રભાવથી તે પાછું વાપીના પ્રમાણ જેટલું થઇ ગયુ. ઉત્પલ, કુમુદ અને પુંડરીક જાતિનાં કમળોથી પૂર્ણ, હંસોથી શોભિત, કમળોની સુગંધથી ઉદ્ભ્રાંત થયેલા ભ્રમરાઓ જેમાં સંગીત કરી રહ્યા છે એવી, જેની સાથે તરંગો અથડાય છે તેવા મણિમય સોપાનથી સુંદર અને બન્ને બાજુ રત્ન-મય પાષાણોથી બાંધેલી—તે વાપી ઘણી સુંદર દેખાવા લાગી. સીતાના શીલની પ્રશંસા કરતા નારદાદિક આકાશમાં નૃત્ય કરવા લાગ્યા. સંતુષ્ટ થયેલા દેવતાઓએ સીતાની ઉપર પુષ્પ-વૃષ્ટિ કરી. 'અહો! રામની પત્ની સીતાનું કેવું યશસ્વી શીલ છે!' એ પ્રમાણે અંતરીક્ષ અને ભૂમિમાં વ્યાપ્ત એવી લોકોની આઘોષણા થવા લાગી. પોતાની માતાનો પ્રભાવ જોઇ લવણાં-

કુશ ઘણો હર્ષ પામ્યા, પછી હંસની જેમ તરતા તરતા તે તેની પાસે ગયા. સીતાએ મસ્તકપર સુંઘીને તેને પોતાને બે પડખે બેસાર્યા. તે કુમારો નદીના બે તીરપર રહેલા હાથીના બે બચ્ચાંની જેવા શોભવા લાગ્યા. તે વખતે લક્ષ્મણ, શત્રુઘ્ન, ભામંડલ, વિભીષણ અને સુગ્રીવ વિગેરે વીરોએ આવી સીતાને ભક્તિથી નમસ્કાર કર્યો; પછી અતિમનોહર કાંતિવાળા રામ પણ સીતાની પાસે આવ્યા, અને પશ્ચાત્તાપ તથા લજ્જાથી પૂર્ણ એવા તેમણે અંજલિ જોડીને આ પ્રમાણે કહ્યું–"હે દેવી! સ્વભાવથીજ અસત્ દોષને ગ્રહણ કરનારા નગરવાસીઓના છંદને અનુસરીને મેં તમારો ત્યાગ કર્યો હતો, તે ક્ષમા કરજો. જેમાં મહા ઉગ્ર શિકારી પ્રાણીઓ રહેલા છે એવા અરણ્યમાં તમે તમારા પ્રભાવથી જીવતા રહ્યા તે પણ એક દિવ્યજ હતું, તથાપિ તે મારા જાણવામાં આવ્યું નહીં. પણ હવે તે સર્વ ક્ષમા કરીને આ પુષ્પક વિમાનમાં બેસો, મારી સાથે ઘેર ચાલો, અને પૂર્વની જેમ પાછા મારી સાથે રમો." સીતા બોલ્યા–'તેમાં તમારો, લોકોનો કે બીજા કોઇનો દોષ નથી પણ મારા પૂર્વ કર્મનોજ દોષ છે, તેથી આવા દુઃખના આવર્ત્તને આપનારા કર્મથી નિર્વેદ પામીને હું તો હવે તેનો ઉચ્છેદ કરનારી દીક્ષાજ ગ્રહણ કરીશ.' આ પ્રમાણે કહીને તેજ વખતે સીતાએ પોતાની મુષ્ટિથીજ કેશનો લોચ કર્યો, અને પ્રભુ જેમ પોતાના કેશ ઈંદ્રને આપે છે તેમ તેણે તે કેશ રામને અર્પણ કર્યા, તે જોઇને તત્કાળ રામને મૂર્છા આવી. તેમાંથી તેઓ સ્વસ્થ થયા નહિ તેવામાં તો સીતા જયભૂષણ મુનિની પાસે ચાલ્યા ગયા. જયભૂષણ કેવળીએ તેજ વખતે વિધિ પૂર્વક તેને દીક્ષા આપી, અને પછી તપમાં પરાયણ તે સાધ્વીને સુપ્રભા ગણિનીના પરિવારમાં સોંપી.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिपष्टिशलाकापुरुपचरिते महाकाव्ये

सप्तमे पर्वणि सीताशुद्धिव्रतग्रहणो नाम नवमः सर्गः ॥ ९ ॥



# સર્ગ ૧૦ મો.

## રામનું નિર્વાણગમન.

મૂર્છિત થયેલા રામને ચંદનના જલથી સિંચન કર્યું, એટલે તે સ્વસ્થ થઇને બોલ્યા કે 'એ મનસ્વિની સીતા દેવી ક્યાં છે? અરે ભૂચરો અને ખેચરો ! જો તમારે મરવાની ઇચ્છા ન હોય તો તે લોચ કરેલી પણ મારી પ્રિયા સીતા મને સત્વર બતાવો ! હે વત્સ લક્ષ્મણ ! ભાથા અને ધનુષ્ય લાવ, હું આવો દુઃખી છતાં આ બધા ઉદાસીન અને સુસ્થિત કેમ છે?' આ પ્રમાણે કહીને ધનુષને ગ્રહણ કરતા રામને લક્ષ્મણે કહ્યું–"હે આર્ય ! આ શું કરો છો ? આ સર્વ લોક તમારા સેવક છે. ન્યાયનિષ્ઠ એવા તમે દોષના ભયથી જેમ સીતાનો ત્યાગ કર્યો હતો, તેમ સ્વાર્થનિષ્ઠ સીતાએ સંસારના ભયથી આપણો સર્વનો ત્યાગ કર્યો છે. તમારી પ્રિયા સીતાએ અહીં પ્રત્યક્ષ પોતાની મેળે પોતાના કેશનો લોચ કરી જયભૂષણ મુનિની પાસે દીક્ષા લીધી છે. એ મહર્ષિને હમણાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલ છે, તે જ્ઞાનનો મહિમા કરવો એ તમારૂં પણ કૃત્ય છે. વળી હે સ્વામી ! મહાવ્રતધારી સીતા સ્વામિની પણ ત્યાં રહેલા છે, અને એ નિર્દોષ સાધ્વી શુદ્ધ સતી-માર્ગની જેમ હમણા મોક્ષમાર્ગને બતાવે છે." લક્ષ્મણનાં આવાં વચન સાંભળી રામ સ્વભાવમાં સ્થિત થઇને બોલ્યા–'હે બંધુ ! તે કેવળીની પાસે મારી પ્રિયાએ વ્રત ધારણ કર્યું, તે બહુ સારૂં કર્યું.' આ પ્રમાણે કહીને રામચંદ્ર પરિવાર સહિત જયભૂષણ મુનિ પાસે ગયા અને તેમને નમસ્કાર કરીને રામે દેશના સાંભળી. દેશનાને અંતે રામે મુનિને પૂછ્યું–'હે સ્વામી ! હું આત્માને જાણતો નથી, તો હું ભવ્ય છુ કે અભવ્ય છુ તે મને કહો અને મારી ઉપર પ્રસન્ન થાઓ.' કેવળી બોલ્યા–'રામ ! તમે કેવલ ભવ્ય છો એટલું જ નહિ પણ આ જન્મમાંજ કેવલજ્ઞાન પામીને સિદ્ધિને પણ પામનારા છો.' રામે ફરી-વાર પૂછ્યું–'હે સ્વામી ! મોક્ષ તો દીક્ષા લીધાથી થાય છે, અને દીક્ષા સર્વનો ત્યાગ કરવાથી થાય છે, પણ આ બંધુ લક્ષ્મણ મારાથી દુસ્ત્યાજ્ય છે.' મુનિ બોલ્યા–'તમારે હજુ બલદેવપણાની સંપત્તિ ભોગવવાની છે, તેને અંતે નિઃસંગ થઇ, દીક્ષા લઇને તમે શિવસુખ પામશો.'

વિભીષણે નમસ્કાર કરી મુનિને પૂછ્યું–'હે સ્વામી ! રાવણે પૂર્વ જન્મના કયા કર્મથી સીતાનું હરણ કર્યું ? અને કયા કર્મથી લક્ષ્મણે તેને યુદ્ધમાં માર્યો ? વળી આ સુગ્રીવ, ભામંડલ, લવણ, અંકુશ અને હું કયા કર્મથી આ રામની ઉપર અત્યંત રક્ત થયા છીએ ?' મુનિ બોલ્યા–'આ દક્ષિણ ભરતાર્દ્ધમાં ક્ષેમપુર નામના નગરમાં નયદત્ત નામે એક વણિક હતો, તેને સુનંદા નામની સ્ત્રીથી ધનદત્ત અને વસુદત્ત નામે બે પુત્રો થયા. તે બંનેને યાજ્ઞવલ્ક્ય નામના એક બ્રાહ્મણની સાથે મિત્રાઇ થઈ. તે નગરમાં સાગરદત્ત નામે એક વણિક રહેતો હતો, તેને ગુણધર નામે પુત્ર અને ગુણવતી

નામની કન્યા હતી. સાગરદત્તે નયદત્તના યોગ્ય ગુણવાળા પુત્ર ધનદત્તને ગુણવતી કન્યા આપી, અને કન્યાની માતા **રત્નપ્રભાએ** ધનના લોભથી **શ્રીકાંત** નામના એક ત્યાંના ધનાઢ્યને ગુપ્ત રીતે ગુણવતીને આપી. આ ખબર યાજ્ઞવલ્ક્યના જાણવામાં આવી, એટલે મિત્રની વંચનાને નહિ સહન કરનારા યાજ્ઞવલ્કયે પોતાના મિત્ર નયદત્તના પુત્રોને ખબર આપ્યા. તે સાંભળી વસુદત્તે રાત્રે જઇને શ્રીકાંતને મારી નાખ્યો, અને શ્રીકાંતે પણ ખડ્ગવડે વસુદત્તને મારી નાખ્યો. તે બન્ને ત્યાંથી મૃત્યુ પામીને વિંધ્યાટવીમાં મૃગલા થયા. ગુણવતી કુંવારીજ મૃત્યુ પામીને તેજ વનમાં મૃગલી થઈ. ત્યાં પણ તેણીને માટે યુદ્ધ કરીને તે બન્ને મૃત્યુ પામ્યા. એવી રીતે પરસ્પર વૈરથી તેઓએ ચિરકાળ ભવભ્રમણ કર્યું.

હવે અહીં ધનદત્ત પોતાના ભાઇના વધથી પીડિત થઈ ધર્મરહિતપણે ભટકવા લાગ્યો. એક વખતે રાત્રે ક્ષુધાતુર થયેલા તેણે કોઈ સાધુઓને જોયા, એટલે તેમની પાસે તેણે ભોજન માગ્યું. તેઓમાંથી એક મુનિ બોલ્યા—'હે ભાઈ! મુનિઓ દિવસે પણ ભાતપાણીનો સંગ્રહ રાખતા નથી તો રાત્રે તો ક્યાંથીજ હોય? વળી હે ભદ્ર! તારે પણ રાત્રે ભોજન કે પાન કરવું યોગ્ય નથી, કેમકે આવા અંધકારમાં અન્નાદિકમાં રહેલા જીવોને કોણ જાણી શકે?' આ પ્રમાણે મુનિએ આપેલા બોધથી તેના હૃદયમાં જાણે અમૃત સિંચન થયું હોય તેમ લાગ્યુ. પછી તે શ્રાવક થઈ મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને તે મહાપુર નગરમાં **ધારિણી** અને **મેરૂ** શેઠનો **પદ્મરૂચિ** નામે પરમ શ્રાવક પુત્ર થયો. એક વખતે પદ્મરૂચિ અશ્વારૂઢ થઈ દૈવયોગે ગોકુલમાં જતો હતો. ત્યાં માર્ગમાં એક વૃદ્ધ વૃષભને પડીને મરણ પામતો તેણે જોયો, એટલે તે કૃપાળુ શેઠે અશ્વ ઉપરથી ઉતરી તેની નજીક આવીને તેના કાનમાં પંચપરમેષ્ઠી નમસ્કાર મંત્ર સંભળાવ્યો. તેના પ્રભાવથી મૃત્યુ પામીને તે તેજ નગરમાં **છત્રચ્છાય** રાજાની **શ્રીદત્તા** રાણીના ઉદરથી **વૃષભધ્વજ** નામે પુત્ર થયો. તે કુમાર સ્વેચ્છાએ ફરતો ફરતો એક વખતે તે વૃદ્ધ વૃષભની મૃત્યુભૂમિ પાસે આવ્યો, ત્યાં પૂર્વ જન્મના સ્થાનના દર્શનથી તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ. તેથી ત્યાં તેણે એક ચૈત્ય કરાવ્યું, અને ચૈત્યની એક તરફની ભીત ઉપર તેણે મરણસ્થિતિપર આવેલા વૃદ્ધ વૃષભનું ચિત્ર આળેખ્યું. તેમજ તેની પાસે તેના કાનમાં નમસ્કાર મંત્ર આપતા તે પુરૂષને અને તેની પાસે પલાણ સહિત તેના અશ્વને આળેખ્યા. પછી ચૈત્યના રક્ષકોને આજ્ઞા કરી કે 'જે કોઇ આ ચિત્રને પરમાર્થ રૂપે જાણી લે તે પુરૂષના મને તત્કાળ ખબર આપવા.' આ પ્રમાણે કહી કુમાર વૃષભધ્વજ પોતાના મંદિરે ગયો.

એક વખતે પેલો પદ્મરૂચિ શેઠ તે ચૈત્યમાં વંદન કરવાને માટે આવ્યો. ત્યાં અર્હંતને વંદના કરીને તેણે તે ભીંતપર કરેલાં ચિત્ર જોયાં. તેથી વિસ્મય પામીને બોલ્યો કે—'આ ચિત્રનું વૃત્તાંત તો બધું મનેજ લાગુ પડે છે.' રક્ષકોએ જઈને તત્કાળ રાજકુ-

માર વૃષભધ્વજને તે ખબર આપ્યા એટલે તરતજ તે ત્યાં આવ્યો, અને તેણે પદ્મરૂચિને પૂછ્યું કે–'શું તમે આ ચિત્રનો વૃત્તાંત જાણો છો?' તેણે કહ્યું–'આ મરણ પામતા વૃષભને નમસ્કાર મંત્ર આપતા એવા મને કોઇ જાણીતા પુરૂષે અહીં આળેખ્યો છે.' તે સાંભળી વૃષભધ્વજ તેને નમસ્કાર કરીને બોલ્યો–"હે ભદ્ર! જે આ વૃદ્ધ વૃષભ હતો તે નમસ્કાર મંત્રના પ્રભાવથી આ હું રાજપુત્ર થયેલો છું. જો તમે કૃપાળુએ તે સમયે મને નમસ્કાર મંત્ર ન આપ્યો હોત તો હું તિર્યંચ યોનિમાં અથવા કોઇ અધમ યોનિમાં ગયો હોત. તમે સર્વથા મારા ગુરૂ, સ્વામી અને દેવતા છો, માટે તમોએ આપેલું આ વિશાળ રાજ્ય તમેજ ભોગવો." આ પ્રમાણે કહીને વૃષભધ્વજ શ્રાવકવ્રતને પાલતો સતો પદ્મરૂચિની સાથે અભેદપણે રહેવા લાગ્યો. ચિરકાળ સમ્યક્ પ્રકારે શ્રાવકપણું પાળી મૃત્યુ પામીને તે બંને ઇશાન કલ્પમાં પરમર્દ્ધિક દેવતા થયા. પદ્મરૂચિ ત્યાંથી ચવીને મેરૂગિરિની પશ્ચિમ બાજુએ વૈતાઢ્ય ગિરિ ઉપર નંદાવર્ત્ત નામના નગરમાં **નંદીશ્વર** નામે રાજા અને **કનકાભા** નામે રાણીનો **નયનાનંદ** નામ પુત્ર થયો. ત્યાં રાજ્ય ભોગવી દીક્ષા લઇને માહેંદ્ર નામના ચોથા દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવી પૂર્વ વિદેહમાં ક્ષેમાપુરીના રાજા **વિપુલવાહનની પદ્માવતી** રાણીથી **શ્રીચંદ્ર** નામે કુમાર થયો. તે રાજ્ય ભોગવી **સમાધિગુપ્ત** મુનિ પાસે દીક્ષા લઇ કાળ કરીને બ્રહ્મ નામના પાંચમા દેવલોકમાં ઇંદ્ર થયો. ત્યાંથી ચવીને તેનો જીવ આ મહાબલવાન બલભદ્ર રામચંદ્ર થયેલ છે, અને વૃષભધ્વજનો જીવ અનુક્રમે આ સુગ્રીવ થયેલ છે.

પેલા શ્રીકાંતનો જીવ ભવભ્રમણ કરી મૃણાલકંદ નગરમાં **શંભુ** રાજા અને **હેમવતી** રાણીનો **વજ્રકંઠ** નામે પુત્ર થયો. વસુદત્ત ભવમાં ભમી તે શંભુ રાજાના પુરોહિત **વિજય** અને તેની સ્ત્રી **રત્નચુડાનો શ્રીભૂતિ** નામે પુત્ર થયો. પેલી ગુણવતી ભવભ્રમણ કરી તે શ્રીભૂતિની **સરસ્વતી** નામની સ્ત્રીથી **વેગવતી** નામે પુત્રી થઇ. તે યૌવનવતી થતાં એક વખતે એક **સુદર્શન** નામના પ્રતિમાધારી મુનિને લોકો વંદન કરતા હતા તે જોઈ તેણે હાસ્યથી કહ્યું કે–'હે લોકો! આ સાધુને મેં પૂર્વે સ્ત્રીની સાથે ક્રીડા કરતાં જોયા છે, તે સ્ત્રીને તેણે હમણા બીજે ઠેકાણે મોકલી દીધી છે; માટે તેવા સાધુને તમે કેમ વંદના કરો છો?' તે સાંભળીને તત્કાળ સર્વ લોકો વિષમ પરિણામી થઇ જઇને કલંકની ઉદ્ઘોષણા કરતા સતા તે મુનિને ઉપદ્રવ કરવા લાગ્યા. એટલે 'જ્યાં સુધી આ કલંક મારા ઉપરથી ઉતરશે નહિ ત્યાં સુધી હું કાઉસગ્ગ પાળીશ નહિ' એવો તે મુનિએ અભિગ્રહ કર્યો. પછી શાસનદેવતાના રોષથી વેગવતીનું મુખ તત્કાળ વ્યાધિગ્રસ્ત થઈ ગયું, અને સાધુ ઉપર તેણે મૂકેલા કલંકનું વૃત્તાંત સાંભળી પિતાએ વેગવતીનો ઘણો તિરસ્કાર કર્યો. પિતાના રોષથી અને રોગથી ભય પામીને વેગવતીએ સુદર્શન મુનિ પાસે આવી સર્વ લોકોની સમક્ષ ઉંચે સ્વરે આ પ્રમાણે કહ્યું–'હે સ્વામી! તમે સર્વથા નિર્દોષ છો, મેં તમારી ઉપર આ ખોટો દોષ આરોપણ કરેલો છે, માટે હે

ક્ષમાનિધિ! મારો એ અપરાધ ક્ષમા કરો.' તે વચન સાંભળી લોકો પાછા ફરીથી તે મુનિને પૂજવા લાગ્યા. ત્યારથી તે વેગવતી પરમ શ્રદ્ધાળુ શ્રાવિકા થઈ. તેને રૂપવતી જોઇને શંભુરાજાએ તેની માગણી કરી. શ્રીભૂતિએ પ્રત્યુત્તર દીધો કે 'મારી કન્યા હું કોઈ મિથ્યાદૃષ્ટિને આપીશ નહિ.' તે સાંભળી શંભુરાજાએ શ્રીભૂતિને મારી નાખીને વેગવતીની સાથે બલાત્કારે ભોગ કર્યો. તે સમયે વેગવતીએ શાપ આપ્યો કે 'હું ભવાંતરે તારા વધને માટે થઇશ.' પછી શંભુરાજાએ તેને છોડી દીધી, એટલે **હરિકાંતા** આર્યાની પાસે દીક્ષા લઈ આયુષ્ય પૂર્ણ કરીને તે વેગવતી બ્રહ્મદેવલોકમાં ગઇ. ત્યાંથી ચવીને તે જનકરાજાની પુત્રી સીતા થઈ, અને પૂર્વના શાપના વશથી શંભુરાજાના જીવ રાક્ષસપતિ રાવણના મૃત્યુને માટે તે થઈ પડી. પૂર્વે સુદર્શન મુનિપર ખોટો દોષ આરોપણ કરવાથી આ ભવમાં તેના ઉપર લોકોએ ખોટું કલંક મૂક્યું.

શંભુરાજાનો જીવ ભવભ્રમણ કરી **કુશધ્વજ** નામના બ્રાહ્મણની **સાવિત્રી** નામની સ્ત્રીથી **પ્રભાસ** નામે પુત્રપણે ઉત્પન્ન થયો. અન્યદા તેણે **વિજયસેન** નામના મુનિની પાસે દીક્ષા લીધી, અને પરીષહો સહન કરતા સતા તેણે મોટું તપ આચર્યું. એક સમયે **કનકપ્રભ** નામના ઈંદ્રની જેવી મોટી સમૃદ્ધિવાળા વિદ્યાધરોના રાજાને સંમેતશિખર યાત્રા કરવા જતાં પ્રભાસ મુનિએ દીઠો, એટલે તેણે 'આ તપના ફળવડે હું આ વિદ્યાધરના રાજા જેવી સમૃદ્ધિવાળો થાઉં' એવું નિયાણું બાંધ્યું. ત્યાંથી મૃત્યુ પામીને તે ત્રીજા દેવલોકમાં ઉત્પન્ન થયો. હે વિભીષણ! ત્યાંથી ચવીને તે તમારો મોટો ભાઇ **રાવણ** થયો. તે વખતે કનકપ્રભની સમૃદ્ધિ જોઇને નિયાણું બાંધવાથી તે સર્વ ખેચરોનો અધિપતિ થયો. ધનદત્ત અને વસુદત્તનો મિત્ર જે યાજ્ઞવલ્ક્ય બ્રાહ્મણ હતો તે કેટલાક ભવમાં ભમીને તું **વિભીષણ** થયો. રાજાએ મારી નાખેલો પેલો શ્રીભૂતિ સ્વર્ગમાં ગયો. ત્યાંથી ચવી સુપ્રતિષ્ઠપુરમાં **પુનર્વસુ** નામે વિદ્યાધર થયો. એક વખતે કામાતુર થયેલા તેણે પુંડરીક વિજયમાંથી **ત્રિભુવનાનંદ** નામે ચક્રવર્ત્તીની **અનંગસુંદરી** નામની કન્યાનું હરણ કર્યું. ચક્રવર્ત્તીએ તેની પછવાડે વિદ્યાધરો મોકલ્યા. તેમની સાથે યુદ્ધ કરવામાં આકુળવ્યાકુળ થયેલા તે પુનર્વસુના વિમાનમાંથી અનંગસુંદરી એક લતાગૃહ ઉપર પડી ગઇ. તેની પ્રાપ્તિને માટે નિયાણું બાંધી પુનર્વસુએ દીક્ષા લીધી અને ત્યાંથી મૃત્યુ પામી દેવલોકમાં જઇ ત્યાંથી ચવીને તેનો જીવ આ લક્ષ્મણ થયો.

પેલી અનંગસુંદરી વનમાં રહી સતી ઉગ્ર તપ કરવા લાગી. અંતે તેણે અનશન કર્યું. તે સ્થિતિમાં તેને કોઈ અજગર ગળી ગયો. સમાધિથી મૃત્યુ પામીને તે દેવલોકમાં દેવી થઈ. ત્યાંથી ચવીને આ લક્ષ્મણની **વિશલ્યા** નામે પત્ની થઈ છે. જે પેલો ગુણધર નામે ગુણવતીનો ભાઈ હતો તે ભ્રમણ કરી **કુંડલમંડિત** નામે રાજપુત્ર થયો. તે ભવમાં ચિરકાલ શ્રાવકપણું પાલી મૃત્યુ પામીને તે આ સીતાનો સહોદર **ભામંડલ** થયો છે.

કાકંદી નામની નગરીમાં **વામદેવ** નામે બ્રાહ્મણ ને **શ્યામલા** નામની સ્ત્રીથી **વસુનંદ** અને **સુનંદ** નામે બે પુત્રો થયા. એક વખતે તે બન્ને ઘેર હતા, તેવામાં એક માસોપવાસી મુનિ પધાર્યા. તેમને તેમણે ભક્તિથી પ્રતિલાભ્યા. તે દાનધર્મના પ્રભાવથી બન્ને મૃત્યુ પામીને ઉત્તરકુરૂમાં જુગલીઆ થયા. ત્યાંથી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચવીને પાછા કાકંદીપુરીમાં જ **વામદેવ** રાજાની **સુદર્શના** નામની સ્ત્રીથી **પ્રિયંકર** અને **શુભંકર** નામે બે પુત્રો થયા. ત્યાં ચિરકાલ રાજ્ય પાલી દીક્ષા લઇ મૃત્યુ પામીને ગ્રૈવેયકમાં દેવતા થયા. ત્યાંથી ચવીને તે આ **લવણ** અને **અંકુશ** થયેલા છે. તેઓના પૂર્વભવની માતા સુદર્શના ચિરકાલ ભવભ્રમણ કરીને આ સિદ્ધાર્થ થયેલ છે, જેણે આ રામના બંને પુત્રોનું અધ્યાપકપણું કર્યું છે.

આ પ્રમાણે જયભૂષણ મુનિ પાસેથી સર્વેના પૂર્વભવ સાંભળીને ઘણા લોકો સંવેગ પામ્યા. રામના સેનાપતિ **કૃતાંતે** તત્કાલ દીક્ષા લીધી. રામલક્ષ્મણ જયભૂષણ મુનિને વંદના કરી, ત્યાંથી ઉઠીને સીતાની પાસે આવ્યા. સીતાને જોઇ રામને ચિંતા થઈ કે 'આ સીતા શીરીષના પુષ્પ જેવી કોમળ રાજપુત્રી છે, તે શીત અને આતપના ક્લેશને કેમ સહન કરી શકશે? વળી આ કોમળ સ્ત્રી સર્વ ભારથી અધિક અને હૃદયથી પણ દુર્વહ એવા સંયમ ભારને કેવી રીતે વહન કરશે? અથવા જેના સતીવ્રતને રાવણ પણ ભગ્ન કરી શક્યો નહિ એવી આ સતી સંયમમાં પણ પોતાની પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનારી થશે.' આવો વિચાર કરી રામે સીતાને વંદના કરી, એટલે શ્રદ્ધાથી શુદ્ધ હૃદયવાળા લક્ષ્મણે અને બીજા રાજાઓએ પણ વંદના કરી. પછી રામ પરિવાર સાથે અયોધ્યામાં આવ્યા.

સીતાએ અને કૃતાંતવદને ઉગ્ર તપ કરવા માંડ્યું. કૃતાંતવદન તપ કરી મૃત્યુ પામીને બ્રહ્મદેવલોકમાં ગયો. સીતાએ સાઠ વર્ષ સુધી વિવિધ તપ આચર્યું, અને તેત્રીશ અહોરાત્રિ અનશન આરાધી મૃત્યુ પામીને તે બાવીશ સાગરોપમના આયુષ્યવાળા અચ્યુતેંદ્ર થયા.

વૈતાઢ્યગિરિપર આવેલા કાંચનપુરમાં **કનકરથ** નામે વિદ્યાધરનો રાજા હતો, તેને **મંદાકિની** અને **ચંદ્રમુખી** નામે બે કન્યા હતી. તેમના સ્વયંવરમાં તેણે રામ લક્ષ્મણાદિક રાજાઓને પુત્ર સહિત બોલાવ્યા. સર્વ રાજાઓ આવીને સ્વયંવરમંડપમાં બેઠા. પછી મંદાકિની સ્વેચ્છાએ અનંગલવણને અને ચંદ્રમુખી મદનાંકુશને વરી. તે જોઈ શ્રીધર વિગેરે લક્ષ્મણના અઢીસો પુત્રો ક્રોધ કરીને એક સાથે યુદ્ધ કરવા ઉઠ્યા તેમને યુદ્ધ માટે તૈયાર સેના સાંભળી લવણ અને અંકુશ બોલ્યા કે 'તેઓની સાથે કોણ યુદ્ધ કરે? કારણ કે ભાઇઓ અવધ્ય છે. જેમ મારા પિતામાં મોટાનો કે નાનાનો કશો ભેદ નથી, તેમ તેઓના પુત્રો શ્રીધરાદિ અને અમે તેમાં પણ ભેદ થાઓ નહીં.' આવાં તેમનાં વચન પ્રજ્ઞપ્તીવિદ્યા પાસેથી જાણીને લક્ષ્મણના પુત્રો-પોતે જે આવા અકૃત્યનો

આરંભ કર્યો તેને માટે પોતાના આત્માને નિંદવા લાગ્યા, અને તત્કાલ વૈરાગ્ય પામી માતાપિતાની આજ્ઞા લઇ તેઓએ **મહાબલ** મુનિના ચરણકમલમાં જઇને દીક્ષા લીધી. પછી અનંગલવણ અને મદનાંકુશ તે કન્યાઓને પરણી બલભદ્ર અને વાસુદેવની સાથે અયોધ્યાપુરીમાં આવ્યા.

એક સમયે ભામંડલ રાજા પોતાના નગરમાં રાજમહેલની ઉપર બેઠો હતો, તે વખતે શુદ્ધબુદ્ધિવાળો તે પોતાના મનમાં આ પ્રમાણે વિચારવા લાગ્યો કે–'વૈતાઢયની બંને શ્રેણીને વશ કરી સર્વ ઠેકાણે અસ્ખલિતપણે લીલા પૂર્વક વિહાર કરી મેં સસાર સંબંધી પૂર્ણ સુખ મેળવ્યું છે. હવે અંતે દીક્ષા લઈ પૂર્ણ વાંચ્છાવાળો થાઉં.' આવો વિચાર કરતો હતો, તેવામાં તેના મસ્તકપર આકાશમાંથી વિજલી પડી. તેથી તત્કાલ મૃત્યુ પામીને તે દેવકુરૂમાં જુગલીઆપણે ઉત્પન્ન થયો.

અન્યદા ચૈત્રી પૂર્ણિમાએ હનુમાન શાશ્વતા ચૈત્યની વંદના કરવા માટે મેરૂ પર્વતે ગયો હતો, ત્યાં તેણે સૂર્યને અસ્ત થતો જોયો. તે જોઇ તેને વિચાર થયો કે 'અહો! આ જગતમાં સર્વનો ઉદય અને અસ્ત થયા કરે છે, જે બાબતમાં આ સૂર્યનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે; માટે જેમાં સર્વ નાશવંત છે એવા આ જગતને ધિક્કાર છે!' આવો વિચાર કરી હનુમાને પોતાના નગરમાં જઇ પુત્રને રાજ્ય આપીને **ધર્મરત્ન** આચાર્યની પાસે દીક્ષા લીધી. તેની સાથે સાડાસાતસો રાજાઓએ દીક્ષા લીધી, અને તેની પત્નીઓએ **લક્ષ્મીવતી** આર્યાની પાસે ચારિત્ર લીધું. અનુક્રમે હનુમાન મુનિ ધ્યાનરૂપ અગ્નિથી સર્વ કર્મોને મૂલમાંથી બાળી નાખી શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરીને અવ્યયપદ ( મોક્ષ ) ને પામ્યા.

હનુમાને દીક્ષા લીધી એ ખબર જાણી રામ વિચારવા લાગ્યા કે 'ભોગસુખનો ત્યાગ કરીને હનુમાને કષ્ટકારી દીક્ષા કેમ લીધી હશે?' આવી રામની વિચારણા અવધિજ્ઞાનવડે જાણીને સૌધર્મ ઈંદ્રે સભા વચ્ચે કહ્યું કે–"અહો! કર્મની ગતિ વિષમ છે! રામ જેવા ચરમદેહી પુરૂષ અત્યારે ધર્મને હસે છે, એટલુજ નહિ પણ ઉલટા વિષયસુખની પ્રશંસા કરે છે, આ તે કેવી વાત! પણ તે મારા જાણવામાં આવ્યુ. એ રામ અને લક્ષ્મણને પરસ્પર એવો ગાઢ સ્નેહ છે કે જે રામચંદ્રને સંસારપર વૈરાગ્ય આવવા દેતો નથી." ઈંદ્રનાં આવાં વચન સાંભળી સુધર્મા સભામાંથી બે દેવતાઓ કૌતુકથી તેમના સ્નેહની પરીક્ષા કરવા માટે અયોધ્યામાં લક્ષ્મણને ઘેર આવ્યા. તેઓએ તત્કાળ માયા રચીને અંતઃપુરની સર્વ સ્ત્રીઓને કરૂણસ્વરે આક્રંદ કરતી લક્ષ્મણને બતાવી. તેઓ એવો વિલાપ કરવા લાગી કે–'હા પદ્મ! હા પદ્મનયન! હા બંધુરૂપ કમલમાં સૂર્ય સમાન! સર્વ વિશ્વને ભયંકર એવું આ તમારૂ અકાળ મૃત્યુ કેમ થયું!' આ પ્રમાણે રૂદન કરતી અને છુટા કેશ મૂકીને છાતી કુટતી અંત.પુરની સ્ત્રીઓને જોઇ લક્ષ્મણ અતિ ખેદ પામીને બોલ્યા–'અરે! શું મારા જીવિતનું પણ જીવિત એવા મારા બંધુ

રામ મૃત્યુ પામ્યા! છલથી ઘાત કરનારા દુષ્ટ યમરાજે આ શું કર્યું!' આ પ્રમાણે બોલતા લક્ષ્મણનાં તે વચનની સાથે જ પ્રાણ નીકળી ગયા. **અહો? કર્મનો વિપાક દુરતિક્રમ*** છે.

પછી તેનું શરીર સુવર્ણ સ્તંભના ટેકાથી સિંહાસન ઉપર સ્થિત થતાં ઉઘાડા મુખે અને લેપ્યમય મૂર્ત્તિની જેવું નિષ્ક્રિય સ્થિર થઇ ગયું. આ પ્રમાણે સહજમાં લક્ષ્મણને મૃત્યુ પામેલા જોઇ બન્ને દેવતા ખેદ પામ્યા અને 'આપણે આ શું કર્યું?' એમ માંહોમાંહી પશ્ચાત્તાપ પૂર્વક કહેવા લાગ્યા. વળી 'અરે! આ વિશ્વાધાર પુરૂષને આપણે મારી નાખ્યા!' એમ પોતાના આત્માની નિંદા કરતા તેઓ પોતાના દેવલોકમાં ચાલ્યા ગયા.

લક્ષ્મણને મૃત્યુ પામેલા જોઇ અંતઃપુરની સ્ત્રીઓ કેશ છુટા મૂકી પરિવાર સહિત મહા આક્રંદ કરવા લાગી. તેમનું આક્રંદ સાંભળી રામચંદ્ર ત્યાં દોડી આવ્યા અને બોલ્યા–'અરે! કાંઇ પણ અમંગળ જાણ્યા વગર તમે આ શું આરંભ્યુ છે? આ હું જીવું છુ અને મારો આ અનુજબંધુ લક્ષ્મણ પણ જીવે છે. કોઇ રોગ તેને પીડે છે તો તેનો ઉપાય હમણાં ઔષધોથી કરીએ છીએ.' આ પ્રમાણે કહી રામે વૈદ્યોને અને જ્યોતિષીઓને બોલાવ્યા, તેમજ મંત્રતંત્રના અનેક પ્રયોગો કરાવ્યા. મંત્રતંત્રના સર્વ પ્રયોગો નિષ્ફલ થતાં રામને મૂર્છા આવી. ક્ષણવારમાં કાંઇક સંજ્ઞા મેળવી ઉંચે સ્વરે તે વિલાપ કરવા લાગ્યા. તે સાંભળી વિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ન વગેરે પણ અશ્રુપાત કરતા અને 'અમે માર્યા ગયા' એમ બોલતા મુક્તકંઠે રૂદન કરવા લાગ્યા. કૌશલ્યાદિક માતાઓ પુત્રવધૂઓની સાથે અશ્રુ પાડતી સતી વારંવાર મૂર્છા પામીને કરૂણ સ્વરે આક્રંદ કરવા લાગી. પ્રત્યેક માર્ગે, પ્રત્યેક ગૃહે અને પ્રત્યેક દુકાને આક્રંદ પ્રવર્ત્તવાથી સર્વ રસને હરનાર શોકાદ્વૈત થઇ રહ્યું. તે વખતે લવણે અને અંકુશે નમસ્કાર કરી રામભદ્રને કહ્યુ કે 'અમારા આ લઘુપિતાનું મૃત્યુ થતાં અમે અત્યારે સંસારથી અત્યંત ભય પામ્યા છીએ. આ મૃત્યુ સર્વને અકસ્માત્ પ્રાપ્ત થાય છે, માટે સર્વ પુરૂષોએ મૂળથીજ પરલોકને માટે તત્પર રહેવું જોઇએ. માટે હે પિતા! અમને દીક્ષા લેવાની આજ્ઞા આપો. આ લઘુપિતા લક્ષ્મણ વિના હવે અમારે ઘરમાં રહેવું જરાપણ યુક્ત નથી.' આ પ્રમાણે કહી લવણે અને અંકુશે રામને નમીને અમૃતઘોષ મુનિની પાસે દીક્ષા લીધી, અને અનુક્રમે તે બંને મોક્ષે ગયા.

ભાઇના મરણથી અને પુત્રોના વિયોગથી રામ વારંવાર મૂર્છા ખાઇ મોહથી આ પ્રમાણે કહેવા લાગ્યા–"હે બાંધવ! મેં હમણાં તમારૂ કાંઇપણ અપમાન કર્યું નથી, તે છતાં તમે અકસ્માત્ આવું મૌન કેમ ધારણ કર્યું છે? હે ભાઇ! તમે આમ કર્યું, એટલે મને મારા પુત્રોએ પણ છોડી દીધો. માણસોને સો છિદ્રો પડવાથી તેમાં સેંકડો ભૂત પેસે છે." આ પ્રમાણે ઉન્મત્તની જેમ બોલતા રામને જોઇ વિભીષણાદિક એકઠા મળી તેમની

* ઉલ્લંઘન થઇ ન શકે તેવો.

પાસે આવી ગદ્‌ગદ્ સ્વરે કહેવા લાગ્યા—"હે પ્રભુ ! તમે જેમ વીર પુરૂષોમાં વીર છો, તેમ ધીર પુરૂષોમાં પણ ધીર કહેવાઓ છો, તેથી આવું લજ્જાકારી અધૈર્ય છોડી ઘો; હવે તો લોકપ્રસિદ્ધ અને સમયને યોગ્ય એવું લક્ષ્મણનું જે ઔર્દ્ધ દેહિક કૃત્ય, તે અંગસંસ્કાર પૂર્વક કરવું જોઇએ." તેમનાં આવાં વચન સાંભળી રામ કોપથી હોઠને ફરકાવતા બોલ્યા— "અરે દુર્જનો ! હજુ મારો ભાઇ લક્ષ્મણ તો જીવે છે, તે છતાં તમે આવું વચન કેમ બોલો છો ? બંધુ સહિત તમારા સર્વેનું અગ્નિદાહ પૂર્વક મૃતકાર્ય કરવું જોઇએ, આ મારો ભાઇ તો દીર્ઘાયુષ્ય થાઓ. હે ભાઇ ! હે વત્સ ! હે લક્ષ્મણ ! હવે શીઘ્ર બોલો, તમારા ન બોલવાથી આ દુર્જનો પ્રવેશ કરે છે, ચિરકાળ થયા મને શા માટે ખેદ ઉપજાવો છો? અથવા હે ભાઇ ! આ દુર્જનોની સમક્ષ તમારે કોપ કરવો ઉચિત નથી." આ પ્રમાણે કહી લક્ષ્મણને ખભા ઉપર લઇ રામ ત્યાંથી બીજે ચાલ્યા. કોઈવાર લક્ષ્મણના શબને સ્નાનગૃહમાં લાવી રામ પોતાની મેળે સ્નાન કરાવતા, પછી સ્વહસ્તે ચદનનું વિલેપન કરતા, કોઇવાર દિવ્ય ભોજન મંગાવી, ભોજનથી પાત્ર પૂરીને તે લક્ષ્મણના શબની પાસે મૂકતા, કોઈવાર પોતાના ઉત્સંગમાં લઇ તેના મુખપર વારંવાર ચુંબન કરતા, કોઈવાર વસ્ત્ર ઓઢાડી શય્યા ઉપર સુવાડતા, કોઇવાર પોતે બોલાવીને પોતે જ સામો પ્રત્યુત્તર આપતા અને કોઇવાર પોતે જ સંવાહક થઇ તેના અંગને મર્દન કરતા. આ પ્રમાણે સ્નેહમાં ઉન્મત્તપણે બીજુ સર્વ કામ ભૂલી જઇને વિકળપણાથી ચેષ્ટા કરતા રામને છ માસ નીકળી ગયા. રામ આવા ઉન્મત્ત થઇ ગયા છે એ ખબર સાંભળી ઇંદ્રજિતના તથા સુંદ રાક્ષસના પુત્રો અને બીજા ખેચર શત્રુઓ મારવાની ઇચ્છાથી રામની પાસે આવ્યા. જેમાં સિંહ સુતેલ હોય તેવી ગિરિગુહાને જેમ છળ બળવાળા શિકારીઓ રૂંધે તેમ જેમાં ઉન્મત્ત થયેલા રામ રહેલા છે એવી અયોધ્યાપુરીને તેમણે પુષ્કળ સેનાવડે આવીને રૂંધી દીધી; તે જોઇ રામે લક્ષ્મણને ખોલામાં લઇ પોતાના ધનુષ્યનું આસ્ફાલન કર્યું, જે વજ્રાવર્ત્ત ધનુષ્ય અકાળે પણ સંવર્ત્તનું પ્રવર્ત્તક થાય તેવું હતું. તે વખતે રામની સાથેના પૂર્વના દૃઢ સ્નેહથી આસનનો કંપ થતાં જટાયુ દેવ માહેંદ્ર દેવલોકમાંથી કેટલાએક દેવતાઓની સાથે ત્યાં આવ્યો. 'અદ્યાપિ દેવતાઓ રામના પક્ષમાં છે' એમ જાણી ઈંદ્રજિતના પુત્ર વિગેરે ખેચરો ત્યાંથી ભય પામીને સત્વર નાસી ગયા. પછી જેના દેવતાઓ પણ મિત્ર છે અને જેની પાસે તેઓને મારનારો વિભીષણ છે, તેવા રામથી ભય અને લજ્જા પામીને તેઓ પરમ સંવેગને પ્રાપ્ત થયા, અને વૈરાગ્યવડે ગૃહવાસથી પરાઙ્‌મુખ થઇ તેઓએ અતિવેગ નામના મુનિની પાસે જઇને દીક્ષા ગ્રહણ કરી.

જટાયુ દેવે રામ પાસે આવી તેને બોધ કરવા માટે એક સુકા વૃક્ષને વારંવાર જળ સિંચવા માંડ્યું, પાષાણ ઉપર ખાતર નાખીને કમળ વાવવા માંડ્યાં, મરેલા વૃષભને હલમાં જોડી તેનાવડે જમીન ખેડીને અકાળે બીજ વાવવા માંડ્યાં, અને યંત્રમાં રેતી

નાખીને તેમાંથી તેલ કાઢવા માટે તેને પીલવા માંડી. આ પ્રમાણે બધાં અસાધ્ય કાર્યો રામની આગળ સાધવા માંડ્યાં. તે જોઇને રામ બોલ્યા—"અરે મુગ્ધ! આ સુકા વૃક્ષપર વૃથા જળસિંચન શું કામ કરે છે? તેને ફળ થવા તે અતિ દૂર છે; કેમકે કોઈ ઠેકાણે કદિ પણ મુશળ ફળતું નથી. વળી અરે મૂર્ખ! આ પાષાણ ઉપર કમળના ખંડને કેમ રોપે છે? વળી આ નિર્જળ પ્રદેશમાં મરેલા વૃષભવડે બીજને કેમ વાવે છે? તેમ જ રેતીમાંથી કદી પણ તેલ નીકળતું નથી, છતાં તેને કેમ પીલે છે? ઉપાયને નહિ જાણતા એવા તારો આ સર્વ પ્રયાસ વૃથા છે." તે સાંભળી જટાયુ દેવ હસીને બોલ્યો—'હે ભદ્ર! જો તું આટલું જાણે છે, તો અજ્ઞાનના ચિન્હરૂપ આ શબને સ્કંધ ઉપર કેમ વહન કરે છે'' તે સાંભળી લક્ષ્મણના શરીરને આલિંગન કરી રામ તેના પ્રત્યે બોલ્યા—'અરે આવું અમંગલ કેમ બોલે છે? તું મારી નજરથી દૂર થા.'

આ પ્રમાણે રામે જટાયુને કહ્યું, તે સમયે કૃતાંતવદન સારથિ જે દેવલોકમાં ઉત્પન્ન થયો છે, તે અવધિજ્ઞાનથી આ વાત જાણીને રામને બોધ કરવા માટે ત્યાં આવ્યો. તે દેવ મનુષ્યનું રૂપ ધારણ કરી પોતાના સ્કંધ ઉપર એક સ્ત્રીનું શબ લઈ રામની પાસે થઇને નીકળ્યો. તે જોઇ રામ બોલ્યા—'અરે મુગ્ધ! આ સ્ત્રીના શબને સ્કંધ ઉપર વહન કરવાથી તું ઉન્મત્ત થયેલો લાગે છે.' કૃતાંતદેવ બોલ્યો—'અરે! તું આવું અમંગળ કેમ બોલે છે? આ મારી પ્યારી સ્ત્રી છે, અને વળી તું પોતે પણ આ શબને કેમ વહન કરે છે? અરે બુદ્ધિમાન! જો મેં વહન કરેલી આ મારી સ્ત્રીને તું મરેલી ધારે છે તો આ તારા સ્કંધપર રાખેલા મૃતક પુરૂષને મરેલો કેમ નથી જાણતો?' આવા બીજા પણ કેટલાક હેતુઓ તેણે બતાવ્યા તેથી રામને ચેતના પ્રાપ્ત થઇ, એટલે તત્કાળ તેણે વિચાર્યું કે 'ખરેખર આ મારો અનુજ બંધુ લક્ષ્મણ જીવતો નથી, મરણ જ પામ્યો છે.' જ્યારે રામને આ પ્રમાણે બોધ થયો ત્યારે જટાયુ અને કૃતાંતદેવ પોતાને ઓળખાવીને પોતપોતાને સ્થાનકે ગયા.

પછી રામે અનુજ બંધુ લક્ષ્મણનું મૃતકાર્ય કર્યું, અને દીક્ષા લેવાની ઈચ્છાથી શત્રુઘ્નને રાજ્ય લેવાની આજ્ઞા કરી. 'હું પણ તમારી સાથે દીક્ષા જ લઇશ' એમ બોલતા શત્રુઘ્ને રાજ્યથી અને સંસારથી વિમુખ થઇને રાજ્ય લેવાની ના પાડી. પછી રામે લવણના પુત્ર અનંગદેવને રાજ્ય આપ્યું અને પોતે ચોથા પુરૂષાર્થ (મોક્ષ)ને સાધવા માટે તત્પર થયા. પછી તે અર્હદ્દાસ શ્રાવકે બતાવેલા મુનિસુવ્રતસ્વામીની અવિચ્છિન્ન પરંપરામાં થયેલા મહા મુનિસુવ્રત ઋષિની પાસે ગયા. ત્યાં શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ અને વિરાધ વિગેરે અનેક રાજાઓની સાથે રામે દીક્ષા લીધી. જ્યારે રામભદ્ર સંસારમાંથી નીકળ્યા, ત્યારે તેમની સાથે સોળહજાર રાજાઓ વૈરાગ્ય પામીને સંસારમાંથી નીકળ્યા. તેમજ સાડત્રીશ હજાર સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી, તે સર્વે શ્રીમતી સાધ્વીના પરિવારમાં રહી.

ગુરૂના ચરણ પાસે પૂર્વાંગશ્રુતનો અભ્યાસ કરતા રામભદ્ર મુનિએ વિવિધ પ્રકારના અભિગ્રહ સહિત સાઠ વર્ષ સુધી તપસ્યા કરી, પછી ગુરૂની આજ્ઞાથી રામે એકલવિહારીપણું અંગીકાર કર્યું, અને નિર્ભયપણે કોઇ અટવીમાં રહેલી ગિરિગુહામાં જઇને રહ્યા. તેજ રાત્રિએ ધ્યાનમાં સ્થિત રહેલા રામભદ્ર મુનિને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તેઓ ચૌદરાજલોક પ્રમાણ બધું વિશ્વ કરસ્થવત્ જોવા લાગ્યા. એ પ્રમાણે જોતાં બે દેવતાઓએ માયાકપટવડે હણેલા પોતાના અનુજ બંધુ લક્ષ્મણને નરકમાં પડેલા દીઠા. તે જોઇ રામ મુનિ આ પ્રમાણે ચિંતવવા લાગ્યા કે–"હું પૂર્વ જન્મમાં **ધનદત્ત** નામે વણિક્‌પુત્ર હતો અને આ લક્ષ્મણ તે ભવમાં પણ મારો અનુજ બંધુ વસુદત્ત નામે હતો. તે ભવમાં તે વસુદત્ત કાંઇ પણ સુકૃત્ય કર્યા વગર મૃત્યુ પામ્યો હતો, અને અનેક ભવમાં પરિભ્રમણ કરીને મારો અનુજ બંધુ લક્ષ્મણ થયો હતો. અહીં પણ તેનાં સો વર્ષ કુમારવયમાં વૃથા ચાલ્યાં ગયાં, બાકી ત્રણસો વર્ષ મંડલિકપણામાં, ચાલીશ વર્ષ દિગ્વિજયમાં અને અગ્યાર હજાર પાંચસો ને સાઠ વર્ષ રાજ્યમાં–એમ બાર હજાર વર્ષનું સર્વ આયુષ્ય અનુક્રમે કાંઇપણ સત્કર્મ કર્યા વગર છેવટે નરકને આપનારૂં થઈ પડયું. માયા કરનારા એ દેવતાઓનો એમાં કાંઇપણ દોષ નથી,કેમકે પ્રાણીઓને કર્મનો વિપાક એવો જ હોય છે." આવું ચિંતવતા રામ કર્મનો ઉચ્છેદ કરવામાં અધિક ઉદ્યમી થઇ વિશેષે કરીને તપસમાધિનિષ્ઠ અને મમતારહિત થયા. એક વખતે છઠ્ઠા ઉપવાસને અંતે યુગમાત્ર દૃષ્ટિ નાખતા રામ **સ્યંદનસ્થલ** નામના નગરમાં પારણું કરવા માટે પેઠા. ચંદ્રની જેવા નયનોત્સવ રૂપ રામને પૃથ્વીપર ચાલીને આવતાં જોઇ નગરજનો આત હર્ષથી તેમની સન્મુખ આવ્યા. નગરની સ્ત્રીઓ તેમને ભિક્ષા આપવા માટે પોતપોતાના ગૃહદ્વારે વિચિત્ર ભોજનથી પૂર્ણ એવાં પાત્રો હાથમાં લઇને ઉભી રહી, તે વખતે નગરજનોનો હર્ષકોલાહલ એવો થયો કે જેથી હાથીઓ ખીલા ઉખેડીને નાઠા અને ઘોડાઓ ઉંચા કાન કરીને ભડકયા. રામ ઉજ્ઝિત* ધર્મવાળો આહાર લેવાના ખપી હોવાથી નગરજનોએ આપવા માંડેલો આહાર લીધા વગર રાજગૃહમાં ગયા. ત્યાં પ્રતિનંદી રાજાએ ઉજ્ઝિત ધર્મવાળા આહારવડે રામને પ્રતિલાભ્યા. રામે વિધિ પૂર્વક આહાર કર્યો. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય કર્યાં. પછી રામભદ્ર પાછા તેજ અરણ્યમાં ચાલ્યા ગયા. 'હવે ફરીથી નગરમાં ક્ષોભ ન થાઓ અને કોઇને મારો સંઘટ્ટ ન થાઓ' એવી બુદ્ધિથી શુદ્ધ મતિવાળા રામે આ પ્રમાણે અભિગ્રહ ધારણ કર્યો કે 'જો આ અરણ્યમાંજ ભિક્ષાને અવસરે ભિક્ષા મળે તો મારે પારણું કરવું, નહિ તો કરવું નહિ.' આવો અભિગ્રહ ધારણ કરી શરીરમાં પણ અપેક્ષારહિત એવા રામ પરમ સમાધિને પ્રાપ્ત થઇ પ્રતિમાધર થઇને રહ્યા.

એક વખતે વિપરીત શિક્ષા આપેલા વેગવાળા અશ્વે આકર્ષણ કરેલો **પ્રતિનંદી**

---

* તજી દીધેલો, ભિક્ષાચરોને આપવા માટે કાઢેલો, સૌના જમી રહ્યા પછી વધેલો આહાર.

રાજા તે તરફ આવ્યો. ત્યાં આવેલા **નંદનપુણ્ય** નામના સરોવરમાં કાદવની અંદર તેનો અશ્વ ખુંચી ગયો. તેની પછવાડે શોધતું શોધતું તેનું સૈન્ય પણ આવ્યું. પછી પંકમાંથી અશ્વને કાઢી પ્રતિનંદી રાજાએ ત્યાંજ છાવણી નાખી, અને સ્નાન કરીને ત્યાંજ પરિવાર સાથે ભોજન કર્યું. તે સમયે ધ્યાન પારીને રામ મુનિ પારણું કરવાની ઇચ્છાએ ત્યાં આવ્યા. પ્રતિનંદી રાજા તેમને જોઇને ઉભો થયો, અને અવશેષ રહેલા ભાતપાણીથી તેણે રામને પ્રતિલાભિત કર્યા. એટલે રામર્ષિએ પારણું કર્યું અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. પછી રામ મુનિએ દેશના આપી, તે સાંભળી પ્રતિનંદ્યાદિક રાજાઓ સમકિતયુક્ત દ્વાદશ વ્રતધારી શ્રાવક થયા. ત્યારથી મહા તપસ્વી રામ વનવાસી દેવતાઓએ પૂજાતા સતા તે વનમાંજ ચિરકાલ રહ્યા. રામ મુનિ ભવનો પાર પામવાની ઇચ્છાથી એક માસે, બે માસે, ત્રણ માસે અને ચાર માસે પારણું કરવા લાગ્યા. કોઇવાર પર્યંકાસને રહેતા, કોઇવાર ભુજા પ્રલંબિત કરીને ઉભા રહેતા, કોઇવાર ઉત્કટિક આસને રહેતા, કોઇવાર ઉંચા બાહુ કરીને રહેતા, કોઇવાર અંગુઠા ઉપર રહેતા, અને કોઇવાર પગની એડી ઉપર રહેતા—એમ વિવિધ પ્રકારનાં આસનવડે ધ્યાન કરતા રામ દુસ્તપ તપ કરવા લાગ્યા.

એક વખતે રામમુનિ વિહાર કરતાં કરતાં **કોટિશિલા** નામની શિલા ઉપર આવ્યા. જે શિલા પૂર્વે લક્ષ્મણે વિદ્યાધરોની સમક્ષ ઉપાડી હતી તે શિલાપર રહીને રાત્રે પ્રતિમા ધારણ કરતા રામ ક્ષપકશ્રેણિનો આશ્રય કરી શુક્લ ધ્યાનાંતરને પ્રાપ્ત થયા. તે વખતે અવધિજ્ઞાનથી રામની આ પ્રમાણેની સ્થિતિ જાણી ઈંદ્ર થયેલા સીતાએ ચિંતવ્યુ કે 'જો આ રામ પુન. ભવી* થાય તો હું પાછી તેની સાથે જોડાઉં, માટે ક્ષપકશ્રેણિમાં વર્તતા આ રામ મુનિને અનુકૂલ ઉપસર્ગવડે એવા ઉપદ્રવિત કરૂં કે જેથી તે મરણ પામીને મારા મિત્રરૂપ દેવ થાય.' આવું ચિંતવન કરીને સીતેંદ્ર રામની પાસે આવ્યા, અને ત્યાં વસંતઋતુથી વિભૂષિત એવુ એક મોટું ઉદ્યાન વિકુર્વ્યું. તેમાં કોકીલના કૂજિત થવા લાગ્યા, મલયાનિલ વાવા લાગ્યો, પુષ્પોની સુગંધથી હર્ષ પામતા ભમરાઓ ગુંજારવ કરતાં ભમવા લાગ્યા અને આમ્ર, ચંપક, કંકિલ, ગુલાબ અને બોરસલીનાં વૃક્ષોએ સદ્ય કામદેવના નવીન અસ્ત્રરૂપ પુષ્પોને ધારણ કર્યા. પછી સીતેંદ્રે સીતાનું રૂપ વિકુર્વી બીજી સ્ત્રીઓને સાથે લઇ રામની પાસે આવીને કહ્યું—"હે પ્રિય! હું તમારી પ્રિયા સીતા છું અને તમારી પાસે આવી છું. હે નાથ! તે વખતે પોતાને પીડિત માનનારી મેં તમારા જેવા રાગી પતિને છોડી દઇ દીક્ષા લીધી, પણ પછવાડે મને ઘણો પશ્ચાત્તાપ થયો છે. આ વિદ્યાધરોની કુમારીઓએ આજે મારી પ્રાર્થના કરી કે તમારા પતિ રામને પ્રાર્થના કરી અમારા પતિ કરો, તમે દીક્ષા છોડી દ્યો, અને પાછા રામના પટરાણી થાઓ. તમારી આજ્ઞાથી અમે પણ રામની પત્નીઓ થઇશું. તેથી હે રામ! આ વિદ્યાધરોની કન્યાઓને પરણો. હું પૂર્વની જેમ તમારી સાથે રમીશ. મેં કરેલા તે અપમાનને ક્ષમા

* સંસારી-ગૃહસ્થી

કરો." આ પ્રમાણે સીતેંદ્રે કહ્યા પછી તે વિકુર્વેલી ખેચરકુમારીઓએ કામદેવને સજીવન કરવામાં ઔષધરૂપ વિવિધ પ્રકારનું સંગીત કરવા માંડયું. સીતેંદ્રનાં તેવાં વચનોથી, વિદ્યાધરીઓના સંગીતથી અને વિકુર્વેલા વસંતઋતુથી રામભદ્ર મહામુનિ જરાપણ ક્ષોભ પામ્યા નહિ; જેથી માઘ માસની શુક્લ દ્વાદશીએ રાત્રિના છેલ્લા પહોરે રામ મુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. સીતેંદ્રે અને બીજા દેવતાઓએ વિધિપૂર્વક ભક્તિથી કેવલજ્ઞાનનો મહિમા કર્યો. પછી દિવ્ય સુવર્ણ કમલપર બેસી દિવ્ય ચામર અને દિવ્ય છત્રથી શોભિત રામર્ષિએ ધર્મદેશના આપી. દેશનાને અંતે સીતેંદ્રે પોતાનો અપરાધ ખમાવી પ્રણામ કરીને લક્ષ્મણની અને રાવણની ગતિ પૂછી, એટલે રામર્ષિ બોલ્યા— "હમણા શંબૂક સહિત રાવણ અને લક્ષ્મણ ચોથા નરકમાં છે. કેમકે **પ્રાણીઓની ગતિ કર્મને આધીન છે.** નરકના આયુષ્યને અનુભવીને તે રાવણ અને લક્ષ્મણ પૂર્વ વિદેહના આભૂષણરૂપ **વિજયાવતી** નગરીને વિષે **સુનંદ** અને **રોહણી**ના પુત્ર **જિનદાસ** અને **સુદર્શન** નામે થશે. ત્યાં નિરંતર જિનધર્મને પાળશે. ત્યાંથી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થશે. ત્યાંથી ચવીને પાછા વિજયાપુરીમાં જ શ્રાવક થશે. ત્યાંથી મૃત્યુ પામી હરિવર્ષ ક્ષેત્રમાં બંને પુરૂષો થશે. ત્યાંથી મૃત્યુ પામીને દેવલોકમાં જશે. ત્યાંથી ચવી પાછા વિજયાપુરીમાં **કુમારવર્તિ** રાજા અને **લક્ષ્મી** રાણીના **જયકાંત** અને **જયપ્રભ** નામે કુમારો થશે. ત્યાં જિનોક્ત સંયમને પાળી મૃત્યુ પામીને બંને લાંતક નામના છઠ્ઠા કલ્પમાં દેવતા થશે. તે સમયે તું અચ્યુત દેવલોકમાંથી ચવી આ ભરતક્ષેત્રમાં **સર્વરત્નમતિ** નામે ચક્રવર્ત્તી થઈશ અને તે બન્ને લાંતક દેવલોકમાંથી ચવીને **ઇંદ્રાયુધ** અને **મેઘરથ** નામે તારા પુત્રો થશે. પછી તું દીક્ષા લઇને વૈજયંત નામના બીજા અનુત્તર વિમાનમાં જઇશ. ઈંદ્રાયુધ જે રાવણનો જીવ તે શુભ ત્રણ ભવ કરી તીર્થંકરગોત્રને ઉપાર્જન કરશે અને તીર્થંકર થશે. તે વખતે તું વૈજયંત વિમાનથી ચવીને તેનો ગણધર થઈશ. પ્રાંતે તમે બન્ને મોક્ષને પામશો. લક્ષ્મણનો જીવ જે તારો પુત્ર મેઘરથ તે શુભ ગતિઓને પામશે. પછી પુષ્કરવર દ્વીપના પૂર્વ વિદેહના આભૂષણ રૂપ **રત્નચિત્રા** નગરીમાં તે ચક્રવર્ત્તી થશે. ચક્રવર્તીની સંપત્તિ ભોગવી અને દીક્ષા લઇ અનુક્રમે તે તીર્થંકર થશે અને છેવટે નિર્વાણને પામશે."

આ પ્રમાણે સાંભળી સીતેંદ્ર રામર્ષિને નમીને પૂર્વના સ્નેહને લીધે જ્યાં લક્ષ્મણ દુઃખ ભોગવતા હતા ત્યાં આવ્યા. ત્યાં શંબૂકને અને રાવણને સિંહાદિક રૂપો વિકુર્વીને લક્ષ્મણની સાથે ક્રોધથી યુદ્ધ કરતાં જોયા. તે વખતે તમને યુદ્ધ કરનારાઓને કાંઇ આમાં દુઃખ થશે નહીં એમ બોલતા પરમાધાર્મિકોએ ક્રોધથી તેમને અગ્નિકુંડમાં નાખ્યા. ત્યાં તે ત્રણે જણ બળવા લાગ્યા. તેની અંદર અંગ ગલિત થવાથી ઉંચે સ્વરે પોકાર કરતા તેઓને ખેંચી લઇ પાછા પરમાધામીઓએ બલાત્કારે તેલની કુંભીમાં નાખ્યા. ત્યાં પણ દેહ વિલીન થયા પછી તેમને ભઠ્ઠીમાં નાખ્યા. ત્યાં તડતડાટ શબ્દે ફુટી જતા તેઓ અત્યંત

દુઃખી થયા. આ પ્રમાણે તેમનું દુઃખ જોઇ સીતેંદ્રે પરમાધાર્મિકોને કહ્યું–'અરે ! દુષ્ટો ! શું તમે જાણતા નથી કે આ ત્રણે ઉત્તમ પુરૂષો છે. હે અસુરો ! તમે દૂર ખસી જાઓ અને એ મહાત્માઓને છોડી દો.' આ પ્રમાણે અસુરોને વારી તેણે શંબૂક અને રાવણને કહ્યું–'તમે પૂર્વે એવું દુષ્કૃત્ય કર્યું છે કે જેથી આવા નરકમાં આવ્યા છો. આ પ્રમાણે તેનું પરિણામ જોયા છતાં પણ હજુ સુધી તમે પૂર્વ વૈરને કેમ છોડતા નથી?' આવી રીતે તેમને યુદ્ધ કરતા નિષેધીને સીતેંદ્રે કેવલજ્ઞાની રામે જે તેમનો આગામી ભવસંબંધ કહ્યો હતો તે સર્વ લક્ષ્મણને અને રાવણને બોધ થવા માટે કહી સંભળાવ્યો, એટલે તેઓ બોલ્યા–'હે કૃપાનિધિ ! તમે બહુ સારૂં કર્યું, તમારા શુભ ઉપદેશથી અમે અમારાં અત્યાર સુધીનાં દુઃખને ભૂલી ગયા છીએ, પણ પૂર્વજન્મોપાર્જિત ક્રૂર કર્મોએ અમને આ લાંબા કાળનો નરકાવાસ આપેલો છે. તેનું વિષમ દુઃખ હવે કોણ મટાડશે?' આવાં તેમનાં વચન સાંભળી સીતેંદ્ર કરુણા લાવીને બોલ્યા કે–'હું તમને ત્રણેને આ નરકમાંથી દેવલોકમાં લઇ જઇશ.' એમ કહી તેણે પોતાના હાથવતી તે ત્રણેનો ઉદ્ધાર કર્યો (ઉપાડ્યા), પરતુ તત્કાળ તેઓ પારાની જેમ કણ કણ થઇને તેના હાથમાંથી સરી ગયા અને તેઓનાં અંગ મળી ગયાં, એટલે ફરીવાર પાછા સીતેંદ્રે ઉપાડ્યા, તે વખતે પણ પૂર્વની જેમ વેરણશીરણ થઈ ગયા અને મળી ગયા, પછી તેઓએ સીતેંદ્રને કહ્યું કે–"હે ભદ્ર ! તમારા ઉદ્ધાર કરવાથી ઉલટું અમને અધિક દુઃખ થાય છે, માટે હવે અમને છોડી ઘો અને તમે દેવલોકમાં જાઓ.' પછી તેમને મૂકી દઇને સીતેંદ્ર રામની પાસે આવ્યા, અને રામને નમીને શાશ્વત અર્હંતની તીર્થયાત્રા કરવા માટે નંદીશ્વરાદિક તીર્થોએ ગયા. પાછા વળતાં માર્ગમાં દેવકુરૂ ક્ષેત્રમાં ભામંડલ રાજાના જીવને યુગળિકપણે દીઠો. પૂર્વના સ્નેહથી તેને સારી રીતે પ્રતિબોધ કરીને સીતેંદ્ર પોતાના કલ્પમાં ગયા.

ભગવાન રામર્ષિ કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી પચીશ વર્ષ સુધી પૃથ્વીમાં વિચરી, ભવિક જીવોને બોધ કરી, પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, છેવટ કૃતાર્થ થઇ શૈલેશીપણાને અંગીકાર કરીને શાશ્વત સુખવાળા આનંદમય પદ (મોક્ષ) ને પ્રાપ્ત થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि रामनिर्वाणगमनो नाम दशम सर्गः ॥ १० ॥

समाप्तं चेदं रामायणम्.

# સર્ગ ૧૧ મો.

## શ્રી નમિનાથજી ચરિત્ર.

દેવતાઓએ જેમના ચરણને પૂજેલા છે, જે કર્મરૂપી વૃક્ષોમાં ગજેંદ્રરૂપ છે અને પૃથ્વીમાં કલ્પવૃક્ષરૂપ છે એવા શ્રી નમિજિનેંદ્રને નમસ્કાર થાઓ. હવે આ વિશ્વના આ લોક અને પરલોકના ઉપકારને માટે એ પ્રભુનું પવિત્ર ચરિત્ર કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપના પશ્ચિમ વિદેહને વિષે ભરત નામના વિજયમાં સંપત્તિના ભંડારરૂપ **કૌશાંબી** નામે નગરી છે. તે નગરીમાં ઈંદ્રની જેવા અખંડ શાસનવાળો અને સર્વ અર્થને સિદ્ધ કરનાર **સિદ્ધાર્થ** નામે રાજા હતો. તેનામાં ગાંભીર્ય, ધૈર્ય, ઔદાર્ય, વીર્ય અને બુદ્ધિ વિગેરે સર્વ અદ્ભુત ગુણો પરસ્પર સ્પર્ધા કરતા હોય તેમ આવીને રહેલા હતા. અતિ ઉન્નતિવાલા તે રાજાની વિસ્તાર પામેલી સંપત્તિ માર્ગવૃક્ષની છાયાની જેમ વિશ્વના ઉપકાર માટે હતી. કમળમાં રાજહંસની જેમ તેના અત્યંત નિર્મળ મનમાં નિરંતર એક ધર્મજ નિવાસ કરી રહ્યો હતો

અન્યદા એ સિદ્ધાર્થ રાજાએ ભવથી વિરક્ત થઇ તૃણની જેમ સર્વ લક્ષ્મીને છોડી દઇ **સુદર્શન** મુનિની પાસે દીક્ષા લીધી તે રાજર્ષિ વીશ સ્થાનકો માંહેનાં કેટલાંક સ્થાનકોના આરાધનવડે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરી સમ્યક્ પ્રકારે વ્રત પાળી, મૃત્યુ પામીને અપરાજિત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે જેમાં ધર્મમાં આદરવંત લોકો રહેલા છે એવી **મિથિલા** નામે નગરી છે. રત્નસુવર્ણમય હવેલીઓ અને દુકાનોથી ગર્ભિત એવો તે નગરીનો કિલ્લો જાણે પૃથ્વીના સર્વસ્વનો ડાબલો હોય તેવો શોભે છે. ચારે તરફ રત્નોથી જડિત એવી તે નગરીના ઉદ્યાનની વાપિકાઓ તેના તીરપર રહેલાં વૃક્ષોના પરાગવડે પંકિલ થઇ રહેલી છે. તે નગરીમાં સર્વ શત્રુઓનો વિજય કરનાર અને પરમ લક્ષ્મીવડે પૃથ્વીના ઈંદ્રપદને ધારણ કરનાર **વિજય** નામે રાજા હતો. યુવાન પુરૂષોને કામદેવ જીતે તેમ ભ્રગુટી ચલાવ્યા વગર અને સેનાને સજ્જ કર્યા વગર તે લીલામાત્રમાં શત્રુઓને જીતી લેતો હતો. વળી તે રાજા સમુદ્રની જેવો અગાધ, ચદ્રની જેવો આહ્લાદક, પવનની જેવો બલવાન અને સૂર્યની જેવો તેજસ્વી હતો. જાણે અંગવતી ભૂમિ હોય તેવી, સર્વ અંત પુરના મંડનરૂપ અને શીલરૂપ મંડનથી શોભિત **વપ્રા** નામે તે રાજાને મુખ્ય રાણી હતી. તે રાણી ગંગાની જેવી સ્વચ્છ, ગંભીર અને જગતને પાવન કરનારી અને ચંદ્રિકાની જેવી નયનને આનંદ આપનારી હતી. તેમજ સત્ય વચન અને શિલાદિક જે જે ઉત્તમ ગુણો જોવામાં આવે છે તે તે ઉજ્વલ ગુણોથી તે વપ્રાદેવી સ્ત્રીઓમાં એક દૃષ્ટાંતરૂપ હતી.

અહીં સિદ્ધાર્થ રાજાના જીવે અપરાજિત વિમાનમાં તેત્રીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું. પછી ત્યાંથી ચવી આશ્વિન માસની પૂર્ણિમાએ અશ્વિની નક્ષત્રમાં વપ્રાદેવીના ઉદરમાં આવીને અવતર્યો. તે સમયે ત્રણ જગતમાં ઉદ્યોત થઈ રહ્યો. રાત્રિના અવશેષ ભાગે તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્નો વપ્રાદેવીએ જોયાં. પિતાના મનોરથની જેમ તે ગર્ભ અનુક્રમે વધવા લાગ્યો, અને માતાને અતિ લાવણ્ય આપનાર તેમજ સુખ કરનાર થયો. ગર્ભસમય પૂર્ણ થતાં શ્રાવણ માસની કૃષ્ણ અષ્ટમીએ અશ્વિની નક્ષત્રમાં નીલ કમલથી લાંછિત અને સુવર્ણ કાંતિવાળા કુમારને દેવીએ જન્મ આપ્યો. આસનકંપથી તે હકીકત જાણી દિક્કુમારીઓએ ત્યાં આવીને દેવીનું અને કુમારનું વિધિપૂર્વક સૂતિકર્મ કર્યું. પછી શક્રેંદ્ર પ્રભુને મેરૂગિરિના મસ્તકપર લઇ ગયા. ત્યાં અચ્યુતાદિ ચોસઠ ઈંદ્રોએ તીર્થજલથી પ્રભુને સ્નાત્ર કરાવ્યું. સ્નાત્ર કરી રહ્યા પછી શક્રેન્દ્રે પુષ્પાદિવડે પ્રભુનું અર્ચન કરી આરતી ઉતારીને આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પરમેશ્વર ! મોક્ષમાર્ગના કહેનાર, સર્વ કર્મનો સંહાર કરનાર, અનેક "કષાયોને પ્રહાર કરનાર એવા તમે જય પામો. હે જગદ્‌ગુરૂ! કુમતને ટાળનાર, જગતને દોરનાર (નાયક) અને સદ્‌બોધને પ્રવર્ત્તાવનાર એવા તમને નમસ્કાર કરૂં "છું. સર્વ વિશ્વને ઐશ્વર્ય આપનાર, વિશ્વનાં પાપનો તિરસ્કાર કરનાર, અવિકારી "અને ઉપકારી એવા તમારાથી આ બધું જગત સનાથ છે. ધર્મના બીજને વાવ- "નાર, અતિશય સંપત્તિને ધરનાર અને શ્રુતસ્કંધના રચનાર એવા તમને નમસ્કાર "છે. કુમાર્ગથી નિવૃત્ત કરનાર, મુક્તિમાર્ગને બતાવનાર અને સર્વને ઉપદેશ કરનાર એવા "તમારાથી હવે ધર્મની ઉત્પત્તિ થશે. નવીન તીર્થની પ્રતિષ્ટા કરનાર, તપસંપત્તિને "આચરનાર અને જગતના અધિષ્ઠાતા એવા તમારા અમે કિંકર છીએ. હે ત્રૈલોક્યશ- "રણ પ્રભુ! મોક્ષસુખને આપનાર અને વિશ્વને અભય દેનાર એવા તમારે શરણે હું "પ્રાપ્ત થયો છુ. રે જગત્પતિ! જેવા તમે આ ભવમાં મારા સ્વામી થયા છો, તેવી રીતે "ભવાંતરમાં પણ મારા સ્વામી થાઓ, એ શિવાય બીજો કાંઈ મારો મનોરથ નથી."

આ પ્રમાણે સ્તુતિ કરીને ઈંદ્રે પ્રભુને લઇ વપ્રાદેવીના પડખામાં જેમ હતા તેમ પાછા મૂકી દીધા. પ્રાતઃકાલે વિજય રાજાએ કારાગૃહમાંથી કેદીઓને છોડી મૂકી મોટા હર્ષવડે પુત્રજન્મનો મહોત્સવ કર્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે શત્રુઓએ મિથિલા નગરી રૂંધેલી હતી, તે વખતે વપ્રાદેવી મહેલ ઉપર ચડ્યા હતા, તેમને જોઇને ગર્ભના પ્રભાવથી સર્વ શત્રુઓ આવી વિજય રાજાને નમી પડ્યા હતા, તે ઉપરથી રાજાએ પ્રભુનું નમિ એવું નામ પાડ્યું. ઈંદ્રે આદેશ કરેલી ધાત્રીઓએ હંમેશા પાલન કરેલા શ્રી નમિનાથ બીજા ચંદ્ર હોય તેમ વધવા લાગ્યા. બાલ્યવય નિર્ગમન થતાં પ્રભુ પંદર ધનુષ ઉંચી કાયાવાળા થયા, અને પિતાની આજ્ઞાથી રાજકન્યા સાથે પરણ્યા. જન્મથી અઢી હજાર વર્ષ ગયાં પછી ભોગફલકર્મને જાણનારા પ્રભુએ પિતાએ આપેલું રાજ્ય સ્વીકાર્યું.

રાજ્યાવસ્થામાં પાંચહજાર વર્ષ ગયાં, એટલે લોકાંતિક દેવતાઓએ આવી પ્રભુને કહ્યું 'તીર્થ પ્રવર્ત્તાવો.' પછી નમિનાથ પ્રભુ સુપ્રભ નામના પુત્રને રાજ્ય ઉપર બેસારી તિર્યગ્ જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યવડે વાર્ષિક દાન આપવા લાગ્યા. વાર્ષિક દાન અપાઇ રહ્યા પછી સુપ્રભ વિગેરે રાજાઓથી અને ઇંદ્રાદિક દેવોથી પરવરેલા પ્રભુ દેવકુરૂ નામની શિબિકામાં બેસીને સહસ્રામ્ર વન તરફ ચાલ્યા.

અનુક્રમે જ્યાં ભ્રમરાઓનો સમૂહ કદંબ વૃક્ષોને ચુંબન કરવામાં આસક્ત હતો, ઉદ્યાનપાલો મલ્લિકાનાં પુષ્પો ચુંટવામાં વ્યાકુલ હતા, ખરતા ગુલાબના પુષ્પોથી જેનું ભૂમિતળ ગુલાબી રંગનું થયેલું હતું, જ્યાં સિરીષ પુષ્પોના સમૂહવડે કામી જનો સંથારો કરતા હતા, અને વહેતા રેંટમાંથી ઉછળતા જળબિંદુઓવડે જ્યાં ગ્રીષ્મઋતુ છતાં પણ વર્ષાઋતુ દેખાતી હતી—એવા સહસ્રામ્ર વનમાં પ્રભુએ પ્રવેશ કર્યો, અને આષાઢ માસની કૃષ્ણ નવમીએ અશ્વિની નક્ષત્રમાં દિવસને પાછલે પહોરે પ્રભુએ છઠ તપ કરીને એકહજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. તત્કાળ પ્રભુને મન:પર્યાયજ્ઞાન ઉત્પન્ન થયું. બીજે દિવસે વીરપુરમાં દત્ત રાજાને ઘેર પ્રભુએ ક્ષીરવડે પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય કર્યાં. દત્ત રાજાએ તે ઠેકાણે પીઠ કરી, અને પ્રભુએ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો. નવ માસ પર્યંત વિહાર કરીને પાછા પોતાના દીક્ષાસ્થાનવાળા સહસ્રામ્ર વનમાં પ્રભુ પધાર્યા અને છઠ તપ કરીને બોરસલીના વૃક્ષની નીચે પ્રતિમાપણે રહ્યા. માગશર માસની શુક્લ એકાદશીને દિવસે અશ્વિની નક્ષત્રમાં ઘાતિકર્મનો ક્ષય થવાથી પ્રભુને ઉજ્વલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ તત્કાળ ત્યાં આવીને સમોસરણ રચ્યુ, જે એકસો ને એંશી ધનુષ્ય ઉંચા આસોપાલવના વૃક્ષથી શોભિત હતું. તે આસોપાલવના વૃક્ષને પ્રદક્ષિણા કરી, તીર્થને નમસ્કાર કરીને પ્રભુ પૂર્વાભિમુખે રત્ન સિંહાસનપર બિરાજમાન થયા. તત્કાળ વ્યંતર દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં રત્ન સિંહાસનની ઉપર પ્રભુનાં પ્રતિબિંબો વિકુર્વ્યાં. શ્રીમાન ચતુર્વિધ સંઘ આવીને યોગ્ય સ્થાને બેઠો. પછી સૌધર્મેન્દ્ર ભગવંતને નમસ્કાર કરી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—

" હે પ્રભુ ! તમે કેવળજ્ઞાન રૂપ નેત્રથી આ બધા જગતને જુઓ છો, જેથી ત્રણ "નેત્રવાળા તમને નમસ્કાર છે. પાંત્રીશ અતિશય સહિત વચનવાળા અને ચોત્રીશ "અતિશયવાળા પરમેષ્ટી સ્વરૂપ તમને નમસ્કાર છે. હે નાથ! માલવકૈશિકી છે મુખ્ય "જેમાં એવા ગ્રામ અને રાગથી મનોહર અને સર્વ ભાષાને અનુસરનારી તમારી "વાણીની અમે ઉપાસના કરીએ છીએ. ગરૂડના દર્શનથી જેમ દૃઢ નાગપાશ પણ "તુટી જાય, તેમ તમારા દર્શનથી પ્રાણીઓના દૃઢ કર્મપાશ પણ તુટી જાય છે. "તમારા દર્શનથી પ્રાણીઓ જાણે મોક્ષની નિઃશ્રેણી હોય તેવી ગુણઠાણાની શ્રેણીપર "શનૈ શનૈઃ ચડે છે. હે સ્વામી ! સાંભળેલા, સંભારેલા, સ્તુતિ કરેલા, ધ્યાન કરેલા, "જોયેલા, સ્પર્શેલા અને નમસ્કાર કરેલા તમે જે તે પ્રકારે સુખને માટેજ થાઓ છો.

"હે સ્વામી ! અમારા પૂર્વના પુણ્યાનુબંધી પુણ્યજ છે કે જેથી અસાધારણ સુખ આપ-
"નારા તમે આજે દૃષ્ટિગોચર થયા છો. હે નાથ ! અમારા સ્વર્ગરાજ્ય વિગેરે સુખનું ગમે
"તે ભલે થાઓ, પણ તમારી દેશનાની વાણી કદિ પણ અમારા હૃદયમાંથી
"જશો નહિ."

આ પ્રમાણે ઈંદ્ર પ્રભુના ગુણની સ્તુતિ કરી વિરામ પામ્યા. પછી ત્રણ જગતના ગુરૂ પ્રભુએ આ પ્રમાણે ધર્મદેશના આપી.

"આ સંસાર અસાર છે, ધન નદીના તરંગ જેવું ચંચળ છે, અને શરીર વિજ-
"ળીના વિલાસ જેવું નાશવંત છે, તેથી ચતુર જને તે ત્રણેમાં સર્વથા અનાસ્થા રાખી
"મુમુક્ષુ થઇ મોક્ષમાર્ગરૂપ યતિધર્મને વિષે પ્રયત્ન કરવો. જો તેમ કરવાને અશક્ત હોય
"તો તેની આકાંક્ષા રાખી સમકિતયુક્ત બાર પ્રકારના શ્રાવકધર્મને માટે તત્પર થવું.
"શ્રાવકે પ્રમાદ છોડી મન વચન કાયાએ કરી ધર્મ સંબંધી ચેષ્ટાવડેજ અહોરાત્રિ નિર્ગ-
"મન કરવાં. શ્રાવકે બ્રાહ્મમુહૂર્ત્તમાં ઉઠી પરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરીને વિચારવું કે
"મારો શો ધર્મ છે ? હું કેવા કુલનો છુ ? અને મારે શું વ્રત છે ? પછી પવિત્ર થઈ પુષ્પ નૈવેદ્ય
"અને સ્તોત્ર વડે ગૃહચૈત્યમાં દેવપૂજા કરી, યથાશક્તિ પચ્ચખાણ કરીને પછી મોટે
"દેરાસરે જવું. ત્યાં વિધિવડે પ્રવેશ કરી પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરવી અને પુષ્પાદિક
"વડે પ્રભુને પૂજીને ઉત્તમ સ્તોત્રવડે સ્તુતિ કરવી. પછી ગુરૂની પાસે જઈ વંદનાપૂર્વક
"વિશુદ્ધાત્માવાળા પ્રાણીએ પચ્ચખાણને પ્રકાશિત કરવું. (પચ્ચખાણ લેવું.) ગુરૂના
"દર્શન થતાં જ ઉભા થવું, તેમના આગમનને વખતે સામું જવું, મસ્તકપર અંજલી
"જોડવી, પોતે આસન નાખી દેવુ, અને ગુરૂ આસનપર બેસે એટલે ભક્તિપૂર્વક પર્યુ-
"પાસના કરવી; તેમ જ જ્યારે ગુરૂ જાય ત્યારે પાછળ જવું. આ પ્રમાણે કરવાથી ગુરૂ
"મહારાજની પ્રતિપત્તિ થાય છે. પછી ગુરૂ પાસેથી પાછા ફરીને પોતાને ઘરે જવું,
"અને પછી સદ્‌બુદ્ધિપૂર્વક ધર્મના અવિરોધપણે અર્થચિંતન (વ્યાપાર ઉદ્યોગ) કરવું.
"પછી મધ્યાન્હ કાળે ફરી જિનપૂજા કરીને ભોજન કરવું. તારબાદ શાસ્ત્રવેત્તાઓની
"સાથે શાસ્ત્રોનું રહસ્ય વિચારવું. પછી સંધ્યા વખતે ફરીવાર દેવાર્ચન કરી, આવશ્યક
"કર્મ (પ્રતિક્રમણ) આચરવું, અને પછી ઉત્તમ પ્રકારે સ્વાધ્યાય ધ્યાન કરવું. રાત્રે યોગ્ય
"સમયે દેવગુરૂના સ્મરણથી પવિત્ર થઈ અલ્પ નિદ્રા કરવી, અને પ્રાયઃ અબ્રહ્મપણાને
"વર્જવું. વચમાં જો નિદ્રાનો છેદ થાય (નિદ્રા ઉડી જાય) તો સ્ત્રીના અંગ વિષે ચિંત-
"વન કરવું, અને મહાત્મા મુનિઓએ જેનાથી નિવૃત્તિ કરી છે તેનો વિચાર કરવો.
"સ્ત્રીનું શરીર ગ્રંથીઓ, વિષ્ટા, મૂત્ર, મલ, શ્લેષ્મ, મજ્જા અને અસ્થિથી ભરપૂર છે,
"તેમ જ સ્નાયુથી સીવેલી ચર્મની કોથળીરૂપ છે. જો સ્ત્રીના શરીરનું અંદરના અને
"બહારના ભાગનું વિપર્યયપણું કરવામાં આવે અર્થાત્ અંદરના ભાગને બહાર લાવ-
"વામાં આવે તો દરેક કામી પુરૂષને ગીધ અને શિયાળ થકી તેના શરીરનું રક્ષણ કરવું

"૫૮. જો કામદેવ સ્ત્રીરૂપ શસ્ત્રથી આ જગતને જીતવાને ઇચ્છતો હોય તો તે મૂઢ "બુદ્ધિવાળો હલકા પીંછાનું શસ્ત્ર શા માટે લેતો નથી? અહો! સંકલ્પમાંથી ઉત્પન્ન "થનારા કામદેવે આ વિશ્વને બહુ વિડંબિત કર્યું છે, પણ તે દુ:ખનું મૂળ સંકલ્પ જ છે "એવું ચિંતવન કરવું. જે જે બાધકકારી દોષ હોય તેનો પ્રતિકાર ચિંતવવો, અને તેવા "દોષથી મુક્ત એવા મુનિઓને વિષે હર્ષ પામવો. સર્વ જીવોને વિષે રહેલી મહા દુ:ખ- "કારક ભવસ્થિતિ વિષે વિચાર કરી સ્વભાવથી જ સુખદાયક એવા મોક્ષમાર્ગનો શોધ "કરવો. જેમાં જિનેશ્વર દેવ, દયા ધર્મ અને મુનિઓ ગુરૂ છે એવા શ્રાવકપણાની કયો "અમૂઢ [પંડિત] જન શ્લાઘા ન કરે? વળી ઉત્તમ પ્રાણીએ તે સમયે આવા મનોરથ "કરવા કે 'હું જિનધર્મ રહિત ચક્રવર્ત્તી થવાને પણ ઇચ્છતો નથી, પરંતુ જૈનધર્મવા- "સિત કિંકર કે દરિદ્રી થવાને ઇચ્છુ છું. વળી સર્વ સંગ છોડી દઇ, જીર્ણ વસ્ત્ર પહેરી, "મલીન શરીર રાખી અને માધુકરી વૃત્તિ અંગીકાર કરી હું મુનિચર્યાને ક્યારે આચ- "રીશ! દુ:શીલ જનોનો સંસર્ગ છોડી, ગુરૂના ચરણરજનો સ્પર્શ કરી, યોગનો અભ્યાસ "કરતો સતો હું આ સંસાર છેદવાને ક્યારે સમર્થ થઇશ! અર્ધ રાત્રે નગરની બહાર "કાયોત્સર્ગ કરીને સ્તંભવત્ થયેલા મારા શરીર સાથે વૃષભો ક્યારે પોતાના સ્કંધને "ઘસ્યા કરશે? વનમાં પદ્માસન કરી અને મૃગના બચ્ચાને ઉત્સંગમાં રાખીને રહેલા "એવા મારા મુખને વૃદ્ધ મૃગો ક્યારે આવીને સુંઘશે? શત્રુ અને મિત્રમાં, તૃણ અને "સ્ત્રીમાં, સુવર્ણ અને પાષાણમાં, મણિ અને મૃત્તિકામાં તેમ જ મોક્ષ અને સંસારમાં "મારી બુદ્ધિ સમાન ક્યારે થશે?' આ પ્રમાણે મુક્તિગૃહની નિસરણી રૂપ ગુણશ્રેણી "ઉપર ચડવાને માટે પરમ આનંદરૂપ લતાના મૂળભૂત મનોરથો હંમેશાં કર્યા કરવા. "આવી રીતે અહોરાત્રિની ચર્યા પ્રમાદરહિતપણે આચરતો અને યથાર્થ રીતે કહેલા "વ્રતોને વિષે સ્થિત રહેતો શ્રાવક ગૃહસ્થપણામાં પણ વિશુદ્ધ થાય છે."

આ પ્રમાણે પ્રભુએ દેશના આપી, તે સાંભળીને ઘણા મનુષ્યોએ દીક્ષા લીધી. તેમાં કુંભ વિગેરે સત્તર ગણધરો થયા. પ્રભુની દેશનાને અંતે કુંભ નામના ગણધરે દેશના આપી તે દેશના પૂર્ણ થયા પછી ઇંદ્રાદિક દેવો પ્રભુને નમસ્કાર કરીને પોત-પોતાને સ્થાનકે ગયા.

શ્રી નમિનાથ પ્રભુના તીર્થમાં ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, સુવર્ણ જેવા વર્ણ-વાળો, વૃષભના વાહનપર બેસનારો, ચાર દક્ષિણ ભુજામાં બીજોરૂ, શક્તિ, મુદ્ગર અને અભય તથા ચાર વામભુજામાં નકુલ, ફરશી, વજ્ર અને અક્ષમાલાને ધારણ કરનારો **ભૃકુટિ** નામે યક્ષ થયો. તેમ જ શ્વેત અંગવાળી, હંસના વાહનપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને ખડ્ગ તથા બે વામ ભુજામાં બીજોરૂ ને કુંતને ધારણ કરનારી **ગાંધારી** નામે શાસનદેવી થઇ. આ બન્ને દેવતા નમિનાથ પ્રભુના શાસનદેવતા થયા. એ બન્ને યક્ષ ને યક્ષણી નિરંતર જેમની સમીપે રહેતા હતા એવા પ્રભુએ નવ માસે ઉણા અઢી

હજાર વર્ષ સુધી પૃથ્વીપર વિહાર કર્યો. તેટલા વિહારમાં પ્રભુને વીશહજાર સાધુઓ, એકતાલીશ હજાર સાધ્વીઓ, સાડાચારસો ચૌદ પૂર્વધારી, એક હજાર ને છસો અવધિજ્ઞાની, બારસો ને આઠ મનઃપર્યયજ્ઞાની, સોળસો કેવળજ્ઞાની, પાંચહજાર વૈક્રિયલબ્ધિવાળા, એકહજાર વાદલબ્ધિવાળા, એક લાખ ને સીત્તેરહજાર શ્રાવકો અને ત્રણ લાખ ને અડતાળીશ હજાર શ્રાવિકા—એટલો પરિવાર થયો.

પોતાનો મોક્ષકાળ નજીક જાણી પ્રભુ સંમેતગિરિએ પધાર્યા. ત્યાં એકહજાર મુનિઓની સાથે પ્રભુએ અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે વૈશાખ માસની કૃષ્ણ દશમીએ અશ્વિની નક્ષત્રમાં શ્રી નમિનાથ પ્રભુ તે મુનિઓની સાથે અવ્યયપદ ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા. કુમારપણામાં અઢીહજાર વર્ષ, રાજ્યમાં પાંચહજાર વર્ષ અને વ્રતમાં અઢીહજાર વર્ષ—એમ સર્વ મળી દશહજાર વર્ષનું આયુષ્ય શ્રી નમિનાથ પ્રભુનું પૂર્ણ થયું. મુનિસુવ્રત પ્રભુના નિર્વાણ પછી છ લાખ વર્ષ નિર્ગમન થયાં ત્યારે શ્રી નમિનાથનું નિર્વાણ થયું. પ્રભુના નિર્વાણના ખબર અવધિજ્ઞાનવડે જાણી સર્વ ઈંદ્રોએ દેવતાઓ સહિત ત્યાં આવી પરિવાર સહિત શ્રી નમિનાથ ભગવાનનો શરીરસંસ્કાર પૂર્વક નિર્વાણોત્સવ કર્યો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वाणि
नेमिनाथचरितवर्णनो नाम एकादशः सर्गः ॥ ११ ॥



# સર્ગ ૧૨ મો.

## શ્રી હરિષેણ ચક્રવર્ત્તીનું ચરિત્ર.

શ્રી નમિનાથ પ્રભુ વિહાર કરતા હતા, તે સમયમાં હરિષેણ નામે ચક્રવર્ત્તી થયા છે, તેનું ચરિત્ર હવે કહેવામાં આવશે.

આ ભરતક્ષેત્રમાં શ્રી **અનંતનાથ** પ્રભુના તીર્થમાં **નરપુર** નામના નગરમાં નરમાં અભિરામ એવો **નરાભિરામ** નામે રાજા થયો હતો. તે રાજા અનુક્રમે સંસારથી ઉદ્વેગ પામી દીક્ષા લઇ મૃત્યુ પામીને સનત્કુમાર દેવલોકમાં પરમર્દ્ધિક દેવતા થયો.

શ્રી પાંચાલ દેશના આભૂષણ જેવું, સમૃદ્ધિથી સ્વર્ગ જેવુ અને શત્રુઓથી પણ અકંપ્ય એવું **કાંપિલ્ય** નામે એક ઉત્તમ નગર છે. તે નગરમાં સિંહના જેવો પરાક્રમી અને ઇક્ષ્વાકુ વંશમાં તિલક રૂપ **મહાહરિ** નામે પૃથ્વીમાં વિખ્યાત રાજા થયો. તે રાજાને જેનું મુખકમળ સદા પ્રફુલ્લિત રહેતું હતું એવી, શીલરૂપી અલંકારને ધારણ કરનારી અને રૂપથી પૃથ્વીને અલંકૃત કરનારી **મહિષી** નામે પટ્ટરાણી હતી. નરાભિરામ રાજાનો જીવ સ્વર્ગમાંથી ચવીને તેના ઉદરમાં અવતર્યો. તે રાત્રિએ રાણીને ચૌદ મહા સ્વપ્નો આવવાથી તે પુત્ર ચક્રવર્ત્તીની સમૃદ્ધિવાળો થશે એમ પ્રસિદ્ધિ થઇ. સમય આવતાં તેણે **હરિષેણ** નામના સુવર્ણ સમાન કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો. તેની પંદર ધનુષ ઉંચી કાયા થઇ, અને પિતાએ યુવરાજ્યપદ ઉપર તેનો અભિષેક કર્યો.

પિતાનું રાજ્ય પાળતા સતા એ મહા પરાક્રમી હરિષેણને અન્યદા અસ્ત્રશાળામાં ચક્રરત્ન પ્રગટ થયું. પછી અનુક્રમે પુરોહિત, વર્દ્ધકિ, ગૃહપતિ અને સેનાની વિગેરે તેર રત્નો પણ પ્રગટ થયાં. એટલે પ્રથમ પૂર્વ દિશા તરફ ચક્રની પાછળ ચાલતાં માગધ તીર્થે ગયા. ત્યાં દિગ્વિજયની આદ્યમાં **માગધકુમાર** દેવને સાધ્યો. ત્યાંથી દક્ષિણ દિશા તરફ જઈ દક્ષિણ સમુદ્રમાં રહેલા **વરદામપતિને** તે મહાભુજે ક્ષણવારમાં વશ કર્યો. પછી પૃથ્વીપર રહેલો ઈંદ્ર હોય તેમ અખંડ પરાક્રમી એવા હરિષેણે પશ્ચિમ દિશામાં જઇ **પ્રભાસદેવને** સાધ્યો. ત્યાંથી દિગ્ગજ જેવા પરાક્રમી તે દશમા ચક્રીએ મહા નદી સિંધુ સમીપે જઇ **સિંધુદેવીને** વશ કરી. પછી દિશાઓને સાધવામાં પંડિત એવા તેણે ત્યાંથી વૈતાઢ્ય સમીપે આવી **વૈતાઢ્યાદ્રિ કુમાર** દેવને વિધિ પૂર્વક સાધ્ય કર્યો, અને ત્યાંજ એ કૃતાર્થ વીરે તમિસ્રા ગુફાના અધિષ્ઠાયક દેવને પણ સાધ્યો. પછી સેનાપતિની પાસે સિંધુ નદીનું પશ્ચિમ નિષ્કૂટ જીતાવી લીધું. પછી જેના દક્ષિણ કુંભસ્થળ ઉપર મણિરત્ન મૂકેલુ છે એવા હાથીપર બેસી સેનાપતિએ જેનાં દ્વાર ઉઘાડ્યાં છે એવી તમિસ્રા ગુફામાં તેણે પ્રવેશ કર્યો. કાંકિણી રત્નથી કરેલા માંડલાવડે જેમાં ઉદ્યોત થયેલો છે એવી તે તમિસ્રા ગુફાનું ઉન્મગ્ના અને નિમગ્ના નદીને તે ા ઉપર બાંધેલા પુલવડે ઉતરીને ઉલ્લઘન કર્યું. પછી જેનું ઉત્તર દ્વાર પોતાની મેળે ઉઘડી ગયું છે એવી તે ગુફામાંથી નીકળીને આપાત

જાતિના સ્વચ્છંદી મ્લેચ્છોને તેણે જીતી લીધા, અને સેનાપતિ પાસે સિંધુનું પશ્ચિમ નિષ્કૂટ સધાવી ક્ષુદ્ર હિમાલય પાસે આવીને તેના અધિષ્ઠાયક દેવને જીતી લીધો. પછી કાંકિણી રત્નવડે ઋષભકૂટ ઉપર પોતાનું નામ લખીને આગળ ચાલતાં ગંગા નદી પાસે આવી ગંગાદેવીને સાધી લીધી અને સેનાપતિ પાસે તેનું પૂર્વ નિષ્કૂટ સધાવ્યું. પછી વૈતાઢ્ય ઉપરની બંને શ્રેણીના વિદ્યાધરોએ જેને ભેટ આપી છે એવા ચક્રવર્તીએ ખંડપ્રપાતા ગુફાના સ્વામી નાટ્યમાલ દેવને સાધી લીધો, અને સેનાપતિએ ઉઘાડેલી તે ખંડ પ્રપાતા ગુફામાં પ્રવેશ કર્યો. તે ગુફામાં ચક્રને અનુસરીને ચાલતાં પ્રથમની જેમ બહાર નીકળ્યા. પછી સેનાપતિ પાસે ગંગાનું પૂર્વ નિષ્કૂટ સધાવી ગંગાના કિનારા ઉપર પડાવ કર્યો. ત્યાં તેમના ઉત્કૃષ્ટ પુણ્યપ્રભાવથી ગંગાના મુખ પાસે માગધ તીર્થમાં વસનારા નવે નિધિઓ તેમને સ્વયમેવ સિદ્ધ થયા.

આ પ્રમાણે ચક્રવર્તીની સંપૂર્ણ લક્ષ્મી મેળવી, ષટ્ખંડ ભરતનો વિજય કરી સંપત્તિવડે ઈંદ્ર જેવા હરિષેણ ચક્રવર્તી કાંપિલપુરમાં પાછા આવ્યા. ત્યાં દેવોએ અને માનવોએ તેમને ચક્રવર્તીપણાનો અભિષેક કર્યો. તે સંબંધી નગરમાં બાર વર્ષ સુધી મહોત્સવ પ્રવર્ત્યો. પછી ભારતવર્ષના સર્વ રાજાઓ જેમની આજ્ઞા માને છે એવા એ મહાભુજ ચક્રવર્તી ધર્મની અબાધાએ અનેક પ્રકારના સુખભોગ ભોગવવા લાગ્યા. છેવટે મોક્ષગમનમાં ઉત્સુક એવા તે ચક્રવર્તીએ સંસારથી વિરક્ત થઇ, એક લીલામાત્રમાં રાજ્ય છોડી દઇને દીક્ષા ગ્રહણ કરી. એ હરિષેણ ચક્રવર્તી સવાત્રણસો વર્ષ કુમારપણામાં, તેટલાંજ વર્ષ મંડલિકપણામાં, દોઢસો વર્ષ વિજય કરવામાં, આઠ હજાર આઠસો ને પચાશ વર્ષ ચક્રવર્તીપણામાં અને સાડા ત્રણસો વર્ષ દીક્ષાના આરાધનમાં—એમ સર્વ મળી દશહજાર વર્ષનું આયુષ્ય પાળી તીવ્ર વ્રતના આરાધનવડે ઘાતિકર્મનો નાશ કરી કેવળજ્ઞાન પામીને નિત્ય સુખવાળા પદ ( મોક્ષ )ને પ્રાપ્ત થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि हरिषेणचक्रवर्त्तिचरितवर्णनो नाम द्वादशः सर्गः ॥ १२ ॥

---

# સર્ગ ૧૩ મો.

## જય ચક્રવર્ત્તીનું ચરિત્ર.

શ્રી નમિ ભગવાનના તીર્થમાં બીજા **જય** નામે ચક્રવર્તી થયા છે, તેનું પવિત્ર ચરિત્ર હવે કહીએ છીએ.

આ જંબૂદ્વીપના ઐરાવતક્ષેત્રમાં **શ્રીપુર** નામે નગર છે. તેમાં **વસુધર** નામે એક વિખ્યાત રાજા થયો, તેને **પદ્મવતી** નામે અતિપ્રિય રાણી હતી. તે મૃત્યુ પામતાં મનમાં ઉદ્વેગ પામેલા તે રાજાએ **વિનયંધર** નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસાર્યો અને પોતે મનોહર નામના વનમાં **વરધર્મ** નામના મુનિની પાસેથી ધર્મતત્ત્વ સાંભળી પ્રતિબોધ પામીને દીક્ષા ગ્રહણ કરી. ચિરકાળ દીક્ષા પાળી મૃત્યુ પામીને તે સાતમા કલ્પમાં દેવપણાને પ્રાપ્ત થયા.

મગધ દેશમાં તેના મંડનરૂપ **રાજગૃહ** નામે નગર છે. તે લક્ષ્મીનું એક કુલગૃહ અને સ્વર્ગપુરીનું સહોદર હોય તેવું લાગે છે. તે નગરમાં ઇક્ષ્વાકુ વંશના તિલકરૂપ અને ન્યાયમાર્ગનું ઉત્પત્તિસ્થાન **વિજય** નામે વિજયી રાજા થયો. તેને **વપ્રા** નામે એક શીલવતી રાણી હતી. તે રૂપલાવણ્યની સંપત્તિથી પૃથ્વીપર રહેલી કોઈ દેવી હોય તેવી જણાતી હતી. કેટલોક કાળ ગયા પછી વસુધર રાજાનો જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચવીને તેની કુક્ષિમાં અવતર્યો. ચૌદ સ્વપ્નોએ સૂચિત એવો તે પુત્ર પ્રસવ્યો, ત્યારે તેનું **જય** કુમાર નામ પાડચું. તે યૌવનવય પામ્યો એટલે બાર ધનુષ્ય ઉંચી કાયાવાળો અને સુવર્ણના જેવી કાંતિવાળો થયો. પિતાએ તેનો રાજ્યપર અભિષેક કર્યો. અન્યદા તેના આયુધગૃહમાં ચક્રવર્ત્તીના પ્રથમ ચિન્હ રૂપ ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી અનુક્રમે છત્રરત્ન, મણિરત્ન, દંડરત્ન, ખડ્ગરત્ન, ચર્મરત્ન અને કાંકિણી રત્ન, એમ કુલ સાત એકેંદ્રિય રત્નો ઉત્પન્ન થયાં. તે શિવાય પુરોહિતરત્ન, ગૃહિરત્ન, હસ્તિરત્ન, અશ્વરત્ન, સેનાપતિરત્ન, વર્દ્ધકિરત્ન અને સ્ત્રીરત્ન—એ સાત પંચેંદ્રિય રત્નો ઉત્પન્ન થયાં.

પછી જય ચક્રવર્ત્તી દિગ્વિજય કરવાને માટે ચક્રને અનુસરી પ્રથમ પૂર્વસાગર તરફ આવ્યા. ત્યાં માગધ કુમાર દેવને વશ કર્યો. ત્યાંથી નિવૃત્ત થઇ દક્ષિણસાગર પાસે આવી વરદામ દેવને સાધ્યો. "આ પૃથ્વી ઉપર ચક્રવર્ત્તીની પાસે દેવ પણ સમર્થ નથી." ત્યાંથી પશ્ચિમસાગર તરફ જઈ માત્ર એક બાણ નાખવા વડે લીલામાત્રમાં પ્રભાસદેવને વશ કરી લીધો. પછી ઈંદ્ર જેવા પરાક્રમી તે ચક્રવર્ત્તીએ બીજા સિંધુરાજની જેમ સિંધુદેવીને અને વૈતાઢ્ય ગિરિના અધિષ્ઠાયક વૈતાઢ્યાદ્રિ કુમારદેવને સાધી લીધા. પછી પોતે કૃતમાળદેવને વશ કર્યો અને સેનાપતિ પાસે સિંધુ મહા નદીના પશ્ચિમ નિષ્કૂટને સધાવ્યું. પછી એ મહાભુજે યથાવિધિ તમિસ્રા ગુફામાં પ્રવેશ કરી સામી બાજુ નીકળી

આપાત જાતિના કિરાતોને જીતી લીધા. પછી દેવના જેવા પરાક્રમવાળા જય ચક્રવર્તીએ સેનાપતિ પાસે સિંધુનો ઉપરનો પશ્ચિમ નિષ્કૂટ સધાવ્યો અને પોતે હિમવત્કુમારને જીતી લીધો. પછી ઋષભકૂટ ઉપર કાંકિણી રત્નવડે પોતાનું નામ લખી સેનાની પાસે ગંગાનું પૂર્વ નિષ્કૂટ સધાવી પોતે વિજય મેળવ્યો. પછી પોતે ગંગાદેવીને સાધી, વિદ્યાધરોને જીતી, ખંડપ્રપાતા ગુફામાં રહેલા નાટ્યમાલ દેવને સાધી પછી લીધો. ખંડપ્રપાતા ગુહાવડે વૈતાઢ્ય ગિરિ નીચેથી નીકળ્યા અને ગંગાનું પ્રાચી નિષ્કૂટ સેનાપતિ પાસે સધાવ્યુ. પછી ચક્રવર્તીએ ગંગા નદીને કિનારે પડાવ કર્યો, ત્યાં ગંગાનદીના મુખે રહેતા નૈસર્પ વિગેરે નવનિધિઓ તેમને વશ થયા.

એવી રીતે ચક્રવર્તીની સંપૂર્ણ લક્ષ્મી મેળવી જય ચક્રવર્તી પોતાના નગરમાં પાછા આવ્યા. ત્યાં દેવતાઓએ અને માનવોએ તેમને ચક્રવર્તીપણાનો અભિષેક કર્યો. પછી અખંડિત પરાક્રમવાળા જય ચક્રવર્તીએ ષટ્ખંડ પૃથ્વીને ઘણો કાળ ભોગવી, અને અનુક્રમે સંસારથી ઉદ્વેગ પામીને દીક્ષા ગ્રહણ કરી. જય ચક્રવર્તીને ત્રણસો વર્ષ કુમારપણામાં, તેટલાંજ વર્ષ મંડલિકપણામાં, સો વર્ષ દિગ્વિજયમાં, એક હજાર નવસો વર્ષ ચક્રવર્તીપણામાં અને ચારસો વર્ષ દીક્ષા પાળવામાં—એમ સર્વ મળી ત્રણહજાર વર્ષ વ્યતીત થયાં. એવી રીતે સર્વ આયુષ્ય પૂર્ણ કરી, વ્રતને સારી રીતે પાળી, ઘાતિકર્મનો ક્ષય થતાં જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે એવા જયચક્રવર્તી અક્ષય સુખના સ્થાનરૂપ કૈવલ્યપદ ( મોક્ષ )ને પ્રાપ્ત થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये सप्तमे पर्वणि जयचक्रवर्त्तिचरितवर्णनो नाम त्रयोदशः सर्गः ॥ १३ ॥

स्वागतावृत्तम् ।

रामलक्ष्मणदशाननानमिस्तीर्थकृच्च हरिषेणचक्रभृत् ।
चक्रभृच्च जय इत्यमुत्र षट् वर्णिताः श्रुतिसुखाय सन्तु वः ॥ १ ॥

समाप्तं चेदं सप्तमं पर्व ।

# જાહેર ખબર.



કળિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યકૃત્ત આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષચરિત્ર આખો ગ્રંથ સુમારે ૩૫૦૦૦ શ્લોક પ્રમાણ છે તે મૂળ અને ભાષાંતર તરીકે જુદા જુદા અમારા તરફથી છપાઇને બહાર પડેલ છે.

મૂળ ગ્રંથના ૬ વિભાગ કરેલા છે અને ભાષાંતરના પાંચ વિભાગ કરેલા છે. મૂળ પૈકી છેલ્લો વિભાગ છપાય છે. ભાષાંતરના પાંચ વિભાગ પૈકી ત્રણ વિભાગ બીજી આવૃત્તિના છે અને બે વિભાગ પ્રથમ આવૃત્તિના છે તેની વિગત નીચે પ્રમાણે છે.

## ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર—મૂળ.

| | |
|---|---|
| પર્વ ૧ લું... .. ... | ૧– ૦–૦. |
| પર્વ ૨ જું... ... .. . . | ૦–૧૨–૦. |
| પર્વ ૩–૪–૫–૬ (ભેગા.) | ૧–૧૨–૦ |
| પર્વ ૭ મું... . .. .. | ૧– ૦–૦ |
| પર્વ ૮–૯ (ભેગા.) . | ૧– ૮–૦ |
| પર્વ ૧૦ મું (છપાય છે.) .. .. ... | ૧– ૮–૦ |



## ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર—ભાષાંતર.

| | |
|---|---|
| પર્વ ૧–૨ (ભેગા.) . | ૨– ૪–૦ |
| પર્વ ૩–૪–૫–૬ ,, . . | ૨– ૪–૦ |
| પર્વ ૭ મું.. . . . | ૧– ૪–૦ |
| પર્વ ૮–૯ (ભેગાં) .. | ૧–૧૨–૦. |
| પર્વ ૧૦ મું . ... | ૧– ૮–૦. |

ઉપરના દરેક વિભાગમા કયા કયા ચરિત્રો સમાયેલા છે તે વાગ્વાર પ્રદર્શિત કરવામા આવેલું હોવાથી અહીં લખેલ નથી



# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## पर्व ८ मुं.

## શ્રી નેમિનાથાદિ ચરિત્ર

### सर्ग १ लो

### શ્રી અરિષ્ટનેમિના પૂર્વ ભવનું વર્ણન

સર્વ જગતના પતિ, જન્મથી જ બ્રહ્મચારી અને કર્મરૂપી વલ્લીના વનને છેદવામાં નેમિ[1] ચક્ર સમાન શ્રી અરિષ્ટનેમિને નમસ્કાર થાઓ. હવે અર્હંત શ્રી નેમિનાથ, વાસુદેવ કૃષ્ણ, બળદેવ બળભદ્ર, અને પ્રતિવાસુદેવ જરાસંધનું ચરિત્ર કહેવામાં આવશે

આ જમ્બૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે પૃથ્વીના શિરોરત્ન જેવું **અચળપુર** નામે નગર છે. તે નગરમાં યુદ્ધમાં પરાક્રમથી શત્રુઓનું આક્રમણ કરનાર **વિક્રમધન** નામે યથાર્થ નામવાળો રાજા હતો. તે રાજા શત્રુઓને યમરાજની જેવો દુ પ્રેક્ષ્ય હતો અને મિત્રોને ચંદ્રની જેવો નેત્રાનંદદાયક હતો પ્રચંડ તેજવાળા એ રાજાનો ભુજદંડ સ્નેહી જનને કલ્પવૃક્ષ તુલ્ય અને વૈરી જનને વજ્રદંડ તુલ્ય હતો. સાગરમાં નદીઓ આવીને મળે તેમ દિશાઓમાંથી સંપત્તિઓ આવી આવીને તેને મળતી હતી અને પર્વતમાંથી નિઝરણાં નીકળે તેમ તેનાથી કીર્ત્તિઓ પ્રગટ થતી હતી. તે રાજાને પૃથ્વીની જેવી સદા સ્થિર અને ઉજ્જ્વલ શીલરૂપ અલંકારને ધારણ કરનારી **ધારિણી** નામે રાણી હતી સર્વ અંગમાં રૂપવડે સુંદર, અને પવિત્ર લાવણ્યવડે શોભતી એ રાણી જાણે રાજાની મૂર્ત્તિમાન્ લક્ષ્મી હોય તેવી શોભતી હતી ગતિ અને વાણીથી હંસી જેવી અને લક્ષ્મીના સ્થાનરૂપ પદ્મની જેવી એ રમણીએ પુષ્પમાં ભમરીની જેમ પોતાના ભર્ત્તારના હૃદયમાં સ્થાન કર્યું હતું.

એક વખતે એ ધારિણી દેવીએ રાત્રિના શેષભાગે જેમાં ભ્રમર અને કોકિલાઓ મત્ત થઈ રહેલા છે અને જેમાં મંજરીના પુંજ ઉત્પન્ન થયેલા છે એવા એક આંબાના વૃક્ષને ફલિત થયેલું સ્વપ્નમાં જોયું. તે વૃક્ષને હાથમાં લઈ કોઈ રૂપવાન્ પુરૂષે કહ્યું કે 'આ આમ્રવૃક્ષ આજે તારા આંગણામાં રોપાય છે, તે જેમ જેમ કાળ વ્યતીત થશે તેમ તેમ ઉત્કૃષ્ટ ફળવાળું થઇને જુદે જુદે સ્થાનકે નવ વાર રોપાશે.' આ સ્વપ્નનું વૃત્તાંત રાણીએ રાજાને કહ્યું, એટલે રાજાએ તેના વેત્તાઓની સાથે તેનો વિચાર કર્યો. નિમિત્તિઆએ

---

१ તીક્ષ્ણ ધારાવાળા.

હર્ષ પામીને કહ્યું કે–'હે રાજન્ ! આ સ્વપ્નથી એમ સિદ્ધ થાય છે કે તમારે એક ઉત્કૃષ્ટ પુત્ર થશે, અને સ્વપ્નગત આમ્રવૃક્ષ જે જુદે જુદે ઠેકાણે નવ વાર રોપાશે એમ કહ્યું, તેનો આશય તો માત્ર કેવલી જાણે, અમારા જાણવામાં આવતો નથી ' નિમિત્તિઆનાં આવાં વચન સાંભળી ધારિણીદેવી ઘણાં ખુશી થયાં અને ત્યારથી નિધિને જેમ પૃથ્વી ધારણ કરે તેમ તેણે મહા ઉત્તમ ગર્ભને ધારણ કર્યો. સમય આવતાં સૂર્યને જેમ પૂર્વ દિશા જન્મ આપે તેમ જગતને હર્ષના કારણરૂપ અને પવિત્ર આકૃતિને ધારણ કરનારા એક પુત્રને ધારિણીદેવીએ જન્મ આપ્યો. રાજાએ મહાદાનપૂર્વક પુત્રનો જન્મમહોત્સવ કર્યો અને ઉત્તમ દિવસે તેનું **ધન** એવુ નામ પાડચું. ધાત્રી માતાઓની જેમ રાજાઓએ એક ઉત્સંગમાંથી બીજા ઉત્સંગમાં લેવાતો ધનકુમાર માતા પિતાના હર્ષની સાથે વૃદ્ધિ પામ્યો. અનુક્રમે તેણે સર્વ કળાઓ સંપાદન કરી અને કામદેવના ક્રીડાવન સરખા યૌવનવયને પ્રાપ્ત થયો.

એ અરસામાં કુસુમપુર નામના નગરમાં સિંહના જેવો પરાક્રમી અને રણકાર્યમાં યશસ્વી **સિંહ** નામે રાજા હતો. તેને ચંદ્રલેખા જેવી નિર્મળ અને પ્રાણ સરખી વ્હાલી **વિમળા** નામે રાણી હતી, તે પૃથ્વીપર ફરનારી દેવી હોય તેવી જણાતી હતી. સિંહ રાજાને તે રાણીથી ઘણા પુત્રોની ઉપર **ધનવતી** નામે એક પુત્રી ઉત્પન્ન થઈ. પોતાની રૂપસંપત્તિવડે રતિ વિગેરે રમણીઓનાં રૂપને જીતી લેતી તે બાળા અનુક્રમે વૃદ્ધિ પામી અને તેણે સર્વ કળા સંપાદન કરી. એક વખતે વસંતઋતુ આવતાં તે બાળા સખીઓનો પરિવાર લઈ ઉદ્યાનની શોભા જોવાને ગઈ તે ઉદ્યાનમાં પ્રફુલ્લિત સપ્તપર્ણનાં વૃક્ષો ઉપર ભમતા એવા ભ્રમરાઓનાં સંગીત થઈ રહ્યાં હતાં, બાણ જાતિનાં વૃક્ષોની નવીન કલિઓ કામદેવના બાણરૂપ થતી હતી, ઉન્મત્ત એવા સારસપક્ષીનાં જોડાં કેંકાર શબ્દ કરી રહ્યાં હતાં, સ્વચ્છ જળવાળા સરોવરમાં કલહંસોના સમૂહ ક્રીડા કરતા હતા, અને ગીત ગાતી બાગવાનની સ્ત્રીઓવડે રમણીય એવા ઇક્ષુવાટવડે તે મનોહર દેખાતું હતું. આવા રમણીય ઉદ્યાનમાં એ બાળા સ્વચ્છંદપણે ફરવા લાગી.

રાજકુમારી આનંદથી ફરતી હતી, તેવામાં એક અશોકવૃક્ષ નીચે હાથમાં ચિત્રપટ લઇને ઉભો રહેલો એક વિચિત્ર ચિત્રકાર તેના જોવામાં આવ્યો. તેની પાસેથી ધનવતીની **કમલિની** નામની એક સખીએ બલાત્કારે ચિત્રપટ લઈ લીધું. તે ચિત્રપટમાં સુંદર પુરૂષનું રૂપ ચિત્રેલુ જોઈ વિસ્મય પામીને તેણીએ ચિત્રકારને પૂછ્યું કે–"સુર, અસુર અને મનુષ્યોમાં આવું અદ્ભુત રૂપ કોનું છે? અથવા તેઓમાં કોઇનું આવુ સુંદર રૂપ સંભવતું નથી, તેથી શું તારૂં કૌશલ્ય બતાવવા માટે તેં આ રૂપ માત્ર સ્વબુદ્ધિથીજ આલેખ્યુ છે? કારણ કે અનેક પ્રાણીઓને નિર્માણ કરવાથી શ્રાંત થઇ ગયેલા વૃદ્ધ વિધિમાં આવું સુંદર રૂપ રચવાની પ્રવીણતા ક્યાંથી હોય?" તે સાંભળી ચિત્રકાર હસીને બોલ્યો– "આ ચિત્રમાં મે જેવું રૂપ જોયું, તેવુંજ આલેખેલું છે, તેમાં મારૂં જરાપણ કૌશલ્ય નથી. અચલપુરના વિક્રમ રાજાના યુવાન અને અનુપમ આકૃતિવાળા પુત્ર ધનકુમારનું આ ચિત્ર

છે. જે એ કુમારને પ્રત્યક્ષ જોઇ પછી આ ચિત્રને જુએ છે, તેઓ મને ઉલટા 'કુટ લેખક' કહીને વારંવાર નિંદે છે. હે મુગ્ધે! તેં કુમારને જોયેલ ન હોવાથી આ ચિત્ર જોઇને તું વિસ્મય પામે છે; કેમકે તુ કુવાના દેડકા જેવી છુ; પણ તે ધનકુમારનું અદ્ભુત રૂપ જોઇને તો દેવાંગનાઓ પણ મોહ પામે છે. મે તો માત્ર મારા દૃષ્ટિવિનોદને માટે જ આ ચિત્ર આલેખેલુ છે." આ સમયે ત્યાં પાસે ઉભેલી ધનવતી તે વાત સાંભળીને અને ચિત્ર જોઇને જાણે કામદેવનાં બાણ વાગ્યાં હોય તેવી થઈ ગઈ. પછી કમલિની બોલી–'ભદ્ર! તે દૃષ્ટિવિનોદને માટે પણ આ અદ્ભુત ચિત્રને બહુ સુંદર આલેખ્યુ છે, તેથી તું ખરેખર નિપુણ અને વિવેકી છે.'

આ પ્રમાણે કહી કમલિનીએ ચાલવા માંડ્યું. તે વખતે ધનવતી શૂન્ય હૃદયવાળી થઈ ગઈ. તેનું મુખ કરમાઈ ગયેલા ડીંટવાળા કમળ જેવુ થઈ ગયુ, અને પછવાડે જોતી જોતી તેમ જ પગલે પગલે સ્ખલિત થતી માંડ માંડ ઘેર આવી. ચિત્રસ્થ ધનકુમારના રૂપથી આક્ષિપ્ત થયેલી રાજકુમારી ધનવતી મરૂસ્થલમાં હંસલીની જેમ કોઈ પણ સ્થાનકે આનંદ પામી નહિ. દુર્બળ શરીરવાળી તે ક્ષુધા અને તૃષાને પણ જાણતી નહી, અને રાત્રે નિદ્રા પણ લેતી નહોતી. ટુંકામાં તેની સ્થિતિ વનમાંથી આકર્ષી લાવેલી હાથિણીની જેવી થઇ પડી ધનકુમારના રૂપને અને ચિત્રકારે કહેલી વાતને સંભારી સંભારીને એ બાળા વારંવાર શિર કંપ, અંગુલિનૃત્ય અને ભ્રુકુટીના ઉત્ક્ષેપને કરતી હતી. ધનકુમારના ધ્યાનમાં પરવશ થયેલી તે રાજકુમારી જે કાંઈ પણ ચેષ્ટા કરતી, તે જન્માંતરના કૃત્યની જેમ તત્કાળ પાછી ભૂલી જતી હતી; અને ઉદ્વર્ત્તન, સ્નાન, વિલેપન અને અલંકારાદિકને છોડી દઈ એ રમણી યોગિની જેમ ઇષ્ટ દેવતાનું ધ્યાન કરે તેમ અહર્નિશ તેનું ધ્યાન કરતી હતી.

એક વખતે તેની સખી કમલિનીએ તેને પૂછ્યું કે–'હે કમલાક્ષિ! તું શા આધિ અથવા વ્યાધિથી પીડાય છે કે જેથી તું આવી થઈ ગઈ છુ?' આવો તેનો પ્રશ્ન સાંભળી કૃત્રિમ કોપ કરીને ધનવતી બોલી–'હે સખિ! બહારના માણસની જેમ તું શુ પૂછે છે? તું શું નથી જાણતી? તું મારૂં બીજુ હૃદય છે, મારા જીવિત જેવી છે, માત્ર સખી નથી, તેથી તારા આવા પ્રશ્નથી મને લજ્જા આવે છે.' કમલિની બોલી–"હે માનિનિ! તેં મને ઠપકો આપ્યો, તે યુક્ત છે. તારા હૃદયના શલ્યને અને ઊંચા મનોરથને હુ જાણું છુ. પેલુ ચિત્ર જોઇને તું ધનકુમારને ચાહે છે. મેં જે આ અજાણ્યા થઇને પૂછ્યું, તે માત્ર તારી મશ્કરી કરવા માટે જ પૂછ્યું છે, તારો અનુરાગ યોગ્ય સ્થાને છે, અને તે મે જ્યારથી જાણ્યો છે ત્યારથી જ હું તેને માટે ચિંતાતુર છુ. મેં એક જ્ઞાનીને પૂછ્યું હતુ કે, મારી સખીને વાંછિત વર મળશે કે નહી? ત્યારે તેમણે પ્રતીતિ બતાવીને 'મળશે' એમ કહ્યુ છે, માટે હે બ્હેન! ધીરજ રાખ, તારો મનોરથ શીઘ્ર સિદ્ધ થશે." આ પ્રમાણે સખીના આશ્વાસનથી ધનવતી ધીરજ ધારણ કરીને રહી.

એક વખતે એ બાળા દિવ્ય વેષ ધારણ કરીને પિતાને વંદન કરવા ગઈ, તેના વિદાય થયા પછી રાજા વિચાર કરવા લાગ્યો કે, 'હવે આ પુત્રી વરને યોગ્ય થઇ છે, તો આ પૃથ્વીપર તેને યોગ્ય વર કોણ થશે?' આ પ્રમાણે રાજા બહુ વખતથી ચિંતા કરતો હતો

તેવામાં પ્રથમ **વિક્રમધન** રાજા પાસે મોકલેલો દૂત આવ્યો, તે રાજકાર્ય જણાવી ઉભો રહ્યો એટલે સિંહ રાજાએ તેને પૂછ્યું કે, 'તેં ત્યાં આશ્ચર્યકારી શું જોયું?' દૂત બોલ્યો—"વિક્રમધન રાજાના પુત્ર ધનકુમારનું રૂપ મે એવું જોયું કે તેના જેવુ સુંદર રૂપ વિદ્યાધરોમાં કે દેવતાઓમાં પણ મારા જોવામાં આવ્યું નથી. તેને જોઇને નિશ્ચય કર્યો છે કે, આ રાજપુત્ર આપણી રાજકુમારી ધનવતીને યોગ્ય વર છે, તેથી તે વર કન્યાનો સંબંધ થવાવડે વિધિનો સૃષ્ટિપ્રયાસ સફલ થાઓ." રાજાએ પ્રસન્ન થઇને તેને કહ્યુ કે—"હે દૂત! તને શાબાશ છે, તે મારા કહ્યા સિવાય પોતાની મેળે મારા કાર્યની ચિંતા કરી અને રાજકન્યાના વરની ચિંતારૂપ સાગરમાં મગ્ન થયેલા એવા મારો ઉદ્ધાર કર્યો. હવે હે બુદ્ધિમાન્ દૂત! ધનકુમારને ધનવતી આપવા માટે વિક્રમધન રાજાની પાસે જઇને મારી આજ્ઞાથી તુ પ્રાર્થના કર" રાજાની ને દૂતની વચ્ચે આ પ્રમાણે વાત થતી હતી તે વખતે ધનવતીની **ચંદ્રવતી** નામની નહાની બહેન પિતાને વંદન કરવા માટે આવી હતી, તેણીએ આ સર્વ હકીકત સાંભળી. રાજાની આજ્ઞા લઇને દૂત પોતાને ઘેર ગયો, એટલે ચંદ્રવતી હર્ષ પામતી પામતી ધનવતીની પાસે આવી અને જે સાંભળ્યુ હતું તે બધું તેને કહી બતાવ્યુ. ધનવતીએ તેની સખી કમલિનીને કહ્યુ કે, 'આ ચંદ્રવતીની વાણી ઉપર મને વિશ્વાસ આવતો નથી, એ અજ્ઞાનથી બોલે છે, કાંઈ પરમાર્થને સમજતી નથી તે દૂતને પિતાએ કોઈ બીજે કામે મોકલ્યો હશે અને આ મુગ્ધા ચંદ્રવતી બધું મારે વિષે જ સમજી છે' કમલિની બોલી—"હે બ્હેન! તે દૂત અદ્યાપિ અહીં જ છે, માટે તેનાજ મુખથી ખરી વાત જાણી લે; કેમકે **દીવો છતાં અગ્નિને કોણ જુએ!**" આ પ્રમાણે કહી તે ભાવજ્ઞ સખી તે દૂતને ત્યા લઈ આવી. તેના મુખથી સર્વ વૃત્તાંત સાંભળીને ધનવતી હર્ષ પામી. પછી ધનવતીએ એક પત્ર લખીને તે દૂતને આપ્યો અને કહ્યુ કે, 'આ લેખ ધનકુમારને આપજે'

દૂત સત્વર અચલપુરે આવ્યો અને સભામાં બેઠેલા વિક્રમધન રાજાની પાસે આવીને ઉભો રહ્યો. વિક્રમ રાજાએ પૃછ્યું કે—"કેમ સિંહ રાજા કુશળ છે? ફરીવાર તરતમાંજ તારા આવવાથી મારા મનમાં સંકલ્પ વિકલ્પ થાય છે." દૂતે કહ્યુ—"સિંહરથ રાજા કુશળ છે, અને તમારા પુત્ર ધનકુમારને પોતાની પુત્રી ધનવતી આપવાને માટે મને ફરીવાર સત્વર મોકલ્યો છે. જેવા રૂપમાં ઉત્કૃષ્ટ આ ધનકુમાર છે, તેવીજ અમારા રાજાની પુત્રી ધનવતી પણ રૂપમાં ઉત્કૃષ્ટ છે, તેથી સુવર્ણ અને મણિની જેમ તેમનો યોગ્ય સંયોગ હમણાંજ થાઓ. તમારા બંનેનો સ્નેહ પ્રથમથીજ છે, ને હવે આ સંબંધવડે જોડાઇને જલ સિંચનવડે વૃક્ષની જેમ વિશેષે પુષ્ટ થાઓ." વિક્રમધને 'બહુ સારૂ' એમ કહી તેની વાત કબુલ કરીને તેને વિદાય કર્યો. પછી દ્વારપાલ પાસે નિવેદન કરાવી તે ધનકુમારની પાસે આવ્યો. ધનકુમારને નમી યોગ્ય આસને બેસી તેણે પોતાનું આગમન કારણ જણાવ્યુ, અને પછી 'આ પત્ર રાજકુમારી ધનવતીએ આપને આપવા માટે આપેલો છે' એમ કહી કુમારને પત્ર આપ્યો. ધનકુમારે હાથવડે તે પત્રની મુદ્રા ફોડીને કામદેવના શાસન જેવો તે પત્ર વાંચવા માંડયો. તેમાં લખ્યું હતું કે, "યૌવનની જેમ શરદૃઋતુએ જેની શોભા વિશેષ કરેલી છે એવી

પદ્મિની સુખે ગ્લાનિ પામી સતી સૂર્યના કરપીડનને[1] ઇચ્છે છે." આ પ્રમાણે વાંચી તેનો ભાવાર્થ જાણીને ધનકુમાર વિચારવા લાગ્યો કે, આ તેની અદ્ભુત છેકોક્તિ[2] મારી ઉપરનો તેનો હૃદયમાં વર્ત્તતો અતિશય સ્નેહ જણાવે છે. એવો વિચાર કરી ધનકુમારે પણ પોતાને હાથે ધનવતી ઉપર એક પત્ર લખી એક મુક્તાહારની સાથે દૂતને અર્પણ કર્યો ધનકુમારે વિદાય કરેલો તે દૂત સત્વર કુસુમપુર આવ્યો, અને પોતાના રાજાને વિક્રમ રાજાએ અંગીકાર કરેલા સંબંધની વાર્ત્તા કહી બતાવી. પછી ધનવતીની પાસે આવી તે પત્ર અને મુક્તાહાર આપ્યો, અને કહ્યુ કે, ધનકુમારે આ હાર અને સ્વહસ્ત લિખિત આ પત્ર તમને આપવા માટે આપેલા છે. ચંદ્રના કિરણ જેવા નિર્મળ તે હારને પોતાના કરકમલમાં લઇ પત્રની મુદ્રા ફોડીને તે વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે લખ્યુ હતું. "સૂર્ય કરપીડન કરીને પદ્મિનીને જે પ્રમોદ આપે છે, તે તેના સ્વભાવથીજ સિદ્ધ છે, તેમાં યાચના કરવાની તે કાંઈ અપેક્ષા રાખતો નથી." આ પ્રમાણે વાંચી રાજકુમારી હર્ષ પામી, તેના શરીરમાં પુલકાવળી વિકસ્વર થઈ, અને તેણે ચિંતવ્યુ કે, "આ શ્લોકનો અર્થ વિચારતાં જરૂર મારા શ્લોકનો ભાવાર્થ તેના સમજવામાં આવ્યો છે વળી આ અમૃત જેવો ઉજ્જવળ મુક્તાહાર તેમણે મને કંઠમાં પેહેરવા માટે મોકલાવ્યો, તે ઉપરથી તેણે કંઠાલિંગન કરવાનો મને ખરેખર કોલ આપ્યો છે" આ પ્રમાણે વિચાર કરીને ધનવતીએ તત્કાળ તે હાર કંઠમાં ધારણ કર્યો અને દૂતને પારિતોષિક આપીને વિસર્જન કર્યો.

પછી પવિત્ર દિવસે સિંહ રાજાએ વૃદ્ધ મંત્રીઓની સાથે મોટી સમૃદ્ધિ સહિત ધનવતીને અચલપુર મોકલી ચાલતી વખતે વિમલ હૃદયવાળી તેની વિમળા માતાએ તેને આશીષપૂર્વક શિખામણ આપી કે, "સાસુ, સસરા અને પતિની ઉપર સદા દેવના જેવી ભક્તિવાળી થા, સપત્નીઓમાં અનુકૂલ રહે, પરિવાર ઉપર દાક્ષિણ્યતા રાખ, અને પતિનું માન થતાં ગર્વરહિત અને અપમાન થતાં પણ અવિકારી રહે" આ પ્રમાણે શિક્ષા આપીને નેત્રમાંથી અશ્રુ પાડતી અને વારંવાર આલિંગન કરતી વિમળાએ તેને માંડમાંડ વિદાય કરી છત્રચામરથી મંડિત એવી ધનવતી માતાને નમી ઉત્તમ શિબિકામાં બેસીને પરિવાર સાથે આગળ ચાલી. અનુક્રમે તે અચલપુર આવી પહોંચી. જાણે સાક્ષાત્ ધનકુમારની સ્વયંવરા લક્ષ્મી આવી હોય તેવી ધનવતીને જોઇને પુરજનો આશ્ચર્ય પામ્યા. તેણીએ બહારના ઉદ્યાનમાં પોતાનો મુકામ કર્યો પછી શુભ દિવસે મોટી સમૃદ્ધિ સાથે તેમનો વિવાહ થયો. જેમ નાગવલ્લીથી સોપારીનું વૃક્ષ અને જેમ વિદ્યુત્થી નવીન મેઘ શોભે તેમ તે નવોઢાથી અભિનવ યૌવનવાળો ધનકુમાર શોભવા લાગ્યો રતિ સાથે કામદેવની જેમ ધનવતી સાથે રમતા ધનકુમારે એક મુહૂર્ત્તની જેમ કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એક વખતે ધનકુમાર પ્રત્યક્ષ રેવંત હોય તેવા અશ્વ ઉપર બેસીને સુવર્ણના જેવા

---

૧ કરપીડન સૂર્યપક્ષે કિરણો નાખવા, અન્યપક્ષે પાણિગ્રહણ કરવુ

૨ છેકોક્તિ-એકને કહીને બીજાને સમજાવવુ તે.

કુંડલને ચલાયમાન કરતો ઉદ્યાનમાં ગયો. ત્યાં પૃથ્વીને પવિત્ર કરનાર અને ચતુર્વિધ જ્ઞાનધારી વસુંધર નામના મુનિને તેણે દેશના આપતા જોયા. એટલે તેમને પ્રણામ કરી યોગ્ય સ્થાને બેસીને ભક્તિવાળા તે કુમારે કર્ણમાં અમૃત જેવી તેમની દેશના સાંભળવા માંડી. પછી રાજા વિક્રમધન, દેવી ધારિણી અને ધનવતી પણ ત્યાં આવ્યાં. તેઓ સર્વ મુનિને વાંદી ધર્મ દેશના સાંભળવા લાગ્યાં. દેશના પૂર્ણ થયા પછી વિક્રમધન રાજાએ મુનિને પૂછ્યું કે, "આ ધનકુમાર ગર્ભમાં હતો ત્યારે તેની માતાએ સ્વપ્નમાં એક આમ્રવૃક્ષ જોયું હતું, તે વખતે કોઈ પુરૂષે કહ્યું કે, જુદે જુદે ઠેકાણે નવ વાર આ વૃક્ષ રોપાશે અને તેને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ ફળ પ્રાપ્ત થશે. હે મહાત્મન્! એ કુમારનો જન્મ થવાથી બીજું એ સ્વપ્નનું ફળ તો અમારા જાણવામાં આવ્યુ છે, પણ નવ વાર આરોપણ થવાનો શો અર્થ છે? તે પ્રસન્ન થઇને કહો" તે સાંભળી તે મહામુનિએ સમ્યગ્ જ્ઞાનને માટે ઉપયોગ દઇને કોઈ ઠેકાણે દૂર રહેલા કેવળીને મનવડે જ સમાધિમાં રહીને પૂછ્યું. કેવળીએ કેવળજ્ઞાનની લક્ષ્મીવડે તે પ્રશ્નને જાણી લઇને નવ ભવને સૂચવતું શ્રી અરિષ્ટનેમિ પ્રભુનું ચરિત્ર જણાવી દીધું આ પ્રમાણે મનઃપર્યવ અને અવધિજ્ઞાનવડે જાણી લઇને તે મુનિએ વિક્રમધન રાજાને કહ્યું કે, "આ તમારો પુત્ર ધનકુમાર આ ભવથી માંડીને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ એવા નવ ભવ કરશે, અને નવમા ભવમાં આ ભરતક્ષેત્રને વિષે યદુવંશમાં ને બાવીશમા તીર્થંકર થશે." આવું મુનિનું વચન સાંભળી સર્વે અતિશય હર્ષ પામ્યા, અને ત્યારથી સર્વનો જિનધર્મમાં ભદ્રિક ભાવ થયો. પછી વિક્રમધન રાજા મુનિને નમી ધનકુમાર વિગેરેની સાથે ઘેર આવ્યો, અને તે મહાત્મા મુનિ વિહારક્રમમાં તત્પર થઈ ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા. ધનકુમાર ઋતુઓને યોગ્ય એવી ક્રીડાઓથી દોગુંદક દેવની જેમ ધનવતીની સાથે વિષયસુખનો અનુભવ કરવા લાગ્યો.

એક વખતે ધનકુમાર રૂપવડે લક્ષ્મીની સપત્ની જેવી ધનવતીને સાથે લઈ મજ્જન ક્રીડા કરવા ક્રીડાસરોવર ઉપર ગયો. ત્યાં અશોકવૃક્ષની નીચે જાણે મૂર્તિમાન્ શાંત રસ હોય તેવા એક મુનિ મૂર્છા ખાઇને ભુમિપર પડેલા ધનવતીના જોવામાં આવ્યા. ધર્મ અને શ્રમથી તેમને તૃષા લાગી હતી, અને તેથી તેમનાં તાળુ અને ઓષ્ઠપલ્લવ સુકાઈ ગયાં હતા. તેમજ ફાટેલા ચરણકમળમાંથી નીકળતા રૂધિરવડે તે પૃથ્વીને સિંચન કરતા હતા. તે મુનિને ધનવતીએ પોતાના પતિને બતાવ્યા. પછી બને જણાં સંભ્રમ પામી ઉતાવળાં તેમની પાસે ગયા. અને અનેક પ્રકારના શિશિર ઉપચાર કરી તેમને સચેત કર્યા. પછી તે સ્વસ્થ થયેલા મુનિને પ્રણામ કરીને ધનકુમાર બોલ્યો—"હે મહાત્મન! હું આજે સર્વ પ્રકારે ધન્ય છુ, કેમકે પૃથ્વીમાં કલ્પવૃક્ષ જેવા તમને મે પ્રાપ્ત કર્યા છે. પર્યંત દેશમાં રહેનારા એવા અમોને, મરૂદેશમાં રહેનારા પ્રાણીઓને છાયા વૃક્ષની જેમ તમારો સંસર્ગ ઘણો દુર્લભ છે. હે ભગવન! તમને એટલું પૂછુ છું કે, તમારી આ દશા શી રીતે થઈ? પણ જો તમને તે કહેતાં ખેદ થાય તેમ ન હોય અને ગોપવવા જેવું ન હોય તો તે જણાવશો" મુનિ બોલ્યા—"પરમાર્થથી મને સંસારવાસનો જ ખેદ છે; બીજો ખેદ નથી, અને આ

ખેદ તો વિહારક્રમથી થયેલો છે, જે કે શુભ પરિણામવાળો છે મારૂં નામ **મુનિચંદ્ર** છે, પૂર્વે ગુરૂ અને ગચ્છની સાથે વિહાર કરતો હતો, કારણ કે **સાધુઓની એક ઠેકાણે સ્થિતિ હોતી નથી.** ગચ્છ સાથે ચાલતા અન્યદા હું દિઙ્‌મૂઢ થઇને કોઈ અરણ્યમાં ભૂલો પડ્યો. પછી સાર્થ ભ્રષ્ટ થઇને આમતેમ ભમવા લાગ્યો. છેવટે ક્ષુધા અને તૃષાથી આક્રાંત થઈ આ ઠેકાણે આવતાં મૂર્છા ખાઇને હું પૃથ્વી ઉપર પડ્યો. પછી તમોએ જે શુભોપાય કર્યા તેથી હું સચેત થયો. હે મહાભાગ! હે અનઘ! તમને વારંવાર ધર્મલાભ હો. જેમ હું ક્ષણવાર અગાઉ અચેતન થઇને પડેલો હતો, તેવી રીતે આ સંસારમા સર્વ તેવું જ છે, માટે શુભેચ્છુ જને નિરંતર ધર્મ કરવો" આ પ્રમાણે કહીને તે મુનિચંદ્ર મુનીશ્વરે તેમને યોગ્ય એવો શ્રી જિનોક્ત સમ્યક્ત્વમૂળ ગૃહીધર્મ તેમને કહી બતાવ્યો. એટલે ધનકુમારે ધનવતી સહિત મુનિચંદ્ર મુનિની આગળ સમ્યક્ત્વ પ્રધાન ગૃહસ્થધર્મ સ્વીકાર્યો. પછી તેમણે તે મુનિને ઘેર લઈ જઇને અન્નપાનથી પ્રતિલાભિત કર્યા, અને ધર્મ શિક્ષાને માટે કેટલાક કાળ સુધી તેમને ત્યાંજ રાખ્યા. પછી મુનિ ધનકુમારને જણાવીને પોતાના ગચ્છની ભેગા થયા, ત્યારથી ધનવતી અને ધનકુમાર પરમ શ્રાવક થયાં. તે દંપતી પ્રથમથી જ પરસ્પર પ્રીતિવાળાં હતાં, તેમાં વળી એક ધર્મમા જોડાવાથી વિશેષ પ્રીતિવાળાં થયાં. અંતકાળે વિક્રમધન રાજાએ ધનકુમારને પોતાના રાજ્ય ઉપર અભિષિક્ત કર્યો. ત્યારથી ધનકુમાર શ્રાવકધર્મ સહિત વિધિવડે પૃથ્વીનુ પણ પાલન કરવા લાગ્યો.

એક વખતે ઉદ્યાનપાળે આવી ધનકુમારને કહ્યું કે, જે પ્રથમ આવેલા હતા, તે **વસુંધર** મુનિ ઉદ્યાનમાં પધારેલા છે, તે સાંભળી ધનકુમાર ધનવતીને સાથે લઇને તત્કાળ ઉદ્યાનમાં આવ્યો, અને તે મુનિને વાંદીને તેમની પાસેથી સંસારસાગર તરવામાં મોટી નાવિકા જેવી દેશના સાંભળી. પછી સંસારથી ઉદ્વેગ પામેલા ધનકુમારે ધનવતીથી ઉત્પન્ન થયેલા **જયંત** નામના પુત્રને શુભ દિવસે રાજ્યપર બેસાર્યો, અને પોતે ધનવતીની સાથે વસુંધર મુનિની પાસે દીક્ષા લીધી તેમની સાથે તેમના ભાઇ ધનદત્ત અને ધનદેવે પણ દીક્ષા લીધી ધન મુનિ ગુરૂની સાથે રહી દુસ્તર તપ કરવા લાગ્યા ગુરૂએ અનુક્રમે ગીતાર્થ થયેલા તે મુનિને આચાર્યપદ આપ્યુ ઘણા રાજાઓને પ્રતિબોધ આપી, તેમનાપર દીક્ષાનો અનુગ્રહ કરી, છેવટે સદ્બુદ્ધિવાળા ધનર્ષિએ ધનવતી સાથે અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે મૃત્યુ પામીને તેઓ બંને સૌધર્મ દેવલોકમાં શક્રના સામાનિક મહર્દ્ધિક દેવતા થયા. ધનકુમારના બંધુ ધનદેવ અને ધનદત્ત તથા બીજાઓ પણ અખંડિત વ્રત પાળી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયા

આ ભરતક્ષેત્રને વિષે વૈતાઢ્યગિરિની ઉત્તર શ્રેણીના આભૂષણ રૂપ **સૂરતેજ** નામના નગરમાં **સૂર** નામે એક ખેચરનો ચક્રવર્ત્તી રાજા થયો મેઘને વિદ્યુતની જેમ તેને **વિદ્યુન્મતિ** નામે એક અતિ પ્રેમપાત્ર પત્ની હતી. ધનકુમારનો જીવ આયુષ્ય પૂર્ણ કરી સૌધર્મ દેવલોકમાંથી ચવીને એ સૂર રાજાની પત્ની વિદ્યન્મતિના ઉદરમાં અવતર્યો. પૂર્ણ સમયે ચંદ્રને પૂર્ણિમા પ્રસવે તેમ વિદ્યુન્મતિએ સર્વ શુભલક્ષણસંપૂર્ણ પુત્રને

જન્મ આપ્યો. શુભ દિવસે પિતાએ આનંદદાયક મોટો ઉત્સવ કરી તેનું **ચિત્રગતિ** એવું નામ પાડ્યું. અનુક્રમે મોટો થઇ તેણે આચાર્યની પાસેથી સર્વ કળાઓ પ્રાપ્ત કરી અને બીજો કામદેવ હોય તેમ યૌવનવયને પ્રાપ્ત થયો.

એ અરસામાં તેજ વૈતાઢ્યગિરિની દક્ષિણ શ્રેણી ઉપર આવેલા **શિવમંદિર** નામના નગરમાં **અનંગસિંહ** નામે રાજા થયો તેને **શશિપ્રભા** નામે એક ચંદ્રમુખી રાણી હતી તેના ઉદરમાં ધનવતીનો જીવ સૌધર્મ દેવલોકમાંથી ચવીને અવતર્યો. સમય આવતાં શશિપ્રભાએ એક પવિત્ર અંગવાળી પુત્રીને જન્મ આપ્યો ઘણા પુત્રોની પછ-વાડે તે અવતરી હતી તેથી તે પુત્રી અતિ પ્રિય થઇ પડી. પિતાએ શુભ દિવસે તેનું **રત્નવતી** એવુ નામ પાડ્યું. સજળ સ્થાનમાં વલ્લી વૃદ્ધિ પામે તેમ તે પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી. થોડા કાળમાં સ્ત્રીજનને યોગ્ય એવી સર્વ કળા તેણે ગ્રહણ કરી લીધી, અને અમૂર્ત્ત શરીરના મદનરૂપ યૌવનવયને પ્રાપ્ત થઇ એક વખતે તેના પિતાએ કોઇ નિમિત્તિઆને પૂછ્યું કે, 'આ કન્યાનો વર કોણ થશે ?' નિમિત્તિઆએ કાંઇક વિચારીને કહ્યું, 'જે તમારી પાસેથી ખડ્ગરત્ન લઇ લેશે અને સિદ્ધાયતનમાં વંદના કરતાં જેની ઉપર દેવ-તાઓ પુષ્પવૃષ્ટિ કરશે, તે નરલોકમાં મુગટરૂપ પુરુષ, યોગ્ય સમાગમથી આ તમારી દુહિતા રત્નવતીને પરણશે.' જે મારી પાસેથી પણ ખડ્ગરત્નને અંચકાવી લઇ શકશે, એવો મારે અદ્‌ભુત જામાતા પ્રાપ્ત થશે, એમ જાણી પ્રસન્ન થયેલા રાજાએ તે નિમિત્તિઆને ખુશી કરીને વિસર્જન કર્યો

એ સમયમાં ભરતક્ષેત્રને વિષે **ચક્રપુર** નામના નગરમાં ગુણવડે નારાયણ જેવો **સુગ્રીવ** નામે રાજા થયો. તેને **યશસ્વતી** નામની રાણીથી **સુમિત્ર** નામે પુત્ર થયો અને બીજી **ભદ્રા** નામે રાણીથી **પદ્મ** નામે પુત્ર થયો. તેઓ અનુક્રમે અગ્રજ* અને અનુજ† થયા. તેમાં સુમિત્ર ગંભીર, વિનીત, નમનારા ઉપર વાત્સલ્યવાન્, કૃતજ્ઞ અને જૈનધર્મી થયો અને પદ્મ તેથી સર્વ રીતે ઉલટો અને મિથ્યાત્વી થયો. એક વખતે અભદ્ર બુદ્ધિવાળી ભદ્રા રાણીએ વિચાર કર્યો કે, 'જ્યાં સુધી સુમિત્ર જીવતો છે ત્યાં સુધી મારા પુત્રને રાજ્ય મળશે નહીં.' એમ વિચારી તેણીએ સુમિત્રને ઉગ્ર ઝેર આપ્યુ. સુમિત્ર વિષવડે મૂર્છા ખાઇ પૃથ્વીપર પડ્યો અને સમુદ્રની લહરીની જેમ વિષનો વેગ તેના શરીરમાં પ્રસરી ગયો. સુગ્રીવ રાજા તે ખબર સાંભળી સંભ્રમવડે એકદમ મંત્રીઓ સહિત ત્યાં આવ્યો, અને મંત્ર તંત્રના અનેક ઉપચાર કરાવવા માંડ્યા. તથાપિ વિષના વેગની કિંચિત્ પણ ઉપશાંતિ થઇ નહીં, અને 'ભદ્રાએ સુમિત્રને ઝેર આપ્યુ છે' એમ નગરમાં તેનો અપવાદ પ્રસરી ગયો. પોતે કરેલા પાપની શંકાથી ભદ્રા કોઈ ઠેકાણે નાસી ગઈ. રાજાએ પુત્રને માટે અનેક પ્રકારે જિનપૂજા અને શાંતિકર્પૌષ્ટિક કરાવ્યા. પુત્રના સદ્‌ગુણો સંભારી સંભારીને રાજા અવિચ્છિન્ન વિલાપ કરવા લાગ્યો, અને સામંતો તેમ જ મંત્રીઓ પણ નિરુપાય થઇને તેમ જ કરવા લાગ્યા.

એ વખતે ચિત્રગતિ વિદ્યાધર આકાશમાં ક્રીડા માત્રથી ફરતો હતો, તે વિમાન સહિત

* પહેલો જન્મેલો (મોટો). † પછી જન્મેલો (નાનો).

ત્યાં આવી ચડ્યો. તેણે આખા નગરને શોકાતુર જોયું. પછી વિષ સંબંધી સર્વ વૃત્તાંત જાણીને તે વિમાનમાંથી નીચે ઉતર્યો, અને વિદ્યાથી મંત્રિત એવા જળવડે તેણે કુમારની ઉપર સિંચન કર્યું. તત્કાળ નેત્ર ઉઘાડી સ્વસ્થ હૃદયે સુમિત્ર બેઠો થયો, અને 'આ શું છે?' એમ પૂછવા લાગ્યો. "મંત્રશક્તિ નિરવધિ છે."

રાજાએ સુમિત્રને કહ્યું, "હે વત્સ! તારી વૈરિણી અપર માતા ભદ્રાએ તને વિષ આપ્યું. અને આ અકારણ બંધુ મહાપુરૂષે તે વિષ શમાવી દીધું છે." સુમિત્રે અંજલિ જોડીને ચિત્રગતિને કહ્યું, "પરોપકાર બુદ્ધિથી જ તમારૂં કુળ મારા જાણવામાં આવ્યું છે, તથાપિ સ્વકુળને જણાવીને મારી ઉપર અનુગ્રહ કરો, કેમકે "મહાન્ પુરૂષોનો વંશ સાંભળવાને કોનું મન ઉત્કંઠિત ન થાય?" પછી ચિત્રગતિની સાથે આવેલા તેના મંત્રિના પુત્રે સર્વને શ્રવણમાં સુખદાયક એવું તેનું સર્વ કુળાદિકનું વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી સુમિત્રે હર્ષથી કહ્યું, "આજે મારી ઉપર વિષનો અને વિષ આપનારનો ઉપકાર થયો છે, નહિ તો તમારી જેવા મહાત્માનો મને યોગ ક્યાંથી થાત? વળી તમે મને માત્ર જીવિત આપ્યું નથી, પણ પચ્ચખ્ખાણ અને નવકાર મંત્રથી રહિત એવા મૃત્યુથી થનારી દુર્ગતિમાંથી મને બચાવ્યો છે. હે કૃપાનિધિ! વર્ષાઋતુના મેઘનો જીવલોકની જેમ—અતુલ્ય ઉપકારી એવા તમારો હું શું પ્રત્યુપકાર કરૂં?" આ પ્રમાણે કહેતા એવા અને મિત્રતાને પામેલા એવા સુમિત્રની પાસેથી ચિત્રગતિએ પોતાને નગરે જવાની રજા માગી. તે વખતે સુમિત્રે કહ્યું, "પ્રિય ભાઈ! અહીંથી નજીકમાં **સુયશા** નામે કેવળી છે, તે વિહાર કરતા કરતા આ તરફ આવે છે; તે અનુક્રમે અહીં આવે એટલે તેમને વંદના કરીને પછી જજો. ત્યાં સુધી અહીં જ તેમની રાહ જોઇને રહો." ચિત્રગતિએ તે કબુલ કર્યું, અને ત્યાં રહીને જુગલીઆની જેમ સુમિત્રની સાથે ક્રીડા કરતા કેટલાક દિવસો નિર્ગમન કર્યા.

એક દિવસે બંને જણ ઉદ્યાનમાં ગયા, ત્યાં જુએ છે તો જંગમ કલ્પવૃક્ષની જેવા **સુયશા** નામે કેવલી પધાર્યા છે. સુવર્ણ કમળ ઉપર બેઠેલા, અનેક દેવતાઓએ પરવરેલા અને જેમના સમાગમની ઇચ્છા ઘણા કાળથી રાખેલી હતી એવા તે મુનિને જોઈ પ્રદક્ષિણા કરી વાંદીને બંને જણ તેમની સમીપે બેઠા. એ ખબર સાંભળી સુગ્રીવ રાજા પણ તેમને વાંદવાને આવ્યો. મુનિએ મોહરૂપી નિદ્રામાં પ્રાતઃકાલ જેવી દેશના આપી. દેશનાને અંતે ચિત્રગતિએ મુનિને નમસ્કાર કરીને કહ્યું, "હે ભગવન્! તમે કૃપા કરીને મને ઘણો સારો બોધ આપ્યો છે. હે પ્રભુ! શ્રાવકપણું તો મારે કુળક્રમથી ચાલ્યું આવે છે, પરંતુ અભાગ્યને લીધે આગળ રહેલા નિધિની જેવા આપ અહીં વિચરો છો તે મારા જાણવામાં આવ્યું નહી. આ સુમિત્ર મારો અતુલ્ય ઉપકારી છે કે જેણે આવા સદ્ધર્મનો ઉપદેશ કરનારા તમારા ચરણનાં દર્શન કરાવ્યાં છે." આ પ્રમાણે કહીને તે સદ્બુદ્ધિવાળા ચિત્રગતિએ તે મુનિની પાસે સમકિતપૂર્વક ગૃહસ્થધર્મ સ્વીકાર્યો. પછી સુગ્રીવ રાજાએ મુનિને પ્રણામ કરીને પૂછ્યું—"હે ભગવન્! આ મારા મહાત્મા પુત્રને વિષ આપીને તે ભદ્રા સ્ત્રી ક્યાં ગઈ?" મુનિ બોલ્યા—"તે સ્ત્રી અહીંથી નાસીને અરણ્યમાં ગઈ, ત્યાં ચોરોએ

તેનાં આભૂષણો લઈ લીધાં અને તેને પલ્લીપતિને સોંપી દીધી. પલ્લીપતિએ એક વણિકને વેચાતી આપી, ત્યાંથી તે નાસી ગઈ, અને માર્ગમાં મોટા દાવાનળમાં દગ્ધ થઈ ગઈ. ત્યાં રૌદ્ર ધ્યાનવડે મૃત્યુ પામીને તે પ્રથમ નરકમાં ગયેલી છે. ત્યાંથી ચ્યવીને તે એક ચંડાળને ઘેર સ્ત્રી થશે. તે સગર્ભા થતાં તેની સપત્ની કલહ કરીને તેને કાતીવડે મારી નાખશે, ત્યાંથી મરણ પામીને તે ત્રીજી નરકમાં જશે અને પછી તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થશે. આ પ્રમાણે તમારા સમ્યગ્દૃષ્ટિ પુત્રને ઝેર આપવાના પાપથી તે સંસારમાં પરિભ્રમણ કરીને અનંત દુ ખને અનુભવશે."

સુગ્રીવ રાજાએ કહ્યું, "હે ભગવન્! તે સ્ત્રીએ જેને માટે આવુ કૃત્ય કર્યું, તે આ તેનો પુત્ર તો અહીં છે અને તે નરકમાં ગઈ છે; માટે રાગદ્વેષાદિકવડે મહા દારૂણ એવા આ સંસારને ધિક્કાર છે. તેથી હું તો હવે તેવા સંસારના ત્યાગના કારણરૂપ દીક્ષાને ગ્રહણ કરીશ." તે વખતે તેમને પ્રણામ કરી સુમિત્રે આ પ્રમાણે કહ્યુ કે, "હે પિતા! મારી માતાના તેવા પ્રકારના કર્મબંધના કારણરૂપ એવા મને ધિક્કાર છે, તેથી હે સ્વામિન્! મને આજ્ઞા આપો કે જેથી હું સત્વર દીક્ષા ગ્રહણ કરૂ, કેમકે આવા અતિ દારૂણ સંસારમાં રહેવાને કોણ ઇચ્છા કરે?" આ પ્રમાણે કહેતા પુત્રને આજ્ઞાથી નિવારી સુગ્રીવ રાજાએ તેને રાજ્ય ઉપર બેસાર્યો અને પોતે વ્રત ગ્રહણ કર્યું. પછી સુગ્રીવ રાજર્ષિએ તે કેવળીની સાથે વિહાર કર્યો અને સુમિત્ર ચિત્રગતિની સાથે પોતાના નગરમાં આવ્યો.

પોતાની અપરમાતા ભદ્રાના પુત્ર પદ્મને તેણે કેટલાંક ગામો આપ્યાં, પરંતુ એ દુર્વિનીત તેટલાથી અસંતુષ્ટ થઈ ત્યાંથી કોઈ ઠેકાણે ચાલ્યો ગયો. ચિત્રગતિ માંડમાંડ સુમિત્ર રાજાની રજા લઈ પોતાના ઉત્કંઠિત માતા પિતાને મળવાને માટે પોતાને નગરે ગયો. ત્યાં દેવપૂજા, ગુરૂની ઉપાસના, તપ, સ્વાધ્યાય અને સંયમાદિકમાં નિરંતર તત્પર રહેવાથી તે તેના માતા પિતાને અત્યંત સુખદાયક થઈ પડ્યો.

અન્યદા સુમિત્રની એક બહેન જે **કલિંગ** દેશના રાજાની સાથે પરણાવી હતી, તેને **અનંગસિંહ** રાજાનો પુત્ર અને **રત્નવતી**નો ભાઈ **કમળ** હરી ગયો. 'પોતાની બહેનનું હરણ થવાથી સુમિત્ર શોકમાં છે' એવા ખબર એક ખેચરના મુખથી તેના મિત્ર ચિત્રગતિએ સાંભળ્યા. એટલે 'હું તમારી બહેનને શોધીને થોડા વખતમાં લઈ આવીશ' આ પ્રમાણે ખેચરો દ્વારા સુમિત્રને ધીરજ આપીને ચિત્રગતિ તેની શોધમાં તત્પર થયો. પછી 'કમળે તેનું હરણ કરેલું છે' એવી ખબર જાણીને ચિત્રગતિ સર્વ સૈન્ય લઈ શિવમંદિર નગરે આવ્યો. ત્યાં હાથી જેમ કમળના ખંડને ઉન્મૂલન કરે તેમ શૂર રાજાના શૂરવીર પુત્રે લીલા માત્રમાં કમળનું ઉન્મૂલન કર્યું. પુત્રનો પરાભવ થયેલો જાણી અનંગસિંહ રાજા સિંહવત્ ક્રોધ પામ્યો, અને સિંહનાદ કરી સેના લઈને દોડી આવ્યો. વિદ્યાબળથી, સૈન્યબળથી અને ભુજાબળથી તેઓની વચ્ચે દેવતાઓને પણ ભયંકર લાગે તેવો મહાન સંગ્રામ પ્રવર્ત્યો. છેવટે અનંગસિંહે ચિત્રગતિ શત્રુને જીતવો અશક્ય જાણીને તેને હણવાની ઈચ્છાએ દેવતાએ આપેલું ક્રમાગત ખડ્ગરત્ન સંભાર્યું. સેંકડો જ્વાળાઓથી

દુરાલોક[1] અને શત્રુઓને અંતક[2] જેવું, તે ખડ્ગરત્ન ક્ષણવારમાં તેના હાથમાં આવીને ઉભું રહ્યું. તે ખડ્ગ હાથમાં લઈ અનંગસિંહ બોલ્યો—"અરે! બાળક! હવે તું અહીંથી ખસી જા, નહીં તો મારી આગળ ઉભા રહેવાથી તારૂ મસ્તક કમળનાળની જેમ આ ખડ્ગવડે હું છેદી નાખીશ." ચિત્રગતિ આશ્ચર્યથી બોલ્યો, "અરે મૂઢ! અત્યારે મને તું કાંઇક જુદો જ થઈ ગયો હો તેમ લાગે છે, કારણ કે એક લોહખંડના બળથી તું આમ ગાજે છે, પણ પોતાના બળથી રહિત એવા તને ધિક્કાર છે." આ પ્રમાણે કહીને ચિત્રગતિએ વિદ્યાથી સર્વ ઠેકાણે અંધકાર વિકુર્વ્યું, જેથી શત્રુઓ આગળ રહેલાને પણ જોઈ શકવા ન લાગ્યા, ચિત્રલિખિત જેવા થઇ ગયા. પછી ચિત્રગતિએ તેના હાથમાંથી ખડ્ગ ઝુંટી લીધું અને સુમિત્રની બહેનને લઇને સત્વર ત્યાંથી ચાલ્યો ગયો. ક્ષણવારે અંધકાર મટી પ્રકાશ થયો. એટલે અનંગસિંહ રાજાએ જોયું તો પોતાના હાથમાં ખડ્ગ દીઠું નહીં અને આગળ શત્રુ પણ જોવામાં આવ્યો નહીં. ક્ષણવાર તો તેને તે કારણથી ખેદ થયો, પણ પછી જ્ઞાનીનું વચન યાદ આવ્યુ કે મારા ખડ્ગનો હરનાર મારો જામાતા થશે, તેથી તે ખુશી થયો; પણ તે હવે શી રીતે જાણવામાં આવશે? એમ વિચારતાં યાદ આવ્યુ કે સિદ્ધાયતનમાં વંદના કરતાં તેના ઉપર દેવતા પુષ્પવૃષ્ટિ કરશે, તેથી તે જાણી શકાશે. આ પ્રમાણે જ્ઞાનીએ કહ્યુ છે, માટે ચિંતા કરવા જેવું નથી. આ પ્રમાણે વિચારી તે પોતાને ઘેર ગયો.

બુદ્ધિમાન્ ચિત્રગતિ કૃતાર્થ થઈ અખંડ શીલવાળી સુમિત્રની બહેનને લઇને સુમિત્રની પાસે આવ્યો, અને તેને સુમિત્રને અર્પણ કરી સુમિત્ર રાજા પોતાના વિવેકવડે પ્રથમ જ સંસારપર ઉદ્વિગ્ન હતો, તેમાં તેની બહેનનું હરણ થયા પછી તો તે વિશેષે નિર્વેદ પામ્યો હતો. તેથી બહેન આવી કે તરત પોતાના પુત્રને રાજ્ય સોંપી ચિત્રગતિની સમક્ષ તેણે સુયશા મુનિની પાસે જઇને દીક્ષા લીધી. પછી ચિત્રગતિ પોતાને નગરે ગયો.

બુદ્ધિમાન્ સુમિત્ર રાજર્ષિએ ગુરૂની પાસે કાંઇક ઊણા એવા નવપૂર્વનું અધ્યયન કર્યું. પછી ગુરૂની આજ્ઞા મેળવીને સુમિત્ર મુનિ એકલા વિહાર કરતા મગધ દેશમાં આવ્યા. ત્યાં કોઈ ગામની બહાર કાયોત્સર્ગ કરીને રહ્યા. તેવામાં તેનો સાપત્ન બંધુ પદ્મ ત્યાં આવી ચડ્યો. તેણે સર્વ જીવના હિતકારી સુમિત્ર મુનિને ગિરિની જેમ સ્થિર થઇને ધ્યાનમાં રહેલા જોયા. તે વખતે જાણે પોતાની માતા ભદ્રાને મળવા જવાને ઇચ્છતો હોય તેમ નરકાભિમુખ થયેલા પદ્મે કાન સુધી ખેંચીને સુમિત્રના હૃદયમાં એક બાણ માર્યું, પરંતુ 'આ ભાઇએ મને બાણ મારીને કાંઈ મારો ધર્મભ્રંશ કર્યો નથી, પણ કર્મનો છેદ કરવામાં મદદગાર મિત્ર થયેલ હોવાથી ઉલટો તે મારો હિતકારી થયો છે. મેં પૂર્વે આ ભદ્રને રાજ્ય ન આપ્યુ, તેથી તેનો અપકાર કર્યો છે, માટે એ મને ક્ષમા કરો અને બીજા સર્વ પ્રાણીઓ પણ મને ક્ષમા કરો.' આ પ્રમાણે શુભ ધ્યાન ધ્યાતા સતા, સર્વ પ્રકારનાં પ્રત્યાખ્યાન કરી, નમસ્કાર મંત્રને સંભારતા મૃત્યુ પામીને સુમિત્ર મુનિ બ્રહ્મદેવલોકમાં ઈંદ્રના સામાનિક

---

૧ દુઃખે જોઈ શકાય એવુ. ૨ કાળ.

દેવતા થયા. પદ્મ ત્યાંથી નાસી જતો હતો તેવામાં રાત્રિએ તેને કૃષ્ણ સર્પ ડસ્યો, તેથી મૃત્યુ પામીને તે સાતમી નરકે ગયો.

સુમિત્રના મૃત્યુના ખબર સાંભળી મહામતિ ચિત્રગતિ ચિરકાળ શોક કરી યાત્રા કરવાને માટે સિદ્ધાયતનમાં ગયો. તે વખતે ત્યાં યાત્રામાં ઘણા ખેચરેશ્વરો એકઠા થયા હતા. તેમાં અનંગસિંહ રાજા પણ પોતાની પુત્રી **રત્નવતી**ને લઇને આવ્યો હતો. ચિત્રગતિએ શાશ્વત પ્રભુની વિચિત્ર પ્રકારે પૂજા કરી અને પછી અંગમાં રોમાંચપૂર્વક ભક્તિથી વિચિત્ર એવી વાણીવડે તેણે પ્રભુની સ્તુતિ કરી, તે સમયે દેવતા થયેલો સુમિત્ર અવધિજ્ઞાનથી જાણીને ત્યાં આવ્યો, અને તેણે બીજા દેવોની સાથે ચિત્રગતિની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. ખેચરો હર્ષ પામીને ચિત્રગતિની પ્રશંસા કરવા લાગ્યા એટલે અનંગસિંહ રાજાએ પણ પોતાની પુત્રીના વર તરીકે તેને ઓળખ્યો. પછી સુમિત્ર દેવ પ્રત્યક્ષ થઈ ઘણા હર્ષથી બોલ્યો—"હે ચિત્રગતિ! તમે મને ઓળખો છો?" ચિત્રગતિએ કહ્યું કે—"તમે કોઈ મહર્દ્ધિક દેવ છો, એમ હું જાણું છું." પછી સુમિત્ર દેવે તેને ઓળખાણ પાડવાને માટે પોતાનું મૂળરૂપ બતાવ્યું. ચિત્રગતિ તેને આલિંગન કરીને બોલ્યો—"હે મહામતિ! તમારા પ્રસાદથીજ હું આ નિરવદ્ય જૈનધર્મને પામ્યો છુ." સુમિત્રે કહ્યું,—"હે ભદ્ર! તમે પ્રસાદ કરીને પ્રથમ જીવિતદાન આપ્યું તેથીજ હું આવી સમૃદ્ધિને પામી શક્યો છું, પણ જો હું તે વખતે પચ્ચખ્ખાણ અને નવકાર મંત્રે રહિત મૃત્યુ પામ્યો હોત તો હું મનુષ્યભવ પણ પામત નહી, અને આ સ્થિતિ પણ મેળવત નહી." આ પ્રમાણે પરસ્પર એક બીજાની પ્રશંસા કરનારા તે બન્ને કૃતજ્ઞ મિત્રોને જોઈ શ્રીસૂર ચક્રવર્ત્તી પ્રમુખ સર્વ ખેચરેશ્વરો ઘણો હર્ષ પામ્યા. તે વખતે રૂપ અને ચારિત્રથી અનુપમ એવા ચિત્રગતિને જોઈ અનંગસિંહની પુત્રી રત્નવતી કામનાં બાણોથી વીંધાઈ ગઈ. પોતાની પુત્રીને વિધુર થયેલી જોઈ અનંગસિંહે વિચાર્યું, "જ્ઞાનીએ જે પ્રથમ કહ્યુ હતું, તે બરાબર મળતું આવ્યું છે. મારૂ ખડ્ગરત્ન હરી લીધું, પુષ્પવૃષ્ટિ પણ થઈ અને મારી પુત્રીનો અનુરાગ પણ તત્કાળ ઉત્પન્ન થયો, માટે જ્ઞાનીના કહેવા પ્રમાણે આ પુરૂષ મારી પુત્રી રત્નવતીને યોગ્ય વર છે. આવી દુહિતા અને જામાતાવડે હું આ જગતમાં શ્લાઘ્ય થઇશ; પરંતુ અહીં દેવસ્થાનમાં લગ્ન સંબંધાદિક સાંસારિક કાર્ય વિષે બોલવું તે યોગ્ય નહી." આ પ્રમાણે વિચાર કરી અનંગસિંહ પરિવાર સહિત પોતાને ઘેર ગયો, અને સુમિત્ર દેવને તથા ખેચરોને સત્કારપૂર્વક વિદાય કરીને ચિત્રગતિ પોતાના પિતા સાથે પોતાને ઘેર ગયો.

અનંગસિંહે ઘેર આવીને એક મંત્રીને સૂર ચક્રીની પાસે મોકલ્યો. તેણે ત્યાં જઈ પ્રણામ કરી નિષ્કપટ વિનયવડે આ પ્રમાણે કહ્યું, "હે સ્વામિન્! તમારો કુમાર ચિત્રગતિ કામદેવની જેવો છે. વળી પોતાના અનુપમ રૂપ લાવણ્યથી તે કોને આશ્ચર્ય નથી પમાડતો? હે પ્રભુ! તમારી આજ્ઞાથી અનંગસિંહની પુત્રી રત્ન સમાન રત્નવતી તે ચિત્રગતિરૂપ રત્નની સાથે જોડાઓ. તે બન્નેના વિવાહને માટે તમેજ મુખત્યાર છો, માટે હે નરસિંહ! અનંગસિંહ રાજાનું વચન માનો અને આજેજ મને વિદાય કરો." સૂર રાજાએ

ઉચિત યોગની ઇચ્છાથી તેનું વચન સ્વીકાર્યું. પછી મહોત્સવપૂર્વક તેમનો વિવાહ કરવામાં આવ્યો.

ચિત્રગતિ તેણીની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો અને અર્હત્ પૂજાદિક ધર્મ પણ આચરવા લાગ્યો. જે પેલા ધનદેવ અને ધનદત્તના જીવ હતા, તે ત્યાંથી ચ્યવીને આ ભવમાં પણ **મનોગતિ** અને **ચપલગતિ** નામે ચિત્રગતિના અનુજ બંધુ થયા હતા. તે બંને બંધુને અને રત્નવતીને સાથે લઇને ચિત્રગતિ ઈંદ્રની જેમ નંદીશ્વરાદિક દ્વીપમાં યાત્રા કરવા લાગ્યો, હમેશાં સમાહિત થઈ અરિહંતની પાસે જઈ જઇને ધર્મ સાંભળવા લાગ્યો, તેમજ સ્ત્રી અને ભાઇઓ સહિત સાધુઓની સેવામાં તત્પર રહેવા લાગ્યો.

અન્યદા સૂર ચક્રીએ તેને રાજ્યપર બેસારીને દીક્ષા લીધી, અને તેઓ છેવટે મોક્ષે ગયા. પછી અનેક વિદ્યાને સાધી જાણે નવીન સૂર ચક્રી હોય તેવો ચિત્રગતિ અનેક ખેચરપતિઓને પોતાના સેવકો બનાવી પોતાનું અખંડ શાસન ચલાવવા લાગ્યો. એક સમયે મણિચૂલ નામે તેનો કોઈ સામંત રાજા મૃત્યુ પામ્યો. તેને **શશિ** અને **શૂર** નામે બે પુત્રો હતા, તેઓ પિતાના મરણ પછી રાજ્યને માટે લડવા લાગ્યા. તે સાંભળી ચિત્રગતિ ચક્રી ત્યાં ગયો અને તે બન્નેને રાજ્ય વહેંચી આપ્યાં, તેમજ યુક્તિવાળી ધર્મવાણીથી સમજાવીને તેમને સન્માર્ગે સ્થાપિત કર્યા. તથાપિ એક વખતે તેઓ પાછા વનના હસ્તિની જેમ યુદ્ધ કરીને મૃત્યુ પામી ગયા. તે સાંભળી મહામતિ ચિત્રગતિ ચિંતવવા લાગ્યો– "આ નાશવંત લક્ષ્મીને માટે જે મંદ બુદ્ધિવાળા પુરૂષો યુદ્ધ કરે છે, મરણ પામે છે અને દુર્ગતિમાં પડે છે તેમને ધિક્કાર છે. જેમ તેઓ શરીરની અપેક્ષા રાખ્યા વગર લક્ષ્મીને માટે ઉત્સાહ રાખે છે તેમ જો મોક્ષને માટે ઉત્સાહ રાખે તો તેમને શી ન્યૂનતા રહે?" આવો વિચાર કરી સંસારથી ઉદ્વેગ પામીને ચિત્રગતિએ રત્નવતીના જ્યેષ્ઠ પુત્ર **પુરંદરને** રાજ્ય ઉપર બેસાર્યો. પછી રત્નવતી અને પોતાના બે અનુજ બંધુઓ સહિત **દમધર** નામના આચાર્યની પાસે તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. ચિરકાળ તપ કરી છેવટે પાદપોપગમ અનશન કરી મૃત્યુ પામીને તે ચિત્રગતિ માહેંદ્ર કલ્પમાં પરમર્દ્ધિક દેવતા થયો. રત્નવતી અને બે કનિષ્ઠ બંધુ પણ તે દેવલોકમાંજ પરસ્પર પ્રીતિને ધરનારા દેવતા થયા.

પૂર્વ વિદેહમાં **પદ્મ** નામના વિજયને વિષે **સિંહપુર** નામે એક દેવનગર જેવું નગર છે. તે નગરમાં જગતને આનંદ આપનાર અને સૂર્યની જેમ બીજાના તેજને મંદ કરનાર **હરિણંદી** નામે એક રાજા હતો તેને અમૃતને ઝરનારી કૌમુદી જેવી, નામથી અને દર્શનથી **પ્રિયદર્શના** કરીને એક પટરાણી હતી. ચિત્રગતિનો જીવ માહેંદ્ર દેવલોકમાંથી ચ્યવીને તે પ્રિયદર્શનાની કુક્ષિમાં મહાસ્વપ્ને સૂચિત થઇને અવતર્યો. પૂર્ણ સમયે જેમ પાંડુક વનની ભૂમિ કલ્પવૃક્ષને જન્મ આપે તેમ દેવી પ્રિયદર્શનાએ એક પ્રિયદર્શન પુત્રને જન્મ આપ્યો. રાજાએ તેનું **અપરાજિત** એવુ નામ પાડ્યું. ધાત્રીઓએ લાલિત કરેલો તે બાળક અનુક્રમે મોટો થયો. સર્વ કળા સંપાદન કરી, યૌવન વયને પ્રાપ્ત થતાં તે મૂર્ત્તિવડે કામદેવ જેવો અને પુણ્ય લાવણ્યનો સમુદ્ર થયો. તેને બાલ્યવયથી સાથે

ધૂલિક્રીડા કરનાર અને સાથે અભ્યાસ કરનાર **વિમળબોધ** નામે એક મંત્રિપુત્ર પરમ મિત્ર થયો હતો.

એક વખતે તે બંને મિત્રો અશ્વારૂઢ થઇને ક્રીડા કરવાને માટે બહાર ગયા. તેવામાં તેમના તીવ્ર અશ્વો તેમને હરીને એક દૂરના મોટા જંગલમાં લઇ ગયા. ત્યાં પહોંચતાં અશ્વો શ્રાંત થઇને ઉભા રહ્યા, એટલે તેઓ એક વૃક્ષની નીચે ઉતરી પડ્યા. પછી રાજપુત્ર અપરાજિતે પોતાના મિત્ર વિમળબોધને કહ્યું, "હે મિત્ર! આ અશ્વો આપણને અહીં હરી લાવ્યા, તે સારૂ થયું, નહીં તો અનેક આશ્ચર્યથી પૂર્ણ એવી આ પૃથ્વી શી રીતે જોવાત? કદિ આપણે બહાર જવાની આજ્ઞા માગત તો આપણા વિરહને નહીં સહન કરનારાં આપણાં માતા પિતા આપણને કદિ પણ રજા આપત નહીં; તેથી આ ઠીક થયું છે. આપણને અશ્વોએ હર્યા છે તેથી આપણાં માતા પિતાને દુઃખ તો લાગશે, પણ આપણે તો તેથી યથેચ્છપણે ફરી શકીશું. અને માતા પિતા તો પડ્યું તે સહન કરશે." રાજપુત્રનાં આ વચનને મંત્રિપુત્રે 'एवमस्तु' કહીને ટેકો આપ્યો, તેવામાં 'રક્ષણ કરો' 'રક્ષણ કરો' એમ પોકાર કરતો કોઇ પુરૂષ ત્યાં આવ્યો. તેનાં સર્વ અંગ કંપતાં હતાં અને લોચન ચંચળ થયેલાં હતાં. તેને શરણે આવેલો જોઈ કુમારે કહ્યું કે 'ભય પામીશ નહીં.' મંત્રિપુત્રે કહ્યું કે 'તમે આ વિચાર્યા વગર બોલ્યા છો, કારણ કે કદિ આ પુરૂષ અન્યાયી નીકળશે તો સારૂ નહીં કહેવાય.' અપરાજિત બોલ્યો, 'ન્યાયી હોય કે અન્યાયી હોય, પણ જો તે શરણે આવે તો તેની રક્ષા કરવી એવો સદા ક્ષાત્રધર્મજ છે.' કુમાર આમ કહે છે તેવામાં તો 'મારો, મારો,' એમ બોલતા અને તીક્ષ્ણ ખડ્ગને ઉગામતા અનેક આરક્ષક પુરૂષો ત્યાં આવ્યા, અને 'અરે મુસાફરો! સર્વ નગરને લુંટનાર આ પુરૂષને છોડી દો, અમારે તેને મારવો છે.' આ પ્રમાણે તેઓ દૂરથી કહેવા લાગ્યા. કુમાર હસીને બોલ્યો–'આ પુરૂષ મારે શરણે આવેલો છે, તો હવે તે ઈંદ્રથી પણ મારવાને અશક્ય છે, તો બીજાની શી વાત કરવી?' આ પ્રમાણે કહ્યું તથાપિ આરક્ષકો ક્રોધથી તેને પ્રહાર કરવા આવ્યા. એટલે મૃગલાઓને સિંહ મારે તેમ તેમને મારવાને માટે કુમાર ખડ્ગ ખેંચીને દોડ્યો, એટલે તત્કાળ સર્વે નાસી ગયા. તેમણે જઇને પોતાના સ્વામી કોશલપતિને કહ્યું. કોશલેશે ચોરના રક્ષકને મારવાની ઇચ્છાથી મોટું સૈન્ય મોકલ્યુ. અપરાજિતે તે સૈન્યને ક્ષણવારમાં જીતી લીધું, એટલે રાજા પોતે ઘોડેસ્વારો અને ગજસ્વારોથી પરવર્યો સતો ચઢી આવ્યો. તેને જોઈ અપરાજિત કુમાર ચોરને મંત્રિપુત્રને સોંપી દૃઢ પરિકરબદ્ધ થઈ યુદ્ધ કરવાને સામો થયો. પછી સિંહની જેમ એક હાથીના દાંત ઉપર પગ મૂકી તેના કુંભસ્થલ ઉપર ચઢી ગયો; અને ઉપર બેઠેલા ગજસ્વારને મારી નાખ્યો, પછી તે હાથી ઉપર બેસીને અપરાજિત યુદ્ધ કરવા લાગ્યો. તેને ઓળખીને એક મંત્રીએ રાજાને ઓળખાવ્યો. એટલે કોશલેશ્વર આજ્ઞાવડે સર્વ સૈનિકોને યુદ્ધ કરતાં નિષેધીને બોલ્યો કે–'આ કુમાર તો મારા મિત્ર હરિણંદીનો પુત્ર છે.' પછી તે કુમારને ઉદ્દેશીને બોલ્યો કે–'તને સાબાશ છે, આવા અદ્ભુત પરાક્રમથી તું મારા મિત્રનો બરાબર પુત્ર છું, કેમકે સિંહના બાળક વિના હાથીને મારવાને કોણ સમર્થ થાય? હે મહા-

ભુજ! પોતાનાજ એક ઘરેથી બીજે ઘેર જેમ કોઈ જાય તેમ ભાગ્યયોગે તું મારે ઘેર આવ્યો છે તે બહુ સારૂ થયુ છે; આ પ્રમાણે કહી તેણે હાથી ઉપર બેઠા બેઠાજ તેને આલિંગન કર્યું. પછી લજ્જાથી જેનું મુખકમળ નમ્ર થયેલુ છે એવા તેને પોતાના હાથી ઉપર પોતાની પાસે બેસાડી પુત્રની જેમ વાત્સલ્યભાવથી પોતાને ઘેર લાવ્યો. પેલા ચોરને વિદાય કરીને અપરાજિતની પછવાડે મંત્રિપુત્ર પણ ત્યાં આવ્યો.

પછી બંને મિત્ર કોશલ રાજાને ઘેર સુખે રહેવા લાગ્યા. અન્યદા આનંદ પામેલા કોશલપતિએ **કનકમાળા** નામની પોતાની એક કન્યા અપરાજિતને પરણાવી. કેટલાક દિવસ ત્યાં રહી એક દિવસ પોતાને દેશાંતર જવામાં વિઘ્ન ન થવા માટે કોઇને કહ્યા વગર અપરાજિત કુમાર મિત્ર સહિત રાત્રિએ ગુપ્ત રીતે ચાલી નીકળ્યો.

આગળ ચાલતાં એક કાળિકાદેવીના મંદિરની નજિક 'અરે! આ પૃથ્વી પુરૂષ વિનાની થઈ ગઈ!' એવું કોઇનું રૂદન રાત્રિએ તેમના સાંભળવામાં આવ્યુ. સ્વરને અનુસારે 'આ કોઈ સ્ત્રી રૂવે છે' એવો નિશ્ચય કરી કૃપાળુ કુમાર શબ્દપાતિ બાણની જેમ તે શબ્દને અનુસારે ચાલ્યો. ત્યાં પ્રજ્વલિત અગ્નિની પાસે બેઠેલી એક સ્ત્રી અને તીક્ષ્ણ ખડ્ગને ખેંચીને ઉભેલો એક પુરૂષ તેમના જોવામાં આવ્યાં. તે વખતે 'જે પુરૂષ હોય તે આ અધમ વિદ્યાધર પાસેથી મારી રક્ષા કરો' એમ બોલતી કસાઈના ઘરમાં રહેલી મેંઢીની જેવી તે સ્ત્રી પાછી આક્રંદ કરવા લાગી. તે જોઈ કુમારે પેલા પુરૂષને આક્ષેપપૂર્વક કહ્યું, 'અરે! પુરૂષાધમ! મારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થા, આવી અબળાની ઉપર શુ પરાક્રમ બતાવે છે?' તે સાંભળી 'આ સ્ત્રીની માફક તારી ઉપર પણ મારૂ પરાક્રમ છે' એમ બોલતો તે ખેચર ખડ્ગ ખેંચીને યુદ્ધ કરવાને માટે કુમારની નજીક આવ્યો. પછી બંને કુશળ પુરૂષોએ પરસ્પરના ઘાતને છેતરતા ઘણીવાર સુધી ખડ્ગાખડ્ગી યુદ્ધ કર્યુ. પછી ભુજાયુદ્ધ કરવા લાગ્યા. બાહુયુદ્ધમાં પણ અપરાજિતને અજેય ધારીને તે વિદ્યાધરે તેને નાગપાશથી બાંધી લીધો. કુમારે મોટો કોપ કરી ઉન્મત્ત હાથી જેમ તેને બાંધેલા દોરડાને તોડી નાખે તેમ તે પાશને તોડી નાખ્યો. પછી તે વિદ્યાધરે અસુરકુમારની જેમ ક્રોધ પામીને વિદ્યાના પ્રભાવવડે વિવિધ પ્રકારનાં આયુધોથી કુમાર ઉપર પ્રહાર કર્યા, પરંતુ પૂર્વપુણ્યના પ્રભાવથી અને દેહના સામર્થ્યથી તે પ્રહાર કુમારને હરાવવાને જરા પણ સમર્થ થયા નહીં. એ સમયે સૂર્ય ઉદયાચળ ઉપર ચઢયો, એટલે કુમારે ખડ્ગવડે ખેચરના મસ્તક ઉપર ઘા કર્યો, તેથી મૂર્છા ખાઇને તે પૃથ્વીપર પડ્યો. તે જ વખતે જાણે કુમારની સ્પર્ધા કરતો હોય તેમ કામદેવે પણ પોતાનાં બાણોવડે તે સ્ત્રીની ઉપર પ્રહાર કર્યા, પછી કેટલાએક ઉપચારવડે તે ખેચરને સચેત કરી કુમારે કહ્યુ કે, 'હજુ પણ જો સમર્થ હો તો પાછુ યુદ્ધ કરો.' વિદ્યાધર બોલ્યો—"હે વીર! તમે મને ભલી પ્રકારે જીતી લીધો છે, એટલુ જ નહીં પણ આ સ્ત્રીના વધથી અને તેથી પ્રાપ્ત થનારા નરકથી પણ મને સારી રીતે બચાવ્યો છે. હે બંધુ! મારા વસ્ત્રના છેડે ગ્રંથીમાં એક મણિ અને મૂલિકા બાંધેલ

છે. તે મણિના જળવડે મૂલિકા ઘસીને આ મારા વ્રણ ઉપર ચોપડો. “કુમારે તેમ કર્યું, એટલે તે તત્કાળ સજ્જ થયો. પછી કુમારના પૂછવાથી તે પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યો.

“વૈતાઢ્ય પર્વત ઉપર રથનૂપુર નગરના **અમૃતસેન** નામના ખેચરપતિની **રત્નમાળા** નામે આ દુહિતા છે. તેના વર માટે પૂછતાં ‘ગુણરત્નનો સાગર હરિનંદી રાજાનો અપરાજિત નામે યુવાન પુત્ર આ કન્યાનો વર થશે’ એવું કોઇ જ્ઞાનીએ કહ્યું હતું. ત્યારથી આ બાળા તેની ઉપરજ અનુરક્ત હતી, તેથી બીજા કોઈ ઉપર તેનું મન દોડાવતી નહીં. એક વખતે આ બાળા મારા જોવામાં આવી, તેથી મેં વિવાહને માટે તેની માગણી કરી. તેણીએ કહ્યું, ‘કુમાર અપરાજિત મારૂ પાણિગ્રહણ કરે અથવા મારા અંગને અગ્નિ દહન કરે, તે સિવાય બીજી ગતિ નથી.’ આવાં તેણીનાં વચનથી મને ઘણો કોપ ચડ્યો. હું **શ્રીષેણ** વિદ્યાધરનો **સૂરકાંત** નામે પુત્ર છું. અને તે દિવસથી મને તેના પાણિગ્રહણનો આગ્રહ બંધાઈ ગયો છે. પછી નગરમાંથી નીકળીને કેટલીક દુ:સાધ્ય વિદ્યાઓને પણ મેં સાધ્ય કરી, અને પાછી ફરીવાર વિવિધ ઉપાયોથી મેં તેની પ્રાર્થના કરી, તથાપિ એ બાળાએ જ્યારે મારી ઇચ્છા સ્વીકારી નહીં, ત્યારે હું તેનું હરણ કરીને અહીં લાવ્યો, કેમકે **કામાંધ પુરુષો શું નથી કરતા?** આ સ્ત્રીએ મારી પ્રાર્થના સ્વીકારી નહીં એટલે હવે એના શરીરને અગ્નિથી દહન કરવારૂપ તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે ખડ્ગવડે ખંડિત કરીને તેને અગ્નિમાં નાખવાને હું તત્પર થયો. તેવામાં તમે આવીને તેને મૃત્યુથી બચાવી અને મને દુર્ગતિમાંથી બચાવ્યો, તેથી તમે અમારા બંનેના ઉપકારી છો. હે મહાભુજ! હવે કહો તમે કોણ છો?” પછી મંત્રિપુત્રે તેને કુમારનું કુળ નામ વિગેરે કહી બતાવ્યું, તે સાંભળી અકસ્માત્ પ્રાપ્ત થયેલા ઇષ્ટ સમાગમથી રત્નમાળા ઘણી ખુશી થઈ. તે વખતે પુત્રીની પછવાડે શોધવાને નીકળેલા **કીર્ત્તિમતિ** અને **અમૃતસેન** નામે તેણીનાં માતાપિતા ત્યાં આવી પહોંચ્યાં. તેઓના પૂછવાથી મંત્રિપુત્રે તેમને પણ સર્વ વૃત્તાંત જણાવ્યો, એટલે જે ત્રાતા તે જ પરણનાર થયો તેમ જાણી તે બંને ઘણાં ખુશી થયાં. પછી તેમણે આપવાથી અપરાજિત રત્નમાળાને પરણ્યો અને તેઓના કહેવાથી સૂરકાંત વિદ્યાધરને અભયદાન આપ્યું. સૂરકાંત વિદ્યાધરે તે નિ:સ્પૃહ કુમાર અપરાજિતને પેલો મણિ અને મૂલિકા આપ્યા અને મંત્રિપુત્રને બીજો વેષ કરી શકાય તેવી એક ગુટિકા આપી. પછી ‘જ્યારે હું મારે સ્થાનકે જાઉં, ત્યારે આ તમારી પુત્રીને ત્યાં મોકલવી’ એમ અમૃતસેનને કહીને અપરાજિત કુમાર ત્યાંથી આગળ ચાલ્યો. પુત્રી સહિત અમૃતસેન તથા સૂરકાંત વિદ્યાધર અપરાજિતને સંભારતા પોતપોતાને સ્થાનકે ગયા.

કુમારને આગળ ચાલતાં એક મહાન્ અટવી આવી, તેમાં તેને ઘણી તૃષા લાગવાથી તે એક આમ્રવૃક્ષ નીચે બેઠો અને મંત્રિપુત્ર જળ શોધવાને માટે ગયો. દૂર જઈ જળ લઇને મંત્રિપુત્ર પાછો આવ્યો, એટલે તે આમ્રવૃક્ષ નીચે અપરાજિત કુમારને તેણે દીઠા નહીં, તેથી તે ચિતવવા લાગ્યો કે ‘શું ભ્રાંતિથી હું તે સ્થાન મૂકી જઇને બીજે સ્થાને આવ્યો છું! અથવા શું અતિ તૃષાથી તે કુમાર પોતે પણ જળને માટે ગયા હશે.’

આમ ચિંતવી કુમારને શોધવાને માટે તે વૃક્ષે વૃક્ષ ભમ્યો, પણ કોઈ ઠેકાણે તેનો પત્તો ન મળવાથી તે મૂર્ચ્છા ખાઇને પૃથ્વી ઉપર પડ્યો. થોડીવારે તે સચેત થઇને કરૂણ સ્વરે રોવા લાગ્યો અને બોલવા લાગ્યો કે 'હે કુમાર! તારા આત્માને બતાવ, મને વૃથા ખેદ શામાટે પમાડે છે? હે મિત્ર! કોઇ પણ માણસ તને અપકાર કરવાને કે પ્રહાર કરવાને સમર્થ નથી, તેથી તારા અદર્શનમાં કાંઇ અમંગળમય હેતુનો સંભવ નથી. આ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કરીને પછી તેને શોધવાને માટે તે ગામેગામ ફરતો ફરતો નંદિપુર નામના નગરે આવ્યો. તે નગરની બહાર ઉદ્યાનમાં મંત્રિપુત્ર દુઃખિત મને ઉભો હતો, તેવામાં બે વિદ્યાધરો ત્યાં આવીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યા—"એક મહાવનમાં **ભુવનભાનુ** નામે એક વિદ્યાધરોનો રાજા છે. તે મહા બળવાન્ અને પરમ ઋદ્ધિવાળો વિદ્યાધર એક મહેલ વિકુર્વીને તે વનમાં જ રહે છે. તેને **કમલિની** અને **કુમુદિની** નામે બે પુત્રી છે. તેનો વર તમારો પ્રિય મિત્ર થશે, એવું કોઈ જ્ઞાનીએ કહેલુ છે. તે ઉપરથી અમારા સ્વામીએ તેને લાવવાને માટે અમને મોકલ્યા હતા. અમે તે વનમાં આવ્યા, ત્યારે ત્યાં તમે બને મિત્રો અમારા જોવામાં આવ્યા. પછી તમે જળ લેવાને ગયા એટલે અમે અપરાજિત કુમારનું હરણ કરીને તેને અમારા સ્વામી ભુવનભાનુની પાસે લઈ ગયા. ઉદય પામેલા ભાનુની જેવા તેમને જોઈ ભુવનભાનુ ઉભા થયા અને સંભ્રમપૂર્વક એક ઉત્તમ રત્નસિંહાસન ઉપર તેમને બેસાડ્યા. પછી અમારા સ્વામીએ તેમની સત્ય એવી ગુણસ્તુતિ કરી તમારા મિત્રને શરમાવી દીધા અને પછી પોતાની બે પુત્રીના વિવાહને માટે તેમની યાચના કરી, પણ તમારા વિયોગથી પીડિત એવા કુમારે કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં. માત્ર તમારૂ જ ચિંતવન કરતો તે મુનિની જેમ મૌન ધારીને રહ્યો. પછી અમારા સ્વામીએ તમને લાવવાની અમને આજ્ઞા કરી એટલે અમે તમને શોધવાને માટે નીકળ્યા. શોધતા શોધતા અહીં આવ્યા એટલે સારે ભાગ્યે તમારાં દર્શન થયાં છે. હે મહાભાગ્ય! હવે ઉભા થાઓ અને સત્વર ત્યાં ચાલો, કેમકે તે બંને રાજકુમારી અને રાજકુમારનો વિવાહ થવો તમારે આધીન છે." આવાં તેમનાં વચન સાંભળી મંત્રીકુમાર જાણે મૂર્ત્તિમાન્ હર્ષ હોય તેમ સત્વર હર્ષ પામીને તેમની સાથે કુમારની પાસે આવ્યો. પછી શુભ દિવસે કુમારે તે બંને રાજકુમારીઓનું પાણિગ્રહણ કર્યું. કેટલોક કાળ ત્યાં રહીને પછી પૂર્વની જેમ તે રાજકુમારીઓને ત્યાં રાખી ત્યાંથી દેશાંતર જવા નીકળ્યો.

સૂરકાંત વિદ્યાધરે આપેલા મણિથી જેમનું ઇચ્છિત સદા પૂર્ણ છે એવા તે રાજપુત્ર અને મંત્રિપુત્ર ચાલતા ચાલતા ત્યાંથી શ્રીમંદિરપુરે આવ્યા અને ત્યાં કેટલોક કાળ રહ્યા. એક વખતે તે નગરમાં અતુલ કોલાહલ ઉત્પન્ન થયો, અને કવચ ધરીને તેમજ અસ્ત્રો ઉગામીને ભમતા અનેક સુભટો તેમના જોવામાં આવ્યા. રાજપુત્રે મંત્રિપુત્રને પૂછ્યું કે 'આ શું થયુ છે?' તેથી મંત્રિપુત્રે લોકો પાસેથી જાણીને કહ્યુ કે—'આ નગરમાં **સુપ્રભ** નામે રાજા છે. તેને કોઈ પુરૂષે છળવડે રાજમહેલમાં પ્રવેશ કરીને છરીવડે સખ્ત પ્રહાર કર્યો છે, તે રાજાને રાજ્યને ધારણ કરનાર કોઈ પુત્ર નથી, તેથી પોતપોતાની આત્મરક્ષા કર-

વાને માટે પુરલોકો આકુલવ્યાકુલ થઇને બધા નગરમાં ભમે છે, તેનો આ મહાન્ કોલાહલ પ્રવર્ત્તે છે.' આ પ્રમાણેનાં મંત્રિપુત્રનાં વચન સાંભળીને 'એ રાજાનો છળથી ઘાત કરનાર દુષ્ટ ક્ષત્રિયને ધિક્કાર છે!' એવું કહેતા કુમાર અપરાજિતનું મુખ કરૂણાથી ગ્લાનિ પામી ગયું.

હવે અહીં **કામલતા** નામની એક પ્રધાન ગણિકાએ આવી રાજમંત્રીને કહ્યું કે આ રાજાનો ઘા સંરોહણી ઔષધિવડે રૂઝાઇ જશે. આપણા નગરમાં મિત્ર સહિત કોઈ વિદેશી પુરૂષ આવેલો છે. તે ઉદાર, ધાર્મિક, સત્ત્વવંત અને મૂર્ત્તિવડે કોઈ દેવ જેવો છે. તે કાંઈ પણ ઉદ્યોગ કરતો નથી, તે છતાં તે સર્વ અર્થસંપન્ન છે, તેથી એ મહાપ્રભાવી પુરૂષની પાસે કાંઈ ચમત્કારી ઔષધ હોવું જોઇએ. તે સાંભળી મંત્રીઓ કુમારની પાસે આવ્યા અને તેને વિનવીને રાજાની પાસે લઈ ગયા. રાજા તેના દર્શનથી જ પોતાના આત્માને સ્વસ્થ થયેલો માનવા લાગ્યો. કૃપાળુ કુમારે રાજાનો ઘા જોયો, એટલે પ્રથમ કરતાં પણ અધિક દયા આવી. તેથી મિત્રની પાસેથી પેલાં મણિ મૂલિકા લઈ મણિને ધોઈ તે પાણી રાજાને પાયુ અને તેના જળવડે તે મૂલિકા ઘસીને રાજાના ઘા ઉપર ચોપડી. તત્કાળ રાજાનું શરીર સજ્જ થઇ ગયુ. તેણે આશ્ચર્ય પામી રાજપુત્રને પૂછ્યું:—'હે કૃપાનિધિ! નિષ્કારણ બંધુ એવા તમે અહીં ક્યાંથી આવ્યા છો?' મંત્રિપુત્રે સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. રાજાએ કહ્યુ—'આ તો મારા મિત્ર હરિણંદીનો પુત્ર છે. અહો! મારો કેવો પ્રમાદ! કે જેથી મેં મારા ભ્રાતૃપુત્રને પણ ઓળખ્યો નહીં. અથવા મને જે પ્રહાર થયો તે મારા પ્રમાદનુ જ ફળ છે.' આ પ્રમાણે તેના સદ્ગુણોથી ખરીદ થયેલા રાજાએ રૂપથી બીજી રંભા હોય તેવી **રંભા** નામની પોતાની કન્યા આગ્રહથી તેને પરણાવી.

રંભા સાથે ક્રીડા કરતાં કેટલોક કાળ ત્યાંજ નિર્ગમન કરી રાજપુત્ર પૂર્વની જેમ મંત્રિપુત્રની સાથે ગુપ્ત રીતે તે નગરમાંથી નીકળી ગયો. ત્યાંથી કુંડપુર સમીપે આવ્યો. ત્યાં દિવ્ય સુવર્ણ કમળ ઉપર બેઠેલા એક કેવલજ્ઞાની મુનિ તેમના જોવામાં આવ્યા. તેમને ત્રણ પ્રદક્ષિણા કરી નમી પાસે બેસીને શ્રવણમાં અમૃતને વર્ષાવતી ધર્મદેશના સાંભળી. દેશના પૂર્ણ થયા પછી નમસ્કાર કરીને અપરાજિતે પૂછ્યું,—'હે મહાત્મન્! હું ભવ્ય છું કે અભવ્ય છુ?' કેવળી બોલ્યા—'હે ભદ્ર! તું ભવ્ય છે, તું આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં બાવીશમો તીર્થંકર થઇશ અને આ તારો મિત્ર તારો મુખ્ય ગણધર થશે.' તે સાંભળી તેઓ બંને ખુશી થયા. પછી તે મુનિની સેવા કરતા અને સ્વસ્થ થઇને ધર્મ પાળતા તેઓ કેટલાક દિવસ ત્યાંજ રહ્યા. કેવળીએ ત્યાંથી વિહાર કર્યો, એટલે તેઓ બંને પણ સ્થાને સ્થાને જિનચૈત્યોને વંદન કરતા વિચરવા લાગ્યા.

જનાનંદ નામના નગરમાં **જિતશત્રુ** નામે એક રાજા હતો. તેને **ધારિણી** નામે શીલને ધરનારી રાણી હતી. પેલી રત્નવતી સ્વર્ગમાંથી ચ્યવીને તેની કુક્ષિમાં અવતરી. તેણીએ પૂર્ણ સમયે એક પુત્રીને જન્મ આપ્યો. તેનું **પ્રીતિમતી** એવું નામ પાડ્યું. અનુક્રમે તે મોટી થઈ અને સર્વ કળાઓ સંપાદન કરી. તેજ પ્રમાણે સ્મરસંજીવનરૂપ યૌવન-

વચને પ્રાપ્ત થઈ. સર્વ કળાઓને જાણનારી તે બાળાની આગળ સુજ્ઞ પુરૂષ પણ અજ્ઞ થઈ જતો હતો, તેથી તેની દૃષ્ટિ કોઈ પુરૂષ ઉપર જરા પણ રમતી નહીં. તેના પિતા જિતશત્રુ રાજા વિચાર કરવા લાગ્યા કે, જો આ ચતુર કન્યાને હું કોઈ જેવા તેવા વર સાથે પરણાવીશ તો એ જરૂર પ્રાણ ત્યાગ કરશે. આવો વિચાર કરી રાજાએ તેને એકાંતે પૂછ્યું કે 'હે પુત્રી! તને કેવો વર માન્ય છે?' પ્રીતિમતી બોલી, 'જે પુરૂષ કળાઓમાં મને જીતી લે, તે મારો પતિ થાઓ.' રાજાએ તે સ્વીકાર્યું. પછી તેણીની આ પ્રતિજ્ઞા પૃથ્વીમાં પ્રસિદ્ધ થઇ, એટલે ઘણા રાજાઓ અને રાજપુત્રો કળાભ્યાસ કરવા લાગ્યા.

અન્યદા જિતશત્રુ રાજાએ પ્રીતિમતીના સ્વયંવરનો આરંભ કર્યો, અને નગરની બહાર મંડપ નાખીને તેમાં અનેક માંચાઓ ગોઠવવામાં આવ્યા. પછી મોટા મોટા રાજાઓ અને રાજપુત્રોને આમંત્રણ કરવામાં આવ્યાં. તે ઉપરથી પોતાના પુત્રના વિયોગથી પીડિત એવા એક રાજા હરિણંદી સિવાય સર્વ ભૂચર અને ખેચર રાજાઓ પોતપોતાના કુમારોને લઇને ત્યાં આવ્યા. વિમાનોમાં દેવતાઓની જેમ સર્વે માંચાઓની ઉપર તેઓ આરૂઢ થયા, એ સમયે દૈવયોગે કુમાર અપરાજિત પણ ફરતો ફરતો ત્યાં આવી ચડ્યો તેણે મંત્રિપુત્ર વિમળબોધને કહ્યું—'આપણે અહીં બરાબર અવસરે આવી ચડ્યા છીએ, તો હવે કળાઓનો વિચાર, તેનું જ્ઞાન અને તે કન્યાનું અવલોકન આપણે કરીએ, પણ કોઈ પરિચિત માણસ આપણને જાણે નહીં તેમ આપણે રહેવું જોઇએ' આ પ્રમાણે વિચારીને તેણે ગુટિકાપ્રયોગથી પોતાનું અને મંત્રિપુત્રનું સામાન્ય રૂપ કરી દીધું. પછી તેઓ બંને દેવતાની જેમ ક્રીડાથી વિકૃત આકૃતિ ધારણ કરીને સ્વયંવરમંડપમાં આવ્યા. તે સમયે પૃથ્વી પર આવેલી જાણે કોઈ દેવી હોય તેવી અમૂલ્ય વેષને ધારણ કરનારી, બે ચામરોથી વીંજાતી, સખીઓ અને દાસીઓથી પરવરેલી, જાણે બીજી લક્ષ્મી હોય તેવી રાજકુમારી પ્રીતિમતી ત્યાં આવી. એટલે તેની આગળ ચાલનારા આત્મરક્ષકો અને છડીદારોએ લોકોને દૂર ખસેડ્યા. તે સ્વયંવરમંડપમાં આવી એટલે માલતી નામે તેની એક સખી આંગળીથી બતાવતી આ પ્રમાણે બોલી—"હે સખી! આ ભૂચર અને ખેચર રાજાઓ પોતામાં ગુણીપણું માનતા અહીં આવેલા છે. આ કદંબ દેશનો **ભુવનચંદ્ર** નામે રાજા છે. એ વીર પૃથ્વીમાં પ્રખ્યાત અને પૂર્વ દિશાના અલંકાર જેવો છે. આ **સમરકેતુ** નામે રાજા છે, તે શરીરની શોભાથી કામદેવ જેવો પ્રકૃતિથી જ દક્ષિણ[1] અને દક્ષિણ દિશાના તિલકરૂપ છે. આ કુબેર જેવો **કુબેર** નામે ઉત્તર દિશાનો રાજા છે, તે શત્રુઓની સ્ત્રીઓમાં અશ્રાંત અને વિસ્તારવાળા કીર્ત્તિરૂપ લતાવનને ધરનારો છે. કીર્ત્તિથી સોમપ્રભા (ચંદ્રકાંતિ)ને જીતનાર આ **સોમપ્રભ** નામે રાજા છે, અને બીજા **ધવલ**, **શૂર** અને **ભીમ** વિગેરે મોટા રાજાઓ છે. આ ખેચરપતિ **મણિચૂડ** નામે મહા પરાક્રમી રાજા છે, આ **રત્નચૂડ** નામે રાજા છે, મોટી ભુજાવાળો આ **મણિપ્રભ** નામે રાજા છે, અને આ **સુમન**, **સોમ** તથા **સૂર** વિગેરે ખેચરપતિ રાજાઓ છે. હે સખી! આ સર્વેને જો અને તેની

૧ દાક્ષિણ્યતાવાળો

પરીક્ષા કર. એ સર્વે કળાઓને જાણનારા છે.” તેણીનાં આવાં વચનથી પ્રીતિમતીએ જે જે રાજાને નેત્રથી અવલોક્યો તે તે રાજાને, જાણે તેણીએ આજ્ઞા કરેલા હોય તેવો કામદેવ બાણોથી મારવા લાગ્યો. પછી જાણે પૂર્વ પક્ષમાં સાક્ષાત્ સરસ્વતી રહ્યા હોય તેમ તે પ્રીતિમતીએ મધુમત્ત કોકિલાના જેવા સ્વરથી એક તર્ક સાથે પ્રશ્ન કર્યો. તે સાંભળી જેમની બુદ્ધિ હણાઈ ગઈ છે એવા તે સર્વ ભૂચર અને ખેચરો જાણે ગળેથી ઝલાઇ ગયા હોય તેમ તેનો કાંઈ પણ ઉત્તર આપી શક્યા નહીં. લજ્જાથી જેમનાં મુખ નમી ગયાં છે એવા તે રાજાઓ અને રાજપુત્રો વિલખા થઇને પરસ્પર કહેવા લાગ્યા કે પૂર્વે કોઇથી પણ નહીં જીતાયલા આપણને આ સ્ત્રીએ જીતી લીધા, તેથી જરૂર સ્ત્રીજાતિના સંબંધને લીધે વાગ્દેવી સરસ્વતીએ તેણીનો પક્ષ કર્યો જણાય છે. તે વખતે જિતશત્રુ રાજા વિચારમાં પડ્યો કે શુ વિધિ આ કન્યાને નિર્માને પ્રયાસથી ખિન્ન થયો હશે કે જેથી આ કન્યાને યોગ્ય એવો કોઈ પતિ તેણે નિર્મ્યો નહીં હોય! આટલા બધા રાજાઓમાં અને રાજકુમારોમાં મારી પુત્રીને કોઇ રૂચ્યો નહીં; તો જો કોઈ હીનજાતિવાળો પતિ થશે તો પછી તેની શી ગતિ થશે? રાજાનો આવો ભાવ જાણીને મંત્રી બોલ્યો કે—“હે પ્રભુ! ખેદ કરો નહીં, હજુ ઉત્કૃષ્ટથી પણ ઉત્કૃષ્ટ પુરૂષો મળી આવશે, કારણ કે ‘પૃથ્વી બહુરત્ના છે.’ તમે હવે એવી આઘોષણા કરાવો કે જે કોઇ રાજા, વા રાજપુત્ર, વા કોઇ બીજો આ કન્યાને જીતી લેશે, તે તેનો પતિ થશે.” આ પ્રમાણેનો વિચાર જાણીને રાજાએ મંત્રીને સાબાશી આપી અને તત્કાળ તેવી આઘોષણા કરાવી. તે સાંભળી અપરાજિત કુમાર વિચાર કરવા લાગ્યો કે—“કદિ સ્ત્રીની સાથે વિવાદમાં વિજય થાય તોપણ તેમાં કાંઈ ઉત્કર્ષ નથી, પરંતુ તેને કોઈ ન જીતે તો તેથી સર્વના પુરૂષપણાનો ક્ષય થાય છે, માટે ઉત્કર્ષ થાય કે ન થાય પણ આ સ્ત્રીને તો સર્વથા જીતી લેવી એ જ યોગ્ય છે.” આવો વિચાર કરી અપરાજિત કુમાર તત્કાળ પ્રીતિમતીની પાસે આવ્યો. વાદળાવડે ઢંકાયલા સૂર્યની જેમ તે દુર્વેષથી ઢંકાયેલો હતો, તથાપિ તેને જોઇને પૂર્વ જન્મના સ્નેહસંબંધથી પ્રીતિમતીના મનમાં પ્રીતિ ઉત્પન્ન થઇ. પછી તેણીએ અપરાજિતના સામો પૂર્વપક્ષ કર્યો એટલે તત્કાળ અપરાજિતે તેને નિરૂત્તર કરીને જીતી લીધી. પ્રીતિમતીએ તરત જ સ્વયંવરમાળા તેના કંઠમાં આરોપણ કરી. તે જોઇ સર્વ ભૂચર અને ખેચર રાજાઓ તેની ઉપર કોપાયમાન થયા. તેઓ કહેવા લાગ્યા કે ‘આ વાણીમાં વાતુલ જેવો અને આકડાના તુલની જેવો હલકો કોણ છે? કે જે કાપડી અમે બધા અહીં છતાં આ કન્યાને પરણી જવાને ઇચ્છે છે?’ આ પ્રમાણે કહીને સર્વે રાજાઓ ઘોડેસ્વાર અને ગજસ્વારોની સાથે અસ્ત્રો ઉગામી, કવચ પહેરી યુદ્ધનો આરંભ કરવા માટે તૈયાર થયા. એટલે અપરાજિત કુમાર પણ એકદમ ઉછળી કોઇ ગજસ્વારને મારી તેના હાથી પર બેસી તેનાં જ અસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યો, ક્ષણવાર પછી પાછો કોઇ રથીને મારી તેના રથમાં બેસીને યુદ્ધ કરવા લાગ્યો. એ પ્રમાણે ક્ષણવાર ભૂમિ પર અને ક્ષણવાર પાછો હાથી ઉપર બેસીને યુદ્ધ કરવા લાગ્યો. તે એક છતાં અનેકની જેમ થઇને ઇંદ્રના વજ્રની

જેવો સ્ફુરણાયમાન થયો, અને તેણે ક્રોધથી શત્રુના સૈન્યને ભગ્ન કરી દીધું. પછી 'પ્રથમ એક સ્ત્રીએ શાસ્ત્રથી જીતી લીધા અને અત્યારે આ એકાકી કોઈ પુરૂષે શસ્ત્રથી જીતી લીધા'–એવી લજ્જાથી સર્વે રાજાઓ એકઠા થઇને યુદ્ધ કરવા આવ્યા, એટલે અપરાજિત કુમાર એકદમ ઉછળીને સોમપ્રભના હાથી ઉપર ચઢી ગયો. તે વખતે સોમપ્રભે કેટલાંક લક્ષણોથી અને તિલકાદિક ચિહ્નોથી કુમારને ઓળખ્યો. તેણે તત્કાળ એ મહાભુજને આલિંગન કર્યું અને કહ્યું કે 'અરે અતૂલ્ય પરાક્રમી ભાણેજ! સારે ભાગ્યે મે તને ઓળખ્યો છે.' પછી તેણે આ ખબર સર્વ રાજાઓને કહી એટલે સર્વ રાજાઓ યુદ્ધથી વિરામ પામ્યા, અને તે જ સર્વે તેના સ્વજન થઇને હર્ષથી વિવાહમંડપમાં આવ્યા. પછી જિતશત્રુ રાજાએ શુભ દિવસે પરસ્પર અનુરક્ત એવા અપરાજિત અને પ્રીતિમતીનો વિવાહઉત્સવ કર્યો. અપરાજિત કુમારે પોતાનું સ્વાભાવિક મનોજ્ઞ રૂપ પ્રગટ કર્યું. સર્વે જનો તેના પરાક્રમથી અને રૂપથી તેની ઉપર અનુરક્ત થયા. જિતશત્રુ રાજાએ સર્વે રાજાઓને યોગ્ય સત્કાર કરીને વિદાય કર્યા. અપરાજિત કુમાર પ્રીતિમતીની સાથે ક્રીડા કરતો કેટલોક કાળ ત્યાં રહ્યો. જિતશત્રુ રાજાના મંત્રીએ પોતાની રૂપવતી કન્યા મંત્રિપુત્ર વિમળબોધની સાથે પરણાવી. એટલે તે પણ તેણીની સાથે ક્રીડા કરવા લાગ્યો.

અન્યદા હરિણંદી રાજાનો એક દૂત ત્યાં આવ્યો. કુમારે તેને જોઇને સંભ્રમથી આલિંગન કર્યું. પછી કુમારે પિતાનું અને માતાનું કુશળ પૂછ્યું, એટલે દૂત નેત્રમાં અશ્રુ લાવીને બોલ્યો–"તમારા માતાપિતાનું શરીરધારણ માત્ર કુશળ છે, કેમકે તમારા પ્રવાસદિનથી આરંભીને તેમનાં નેત્ર અશ્રુવડે પૂર્ણ રહ્યાં કરે છે. તમારૂ નવનવુ ચરિત્ર લોકો પાસેથી સાંભળીને તેઓ ક્ષણવાર ખુશી થાય છે, પણ પાછા તમારો વિયોગ યાદ આવવાથી મૂર્ચ્છા પામી જાય છે. હે પ્રભો! તમારો અહીંનો વૃત્તાંત સાંભળીને મને તેનું વાસ્તવિકપણું જાણવા માટે અહીં મોકલ્યો છે, તો હવે તમે માતાપિતાને ખેદ આપવા યોગ્ય નથી." દૂતનાં આવાં વચન સાંભળી કુમાર નેત્રમાં અશ્રુ લાવી ગદ્ગદ અક્ષરે બોલ્યો કે– 'માતાપિતાને આવુ દુ:ખ આપનાર મારા જેવા અધમ પુત્રને ધિક્કાર છે!' પછી જિતશત્રુ રાજાની આજ્ઞા લઇને અપરાજિત કુમાર ત્યાંથી ચાલ્યો. તે વખતે બે પુત્રીઓને લઇને ભુવનભાનુ રાજા ત્યાં આવ્યો. તેમ જ પ્રથમ જે જે રાજકન્યા તે પરણ્યો હતો, તેમને લઇ લઇને તેમના પિતાઓ પણ ત્યાં આવ્યા. અભય મેળવનાર સૂરકાંત વિદ્યાધર પણ ત્યાં આવ્યો. પછી પ્રીતિમતી અને બીજી પત્નીઓથી તથા અનેક ભૂચર અને ખેચર રાજાઓથી વીંટાયેલો, ભૂચર ખેચર સૈન્યથી ભૂમિ અને આકાશને આચ્છાદન કરતો અપરાજિત કુમાર થોડા દિવસમાં સિંહપુર નગરે આવી પહોંચ્યો. હરિણંદી રાજાએ સામા જઇને પૃથ્વી પર આલોટી પડેલા કુમારને આલિંગન કરી ખોળામાં બેસારી વારંવાર તેના મસ્તક પર ચુંબન કર્યું. પછી માતાએ નેત્રમાં અશ્રુ લાવી પ્રણામ કરતા કુમારના પૃષ્ઠ ઉપર કરવડે સ્પર્શ કર્યો અને તેના મસ્તક ઉપર ચુંબન કર્યું. પ્રીતિમતી વિગેરે વધૂઓએ પોતાનાં પૂજ્ય સાસુ સસરાના ચરણમાં નમી પ્રણામ કર્યો, એટલે

વિમળબોધે તેમનાં નામ લઇ લઇને સૌને ઓળખાવી. પછી અપરાજિતે સાથે આવેલા ભૂચર અને ખેચરોને વિદાય કર્યા, અને પોતે માતાપિતાનાં નેત્રને ઉત્સવ કરતો ત્યાં રહીને સુખે ક્રીડા કરવા લાગ્યો.

મનોગતિ અને ચપલગતિ જે માહેંદ્ર દેવલોકમાં ઉત્પન્ન થયા હતા, તે ત્યાંથી ચ્યવીને **સૂર** અને **સોમ** નામે અપરાજિત કુમારના અનુજ બંધુ થયા. અન્યદા રાજા હરિણંદીએ અપરાજિત કુમારને રાજ્ય પર બેસારીને દીક્ષા લીધી; અને તે રાજર્ષિ તપસ્યા કરીને પરમપદને પ્રાપ્ત થયા. અપરાજિત રાજાને પ્રીતિમતી પટ્ટરાણી થઈ, અને વિમળબોધ મંત્રી થયો અને બે અનુજ બંધુ મંડલેશ્વર થયા. અપરાજિત રાજાએ પ્રથમમથી જ અન્ય રાજાઓને દબાવ્યા હતા, તેથી તે સુખે રાજ્ય કરવા લાગ્યો અને નિર્વિઘ્ને ભોગ ભોગવવા લાગ્યો. પુરૂષાર્થથી અવંચિત (યથાયોગ્ય રીતે પુરૂષાર્થને સાધતો) અપરાજિત રાજા વિચિત્ર ચૈત્યો અને લાખો રથયાત્રા કરતો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક વખતે અપરાજિત રાજા ઉદ્યાનમાં ગયો હતો, ત્યાં મૂર્ત્તિથી કામદેવ જેવો **અનંગદેવ** નામે એક સાર્થવાહનો સમૃદ્ધિમાન્ પુત્ર તેના જોવામાં આવ્યો. તે દિવ્ય વેષને ધારણ કરનારા સમાન વયના મિત્રોથી વીંટાયેલો હતો, ઘણી રમણીય રમણીઓની સાથે ક્રીડા કરતો હતો, યાચકોને દાન આપતો હતો. બંદિજનો તેની સ્તુતિ કરતા હતા, અને ગીતગાન સાંભળવામાં આસક્ત હતો તેને જોઇને અપરાજિત રાજાએ પોતાના માણસોને પૂછ્યું કે 'આ કોણ છે?' તેઓએ કહ્યુ કે 'આ **સમુદ્રપાળ** નામના સાર્થવાહનો **અનંગદેવ** નામે ધનાઢ્ય પુત્ર છે.' તે સાંભળીને 'મારા નગરના વ્યાપારી પણ આવા ધનાઢ્ય અને ઉદાર છે, તેથી હું ધન્ય છું' એમ પોતાની પ્રશંસા કરતો કરતો અપરાજિત રાજા ઘેર આવ્યો.

બીજે દિવસે રાજા બહાર જતો હતો તેવામાં ચાર પુરૂષોએ ઉપાડેલુ અને જેની આગળ વિરસ વાદ્ય વાગે છે એવું એક મૃતક તેના જોવામાં આવ્યુ. તેની પછવાડે છાતી કુટતી, છુટે કેશે રૂદન કરતી અને પગલે પગલે મૂર્ચ્છા ખાતી અનેક સ્ત્રીઓ જતી હતી, તે જોઇ રાજાએ સેવકોને પૂછ્યું કે 'આ કોણ મરી ગયું?' તેઓ બોલ્યા કે—'પેલો સાર્થવાહનો પુત્ર અનંગદેવ અકસ્માત્ વિષૂચિકા (કોલેરા)ના વ્યાધિથી મૃત્યુ પામ્યો છે.' તે સાંભળતાં જ અપરાજિત રાજા બોલ્યો—"અહો! આ અસાર સંસારને ધિક્કાર છે, અને વિશ્વાસીના ઘાત કરનાર વિધિને પણ ધિક્કાર છે. હા! મોહનિદ્રાથી અંધ ચિત્તવાળા પ્રાણીઓનો આ કેવો પ્રમાદ છે!" આ પ્રમાણે મહાન્ સંવેગને ધારણ કરતો અપરાજિત રાજા પોતાને ઘેર પાછો ગયો અને કેટલાક દિવસ એવા ખેદમાં વ્યતિક્રમાવ્યા. અન્યદા જે કેવળીને પ્રથમ કુંડપુરમાં જોયા હતા તે કેવળી જ્ઞાનવડે અપરાજિત રાજાને બોધને યોગ્ય થયેલ જાણી તેના ઉપકારને માટે ત્યાં પધાર્યા. તેમની પાસેથી ધર્મ સાંભળી **પદ્મ** નામના પ્રીતિમતીથી થયેલા પુત્રને રાજ્ય ઉપર બેસાડી અપરાજિત રાજાએ દીક્ષા લીધી. તેમની સાથે તેમની પ્રિયા પ્રીતિમતી, અનુજ બંધુ સૂર તથા સોમ અને મંત્રી વિમળબોધ એ સર્વેએ

દીક્ષા લીધી. તેઓ સર્વે તપસ્યા કરી મૃત્યુ પામીને આરણ નામના અગ્યારમા દેવલોકમાં પરસ્પર પ્રીતિવાળા ઈંદ્રના સામાનિક દેવતા થયા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે કુરૂ દેશના મંડનરૂપ **હસ્તિનાપુર** નામે નગર છે, તે નગરમાં ચંદ્રના જેવો આહ્‌લાદકારી **શ્રીષેણ** નામે રાજા થયો. તેને લક્ષ્મીના જેવી **શ્રીમતી** નામે પટ્ટરાણી હતી. અન્યદા તે રાણીએ રાત્રિના શેષ ભાગે સ્વપ્નમાં શંખના જેવો ઉજ્જ્વળ પૂર્ણ ચંદ્ર પોતાના મુખકમળમાં પ્રવેશ કરતો જોયો. પ્રાતઃકાલે તે વૃત્તાંત તેણે પોતાના પતિ શ્રીષેણ રાજાને જણાવ્યો. રાજાએ સ્વપ્નવેત્તાને બોલાવીને તેનો નિર્ણય કર્યો. તેઓએ કહ્યું કે આ સ્વપ્નથી ચંદ્રની જેમ સર્વ શત્રુરૂપ અંધકારનો નાશ કરે તેવો એક પુત્ર દેવીને થશે. તેજ રાત્રિએ અપરાજિતનો જીવ આરણ દેવલોકથી ચ્યવીને શ્રીમતી દેવીની કુક્ષિમાં અવતર્યો. યોગ્ય કાળે સર્વ લક્ષણોથી પવિત્ર એવા એક પુત્રને દેવીએ જન્મ આપ્યો. પિતાએ પૂર્વજના નામથી તેનું **શંખ** એવું નામ પાડ્યું. પાંચ ધાત્રીઓએ લાલિત કરેલો તે કુમાર અનુક્રમે મોટો થયો. ગુરૂને માત્ર સાક્ષીભૂત કરીને પ્રતિજન્મમાં અભ્યાસ કરેલી સર્વ કળાઓ તેણે લીલામાત્રમાં સંપાદન કરી લીધી. વિમળબોધ મંત્રીનો જીવ આરણ દેવલોકથી ચ્યવીને શ્રીષેણ રાજાના **ગુણનિધિ** નામના મંત્રિનો **મતિપ્રભ** નામે પુત્ર થયો. તે કામદેવને વસંતની જેમ શંખકુમારની સાથે રજક્રીડા કરનારો અને સહાધ્યાયી મિત્ર થયો. મતિપ્રભ મંત્રિપુત્ર અને બીજા રાજકુમારોની સાથે વિવિધ પ્રકારની ક્રીડા કરતો શંખકુમાર યૌવનવયને પ્રાપ્ત થયો.

એક વખતે તેના દેશના લોકો દૂરથી પોકાર કરતા કરતા આવીને શ્રીષેણ રાજાને વિજ્ઞપ્તિ કરવા લાગ્યા—"હે રાજેંદ્ર! તમારા દેશની સીમા ઉપર અતિ વિષમ ઉંચાઇવાળો, વિશાળ શિખરોવાળો અને **શશિરા** નામની નદીથી અંકિત **ચંદ્ર** નામે પર્વત આવેલો છે. તે પર્વતના દુર્ગમાં **સમરકેતુ** નામે એક પલ્લીપતિ રહે છે, તે નિઃશંકપણે અમને લુંટે છે, માટે હે પ્રભો! તેનાથી અમારૂં રક્ષણ કરો." તે સાંભળી તેના વધને માટે પ્રયાણ કરવાને ઇચ્છતા રાજાએ રણભંભા વગડાવી. તે વખતે શંખકુમારે આવી નમસ્કાર કરીને નમ્રતાથી કહ્યું—"પિતાજી એવા પલ્લીપતિને માટે આપ આટલો બધો આક્ષેપ શામાટે કરો છો? મસલાને મારવાને હાથી અને સસલાને મારવાને સિંહને તૈયાર થવાની જરૂર ન હોય, તેથી તાત! મને આજ્ઞા આપો, હું તેને બાંધીને અહીં લાવીશ, તમે પોતે પ્રયાણ કરવું છોડી દો, કારણ કે તે તમને ઉલટું લજ્જાકારક છે." પુત્રનાં આવાં વચન સાંભળી તત્કાળ રાજાએ તેને સેના સાથે વિદાય કર્યો. શંખકુમાર અનુક્રમે તે પલ્લીની પાસે આવ્યો. કુમારને આવતો સાંભળીને કપટીમાં શ્રેષ્ઠ એવો તે પલ્લીપતિ દુર્ગને શૂન્ય મૂકીને બીજા ગહ્વરમાં પેસી ગયો. કુશાગ્ર બુદ્ધિવાળા શંખકુમારે તે દુર્ગમાં એક સામંતને સાર સાર સૈન્ય લઇને દાખલ કર્યો, અને પોતે કેટલાક સૈનિકોને લઇને એક લતાગૃહમાં સંતાઈ રહ્યો એટલે છળ કરનાર પલ્લીપતિએ પેલા દુર્ગને રૂંધી દીધો. પછી 'અરે કુમાર! હવે તું ક્યાં જઇશ?' એમ બોલી જેવી તે પલ્લીપતિએ ગર્જના કરી તેવો કુમારે બહારથી આવીને પોતાના

પુષ્કળ સૈન્યથી તેને ઘેરી લીધો; એક તરફથી દુર્ગના કિલ્લા ઉપર રહેલા પ્રથમ મોકલેલા સૈન્યે અને બીજી તરફથી કુમારના સૈન્યે વચમાં રહેલા પલ્લીપતિને મારવા માંડ્યો; એટલે પલ્લીપતિ કંઠ પર કુહાડો ધારણ કરી શંખકુમારને શરણે આવ્યો, અને બોલ્યો–"હે રાજકુમાર! મારા માયા મંત્રોના ઉપાયને જાણનારા તમે એક જ છો. હે સ્વામિન્! સિદ્ધ પુરૂષને ભૂતની જેમ હવે હું તમારો દાસ થયો છું, માટે મારૂં સર્વસ્વ ગ્રહણ કરો અને પ્રસન્ન થઇને મારા પર અનુગ્રહ કરો." કુમારે તેની પાસે જે ચોરીનું ધન હતું, તે લઇને જે જેનું હતું તે તેને સોંપાવી દીધું અને પોતાને લેવા યોગ્ય દંડ પોતે લીધો. પછી પલ્લીપતિને સાથે લઇને કુમાર પાછો વળ્યો. સાયંકાલ થતાં માર્ગમાં તેણે પડાવ કર્યો. અર્ધ રાત્રે કુમાર શય્યા ઉપર સ્થિત હતા, તેવામાં કોઈ કરૂણ સ્વર તેના સાંભળવામાં આવ્યો, તેથી તરત હાથમાં ખડ્ગ લઇને સ્વરને અનુસારે તે ચાલ્યો. આગળ જતાં આધેડ વયની એક સ્ત્રીને તેમણે રૂદન કરતી જોઇ, એટલે કુમારે મૃદુ સ્વરે તેને કહ્યું કે, 'હે ભદ્રે! રો નહીં, તારા દુઃખનુ જે કારણ હોય તે કહે.' કુમારની મૂર્ત્તિ અને વાણીથી આશ્વાસન પામીને તે સ્ત્રી બોલી–"અંગદેશમાં ચંપાનગરીને વિષે **જિતારિ** નામે રાજા છે. તેને **કીર્ત્તિમતી** નામે રાણી છે. તે રાણીને ઘણા પુત્રો થયા પછી **યશોમતી** નામે એક સ્ત્રીજનમાં શિરોમણી પુત્રી થઇ છે. તે પુત્રી પોતાને યોગ્ય વર કોઈ સ્થાનકે નહીં જણાવાથી પુરૂષ ઉપર અરોચકી[1] થયેલી છે, તેથી તેની દૃષ્ટિ કોઇ પણ પુરૂષમાં રમતી નથી. અન્યદા શ્રીષેણ રાજાનો પુત્ર શંખકુમાર તેના શ્રવણમાર્ગે આવતાં તેણે અને કામદેવે એક સાથે તેણીના હૃદયમાં સ્થાન કર્યું. તે વખતે યશોમતીએ પ્રતિજ્ઞા કરી કે તે શંખકુમારનેજ મારે પરણવું. પુત્રીનો અનુરાગ સ્થાને થયો છે એમ જાણીને તેના પિતા પણ તે વાતથી ઘણો હર્ષ પામ્યા. પછી જિતારિ રાજાએ શ્રીષેણ રાજાની પાસે તેના વિવાહને માટે માણસો મોકલ્યા. તેવામાં વિદ્યાધરપતિ મણિશેખરે તે કન્યાની માગણી કરી. જિતારિ રાજાએ તેને કહ્યું કે મારી કન્યા શંખકુમાર સિવાય બીજાને ઇચ્છતી નથી, તેથી ક્રોધ પામી તે અધમ વિદ્યાધરે બલાત્કારે તેનું હરણ કર્યું છે. હું તે યશોમતી કન્યાની ધાત્રી છું. તેનું હરણ થયુ ત્યારે હું તેની ભુજા સાથે વળગી રહી હતી, પણ તે દુષ્ટ ખેચરે બળવડે મને છોડાવી દીધી છે. સંસારમાં સારરૂપ તે રમણીને તે દુષ્ટ કોણ જાણે ક્યાં લઇ ગયો હશે? તેથી હું વિલાપ કરૂં છું કે તે મારા વિના શી રીતે જીવશે?"

આ પ્રમાણે તેની હકીકત સાંભળીને 'ભદ્રે! ધીરી થા, હું તે દુષ્ટને જીતીને ગમે ત્યાંથી તેણીને લઇ આવીશ.' આ પ્રમાણે કહી શંખકુમાર તેને શોધવાને અટવીમાં ભમવા લાગ્યો. એ સમયે સૂર્ય ઉદયાચળ પર આરૂઢ થયો અને શંખકુમાર પણ કોઇ વિશાળ શૃંગવાળા ગિરિ પર આરૂઢ થયો. ત્યાં એક ગુહાની અંદર યશોમતી તેના જોવામાં આવી. તે વિવાહને માટે પ્રાર્થના કરતા પેલા ખેચરને આ પ્રમાણે કહેતી હતી–"અરે અપ્રાર્થિત–[2] ની પ્રાર્થના કરનાર! તું શામાટે વ્યર્થ ખેદ કરે છે? શંખના જેવા ઉજ્જ્વલ ગુણવાળો શંખ-

---

૧ અરુચિવાળી. ૨ મૃત્યુ.

કુમાર જ મારો ભર્ત્તા છે, કદિ પણ બીજો કોઈ મારો ભર્ત્તા થવાનો નથી." તે વખતે તે વિદ્યાધરે અને કુમારીએ શંખકુમારને દીઠો. એટલે તે દુષ્ટ વિદ્યાધર બોલ્યો–'હે મૂર્ખી! આ તારો પ્રિય કાળથી ખેંચાઇને અહી મારે વશ આવી ગયો છે. હે બાળે! હવે તારી આશાની સાથે તેને મારીને હું તને પરણીશ અને મારે ઘેર લઇ જઇશ.' આ પ્રમાણે કહેતાં તે દુષ્ટને શંખકુમારે કહ્યું, 'અરે પરનારીનું હરણ કરનાર પાપી! ઉભો થા, હમણાં જ આ ખડ્ગવડે હું તારૂ શિર હરી લઉ છુ' પછી તે બંને સામસામા ખડ્ગ ઉગામીને સુંદર ચાલાકીથી ચાલતા અને પૃથ્વીને કંપાવતા યુદ્ધ કરવા લાગ્યા. જ્યારે તે વિદ્યાધર ભુજાના બળથી કુમારને જીતી શક્યો નહીં, ત્યારે વિદ્યાથી વિકુર્વેલા તપ્ત લોહમય ગોળા વિગેરે અસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યો, પણ પુણ્યના ઉત્કર્ષથી તે ગોળાઓ કુમારને કાંઇ પણ ઇજા કરવાને સમર્થ થયા નહી. કુમારે પોતાના ખડ્ગથી તેનાં ઘણાં અસ્ત્રોને ખંડિત કરી નાખ્યાં, અસ્ત્રોના ખંડનથી ખેદ પામેલા ખેચરનું ધનુષ્ય કુમારે છેદી નાખ્યું અને તેના જ બાણથી તેને છાતીમાં વીંધી નાખ્યો. તત્કાળ છેદેલા વૃક્ષની જેમ તે વિદ્યાધર પૃથ્વી ઉપર પડ્યો, એટલે શંખકુમારે પવન વિગેરે ઉપચારથી તેને સજ્જ કરી પુનઃ યુદ્ધ કરવાનું આમંત્રણ કર્યું. ખેચરપતિ કુમાર પ્રત્યે બોલ્યો–'હે પરાક્રમી! હું કે જે કોઇથી જીતાયો નહોતો તેને તે જીતી લીધો છે તેથી તું સર્વથા માન્ય પુરૂષ છે. હે વીર! જેમ તે આ યશોમતીને ગુણથી ખરીદી લીધી છે, તેમ હું તારા પરાક્રમથી ખરીદ થઈ ગયો છું. માટે મારા અપરાધને તું ક્ષમા કર.' કુમાર બોલ્યો–'હે મહાભાગ! તારા ભુજવીર્યથી અને વિનયથી હું રંજિત થયો છુ, માટે કહે, હું તારૂ શું કાર્ય કરૂ?' વિદ્યાધર બોલ્યો– 'જો તમે પ્રસન્ન થયા હો તો વૈતાઢ્યગિરિ ઉપર ચાલો, ત્યાં તમારે સિદ્ધાયતનની યાત્રા થશે અને મારી ઉપર અનુગ્રહ થશે.' શંખકુમારે તેમ કરવાને કબુલ કર્યું યશોમતી 'આવા ઉત્તમ ભર્ત્તાને હું વરી છુ' એમ જાણી મનમાં ઘણો હર્ષ પામી. તે સમયે મણિશેખરના પાળારૂપ ખેચરો આ વૃત્તાંત જાણીને ત્યાં આવ્યા અને તેઓએ ઉપકારી એવા શંખકુમારને નમસ્કાર કર્યો. પછી બે ખેચરને પોતાના સૈન્યમાં મોકલી શંખકુમારે પોતાનો વૃત્તાંત જણાવ્યુ, અને તે સૈન્યને તાકીદે હસ્તિનાપુર તરફ જવા આજ્ઞા કરી. પછી પેલી યશોમતીની ધાત્રીને ખેચરો પાસે ત્યાં બોલાવી, અને ધાત્રી તથા યશોમતી સહિત શખકુમાર વૈતાઢ્યગિરિ પર આવ્યો ત્યાં સિદ્ધાયતનમાં રહેલા શાશ્વત પ્રભુને તેણે વંદના કરી અને યશોમતી સાથે તેમની વિવિધ પ્રકારે પૂજા કરી પછી મણિશેખર કુમારને કનકપુરમાં લઈ ગયો, અને ત્યાં પોતાને ઘેર રાખી દેવતાની જેમ તેની પૂજા ભક્તિ કરી સર્વે વૈતાઢ્યવાસીઓને આ વાત સાંભળીને મોટું આશ્ચર્ય લાગ્યુ, તેથી સર્વે આવી આવીને શંખકુમાર અને યશોમતીને વારંવાર જોવા લાગ્યા. શત્રુંજય વિગેરે મૂલ્યથી પ્રસન્ન થયેલા કેટલાએક મહર્દ્ધિ ખેચરો શંખકુમારના પેદળ[1] થઇને રહ્યા, અને તેઓ પોતપોતાની પુત્રીઓ શંખ-

---

[1] પગે ચાલનારા સેવક

કુમારને આપવા આવ્યા. તેમને કુમારે કહ્યું કે—'યશોમતીને પરણ્યા પછી આ કન્યાઓને હું પરણીશ.'

અન્યદા મણિશેખર વિગેરે પોતપોતાની કન્યાઓ લઇને યશોમતી સહિત શંખકુમારને ચંપા નગરીએ લઈ ગયા. 'પોતાની પુત્રીની સાથે અનેક ખેચરેંદ્રોથી પરિવૃત તેનો વર આવે છે' એ ખબર સાંભળી જિતારિ રાજા ઘણો ખુશી થઇને સામો આવ્યો. ત્યાં સંભ્રમથી શંખકુમારને આલિંગન કરીને તે રાજાએ સૌને નગરીમાં પ્રવેશ કરાવ્યો, અને મહોત્સવપૂર્વક પોતાની પુત્રીનો તેની સાથે વિવાહ કર્યો. પછી શંખકુમાર બીજી વિદ્યાધરોની કન્યાઓને પણ પરણ્યો, અને શ્રી વાસુપૂજ્ય સ્વામીના ચૈત્યની ભક્તિપૂર્વક યાત્રા કરી. પછી ખેચરોને વિદાય કરી કેટલાક દિવસ ત્યાં રહીને યશોમતી વિગેરે પત્નીઓ સહિત શંખકુમાર હસ્તિનાપુર આવ્યો.

અપરાજિત કુમારના પૂર્વ જન્મના અનુજ બંધુ સૂર અને સોમ જે આરણ દેવલોકમાં ઉત્પન્ન થયા હતા તે ત્યાંથી ચ્યવીને **યશોધર** અને **ગુણધર** નામે આ જન્મમાં પણ તેના (શંખકુમારના) અનુજ બંધુ થયા. રાજા શ્રીષેણે શંખકુમારને રાજ્ય આપી **ગુણધર** ગણધરના ચરણમાં આવી દીક્ષા લીધી. જેમ શ્રીષેણ રાજા મુનિ થઇને દુસ્તપ તપને પાળવા લાગ્યા, તેમ શંખના જેવા ઉજ્જ્વલ યશવાળો શંખકુમાર ચિરકાળ પૃથ્વીને પાળવા લાગ્યો. અન્યદા જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલું છે એવા અને દેવતાના સાંનિધ્યપણાથી શોભતા શ્રીષેણ રાજર્ષિ વિહાર કરતા કરતા ત્યાં પધાર્યા. શંખ રાજા તે ખબર સાંભળી સામો આવ્યો, અને ભક્તિથી તેમને વંદના કરીને સંસારસાગરમાં નાવિકા જેવી તેમની દેશના સાંભળી દેશનાને અંતે શંખ રાજા બોલ્યો—"હે સર્વજ્ઞ! તમારા શાસનથી હું જાણું છું કે આ સંસારમાં કોઈ કોઇનું સંબંધી નથી, કેવળ સ્વાર્થનું સંબંધી છે. તથાપિ આ યશોમતી ઉપર મને અધિક મમતા કેમ થઈ? તે પ્રસન્ન થઇને કહો, અને મારા જેવા અનભિજ્ઞને શિક્ષા આપો." કેવળી ભગવંત બોલ્યા—"તારા ધનકુમારના ભવમાં એ તારી ધનવતી નામે પત્ની હતી, સૌધર્મ દેવલોકમાં તારા મિત્રપણે ઉત્પન્ન થઈ હતી, ચિત્રગતિના ભવમાં રત્નવતી નામે તારી પ્રિયા હતી, માહેંદ્ર દેવલોકમાં તારો મિત્ર થયેલી હતી, અપરાજિતના ભવમાં પ્રીતિમતી નામે તારી સ્ત્રી થઈ હતી. પાછી આરણ દેવલોકમાં તારો મિત્ર થઈ હતી, અને આ સાતમા ભવમાં તે યશોમતી નામે તારી સ્ત્રી થયેલ છે. તેથી ભવાંતરના યોગથી તારો તેણીની પર સ્નેહસંબંધ થયેલો છે. હવે અહીંથી અપરાજિત નામના અનુત્તર વિમાનમાં જઈ ત્યાંથી ચ્યવીને આ ભરતખંડમાં તમે **નેમિનાથ** નામે બાવીશમા તીર્થંકર થશો, અને આ યશોમતી **રાજીમતી** નામે અવિચ્છિન્નપણે અનુરાગી થયેલી તમારી સ્ત્રી થશે. તે તમારી પાસે દીક્ષા લઇને પ્રાંતે પરમપદને પ્રાપ્ત થશે. આ યશોધર અને ગુણધર નામના અનુજ બંધુ અને મતિપ્રભ નામે મંત્રી તમારા ગણધરપદને પ્રાપ્ત કરીને સિદ્ધિપદને પામશે."

આ પ્રમાણે ગુરૂમુખે સાંભળીને શંખ રાજાએ પુંડરીક નામના પુત્રને રાજ્ય પર બેસાડી દીક્ષા ગ્રહણ કરી, અને તેના બંને બંધુ, મંત્રી અને યશોમતીએ તેની પાસે દીક્ષા લીધી. અનુક્રમે શંખ મુનિએ ગીતાર્થ થઈ મહા આકરી તપસ્યાઓ કરી, અર્હત્ ભક્તિ વિગેરે સ્થાનકોના આરાધનથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અંતે પાદપોપગમન અનશન કરી શંખ મુનિ અપરાજિત વિમાનમાં ઉત્પન્ન થયા, અને યશોમતી વિગેરે પણ તેજ વિધિથી અપરાજિત વિમાનને[1] પ્રાપ્ત થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि श्रीअरिष्टनेमिपूर्वभव-वर्णनो नाम प्रथमः सर्गः

## સર્ગ ૨ જો.

## વસુદેવ ચરિત્ર.

આ ભરતક્ષેત્રમાં **મથુરા** નામે એક શ્રેષ્ટ નગરી છે, જે યમુના નદીથી જાણે નીલ વસ્ત્રને ધારણ કરનારી હોય તેમ શોભે છે. તે નગરીમાં હરિવંશને વિષે પ્રખ્યાત રાજા **વસુના** પુત્ર **બૃહદ્ધ્વજની** પછી ઘણા રાજાઓ થઈ ગયા પછી યદુ નામે એક રાજા થયો. યદુને સૂર્યના જેવો તેજસ્વી **શૂર** નામે પુત્ર થયો, અને તે શૂરને **શૌરિ** અને **સુવીર** નામે બે વીર પુત્રો થયા. શૂર રાજાએ શૌરિને રાજ્ય પર બેસારી અને સુવીરને યુવરાજ-પદ આપી સંસારપર વૈરાગ્ય આવવાથી દીક્ષા ગ્રહણ કરી. શૌરિ પોતાના અનુજ બંધુ સુવીરને મથુરાનું રાજ્ય આપીને પોતે કુશાર્ત દેશમાં ગયો, અને ત્યાં તેણે **શૌર્યપુર** નામે એક નગર વસાવ્યું. શૌરિ રાજાને **અંધકવૃષ્ણિ** વિગેરે પુત્રો થયા અને સુવીરને **ભોજવૃષ્ણિ** વિગેરે અતિ પરાક્રમી પુત્રો થયા. મહાભુજ સુવીર મથુરાનું રાજ્ય પોતાના પુત્ર ભોજવૃષ્ણિને આપી પોતે સિંધુ દેશમાં સૌવીરપુર નામે એક નગર વસાવીને ત્યાં રહ્યો. મહાવીર શૌરિ રાજા પોતાના પુત્ર અંધકવૃષ્ણિને રાજ્ય સોંપી સુપ્રતિષ્ટ મુનિની પાસે દીક્ષા લઇને મોક્ષે ગયા.

અહીં મથુરામાં રાજ્ય કરતા ભોજવૃષ્ણિને ઉગ્ર પરાક્રમવાળો **ઉગ્રસેન** નામે એક પુત્ર થયો. અંધકવૃષ્ણિને સુભદ્રા રાણીથી દશ પુત્રો થયા. તેઓનાં **સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન્, અચલ, ધરણ, પૂરણ, અભિચંદ્ર** અને **વસુદેવ** એવાં નામ સ્થાપન કર્યાં. તે દશે '**દશાર્હ**' એવા નામથી પ્રસિદ્ધ થયા. તેમને **કુંતી** અને **મદ્રી** નામે બે અનુજ બેનો થઈ. તેના પિતાએ **કુંતી** પાંડુ રાજાને અને **મદ્રી** દમઘોષ રાજાને આપી.

૧ ચોથું અનુત્તર વિમાન

અન્યદા અંધકવૃષ્ણિ રાજાએ **સુપ્રતિષ્ઠ** નામના અવધિજ્ઞાની મુનિને પ્રણામ કરી અંજલિ જોડી આ પ્રમાણે પૂછ્યું—'સ્વામિન્! મારે વસુદેવ નામે દશમો પુત્ર છે, તે અત્યંત રૂપ અને સૌભાગ્યવાળો છે, તેમજ કળાવાન્ અને પરાક્રમી છે તેનું શું કારણ?' સુપ્રતિષ્ઠ મુનિ બોલ્યા—"મગધ દેશમાં નંદિગ્રામને વિષે એક ગરીબ બ્રાહ્મણ હતો; તેને **સોમિલા** નામે સ્ત્રી હતી, તેમને **નંદિષેણ** નામે એક પુત્ર થયો. મંદ ભાગ્યમાં શિરોમણિ જેવા તે પુત્રનાં માતાપિતા બાલ્ય વયમાંથી જ મરી ગયાં. તે પુત્ર મોટા પેટવાળો, લાંબા દાંતવાળો, ખરાબ નેત્રવાળો અને ચોરસ માથાવાળો હતો, તેથી તેમ જ બીજાં અંગમાં પણ કુરૂપી હોવાથી તેને તેના સ્વજનોએ પણ છોડી દીધો. તે વખતે જીવતો છતાં પણ મુવા જેવો જાણીને તેના મામાએ તેને ગ્રહણ કર્યો. તે મામાને સાત કન્યાઓ પરણવાને લાયક થયેલી હતી, તેથી તેને તેના મામાએ કહ્યું હતું કે 'હું તને એક કન્યા આપીશ.' કન્યાના લોભથી તે મામાના ઘરનું બધુ કામ કરતો હતો. આ ખબર જાણીને સાત કન્યામાંથી સૌથી મોટી યૌવનવતી કન્યાએ કહ્યુ કે—'જો પિતા મને આ કુરૂપીને આપશે તો જરૂર હું મૃત્યુ પામીશ.' તે સાંભળીને નંદિષેણ ખેદ પામ્યો, એટલે તેના મામાએ કહ્યુ કે 'હું તને બીજી પુત્રી આપીશ, તું ખેદ કર નહીં.' તે સાંભળી બીજી પુત્રીએ પણ તેવી જ પ્રતિજ્ઞા કરી. એવી રીતે સઘળી પુત્રીઓએ અનુક્રમે તેવી પ્રતિજ્ઞા કરી, અને તેનો પ્રતિષેધ કર્યો. તે સાંભળી ખેદ પામેલા નંદિષેણને તેના મામાએ કહ્યું કે 'હું કોઈ બીજાની પાસે માગણી કરીને તને કન્યા પરણાવીશ, માટે હે વત્સ! તું આકુળવ્યાકુળ થઈશ નહીં.' નંદિષેણે વિચાર્યું કે 'જ્યારે મારા મામાની કન્યાઓ મને ઇચ્છતી નથી, તો પછી મારા જેવા કુરૂપીને બીજાની કન્યા કેમ ઇચ્છશે?' આવો વિચાર કરી વૈરાગ્ય પામીને તે ત્યાંથી નીકળી રત્નપુર નગરે આવ્યો. ત્યાં ક્રીડા કરતા કોઈ સ્ત્રી પુરૂષને જોઇને તે પોતાની નિંદા કરવા લાગ્યો. પછી મરવાની ઇચ્છાથી વૈરાગ્યવડે તે ઉપવનમાં આવ્યો. ત્યાં **સુસ્થિત** નામે એક મુનિને જોઇને તેમને વંદના કરી. જ્ઞાનથી તેનો મનોભાવ જાણીને તે મુનિ બોલ્યા:—'અરે મનુષ્ય! તું મૃત્યુનું સાહસ કરીશ નહીં, કેમકે આ સર્વ અધર્મનાં ફળ છે. સુખના અર્થીએ તો ધર્મ કરવો જોઇએ, આત્મઘાતથી કાંઈ સુખ થતું નથી, દીક્ષા લઇને કરેલો ધર્મ જ ભવોભવમાં સુખના હેતુભૂત થાય છે.' આ પ્રમાણે સાંભળી તે પ્રતિબોધ પામ્યો, તેથી તેણે તરત જ તે મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું. પછી ગીતાર્થ થઇને તેણે સાધુઓનું વૈયાવૃત્ય કરવાનો અભિગ્રહ કર્યો.

બાળ અને ગ્લાન પ્રમુખ મુનિઓની વૈયાવૃત્ય કરનારા અને તેમાં કદિ પણ ખેદ નહીં પામનારા તે નંદિષેણ મુનિની અન્યદા ઈંદ્રે સભામાં પ્રશંસા કરી. ઈંદ્રનાં તે વચન પર શ્રદ્ધા નહીં રાખનારો કોઈ દેવ ગ્લાન મુનિનું રૂપ લઇને રત્નપુરની સમીપના અરણ્યમાં આવ્યો. અને એક બીજા સાધુનો વેષ વિકુર્વીને નંદિષેણ મુનિના સ્થાનમાં ગયો. એવામાં નંદિષેણ પારણું કરવાને માટે બેસીને ગ્રાસ ભરતા હતા તેવામાં તે સાધુએ આવીને કહ્યું કે—'અરે ભદ્ર! સાધુઓની વૈયાવૃત્ય કરવાની પ્રતિજ્ઞા લઇને તું અત્યારે કેમ ખાવા

બેઠા છે: નગરની બહાર અતિસાર રોગવાળા એક મુનિ ક્ષુધા અને તૃષાથી પીડિત છે.' તે સાંભળતાંજ નંદિષેણ મુનિ આહાર કરવાનું પડતું મૂકી તે મુનિને માટે શુદ્ધ પાણી શોધવા નીકળ્યા. તે વખતે આવેલા દેવે પોતાની શક્તિથી સર્વત્ર અનેષણીય કરવા માંડ્યું, પણ તે લબ્ધિવાળા મુનિના પ્રભાવથી તેની શક્તિ વધારે ચાલી નહીં, એટલે નંદિષેણ મુનિએ કોઈ ઠેકાણેથી શુદ્ધ પાણી પ્રાપ્ત કર્યું. પછી નંદિષેણ મુનિ તે ગ્લાન મુનિની પાસે આવ્યા; એટલે તે કપટ મુનિએ કઠોર વાક્યોવડે તેનાપર આક્રોશ કર્યો–'અરે અધમ! હું આવી અવસ્થામાં પડ્યો છું અને તું આ વખતે ભોજનમાં લંપટ થઈ સત્વર અહીં આવ્યો નહીં, માટે તારી વૈયાવૃત્ત્યની પ્રતિજ્ઞાને ધિક્કાર છે.' નંદિષેણ મુનિ બોલ્યા–'હે મુનિ! મારા તે અપરાધને ક્ષમા કરો. હવે હું તમને સજ્જ કરીશ. આ તમારે યોગ્ય એવુ શુદ્ધ પાણી હું લાવ્યો છું.' પછી તેનું પાન કરાવી તેમણે કહ્યું કે 'જરા બેઠા થાઓ' એટલે ગ્લાન મુનિ બોલ્યાઃ–'અરે મુંઢા! હું કેવો અશક્ત છું, તે શું તું નથી જોતો?' આવાં તેનાં વચન સાંભળી તે માયા મુનિને પોતાના સ્કંધ ઉપર ચઢાવી તે નંદિષેણ મુનિ ચાલ્યા, તથાપિ તે મુનિ પગલે પગલે આ પ્રમાણે તેના પર આક્રોશ કરતો હતો. 'અરે અધમ! ઉતાવળથી ચાલીને મારા શરીરને ઘણું ડોલાવવાવડે મને શામાટે પીડે છે? જો ખરેખર સાધુની વૈયાવૃત્ત્ય કરનાર હોય તો હળવે હળવે ચાલ.' આ પ્રમાણે કહેવાથી તે હળવે હળવે ચાલ્યા; એટલે દેવતાએ તેની ઉપર વિષ્ટા કરી અને કહ્યું કે 'તું વેગભંગ શામાટે કરે છે?' 'આ મહર્ષિ પીડા રહિત ક્યારે થાય,' એવું ચિંતવન કરતા નંદિષેણ મુનિ તેનાં કટુ વચનોને જરા પણ ગણતા નહી. તેની આવી દૃઢતા જોઇને તે દેવે વિષ્ટાનું હરણ કર્યું અને દિવ્યરૂપે તેને ત્રણ પ્રદક્ષિણા દઇને નમસ્કાર કર્યો. પછી તેણે ઈંદ્રે કરેલી પ્રશંસાની વાર્ત્તા કહી અને ખમાવીને કહ્યું કે 'હે મહાભાગ! હું તમને શું આપું? તે કહો.' મુનિ બોલ્યા–'મેં મહા દુર્લભ ધર્મ પ્રાપ્ત કર્યો છે, તેના કરતાં વિશેષ સારરૂપ આ જગતમાં બીજું કાંઈ નથી કે જેની હું તમારી પાસે માગણી કરૂં.' આ પ્રમાણે તેમનો ઉત્તર સાંભળીને તે દેવતા સ્વર્ગમાં ગયો અને મુનિ પોતાના ઉપાશ્રયમાં આવ્યા. બીજા મુનિઓએ પૂછ્યું એટલે તેમણે ગર્વ રહિતપણે સર્વ જણાવી દીધું. પછી તેમણે બાર હજાર વર્ષ સુધી દુસ્તપ તપ કર્યું અને છેવટે અનશન કર્યું. તે અવસરે તેને પોતાનું દુર્ભાગ્ય સાંભર્યું, તેથી તેણે એવું નિયાણું કર્યું કે 'આ તપના પ્રભાવથી આવતે ભવે હું રમણીજનને ઘણો વલ્લભ થાઉં.' આવું નિયાણું કરી મૃત્યુ પામીને તે મહાશુક્ર દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચ્યવીને તે તમારા પુત્ર વસુદેવ થયેલા છે. પૂર્વ ભવના નિયાણાથી તે રમણીજનને અતિ વલ્લભ થયેલ છે." પછી અંધકવૃષ્ણિ રાજાએ સમુદ્રવિજયને રાજ્ય ઉપર બેસાર્યા અને પોતે **સુપ્રતિષ્ઠ** મુનિની પાસે દીક્ષા લઇને મોક્ષે ગયા.

અહીં રાજા ભોજવૃષ્ણિએ પણ દીક્ષા લીધી, એટલે મથુરામાં ઉગ્રસેન રાજા થયો. તેને ધારિણી નામે પટ્ટરાણી હતી. એક વખતે ઉગ્રસેન રાજા બહાર જતો હતો, તેવામાં માર્ગમાં એકાંતે બેઠેલા કોઈ માસોપવાસી તાપસને તેણે દીઠો. તે તાપસને એવો અભિ-

ગ્રહ હતો કે 'માસોપવાસને પારણે પહેલા ઘરમાંથી જ ભિક્ષા મળે તો તેનાથી માસોપવાસનું પારણું કરવું, ત્યાં ન મળે તો બીજે ઘેરથી ભિક્ષા લઇને કરવું નહીં.' એવી રીતે માસે માસે એક ઘરની ભિક્ષાથી પારણું કરીને તે એકાંત પ્રદેશમાં આવીને રહેતો હતો, કોઈના ગૃહમાં રહેતો નહીં. આવી હકીકત સાંભળીને ઉગ્રસેન રાજા તેને પારણાનું નિમંત્રણ કરી પોતાને ઘેર ગયા. તાપસ મુનિ તેની પછવાડે ગયા, પણ ઘેર ગયા પછી રાજા તે વાત ભૂલી ગયો. એટલે તે તાપસને ભિક્ષા ન મળવાથી પારણું કર્યા વગર તે પાછો પોતાના આશ્રમમાં આવ્યો અને બીજે દિવસે ફરી માસક્ષપણ અંગીકાર કર્યું. અન્યદા રાજા પાછો તે સ્થાન તરફ આવી ચઢચો, ત્યાં તે તાપસ પૂર્વની જેમ તેના જોવામાં આવ્યો. એટલે પોતાનું પ્રથમનું નિમંત્રણ સંભારી રાજાએ કેટલાંક ચાટુવચનોથી તેમને ખમાવ્યા અને ફરીથી પાછું તેમને નિમંત્રણ કર્યું. દૈવયોગે પાછો પ્રથમની જેમ ભૂલી ગયો અને તાપસ પારણું કર્યા વગર પાછો આશ્રમમાં આવ્યો. તે સ્મરણમાં આવતાં રાજાએ પાછા પૂર્વની જેમ તેમને ખમાવ્યા અને પાછું નિમંત્રણ કર્યું. તે વખતે પણ રાજા ભૂલી ગયો. એટલે તાપસને કોપ ચઢચો, તેથી 'આ તપના પ્રભાવવડે હું ભવાંતરમાં આનો વધ કરનાર થાઉં' એવું નિયાણું કરી અનશન ગ્રહણ કરીને તે મૃત્યુ પામ્યો. ત્યાંથી તે ઉગ્રસેનની સ્ત્રી ધારિણીના ઉદરમાં ઉત્પન્ન થયો. તેના અનુભાવથી અન્યદા રાણીને પતિનું માંસ ખાવાનો દોહદ થયો. દોહદ ન પૂરાવાથી દિવસે દિવસે ક્ષય પામતી અને કહેવાને લજ્જા પામતી ધારિણીએ અન્યદા બહુ કષ્ટે તે દોહદ પોતાના પતિને જણાવ્યો. પછી મંત્રીઓએ રાજાને અંધકારમાં રાખી તેના ઉદર ઉપર સસલાનું માંસ રાખી તેમાંથી છેદી છેદીને રાણીને આપવા માંડ્યું. જ્યારે તેનો દોહદ પૂર્ણ થયો એટલે તે પાછી મૂળ પ્રકૃતિમાં આવી; તેથી તે બોલી કે 'હવે પતિ વિના આ ગર્ભ અને જીવિત શા કામનાં છે?' છેવટે જ્યારે તે પતિ વિના મરવાને તૈયાર થઈ ત્યારે મંત્રીઓએ તેને કહ્યું કે 'હે દેવી! મરશો નહીં, અમે તમારા સ્વામીને પાછા સાત દિવસમાં સજીવન કરી બતાવશું.' આવી રીતે કહી સ્વસ્થ કરેલી રાણીને મંત્રીઓએ સાતમે દિવસે ઉગ્રસેનને બતાવ્યા, તેથી રાણીએ મોટો ઉત્સવ કર્યો. પછી પોષ માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ ચંદ્ર મૂળ નક્ષત્રમાં આવતાં ભદ્રામાં દેવીએ એક પુત્રને જન્મ આપ્યો. પ્રથમના ભયંકર દોહદવડે ગર્ભથી ભય પામેલી રાણીએ પ્રથમથી કરાવી રાખેલી એક કાંસાની પેટીમાં જન્મતાંવેંત જ તે બાળકને મૂકી દીધો. પછી તે પેટીમાં રાજાના અને પોતાના નામથી અંકિત એવી બે મુદ્રા તથા પત્રિકા નાખી રત્ન ભરીને તેણીએ દાસીની પાસે તે પેટી યમુના નદીના જળમાં વહેતી મૂકાવી અને 'પુત્ર જન્મીને મૃત્યુ પામ્યો' એમ રાણીએ રાજાને કહ્યું.

અહીં યમુના નદી પેલી પેટીને તાણતી તાણતી શૌર્યપુરના દ્વાર પાસે લઈ ગઈ. કોઈ સુભદ્ર નામે રસવણિક[1] પ્રાતઃકાલે શૌચને માટે નદીએ આવ્યો હતો, તેણે તે કાંસાની પેટી આવતી દીઠી, એટલે જળની બહાર ખેંચી કાઢી. તે પેટી ઉઘાડતાં તેમાં પત્રિકા

---

૧ ઘી વિગેરે રસપદાર્થોના વેપારી.

અને બે રત્નમુદ્રા સહિત બાળચંદ્રના જેવો એક સુંદર બાળક જોઈ તે અતિ વિસ્મય પામ્યો. પછી તે વણિક પેટી વિગેરે સાથે લઈ બાળકને પોતાને ઘેર લાવ્યો અને હર્ષથી પોતાની ઈંદુ નામની પત્નીને તે પુત્ર તરીકે અર્પણ કર્યો. બંને દંપતીએ તેનું કંસ એવું નામ પાડ્યું, અને મધુ, ક્ષીર તથા ઘૃત વિગેરેથી તેને મોટો કર્યો. જેમ જેમ તે મોટો થયો તેમ તેમ કલહશીલ થઈ લોકોના બાળકોને મારવા કુટવા લાગ્યો. જેથી તે વણિક દંપતીની પાસે લોકોના ઉપાલંભ પ્રતિદિન આવવા લાગ્યા. જ્યારે તે દશ વર્ષનો થયો, ત્યારે તે દંપતીએ વસુદેવ કુમારને સેવક તરીકે રાખવાને તેને અર્પણ કર્યો વસુદેવને તે અતિ પ્રિય થઈ પડ્યો. ત્યાં વસુદેવની સાથે રહીને તે બધી કળાઓ શિખ્યો, સાથે જ રમવા લાગ્યો અને સાથે જ યૌવનવયને પ્રાપ્ત થયો. એ પ્રમાણે સાથે રહેતા વસુદેવ અને કંસ એક રાશિમાં આવેલા બુધ અને મંગળની જેવા શોભવા લાગ્યા.

આ અરસામાં શુક્તિમતી નગરીના રાજા વસુનો[1] **સુવસુ** નામે પુત્ર જે નાસીને નાગપુર ગયો હતો, તેને બૃહદ્રથ નામે પુત્ર થયો હતો, અને રાજગૃહ નગરમાં જઇને રહ્યો હતો. ત્યાં તેની સંતતિમાં **બૃહદ્રથ**[2] નામે એક રાજા થયો, તેને **જરાસંધ** નામે પુત્ર થયો. તે જરાસંધ પ્રચંડ આજ્ઞાવાળો અને ત્રિખંડ ભરતનો સ્વામી પ્રતિવાસુદેવ થયો. તેણે સમુદ્રવિજય રાજાને દૂત મોકલીને કહેવરાવ્યું કે 'વૈતાઢ્યગિરિની પાસે **સિંહપુર** નામે નગર છે, તેમાં સિંહના જેવો દુઃસહ **સિંહરથ** નામે રાજા છે, તેને બાંધીને અહીં લઈ આવો. વળી જણાવ્યું કે તેને બાંધી લાવનાર પુરૂષને હું મારી જીવયશા નામે પુત્રી આપીશ અને એક તેની ઇચ્છા હશે તે સમૃદ્ધિમાન્ નગર આપીશ. દૂતનાં આવાં વચન સાંભળી વસુદેવ કુમારે જરાસંધનું તે દુષ્કર શાસન કરવાને સમુદ્રવિજય પાસે માગણી કરી. કુમારની એવી માગણી સાંભળી રાજા સમુદ્રવિજયે કહ્યું કે 'હે કુમાર! તમારા જેવા સુકુમાર બાળકને અત્યારે યુદ્ધ કરવા જવાનો અવસર નથી, તેથી આવી માગણી કરવી ઉચિત નથી' ફરીવાર વસુદેવે આગ્રહથી માગણી કરી એટલે સમુદ્રવિજયે ઘણી સેના સાથે તેને માંડમાંડ વિદાય કર્યો. વસુદેવ સત્વર ત્યાંથી ચાલ્યો. તેને આવતો સાંભળી સિંહરથ પણ સૈન્ય લઇને સન્મુખ આવ્યો તે બન્નેની વચ્ચે મોટું યુદ્ધ થયું. જ્યારે સિંહરથે વસુદેવની સેનાનો પરાજય કર્યો, ત્યારે વસુદેવ કંસને સારથિ કરીને પોતે યુદ્ધ કરવાને માટે તેની નજીક આવ્યો, સુર અસુરની જેમ ક્રોધથી પરસ્પર જયની ઇચ્છાવાળા તેઓએ વિવિધ પ્રકારનાં આયુધોથી ચિરકાળ સુધી મોટું યુદ્ધ કર્યું. પછી મહાભૂજ કંસે સારથિપણું છોડી દઈ મોટા પરિઘથી સિંહરથના દૃઢ રથને ભાંગી નાખ્યો એટલે તેણે કંસને મારવાને માટે ક્રોધથી પ્રજ્જ્વલિત થઈ મ્યાનમાંથી ખડ્ગ કાઢ્યું, તે વખતે વસુદેવે ક્ષુરપ્ર બાણથી ખડ્ગવાળી તેની મુષ્ટિ છેદી નાખી. પછી છળ બળમાં ઉત્કટ એવા કંસે મેંઢાને નાહાર ઉપાડે તેમ સિંહરથને બાંધી ઉપાડીને વસુદેવના રથમાં ફેંક્યો. તે વખતે

---

૧ પ્રથમ સત્યવાદી છતાં પાછળથી અસત્ય બોલવાવડે દેવોએ કોપાયમાન થઈ મારી નાખ્યો ને નરકે ગયો તે. ૨ જયદ્રથ પાઠ પણ કોઈ પ્રતમાં છે.

સિંહરથનું સૈન્ય સર્વ ત્યાંથી ભાગી ગયું એટલે વસુદેવ વિજય મેળવી સિંહરથને પકડીને અનુક્રમે પોતાને નગરે આવ્યા.

રાજા સમુદ્રવિજયે વસુદેવને એકાંતમાં કહ્યું કે "ક્રૌષ્ટુકી નામના એક જ્ઞાનીએ મને આ પ્રમાણે હિત વચન કહેલ છે કે 'જરાસંધની પુત્રી જીવયશા કનિષ્ઠ લક્ષણોવાળી હોવાથી પતિના અને પિતાના–બન્નેનાં કુળનો ક્ષય કરનારી છે.' માટે આ સિંહરથને પકડી લાવ્યાના બદલામાં જરાસંધ તે પુત્રી તમને પારિતોષિક તરીકે આપશે, તે વખતે તેના ત્યાગ કરવાનો કોઈ ઉપાય પ્રથમથી વિચારી રાખજો." વસુદેવે કહ્યું 'આ સિંહરથને રણમાં યુદ્ધ કરીને બાંધી લાવનાર કંસ છે, માટે તે જીવયશા કંસને જ આપવા યોગ્ય છે.' સમુદ્રવિજયે કહ્યુ કે 'તે કંસ વણિક્પુત્ર છે, માટે તેને જીવયશા આપશે નહીં, પણ પરાક્રમથી તે ક્ષત્રિય જેવો લાગે છે.' પછી સમુદ્રવિજયે પેલા રસવણિકને બોલાવી, વચમાં ધર્મને રાખીને તેને કંસની ઉત્પત્તિ પૂછી એટલે તેણે કંસનો સર્વ વૃત્તાંત કંસના સાંભળતાં પ્રથમથી કહી આપ્યો. પછી સુભદ્ર વણિકે ઉગ્રસેન રાજા અને ધારિણી રાણીની મુદ્રિકાઓ અને પત્રિકા સમુદ્રવિજય રાજાને આપી. સમુદ્રવિજયે તે પત્રિકા વાંચી, તેમાં લખ્યુ હતું કે "રાજા ઉગ્રસેનની રાણી ધારિણીએ ભયંકર દોહદથી ભય પામી પોતાના પતિની રક્ષાને માટે આ પ્રાણપ્રિય પુત્રનો ત્યાગ કર્યો છે, અને નામમુદ્રા સહિત સર્વ આભૂષણોએ ભૂષિત એવા આ બાલ પુત્રને કાંસાની પેટીમાં નાખીને યમુના નદીમાં વહેતો મૂક્યો છે." આ પ્રમાણે પત્રિકા વાંચીને રાજા સમુદ્રવિજયે કહ્યું કે 'આ મહાભૂજ કંસ યાદવ છે અને ઉગ્રસેનનો પુત્ર છે, અન્યથા તેનામાં આવુ વીર્ય સંભવે જ નહી.' પછી રાજા સમુદ્રવિજય કંસને સાથે લઇને અર્ધચક્રી જરાસંધની પાસે ગયા, અને તેને સિંહરથ રાજાને સોંપ્યો, તે સાથે કંસનું પરાક્રમ પણ જણાવ્યું. જરાસંધે પ્રસન્ન થઈ કંસને પોતાની પુત્રી જીવયશા આપી. તે વખતે કંસે પિતાના રોષથી મથુરાપુરીની માગણી કરી તેથી તે નગરી પણ આપી. જરાસંધે આપેલા સૈન્યને લઇને કંસ મથુરામાં આવ્યો. ત્યાં ક્રૂર કંસે પોતાના પિતા ઉગ્રસેનને બાંધીને પાંજરામાં પૂર્યો અને પોતે રાજા થયો.

ઉગ્રસેનને અતિમુક્ત વિગેરે પુત્રો હતા. તેમાં અતિમુક્તે પિતાના દુ:ખથી દુઃખિત થઇને દીક્ષા લીધી. પોતાના આત્માને કૃતાર્થ માનનારા કંસે શૌર્ય નગરથી સુભદ્ર વણિકને બોલાવી સુવર્ણાદિકના દાનથી તેનો ઘણો સત્કાર કર્યો. છુટી રહેલી કંસની માતા ધારિણીએ પોતાના પતિને છોડાવવાને માટે કંસને વિનંતિ કરી, તથાપિ તેણે કોઈ રીતે પોતાના પિતા ઉગ્રસેનને છોડ્યો નહી. પછી ધારિણી કંસના માન્ય પુરૂષોને ઘેર જઈ પ્રતિદિન કહેતી કે 'કાંસાની પેટીમાં નાખીને કંસને યમુના નદીમાં મેંજ વહેતો મૂકાવ્યો હતો, તે વાતની મારા પતિ ઉગ્રસેનને તો ખબર પણ નથી, તેથી તે તો સર્વથા નિરપરાધી છે અને હું અપરાધી છુ, માટે મારા પતિને તમે છોડાવો.' તેઓ આવી કંસને કહેતા, તો પણ તેણે ઉગ્રસેનને છોડ્યો નહીં, કેમકે "પૂર્વ જન્મનું નિયાણુ કદિ પણ અન્યથા થતુ નથી."

હવે જરાસંધે સત્કાર કરી વિદાય કરેલા રાજા સમુદ્રવિજય પોતાના બંધુઓની

સાથે પોતાના નગરમાં આવ્યા. શૌર્યપુરમાં સર્વત્ર સ્વેચ્છાએ ભમતા વસુદેવ કુમારને જોઈ તેમના સૌંદર્યથી મોહિત થયેલી નગરની સ્ત્રીઓ જાણે મંત્રાકૃષ્ટ હોય તેમ તેની પાછળ ભમવા લાગી. સ્ત્રીઓને કામણરૂપ જેનું સૌંદર્ય છે એવા સમુદ્રવિજયના અનુજ બંધુ વસુદેવ કુમારે આમ તેમ ભમી ક્રીડા કરતાં કેટલોક કાળ નિર્ગમન કર્યો. એક વખતે નગરના મહાજને રાજા પાસે આવી એકાંતમાં કહ્યું કે 'તમારા લઘુ બંધુ વસુદેવના રૂપથી નગરની સર્વ સ્ત્રીઓ અમર્યાદ થઈ ગઈ છે. જે કોઈ સ્ત્રી વસુદેવને એકવાર પણ જુએ છે તો તે પરવશ થઈ જાય છે, તો એ કુમારને વારંવાર નગરમાં ફરતા જુએ તેની તો વાત જ શી કરવી?' રાજાએ મહાજનને કહ્યું કે 'હું તમારી ઇચ્છા પ્રમાણે બંદોબસ્ત કરીશ.' એમ કહી તેમને વિદાય કર્યા. પછી રાજાએ પાસેના પરિવારને કહ્યું કે 'આ વાત તમે કોઈ વસુદેવને કહેશો નહીં.' એક દિવસે વસુદેવ સમુદ્રવિજયને પ્રણામ કરવા આવ્યા, એટલે તેને પોતાના ઉત્સંગમાં બેસારીને રાજાએ કહ્યું 'હે કુમાર! આખો દિવસ ક્રીડા માટે બહાર પર્યટન કરવાથી તમે કૃશ થઈ ગયા છો, માટે હવે તમે દિવસે બહાર ન જતાં ઘરમાં જ રહો, અને હે વત્સ! ઘેર રહી તમે નવીન કળાઓ શિખો અને પ્રથમ શિખ્યા છો તે સંભારો. કળા જાણનારાઓની ગોષ્ઠીમાં તમને વિનોદ ઉત્પન્ન થશે.' આ પ્રમાણે વડીલ બંધુનાં વચનો સાંભળી વિનીત વસુદેવે હા પાડી અને ત્યારથી તે ઘેર રહીને ગીત નૃત્યાદિકના વિનોદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

એક દિવસે ગંધ લઇને કુબ્જા નામની એક ગંધધારિણી દાસી જતી હતી, તેને કુમારે પૂછ્યું કે 'આ ગંધ કોને માટે લઇ જાય છે?' કુબ્જા બોલી 'હે કુમાર! આ ગંધદ્રવ્ય રાજા સમુદ્રવિજયને માટે શિવાદેવીએ પોતે મોકલાવ્યુ છે.' વસુદેવે કહ્યું 'આ ગંધદ્રવ્ય મારે પણ કામ આવશે' એમ કહી મશ્કરીથી તેણે તે ગંધદ્રવ્ય તેની પાસેથી લઈ લીધું, એટલે કુબ્જા કોપ કરીને બોલી 'તમારા આવા ચરિત્રથી જ તમે નિયંત્રિત થઇને અહીં રહ્યા છો.' કુમારે કહ્યું કે 'તે શું? કહે.' પછી ભય પામેલી કુબ્જાએ ભયવડે નગરજનનો સર્વ વૃત્તાંત પ્રથમથી માંડીને તેમને કહી સંભળાવ્યો. "સ્ત્રીઓના હૃદયમાં લાંબા કાળ સુધી રહસ્ય[1] રહેતું જ નથી." દાસીની કહેલી વાત સાંભળીને વસુદેવે વિચાર્યું કે 'નગરની સ્ત્રીઓની મારી ઉપર રૂચિ કરાવવાને માટે હું નગરમાં ભમુ છુ' આ પ્રમાણે જો રાજા સમુદ્રવિજય માનતા હોય તો મારે અહીં નિવાસ કરવાની કાંઈ જરૂર નથી. આ પ્રમાણે વિચાર કરી કુબ્જાને રજા આપી તે જ રાત્રે ગુટિકાથી વેષ ફેરવીને વસુદેવ કુમાર નગરની બહાર નીકળી ગયા.

પછી સ્મશાનમાં આવીને ત્યાં નજીક પડેલા કાષ્ઠની ચિતા ખડકી, તેમાં કોઇ અનાથ શબને મૂકી વસુદેવે બાળી નાખ્યુ પછી ગુરૂજનને ખમાવવાને માટે વસુદેવે પોતાના હસ્તાક્ષરે પત્ર લખી એક સ્તંભ ઉપર લટકાવ્યો. તેમાં આ પ્રમાણે લખ્યુ કે 'લોકોએ ગુરૂજનની આગળ ગુણને દોષરૂપે સ્થાપિત કર્યા, તેથી પોતાના આત્માને જીવતા મર્યા જેવો

૧ છાની વાત.

માની વસુદેવે આ અગ્નિમાં પ્રવેશ કર્યો છે, તેથી હવે પોતાના તર્ક વિતર્કથી કલ્પેલો મારો છતો અથવા અછતો દોષ સર્વે ગુરૂજનો અને નગરજનો મૂળથી ક્ષમા કરશે.' આ પ્રમાણે કરી વસુદેવ બ્રાહ્મણનો વેષ લઈ ઉન્માર્ગે ચાલ્યો. અનુક્રમે કેટલુક ભમીને સન્માર્ગે આવ્યો, ત્યાં કોઈ રથમાં બેઠેલી સ્ત્રીએ તેને જોયો. તે સ્ત્રી પોતાના પિતાને ઘેર જતી હતી, તેણીએ પોતાની માતાને કહ્યુ કે 'આ શ્રાંત થયેલા બ્રાહ્મણને રથમાં બેસાડ.' તેણીએ તે બ્રાહ્મણને રથમાં બેસાર્યો. અનુક્રમે તે તેને ગામ આવ્યો. ત્યાં વસુદેવ સ્નાન ભોજન કરીને સાયંકાળે કોઈ યક્ષના મંદિરમાં જઇને રહ્યો.

અહીં મથુરામાં 'વસુદેવ કુમારે અગ્નિમાં પ્રવેશ કર્યો' એ ખબર સાંભળી યાદવો પરિવાર સહિત રૂદન કરવા લાગ્યા. પછી તેમણે વસુદેવની ઉત્તરક્રિયા કરી. આ વાર્તા સાંભળી વસુદેવ નિશ્ચિંત થયા. ત્યાર બાદ આગળ ચાલતાં વિજયખેટ નામના નગરમાં તે ગયા. ત્યાં **સુગ્રીવ** નામે રાજા હતો. તેને **શ્યામા** અને **વિજયસેના** નામે બે મનોહર અને કળા જાણનારી કન્યાઓ હતી. વસુદેવ કળાવિજયના પણથી તે બંને કન્યાઓને પરણ્યા. તેઓની સાથે ક્રીડા કરતા સુખે કરીને ત્યાંજ રહ્યા. ત્યાં તેને વિજયસેના નામની પત્નીથી અક્રૂર નામે એક પુત્ર થયો, જે બીજો વસુદેવ જ હોયની તેવો લાગતો હતો. અન્યદા તે બધાંને ત્યાં જ મૂકીને એકલા ત્યાંથી આગળ ચાલતાં એક ઘોર અટવીમાં આવ્યા. ત્યાં તૃષા લાગવાથી જળને માટે **જલાવર્ત** નામના એક સરોવર પાસે આવ્યા. તે વખતે એક જંગમ વિંધ્યાદ્રિ જેવો હાથી તેની સામે દોડતો આવ્યો. તેને ઘણો ખેદ પમાડીને કુમાર-સિંહની જેમ તેના ઉપર ચઢી બેઠા. તેમને હાથી ઉપર બેઠેલા જોઇ **અર્ચિમાલી** અને **પવનંજય** નામના બે ખેચરો તેમને કુંજરાવર્ત નામના ઉદ્યાનમાં લઇ ગયા. ત્યાં **અશનિવેગ** નામે વિદ્યાધરોનો એક રાજા હતો, તેણે **શ્યામા** નામની પોતાની કન્યા વસુદેવને આપી. તે તેણીની સાથે ક્રીડા કરવા લાગ્યા. શ્યામાએ એવી વીણા વગાડી કે જેથી સંતુષ્ટ થઈ વસુદેવે તેને વરદાન માગવાને કહ્યુ, ત્યારે તેણીએ વરદાન માગ્યું કે 'મારે તમારો વિયોગ ન થાઓ.' વસુદેવે પૂછ્યું કે, 'આવુ વરદાન માગવાનું શું કારણ છે?' ત્યારે શ્યામા બોલી 'વૈતાઢ્યગિરિ ઉપર **કિન્નરગીત** નામના નગરમાં **અર્ચિમાલી** નામે રાજા હતો. તેને **જ્વલનવેગ** અને **અશનિવેગ** નામે બે પુત્રો થયા. અર્ચિમાલીએ જ્વલનવેગને રાજ્ય ઉપર બેસાડી વ્રત ગ્રહણ કર્યું. જ્વલનવેગને **અર્ચિમાલા** નામની સ્ત્રીથી **અંગારક** નામે એક પુત્ર થયો, અને અશનિવેગને **સુપ્રભા** રાણીના ઉદરથી શ્યામા નામે હું પુત્રી થઈ. જ્વલનવેગ અશનિવેગને રાજ્યપર બેસારીને સ્વર્ગે ગયો. પછી જ્વલનવેગના પુત્ર અંગારકે વિદ્યાના બળથી મારા પિતા અશનિવેગને કાઢી મૂકીને રાજ્ય લઈ લીધુ. મારા પિતા અષ્ટાપદ ઉપર ગયા, ત્યાં એક **અંગિરસ** નામના ચારણ મુનિને તેણે પૂછ્યું કે, 'મને રાજ્ય મળશે કે નહીં?' મુનિ બોલ્યા—'તારી પુત્રી શ્યામાના પતિના પ્રભાવથી તને રાજ્ય મળશે, અને જલાવર્ત સરોવર પાસે જે હાથીને જીતી લેશે, તે તારી પુત્રીનો પતિ થશે, એમ જાણી લેજે.' મુનિની વાણીની પ્રતીતિથી મારા પિતા અહીં એક નગર વસાવીને

રહ્યા, અને હમેશાં તે જલાવર્ત્ત સરોવર પાસે તમારી શોધને માટે બે ખેચરોને મોકલવા લાગ્યા. ત્યાં તમે હાથીને જીતીને તેની ઉપર ચઢી બેઠા, તે જોઇને તે ખેચરો તમને અહીં લઇ આવ્યા અને પછી મારા પિતા અશનિવેગે તમારી સાથે મને પરણાવી. પૂર્વે મહાત્મા ધરણેંદ્ર નાગેંદ્રે અને વિદ્યાધરોએ મળીને અહીં એવો ઠરાવ કર્યો છે કે, 'જે પુરૂષ અર્હંત ચૈત્યની પાસે રહ્યો હોય, જેની સાથે સ્ત્રી હોય અથવા જે સાધુની સમીપે બેઠો હોય તેવા પુરૂષને જે મારશે, તે વિદ્યાવાન્ હશે તો પણ વિદ્યારહિત થઇ જશે.' હે સ્વામિન્! આવા કારણથી મે 'તમારો વિયોગ ન થાય' એવું વરદાન માગેલુ છે, જેથી એકાકી એવા તમને એ પાપી **અંગારક** મારી નાખે નહીં." આ પ્રમાણેની તેની વાણી સ્વીકારીને અંધકવૃષ્ણિના દશમા પુત્ર વસુદેવ કુમાર કળાભ્યાસના વિનોદવડે તેની સાથે કાળ નિર્ગમન કરવા લાગ્યા. એક વખતે વસુદેવ શ્યામાની સાથે રાત્રે સુતા હતા, તે વખતે અંગારક વિદ્યાધર આવીને તેને હરી ગયો. વસુદેવે જાગીને જોયુ કે 'મને કોણ હરી જાય છે?' ત્યાં તો શ્યામાના જેવા મુખવાળો અંગારક અને 'ઉભો રહે, ઉભો રહે' એમ બોલતી ખડ્ગધારિણી શ્યામા તેમના જોવામાં આવી. અંગારકે શ્યામાના શરીરના બે ભાગ કરી દીધા, તે જોઈ વસુદેવ પીડિત થયા. તેવામાં અંગારકની સામે બે શ્યામા યુદ્ધ કરતી જોવામાં આવી. પછી વસુદેવે 'આ માયા છે' એવો નિશ્ચય કરી ઈંદ્ર જેમ વજ્રવડે પર્વત પર પ્રહાર કરે તેમ મુષ્ટિવડે અંગારકને પ્રહાર કર્યો. તે પ્રહારથી પીડિત થયેલા અંગારકે વસુદેવને આકાશમાંથી પડતા મૂક્યા; તે ચંપાનગરીની બહારના વિશાળ સરોવરમાં આવીને પડ્યા. હંસની જેમ તે સરોવરને તરીને વસુદેવ તે સરોવરના તીર પરના ઉપવનમાં આવેલા શ્રી વાસુપૂજ્ય પ્રભુના ચૈત્યમાં પેઠા. ત્યાં વાસુપૂજ્ય પ્રભુને વંદના કરીને અવશેષ રાત્રિ ત્યાં જ નિર્ગમન કરી; પ્રાતઃકાળે કોઈ એક બ્રાહ્મણની સાથે ચંપાનગરીમાં આવ્યા.

તે નગરીમાં સ્થાને સ્થાને હાથમાં વીણા રાખીને રહેલા યુવાન પુરૂષોને જોઈ તેણે એક બ્રાહ્મણને તેનો હેતુ પૂછ્યો, એટલે તે બ્રાહ્મણે કહ્યું, "આ નગરમાં **ચારૂદત્ત** નામે શ્રેષ્ઠી રહે છે, તેને **ગંધર્વસેના** નામે કળાના એક સ્થાન જેવી સ્વરૂપવતી કન્યા છે. તેણીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે 'જે ગાયનકળામાં મને જીતશે તે મારો ભર્ત્તાર થશે.' તેથી તેણીને વરવા માટે આ સર્વ જનો ગાયનકળા શિખવાને પ્રવર્ત્યા છે. પ્રત્યેક માસે **સુગ્રીવ** અને **યશોગ્રીવ** નામના બે ગંધર્વાચાર્યોની આગળ ગાયનપ્રયોગ થાય છે." પછી વસુદેવ તે બન્નેમાં ઉત્તમ એવા સુગ્રીવ પંડિતની પાસે બ્રાહ્મણને રૂપે ગયા, અને જઇને કહ્યુ કે 'હું ગૌતમગોત્રી **સ્કંદિલ** નામે બ્રાહ્મણ છું. ચારૂદત્ત શ્રેષ્ઠીની ગંધર્વસેના નામની પુત્રીને વરવાને માટે હું તમારી પાસે ગાંધર્વ કળાનો અભ્યાસ કરવાને ઇચ્છુ છું, માટે મારા જેવા વિદેશીને તમે શિષ્યપણે અંગીકાર કરો.' ધૂળમાં ઢંકાયલા રત્નને નહીં જાણનાર મૂઢની જેમ ગાયનાચાર્ય સુગ્રીવે તેને મૂર્ખ જાણીને આદરપૂર્વક પોતાની પાસે રહેવાનું પણ કહ્યુ નહીં. તોપણ વસુદેવ કુમાર ગ્રામ્ય વચનથી લોકોને હસાવતો પોતાના મૂળ સ્વરૂપને ગોપ-

વીને ગાયનવિદ્યાના અધ્યયનનું મિષ કરીને તે સુગ્રીવની પાસે રહ્યો. એકવાર ગાયનકળાના વાદને દિવસે સુગ્રીવની સ્ત્રીએ પુત્રની જેવા સ્નેહથી વસુદેવને સુંદર વસ્ત્રનો જોટો આપ્યો. પ્રથમ શ્યામાએ એક વેષ આપ્યો હતો તે અને આ વસ્ત્રનો જોટો ધારણ કરી વસુદેવ લોકોને કૌતુક ઉત્પન્ન કરતો ચાલ્યો. એટલે 'ચાલ, તું ગાયન વિદ્યા જાણે છે, તેથી અમે માનીએ છીએ કે આજે તું ગંધર્વસેનાને જીતી લઇશ.' એમ કહી નગરજનો તેનું ઉપહાસ્ય કરવા લાગ્યા. તે ઉપહાસ્યથી પ્રસન્ન થતો વસુદેવ ગાયકોની સભામાં ગયો; ત્યાં લોકોએ ઉપહાસ્યમાં જ તેને ઉંચા આસન ઉપર બેસાર્યો. તે સમયે જાણે કોઈ દેવાંગના પૃથ્વી પર આવી હોય તેવી ગંધર્વસેના સભામંડપમાં આવી. તેણે ક્ષણવારમાં સ્વદેશી અને વિદેશી ઘણા ગાયકોને જીતી લીધા. પછી જ્યારે વસુદેવનો વાદ કરવાનો સમય આવ્યો ત્યારે તેણે પોતાનું મૂળ રૂપ પ્રકટ કર્યું, જેથી કામરૂપી દેવના જેવો તે શોભવા લાગ્યો. તેનું રૂપ જોતાં જ ગંધર્વસેના ક્ષોભ પામી ગઈ, અને 'આ કોણ હશે' એમ તર્ક વિતર્ક કરતાં સર્વ લોકો વિસ્મય પામી ગયા. પછી લોકોએ જે જે વીણા તેને વગાડવા આપી, તે સર્વ તેણે દૂષણ બતાવી બતાવીને તજી દીધી. પછી ગંધર્વસેનાએ પોતાની વીણા તેને આપી. એટલે તેને સજ્જ કરીને વસુદેવે પૂછ્યું કે 'હે સુભ્રુ ! શું આ વીણાવડે મારે ગાયન કરવાનું છે?' ગંધર્વસેના બોલી 'હે ગીતજ્ઞ ! પદ્મ ચક્રવર્ત્તીના જ્યેષ્ઠ બંધુ વિષ્ણુકુમાર મુનિનું ત્રિવિક્રમ સંબંધી ગીત આ વીણામાં વગાડો.' પછી જાણે પુરૂષવેષી સરસ્વતી હોય તેવા વસુદેવે તે ગીત વીણામાં એવું ઉતાર્યું કે જેથી સર્વ સભાસદોની સંમતિપૂર્વક તેણે ગંધર્વસેનાને જીતી લીધી. પછી ચારૂદત્ત શ્રેષ્ઠી બીજા બધા વાદીઓને વિદાય કરીને વસુદેવને મોટા માન સાથે પોતાને ઘેર લાવ્યો. વિવાહ વખતે શેઠે કહ્યું કે 'વત્સ કયુ ગોત્ર ઉદ્દેશીને હું તમને દાન આપું તે કહો.' વસુદેવે હસીને કહ્યું 'જે તમને ઠીક લાગે તે ગોત્ર કહો.' શ્રેષ્ઠીએ કહ્યું 'આ વણિકપુત્રી છે એવું ધારી તમને હસવાનું કારણ થયું છે, પણ કોઈ સમયે હું તમને આ પુત્રીનો વૃત્તાંત આદિથી કહી સંભળાવીશ.' એમ કહી ચારૂદત્ત શેઠે તે વરકન્યાનો વિવાહ કર્યો. પછી સુગ્રીવ અને યશોગ્રીવે શ્યામા અને વિજયા નામની પોતાની બે કન્યા કે જે તેના ગુણથી રંજિત થયેલી હતી, તે વસુદેવને આપી.

એક દિવસે ચારૂદત્તે વસુદેવને કહ્યું કે "આ ગંધર્વ કન્યાનું કુળ વિગેરે સર્વ વૃત્તાંત સાંભળો. આ નગરીમાં ભાનુ નામે એક ધનાઢ્ય શેઠ હતો. તેને સુભદ્રા નામે એક પુત્રી હતી. તે બંને અપુત્રપણાના દુઃખથી દુઃખી હતા. એક વખતે તેઓએ એક ચારણ મુનિને પુત્રના જન્મ વિષે પૂછ્યું. તેમણે કહ્યું કે 'પુત્ર થશે.' તે પછી અનુક્રમે હું પુત્ર થયો. એક દિવસે હું મિત્રોની સાથે ક્રીડા કરવા ગયો હતો, ત્યાં સમુદ્રને કાંઠે કોઈ આકાશગામી પુરૂષનાં મનોહર પગલાં પડેલાં મારા જોવામાં આવ્યાં. તે પગલાંની સાથે સ્ત્રીનાં પગલાં પણ હતાં, તેથી જાણવામાં આવ્યું કે કોઈ પુરૂષ પ્રિયા સાથે અહીંથી ગયેલ છે. પછી આગળ ચાલ્યો તો એક કદલીગૃહમાં પુષ્પની શય્યા અને ઢાલ તરવાર મારા જોવામાં આવ્યાં.

તેની નજીક એક વૃક્ષની સાથે લોઢાના ખીલાવડે ખીલી લીધેલા એક ખેચર જોવામાં આવ્યો અને પેલી તરવારના મ્યાનની સાથે ઔષધીનાં ત્રણ વલય બાંધેલાં જોવામાં આવ્યાં. પછી મેં મારી બુદ્ધિથી તેમાંની એક ઔષધીવડે તે ખેચરને ખીલાથી મુક્ત કર્યો, બીજી ઔષધીવડે તેના ઘા રૂઝાવી દીધા અને ત્રીજી ઔષધીવડે તેને સચેત કર્યો. પછી તે બોલ્યો 'વૈતાઢ્યગિરિ ઉપર આવેલા શિવમંદિર નગરના રાજા મહેંદ્રવિક્રમનો **અમિતગતિ** નામે હું પુત્ર છું. એક વખતે **ધૂમશિખ** અને **ગૌરમુંડ** નામના બે મિત્રોની સાથે ક્રીડા કરતો કરતો હું **હીમવાન્** પર્વત ઉપર ગયો. ત્યાં **હિરણ્યરોમ** નામના મારા એક તપસ્વી મામાની **સુકુમાલિકા** નામની રમણીક કુમારી મારા જોવામાં આવી. તેને જોતાં જ હું કામાર્ત્ત થઈ સ્વસ્થાન પ્રત્યે ગયો. પછી મારા મિત્ર પાસેથી મારી સ્થિતિ જાણીને તત્કાળ મારા પિતાએ મને બોલાવીને તેણીની સાથે પરણાવ્યો. હું તેની સાથે ક્રીડા કરતો રહેતો હતો, તેવામાં એક વખતે મારો મિત્ર ધૂમશિખ તે મારી સ્ત્રીનો અભિલાષી થયો છે, એવું તેની ચેષ્ટા ઉપરથી મારા જાણવામાં આવ્યુ. તથાપિ હું તેની સાથે વિહાર કરતો અહીં આવ્યો. ત્યાં તેણે મને પ્રમાદીને અહીં ખીલા સાથે જડી લીધો અને સુકુમાલિકાને હરી ગયો. આ મહા કષ્ટમાંથી તમે મને છોડાવ્યો છે તો કહો, હવે હું તમારૂં શું કામ કરૂં? કે જેથી હે મિત્ર! તમારી જેવા અકારણ મિત્રનો હું અનૃણી થાઉ.' પછી મેં કહ્યું કે 'હે સુંદર! તમારા દર્શનથીજ હું તો કૃતાર્થ થયો છુ.' તે સાંભળી તે ખેચર ઉડીને તત્કાળ ચાલ્યો ગયો. પછી હું ત્યાંથી ઘેર ગયો, અને મિત્રોની સાથે સુખે ક્રીડા કરવા લાગ્યો. અનુક્રમે માતાપિતાના નેત્રને ઉત્સવ આપતો હું યૌવન વયને પ્રાપ્ત થયો. પછી માતાપિતાની આજ્ઞાથી શુભ દિવસે **સર્વાર્થ** નામના મારા મામાની **મિત્રવતી** નામની પુત્રીને હું પરણ્યો. કળાની આસક્તિથી હું તે સ્ત્રીમાં ભોગાસક્ત થયો નહીં; તેથી મારા પિતા મને મુગ્ધ જાણવા લાગ્યા. પછી તેમણે ચાતુર્યપ્રાપ્તિને માટે મને શૃંગારની લલિત ચેષ્ટામાં જોડી દીધો, તેથી હું ઉપવન વિગેરેમાં સ્વેચ્છાએ વિચરવા લાગ્યો. એમ કરતાં કલિંગસેનાની પુત્રી **વસંતસેના** નામની વેશ્યાને ઘેર હું બાર વર્ષ સુધી રહ્યો. ત્યાં રહીને મેં અજ્ઞાનપણે સોળક્રોડ સુવર્ણ દ્રવ્ય ઉડાવી દીધું. છેવટે કલિંગસેનાએ મને નિર્ધન થયેલો જાણીને તેના ઘરમાંથી કાઢી મૂક્યો. ત્યાંથી ઘેર આવતાં માતાપિતાનું મૃત્યુ થયેલું જાણી ધૈર્યથી વ્યાપાર કરવાને માટે મારી સ્ત્રીનાં આભૂષણો ગ્રહણ કર્યાં. પછી મારા મામાની સાથે વ્યાપારઅર્થે ચાલીને હું **ઉશીરવર્તી** નગરીએ આવ્યો. ત્યાં સ્ત્રીનાં આભૂષણો વેચીને મેં કપાસ ખરીદ કર્યો, તે લઇને હું તામ્રલિપ્તી નગરીએ જતો હતો, ત્યાં માર્ગમાં દાવાનળવડે તે કપાસ બળી ગયો, તેથી મારા મામાએ મને નિર્ભાગી જાણીને તજી દીધો. પછી અશ્વ ઉપર બેઠેલો હું એકલો પશ્ચિમ દિશા તરફ ચાલ્યો. ત્યાં માર્ગમાં મારો અશ્વ મરી ગયો એટલે હું પાદચારી થયો. લાંબી મજલથી ગ્લાનિ પામતો અને ક્ષુધા તૃષાથી પીડિત થતો હું વણિકજનોથી આકુળ એવા પ્રિયંગુ નગરમાં આવ્યો. ત્યાં મારા પિતાના મિત્ર **સુરેંદ્રદત્તે** મને જોયો. તે મને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં વસ્ત્ર

અને ભોજનાદિકથી સત્કાર પામેલો હું પુત્રની જેમ સુખે રહેવા લાગ્યો. પછી તેની પાસેથી તેનું એક લાખ દ્રવ્ય વ્યાજે લીધું, અને તેણે વાર્યો તોપણ હું તેનાં કરીયાણાં લઈ વહાણ ભરીને સમુદ્રમાર્ગે ચાલ્યો. અનુક્રમે યમુના દ્વીપમાં આવીને બીજા અંતર્દ્વીપ અને નગર વિગેરેમાં ગમનાગમન કરી મેં આઠ કોટી સુવર્ણ ઉપાર્જન કર્યું. તે દ્રવ્ય લઇને હું જળમાર્ગે સ્વદેશ તરફ વળ્યો. ત્યાં માર્ગમાં મારૂ વહાણ ભાંગી ગયુ, અને માત્ર એક પાટીયુ મારા હાથમાં આવ્યું. સાત દિવસે સમુદ્ર તરીને હું ઉદુંબરાવતી કુલ નામના સમુદ્રકાંઠે પહોંચ્યો. ત્યાં રાજપુર નામે એક નગર હતું, તેની પાસે હું માંડમાંડ આવ્યો. તે નગરની બહાર ઘણી ઝાડીવાળું એક ઉદ્યાન હતું, તેમાં જઇને હું રહ્યો. ત્યાં **દિનકરપ્રભ** નામે એક ત્રિદંડી સંન્યાસી મારા જોવામાં આવ્યો. તેની આગળ મેં મારૂ ગોત્ર વિગેરે જણાવ્યું, તેથી તે મારી પર પ્રસન્ન થયો અને તેણે મને પુત્રવત્ રાખ્યો. એક દિવસે તે ત્રિદંડીએ મને કહ્યું કે, 'તું દ્રવ્યનો અર્થી જણાય છે, તેથી હે વત્સ ! ચાલ, આપણે આ પર્વત ઉપર જઇએ. ત્યાં હું તને એવો રસ આપીશ કે જેથી ઇચ્છા પ્રમાણે કોટી ગમે સુવર્ણની તને પ્રાપ્તિ થઈ શકશે.' તેનાં આવાં વચન સાંભળી ઘણો ખુશી થઇને હું તેની સાથે ચાલ્યો. બીજે દિવસે જેમાં અનેક સાધકો રહેલા છે એવી એક મોટી અટવીમાં અમે આવી પહોચ્યા. પછી તે ગિરિના નિતંબ ઉપર અમે ચઢયા. ત્યાં ઘણી યંત્રમય શિલાઓથી વ્યાપ્ત અને યમરાજના મુખ જેવું મોટું ગહ્વર જોવામાં આવ્યું. તે મહા ગહ્વર **દુર્ગપાતાલ** એવા નામથી પ્રસિદ્ધ હતું. ત્રિદંડીએ મંત્ર ભણીને તેનું દ્વાર ઉઘાડ્યું, એટલે અમે તેમાં પ્રવેશ કર્યો. તેમાં ઘણું ભમ્યા ત્યારે એક રસકૂપ અમારા જોવામાં આવ્યો. તે કૂપ ચાર હાથ લાંબો પહોળો હતો અને તે નરકના દ્વાર જેવો ભયંકર દેખાતો હતો. ત્યાં ત્રિદંડીએ મને કહ્યું કે 'આ કુવામાં ઉતરી તું તુંબડીવડે તેનો રસ ભરી લે.' પછી તેણે દોરીનો એક છેડો પકડી રાખી બીજા છેડા સાથે બાંધેલી માંચીમાં બેસાડી મને તે કૂવામાં ઉતાર્યો. ચાર પુરૂષ પ્રમાણ હું ઉંડો ઉતર્યો. એટલે તેની અંદર ફરતી મેખલા અને મધ્યમાં રહેલો રસ મેં જોયો. તે વખતે કોઇએ મને તે રસ લેવાનો નિષેધ કર્યો. મેં કહ્યું કે 'હું ચારૂદત્ત નામે વણિક છું, અને ભગવાન્ ત્રિદંડીએ મને રસ લેવાને માટે ઉતાર્યો છે, તો તમે મને કેમ અટકાવો છો?' ત્યારે તે બોલ્યો કે 'હું પણ ધનાર્થી વણિક છુ, અને બળિદાન માટે પશુના માંસની જેમ મને પણ તે ત્રિદંડીએજ આ રસકૂપમાં નાખી દીધો છે અને પછી તે પાપી ચાલ્યો ગયો હતો. મારી સર્વ કાયા આ રસવડે ખવાઈ ગઈ છે, માટે તું આ રસમાં હાથ બોળીશ નહીં. હું તને તારી તુંબડીમાં રસ ભરી આપીશ.' પછી મેં તેને તુંબડી આપી, એટલે તેણે રસથી ભરી દીધી અને મારી માંચી નીચે બાંધી. પછી મેં રજ્જુ કંપાવી એટલે તે ત્રિદંડીએ રજ્જુ ખેંચી, જેથી હું કુવાના કાંઠા પાસે આવ્યો. પછી તેણે મને બહાર ન કાઢતાં તે રસતુંબી માગી. તે સંન્યાસીને પરદ્રોહી અને લુબ્ધ જાણીને મેં તે રસ પાછો કુવામાં નાખી દીધો, તેથી તેણે માંચી સહિત મને કૂવામાં પડતો મૂક્યો. ભાગ્યયોગે હું પેલી વેદી ઉપર પડ્યો.

એટલે પેલા અકારણ બંધુએ કહ્યું કે 'ભાઇ ! ખેદ કરીશ નહીં. તું રસની અંદર પડ્યો નથી, વેદી ઉપર પડ્યો છે તે ઠીક થયુ છે.' હવે જ્યારે ત્યારે પણ અહીં ઘો આવશે એટલે તેનું પૂંછ અવલંબીને તારાથી કૂવા બહાર નીકળાશે, માટે તે આવે ત્યાંસુધી રાહ જો. પછી તેનાં વચનથી સ્વસ્થ થઈ વારંવાર નવકાર મંત્રને ગણતો હું કેટલોક કાળ ત્યાં રહ્યો. અનુક્રમે તે પુરૂષ મૃત્યુ પામ્યો. એક વખતે ભયંકર શબ્દ મારા સાંભળવામાં આવ્યો, તેથી હું ચકિત થઈ ગયો; પરંતુ પછી તેનું વચન યાદ આવવાથી જાણ્યુ કે આ શબ્દ ઘોનો હશે, અને જરૂર તે અહીં આવતી હશે. ક્ષણવારમાં તો ઘો રસ પીવાને આવી રસ પીને જ્યારે તે પાછી વળી ત્યારે એ પરાક્રમી ઘોના પુંછડા સાથે હું બે હાથે વળગી પડ્યો. ગાયના પુંછ સાથે વળગેલો ગોપાળ જેમ નદીમાંથી નીકળે તેમ હું તેને પુંછડે વળગવાથી કૂવામાંથી બહાર નીકળ્યો. બહાર નીકળ્યા પછી મેં તે ઘોનું પુચ્છ છોડી દીધુ, એટલે મૂર્ચ્છા ખાઇને પૃથ્વી પર પડી ગયો, થોડીવારે સંજ્ઞા મેળવીને હું આમતેમ ફરવા લાગ્યો, તેવામાં એક અરણ્ય મહિષ ત્યાં આવ્યો, તેને જોઇને હું એક શિલા પર ચઢી ગયો, તે મહિષે પોતાના ઉગ્ર શીંગડાથી શિલાને તાડન કરવા માંડ્યું, એટલામાં યમરાજના બાહુ જેવો એક સર્પ નીકળ્યો, તેણે મહિષને પકડ્યો, પછી તેઓ યુદ્ધ કરવામાં વ્યગ્ર થયા એટલે હું શિલા ઉપરથી ઉતરીને ભાગ્યો ને ઉતાવળે ચાલતો અટવીના પ્રાંત ભાગમાં આવેલા એક ગામમાં આવ્યો. ત્યાં મારા મામાના મિત્ર રૂદ્રદત્તે મને જોયો, તેણે મને પાળ્યો જેથી હું પાછો નવીન શરીરવાળો થઇ ગયો. પછી ત્યાંથી થોડું દ્રવ્ય લઇ તે દ્રવ્યવડે અલતા જેવુ તુચ્છ કરીયાણું લઇને હું માતુલના મિત્રની સાથે સુવર્ણભૂમિ તરફ ચાલ્યો. માર્ગમાં **ઇષુવેગવતી** નામે એક નદી આવી તેને ઉતરીને અમે બંને ગિરિકૂટ ગયા અને ત્યાંથી બરૂના વનમાં આવ્યા. ત્યાંથી ટંકણ દેશમાં આવીને અમે બે મેંઢા લીધા. તેના પર બેસીને અમોએ તે અજમાર્ગને[1] ઉલ્લંઘન કર્યો. પછી મને રૂદ્રદત્તે કહ્યુ કે 'હવે અહીંથી પગે ચાલીને જઇ શકાય તેવો પ્રદેશ નથી, તેથી આ બે મેંઢાને મારી તેના અંતર ભાગ બહાર લાવી ઉથલાવીને તેની બે ધમણ કરીએ, તે ઓઢીને આપણે આ પ્રદેશમાં બેસશુ એટલે માંસના ભ્રમથી ભારંડ પક્ષીઓ આપણને ઉપાડીને લઇ જશે. જેથી તત્કાળ આપણે સુવર્ણભૂમિમાં પહોંચી જઇશુ.' તે સાંભળીને કહ્યુ 'જેની સહાયથી આપણે આટલી મહા કઠિન ભૂમિને ઉતરી ગયા, તેવા બંધુ જેવા આ મેંઢાને કેમ મરાય ?' તે સાંભળી રૂદ્રદત્તે કહ્યું કે 'આ બંને મેંઢાં કાંઇ તારાં નથી તો મને તું તેને મારતાં શા માટે અટકાવે છે ?' એમ કહી તેણે ક્રોધવડે તરત જ પોતાના એક મેંઢાને મારી નાખ્યુ. એટલે બીજે મેંઢે ભયભરેલી વિશાળ દૃષ્ટિએ મારા સામુ જોયુ ત્યારે મેં તેને મારતાં તેને કહ્યુ કે 'તારી રક્ષા કરવાને હુ સમર્થ નથી, તેથી શુ કરૂ ? તથાપિ મહા ફળ આપનાર જૈનધર્મ તારે શરણરૂપ થાઓ, કારણ કે વિધુર સ્થિતિમાં એ ધર્મ પિતા, માતા અને સ્વામી તુલ્ય છે.' તે મેંઢાએ મારૂ કહેવુ મસ્તકની સંજ્ઞાથી કબુલ કર્યું અને મે આપેલો

---

૧ બકરાથી ચાલી શકાય તેવો માર્ગ

નવકાર મંત્ર સમાહિત મને તેણે સાંભળ્યો. પછી રૂદ્રદત્તે તેને પણ મારી નાખ્યો, એટલે તે દેવપણાને પ્રાપ્ત થયો. પછી અમો બંને છરી લઇને તેના ચર્મની ખોળમાં પેઠા. ત્યાંથી બે ભારંડ પક્ષીઓએ માંસની ઇચ્છાથી અમને ઉપાડ્યા. માર્ગમાં બંને ભારંડ પક્ષીઓને એ માંસની ઇચ્છાથી યુદ્ધ થયું એટલે તેના પગમાંથી છુટો પડેલો હું એક સરોવરમાં પડ્યો. પછી છરીવડે તે ધમણને ફાડી સરોવરને તરીને હું બહાર નીકળી આગળ ચાલ્યો, એટલે એક મોટો પર્વત મારા જોવામાં આવ્યો. હું તે ઉપર ચઢ્યો, એટલે ત્યાં એક કાયોત્સર્ગે રહેલા મુનિ મારા જોવામાં આવ્યા. મેં તેમને વંદના કરી. તેઓ 'ધર્મલાભ' રૂપ આશીષ આપીને બોલ્યા—"અરે ચારૂદત્ત! તું આ દુર્ગભૂમિમાં ક્યાંથી આવ્યો? દેવ, વિદ્યાધર અને પક્ષી વિના બીજા કોઇથી અહીં અવાતું નથી. પૂર્વે તેં જેને છોડાવ્યો હતો, તે હું અમિતગતિ વિદ્યાધર છુ. તે વખતે ત્યાંથી ઉડીને હું મારા શત્રુની પાછળ અષ્ટાપદ ગિરિ સમીપે ગયો. ત્યાં મારી સ્ત્રીને છોડી દઇને તે અષ્ટાપદ ઉપર ચાલ્યો ગયો. પછી ત્યાં ઝંપાપાત ખાવાને તૈયાર થયેલી મારી સ્ત્રીને લઇને હું મારે સ્થાનકે ગયો. મારા પિતાએ મને રાજ્યપર બેસાડીને **હિરણ્યકુંભ** અને **સુવર્ણકુંભ** નામના બે ચારણ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું. મારી મનોરમા સ્ત્રીથી મારે **સિંહયશા** અને **વરાહગ્રીવ** નામે બે પુત્ર થયા, જેઓ મારા જેવા પરાક્રમી થયા, અને **વિજયસેના** નામની બીજી સ્ત્રીથી મારે ગાયનવિદ્યામાં ચતુર એવી **ગંધર્વસેના** નામે એક રૂપવતી પુત્રી થઈ. પછી બંને પુત્રોને રાજ્ય, યુવરાજ્ય અને વિદ્યાઓ આપીને તેજ પિતાના ગુરૂની પાસે મેં પણ વ્રત ગ્રહણ કર્યું. ત્યાર પછી લવણ સમુદ્રના મધ્યમાં રહેલો આ **કુંભકંઠક** નામે દ્વીપ છે અને તે દ્વીપમાં આ **કર્કોટક** નામનો ગિરિ છે, અહી રહીને હું તપસ્યા કરૂ છું. માટે હે ચારૂદત્ત! તને પૂછુ છું કે અહીં તું શી રીતે આવ્યો?" પછી મે મારો મહા વિષમ વૃત્તાંત જે બન્યો હતો તે બધો કહી સંભળાવ્યો. એ સમયે રૂપસંપત્તિવડે તેની સરખા બે વિદ્યાધરો આકાશમાર્ગે ત્યાં આવ્યા, તેઓએ મુનિને પ્રણામ કર્યા. તેના સાદૃશ્યપણાથી મેં આ તે મુનિના પુત્રો છે એમ જાણ્યુ. પછી તે મહામુનિ બોલ્યા કે 'આ ચારૂદત્તને પ્રણામ કરો.' તેઓ 'હે પિતા! હે પિતા!' એમ કહીને મને નમી પડ્યા અને મારી પાસે બેઠા તેવામાં આકાશમાંથી એક વિમાન ઉતર્યું. તેમાંથી એક દેવે ઉતરીને પ્રથમ મને નમસ્કાર કર્યો, અને પછી તે મુનિને પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી. પેલા બે ખેચરોએ તેને પૂછ્યું કે 'તમે વંદનામાં ઉલટો ક્રમ કેમ કર્યો?' દેવતાએ કહ્યુ કે "આ ચારૂદત્ત મારા ધર્માચાર્ય છે, તેથી તેમને મેં પ્રથમ નમસ્કાર કર્યો છે. હવે મારો પૂર્વ વૃત્તાંત હું તમને કહું તે સાંભળો."

કાશીપુરીમાં બે સંન્યાસી રહેતા હતા, તેમને **સુભદ્રા** અને **સુલસા** નામે બે બ્હેનો હતી. તે વેદ અને વેદાંગની પારગામી હતી. તેમણે (બંને બ્હેનોએ) ઘણા વાદીઓનો પરાજય કર્યો હતો. એક વખતે **યાજ્ઞવલ્ક્ય** નામે કોઈ સંન્યાસી તેમની સાથે વાદ કરવાને આવ્યો. 'જે હારે તે જીતનારનો સેવક થઇને રહે' એવી પ્રતિજ્ઞા કરીને વાદ કરતાં તેણે સુલસાને

જીતીને પોતાની દાસી કરી. જ્યારે તે તરૂણી સુલસા દાસી થઇને તેની સેવા કરવા લાગી, ત્યારે નવીન તારૂણ્યવાળો તે યાજ્ઞવલ્ક્ય કામને વશ થઇ ગયો, પછી નગરીની નજીક રહીને તે હમેશાં તેણીની સાથે ક્રીડા કરવા લાગ્યો. કેટલેક દિવસે યાજ્ઞવલ્ક્ય ત્રિદંડીથી તેણીને એક પુત્ર ઉત્પન્ન થયો. લોકોના ઉપહાસ્યથી ભય પામીને યાજ્ઞવલ્ક્ય અને સુલસા તે પુત્રને એક પિપળાના વૃક્ષ નીચે મૂકીને ચાલ્યા ગયા. તે ખબર જાણી સુભદ્રાએ ત્યાં આવી અનાયાસે પડેલા પિપળાના ફળને મુખમાં લઇને સ્વયમેવ ખાતા એવા તે બાળકને લઈ લીધો અને તે ચેષ્ટા ઉપરથી તેનું પિપ્પલાદ એવું યથાર્થ નામ પાડ્યું. પછી તેને યત્નથી મોટો કર્યો અને વેદવિદ્યા ભણાવી. મોટી બુદ્ધિવાળો તે અતિ વિદ્વાન્ અને વાદીના ગર્વને તોડનારો થયો. તેની ખ્યાતિ સાભળી સુલસા અને યાજ્ઞવલ્ક્ય તેની સાથે વાદ કરવાને આવ્યાં. તેણે બંનેને વાદમાં જીતી લીધાં. પછી તેને ખબર પડી કે આ મારાં માતાપિતા છે અને તેઓએ જ મને જન્મતાં તજી દીધો હતો, તેથી તેને ઘણો ક્રોધ ચઢયો, એટલે તેણે માતૃમેધ અને પિતૃમેધ વિગેરે યજ્ઞોની સમ્યક્ પ્રકારની સ્થાપના કરી. પછી પિતૃમેધ અને માતૃમેધ યજ્ઞમાં તેણે તેનાં માતાપિતાને મારી નાખ્યાં. તે વખતે તે પિપ્પલાદનો વાગ્બલિ નામે હું શિષ્ય હતો. તેથી પશુમેધ વિગેરે યજ્ઞોને આચરીને હુ ઘોર નરકમાં ગયો. નરકમાંથી નીકળીને હું પાંચ વાર પશુ થયો, અને ક્રૂર બ્રાહ્મણોએ મને વારંવાર યજ્ઞમાંજ મારી નાખ્યો. પછી હું ટંકણ દેશમાં બેકડો થયો, ત્યા મને રૂદ્રદત્તે માર્યો. તે વખતે આ ચારૂદત્તે ધર્મ સંભળાવ્યો, જેથી હુ સૌધર્મ દેવલોકમા દેવતા થયો; માટે આ કૃપાનિધિ ચારૂદત્ત મારા ધર્માચાર્ય છે. તે કારણથીજ મે તેમને પ્રથમ નમસ્કાર કર્યો છે. મેં કાંઇ પણ ક્રમનું ઉલ્લંઘન કર્યું નથી. આ પ્રમાણે તે દેવે કહ્યુ, એટલે તે બંને ખેચરો પણ બોલ્યા કે અમારા પિતાને જીવિત આપવાથી તમારી જેમ એ અમારા પણ ઉપકારી છે પછી તે દેવે મને કહ્યુ કે 'હે નિર્દોષ ચારૂદત્ત ! કહો, હું તમારો ઇહલૌકિક શું પ્રત્યુપકાર કરૂ?' મેં તેને કહ્યુ કે 'તમે યોગ્ય સમયે આવજો' એટલે તે દેવ અંતર્ધાન થઇ ગયો. પછી તે બંને ખેચર મને શિવમંદિર નગરે લઈ ગયા. તેઓએ અને તેમની માતાએ જેનું ગૌરવ વધારેલુ છે એવો અને તેમના બંધુઓથી અને ખેચરોથી અધિક અધિક પૂજાતો હું ઘણા કાળ પર્યંત ત્યાંજ રહ્યો અન્યદા તેની બ્હેન ગંધર્વસેનાને મને બતાવીને તેમણે કહ્યુ કે "દીક્ષા લેતી વખત અમારા પિતાએ અમને કહ્યું છે કે, 'કોઈ જ્ઞાનીએ મને કહ્યુ છે કે, કળાઓથી જીતીને આ ગંધર્વસેનાને વસુદેવ કુમાર પરણશે. માટે મારા ભૂચરબંધુ ચારૂદત્તને તમે આ તમારી બ્હેનને સોપી દેજો કે જેથી ભૂચર વસુદેવ કુમાર તેને સુખે પરણે.' માટે આ પુત્રીને તમારીજ પુત્રી ગણીને તમે લઇ જાઓ." આ પ્રમાણેનાં તેમનાં વચનને અંગીકાર કરી ગંધર્વસેનાને લઇને હુ મારે સ્થાનકે જવા તૈયાર થયો, તેવામાં ત્યાં પેલા દેવ આવી પહોચ્યો, પછી તે દેવ, પેલા બે ખેચરો અને તેના પક્ષના બીજા ખેચરો ઉતાવળા કુશળક્ષેમે લીલાવડે મને આકાશમાર્ગે અહી લાવ્યા, અને તે દેવ તથા વિદ્યાધરો મને કોટીગમે સુવર્ણ, માણેક અને મોતી આપીને પોતપોતાને સ્થાનકે ગયા.

પ્રાતઃકાળે મારા સ્વાર્થ નામે મામા મિત્રવતી નામની મારી સ્ત્રી અને અખંડ વેણીબંધવાળી[1] વસંતસેના વેશ્યા વિગેરેને હું મળ્યો અને સુખી થયો. હે વસુદેવ કુમાર! આ પ્રમાણે આ ગંધર્વસેનાની ઉત્પત્તિ મેં તમને કહી, માટે હવે 'એ વણિક્પુત્રી છે' એમ માનીને કદિ પણ તેની અવજ્ઞા કરશો નહીં.

આ પ્રમાણે ચારૂદત્ત પાસેથી ગંધર્વસેનાનો વૃત્તાંત સાંભળી કુમાર વસુદેવ અધિક હર્ષ ધરીને તેની સાથે રમવા લાગ્યો. એક વખતે વસંતઋતુમાં રથમાં બેસીને તેણીની સાથે વસુદેવ કુમાર ઉદ્યાનમાં ગયો, ત્યાં માતંગોથી વીંટાયલી અને માતંગનો વેષ ધરનારી એક કન્યા તેમના જોવામાં આવી, જોતાં જ તે બંનેને પરસ્પર રાગ ઉત્પન્ન થયો. તે વખતે બન્નેને પરસ્પર વિકાર સહિત જોઈ ગંધર્વસેનાએ રાતાં નેત્ર કરી સારથિને કહ્યું કે, 'રથના ઘોડાને ત્વરાથી ચલાવ.' પછી સત્વર ઉપવનમાં જઈ તેણીની સાથે ક્રીડા કરી વસુદેવ કુમાર ચંપાનગરીમાં આવ્યો. તે વખતે પેલા માતંગના યૂથમાંથી એક વૃદ્ધ માતંગી આવી આશિષ આપીને વસુદેવ પ્રત્યે બોલી—

"પૂર્વે શ્રી ઋષભપ્રભુએ સર્વને રાજ્ય વહેંચી આપ્યું, તે વખતે દૈવયોગે નમિ અને વિનમિ ત્યાં હતા નહીં. પછી તેઓએ રાજ્યને માટે વ્રતધારી એવા પ્રભુની પણ સેવા કરવા માંડી, તેથી પ્રસન્ન થયેલા ધરણેન્દ્રે તેમને વૈતાઢ્યની બંને શ્રેણીનું જુદું જુદું રાજ્ય આપ્યું. કેટલેક કાળે તેઓએ પુત્રોને રાજ્ય આપીને પ્રભુની પાસે દીક્ષા લીધી અને જાણે મુક્ત થયેલા પ્રભુને જોવાને ઇચ્છતા હોય તેમ મોક્ષે ગયા. નમિનો પુત્ર **માતંગ** નામે હતો, તે દીક્ષા લઈને સ્વર્ગે ગયો. તેના વંશમાં હાલ **પ્રહસિત** નામે એક ખેચરપતિ છે તેની **હિરણ્યવતી** નામે હું સ્ત્રી છું, મારે **સિંહદંષ્ટ્ર** નામે પુત્ર છે, તેને **નીલયશા** નામે પુત્રી છે, જેને તમે ઉદ્યાનમાર્ગે આજેજ જોઇ છે. હે કુમાર! તે કન્યા તમને જોયા ત્યારથી કામપીડિત થઈ છે, માટે તમે તેને પરણો. આ વખતે શુભ મુહૂર્ત્ત છે અને તે વિલંબ સહી શકે તેમ નથી." વસુદેવે કહ્યું કે, 'હું વિચારીને ઉત્તર આપીશ, માટે તમે ફરીવાર આવજો.' હિરણ્યવતી બોલી કે 'અહીં હું આવીશ, કે તમે ત્યાં આવશો, તે તો કોણ જાણે?' આ પ્રમાણે કહી તે વૃદ્ધ સ્ત્રી કોઈ ઠેકાણે ચાલી ગઈ.

એક વખતે વસુદેવ કુમાર ગ્રીષ્મ ઋતુમાં જલક્રીડા કરીને ગંધર્વસેનાની સાથે સુતા હતા, તેવામાં તેનો ગાઢપણે હાથ પકડી, 'ઉઠ, ઉઠ,' એમ વારંવાર કહેતો કોઈ પ્રેત વસુદેવે વારંવાર મુષ્ટિએ માર્યા છતાં પણ તેને હરી ગયો. તે વસુદેવને એક ચિતાની પાસે લઈ ગયો, તો ત્યાં પ્રજ્વલિત અગ્નિ અને ઘોર રૂપવાળી પેલી હિરણ્યવતી ખેચરી વસુદેવના જોવામાં આવી. હિરણ્યવતીએ તે પ્રેતને આદરથી કહ્યુ કે—'હે ચંદ્રવદન! ભલે આવ્યો.' પછી તે પ્રેત વસુદેવ કુમારને તેને સોંપીને ક્ષણવારમાં અંતર્ધાન થઈ ગયો. પછી હિરણ્યવતીએ હસીને વસુદેવને કહ્યું 'હે કુમાર! તમે શું ચિંતવ્યું? હે સુંદર! અમારા આગ્રહથી હજુ પણ આને પરણવાનો વિચાર કરો.' તે સમયે અપ્સરાઓથી વીંટાયલી

[1] ચારૂદત્તના વિરહથી બાર વર્ષ પર્યંત વેણી છોડીને ગુંથેલી નહીં એવી.

લક્ષ્મીદેવી હોય તેવી પ્રથમ જોયેલી તે **નીલયશા** સખીઓથી પરવરી સતી ત્યાં આવી. તે વખતે તેની પિતામહી હિરણ્યવતીએ તેને કહ્યું કે, 'હે પૌત્રી! આ તારા પતિને ગ્રહણ કર.' એટલે નીલયશા વસુદેવને લઇને તત્કાળ આકાશમાર્ગે ચાલી ગઈ. પ્રાતઃકાળે હિરણ્યવતીએ આવીને વસુદેવને કહ્યુ કે 'મેઘપ્રભ નામના વનથી વ્યાપ્ત એવો આ હ્રીમાન્ નામે પર્વત છે. ચારણ મુનિઓએ અધિષ્ઠિત એવા આ ગિરિમાં **જ્વલન** વિદ્યાધરનો પુત્ર **અંગારક** વિદ્યાભ્રષ્ટ થયો છતો રહે છે. તે ફરીવાર ખેચરેંદ્ર થવા માટે વિદ્યાઓને સાધે છે. તેને ઘણે લાંબે કાળે વિદ્યા સિદ્ધ થશે, પણ જો તમારૂં દર્શન થશે તો તત્કાળ તેની વિદ્યા સધાશે માટે તેનો ઉપકાર કરવાને તમે યોગ્ય છો.' વસુદેવે કહ્યું કે 'તે અંગારકને દૃષ્ટિએ જોવાની પણ જરૂર નથી.' પછી હિરણ્યવતી તેને વૈતાઢ્ય ગિરિ પર શિવમંદિર નગરે લઈ ગઈ. ત્યાંથી સિંહદંષ્ટ્ર રાજાએ પોતાને ઘેર લઈ જઇને પ્રાર્થના કરી એટલે વસુદેવ કુમાર તેની નીલયશા કન્યાને પરણ્યો.

તે વખતે બહાર કોલાહલ થયો—તે સાંભળી વસુદેવે તેનું કારણ પૂછ્યું, એટલે દ્વારપાળે કહ્યું કે 'અહીં **શકટમુખ** નામે એક નગર છે. તેમાં **નીલવાન્** રાજા છે અને તેને **નીલવતી** પ્રિયા છે. તેઓને **નીલાંજના** નામે એક પુત્રી અને **નીલ** નામે એક પુત્ર છે. તે નીલે પોતાની બેન નીલાંજના સાથે પ્રથમ એવો સંકેત કરેલો છે કે 'આપણે બંનેને જે સંતતિ થાય તેમાં દીકરીની સાથે પુત્રનું પાણિગ્રહણ કરાવવું. તે નીલાંજનાને આ તમારી પ્રિયા નીલયશા નામે પુત્રી થયેલ છે અને નીલકુમારને નીલકંઠ નામે એક પુત્ર થયેલ છે. પછી નીલે પૂર્વના સંકેત પ્રમાણે પોતાના પુત્ર નીલકંઠને માટે પોતાની બ્હેનની દીકરી નીલયશાની માગણી કરી, પણ તેના પિતાએ તે વિષે એક બૃહસ્પતિ નામના મુનિને પૂછ્યું, એટલે તેમણે કહ્યુ કે 'અર્ધ ભારત વર્ષના પતિ વિશ્નુના પિતા, યાદવોમાં ઉત્તમ અને સૌભાગ્યવડે કામદેવ જેવા વસુદેવ કુમાર આ નીલયશાના પતિ થશે.' પછી રાજા તમને વિદ્યાશક્તિવડે અહીં લાવ્યા અને તમે આ નીલયશાને પરણ્યા. તે સાંભળી પેલો નીલ યુદ્ધ કરવાને અહીં આવ્યો, પણ તેને રાજા સિંહદંષ્ટ્રે જીતી લીધો, તેનો આ કોલાહલ થાય છે.

આ વૃત્તાંત સાંભળી વસુદેવ ઘણા ખુશી થયા અને નીલયશાની સાથે ક્રીડા કરવા લાગ્યા. અન્યદા શરદ્ ઋતુમાં વિદ્યા અને ઔષધિઓને માટે ખેચરો હ્રીમાન્ પર્વત ઉપર જતા જોવામાં આવ્યા. તેમને જોઈ વસુદેવે નીલયશાને કહ્યું કે 'વિદ્યાદાનમાં હું તારો શિષ્ય થાઉં.' તે વાત સ્વીકારી નીલયશા તેમને લઇને હ્રીમાન્ ગિરિ ઉપર આવી. ત્યાં વસુદેવને ક્રીડા કરવાની ઇચ્છાવાળો જાણીને નીલયશા એક કદલીગૃહ વિકુર્વી તેમાં તેની સાથે રમવા લાગી. તેવામાં એક કલાપૂર્ણ મયૂર તેના જોવામાં આવ્યો. 'અહા! આ મયૂર પૂર્ણ કળાવાળો છે.' એમ વિસ્મય યુક્ત બોલતી એ મદિરાક્ષી પોતેજ તેને લેવાને દોડી, જ્યાં મયૂરની પાસે ગઈ, ત્યાં તો એ ધૂર્ત્ત મયૂર તેને પોતાની પીઠ ઉપર બેસાડી ગરૂડની જેમ ત્યાંથી ઉડ્યો, વસુદેવ તેની પછવાડે દોડ્યા. અનુક્રમે કોઈ નેહડામાં આવી ચડ્યા, ત્યાં

ગોપિકાઓએ તેમને માન આપ્યુ. ત્યાં રાત્રિ રહી પ્રાતઃકાળે દક્ષિણ દિશા તરફ ચાલ્યા. ત્યાંથી કોઈ ગિરિતટના ગામમાં ગયા, ત્યાં મોટો વેદધ્વનિ સાંભળી તેમણે કોઈ બ્રાહ્મણને તેનો પાઠ કરવાનું કારણ પૂછ્યું. તે બ્રાહ્મણ બોલ્યો—"રાવણના સમયમાં એક **દિવાકર** નામના ખેચરે નારદ મુનિને પોતાની રૂપવતી કન્યા આપી હતી, તેના વંશમાં હમણાં **સુરદેવ** નામે બ્રાહ્મણ થયો છે. તે આ ગામમાં મુખ્ય બ્રાહ્મણ છે. તેને **ક્ષત્રિયા** નામની પત્નીથી વેદને જાણનારી **સોમશ્રી** નામે એક પુત્રી થઈ છે. તેના વરને માટે તેના પિતાએ **કરાલ** નામના કોઈ જ્ઞાનીને પૂછ્યું. તેમણે કહ્યુ કે 'જે વેદમાં એને જીતી લેશે, તે તેને પરણશે.' તેથી તેને જીતવાને માટે આ લોકો હમેશાં વેદાભ્યાસ કરવા તત્પર થયા છે, તેઓને વેદ ભણાવનાર અહીં **બ્રહ્મદત્ત** નામે ઉપાધ્યાય છે" પછી વસુદેવ બ્રાહ્મણનું રૂપ લઇ તે વેદાચાર્યની પાસે આવ્યા અને કહ્યુ કે, 'હું ગૌતમગોત્રી **સ્કંદિલ** નામે બ્રાહ્મણ છુ અને મારે તમારી પાસે વેદાભ્યાસ કરવો છે.' બ્રહ્મદત્તે આજ્ઞા આપી, એટલે વસુદેવ તેમની પાસે વેદ ભણ્યા. પછી વેદમાં સોમશ્રીને જીતીને તેની સાથે પરણ્યા અને તેની સાથે વિલાસ કરતા સતા ત્યાંજ રહ્યા.

અન્યદા વસુદેવ ઉદ્યાનમાં ગયા. ત્યાં **ઈંદ્રશર્મા** નામના એક ઈંદ્રજાલિકને તેમણે દીઠો. તેની આશ્ચર્યકારી વિદ્યા જોઇને વસુદેવે તે શિખવાની માગણી કરી. એટલે તે બોલ્યો કે, 'આ **માનસમોહિની** વિદ્યા ગ્રહણ કરો, આ વિદ્યા સાધવા માટે સાયંકાળે આરંભ કરવાથી પ્રાતઃકાળે સૂર્યના ઉદય વખતે તે સિદ્ધ થાય છે, પરંતુ તેમાં ઉપસર્ગો ઘણા થાય છે, માટે તે સાધતાં કોઈ સહાયકારી મિત્રનો ખપ પડશે.' તેણે કહ્યુ, 'મારે વિદેશમાં કોઈ મિત્ર નથી.' એટલે ઈંદ્રજાલિક બોલ્યો—'હે ભાઈ! હું અને આ તમારી ભોજાઈ વનમાલિકા બન્ને તમારી સહાય કરશુ.' એ પ્રમાણે કહેતાં વસુદેવે વિધિથી તે વિદ્યાને ગ્રહણ કરી અને તેનો જાપ કરવા માંડ્યો. તે વખતે માયાવી ઈંદ્રશર્માએ શિબિકાવડે તેનું હરણ કર્યું. વસુદેવ તેને ઉપસર્ગ થયેલા જાણી ડગ્યા નહીં અને વિદ્યાનો જાપ કરવા લાગ્યા; પરંતુ પ્રાતઃકાળ થતાં તેને માયા જાણી શિબિકામાંથી ઉતરી પડ્યા. પછી ઈંદ્રશર્મા વિગેરે દોડવા લાગ્યા, તેમને ઉલ્લંઘન કરીને વસુદેવ કુમાર આગળ ચાલ્યા. સાયંકાળ થતાં તૃણશોષક નામના સ્થાનમાં આવ્યા. ત્યાં કોઈ મકાનમાં વસુદેવ સુઈ ગયા. રાત્રિએ કોઈ રાક્ષસે આવી તેમને ઉઠાડ્યા, એટલે મુષ્ટિવડે વસુદેવ તેને મારવા લાગ્યા. પછી ચિરકાળ બાહુયુદ્ધ કરી ખરીદ કરેલા મેંઢાની જેમ વસ્ત્રવડે તે રાક્ષસને બાંધી લીધો અને રજક જેમ રેશમી વસ્ત્રને ધુએ તેમ તેને પૃથ્વી પર અફળાવી અફળાવીને મારી નાખ્યો.[1] પ્રાતઃકાળે તે લોકોના જોવામાં આવ્યો, તેથી લોકો ઘણા ખુશી થયા અને ઉત્તમ વરની જેમ વસુદેવને રથમાં બેસાડી ગાજતે વાજતે તેઓ પોતાના નિવાસસ્થાનમાં લઈ ગયા. ત્યા સર્વ લોકો પાંચસો કન્યાઓ લાવીને વસુ-

૧ આ રાક્ષસ દેવ જાતિનો નહોતો, દેવ તો એમ મરણ પામે નહીં આ તો મનુષ્ય જેવાં મનુષ્યના માંસનું ભક્ષણ કરનાર મનુષ્યજાતિનો રાક્ષસ હતો, તેથી તે મરણ પામ્યો. આગળ તેના વર્ણનથી તે વાત સ્પષ્ટ થાય છે.

દેવને ભેટ કરવા લાગ્યા. તેમને નિષેધીને વસુદેવે પૂછ્યું. 'આ રાક્ષસ કોણ હતો? તે કહો.' એટલે તેઓમાંથી એક પુરૂષ બોલ્યો—"કલિંગ દેશમાં આવેલા કાંચનપુર નગરમાં **જિતશત્રુ** નામે એક પરાક્રમી રાજા થયો. તેનો પુત્ર **સોદાસ** નામે થયો તે પ્રકૃતિથીજ માંસલોલુપ હોવાથી મનુષ્યરૂપે તે રાક્ષસ થયો. રાજા જિતશત્રુએ પોતાના દેશમાં સર્વ પ્રાણીઓને અભયદાન આપેલુ હતું, તથાપિ તે સોદાસે દરરોજ એક મયૂરના માંસની માગણી કરી, તે જો કે રાજાને અભીષ્ટ નહોતી તથાપિ અંગીકાર કરવી પડી. એ કબુલત પ્રમાણે હમેશાં રસોઇઆઓ વંશગિરિમાંથી એકએક મયૂર લાવી પકાવીને તેને આપતા હતા. એક વખતે તેમણે પાકને માટે મયૂરને માર્યો, તેને કોઈ માર્જાર આવીને લઈ ગયો. એટલે રસોઇઆએ બીજું માંસ ન મળવાથી એક મૃત બાલકને રાંધીને તેનુ માંસ સોદાસને ખાવા આપ્યુ. જમતી વખતે સોદાસે રસોઇઆને પૂછ્યું કે 'આજે આનુ સ્વાદિષ્ટ માંસ કેમ છે?' રસોઇઆએ જે યથાર્થ હતું તે કહ્યુ. તે સાંભળી સોદાસે કહ્યુ કે, 'હવે દરરોજ મયૂરને બદલે નરમાંસ રાંધીને આપજો.' પછી સોદાસ પોતેજ હમેશાં શેહેરમાંથી બાળકોને હરવા લાગ્યો. તે વાતની રાજાને ખબર પડતાં તેણે કુમારને દેશમાંથી કાઢી મૂક્યો. પિતાના ભયથી નાસીને તે આ દુર્ગમાં આવીને રહ્યો હતો, અને હમેશાં પાંચ છ મનુષ્યને મારી નાખતો હતો, તેવા દુષ્ટ રાક્ષસને તમે મારી નાખ્યો તે બહુ સારૂ કર્યું" આ પ્રમાણે તેની વાર્ત્તા સાંભળ્યા પછી વસુદેવ હર્ષથી તે પાંચસો કન્યાઓને પરણ્યા.

ત્યાં રાત્રિવાસો રહીને પ્રાત કાળે વસુદેવ કુમાર **અચળ** ગામે આવ્યા ત્યાં સાર્થવાહની પુત્રી **મિત્રશ્રીને** પરણ્યા. પૂર્વે કોઈ જ્ઞાનીએ વસુદેવ તેણીનો વર થશે એમ કહ્યુ હતું. ત્યાંથી વસુદેવ **વેદસામ** નગરે ગયા. ત્યાં પેલી વનમાલાએ તેમને જોયા, એટલે તે બોલી કે, 'હે દિયર! અહીં આવો, અહી આવો' એમ કહીને પોતાને ઘેર લઈ ગઈ તેણીએ પોતાના પિતાને કહ્યુ કે, 'આ વસુદેવ કુમાર છે' એટલે તેના પિતાએ સત્કાર કરીને કહ્યુ કે, "આ નગરમાં કપિલ નામે રાજા છે, તેને **કપિલા** નામે પુત્રી છે. હે મહાત્મન્! પૂર્વે કોઈ જ્ઞાનીએ ગિરિતટ ગ્રામમાં તમે હતા ત્યારે તમે એ રાજપુત્રીના પતિ થશો, એમ કહેલુ છે. વળી એ જ્ઞાનીએ તમને ઓળખવા માટે એંધાણી આપી છે કે, તે **સ્ફુલિંગવદન** નામના તમારા (રાજાના) અશ્વને દમન કરશે એટલા ઉપરથી તમને લાવવા માટે ઈંદ્રજાલિક ઈંદ્રશર્મા નામના મારા જમાઇને રાજાએ મોકલ્યા હતા પણ તેણે આવીને કહ્યુ કે, 'વસુદેવ કુમાર વચમાંથી કાંઇક ચાલ્યા ગયા છે.' આજે સારે ભાગ્યે તમે અહી આવી ચઢચા છો, તો હવે આ અશ્વનું દમન કરો." પછી વસુદેવે રાજાના અશ્વનું દમન કર્યું અને રાજપુત્રી કપિલાને પરણ્યા. કપિલ રાજાએ અને તેના સાળા અંશુમાને વસુદેવને ત્યાં રાખ્યા. ત્યાં રહેતાં કેટલેક કાળે કપિલાને **કપિલ** નામે એક પુત્ર થયો.

એક વખત વસુદેવ હસ્તિશાળામાં ગયા. ત્યાં એક નવીન હાથીને જોઇને તે તેની ઉપર બેઠા. એટલામાં તો તે હાથી આકાશમાં ઉડ્યો. એટલે વસુદેવે તેની ઉપર મુષ્ટિનો ઘા કર્યો. તે હાથી કોઈ સરોવરના તીર ઉપર પડ્યો. એટલે તે મૂળ સ્વરૂપે નીલકંઠ નામે ખેચર

થઈ ગયો. જે પ્રથમ નીલયશાના વિવાહ વખતે યુદ્ધ કરવાને આવ્યો હતો. ત્યાંથી ભમતા ભમતા વસુદેવ **સાળગુહ** નામના નગરે આવ્યા. ત્યાં **ભાગ્યસેન** નામના તે નગરના રાજાને તેણે ધનુર્વેદ શિખવ્યો. અન્યદા ભાગ્યસેન રાજાની સાથે યુદ્ધ કરવાને માટે તેનો અગ્રબંધુ **મેઘસેન** ત્યાં આવ્યો. તેને મહા પરાક્રમી વસુદેવે જીતી લીધો. પછી ભાગ્યસેન રાજાએ પદ્મા (લક્ષ્મી) જેવી પોતાની **પદ્માવતી** નામની પુત્રી અને મેઘસેને **અશ્વસેના** નામની પોતાની પુત્રી વસુદેવને આપી. પછી પદ્માવતી અને અશ્વસેનાની સાથે કેટલોક વખત ત્યાંજ રહી ક્રીડા કરી વસુદેવ કુમાર ભદ્રિલપુર નગરે આવ્યા. ત્યાંનો પુંઢ્ર નામનો રાજા અપુત્ર મૃત્યુ પામેલ હતો, તેથી તેની પુંઢ્રા નામની કન્યા ઔષધિવડે પુરૂષનું રૂપ કરી રાજ્ય કરતી વસુદેવના જોવામાં આવી. વસુદેવને જોતાંજ અનુરાગવાળી થયેલી પુંઢ્રાને વસુદેવ કુમાર પરણ્યા. તેને પુંઢ્ર નામે પુત્ર થયો. તે ત્યાંનો રાજા થયો.

અન્યદા પેલા અંગારક ખેચરે રાત્રે હંસના મિષથી વસુદેવને ઉપાડીને ગંગામાં નાખી દીધા. પ્રાતઃકાળે વસુદેવે **ઇલાવર્દ્ધન** નામનું નગર જોયુ. ત્યાં એક સાર્થવાહની દુકાન ઉપર તેની આજ્ઞા લઇને વસુદેવ બેઠા. વસુદેવના પ્રભાવથી તે દિવસે તે સાર્થવાહને એક લક્ષ સોનૈયાનો લાભ થયો. તેણે વસુદેવનો પ્રભાવ જાણીને તેને આદરથી બોલાવ્યા. પછી સુવર્ણના રથમાં બેસાડીને સાર્થવાહ તેમને પોતાને ઘેર લઈ ગયો અને પોતાની **રત્નવતી** નામની કન્યાને તેની સાથે પરણાવી. એક વખતે ઇંદ્રમહોત્સવ થતાં પોતાના સસરાની સાથે દિવ્ય રથમાં બેસીને વસુદેવ મહાપુર નગરે ગયા. ત્યાં તે નગરની બહાર નવીન પ્રાસાદો જોઇને વસુદેવે પોતાના સસરાને પૂછ્યું કે 'શુ આ બીજુ નગર છે?' સાર્થવાહે કહ્યું "આ નગરમાં **સોમદત્ત** નામે રાજા છે. તેને મુખની શોભાથી સોમ (ચંદ્ર) ની કાંતિનું પણ ઉલ્લંઘન કરે તેવી **સોમશ્રી** નામે કન્યા છે. તેણીના સ્વયંવરને માટે તે રાજાએ આ પ્રાસાદો કરાવ્યા છે. અહીં ઘણા રાજાઓને બોલાવ્યા હતા, પણ તેમના અચાતુર્યથી તેઓને પાછા વિદાય કર્યા છે." પછી વસુદેવે ઇંદ્રમહોત્સવ સંબંધી ઇંદ્રસ્તંભ પાસે જઈ તેને નમસ્કાર કર્યો એ વખતે પ્રથમથી ત્યાં આવેલું રાજાનું અંતઃપુર પણ તે ઇંદ્રસ્તંભને નમીને રાજમહેલ તરફ ચાલ્યુ. તેવામાં રાજાનો એક હસ્તી આલાનસ્તંભનું ઉન્મૂલન કરીને છુટેલો ત્યાં આવ્યો. તેણે અકસ્માત્ રાજકુમારીને રથમાંથી પાડી નાખી. તે સમયે દીન, અશરણ અને શરણાર્થી એવી તેને જોઈ વસુદેવ કુમાર જાણે તેનો પ્રત્યક્ષ ઉપાય હોય તેમ તેની પાસે આવ્યા અને તે હાથીનો તિરસ્કાર કર્યો. એટલે ક્રોધવડે મહા દુર્ધર એવો તે હસ્તી રાજકુમારીને છોડી દઇને વસુદેવની સામે દોડ્યો. મહા બળવાન્ વસુદેવે તે હાથીને ઘણો ખેદિત કર્યો. પછી તેને મોહિત કરીને વસુદેવ રાજપુત્રીને નજીકના કોઈ એક ઘરમાં લઈ ગયા અને ઉત્તરીય વસ્ત્રના પવનાદિકવડે તેને આશ્વાસન આપ્યું. પછી તેની ધાત્રીઓ તેને રાજમહેલમાં લઈ ગઈ અને કુબેર સાર્થવાહ વસુદેવને તેના સસરા સહિત માનપૂર્વક પોતાને ઘેર લઈ ગયો. ત્યાં વસુદેવ સ્નાન ભોજન કરી સ્વસ્થ થયા. તેવામા કોઈ પ્રતીહારીએ આવી જયાશિષપૂર્વક આ પ્રમાણે કહ્યું —

"અહીંના સોમદત્ત રાજાને **સોમશ્રી** નામે કન્યા છે, તેને સ્વયંવરમાં પતિ મળશે એમ પૂર્વે જાણવામાં આવ્યુ હતું, પણ **સર્વાણયતિ**ના કેવળજ્ઞાનના મહોત્સવમાં દેવતાઓને આવતા જોઇ તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ. ત્યારથી એ મૃગાક્ષી બાળા મૌન ધરીને રહેવા લાગી. એક વખતે મેં એકાંતમાં તેનું કારણ પૂછ્યું, એટલે તે બોલી કે, "મહાશુક્ર દેવલોકમાં **ભોગ** નામે એક દેવ હતો. તેણે મારી સાથે અતિ વાત્સલ્યથી ચિરકાળ સુધી ભોગ ભોગવ્યા હતા. એક વખતે તે દેવ મારી સાથે નંદીશ્વરાદિ તીર્થની યાત્રા અને અર્હંતનો જન્મોત્સવ કરીને પોતાના સ્થાન તરફ પાછો ફર્યો. તે બ્રહ્મદેવલોક સુધી પહોંચ્યો, તેવામાં એકાએક આયુ પૂર્ણ થવાથી ચ્યવી ગયો. પછી શોકાર્ત થઈને તેને શોધતી શોધતી હું આ ભરતક્ષેત્રમાં કુરૂ દેશમા આવી. ત્યાં બે કેવળજ્ઞાનીને જોઇને મેં પૂછ્યું કે 'દેવલોકમાથી ચ્યવેલો મારો પતિ ક્યાં ઉત્પન્ન થયો છે? તે કહો,' તેઓ બોલ્યા–'હરિવંશમાં એક રાજાને ઘેર તારો પતિ અવતર્યો છે અને તું પણ સ્વર્ગમાંથી ચ્યવીને રાજપુત્રી થવાની છે. જ્યારે ઈંદ્રમહોત્સવમાં હાથી પાસેથી તને છોડાવશે, ત્યારે પાછો તે તારો પતિ થશે.' પછી તેમને ભક્તિપૂર્વક વંદના કરીને હું સ્વસ્થાને આવી અને અનુક્રમે ત્યાંથી ચ્યવીને આ સોમદત્ત રાજાને ઘેર કન્યારૂપે ઉત્પન્ન થઈ. પછી આ સર્વાણ મુનિના કેવળજ્ઞાનના ઉત્સવમાં દેવતાઓને જોઇને મને જાતિસ્મરણજ્ઞાન થયુ, તેથી આ બધુ મારા જાણવામાં આવ્યુ, એટલે મે મૌન ધારણ કર્યું." (પ્રતીહારી કહે છે)–તેણીનું આ સર્વ વૃત્તાંત મેં રાજાને જણાવ્યુ, એટલે રાજાએ સ્વયંવરમાં આવેલા સર્વ રાજાઓને વિદાય કર્યા. હે વીર! આજે તમે તે રાજકન્યાને હાથી પાસેથી છોડાવી છે, તેથી પૂર્વની સર્વ વાતની ખાત્રી થઇ છે, તેથી તમને તેડી લાવવા માટે મને મોકલી છે, માટે ત્યાં પધારો અને તે રાજકન્યાને પરણો." પછી વસુદેવ તેની સાથે રાજમંદિરમાં ગયા અને સોમશ્રીને પરણીને તેની સાથે યથેચ્છ ક્રીડા કરવા લાગ્યા.

એક વખત વસુદેવ સુઇને ઉઠચા, ત્યાં તે મૃગાક્ષી રાજબાળા તેમના જોવામાં આવી નહી, એટલે કરૂણ સ્વરે રૂદન કરતા તે ત્રણ દિવસ સુધી શૂન્ય ચિત્તે રાજમહેલમાં જ બેસી રહ્યા. પછી શોકનિવારણને માટે તે ઉપવનમાં ગયા. ત્યાં સોમશ્રીને જોઇને વસુદેવે કહ્યુ કે 'અરે માનિનિ! તું મારા કયા અપરાધથી આટલીવાર સુધી જતી રહી હતી?' સોમશ્રી બોલી–'હે નાથ! તમારે માટે મેં એક વિશેષ નિયમ લીધેલ હતો, તેથી હું ત્રણ દિવસ સુધી મૌન વ્રત ધરીને રહી હતી. હવે આ દેવતાની પૂજા કરીને તમે ફરીવાર મારૂ પાણિગ્રહણ કરો, જેથી મારો નિયમ પૂરો થાય કેમકે આ નિયમનો એવો વિધિ છે.' પછી વસુદેવે તે પ્રમાણે કર્યું. ત્યાર બાદ તે રાજકન્યાએ 'આ દેવની શેષા છે' એમ કહી વસુદેવને મદિરાપાન કરાવ્યુ, અને કાંદર્પિક દેવની જેમ તેમની સાથે અત્યંત રતિસુખ ભોગવ્યુ. વસુદેવ રાત્રે તેની સાથે સુતા, જ્યારે નિદ્રામાંથી જાગ્રત થયા અને જોયુ, તો તેણે સોમશ્રીને બદલે બીજી સ્ત્રીને દીઠી. તેથી વસુદેવે તેને પૂછ્યું કે–'હે સુભ્રુ! તુ કોણ છે?' તે બોલી–'દક્ષિણ શ્રેણીમાં આવેલા **સુવર્ણાભ** નામના નગરમાં **ચિત્રાંગ** નામે રાજા

છે, તેને **અંગારવતી** નામે રાણી છે, તેમને **માનસવેગ** નામે પુત્ર છે અને **વેગવતી** નામે હું પુત્રી છું. ચિત્રાંગ રાજાએ પુત્રને રાજ્ય આપીને દીક્ષા લીધી છે. હે સ્વામિન્! તે મારા ભાઈ માનસવેગે નિર્લજ્જ થઇને તમારી સ્ત્રી સોમશ્રીનું હરણ કર્યું છે. મારા ભાઇએ રતિને માટે મારી પાસે અનેક પ્રકારનાં ચાટુ વચનવડે ઘણું કહેવરાવ્યું, તોપણ તમારી મહાસતી સ્ત્રીએ તે વાત સ્વીકારી નહીં. પછી તેણીએ મને સખી કરીને માની અને તમને તેડવા માટે મને અહી મોકલી. હું અહીં આવી એટલે તમને જોઇને કામપીડિત થઇ, તેથી મે આ કાર્ય કર્યું છે. હવે મારા જેવી કુલીન કન્યાના તમે વિવાહપૂર્વક પતિ થયા છો.' પ્રાતઃકાળે વેગવતીને જોઇને સર્વ લોકો વિસ્મય પામ્યા. પતિની આજ્ઞાથી તેણીએ સોમશ્રીના હરણની વાર્તા લોકોને જણાવી.

એકદા રાત્રિએ વસુદેવ રતિશ્રાંત થઇને સુતા હતા; તેવામાં અતિ વેગવાળા માનસવેગે આવીને તેનું હરણ કર્યું. તે જાણવામાં આવતાં વસુદેવે તે ખેચરના શરીર પર મુષ્ટિના પ્રહાર કરવા માંડ્યા, તેથી પીડિત થયેલા માનસવેગે વસુદેવને ગંગાના જલમાં નાખી દીધા. ત્યાં ચંડવેગ નામનો એક ખેચર વિદ્યા સાધતો હતો, તેના સ્કંધ ઉપર વસુદેવ પડ્યા, પણ તે તો તેની વિદ્યા સાધ્ય થવાના કારણભૂત થઇ પડ્યા. તેણે વસુદેવને કહ્યું કે 'મહાત્મન્! તમારા પ્રભાવથી મારે વિદ્યા સિદ્ધ થઇ છે, માટે કહો, તમને શું આપું?' તેના કહેવાથી વસુદેવે આકાશગામિની વિદ્યા માગી, ખેચરે તત્કાળ તે વિદ્યા આપી. પછી વસુદેવ કનખલ ગામના દ્વારમાં રહી સમાહિત મને તે વિદ્યા સાધવા લાગ્યા.

ચંડવેગ ત્યાંથી ગયો તેવામાં **વિદ્યુદ્વેગ** રાજાની પુત્રી **મદનવેગા** ત્યાં આવી, તેણે વસુદેવ કુમારને જોયા. તેને જોતાંજ તે કામપીડિત થઈ, તેથી તેણે તત્કાળ વસુદેવને વૈતાઢ્ય પર્વત ઉપર લઇ જઇ કામદેવની જેમ પુષ્પશયન ઉદ્યાનમાં મૂક્યા. પછી તેણે અમૃતધાર નગરમાં પ્રવેશ કર્યો. પ્રાતઃકાળે તેના ત્રણ ભાઇઓએ આવી વસુદેવને નમસ્કાર કર્યો. તેમાં પહેલો **દધિમુખ,** બીજો **દંડવેગ** અને ત્રીજો **ચંડવેગ** હતો કે જેણે વસુદેવને આકાશગામિની વિદ્યા આપી હતી. પછી તેઓ વસુદેવને પોતાના નગરમાં લઇ ગયા અને ત્યાં મદનવેગાની સાથે તેનો વિધિથી વિવાહ કર્યો. વસુદેવ મદનવેગાની સાથે ત્યાં રહીને સુખે રમવા લાગ્યા.

એક દિવસે મદનવેગાએ વસુદેવને સતુષ્ટ કરી વરદાન માગ્યું, પરાક્રમી વસુદેવે તે આપવાને કબુલ કર્યું. અન્યદા દધિમુખે નમસ્કાર કરીને વસુદેવને કહ્યુ કે "દિવસ્તિલક નામના નગરમાં **ત્રિશિખર** નામે રાજા છે, તેને **સૂર્પક** કરીને એક કુમાર છે. તે રાજાએ તે સૂર્પક કુમારને માટે મારા પિતાની પાસે મદનવેગાની માગણી કરી હતી, પણ મારા પિતા વિદ્યુદ્વેગે તેને તે કન્યા આપી નહીં, કારણકે મારા પિતાએ કોઇ ચારણ મુનિને તે કન્યાના વરને માટે પૂછ્યું હતું એટલે તેમણે કહ્યુ હતુ કે, 'હરિવંશમાં ઉત્પન્ન થયેલ વસુદેવ કુમાર તમારી પુત્રીના પતિ થશે. વળી તે રાત્રે ગંગા નદીમાં રહીને વિદ્યા સાધતા તારા પુત્ર ચંડવેગના સ્કંધ ઉપર પડશે અને તેથી તત્કાળ તેની વિદ્યાઓ સિદ્ધ થઇ જશે.'

આ પ્રમાણે સાંભળી મારા પિતાએ સૂર્પકને કન્યા આપવાની ના કહી, જેથી તે બલવાન્ રાજા ત્રિશિખર મારા પિતાને બાંધીને લઇ ગયેલા છે, માટે આપે મદનવેગાને જે વરદાન આપેલ છે, તે પ્રમાણે તમારા સસરાને છોડાવો અને હું કે જે તમારો સાળો થાઉં, તેનું માન રાખો. અમારા વંશમાં અંકુરરૂપ **નમિ** રાજા હતા, તેને **પુલસ્ત્ય** કરીને પુત્ર થયો હતો. તેના વંશમાં **મેઘનાદ** નામે રાજા થયો કે જે અરિજય નગરનો સ્વામી થયો હતો. તેના સુભૂમ ચક્રવર્તી જમાતા થતા હતા, તેણે પોતાના સસરાને વૈતાઢ્ય ઉપરની બંને શ્રેણિની લક્ષ્મી અને બ્રહ્માસ્ત્ર, આગ્નેયાસ્ત્ર વિગેરે દિવ્ય અસ્ત્રો આપ્યાં હતાં. તેના વંશમાં રાવણ અને બિભીષણ થયા હતા, તે બિભીષણના વંશમાં મારા પિતા વિદ્યુદ્વેગ ઉત્પન્ન થયા છે. અનુક્રમે તે અસ્ત્રો અમારા વારસામાં આવેલા છે, તો આ અસ્ત્રો તમે ગ્રહણ કરો, કેમકે તેવાં દિવ્ય અસ્ત્રો મહા ભાગ્યવાન્ પુરૂષની પાસે સફળ છે અને અમારા જેવા નિર્ભાગીની પાસે નિષ્ફળ છે." આ પ્રમાણે કહી તેણે વસુદેવને એ અસ્ત્રો આપ્યાં, વસુદેવે તે ગ્રહણ કર્યાં અને વિધિથી સાધી લીધાં. 'પુણ્યથી શુ અસાધ્ય છે ?'

ત્રિશિખર રાજાએ સાંભળ્યુ કે મદનવેગા એક ભૂચરને આપી છે, તેથી તે ક્રોધ કરી સ્વયમેવ યુદ્ધ કરવાને આવ્યો. પછી ખેચરોએ એક સુવર્ણનો માયાવી રથ વિકુર્વી વસુદેવને આપ્યો. વસુદેવે તેમાં બેસી દધિમુખ વિગેરે સૈનિકોથી વીંટાઇને યુદ્ધ કરવા માંડ્યું. પરિણામે વસુદેવે ઈંદ્રાસ્ત્રથી ત્રિશિખર રાજાનું મસ્તક છેદી નાખ્યુ, અને દિવસ્તિલક નગરમાં પ્રવેશ કરીને પોતાના સસરાને બંધનથી છોડાવ્યા. પછી સસરાને નગરે આવી મદનવેગા સાથે વિલાસ કરતાં તેમને **અનાધૃષ્ટિ** નામે પુત્ર થયો.

અન્યદા ખેચરોની સ્ત્રીઓથી રાગવડે વારંવાર જોવાતા વસુદેવ અનેક ખેચરો સહિત સિદ્ધાયતનની યાત્રા કરવાને ગયા. યાત્રા કરીને પાછા શ્વશુરનગરમાં આવ્યા એક વખતે વસુદેવે મદનવેગાને વેગવતીના નામથી બોલાવી, તેથી ક્રોધ કરીને મદનવેગા બીજી શય્યા ઉપર ગઈ તે વખતે ત્રિશિખર રાજાની પત્ની **સૂર્પનખીએ** મદનવેગાનું રૂપ લઈ તે સ્થાન બાળી દઇને વસુદેવનું હરણ કર્યું પછી તેણીએ મારવાની ઇચ્છાથી રાજગૃહ નગરની પાસે વસુદેવને આકાશમાંથી પડતા મૂક્યા. દૈવયોગે વસુદેવ તૃણના રાશિ ઉપર પડ્યા. ત્યાં જરાસંધની કીર્ત્તિ સાંભળી વસુદેવ રાજગૃહ નગરમાં ગયા. ત્યાં પાસાવડે કોટિ સુવર્ણ જીતી તેણે યાચકોને આપી દીધુ તેવામાં રાજપુરૂષો આવી વસુદેવને બાંધીને જરાસંધના દરબારમાં લઈ ચાલ્યા. વસુદેવે રાજસુભટોને પૂછ્યું કે 'અપરાધ વિના મને શા માટે બાંધ્યો છે ?' ત્યારે તે બોલ્યા કે "કોઇ જ્ઞાનીએ જરાસંધને કહ્યુ છે કે 'કાલે પ્રાતઃકાળે અહી આવી કોટિ દ્રવ્ય જીતીને જે યાચકોને આપી દેશે, તેનો પુત્ર તારો વધ કરનારો થશે.' તે પ્રમાણે કરનાર તમે છો, માટે જો કે તમે નિરપરાધી છો, તોપણ રાજાની આજ્ઞાથી તમને મારી નાખવામાં આવશે." આ પ્રમાણે કહી તેઓએ વસુદેવને એક ચામડાની ધમણમાં નાખ્યા. પછી અપવાદના ભયથી છાની રીતે મારવાને ઇચ્છતા એવા તે રાજસુભટોએ તે ધમણ સાથે તેમને કોઇ પર્વત ઉપરથી ગબડાવી મૂક્યા. તેવામાં વેગ-

વતીની ધાત્રી માતાએ અધરથી તેને લઇ લીધા. જ્યારે તેણી લઇને ચાલી, ત્યારે વસુદેવને લાગ્યું કે મને ચારૂદત્તની જેમ કોઇ ભારંડપક્ષી આકાશમાં લઇ જાય છે. પછી તેણીએ પર્વત ઉપર મૂક્યા એટલે વસુદેવે બહાર દૃષ્ટિ કરી, તો ત્યાં વેગવતીનાં બે પગલાં તેમણે દીઠાં તેને ઓળખીને તેઓ ધમણની બહાર નીકળ્યા. ત્યાં 'હે નાથ! હે નાથ!' એમ પોકારીને રૂદન કરતી વેગવતી તેમના જોવામાં આવી. વસુદેવે તેની પાસે જઇ તેને આલિંગન કર્યું અને પૂછ્યું કે 'તેં મને શી રીતે પ્રાપ્ત કર્યો?' વેગવતી અશ્રુ લુંછીને બોલી— "સ્વામિન્! હું જે વખતે શય્યામાંથી ઉઠી તે વખતે મારા અભાગ્યે તમને શય્યામાં જોયા નહીં, તેથી હું અંતઃપુરની સ્ત્રીઓની સાથે કરૂણ સ્વરે રૂદન કરવા લાગી. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ આવીને તમારા હરણની અને આકાશમાંથી પડવાની ખબર આપી. પછી મેં અજાણપણાને લીધે વિચાર્યું કે, 'મારા પતિ પાસે કોઇ મુનિની બતાવેલી પ્રભાવિક વિદ્યા હશે તેથી તે પાછા થોડા કાળમાં અહીં આવશે.' આમ વિચારી તમારા વિયોગથી પીડિત એવી હું કેટલોક કાળ નિર્ગમન કરીને પછી રાજાની આજ્ઞાથી તમને શોધવાને માટે પૃથ્વીપર ભમવા નીકળી. હું ફરતી ફરતી સિદ્ધાયતનમાં આવી, ત્યાં મદનવેગાની સાથે તમને જોયા. પછી તમે સિદ્ધચૈત્યમાંથી અમૃતધાર નગરમાં આવ્યા, ત્યાં હું પણ તમારી પછવાડે આવી. ત્યાં હું અંતર્ધાન થઇને રહી હતી, તેવામાં તમારા મુખે મેં મારૂ નામ સાંભળ્યુ, તેથી તત્કાળ તમારા સ્નેહથી મારો ચિરકાળના વિરહનો ક્લેશ છોડી દીધો. મારૂ નામ સાંભળી મદનવેગા ક્રોધ પામી અને અંતર્ગૃહમાં ગઇ. એટલામાં સૂર્પનખીએ ઔષધિના બળથી તે ઘરમાં અગ્નિ ઉત્પન્ન કરી અને મદનવેગાનું રૂપ લઇને તમારૂ હરણ કર્યું. તેણીએ જ્યારે આકાશમાંથી તમને પડતા મૂક્યા, તે વખતે તમને ધરી રાખવા માટે હું ઉતાવળે દોડી અને માનસવેગનું કલ્પિત રૂપ લઇને હું નીચે રહી. પણ મને તેણે જોઈ એટલે વિદ્યા તથા ઔષધિના બળથી મને તરછોડીને કાઢી મૂકી. તેના ભયથી નાસીને હું કોઇક ચૈત્યમાં જતી હતી, તેવામાં પ્રમાદવડે કોઇ મુનિનુ ઉલ્લંઘન થઈ જવાથી મારી વિદ્યા ભ્રષ્ટ થઈ ગઈ. તેવામાં મારી ધાત્રી મને આવીને મળી. તે વખતે 'મારો ભર્ત્તા ક્યાં હશે?' એવું હું ચિંતવન કરતી હતી, તેથી મેં ધાત્રીને સર્વ વૃત્તાંત કહીને તમારી શોધ માટે મોકલી. તેણીએ ભમતાં ભમતાં તમને પર્વત ઉપરથી પડતા જોયા એટલે તત્કાળ અધરથી લઈ લીધા. પછી તમને તે ધમણમાંજ રાખીને તે આ હ્રીમાન્ પર્વતના પંચનદ તીર્થમાં લઈ આવી, અને અહીં તમે છુટા થયા."

આ પ્રમાણે વૃત્તાંત સાંભળી વસુદેવ ત્યાં એક તાપસના આશ્રમમાં તેણીની સાથે રહ્યા. એક વખતે નદીમાં પાશથી બંધાયેલી એક કન્યા તેના જોવામાં આવી. વેગવતીએ પણ તે વિષે કહ્યું, એટલે તે દયાળુ વસુદેવે નાગપાશના બંધનવાળી તે કન્યાને બંધનમુક્ત કરી. પછી તે મૂર્છિત કન્યાને જળસિંચન કરીને સાવધ કરી એટલે બેઠી થઈ. વસુદેવને ત્રણ પ્રદક્ષિણા કરીને આ પ્રમાણે બોલી—"હે મહાત્મા! તમારા પ્રભાવથી આજે મારી વિદ્યા સિદ્ધ થઈ છે. તે સંબંધી હું વાર્ત્તા કહું તે સાંભળો—વૈતાઢ્યગિરિ ઉપર

**ગગનવલ્લભ** નામે એક નગર છે. તે નગરમાં નમિ રાજાના વંશમાં પૂર્વે **વિદ્યુદ્દંષ્ટ્ર** નામે રાજા થયો. તેણે પ્રત્યગ્ વિદેહમાં એક મુનિને કાયોત્સર્ગે રહેલા જોયા. એટલે તે બોલ્યો કે 'અરે! આ કોઈ ઉત્પાત છે, માટે તેને વરૂણાચળમાં લઈ જઈ મારી નાખો.' આવા તેના કથનથી સાથે રહેલા ખેચરોએ તેમને મારવા માંડ્યા, પરંતુ શુક્લધ્યાન ધરતા એવા તે મુનિને તે વખતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ, એટલે ધરણેંદ્ર કેવળીનો મહિમા કરવાને ત્યાં આવ્યા. તે સ્થાને મુનિના વિરોધીઓને જોઇને તત્કાળ ધરણેંદ્રે ક્રોધ પામી તેમને વિદ્યા-ભ્રષ્ટ કરી દીધા, તેથી દીન થઇને તેઓ કહેવા લાગ્યા કે–'હે દેવેંદ્ર! આ મુનિ છે કે કોણ છે? એ અમારા જાણવામાં આવ્યુ નહીં. કેવળ વિદ્યુદ્દંષ્ટ્રે 'આ ઉત્પાત છે' એમ કહી અમને પ્રેરણા કરીને આવું કામ કરાવ્યુ છે.' ધરણેંદ્રે કહ્યુ, 'અરે પાપીઓ! હું તો મુનિના કેવળજ્ઞાનના ઉત્સવને માટે આવ્યો છું. તો હવે તમારી જેવા અજ્ઞાનીઓ અને પાપીઓને મારે શુ કરવું? જાઓ, હવે ફરીવાર પ્રયાસ કરવાથી તમને વિદ્યા સિદ્ધ થશે, પરંતુ યાદ રાખજો કે અરિહંત, સાધુ અને તેમના આશ્રિતોનો દ્વેષ કરવાથી તત્કાળ તે વિદ્યાઓ નિષ્ફલ થઈ જશે અને રોહિણી વિગેરે મહા વિદ્યાઓ તે દુર્મતિ વિદ્યુદ્દંષ્ટ્રને તો સિદ્ધ થશે જ નહીં. એટલુ જ નહીં પણ તેની સંતતિના કોઈ પુરૂષને કે સ્ત્રીને પણ સિદ્ધ થશે નહીં, કદિ તેમને કોઈ સાધુ મુનિરાજનાં કે મહા પુરૂષનાં દર્શન થશે તો તેથી સિદ્ધ થશે.' આ પ્રમાણે કહી ધરણેંદ્ર કેવળીનો મહોત્સવ કરીને પોતાને સ્થાનકે ગયા. પૂર્વે તેના વંશમાં **કેતુમતી** નામે એક કન્યા થઇ હતી, તેણી તે વિદ્યા સાધતી હતી. તેને પુંડરીક વાસુદેવ પરણ્યા હતા. તેમના પ્રભાવથી તે કેતુમતીને વિદ્યાઓ પણ સિદ્ધ થઈ હતી. હે ચંદ્રમુખ! તેના વંશની **બાલચંદ્રા** નામે હું કન્યા છુ. મને તમારા પ્રભાવથી વિદ્યાઓ સિદ્ધ થઇ છે, માટે તમારે વશ એવી જે હું તેનું તમે પાણિગ્રહણ કરો, અને કહો કે મારી વિદ્યા સિદ્ધ કરાવી તેના બદલામાં તમને શું આપું?" તેણીના આગ્રહથી વસુદેવે કહ્યું કે 'આ વેગવતીને વિદ્યા આપો.' પછી તે વેગવતીને લઇને ગગનવલ્લભ નગરમાં ગઇ, અને વસુદેવ તાપસના આશ્રમમાં આવ્યા.

તે તાપસના આશ્રમમાં તત્કાળ વ્રત લઇને બે રાજા પોતાના પરાક્રમને નિંદતા આવ્યા, તેમને જોઇને વસુદેવે તેમના ઉદ્વેગનું કારણ પૂછ્યું, એટલે તેઓ બોલ્યા–"શ્રાવ-સ્તી નામની નગરીમાં અતિ નિર્મળ ચરિત્રવડે પવિત્ર એવો **એણીપુત્ર** નામે પરાક્રમી રાજા છે. તેને **પ્રિયંગુસુંદરી** નામે એક પુત્રી છે, તેના સ્વયંવરને માટે રાજાએ ઘણા રાજાઓને બોલાવ્યા પણ તે પુત્રી કોઇ રાજાને વરી નહીં, તેથી આવેલા રાજાઓએ ક્રોધથી એકઠા થઇને તેની સાથે સંગ્રામ આરંભ્યો, પણ તેણે એકલાએ સર્વે રાજાઓને જીતી લીધા. એટલે તે સર્વે રાજાઓ નાશી ગયા. તેમાં કેટલાક કોઇ ગિરિમાં પેશી ગયા, કેટલાક અરણ્યમાં જઇને સંતાયા અને કેટલાક જલાશયમાં ભરાઇ રહ્યા. તેઓમાંથી અમે બે તાપસ થઇને ચાલી નીકળ્યા. અમો વૃથા ભુજધારી નપુંસકોને ધિક્કાર છે!" તેમનો આ પ્રમાણે વૃત્તાંત સાંભળી વસુદેવે તેમને જૈનધર્મનો બોધ કર્યો, એટલે તેઓએ જૈન-

દીક્ષા લીધી. પછી વસુદેવ શ્રાવસ્તી નગરીએ ગયા. ત્યાં ઉદ્યાનમાં ત્રણ દ્વારવાળું એક દેવગૃહ તેમના જોવામાં આવ્યુ. તેના મુખદ્વારને બત્રીશ અર્ગલા (ભૂગળ) હતી, તેથી તે રસ્તે પ્રવેશ કરવો મુશ્કેલ હતો. એટલે પડખેના દ્વારથી તેમણે અંદર પ્રવેશ કર્યો. ત્યાં તેમણે એક મુનિની, એક ગૃહસ્થની અને એક ત્રણ પગવાળા પાડાની પ્રતિમા જોઇ. પછી 'આ શું'? એમ તેણે એક બ્રાહ્મણને પૂછ્યું, એટલે તે બોલ્યો-"અહીં **જિતશત્રુ** નામે રાજા હતો. તેને મૃગધ્વજ કરીને પુત્ર થયો હતો. તે નગરમાં **કામદેવ** કરીને એક શ્રેષ્ઠી રહેતો હતો. એક વખતે તે શેઠ નગર બહાર પોતાના ગોષ્ઠ (પશુશાળા)માં ગયો. ત્યાં તેના **દંડક** નામના ગોપાળે શેઠને કહ્યું કે "શેઠજી ! આ તમારી મહિષીના પાંચ પાડા પૂર્વે મેં મારી નાખ્યા છે; આ છઠ્ઠો પાડો ઘણો ભદ્રિક આકૃતિવાળો આવ્યો છે, અને જ્યારથી તે જન્મ્યો છે ત્યારથી ભયથી કંપતો અને નેત્રને ચપળ કરતો તે મારા ચરણમાં નમ્યા કરે છે, તેથી દયાવડે મેં તેને માર્યો નથી, તમે પણ આ પાડાને અભય આપો. આ પાડો કોઈ જાતિસ્મરણવાળો છે." આ પ્રમાણે ગોવાળે કહ્યું, એટલે તે શેઠ દયા લાવીને પાડાને શ્રાવસ્તી નગરીમાં લઈ ગયા. શેઠે રાજાની પાસે તેના અભયને માટે માગણી કરી, એટલે રાજાએ પણ તેને અભય આપીને કહ્યુ કે, 'આ પાડો આખી શ્રાવસ્તી નગરીમાં સ્વેચ્છાએ ભમ્યા કરો.' એક વખતે રાજકુમાર મૃગધ્વજે તે પાડાના એક પગને છેદી નાખ્યો. તે જાણી રાજાએ તે કુમારને નગરની બહાર કાઢી મૂક્યો; કુમારે વૈરાગ્ય પામી દીક્ષા લીધી. તે પાડો પગ છેદાયા પછી અઢારમે દિવસે મૃત્યુ પામી ગયો અને કુમાર મૃગધ્વજને બાવીશમે દિવસે કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. દેવ, અસુર, રાજા અને અમાત્યો તેને વંદના કરવા આવ્યા. દેશનાને અંતે જિતશત્રુ રાજાએ પૂછ્યું કે 'તમારે તે પાડાની સાથે શું વૈર હતું?' મૃગધ્વજ કેવળી બોલ્યા.-

"પૂર્વે **અશ્વગ્રીવ** નામે એક અર્ધ ચક્રવર્ત્તી થયો હતો, તેને **હરિશ્મશ્રુ** નામે એક મંત્રી હતો. તે કૌલ (નાસ્તિક) હતો, તેથી ધર્મની નિંદા કરતો હતો અને રાજા આસ્તિક હોવાથી સદા ધર્મનું પ્રતિપાદન કરતો હતો. આ પ્રમાણે હોવાથી તે રાજા અને મંત્રી વચ્ચે દિવસાનુદિવસ વિરોધ વધવા લાગ્યો. તે બન્નેને ત્રિપૃષ્ટ અને અચલે માર્યા, જેથી મૃત્યુ પામીને સાતમી નરકે ગયા. નરકમાંથી નીકળીને તે બન્ને ઘણા ભવમાં ભમ્યા. તેમાંથી અશ્વગ્રીવ તે આ હું તમારો પુત્ર થયો અને હરિશ્મશ્રુ મંત્રી તે પાડો થયો. પૂર્વના વૈરથી મેં તેનો પગ કાપી નાખ્યો. તે પાડો મરીને **લોહિતાક્ષ** નામે અસુરોનો અગ્રણી થયો છે, તે જુઓ, આ અહીં મને વંદના કરવા આવ્યો છે. સંસારનું નાટક આવું વિચિત્ર છે." પછી લોહિતાક્ષે મુનિને નમીને તે મૃગધ્વજ મુનિની, કામદેવ શેઠની અને ત્રણ પગવાળા મહિષની રત્નમય પ્રતિમા કરાવીને અહીંઆ સ્થાપન કરેલી છે. તે કામદેવ શ્રેષ્ઠીના વંશમાં હાલ **કામદત્ત** નામે શેઠ છે, તેને **બંધુમતી** નામે પુત્રી છે. શેઠે તે પુત્રીના વરને માટે કોઈ જ્ઞાનીને પૂછ્યું હતું, એટલે જ્ઞાનીએ કહ્યુ હતું કે જે આ દેવાલયના મુખદ્વારને ઉઘાડશે તે તારી પુત્રીનો વર થશે."

આ પ્રમાણે સર્વ વૃત્તાંત સાંભળી વસુદેવે તે દ્વાર ઉઘાડ્યું. એ વાત જાણીને તત્કાળ કામદત્તશેઠે ત્યાં આવી વસુદેવને પોતાની પુત્રી આપી તેમને જોવાને રાજાની પુત્રી પ્રિયંગુસુંદરી રાજાની સાથે ત્યાં આવી. તે વસુદેવને જોઇને ક્ષણવારમાં કામપીડિત થઈ ગઈ. પછી દ્વારપાળે આવીને પ્રિયંગુસુંદરીની દશા અને એણીપુત્ર રાજાનું ચરિત્ર અંજલિ જોડીને વસુદેવને જણાવ્યુ, અને કહ્યુ કે 'કાલે પ્રાત કાળે તમે પ્રિયંગુસુંદરીને ઘેર અવશ્ય આવજો.' એમ કહીને દ્વારપાળ ગયો.

તે દિવસે વસુદેવે એક નાટક જોયુ. તેમાં એવી હકીકત આવી કે "નમિનો પુત્ર **વાસવ** ખેચર થયો. તેના વંશમાં બીજા કેટલાક વાસવ થયા. તેનો પુત્ર **પુરૂહૂત** થયો. એકદા તે હાથી ઉપર બેસીને ફરવા ગયો હતો, ત્યાં તેણે **ગૌતમ**ની સ્ત્રી **અહલ્યાને** જોઈ. તેથી આશ્રમમાં જઇને તેની સાથે ક્રીડા કરી. તે વખતે ગૌતમે આવી વિદ્યારહિત થયેલા પુરૂહૂતના લિંગને છેદી નાખ્યુ." આ પ્રમાણેની હકીકત જોઈ વસુદેવ ભય પામી ગયા, તેથી રાજકુમારી પ્રિયંગુસુંદરીની પાસે ગયા નહી. રાત્રે વસુદેવ બંધુમતી સાથે સુઈ ગયા. તે રાત્રિમાં નિદ્રાનો ભંગ થતાં એક દેવી તેમનાં જોવામાં આવી, એટલે 'આ કોણ હશે' એમ તે ચિતવવા લાગ્યા. તેટલામાં 'અરે' વત્સ! શું ચિંતવે છે?' એમ બોલતી તે દેવી તેનો હાથ પકડીને તેને અશોક વનમાં લઈ ગઈ. ત્યાં જઇને કહ્યુ કે-"સાંભળો ! આ ભરતક્ષેત્રમાં **શ્રીચંદન** નામે નગરમાં **અમોઘરેતા** નામે રાજા હતો. તેને **ચારૂમતી** નામે પ્રિયા હતી. તેમને **ચારૂચંદ્ર** નામે એક પુત્ર થયો હતો. તે નગરમાં **અનંતસેના** નામે એક વેશ્યા હતી, તેને **કામપતાકા** કરીને એક સુલોચના પુત્રી હતી. એક વખતે રાજાએ યજ્ઞ કર્યો તેમાં ઘણા તાપસો આવ્યા તેઓમાં **કૌશિક** અને **તૃણબિંદુ** બે ઉપાધ્યાય હતા. તેઓ બંનેએ આવી રાજાને કેટલાંક ફળ અર્પણ કર્યાં રાજાએ પૂછ્યું. 'આવાં ફળ કયાંથી લાવ્યા ?' એટલે તેઓએ હરિવંશની ઉત્પત્તિ વખતે આવેલા કલ્પવૃક્ષની બધી કથા પ્રથમથી કહી સંભળાવી. તે વખતે રાજસભામાં કામપતાકા વેશ્યા નૃત્ય કરતી હતી, તેણીએ કુમાર ચારૂચંદ્ર અને કૌશિક મુનિનું મન હરી લીધું. યજ્ઞ પૂર્ણ થયા પછી કુમારે કામપતાકાને પોતાને સ્વાધીન કરી. પછી કૌશિક તાપસે રાજાની પાસે આવી તે વેશ્યાની માગણી કરી, એટલે રાજાએ કહ્યું કે, 'તે વેશ્યાને કુમારે ગ્રહણ કરી છે અને તે શ્રાવિકા છે માટે એક પતિ સ્વીકાર્યા પછી બીજા પતિને ભજતી નથી ' આ પ્રમાણે રાજાએ તેને ના કહી, તેથી કૌશિક તાપસે ક્રોધ કરી શાપ આપ્યો કે-'કુમાર જ્યારે તેની સાથે ક્રીડા કરશે ત્યારે તે અવશ્ય મૃત્યુ પામશે.' મહામતિ રાજા અમોઘરેતાએ આવા કારણથી વૈરાગ્ય પામી પોતાના પુત્ર ચારૂચંદ્રને રાજ્ય આપી પોતે તાપસ થઈ વનમાં નિવાસ કર્યો. તે વખતે અજ્ઞાતગર્ભા રાણી પણ તેની સાથે વનમાં ગઈ. કેટલેક કાળે ગર્ભ પ્રકટ થયો એટલે તેણીએ પતિની શંકા છેદવાને માટે પ્રથમથી ગર્ભ હોવાની વાત કહી બતાવી. પછી તેણીએ **ઋષિદત્તા** નામની કન્યાને જન્મ આપ્યો. તે કન્યા અનુક્રમે કોઈ ચારણ મુનિની પાસે શ્રાવિકા થઈ. તે યૌવનવયને પ્રાપ્ત થઈ, તેવામાં તેની માતા અને

ધાત્રી મૃત્યુ પામી ગઈ. એક વખતે **શિલાયુધ** રાજા મૃગયા કરવાને તે તરફ આવ્યો. તે ઋષિદત્તાને જોઇને કામવશ થઈ ગયો. પછી તેનું આતિથ્ય સ્વીકારી રાજા ત્યાં રહ્યો અને તે બાળાને એકાંતમાં લઈ જઇને વિવિધ પ્રકારે તેની સાથે સંભોગક્રીડા કરી. તે વખતે ઋષિદત્તાએ શિલાયુધને કહ્યું કે, 'હું ઋતુસ્નાતા છુ, તેથી જો કદિ આજે મને ગર્ભ રહ્યો તો આ કુલવાન્ કન્યાની શી ગતિ થશે?' રાજાએ કહ્યું, 'હું ઇક્ષ્વાકુ વંશનો રાજા છું, શ્રાવસ્તી નગરીમાં મારૂ રાજ્ય છે અને શતાયુધ રાજાનો પુત્ર શિલાયુધ એવા નામથી હું પ્રખ્યાત છુ. જો તારે પુત્ર થાય તો તું તેને શ્રાવસ્તી નગરીમાં મારી પાસે લાવજે, હું તેને રાજા કરીશ.' આ પ્રમાણે રાજા કહેતો હતો, તેવામાં તો તેનું સૈન્ય આવી પહોચ્યુ, એટલે ઋષિદત્તાની રજા લઇને રાજા પોતાને સ્થાનકે ગયો. તેણીએ આ વાર્ત્તા પોતાના પિતાને જણાવી, અનુક્રમે તેને પુત્રનો પ્રસવ થયો. તે પ્રસવમાંથી રોગ થતાં ઋષિદત્તા મૃત્યુ પામી, અને જ્વલનપ્રભ નાગેંદ્રની અગ્રમહિષી થઈ. પુત્રીના મરણથી તેના પિતા અમોઘરેતા તાપસ તેના પુત્રને હાથમાં લઇને સામાન્ય લોકની જેમ ઘણું રૂદન કરવા લાગ્યા. હું જે જ્વલનપ્રભ નાગેંદ્રની સ્ત્રી થઈ હતી, તે અવધિજ્ઞાનથી તે સર્વ હકીકત જાણી મૃગીરૂપે ત્યાં આવી, અને સ્તનપાન કરાવીને તે પુત્રને ઉછેર્યો. તેથી તે **"એણીપુત્ર"** એવા નામથી વિખ્યાત થયો. પેલો કૌશિક તાપસ મૃત્યુ પામીને મારા પિતાના આશ્રમમાં દૃષ્ટિવિષ સર્પ થયો. તે ક્રૂર સર્પે મારા પિતાને દંશ કર્યો, પણ મે આવીને વિષ ઉતાર્યું અને તે સર્પને બોધ આપ્યો, તેથી તે સર્પ મૃત્યુ પામીને બલ નામે દેવતા થયો. પછી હું ઋષિદત્તાનું રૂપ લઈ શ્રાવસ્તી નગરીએ ગઈ, અને ત્યાં શિલાયુધ રાજાને પુત્ર સોંપવા માંડ્યો, પણ તેણે પૂર્વની વાત વિસ્મરણ થઈ જવાથી તે પુત્રને ગ્રહણ કર્યો નહીં. પછી પુત્રને તેની પાસે મૂકી આકાશમાં રહીને મેં કહ્યુ કે, "હે રાજન્! વનમાં રહેલી ઋષિદત્તા નામની કન્યાને તેં ભોગવી હતી, તેને તારા સંગમથી આ પુત્ર થયેલો છે. તે ઋષિદત્તા પ્રસવરોગથી મૃત્યુ પામીને હું દેવપણાને પામેલી છું. દેવપણામાંથી અહી આવીને મેં મૃગલીને રૂપે તેને ઉછેર્યો છે, તેથી આ એણીપુત્રના નામથી વિખ્યાત થયેલો છે." આ પ્રમાણે કહેતાંજ રાજાને સ્મરણ આવ્યુ, એટલે તે પુત્રને રાજ્ય ઉપર બેસારી શિલાયુધ રાજા દીક્ષા લઇને સ્વર્ગે ગયો. તે એણીપુત્ર સંતતિને માટે અઠ્ઠમ તપ કરીને મને સંતુષ્ટ કરી, જેથી મે તેને એક પુત્રી આપી, તે આ પ્રિયંગુમંજરી છે. આ પુત્રીના સ્વયંવરને માટે એણીપુત્ર રાજાએ ઘણા રાજાઓને બોલાવ્યા હતા, પણ તે કોઈ રાજાને વરી નહીં, તેથી સર્વ રાજાઓએ મળીને યુદ્ધનો આરંભ કર્યો. મારી સહાયથી એણીપુત્રે એકલાએ બધા રાજાઓને જીતી લીધા. તે પ્રિયંગુમંજરી આજે તમને જોઇને વરવાની ઇચ્છા કરે છે. હે અનઘ! તમારે માટે તેણીએ અષ્ટમભક્ત કરીને મારી આરાધના કરી, જેથી મારી આજ્ઞાવડે તે દ્વારપાળે આવી તમને તેને ઘેર આવવાનું જણાવ્યું; પણ અજ્ઞાનને લીધે દ્વારપાળના કથનની તમે અવજ્ઞા કરી, તો હવે મારી આજ્ઞાથી તે દ્વારપાળના બોલાવ્યા પ્રમાણે તમે ત્યાં જજો અને તે એણીપુત્રની કન્યાને પરણજો.

વળી તમારે કાંઈ વરદાન જોઇતું હોય તો માગી લ્યો." દેવીનાં આ વચનથી વસુદેવ બોલ્યા કે 'જ્યારે હું સંભારૂ, ત્યારે તમે આવજો.' દેવીએ તે વાત સ્વીકારી. પછી તે દેવી વસુદેવને બંધુમતીને ઘેર મૂકી અંતર્ધાન થઈ ગઈ. પ્રાતઃકાળે વસુદેવ પેલા દ્વારપાળની સાથે પ્રિયંગુમંજરીએ નિમેલા સ્થાને ગયા. ત્યાં તે પ્રથમથી આવેલી હતી, તેને વસુદેવ ઘણા હર્ષ સાથે ગાંધર્વવિવાહથી પરણ્યા. તે પછી અઢારમે દિવસે દ્વારપાળે પ્રિયંગુમંજરીને દેવીએ આપેલા વરની વાર્તા રાજાને જણાવી, રાજા તેને પોતાને ઘેર લઈ ગયો.

આ અરસામાં વૈતાઢ્યગિરિ ઉપર **ગંધસમૃદ્ધ** નામના નગરમાં **ગંધારપિંગલ** નામે રાજા હતો, તેને **પ્રભાવતી** નામે કન્યા હતી. તે ફરતી ફરતી સુવર્ણાભ નગરે આવી. ત્યાં તેણે સોમશ્રીને જોઈ અને તે તેની સખી થઈ ગઈ. સોમશ્રીને પતિનો વિરહ જાણી પ્રભાવતી બોલી–'હે સખિ! તું શામાટે સંતાપ કરે છે? હું હમણાં તારા ભર્ત્તારને લાવી આપીશ.' સોમશ્રીએ નિઃશ્વાસ મૂકીને કહ્યુ, 'હે સખિ! જેમ વેગવતી પતિને લાવી હતી, તેમ તું પણ રૂપથી કામદેવ જેવા મારા સ્વામીને લાવીશ.' પ્રભાવતી બોલી–'હુ વેગવતીના જેવી નથી.' એમ કહીને તે શ્રાવસ્તી નગરીએ ગઈ અને ત્યાંથી વસુદેવને લઈ આવી. ત્યાં વસુદેવ બીજુ રૂપ કરીને સોમશ્રી સાથે રહ્યા. અન્યદા માનસવેગે વસુદેવને ઓલખ્યા એટલે તેને બાંધી લીધા. તે વખતે કોલાહલ થતાં વૃદ્ધ ખેચરોએ આવીને તેને છોડાવ્યા. વસુદેવે માનસવેગની સાથે સોમશ્રી સંબંધી વિવાદ કરવા માંડ્યો તેનો નિર્ણય કરવા માટે તેઓ બંને વૈજયંતી નગરીમાં બલસિંહ રાજાની પાસે આવ્યા ત્યાં સૂર્પક વિગેરે સર્વે એકઠા થયા. માનસવેગે કહ્યુ કે 'પ્રથમ આ સોમશ્રી મારી કલ્પેલી હતી, તેને આ વસુદેવ છલથી પરણી ગયો છે, તેમજ મારા દીધા વિના મારી બહેન વેગવતીને પરણ્યો છે.' વસુદેવે કહ્યું 'તેના પિતાએ મારે માટે કલ્પેલી સોમશ્રીને હું પરણ્યો છુ. ત્યાંથી તેં સોમશ્રીને હરી લીધી હતી, તે વિષે વેગવતીના કહેવાથીજ સર્વ લોકો જાણે છે.' આ પ્રમાણે વાદ કરવામાં વસુદેવે માનસવેગને જીતી લીધો, એટલે તે યુદ્ધ કરવાને તત્પર થયો. તેની સાથે **નીલકંઠ, અંગારક** અને સૂર્પક વિગેરે ખેચરો પણ તૈયાર થયા. તે વખતે વેગવતીની માતા અંગારવતીએ વસુદેવને દિવ્ય ધનુષ્ય અને બે ભાથાં આપ્યાં અને પ્રભાવતીએ પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી. વિદ્યા અને દિવ્ય અસ્ત્રોથી પરાક્રમમાં પુષ્ટ થયેલા વસુદેવે ઈંદ્રની જેમ એકલા તે ખેચરોને લીલા માત્રમાં જીતી લીધા. પછી તેણે માનસવેગને બાંધીને સોમશ્રીની આગળ નાખ્યો, પણ પોતાની સાસુ અંગારવતીના કહેવાથી તેને છોડી દીધો. પછી સેવક થઇને રહેલા માનસવેગ વિગેરે વિદ્યાધરોથી વીંટાયેલા વસુદેવ સોમશ્રીને સાથે લઈ વિમાનમાં બેસીને મહાપુર નગરે આવ્યા, અને ત્યાં રહીને સોમશ્રીની સાથે વિલાસ કરવા લાગ્યા.

એક વખતે માયાવી સૂર્પક અશ્વનું રૂપ લઈ વસુદેવને હરી ગયો. તેને ઓળખી વસુદેવે મુષ્ટિવડે તેના મસ્તક પર પ્રહાર કર્યા, જેથી સૂર્પક તેમને અધરથી પડતા મૂકયા, એટલે વસુદેવ ગંગા નદીના જળમાં પડ્યા. પછી તે ગંગા નદી ઉતરીને તાપસના આશ્ર-

મમાં ગયા, ત્યાં કંઠમાં અસ્થિની માળા પહેરીને ઉભેલી એક સ્ત્રી તેમના જોવામાં આવી. તે સ્ત્રી વિષે તેણે તાપસોને પૂછ્યું, એટલે તાપસો બોલ્યા—"આ જિતશત્રુ રાજાની 'નંદિષેણા' નામે સ્ત્રી છે, તે જરાસંધની પુત્રી થાય છે, આ સ્ત્રીને એક સંન્યાસીએ વશ કરી હતી, તે સંન્યાસીને રાજાએ મારી નાખ્યો, તથાપિ દૃઢ કામણથી તે સ્ત્રી હજુ તે સંન્યાસીના અસ્થિને કંઠમાં ધારણ કરે છે" પછી વસુદેવે મંત્રના બળથી તેનુ કામણ છોડાવી દીધુ, એટલે જિતશત્રુ રાજાએ પોતાની **કેતુમતી** નામની બહેન વસુદેવને આપી. તે વખતે **ડિંભ** નામના જરાસંધના દ્વારપાળે આવીને જિતશત્રુ રાજાને કહ્યુ કે 'નંદિષેણાના પ્રાણદાતાને મોકલો, તે પરમ ઉપકારી છે.' રાજાએ તે વાત યુક્ત ધારીને આજ્ઞા આપી એટલે વસુદેવ તે દ્વારપાળની સાથે રથમાં બેસીને જરાસંધના નગરમાં આવ્યા. ત્યાં નગરરક્ષકોએ તત્કાળ તેમને બાંધી લીધા. વસુદેવે પોતાને બાંધવાનું કારણ પૂછ્યું, એટલે તેઓ બોલ્યા—'કોઈ જ્ઞાનીએ જરાસંધને કહ્યું છે કે 'જે તારી પુત્રી નંદિષેણાને સજ્જ કરશે, તેનો પુત્ર અવશ્ય તને મારશે. તે તું પોતેજ છે, એમ અમને ખબર પડી છે, તેથી તને મારી નાખવા લઈ જઇએ છીએ' આ પ્રમાણે કહીને તેઓ વસુદેવને પશુની જેમ વધ્ય સ્થળમાં લઈ ગયા. ત્યાં મુષ્ટિક વિગેરે મલ્લો વસુદેવને મારવાને તૈયાર થયા.

આ સમયે ગંધસમૃદ્ધ નગરના રાજા ગંધારપિંગલે પોતાની પુત્રી પ્રભાવતીના વરને માટે કોઈ વિદ્યાને પૂછ્યું, તે વિદ્યાએ વસુદેવનું નામ આપ્યુ. એટલે તેણે વસુદેવને લાવવા માટે ભગીરથી નામે ધાત્રીને મોકલી, તે ધાત્રી વિદ્યાબળથી મુષ્ટિક વિગેરેની પાસેથી બળાત્કારે વસુદેવને ગંધસમૃદ્ધ નગરે લઈ ગઈ. ત્યાં વસુદેવ તેના પિતાએ આપેલી **પ્રભાવતીને** પરણ્યા અને તેની સાથે ક્રીડા કરતા સુખે રહેવા લાગ્યા. એવી રીતે બીજી પણ વિદ્યાધરોની સ્ત્રીઓને પરણી છેવટે વસુદેવ **સુકોશળાને** પરણ્યા અને સુકોશળાના મહેલમાં રહીને નિર્વિઘ્ને વિષયોને ભોગવવા લાગ્યા

इत्याचार्यश्रीहेमचंद्राविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वाणि सुकोशलातकन्याश्यामादि परिणयनो नाम द्वितीय सर्गः ॥



# સર્ગ ૩ જો.

## વસુદેવ ચરિત્ર ચાલુ.

### ( કનકવતીનો વિવાહ અને તેના પૂર્વ ભવનું વર્ણન. )

#### નળ દવદંતી ચરિત્ર.

આ ભરતક્ષેત્રને વિષે વિદ્યાધરોના નગર જેવું **પેઢાલપુર** નામે એક નગર છે, જે સર્વ અદ્ભુત નિધાનોનું ઉત્પત્તિસ્થાન છે. જેમાં આવેલા પ્રફુલ્લિત ગૃહોદ્યાનનો પવન વસ્ત્રોની સાથે મળી સુગંધદાયક થઇ હમેશાં યુવાન સ્ત્રી પુરૂષોને સુખ આપે છે. જ્યાં ઘરોની રત્નબદ્ધ ભૂમિમાં રાત્રે તારાઓનાં પ્રતિબિંબ પડવાથી મુગ્ધ બાલિકાઓ દંતમય કર્ણાભૂષણની શંકાથી તે લેવા માટે પોતાના હાથ લંબાવે છે, અને જ્યાં નિધાનવાળાં અને ઉંચી પતાકાવાળાં ઘરો પર ઉડતી પતાકાઓની છાયા જાણે તે નિધાનરક્ષક સર્પો હોય તેવી જણાય છે. તે નગરમાં વસતા સર્વ લોકો વસ્ત્ર સાથે ગળીના રંગની જેમ જૈનધર્મની સાથે દૃઢ રીતે જોડાયલા હતા.

તે નગરમાં સદ્ગુણોથી ચંદ્રના જેવો નિર્મળ અને અદ્ભુત સમૃદ્ધિથી ઈંદ્રનો અનુજ બંધુ હોય તેવો **હરિશ્ચંદ્ર** નામે રાજા હતો. ઈંદ્રિયોના વિજયમાં જાગ્રત અને ન્યાય તથા પરાક્રમથી શોભિત એવા તે રાજાની ભ્રકુટીરૂપ લતા આગળ સર્વ સંપત્તિઓ દાસી થઇને રહેલી હતી. તેનો નિર્મળ યશ અપાર લક્ષ્મીની સ્પર્ધાથી હોય તેમ અપાર થઇને જગતમાં ઉચ્છૃંખલપણે વૃદ્ધિ પામતો હતો. નિર્મળ યશના રાશિરૂપ તે રાજાનું નામ દેવ અને ખેચરોની સ્ત્રીઓ વૈતાઢ્યગિરિની ભૂમિ ઉપર પણ ગાતી હતી. તે રાજાને વિષ્ણુને લક્ષ્મીની જેમ **લક્ષ્મીવતી** નામે અતિ રૂપવતી મુખ્ય પ્રાણવલ્લભા હતી. શીળ, લજ્જા, પ્રેમ, દક્ષતા અને વિનયથી તે રમણી પતિના મનરૂપ કુમુદને આનંદ આપવામાં ચંદ્રિકા જેવી હતી. જ્યારે તે પોતાના પ્રિય પતિની સાથે પ્રીતિપૂર્વક કોમળ વાણીથી આલાપ કરતી ત્યારે તેના કર્ણરંધ્રમાં જાણે અમૃતની નીક ચલાવતી હોય તેવી લાગતી હતી. કળાઓથી પલ્લવિત, લજ્જાદિ ગુણોથી પુષ્પિત અને પતિભક્તિવડે ફલિત એવી તે રાણી જંગમ વેલીની જેવી શોભતી હતી. કેટલેક કાળે તે લક્ષ્મીવતીએ એક પુત્રીને જન્મ આપ્યો, જે પોતાની કાંતિથી સૂતિકાગૃહની માંગલ્ય દીપિકા જેવી દેખાવા લાગી. સર્વલક્ષણસંપન્ન એ બાળાના જન્મથી જાણે ઘેર લક્ષ્મી આવી હોય તેમ તેનાં માતાપિતા હર્ષ પામ્યાં. ધનપતિ કુબેર તેના પૂર્વ જન્મનો પતિ હતો, તેથી પૂર્વ સ્નેહથી મોહિત થઈ તેના જન્મ વખતે આવીને તેણે ત્યાં કનકવૃષ્ટિ કરી. આ કનકની વૃષ્ટિથી હર્ષ પામેલા રાજા હરિશ્ચંદ્રે તે પુત્રીનું નામ **કનકવતી** પાડ્યું. સ્તનપાન કરતી એ બાળા ધાત્રી માતાઓના ઉત્સંગોમાં સંચરતી અનુક્રમે હંસીની જેમ પગે ચાલવાને સમર્થ થઇ. જ્યારે એ બાળા પગે ચાલતી ત્યારે તેની ધાત્રાઓ કરતાલિકા[1] વગાડીને નવા નવા ઉલ્લાપનથી ગાતી હતી. જ્યારે તે હળવે હળવે મન્મન વાણીએ

---

૧ તાળીઓ.

બોલવા લાગી ત્યારે ધાત્રીઓ મેનાની જેમ તેને કૌતુકથી વારંવાર આલાપ કરાવતી હતી કેશને ગુંથાવતી, કુંડળને હલાવતી અને નૂપુરને વગાડતી એ બાળા જાણે બીજી મૂર્ત્તિધારી રમા હોય તેમ રત્નજડિત કંદુકથી ક્રીડા કરતી હતી અને હમેશાં કૃત્રિમ બાળકો (રમકડાં)થી રમતી તે રાજકુમારી પ્રફુલ્લિત નેત્રવાળી તેની માતાને ઉત્કૃષ્ટ હર્ષ આપતી હતી.

અનુક્રમે મુગ્ધતાથી મધુર એવું બાલ્યવયને છોડી તે કનકવતી કળાકલાપ ગ્રહણ કરવાને યોગ્ય થઈ; એટલે હરિશ્ચંદ્ર રાજાએ તેને કળા ગ્રહણ કરાવવાને માટે શુભ દિવસે કોઈ યોગ્ય કળાચાર્યને સોંપી. થોડા સમયમાં જાણે લિપિને સ્રજનારી હોય તેમ તેણે અઢારે પ્રકારની લિપિઓ જાણી લીધી, શબ્દશાસ્ત્ર પોતાના નામની જેવું કંઠસ્થ કર્યું, તર્કશાસ્ત્રના અભ્યાસથી ગુરૂને પણ પત્રદાન[1] કરવાને સમર્થ થઈ, છંદ તથા અલંકારશાસ્ત્રરૂપ સમુદ્રની પારગામી થઈ, છએ ભાષાને અનુસરતી વાણી બોલવામાં તેમજ કાવ્યમાં કુશળ થઈ, ચિત્રકર્મથી સર્વને આશ્ચર્ય પમાડવા લાગી અને પુસ્તકર્મમાં[2] પ્રગલ્ભ બની, ગુપ્ત ક્રિયાપદ અને કારકવાળાં વાક્યોને જાણનારી થઇ, પ્રહેલિકા–સમસ્યામાં વાદ કરવા લાગી, સર્વ જાતનાં દ્યૂત (રમતો)માં દક્ષ થઇ, સારથ્ય કરવામાં કુશળ થઇ, અંગ સંવાહનમાં કાબેલ થઇ, રસવતી બનાવવાની કળામાં પ્રવીણ બની, માયા અને ઈંદ્રજાળ વિગેરે પ્રગટ કરવામાં નિપુણ થઇ, તેમજ ત્રિવિધ વાદ્ય–સંગીતને બતાવવામાં આચાર્ય જેવી થઇ. ટુંકામાં કોઇ એવી કળા બાકી ન રહી કે જેને તે રાજબાળા જાણતી ન હોય. લાવણ્યજળની સરિતારૂપ અને નિર્દોષ અંગવાળી એ બાળા અનુક્રમે પૂર્વોક્ત સર્વ કળાકલાપને સફળ કરનાર યૌવનવયને પ્રાપ્ત થઈ. તેને જોઈ તેનાં માતપિતા વરની શોધમાં તત્પર થયાં. જ્યારે કોઈ યોગ્ય વર મળ્યો નહીં, ત્યારે તેમણે સ્વયંવરનો આરંભ કર્યો.

એક વખતે તે મૃગાક્ષી બાળા પોતાના મહેલમાં સુખે બેઠી હતી, તેવામાં અકસ્માત્ એક રાજહંસને ત્યાં આવેલો જોયો. તેની ચાંચ, ચરણ અને લોચન અશોકવૃક્ષનાં પલ્લવ જેવાં રાતાં હતાં, પાંડુવર્ણને લીધે નવીન સમુદ્રફીણના પિંડથી તે બનેલો હોય તેમ દેખાતો હતો, તેની ગ્રીવા ઉપર સુવર્ણની ઘુઘરમાળ હતી, શબ્દ મધુર હતો અને તેની રમણીક ચાલથી જાણે નૃત્ય કરતો હોય તેમ લાગતો હતો. તેને જોઈ રાજબાળા વિચારવા લાગી કે–'જરૂર આ રાજહંસ કોઈ પુણ્યવાન્ પુરૂષના વિનોદનું સ્થાન છે, કેમકે સ્વામીના સ્વીકાર વિના પક્ષીને આભૂષણ ક્યાંથી હોય? આ હંસ ગમે તેનો હોય પણ તેની સાથે વિનોદ કરવાને મારૂં મન ઉત્કંઠા ધરે છે.' પછી તે હંસ તેના ગોખમાં લીન થયો, એટલે તે હંસગામિની બાળાએ લક્ષ્મીના માંગલ્યચામર જેવા તે હંસને પકડી લીધો. પછી તે પદ્માક્ષી સુખસ્પર્શવાળા પોતાના કરકમળથી ક્રીડાકમળની જેમ તે મરાળને રમાડવા લાગી. શિરીષ જેવા કોમળ હાથથી તેણે બાળકના કેશપાશની જેમ તેના નિર્મળ પિંછાના કેશને માર્જિત કર્યા. પછી કનકવતીએ સખીને કહ્યું કે 'હે સખિ! એક કાષ્ઠનું પિંજર લાવ કે જેમાં હું આ પક્ષીને ક્ષેપન કરૂં, કારણ કે પક્ષીઓ તે વિના એક ઠેકાણે સ્થાયી રહેતાં નથી.'

---

૧ વિજયપત્ર માગી આપવાને. ૨ મૃત્તિકા પિષ્ટાદિકના પુતળાંઓ વિગેરે બનાવવાની કળા.

કનકવતીના કહેવાથી તેની સખી કાષ્ઠનું પિંજર લેવા ગઈ, એટલે તે રાજહંસ માનુષી વાણીથી આ પ્રમાણે બોલ્યો–'હે રાજપુત્રી! તું ચતુર છે, તે છતાં મને પિંજરામાં કેમ પૂરે છે? મને છોડી દે, હું તને એક પ્રિયના ખબર આપું.' આ પ્રમાણે રાજહંસને માનુષી વાણી બોલતો જોઈ રાજકુંવરી વિસ્મય પામી અને પ્રિય અતિથિની જેમ તેને ગૌરવતાથી આ પ્રમાણે કહ્યુ–'હે હંસ! તું તો હવે ઉલટો પ્રસાદપાત્ર થયો, માટે તે પ્રિય કોણ છે, તે કહે.' "અર્ધી કહેલી વાર્ત્તા સાકરથી પણ મધુર લાગે છે." હંસ બોલ્યો–"કૌશલા નગરીમાં ખેચરપતિ **કોશલ** રાજાને **સુકોશલા** નામે એક દુહિતા છે. તે સુકોશલાનો યુવાન પતિ શ્રેષ્ઠ સૌંદર્યનું સ્થાન છે અને તેને જોઇને સર્વ રૂપવાન્‌ની રેખા પણ ભગ્ન થાય છે. સુંદરી! તમને વધારે શું કહું! એ સુકોશલાના પતિનું એવુ સૌંદર્ય છે કે તેના નમુનાનું રૂપ જો હોય તો માત્ર દર્પણમાંજ છે, બીજે નથી. હે મનસ્વિની! જેમ તે યુવાન રૂપસંપત્તિવડે નરશિરોમણિ છે, તેમ તું પણ રૂપસંપત્તિથી સર્વ નારીમાં શિરોમણિ છે. હું તમારાં બંનેનાં રૂપને જોનારો છુ, તેથી તમારા બંનેનો સમાગમ થાય તેવી ઇચ્છાથી તેનો વૃત્તાંત મેં તને જણાવ્યો છે, અને હે ભદ્રે! તારો સ્વયંવર સાંભળી મેં તેની પાસે પણ તારૂં એવું વર્ણન કરેલુ છે કે જેથી તે સ્વેચ્છાએ તારા સ્વયંવરમાં આવશે. નક્ષત્રોમાં ચંદ્રની જેમ સ્વયંવરમંડપમાં ઘણા રાજાઓની વચમાંથી અનલ્પ તેજવડે તે નરરત્નને તું ઓળખી લેજે. હવે તું મને છોડી દે, તારૂ કલ્યાણ થાઓ, મને પકડવાથી તારો અપવાદ થશે, અને હું છુટો રહેવાથી વિધિની જેમ તારા પતિને માટે પ્રયત્ન કરીશ." આ પ્રમાણે હંસની વાણી સાંભળી કનકવતી વિચારવા લાગી કે 'ક્રીડા માત્રથી હંસના રૂપને ધારણ કરનાર આ કોઈ સામાન્ય પુરૂષ નથી, તેથી એનાવડે જરૂર મને પતિ પ્રાપ્ત થશે.' આ પ્રમાણે વિચાર કરી તેણે હંસને છોડી દીધો, એટલે તે તેના હાથમાંથી આકાશમાં ઉડ્યો, અને ત્યાં રહી કનકવતીના ઉત્સંગમાં એક ચિત્રપટ નાંખીને કહ્યુ કે–'હે ભદ્રે! જેવો મે તે યુવાન પુરૂષને જોયો છે, તેવોજ આ ચિત્રપટમાં આળેખેલો છે. તે જોઇને અહીં આવે ત્યારે તે પુરૂષને ઓળખી લેજે.' કનકવતી પ્રસન્ન થઈ અંજલિ જોડીને બોલી–'હે હંસ! તમે કોણ છો? તે કહેવાનો મારી ઉપર અનુગ્રહ કરો.' પછી હંસના વાહન ઉપર ફરનાર એક ખેચર પ્રગટ થયો અને કાનનાં કુંડળને ચળિત કરતો તેમજ દિવ્ય અંગરાગ તથા નેપથ્યને ધારણ કરતો તે આ પ્રમાણે સત્ય વચન બોલ્યો–'હે વરાનને[1]! હું **ચંદ્રાતપ** નામે ખેચર છું, અને તમારા ભવિષ્યત્ પતિના ચરણની સેવામાં તત્પર છું. વળી હે નિરઘે[2]! વિદ્યાના પ્રભાવથી બીજુ જણાવું છુ કે તે યુવાન બીજાનો દૂત થઇને તમારા સ્વયંવરને દિવસે તમારી પાસે આવશે.' આ પ્રમાણે કહેનારા તે ખેચરને કનકવતીએ આશિષ આપીને વિદાય કર્યો, અને તેણે વિચાર્યું કે 'સારે ભાગ્યે આવું દેવ સંબંધી વચન મારા શ્રવણગત થયું છે' પછી કનકવતી ચિત્રસ્થ પતિના દર્શનથી અતૃપ્ત થઈ વારંવાર નેત્રની જેમ તે ચિત્રપટને મીલનોન્મીલન[3] કરવા લાગી. કદલીની જેમ વિરહતાપથી

૧ શ્રેષ્ઠ મુખવાળી. ૨ પાપ વિનાની. ૩ સકેલવુ ને ઉખેળવુ

પીડિત થયેલી એ રાજબાળા ચિત્રપટને ક્ષણમાં મસ્તકે, ક્ષણમાં કંઠે અને ક્ષણમાં હૃદયે ધરવા લાગી.

ચંદ્રાતપ ખેચર કે જે કનકવતી અને વસુદેવનો સંગમ કરાવવાને કૌતુકી હતો, તે વિદ્યાધરોથી સુશોભિત એવા વિદ્યાધર નગરમાં ગયો. ત્યાં મહાન્ વિદ્યાશક્તિથી પવનની જેમ અસ્ખલિતપણે તેજ રાત્રે તે વસુદેવના વાસભવનમાં પેઠો. ત્યાં હંસના રોમની તળાઇવાળી અને ધોયેલા શુદ્ધ ઓછાડવાળી શય્યામાં સ્ત્રીની સાથે સુતેલા વસુદેવ કુમાર તેના જોવામાં આવ્યા. વિદ્યાધરીની ભુજલતાનું ઓશીકું કરીને સુખે સુતેલા વસુદેવ કુમારની તે પગચંપીથી સેવા કરવા લાગ્યો. વસુદેવ રતિક્રીડાના શ્રમથી ઉત્પન્ન થયેલા નિદ્રાસુખથી વ્યાપ્ત હતા, તથાપિ ક્ષણવારમાં જાગી ઉઠ્યા, કેમકે "ઉત્તમ પુરૂષો સહેલાઇથી જાગનારા હોય છે." અર્ધી રાત્રે અકસ્માત્ આવેલા તે ખેચરને જોઈ વસુદેવ ભય કે ક્રોધ ન પામતાં ઉલટો વિચાર કરવા લાગ્યા કે—"આ કોઈ પુરૂષ મારી સેવા કરે છે, તેથી તે મારો વિરોધી જણાતો નથી, પણ તે મારો હિત ઇચ્છનાર અથવા મારા કાર્યનો ચિંતક હશે. આ પગચંપી કરનારા પુરૂષને હું કોમળ વાણીથી બોલાવીશ, તોપણ રતિક્રીડાથી શ્રાંત થઇને સુતેલી આ પ્રિયા જાગી ઉઠશે; પણ આ સેવાપરાયણ મનુષ્યની ઉપેક્ષા કરવાને હું યોગ્ય નથી. કદિ ઉપેક્ષા કરીશ તોપણ મને તે અહીં રહેશે ત્યાંસુધી નિદ્રા આવશે નહીં, માટે પ્રયત્નથી પ્રિયાને જગાડ્યા સિવાય ઉઠી શય્યાને તજી દઇ જરા દૂર જઇને આ માણસની સાથે વાર્ત્તાલાપ કરૂં." આવો વિચાર કરી પલંગને હલાવ્યા વગર શરીરની લઘુતા બતાવી વસુદેવે શય્યા છોડી અને ત્યાંથી બીજી બાજુ જઇને બેઠા. પછી ચંદ્રાતપ વિદ્યાધર કે જે સર્વાંગે રત્નમય આભૂષણોથી ભૂષિત હતો, તે આ દશમા દશાર્હ વસુદેવને ભક્તિથી પ્રણામ કરી એક સાધારણ પાળાની જેમ ઉભો રહ્યો. તેને જોઈ વસુદેવે ઓળખ્યો કે, જેણે કનકવતીના ખબર આપ્યા હતા તે આ ચંદ્રાતપ નામે વિદ્યાધર છે. પછી વસુદેવે સત્કારને લાયક એવા તે ખેચરને આલિંગન દઇ સ્વાગત પૃચ્છા કરીને આવવાનું કારણ પૂછ્યું. એટલે પ્રૌઢતાથી બુદ્ધિમાનમાં શિરોમણિરૂપ ચંદ્રાતપે ચંદ્રાતપ જેવી શીતળ વાણીવડે આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો—"હે ચંદ્રત્તમ ! તમને કનકાવતીનું સ્વરૂપ જણાવ્યા પછી મેં ત્યાં જઇ તેને પણ તમારૂં સ્વરૂપ જણાવ્યું છે. હે નાથ! વિદ્યાના બળથી મેં તમને એક ચિત્રપટમાં આળેખી લીધા, અને તેના મુખકમળમાં સૂર્ય જેવો તે ચિત્રપટ મેં તેને અર્પણ કર્યો. પૂર્ણિમાના ચંદ્ર જેવા તમને ચિત્રપટમાં જોઈ તેનાં લોચને હર્ષથી ચંદ્રકાંત મણિની જેમ અશ્રુવારિ છોડ્યા. પછી જાણે પોતાના વિરહના સંતાપનો ભાગ તમને આપવાને ઇચ્છતી હોય તેમ તમારી મૂર્ત્તિવાળા પટને તેણે હૃદયપર ધારણ કર્યો. પછી યંત્રની પુતળીની જેમ નેત્રમાંથી અશ્રુ વર્ષાવતી અને ગૌરવથી વસ્ત્રના છેડાને ઉતારતી તે અંજલિ જોડીને પ્રાર્થનાપૂર્વક કહેવા લાગી—'અરે ભદ્ર ! મારા જેવી દીન બાળાની ઉપેક્ષા કરીશ નહીં, કેમકે તારા જેવો બીજો કોઈ મારો હિતકારી નથી. મારા સ્વયંવરમાં ને પુરૂષને તું જરૂર તેડી લાવજે.' હે નાથ! આજે કૃષ્ણ દશમી છે, અને

આવતી શુક્લપંચમીએ દિવસના પ્રથમ ભાગમાં તેનો સ્વયંવર થવાનો છે, તો હે સ્વામિ! તેના સ્વયંવરોત્સવમાં તમારે જવુ યોગ્ય છે. તમારા સંગમની આશારૂપ જીવન ઔષધિથી જીવતી એ બાળા તમારા અનુગ્રહને યોગ્ય છે.' વસુદેવ બોલ્યા—'હે ચંદ્રાતપ! સાયંકાળે સ્વજનોની રજા લઇને હું તે પ્રમાણે કરીશ. તું ખુશી થા અને મારી સાથે આવવાને તું પ્રમદવનમાં તૈયાર રહેજે કે જેથી તેના સ્વયંવરમાં તું તારા પ્રયત્નનું ફળ જોઇશ.'

આ પ્રમાણે વસુદેવે કહ્યુ એટલે તત્કાળ તે યુવાન વિદ્યાધર અંતર્ધાન થઈ ગયો. વસુદેવ ઘણો હર્ષ પામી શય્યામાં સુઈ ગયા. પ્રાત:કાળે સ્વજનોની રજા લઈ અને પ્રિયાને જણાવી વસુદેવ પેઢાલપુર નગરે આવ્યા. રાજા હરિશ્ચંદ્રે સામા આવી વસુદેવને લક્ષ્મી-રમણ નામના ઉદ્યાનમાં ઉતારો આપ્યો. અશોકપલ્લવથી રાતા, ગુલાબના સુગંધથી શોભિત, કેતકીના કુસુમથી વિકસિત, સપ્તચ્છદની ખુશબોથી સુગંધિત, કૃષ્ણ ઇક્ષુના સમુહથી વ્યાપ્ત અને કેસરની કળીઓથી દંતુર એવા તે ઉદ્યાનમાં દૃષ્ટિને વિનોદ આપતા વસુદેવ વિશ્રાંતિ લઇને રહ્યા. પછી કનકવતીના પિતાએ પોતાના વૈભવને યોગ્ય એવી તે પૂજ્ય વસુદેવની પૂજા કરી પૂર્વે નિષ્પાદન કરેલા તે ઉદ્યાનમાંહેનાં પ્રાસાદોમાં અને ઘરોમાં જતાં આવતાં ઉદ્યાનસ્થિત વસુદેવે આ પ્રમાણે લોકવાયકા સાંભળી કે—પૂર્વે આ ઉદ્યાનમાં સુર, અસુર અને નરેશ્વરોએ સેવિત શ્રી નમિનાથ પ્રભુનું સમોસરણ થયેલુ હતું. તે વખતે આ ઉદ્યા-નમાં દેવાંગનાઓની સાથે લક્ષ્મીદેવી અર્હંત પ્રભુના આગળ રાસ રમી હતી, તેથી આ ઉદ્યાનનું નામ **લક્ષ્મીરમણ** પડેલું છે. પછી વસુદેવે તે ઉંચા પ્રાસાદોમાં જઇને શ્રી અર્હંત પ્રભુની પ્રતિમાને દિવ્ય ઉપહારવડે પૂજીને ભાવપૂર્વક વંદના કરી. તેવામાં વસુદેવે ત્યાં એક વિમાન ઉતરતું દીઠું. તે વિમાનમાં ચારે તરફ રત્નો જડ્યાં હતાં, અને જાણે જંગમ મેરૂગિરિ હોય તેવું દેખાતું હતું; લાખો પતાકાથી લક્ષિત તે વિમાન પલ્લવિત વૃક્ષના જેવુ લાગતું હતું. સમુદ્રની જેમ અનેક હાથી, મગર અને અશ્વોનાં ચિત્રોથી તે ભર-પૂર હતું. કાંતિવડે સૂર્યમંડળના તેજનું પાન કરતું હતું; મેઘનાદ સહિત આકા-શની જેમ બંદિજનના કોળાહળથી આકુળ હતું, માંગળિક વાજિંત્રોના ઘોષથી મેઘ-ગર્જનાનો પણ તિરસ્કાર કરતું હતું, અને તેણે ત્યાં રહેલા સર્વ વિદ્યાધરોને ઉંચી ગ્રીવા કરાવી હતી. એ વિમાનને જોઈ વસુદેવે પોતાની પાસે રહેલા કોઈ દેવને પૂછયું કે—'ઇંદ્રની જેવા કયા દેવનું આ વિમાન આવે છે તે કહો.' દેવે કહ્યું કે—'આ ધનદ—કુબેરનું વિમાન છે અને તેમાં બેસીને કુબેર પોતે કોઈ મોટા કારણથી આ ભૂલો-કમાં આવે છે. તે આ ચૈત્યમાં અર્હંતપ્રતિમાની પૂજા કરીને પછી તરત જ કનકવ-તીનો સ્વયંવર જોવાની ઇચ્છાથી ત્યાં જશે.' તે સાંભળી વસુદેવે ચિંતવ્યું કે 'અહો! આ કનકવતીને પણ ધન્ય છે કે જેના સ્વયંવરમાં દેવતાઓ પણ આવે છે.' પછી કુબેરે વિમાન ઉપરથી ઉતરી શ્રી અર્હંતની પ્રતિમાને પૂજી વંદના કરી અને પ્રભુ પાસે સંગીત પણ કર્યું. તે સર્વ જોઈ વસુદેવે ચિરકાળ નિવૃત્તિપૂર્વક ચિંતવ્યું કે—'અહો! મહાત્મા અને પરમ આર્હંત એવા આ પુણ્યવાન્ દેવને ધન્ય છે; અને અહો! આવા મહા પ્રભાવવાળા શ્રીમત્

પામી ગઈ. વસુદેવને જોઇને હર્ષવડે ઉચ્છ્વાસ પામેલી કનકવતી ક્ષણમાં વસુદેવને અને ક્ષણમાં ચિત્રને વારંવાર અશ્રાંત નેત્રે જોવા લાગી. પછી કમળની જેમ નેત્રોથી વસુદેવનું અર્ચન કરતી તે રાજબાળા તત્કાળ સિંહાસન ઉપરથી ઉભી થઈ અને અંજલિ જોડીને બોલી–'હે સુંદર! મારા પુણ્યથી તમે અહીં આવ્યા છો, હું તમારી દાસી છું.' આ પ્રમાણે કહીને તે વસુદેવને નમવા તત્પર થઈ, એટલે તેને નમતી અટકાવીને વસુદેવે કહ્યું 'મહાશયે! હું કોઇનો ભૃત્ય છું અને તમે સ્વામિની છો, તેથી મને નમો નહી. જે તમારે નમવા યોગ્ય હોય તેને પ્રણામ કરવાને તમે યોગ્ય છો વળી જેનું કુળ જાણ્યુ નથી તેવા મારા જેવા ભૃત્યને વિષે તમે આવું અનુચિત કરો નહીં.' કનકવતી બોલી–'તમારૂ કુળાદિક સર્વ મે જાણી લીધું છે અને તમેજ મારા પતિ છો દેવતાએ કહેલા અને આ ચિત્રપટમાં રહેલા તે તમે જ છો' વસુદેવ બોલ્યા–"ભદ્રે! હું તમારો પતિ નથી, પણ દેવતાએ જે તમારો પતિ કહેલ તે પુરૂષનો હું સેવક છું. તે પુરૂષ કોણ છે, તે સાંભળો: ઈંદ્રના ઉત્તર દિશાના સ્વામી (લોકપાળ) અને તમારા મુખકમળમાં ભ્રમરરૂપ જગત્ વિખ્યાત કુબેર તમારા સ્વામી છે, અને હું તેનો સેવક તેમજ દૂત છુ. તેની આજ્ઞાથી તમને પ્રાર્થું છુ કે તમે તે મહાપુરૂષના અનેક દેવીઓએ સેવાતા મુખ્ય પટ્ટરાણી થાઓ." પછી ધનદના નામગ્રહણપૂર્વક તેને નમસ્કાર કરીને કનકવતી બોલી–'અરે તે ઈંદ્રના સામાનિક દેવ ક્યાં! અને કીટકપ્રાય હું માનુષી ક્યાં! તેણે મારી પાસે જે તમને દૂતપણું કરાવ્યુ છે તે અનુચિત અને ક્રીડામાત્ર છે, કેમકે પૂર્વે કોઈ પણ માનુષી સ્ત્રીને દેવતા સાથે એવો સંબંધ થયો નથી.' વસુદેવ બોલ્યા–'હે ભદ્રે! જો તમે દેવતાના આદેશને અન્યથા કરશો તો દવદંતીની જેમ મોટા અનર્થને પામશો.' કનકવતી બોલી–"ધનદ (કુબેર) એટલા અક્ષરો સાંભળવાથી મારા પૂર્વ જન્મના સંબંધને લીધે કોઈ રીતે તેની ઉપર મારૂ મન ઉત્કંઠા ધરે છે, પણ આ દુર્ગંધી ઔદારિક શરીરના દુર્ગંધને અમૃતભોજી દેવતાઓ સહન કરી શકતા નથી, એવા શ્રી અર્હંત પ્રભુનાં વચન છે. તેથી દૂતપણાના મિષથી ગુપ્ત રહેલા તમેજ મારા પતિ છો, માટે તે ઉત્તર દિશાના પતિ કુબેર પાસે જઇને તમે આ મારાં વચન કહેજો કે "હું માનુષી છુ, તે તમારાં દર્શનને પણ યોગ્ય નથી. હું કે જે સાત ધાતુમય શરીરવાળી છું, તેને તમે પ્રતિમારૂપે પૂજ્ય છો."

આવાં કનકવતીનાં વચન સાંભળીને વસુદેવ કોઈ ન જુવે તેમ અદૃશ્યપણે જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે પાછા કુબેરની પાસે આવ્યા. પછી વસુદેવ તે વૃત્તાંત કહેવાનો આરંભ કરતા હતા, તેવામાં કુબેરેજ કહ્યુ કે 'તે બધું વૃત્તાંત મારા જાણવામાં આવી ગયુ છે.' પછી કુબેરે પોતાના સામાનિક દેવતાઓની આગળ વસુદેવનાં વખાણ કર્યા કે 'આ મહાપુરૂષનું કોઈ નિર્વિકારી ચરિત્ર છે.' આ પ્રમાણે પ્રશંસા કરીને સંતુષ્ટ થયેલા કુબેરે સુરેંદ્રપ્રિય[1] નામના દિવ્ય ગંધથી વાસિત એવાં બે દેવદૂષ્ય વસ્ત્ર, સુરપ્રભ નામે શિરોરત્ન (મુકુટ), જળગર્ભ નામે બે કુંડળ, શશિમયૂખ નામે બે કેયૂર (બાજુબંધ), અર્ધશારદા નામે

૧ આ સર્વ નામ ગુણનિષ્પન્ન જાણવા

નક્ષત્રમાળા,[1] સુદર્શન નામે વિચિત્ર મણિથી જડેલાં બે કડાં, સ્મરદારૂણ નામે વિચિત્ર રત્નમય કટિસૂત્ર, દિવ્ય પુષ્પમાળાઓ અને દિવ્ય વિલેપનો તેજ વખતે વસુદેવને આપ્યાં. તે સર્વે આભૂષણો વિગેરે અંગ પર ધરવાથી વસુદેવ કુબેર જેવા દેખાવા લાગ્યા. આ પ્રમાણે કુબેરે પણ સત્કાર કરેલા વસુદેવને જોઈ તેના સાળા વિગેરે જે વિદ્યાધરો સાથે આવેલા હતા તે સર્વ અત્યત ખુશી થયા. હરિશ્ચન્દ્ર રાજા પણ કૌતુકથી તેજ વખતે ત્યાં આવી કુબેરને પ્રણામ કરી અંજલિ જોડીને બોલ્યો, 'હે દેવ! આજે તમે આ ભારતવર્ષ ઉપર મોટો અનુગ્રહ કર્યો છે કે જેથી મનુષ્યનો સ્વયંવર જોવાની ઇચ્છાએ અહીં સ્વયમેવ પધાર્યા છો.' આ પ્રમાણે કહીને રાજાએ સ્વયંવરમંડપ તત્કાળ તૈયાર કરાવ્યો. તેમાં વિવિધ આસનવડે મનોહર મંચો ગોઠવવામાં આવ્યા. પછી ઉત્તર દિશાનો પતિ કુબેર સ્વયંવર જોવાને ચાલ્યો. તે વિમાનની છાયાવડે પૃથ્વીના સંતાપને હરતો હતો, ઉદ્દંડ છત્રની શ્રેણીવડે ચંદ્રની પરંપરાને દર્શાવતો હતો, વિદ્યુતનાં ઉદ્યત કિરણને નચાવતાં હોય તેવાં અને દેવાંગનાના કરપલ્લવોથી લાલિત થયેલાં ચામરોથી વીંજાતો હતો, અને વાલિખિલ્લ[2] જેમ સૂર્યની સ્તુતિ કરે તેમ બંદિજનો તેની સ્તુતિ કરતા હતા. આ પ્રમાણે આડંબરયુક્ત કુબેરે તે સ્વયંવરમંડપમાં પ્રવેશ કર્યો. તેમાં જ્યોત્સ્નાલિપ્ત આકાશની જેમ શ્વેત અને દિવ્ય વસ્ત્રના ઉલ્લોચ બાંધ્યા હતા, કામદેવે સજ્જ કરેલા ધનુષ્યની જેવાં તોરણો લટકી રહ્યાં હતાં, ચારે તરફ રત્નમય દર્પણથી અંકિત હોવાને લીધે જાણે અનેક સૂર્યોથી આશ્રિત હોય તેવો તે દેખાતો હતો, દ્વારભૂમિ પર રહેલી રત્નમય અષ્ટમંગલીથી શોભતો હતો, આકાશમાં ઉડતી બગલીઓના ભ્રમને કરતી શ્વેત ધ્વજાઓથી તે વિરાજિત હતો, વિવિધ રત્નમય તેની પૃથ્વી હતી, ટુંકામાં સુધર્માસભાનો અનુજ બંધુ હોય તેવો તે સ્વયંવરમંડપ દેખાતો હતો, અને તેમાં ત્યાં આવેલા રાજવીરોના દૃષ્ટિવિનોદને માટે નાટકોનો આરંભ થયેલો હતો.

એવા સુશોભિત મંડપમાં એક ઉત્તમ મંચની ઉપરના આકાશમાં અધર રહેલા સિંહાસનની ઉપર કુબેર પોતાની દેવાંગનાઓ સહિત બેઠો. તેની નજીક જાણે તેના યુવરાજ હોય નહી તેમ વસુદેવ કુમાર પ્રસન્નતાવડે સુંદર મુખવાળા થઇને બેઠા. બીજા પણ ઉત્કૃષ્ટ ઋદ્ધિવાળા રાજાઓ અને વિદ્યાધરો લક્ષ્મીથી એકબીજાની સ્પર્ધા કરતા હોય તેમ અનુક્રમે આવીને બીજા મન્ચો ઉપર બેઠા. પછી કુબેરે પોતાના નામથી અંકિત અર્જુન જાતિના સુવર્ણની એક મુદ્રિકા વસુદેવને આપી, તે તેણે કનિષ્ઠિકા[3] અંગુલિમાં ધારણ કરી. તે મુદ્રિકાના પ્રભાવથી ત્યાં રહેલા સર્વ જનોએ વસુદેવને કુબેરની બીજી મૂર્ત્તિ હોય તેવા દીઠા. તે સમયે સ્વયંવરમંડપમાં અદ્વૈત આઘોષણા પ્રગટ થઇ કે 'અહો! ભગવાન્ કુબેર દેવ બે મૂર્ત્તિ કરીને આવ્યા જણાય છે.'

એ સમયે રાજપુત્રી કનકવતી રાજહંસીની જેમ મંદ ગતિએ ચાલતી ચાલતી સ્વ-

---

૧ સત્તાવીશ મોતીનો બનાવેલો હાર ૨ કોઇ ઋષિ અથવા સૂર્યસેવક—સૂર્યભક્ત વિશેષ.
૩ સૌથી નાની.

યંવરમંડપમાં આવી. તેણે શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં હોવાથી તે ચંદ્રજ્યોત્સ્ના સહિત રાત્રિના જેવી દેખાતી હતી, કાનમાં રહેલાં મોતીનાં બે કુંડળોથી બે ચંદ્રવાળી મેરૂગિરિની ભૂમિ હોય તેવી જણાતી હતી, અલતાથી રક્ત એવા ઓષ્ઠવડે પાકેલાં બિંબ ફળવાળી બિંબિકા જેવી લાગતી હતી, હારવડે સુશોભિત સ્તનને લીધે ઝરણાંવાળી પર્વતભૂમિ જેવી દેખાતી હતી, અને તેના હાથમાં કામદેવના હિંડોળા જેવી પુષ્પમાળા રહેલી હતી. તેના આવવાથી માંગલ્ય દીપિકાવડે ગર્ભગૃહની જેમ સ્વયંવરમંડપ શોભાયમાન થયો. પછી ચંદ્રની લેખા શિશિરપ્રભાવડે જેમ કુમુદ જાતિનાં કમળોને જુએ તેમ તેણે તેને વરવાને ઇચ્છતા સર્વે યુવાનોને મિષ્ટ દૃષ્ટિથી અવલોક્યા, પરંતુ પ્રથમ ચિત્રપટમાં અને પછી દૂતપણામાં જે વસુદેવને જોયા હતા તેને આ સમૂહમાં જોયા નહી એટલે સાયંકાળે કમલિની મ્લાન થઇ જાય તેમ તે ખેદથી ગ્લાનિ પામી ગઈ; તેથી સખીઓ સાથે રહેલી અને હાથમાં સ્વયવરમાળાનો ભાર ધરનારી તે બાળા પુતળીની જેમ અસ્વસ્થ અને કાંઇ પણ ચેષ્ટા રહિત ઘણો કાળ ઉભી રહી. જ્યારે તે કોઇને વરી નહી, ત્યારે સર્વે રાજાઓ 'શુ આપણામાં રૂપ, વેષ કે ચેષ્ટા વિગેરેમાં કાંઇ દોષ હશે?' એવી શંકાથી પોતપોતાને જોવા લાગ્યા. એવામાં એક સખીએ કનકવતીને કહ્યુ 'હે ભદ્રે! કેમ અદ્યાપિ વિલંબ કરે છે? કોઇ પણ પુરૂષના કંઠમાં સ્વયંવરની માળા આરોપણ કર.' કનકવતી બોલી 'જેની પર રૂચિ થાય તેવા વરને વરાય, પણ મારા મંદ ભાગ્યે જે મને રૂચતો હતો તે પુરૂષને હું આ મંડપમાં જોતી નથી.' પછી તે ચિંતા કરવા લાગી કે—'હવે મારે શો ઉપાય કરવો? મારી શી ગતિ થશે? હું ઈષ્ટ વરને આમાં જોતી નથી, માટે હે હૃદય! તું બે ભાગે થઈ જા.' આ પ્રમાણે ચિંતા કરતી તે રમણીએ ત્યાં કુબેરને દીઠા, એટલે તેને પ્રણામ કરી દીનપણે રૂદન કરતી અંજલિ જોડીને આ પ્રમાણે કહેવા લાગી 'હે દેવ! હું તમારી પૂર્વ જન્મની પત્ની છું, માટે તમે આવી રીતે મારી મશ્કરી કરો નહીં; કેમકે જેને હું વરવાને ઇચ્છુ છું તે ભર્ત્તાને તમે અંતર્હિત કરી દીધો છે એમ મને લાગે છે.' પછી કુબેરે હાસ્ય કરી વસુદેવને કહ્યું, 'હે મહાભાગ! મેં તમને જે **કુબેરકાંતા** નામે મુદ્રિકા આપી છે તે હાથમાંથી કાઢી લ્યો.' કુબેરની આજ્ઞાથી વસુદેવે તે મુદ્રિકા કાઢી નાખી એટલે તે નાટકના પાત્રની જેમ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થયા. પછી વસુદેવના સ્વરૂપને ઓળખીને ઉર્દ્ધ્વસ દૃષ્ટિવાળી તે રમણી જાણે તેનો હર્ષ બહાર આવ્યો હોય તેમ પુલકાંકિત થઈ ગઈ. તત્કાળ નેપુરનો ઝણઝણાટ કરતી કનકવતીએ વસુદેવની પાસે જઈ પોતાની ભુજલતાની જેમ સ્વયંવરની માળા તેના કંઠમાં આરોપણ કરી. તે વખતે કુબેરની આજ્ઞાથી આકાશમાં દુંદુભિનાદ થયા, અપ્સરાઓ ઉત્સુક મને માંગલ્યનાં સરસ ગીતો ગાવા લાગી, 'અહો! આ હરિશ્ચંદ્ર રાજાને ધન્ય છે કે જેની પુત્રી જગતપ્રધાન પુરૂષને વરી' આવી આકાશવાણી ઉત્પન્ન થઇ, અને કુલાંગના જેમ લાજ (ધાણી)ની વૃષ્ટિ કરે તેમ કુબેરની આજ્ઞાથી દેવતાઓએ સદ્ય વસુધારાની વૃષ્ટિ કરી. પછી હર્ષનું એકછત્ર રાજ્ય વધારતો વસુદેવ અને કનકવતીનો વિવાહોત્સવ થયો.

પછી વસુદેવે કુબેરને પૂછ્યું કે 'તમે અહીં કેમ આવ્યા તેનું કારણ જાણવાનું મને કૌતુક છે' આવા પ્રશ્નના ઉત્તરમાં જેણે વિવાહકંકણ બાંધેલ છે એવા વસુદેવને કુબેરે કહ્યું, "હે કુમાર! મારૂં અહીં આવવાનું કારણ સાંભળો.–આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે અષ્ટાપદ ગિરિની પાસે 'સંગર' નામે નગર છે. તે નગરમાં **મમ્મણ** નામે રાજા હતો. અને તેને **વીરમતી** નામે રાણી હતી. એક વખતે એ રાજા રાણી સહિત શીકાર કરવાને માટે નગરની બહાર ચાલ્યો. રાક્ષસના જેવા ક્ષુદ્ર આશયવાળા તે રાજાએ પોતાની સાથે કોઈ સંઘની ભેગા ચાલ્યા આવતા મળમલિન સાધુને જોયા. 'આ મારે અપશુકન થયું કે જે મને મૃગયાના ઉત્સવમાં વિઘ્નકારી થશે' આ પ્રમાણે વિચારી તેણે યૂથમાંથી હાથીને દોડે તેમ સંઘ સાથે આવતા તે મુનિને રોક્યા. પછી શીકાર કરી આવીને રાજા રાણીની સાથે રાજદ્વારમાં પાછો ગયો, અને મુનિને બાર ઘડી સુધી દુઃખમય સ્થિતિમાં રાખ્યા. ત્યારપછી તે રાજદંપતીએ દયા આવવાથી તે મુનિને પૂછ્યું કે, 'તમે ક્યાંથી આવ્યા છો અને ક્યાં જાઓ છો તે કહો.' મુનિ બોલ્યા 'હું રોહિતક નગરથી અષ્ટાપદ ગિરિ પર રહેલા અર્હત્ બિંબને વાંદવાને માટે સંઘની સાથે જતો હતો, પણ તમે મને સંઘથી વિયોજિત કર્યો, જેથી હું અષ્ટાપદ તીર્થે જઈ શક્યો નહીં; પણ આ ધર્મકાર્ય કરતાં મને અટકાવવાથી તમે મહા મોટું અંતરાય કર્મ બાંધ્યુ છે.' આ પ્રમાણે તે મુનિનાં વચન સાંભળીને તે દંપતી લઘુકર્મી હોવાથી મુનિની સાથે વાર્ત્તા કરતાં તત્કાળ દુઃસ્વમની જેમ કોપને ભૂલી ગયાં. પછી પરોપકારબુદ્ધિવાળા તે મુનિએ તેમને આર્દ્ર હૃદયવાળાં જાણીને જીવદયાપ્રધાન શ્રી આર્હત ધર્મનો ઉપદેશ કર્યો. એટલે જન્મથી માંડીને ધર્મના અક્ષરોથી જેમના કાન જરા પણ વિંધાણા નથી એવાં તે દંપતી ત્યારથી કાંઈક ધર્મની અભિમુખ થયાં પછી તેમણે ભક્તપાનથી ભક્તિવડે તે મુનિને પ્રતિલાભિત કર્યા, પ્રિય અતિથિની જેમ તેમને યોગ્ય સન્માનપૂર્વક સારા સ્થાનમાં નિવાસ કરાવ્યો અને રાગસભાવ[1] વડે બીજા લોકોનું નિવારણ કરીને તે દંપતી પોતે જ નિરંતર તે મુનિને પ્રતિલાભિત કરવા લાગ્યાં. કર્મરોગથી પીડિત એવાં એ દંપતીને ધર્મજ્ઞાનરૂપ ઔષધ આપી તેમની સંમતિ લઇને કેટલેક કાળે તે મુનિ અષ્ટાપદ ગિરિ ગયા તે દંપતીએ મુનિના બહુ કાળના સંસર્ગથી શ્રાવકવ્રત ગ્રહણ કર્યું અને કૃપણ પુરૂષ જેમ ધનને જાળવે તેમ તેઓ યત્નથી તે વ્રતનું પાલન કરવા લાગ્યાં.

એક વખતે શાસનદેવી વીરમતીને ધર્મમાં સ્થિર કરવાને માટે અષ્ટાપદ ગિરિ ઉપર લઈ ગઈ. ધર્મિષ્ઠ જનોને શા શા લાભ ન થાય? અર્થાત્ સર્વ લાભ થાય. ત્યા સુરાસુરે પૂજેલી અર્હતની પ્રતિમાને જોઇને વીરમતી આ જન્મમાં જ મુક્ત થઈ હોય તેવા આનંદને પ્રાપ્ત થઈ, અને તે અષ્ટાપદ ઉપર ચોવીશે અરિહંતનાં બિંબને વાંદીને વિદ્યાધરીની જેમ પાછી પોતાને નગરે આવી. પછી એ મહાન્ તીર્થના અવલોકનથી ધર્મમાં સ્થિર બુદ્ધિ ધારણ કરીને તેણે પ્રત્યેક તીર્થંકરને ઉદ્દેશીને વીશ વીશ આચામ્લ (આંબેલ) કર્યાં,

---

૧ રાગ.

અને ભક્તિવાળી તે રમણીએ ચોવીશે પ્રભુનાં રત્નજડિત સુવર્ણમય તિલકો કરાવ્યાં. અન્યદા તે વીરમતી પરિવાર સાથે અષ્ટાપદ ઉપર આવી. ત્યાં તેણે ચોવીશે તીર્થંકરોનું સ્નાત્રપૂર્વક અર્ચન કર્યું, અને પછી તે અર્હંતની પ્રતિમાઓનાં લલાટ ઉપર લક્ષ્મીરૂપ લતાનાં પુષ્પો હોય તેવાં પ્રથમ કરાવેલાં સુવર્ણનાં તિલકો સ્થાપન કર્યાં (ચોડ્યાં), તેમજ તે તીર્થે પધારેલ ચારણ શ્રમણ વિગેરેને યથાયોગ્ય દાન આપી તેણે પૂર્વે કરેલી તપસ્યાને ઉજવી. (તેનું ઉજમણું કર્યું.) પછી જાણે કૃતાર્થ થઈ હોય તેમ ચિત્તમાં નૃત્ય કરતી બુદ્ધિમતી વીરમતી ત્યાંથી પોતાને નગરે આવી. તે દંપતી જો કે શરીરે જૂદાં હતાં તથાપિ એક મનથી ધર્મકર્મમાં ઉદ્યત થઈ તેમણે કેટલોક કાળ નિર્ગમન કર્યો. અનુક્રમે આયુઃસ્થિતિ પૂર્ણ થયે સમાધિથી મરણ પામી તે વિવેકી દંપતી દેવલોકમાં દેવદંપતી (દેવદેવી) તરીકે ઉત્પન્ન થયાં.

મમ્મણ રાજાનો જીવ દેવલોકમાંથી ચ્યવીને આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં બહલી નામના દેશમાં પોતનપુર નામના નગરને વિષે **ધમ્મિલ** નામના આહેરની સ્ત્રી રેણુકાના ઉદરથી **ધન્ય** નામે પુત્રપણે ઉત્પન્ન થયો, જે ઘણા પુણ્યનું પાત્ર હતો. ત્યાર પછી વીરમતી રાણીનો જીવ દેવલોકમાંથી ચ્યવીને તે ધન્યની ધૂસરી નામે સ્ત્રી થયો. ધન્ય હમેશાં અરણ્યમાં જઇને મહિષી(ભેંશો)ને ચારતો હતો; કારણ કે મહિષી ચારવી તે આહીર લોકોનું પ્રથમ કુલવ્રત છે. અન્યદા પ્રવાસીઓને વૈરીરૂપ વર્ષાઋતુ આવી. જે દુઃખે જોવાય તેવા દુર્દિનથી દિવસે પણ અમાવાસ્યાની રાત્રિને બતાવતી હતી, ઉત્કટ વૃષ્ટિ વડે જેણે આકાશને યંત્રધારાગૃહ[1] જેવું કરી દીધું હતું, જેમાં ઉદ્યત થયેલા દેડકાઓના શબ્દોથી દર્દુર જાતના વાદ્યનો ભાસ થતો હતો, જે લીલા ઘાસથી પૃથ્વીને કેશપાશવાળી હોય તેવી કરતી હતી, વૃષ્ટિથી થયેલી મોટી સેવાળવડે જેમાં બધી પૃથ્વી લપસણી થઈ ગઈ હતી, જેમાં સંચાર કરતા પાંથજનના ચરણ જાનુ સુધી કાદવવડે ભરાતા હતા, અને વિદ્યુતના વારંવારના આવર્તનથી અંતરીક્ષમાં ઉલ્કાપાતનો દેખાવ થતો હતો. આ પ્રમાણેની વર્ષાઋતુમાં મેઘ વરસતો હતો તેવે વખતે કાદવના સંપર્કથી હર્ષના નાદ કરતી ભેંશોને ચારવા માટે ધન્ય અરણ્યમાં ગયો. વર્ષાદના જળને નિવારે તેવું છત્ર માથે ધરી ભેંશોના યૂથને અનુસરતો ધન્ય અટવીમાં પર્યટન કરવા લાગ્યો. એ પ્રમાણે પરિભ્રમણ કરતાં એક પગે ઉભા રહીને કાઉસ્સગ્ગધ્યાનમાં નિશ્ચળ રહેલા એક મુનિ ધન્યના જોવામાં આવ્યા. તે મુનિ ઉપવાસથી કૃશ થઈ ગયેલા હતા, વનહસ્તીની જેમ વૃષ્ટિને સહન કરતા હતા, અને પવને હલાવેલા વૃક્ષની જેમ તેમનુ સર્વ અંગ શીતની પીડાથી કંપતું હતું. આ પ્રમાણે પરીષહને સહન કરતા તે મુનિને જોઈ ધન્યને અનુકંપા આવી, તેથી તત્કાળ તેણે પોતાની છત્રી તેમના મસ્તક પર ધરી રાખી. જ્યારે ધન્યે અનન્ય ભક્તિથી તેમની ઉપર છત્રી ધરી ત્યારે વસ્તીમાં રહેતા હોય તેમ તે મુનિનું વૃષ્ટિકષ્ટ દૂર થઈ ગયું. દુર્મદ મનુષ્ય જેમ મદિરાપાનથી નિવૃત્ત ન થાય તેમ મેઘ વરસવાથી કિંચિત્ પણ નિવૃત્ત થયો નહીં, તથાપિ એ મહાબુ ધન્ય છત્રી ધરી રાખવાથી કંટાળો પામ્યો નહીં; પછી એ મહામુનિ વૃષ્ટિમાં

૧ યંત્રધારાગૃહ—યંત્રવડે જેમાં અવિચ્છિન્ન જળધારા થયા કરે તેવું મકાન (સ્થાન).

કરેલા ધ્યાનથી જ્યારે નિવૃત્ત થયા ત્યારે એ મેઘ પણ ક્રમયોગે વૃષ્ટિથી નિવૃત્ત થયો. પછી ધન્યે તે મુનિને પ્રણામ કરી ચરણસંવાહનાપૂર્વક અંજલિ જોડીને પૂછયું-'હે મહર્ષિ! હાલ વિષમ એવો વર્ષાનો સમય વર્તે છે, અને પૃથ્વી કાદવવડે પીડાકારી થઈ પડી છે, આવા સમયમાં પ્રવાસથી અજાણ્યા હો તેમ આપ અહીં ક્યાંથી આવી ચડ્યા?' મુનિ બોલ્યા-'ભદ્ર! હું પાંડુ દેશથી અહીં આવેલ છુ, અને ગુરુના ચરણથી પવિત્ર એવી લંકા નગરીએ જવાનું છે. મને ત્યાં જતાં અહીંયાં અંતરાયકારી વર્ષાઋતુ પ્રાપ્ત થઈ અને ધારાધર-મેઘ અખંડ ધારે વરસવો શરુ થયો મેઘ વરસતો હોય ત્યારે મહર્ષિઓને ગમન કરવુ અયુક્ત છે તેથી વૃષ્ટિનો અંત આવે ત્યાંસુધીનો અભિગ્રહ લઈ કાયોત્સર્ગ કરીને હું અહી રહ્યો હતો હે મહાત્મન્! આજે સાતમે દિવસે વૃષ્ટિ વિરામ પામી, તેથી મારો અભિગ્રહ પૂર્ણ થતાં હવે હું કોઈ પણ નિવાસસ્થાનમાં જઇશ.' ધન્ય હર્ષથી બોલ્યો 'હે મહર્ષિ! આ મારો પાડો છે તે ઉપર શિબિકાની જેમ ચડી બેસો, કારણ કે આ ભૂમિ કાદવને લીધે દુઃખે ચાલી શકાય તેવી થઈ ગઈ છે.' મુનિ બોલ્યા-'હે ભદ્ર! મહર્ષિઓ કોઈ પણ જીવ ઉપર આરોહણ કરતા નથી. બીજાને પીડા થાય તેવું કર્મ તેઓ કદિ પણ આચરતા નથી. મુનિઓ તો પગેજ ચાલનારા હોય છે.' આમ કહીને તે મુનિ ધન્યની સાથે નગર તરફ ચાલ્યા નગરમાં પહોંચ્યા પછી ધન્યે મુનિને નમી અંજલિ જોડીને કહ્યું, 'મહાત્મન્! જ્યાં-સુધી હું ભેશોને દોઈ આવુ ત્યાંસુધી તમે અહીં રાહ જુવો.' એમ કહી પોતાને ઘેર જઈ ભેંશોને દોઇને તે એક દુધનો ઘડો ભરી લાવ્યો પછી પોતાના આત્માને અતિ ધન્ય માનતા ધન્યે તે દુધવડે અતિ હર્ષથી તે મુનિને પુણ્યના કારણભૂત પારણું કરાવ્યુ. તે મહષિએ પોતન નગરમાં રહીને વર્ષાઋતુ નિર્ગમન કરી. પછી ઈર્યાશુદ્ધિવડે ઉચિત એવે માર્ગે ચાલતા તે મુનિ પોતાને યોગ્ય સ્થાનકે ગયા.

ધન્ય પાષાણરેખા જેવુ સ્થિર સમકિત ધારણ કરી પોતાની સ્ત્રી ધૂસરીની સાથે ચિર-કાળ શ્રાવકવ્રત પાળવા લાગ્યો. કેટલેક કાળે ધન્ય એવાં તે ધૂસરી અને ધન્યે ચારિત્ર ગ્રહણ કર્યુ, અને સાત વર્ષ સુધી તેનું પ્રતિપાલન કરીને તેઓ સમાધિથી મૃત્યુ પામ્યાં. મુનિને દુધનુ દાન કરવાથી ઉપાર્જન કરેલા પુણ્યવડે તેઓ કોઈ લેશ્યાવિશેષથી હિમવંત ક્ષેત્રમાં યુગલિયાપણે ઉત્પન્ન થયાં. ત્યાંથી આર્ત્ત અને રૌદ્ર ધ્યાન વગર મૃત્યુ પામીને તેઓ **ક્ષીરડિંડીર** અને **ક્ષીરડિંડીરા** નામે દાંપત્યપણાથી શોભતાં દેવી દેવતા થયાં. ત્યાંથી ચ્યવીને ક્ષીરડિંડીર દેવતા આ ભરતક્ષેત્રમાં કોશલ નામના દેશમાં **કોશલા** નગ-રીને વિષે ઇક્ષ્વાકુ કુળમાં જન્મ પામેલ **નિષધ** રાજાની **સુંદરા** રાણીની કુક્ષિથી **નળ** નામે પુત્ર થયો. તે રાજાને બીજો **કુબર** નામે પણ તેનાથી નાનો પુત્ર થયો.

અહીં વિદર્ભ દેશમાં **કુંડિન** નામે નગર છે તેમાં ભયંકર પરાક્રમવાળો **ભીમરથ** નામે રાજા છે, તેને પોતાની અતિ શ્રેષ્ઠ રૂપસંપત્તિથી સ્વર્ગની સ્ત્રીઓનો પણ તિરસ્કાર કર-નાર **પુષ્પદંતી** નામે એક નિષ્કપટી રાણી છે,ધર્મ તથા અર્થના વિરોધ વગર કામ પુરૂષાર્થને સાધતો તે રાજા તેની સાથે નિર્વિઘ્ને સુખભોગ ભોગવતો હતો. અન્યદા શુભ સમયે

ક્ષીરડિંડીરા દેવી દેવલોકમાંથી ચ્યવીને પુષ્પદંતી રાણીના ઉદરમાં પુત્રીપણે ઉત્પન્ન થઈ. તે વખતે મનોહર શય્યામાં સુખે સુતેલી રાણીએ રાત્રિને અવસાને શુભ સ્વપ્ન જોઇને રાજાને જણાવ્યું કે, 'હે સ્વામિન્! આજે રાત્રિએ સુખે સુતા સુતા સ્વપ્નમાં વનાગ્નિએ પ્રેરેલો એક શ્વેત હસ્તી આપના યશસમૂહ જેવો ઉજ્જ્વળ આપના ઘરમાં આવતો મેં દીઠો છે.'

આ પ્રમાણે સાંભળીને સર્વ શાસ્ત્રરૂપ સાગરના પારગામી એવા રાજાએ તેને કહ્યું કે, 'હે દેવિ! આ સ્વપ્નથી એમ જણાય છે કે કોઈ પુણ્યાત્મા ગર્ભ આજે તમારા ઉદરમાં આવીને ઉત્પન્ન થયો છે.' આ પ્રમાણે રાજા રાણી વાર્ત્તા કરતાં હતાં, તેવામાં જાણે દેવલોકમાંથી ચ્યવીને ઐરાવણ હસ્તી આવ્યો હોય તેવો કોઈ શ્વેત હસ્તી ત્યાં આવ્યો. રાજાના પુણ્યથી પ્રેરાયેલો હોય તેમ તે હસ્તીએ તત્કાળ રાજાને રાણી સહિત પોતાના સ્કંધ ઉપર ચડાવ્યાં; અને નગરજનોએ પુષ્પમાળાદિકે પૂજેલો તે હાથી આખા નગરમાં ભ્રમીને પાછો મહેલ પાસે આવ્યો અને ત્યાં તે રાજદંપતીને ઉતાર્યાં. પછી તે ગજેંદ્ર પોતાની મેળેજ બંધનસ્થાનમાં આવીને ઉભો રહ્યો. તે વખતે દેવતાઓએ રત્ન અને પુષ્પોની વૃષ્ટિ કરી. રાજાએ સુગંધી યક્ષકર્દમથી તે હાથીના આખા શરીર પર વિલેપન કરી ઉત્તમ પુષ્પોથી અર્ચન કરીને તેની આરતી ઉતારી.

ગર્ભકાળ પૂર્ણ થતાં વ્યતીપાત પ્રમુખ અવયોગથી અદૂષિત એવા દિવસે મેઘમાળા જેમ વિદ્યુતને જન્મ આપે તેમ રાણીએ એક કન્યારત્નને જન્મ આપ્યો. મહાપુરૂષના વક્ષ સ્થળમાં શ્રી વત્સના ચિહ્નની જેમ એ કન્યાના લલાટમાં સૂર્યના જેવું તેજસ્વી તિલક જન્મની સાથેજ સહજ પ્રગટ થયેલું હતું. તે કન્યા પોતે સ્વભાવથીજ તેજસ્વી હતી, પણ તે તિલકથી સુવર્ણની મુદ્રિકા જેમ ઉપર જડેલા રત્નથી ચળકે, તેમ વિશેષ ચળકતી હતી. તે પુત્રીના જન્મના પ્રભાવથી અતુલ્ય પરાક્રમી ભીમરથ રાજાના ઉગ્ર શાસનને અનેક રાજાઓ મસ્તક પર ધારણ કરવા લાગ્યા. જ્યારે તે કન્યા ઉદરમાં હતી, ત્યારે રાણીએ દાવાનળથી ભય પામીને આવેલા શ્વેત દંતી (હસ્તી)ને જોયો હતો, તેથી કુંડિનપતિએ પૂર્ણ માસે તે કન્યાનું **દવદંતી**[1] એવું નામ પાડ્યું, જે નામ સર્વત્ર હર્ષસંપત્તિના નિધાન તુલ્ય થઈ પડ્યું. જેના મુખના સુગંધી નિઃશ્વાસ ઉપર ભ્રમરાની શ્રેણી ભમી રહી છે એવી એ બાળા દિવસે દિવસે વધતી રિંખણ ગતિએ ચાલવા લાગી. જેનું મુખકમળ સુંદર છે એવી એ બાળા એક પુષ્પથી બીજા પુષ્પ પર ભમરી જાય તેમ પોતાની સપત્ન (ઓરમાન) માતાઓના પણ એક હાથથી બીજા હાથ ઉપર સંચાર કરવા લાગી. અંગુઠા અને મધ્ય આંગળીની ચપટીના નાદથી તાળ આપતી અને મુખનાં વાજાં વગાડતી ધાત્રીઓ તેને પગલે પગલે ફરીને રમાડતી હતી, ઝણઝણાટ કરતા નૂપુરવડે મંડિત એ બાળા અનુક્રમે ડગલાં ભરી ભરીને ચાલતી હતી અને મૂર્તિમાન્ લક્ષ્મી જેવી એ રાજપુત્રી ગૃહાંગણને શોભા આપતી રમતી હતી, તેમજ તેના પ્રભાવથી રાજાને સર્વ નિધિઓ પ્રત્યક્ષપણે પ્રાપ્ત થયા હતા

---

૧ એનુંજ 'દમયંતી' એવું બીજું નામ હતું.

જ્યારે તે કન્યાને આઠમુ વર્ષ શરૂ થયુ, ત્યારે રાજાએ કળા ગ્રહણ કરાવવાને માટે તેને એક ઉત્તમ કળાચાર્યને સોંપી. તે ઉત્તમ બુદ્ધિવાન્ બાળાને ઉપાધ્યાય તો સાક્ષી માત્રજ થયા, બાકી દર્પણમાં પ્રતિબિંબની જેમ તેનામાં સર્વ કળા સ્વતઃ પ્રાપ્ત થઈ એ બુદ્ધિમતી રાજકન્યા કર્મપ્રકૃત્યાદિકમાં એવી પંડિતા થઈ કે તેની આગળ કોઈ સ્યાદ્વાદને આક્ષેપ કરનાર થયો નહીં. પછી સરસ્વતીની જેમ કળાકલાપરૂપ સાગરના પારને પામનારી એ કન્યાને તેના ગુરૂ રાજા પાસે લઈ આવ્યા. ગુરૂની આજ્ઞાથી સદ્ગુણરૂપ ઉદ્યાનમાં એક નીક જેવી તે કન્યાએ પોતાનું સર્વ કળાકૌશલ્ય પોતાના પિતાને સારી રીતે બતાવ્યુ. વળી તેણે તેના પિતાની આગળ પોતાનું શ્રુતાર્થનું પ્રાવીણ્ય એવું બતાવ્યુ કે જેથી તે રાજા સમ્યક્ દર્શનના પ્રથમ ઉદાહરણરૂપ થયો. રાજાએ એક લાખ ને એક હજાર સોનામોહોરવડે પોતાની પુત્રીના કળાચાર્યની પૂજા કરીને તેમને વિદાય કર્યા. દવદંતીના પુણ્યના અતિશયથી **નિર્વૃતિ** નામની શાસનદેવીએ સાક્ષાત્ આવીને એક સુવર્ણની અર્હત્ પ્રતિમા તેને અર્પણ કરી. પછી તે શાસનદેવી બોલ્યા–'હે વત્સે ! આ ભાવી તીર્થંકર શ્રી શાંતિનાથની પ્રતિમા છે, તારે તેની અહર્નિશ પૂજા કરવી ' આ પ્રમાણે કહીને દેવી અંતર્ધાન થયા. પછી દવદંતી પ્રફુલ્લિત નેત્રે તે પ્રતિમાને વંદના કરીને પોતાના ગૃહમાં લઈ ગઈ.

હવે સુંદર દાંતવાળી દવદંતી સમાન વયની સખીઓ સાથે ક્રીડા કરતી લાવણ્યજળની પરબ જેવા પવિત્ર યૌવનને પ્રાપ્ત થઈ. રાજા અને રાણી દવદંતીને પૂર્ણ યૌવનવતી જોઈ તેનો વિવાહોત્સવ જોવાને ઉત્સુક થયાં, પણ તેના અનેક સદ્ગુણોને યોગ્ય એવા વરની ચિંતાથી હૃદયમાં શલ્યાતુર એવાં તેઓ અતિ દુઃખિત દેખાવા લાગ્યાં. અનુક્રમે દવદંતી અઢાર વર્ષની થઈ, પણ તેના પિતા તેને યોગ્ય કોઈ શ્રેષ્ઠ વરને મેળવી શકયા નહીં. પછી તેણે વિચાર્યું કે અતિ પ્રૌઢ થયેલી વિચક્ષણ કન્યાનો સ્વયંવર કરવો તેજ યુક્ત છે, તેથી તેણે રાજાઓને આમંત્રણ કરવા માટે દૂતોને આજ્ઞા કરી. તેના આમંત્રણથી અનેક રાજાઓ અને યુવાન રાજપુત્રો મોટી સમૃદ્ધિવડે પરસ્પર સ્પર્ધા કરતા ત્વરાથી ત્યાં આવ્યા.

આવેલા રાજાઓના એકઠા થયેલા ગજેંદ્રોથી કુંડિનપુરની પ્રાંત ભૂમિ વિંધ્યાદ્રિની તળાટીની ભૂમિ જેવી દેખાવા લાગી. કોશલપતિ નિષધ રાજા પણ નળ અને કૂબર નામના બન્ને કુમારોને લઇને ત્યાં આવ્યો કુંડિનપતિ મહારાજાએ સર્વ રાજાઓનું અભિગમનપૂર્વક[1] સ્વાગત કર્યું. "ઘેર આવેલા અતિથિઓને માટે તેમ કરવુ યોગ્ય છે." પછી સમૃદ્ધિવડે પાલક વિમાનનો અનુજ હોય તેવો સ્વયંવરમંડપ ભીમરથ રાજાએ રચાવ્યો. તે મંડપમાં વિમાનની જેવા સુંદર મન્ચો ગોઠવ્યા, અને તે પ્રત્યેક મંચની ઉપર મનોહર સુવર્ણમય સિંહાસનો મૂકવામાં આવ્યાં પછી સમૃદ્ધિવડે સ્પર્ધા કરતા રાજાઓ સ્વયંવરને દિવસે અલંકાર અને વસ્ત્રો ધારણ કરીને જાણે ઈંદ્રના સામાનિક દેવતા

૧ સામા જવાપૂર્વક.

ભક્તિવાળા ભીમે પુત્ર સહિત નિષધ રાજાને સત્કાર કરીને વિદાય કર્યા અને પોતે જરા દૂર સુધી વળોટાવા ગયો. લોકોમાં એવી મર્યાદા છે. પતિની પછવાડે જતી દવદંતીને માતાએ શીખામણ આપતાં કહ્યું, 'હે પુત્રિ! આપત્તિ આવે તોપણ દેહની છાયાની જેમ પતિનો ત્યાગ કરીશ નહિં' પછી માતાપિતાની રજા લઈ દવદંતી રથમાં બેઠી એટલે નળે તેને પોતાના ખોળામાં બેસારી.

પછી કોશલદેશના રાજા નિષધે કોશલા નગરી તરફ પ્રયાણ કર્યું. તે વખતે તેના ગજેંદ્રોના ધાટા મદવડે બધી પૃથ્વી કસ્તૂરીની જેમ સિંચાવા લાગી. ઘોડાઓની ખરીથી છોલાતી પૃથ્વી કાંસીના તાળની જેમ શબ્દ કરવા લાગી, રથોના પૈડાંઓની રેખાઓવડે સર્વ માર્ગો ચિત્રાઈ ગયા. પરસ્પર ધાટા પાયદળના ગમનથી સર્વ પૃથ્વી ઢંકાઈ ગઈ, ઉંટોએ માર્ગના વૃક્ષોને પત્ર રહિત કરી દીધા, સૈન્યે કરેલા જળપાનથી જળાશયોમાં કાદવજ અવશેષ રહ્યો, અને સૈન્ય ચાલતાં ઉડેલી રજથી આકાશમાં પણ બીજી પૃથ્વી થઈ ગઈ. આ પ્રમાણે ચાલતાં નિષધરાજાને માર્ગમાંજ રવિ અસ્ત પામી ગયો, એટલે જળથી રાફડાની જેમ અંધકારથી બધુ બ્રહ્માંડ પૂરાઈ ગયુ. એમ છતાં પણ પોતાની નગરીના દર્શનમાં ઉત્કંઠિત એવો નિષધરાજા આગળ ચાલતાં અટક્યો નહીં. કેમકે "પોતાને નગરે પહોચવાની ઉત્કંઠા કોને પ્રબળ હોતી નથી?" જ્યારે અંધકારનું એકછત્ર રાજ્ય થયુ, ત્યારે સ્થળ, જળ, ગર્ત્ત (ખાડા) કે વૃક્ષ વિગેરે સર્વ અદૃશ્ય થઈ ગયું. અંધકારથી દૃષ્ટિનો રોધ થતાં ચતુરિંદ્રિય પ્રાણી જેવા થઈ ગયેલા પોતાના સૈન્યને જોઇને નળ કુમારે ઉત્સંગમાં સૂતેલી દવદંતીને કહ્યુ—'દેવિ! ક્ષણવાર જાગો. યશસ્વિની! અંધકારથી પીડિત એવા આ સૈન્ય ઉપર તમારા તિલકરૂપ સૂર્યને પ્રકાશિત કરો.' પછી દવદંતીએ ઉઠીને તિલકને માર્જન કર્યું, એટલે અંધકારરૂપ સર્પમાં ગરૂડ જેવુ તે તિલક ઘણું પ્રદીપ્ત થઈ ચળકવા લાગ્યું. પછી સર્વ સૈન્ય નિર્વિઘ્ને ચાલવા લાગ્યુ. "પ્રકાશ વિના લોકો જીવતાં છતાં મૃતવત્ છે."

આગળ ચાલતાં પદ્મખંડની જેમ ભ્રમરોએ આસપાસથી આસ્વાદન કરાતા એક પ્રતિમાધારી મુનિ નળરાજાના જોવામાં આવ્યા. તેમને જોઇ નળકુમારે પિતાને કહ્યું; "સ્વામિન્! આ મહર્ષિને જુઓ, અને તેમને વાંદીને માર્ગનું પ્રાસંગિક ફળ પ્રાપ્ત કરો. આ કાયોત્સર્ગે રહેલા મુનિના શરીર સાથે કોઇ મદધારી ગજેંદ્રે ગંડસ્થળની ખુજલી ખણવાની ઇચ્છાએ વૃક્ષની જેમ ઘર્ષણ કરેલું છે, તેના ગંડસ્થળના ઘણા ઘસાવાથી આ મુનિના શરીરમાં તેના મદનો સુગંધ પ્રસરેલો છે, તેથી આ ભ્રમરાઓ તેમને દંશ કરે છે, તથાપિ મુનિ એ પરીષહને સહન કરે છે, સ્થિર પાદવાળા પર્વતની જેમ આ મહાત્માને તે ઉન્મત્ત હાથી પણ ધ્યાનથી ચળીત કરી શક્યો નથી, આવા મુનિ માર્ગમાં કોઇ પુણ્યયોગેજ આપણા જોવામાં આવેલા છે." તે સાંભળી નિષધ રાજાને શ્રદ્ધા ઉત્પન્ન થઈ, જેથી પુત્ર અને પરિવાર સહિત પ્રાપ્ત થયેલા ઉત્તમ તીર્થની જેમ તે મુનિને સેવવા લાગ્યો. પછી નિષધ રાજા, સ્ત્રી સહિત નળ, કુબર અને બીજાઓ તેમને નમી, સ્તવી અને મદના ઉપ-

દ્રવ રહિત કરીને આગળ ચાલ્યા. અનુક્રમે કોશલા નગરીના પરિસરમાં આવ્યા એટલે નળે દવદંતીને કહ્યું, 'દેવિ! જુવો આ જિનચૈત્યોથી મંડિત અમારી રાજધાની આવી. તત્કાળ દવદંતી મેઘના દર્શનથી મયૂરીની જેમ તે ચૈત્યોના દર્શન માટે અતિ ઉત્કંઠિત થઈ. તેણે કહ્યું કે, 'મને ધન્ય છે કે જેણે નળરાજાને પતિપણે પ્રાપ્ત કર્યા છે: હવે તેમની રાજધાનીમાં રહેલા આ જિનચૈત્યોને હું પ્રતિદિન વંદના કરીશ.'

નિષધ રાજાએ જેમાં તોરણાદિકથી સર્વત્ર મંગળાચાર આરંભેલા છે એવી પોતાની નગરીમાં શુભ દિવસે તેમણે પ્રવેશ કર્યો પછી ત્યાં રહીને નળ અને દવદંતી સ્વેચ્છાએ વિહાર કરવા લાગ્યા. તેઓ કોઇવાર હંસ હંસીની જેમ જળક્રીડા કરતાં હતાં, કોઇવાર પરસ્પર પ્રચલિત એવી એક એકની ભુજાવડે હૃદયને દબાવીને હીચકાના સુખને અનુભવતાં હતાં, કોઇવાર ગુંથેલાં એવા અતિ સુગંધી પુષ્પોથી એક બીજાના કેશપાસને વિચિત્ર રીતે પૂરતાં હતાં, કોઇવાર બંધમોક્ષમાં ચતુર અને ગંભીર હૃદયવાળાં તેઓ અનાકુળપણે અક્ષદ્યૂત રમતાં હતાં, અને કોઇવાર આતોદ્ય અને તંતીવાદ્યને અનુક્રમે વગાડતો નળકુમાર એકાંતમાં દવદંતીને નૃત્ય કરાવતો હતો. આ પ્રમાણે નળ અને દવદંતીએ અહર્નિશ અવિયુક્ત રહી નવનવી ક્રીડાઓવડે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

અન્યદા નિષધરાજાએ નળને રાજ્ય ઉપર અને કૂબરને યુવરાજપદ ઉપર સ્થાપન કરીને વ્રત ગ્રહણ કર્યું. પછી નળરાજા પ્રજાને પ્રજાવત્ (પુત્ર પુત્રીવત્) પાળવા લાગ્યો; અને સર્વદા પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી રહેવા લાગ્યો. બુદ્ધિ અને પરાક્રમથી સંપન્ન અને શત્રુ રહિત એવા નળરાજાને ભુજપરાક્રમથી વિજય કરવાને કોઈ પણ બીજો ભૂપતિ સમર્થ થયો નહીં. એક વખતે નળરાજાએ પોતાના ક્રમાગત સામંત વિગેરેને બોલાવીને પૂછ્યું કે, 'હું પિત્રોપાર્જિત ભૂમિ ઉપર રાજ્ય કરૂં છું કે તેથી અધિક ભૂમિ ઉપર રાજ્ય કરૂં છું? તે કહો.' તેઓ બોલ્યા—"તમારા પિતા નિષધ રાજાએ તો ત્રીજે અંશે ઉણા એવા આ ભરતાર્ધને ભોગવ્યું હતું, અને તમે તો બધા ભરતાર્ધને ભોગવો છો. તેથી પિતાથી પુત્ર અધિક થાય તે યુક્ત જ છે. પણ આપને એટલુ જણાવવાનું છે કે, અહીંથી બસો યોજન ઉપર **તક્ષશિલા** નામે નગરી છે, તેમાં **કદંબ** નામે રાજા છે, તે તમારી આજ્ઞાને માનતો નથી. અર્ધ ભરતના વિજયથી ઉત્પન્ન થયેલા તમારા યશરૂપ ચન્દ્રમાં તે એક દુર્વિનીત રાજા માત્ર કલંકભૂત છે. આપે અંશ માત્ર વ્યાધિની જેમ પ્રમાદવડે તેની ઉપેક્ષા કરી તેથી તે રાજા હાલ શક્તિમાં વધી પડવાથી કષ્ટસાધ્ય થઈ પડ્યો છે. પણ હવે હે મહાબાહો! તમે તેના ઉપર રોષથી કઠોર એવું મન કર્યું છે, તો તે પર્વત ઉપરથી પડેલા ઘડાની જેમ અવશ્ય વિશીર્ણ જ થઇ ગયેલો છે એમ સંશયરહિત અમારૂં માનવું છે. માટે પ્રથમ એક દૂત મોકલી તેને જણાવો એટલે પ્રણિપાતમાં કે દંડમાં તેની જે ઇચ્છા હશે તે જણાશે." આ પ્રમાણેનાં સામંતોનાં વચનથી નળરાજાએ દ્રઢતામાં મહાગિરિ જેવા એક દૂતને સમજાવીને મોટા સૈન્ય સાથે ત્યાં મોકલ્યો. ગરૂડની જેવો દુર્ધર તે દૂત ત્વરાએ ત્યાં પહોચ્યો અને પોતાનો સ્વામી ન લાજે તેમ તેણે કદંબ

રાજાને કહ્યુ કે 'હે રાજેંદ્ર! શત્રુરૂપ વનમાં દાવાનળ જેવા મારા સ્વામી નળરાજાની સેવા કરો, અને વૃદ્ધિ પામો, તમારા તેજનો વધ કરો નહીં. તમારી કુળદેવીથી અધિષ્ઠિત થયેલાની જેમ હું તમને હિતવચન કહું છું કે, નળરાજાની સેવા કરો, વિચારો, જરા પણ મુઝાશો નહીં.' દૂતનાં આવાં વચન સાંભળીને ચંદ્રકળાને રાહુની જેમ દંતાગ્રથી હોઠને ડંશતો કદંબ પોતાને ભૂલી જઇને પોતાની સામુ જોયા વિના આ પ્રમાણે બોલ્યો—"અરે દૂત! શુ નળરાજા મૂર્ખ છે, ઉન્મત્ત છે કે શું વાયડો થઈ ગયો છે કે જે શત્રુરૂપી મોથમાં વરાહ જેવા મને બીલકુલ જાણતો નથી? અરે દૂત! શું તારા રાજ્યમાં કોઇ કુળમંત્રીઓ પણ નથી કે જેઓએ આ પ્રમાણે મારો તિરસ્કાર કરતાં નળરાજાને અટકાવ્યો નહી? હે દૂત! તું સત્વર જા, જો તારો સ્વામી રાજ્યથી કંટાળ્યો હોય તો ભલે, તે યુદ્ધ કરવાને તૈયાર થાય. હું પણ તેના રણનો અતિથિ થવાને તૈયાર છુ." દૂતે તરત જ ત્યાંથી નીકળી, નળરાજા પાસે આવીને તેના અહંકારી વચનો બળવાન્ નળરાજાને કહી સંભળાવ્યા. પછી મોટા અહંકારના પર્વતરૂપ તક્ષશિલાના રાજા કદંબ ઉપર નળરાજાએ મોટા આડંબરથી ચઢાઈ કરી. પરાક્રમી હાથીઓવડે જાણે બીજા કીલ્લાવાળી હોય તેમ તક્ષશિલા નગરીને પોતાની સેનાથી ઘેરી લીધી. તે જોઇ કદંબ રાજા પણ તૈયાર થઇને મોટા સૈન્ય સાથે બહાર નીકળ્યો. "કેશરી સિંહ ગુહાદ્વાર પાસે કોઇનું ગમનાગમન સહન કરી શકતો નથી."

પછી ક્રોધથી અરૂણ નેત્ર કરતા પ્રચંડ તેજવાળા યોદ્ધાઓ બાણાબાણી યુદ્ધથી આકાશમાં મંડપ કરતા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તે જોઇને નળે કદંબ રાજાને કહ્યું, 'અરે આ હાથી વિગેરેને મારી નખાવવાનું શું કારણ છે? આપણે બનેજ શત્રુઓ છીએ, તો આપણેજ દ્વંદ્વ યુદ્ધ કરીએ.' પછી નળ અને કદંબ જાણે બે જંગમ પર્વતો હોય તેમ ભુજાયુદ્ધ વિગેરે દ્વંદ્વયુદ્ધથી યુદ્ધ કરવા લાગ્યા. ગર્વાંધ કદંબે નળ પાસે જે જે યુદ્ધની માગણી કરી તે તે યુદ્ધમાં વિજયી નળે તેને હરાવી દીધો. તે વખતે કદંબે વિચાર કર્યો કે 'આ મહા પરાક્રમી નળરાજાની સાથે મેં બરાબર ક્ષાત્ર વ્રત તોળી લીધું, હવે તેણે મને મૃત્યુકોટીમાં પમાડ્યો છે, માટે પતંગની જેમ (તેના પરાક્રમરૂપ અગ્નિમાં) પડીને શા માટે મરી જવુ? તેથી હું અહીંથી પલાયન કરીને વ્રત ગ્રહણ કરૂં.' "જો પરિણામ નિર્મળ આવતું હોય તો પલાયન કરવું પણ શ્રેષ્ઠ છે." મનમા આવો વિચાર કરી કદંબે ત્યાંથી પલાયન કરીને વિરક્ત થઇ તત્કાળ વ્રત ગ્રહણ કર્યું. અને પ્રતિમાએ (કાયોત્સર્ગ ધ્યાને) રહ્યો. કદંબને વ્રતધારી જોઇને નળે કહ્યુ કે, 'અહીં તો હું તમને જીતી ગયો છુ, પણ હવે બીજી પૃથ્વીમાં (મુનિપણામાં) આસક્ત થઇને ક્ષમાને છોડશો નહીં, કેમકે તમે વિજયને ઇચ્છનારા છો.' મહા વ્રતધારી અને ધીર એવા તે કદંબ મુનિએ નળરાજાને કાંઇપણ ઉત્તર આપ્યો નહી. કેમકે "નિઃસ્પૃહને રાજાનુ પણ શું કામ છે?" આથી નળે કદંબ મુનિની પ્રશંસા કરી, તેના સત્ત્વથી પ્રસન્ન થઇને શિર કંપાવ્યું. અને તેના પુત્ર **જયશક્તિ**ને તેના રાજ્ય ઉપર બેસાડ્યો. પછી બધા રાજાઓએ મળી વાસુદેવની જેમ સર્વે રાજાઓને જિતનાર નળરાજાને ભરતાર્ધ

પતિપણાનો અભિષેક કર્યો. ત્યાંથી કોશલદેશના અધિપતિ કોશલા નગરીમાં આવ્યા. ત્યાં ભક્તિકુશળ સર્વ રાજાઓએ આવી તેને ભેટ ધરી. ખેચરોની સ્ત્રીઓએ પણ જેનું બળ ગાયેલું છે એવો નળરાજા દવદંતી સાથે ક્રીડા કરતો ચિરકાળ પૃથ્વીપર શાસન કરવા લાગ્યો.

તેનો અનુજ બંધુ કૂબર કે જે કુળમાં અંગારા જેવો અને રાજ્યલુબ્ધ હતો, તે સત્પાત્રના છિદ્રને જેમ ઢાંકણુ જુવે તેમ નળરાજાના છિદ્રને શોધવા લાગ્યો નળરાજા સદા ન્યાયવાન હતો તથાપિ તેને દ્યૂત રમવા ઉપર વિશેષ આસક્તિ હતી. "ચંદ્રમાં પણ કલંક છે. કોઈ ઠેકાણે રત્ન નિષ્કલંક હોતાંજ નથી." 'હું આ નળ પાસેથી સર્વ પૃથ્વી દ્યૂત રમીને જીતી લઉં' એવા નઠારા આશયથી તે કૂબર હંમેશા પાસાથી નળને રમાડતો હતો. તેઓ બંને પાસદ્યૂતથી બહુ કાળ રમ્યા, તેમાં કમરૂક મણિની જેમ એક બીજાનો વિજય થયા કરતો હતો.

એક વખતે નળરાજા કે જે દ્યૂતક્રીડામાં બંધ મોક્ષ કરવામાં ચતુર હતો, તે પણ દૈવ દોષથી કૂબરને જીતવાને સમર્થ થઇ શક્યો નહીં. નળે પોતાનો પાસો જે અનુકૂલ પડશે ધારેલો તે પણ વિપરીત પડવા લાગ્યો, અને કૂબર વારંવાર તેની સોગઠીઓ મારવા લાગ્યો નળરાજા ધીમે ધીમે ગામડા, કર્બટ, અને ખેડુતી કસબા વિગેરે દ્યૂતમાં હારી ગયો. અને ગ્રીષ્મ કાળમાં જળવડે સરોવરની જેમ તે લક્ષ્મીવડે હીણ થવા લાગ્યો. જ્યારે આટલી હાનિ થયા છતાં પણ નળે દ્યૂતક્રીડા છોડી નહીં ત્યારે બધા લોકો ખેદ પામવા લાગ્યા અને કૂબર પોતાની ઇચ્છા પૂરાવાથી ઘણો હર્ષ પામવા લાગ્યો. સર્વ લોકો નળના અનુરાગી હતા. તેથી તેઓ હાહાકાર કરવા લાગ્યા. એ હાહાકાર સાંભળીને દવદંતી પણ ત્યાં આવી. તેણે નળને કહ્યું. "હે નાથ! હું તમને પ્રાર્થના કરી કહું છું કે, મારી ઉપર પ્રસન્ન થાઓ અને દ્યૂતક્રીડા છોડી દ્યો. એ પાસા તમારા વૈરીની જેમ દ્રોહ કરનારા છે. બુદ્ધિમાનોને વેશ્યાગમનની જેમ દ્યૂત ક્રીડામાત્ર હોય છે પણ પોતાના આત્માને અંધકાર આપનારી તે દ્યૂતક્રીડાનું તેઓ આમ અતિ સેવન કરતા નથી. આ રાજ્ય અનુજ બંધુ કૂબરને સ્વયમેવ આપી દેવું તે સારૂં છે, પણ 'મેં તો તેની પાસેથી બળાત્કારે રાજ્ય લક્ષ્મી લઇ લીધી છે' એવો એ અપવાદ બોલે તેમ કરશો નહીં. હે દેવ! જે આ પૃથ્વી સેંકડો યુદ્ધ કરીને મેળવેલી છે, તે એક દ્યૂતક્રીડામાં કુટેલા પ્રવાહની જેમ સહજમાં ચાલી જાય છે, તે મને ઘણું દુઃખ આપે છે." દવદંતીની આ વાણી દશમી મદાવસ્થાને પ્રાપ્ત થયેલા હસ્તીની જેમ નળરાજાએ સાંભળી નહીં અને તેને દૃષ્ટિએ જોઇ પણ નહીં. જ્યારે પતિએ તેની અવજ્ઞા કરી ત્યારે તે રોતી રોતી કુળપ્રધાનો પાસે આવી અને કહ્યું કે. 'આ નળરાજાને તમે દ્યૂતથી અટકાવો.' સન્નિપાતવાળા માણસને ઔષધની જેમ તે પ્રધાનોનાં વચને પણ નળરાજાને જરા પણ અસર કરી નહીં. ભૂમિને હારી જનાર તે નળરાજા અનળ—અગ્નિ જેવો થઇ ગયો. પછી દવદંતી સહિત બધું અંતઃપુર પણ હારી ગયો. એ પ્રમાણે સર્વસ્વ હારી ગયા પછી જાણે દીક્ષા લેવા ઇચ્છતો હોય તેમ તેણે અંગ ઉપરથી સર્વ આભૂષણો વિગેરે પણ હારીને છોડી દીધાં પછી કૂબરે કહ્યું. 'હે નળ! તું સર્વસ્વ હારી ગયો છે, માટે હવે

અહિં રહીશ નહીં. મારી ભૂમિ છોડી દે, કેમકે તને તો પિતાએ રાજ્ય આપ્યું હતું અને મને તો દ્યૂતના પાસાએ રાજ્ય આપ્યું છે.' તેનાં આવાં વચનો સાંભળીને 'પરાક્રમી પુરૂષોને લક્ષ્મી દૂર નથી માટે તું જરા પણ ગર્વ ધરીશ નહિં.' આ પ્રમાણે કહેતો નળ માત્ર પહેરેલાં વસ્ત્ર સહિતજ ત્યાંથી ચાલી નીકળ્યો. તે વખતે દવદંતી તેની પછવાડે જવા લાગી તેને જોઈ કૂબર ભયંકર શબ્દે બોલ્યો-“અરે સ્ત્રી! તને દ્યૂતક્રીડામાં હું જીત્યો છુ, માટે તું ક્યાં જાય છે? તું તો મારા અંતઃપુરને અલંકૃત કર.” તે સમયે મંત્રી વિગેરેએ દુરાશય કૂબરને કહ્યુ કે, “એ મહા સતી દવદંતી બીજા પુરૂષની છાયાનો પણ સ્પર્શ કરતી નથી, માટે તે મહા સતીને તું જતાં અવરોધ કર નહી. બાળક પણ જાણે છે કે જ્યેષ્ઠ બંધુની સ્ત્રી માતા સમાન છે, અને જ્યેષ્ઠ બંધુ પિતા સમાન છે. તે છતાં જો તું બળાત્કારે તેમ કરીશ તો એ મહા સતી ભીમસુતા તને બાળીને ભસ્મ કરી નાખશે. “સતીઓને કાંઈ પણ મુશ્કેલ નથી.” માટે એ સતીને કોપાવીને અનર્થ વહોરી લે નહી, પણ પતિની પછવાડે જતી એ સતીને ઉલટી ઉત્સાહિત કર વળી તને જે ગામ નગરાદિ સર્વ મળ્યું છે તેથી સંતુષ્ટ થા, અને આ નળરાજાને પાથેય સાથે એક સારથિ સહિત રથ આપ.” મંત્રીઓનાં વચનથી કૂબરે દવદંતીને નળની સાથે જવા દીધી, અને એક પાથેય સાથે સારથિયુક્ત રથ આપવા માંડ્યો. તે વખતે નળે કહ્યું કે 'ભરતાર્ધના વિજયથી જે લક્ષ્મી મેં ઉપાર્જન કરી હતી તેને આજે હું ક્રીડા માત્રમાં છોડી દઉં છુ, તો પછી મારે એક રથની સ્પૃહા શી? માટે મારે રથ જોઇતો નથી.' તે વખતે મંત્રીઓએ કહ્યુ કે “હે રાજેદ્ર! અમે તમારા ચિરકાળના સેવકો છીએ, તેથી તમારી સાથે આવવાને ઇચ્છીએ છીએ, પણ આ કૂબર અમને અટકાવે છે. આ તમારો અનુજ બંધુ છે અને તમે તેને રાજ્ય આપ્યુ છે, તેથી હવે અમારે તે ત્યાગ કરવા યોગ્ય પણ નથી, કેમકે અમારો એવો ક્રમ છે કે 'આ વંશમાં જે રાજા થાય તેની અમારે સેવા કરવી.' તેથી હે મહાભુજ! અમે તમારી સાથે આવી શકતા નથી. આ વખતે તો આ દવદંતી જ તમારી ભાર્યા, મંત્રી, મિત્ર અને સેવક જે ગણો તે છે. સતીવ્રતને અંગીકાર કરનાર અને શિરીષના પુષ્પ જેવી કોમળ આ દવદંતીને માર્ગમાં પગે ચાલતી તમે શી રીતે લઈ જશો. સૂર્યના તાપથી જેની રેતીમાંથી અગ્નિના તણખા નીકળે છે તેવા માર્ગમાં કમળ જેવા કોમળ ચરણોવડે આ સતી શી રીતે ચાલી શકશે? માટે હે નાથ! આ રથને ગ્રહણ કરીને અમારી ઉપર અનુગ્રહ કરો તમે દેવી સાથે આ રથમાં બેસો, તમારો માર્ગ કુશળ થાઓ અને તમારૂં કલ્યાણ થાઓ.” આ પ્રમાણે પ્રધાન પુરૂષોએ વારંવાર પ્રાર્થના કરી એટલે નળરાજા દવદંતીની સાથે રથમાં બેસીને નગર બહાર નીકળ્યો. જાણે સ્નાન કરવા તૈયાર થઈ હોય તેમ એક વસ્ત્ર પહેરીને જતી દવદંતીને જોઈ બધી નગરસ્ત્રીઓ અશ્રુજળથી કાંચળીઓને આર્દ્ર કરતી રોવા લાગી. નળરાજા નગરની મધ્યમાં થઇને ચાલ્યો જાય છે, તેવામાં દિગ્ગજના આલાન-સ્તંભ જેવો પાંચસો હાથ ઉંચો એક સ્તંભ તેના જોવામાં આવ્યો. તે વખતે ગજ્યશ્રષ્ટ,

થવાના દુ:ખને જાણે ન જાણતો હોય તેમ કૌતુકથી તેણે કદલીસ્તંભને હાથી ઉપાડે તેમ લીલા માત્રમાં તે સ્તંભ ઉપાડી લીધો અને પાછો તેને ત્યાંજ આરોપણ કર્યો. જેથી તેણે ઉઠાડીને બેસાડવારૂપ[1] રાજાઓના વ્રતને સત્ય કરી બતાવ્યું તે જોઈ નગરજનો કહેવા લાગ્યા કે "અહો! આ નળરાજાનું કેવું બળ છે? આવા બળવાન્ પુરૂષને પણ આવું દુ:ખ પ્રાપ્ત થાય છે તે જોતાં દૈવ ઇચ્છાજ બલવાન્ છે એવો નિર્ણય થાય છે. પૂર્વે બાલ્યવયમાં પણ નળરાજા સમીપના પર્વતના ઉદ્યાનમાં કૂબર સહિત ક્રીડા કરતા હતા, તે વખતે જ્ઞાનરત્નના મહાનિધિ કોઈ મહર્ષિ આવ્યા હતા, તેમણે કહ્યું હતું કે આ નળ પૂર્વ જન્મમાં મુનિને આપેલા ક્ષીરદાનના પ્રભાવથી ભરતાર્ધનો પતિ થશે. આ નગરીમાં રહેલા પાંચસો હાથ ઉંચા સ્તંભને જે ચળાવશે તે અવશ્ય ભરતાર્ધનો પતિ થશે, અને નળરાજા જીવતાં આ કોશલા નગરીનો કોઈ બીજો અધિપતિ થશે નહી. તે મુનિના આ પ્રમાણે કહેલા ભવિષ્યમાં ભરતાર્ધના સ્વામી થવું અને આ સ્તંભનું ઉખેડવું એ બે વાત તો મળતી આવી છે, પણ કૂબર કોશલાનો રાજા થવાથી ત્રીજી વાત મળતી આવતી નથી, પરંતુ જેની પ્રતીતિ આપણે નજરે જોઈ છે તે મુનિની વાણી અન્યથા થશે નહી, કેમકે હજુ કૂબર સુખે રાજ્ય કરશે કે નહી તે કોણ જાણે છે. કદી પાછા નળરાજાજ અહી રાજા થઈ જાય. માટે એ પુણ્યશ્લોક નળરાજાનું પુણ્ય સર્વથા વૃદ્ધિ પામો." આ પ્રમાણે લોકોનાં વચનો સાંભળતો અને દવદંતીનાં અશ્રુથી રથને સ્નાન કરાવતો નળ રાજા કોશલા નગરીને છોડીને ચાલી નીકળ્યો.

આગળ જતાં નળે દવદંતીને કહ્યું કે 'હે દેવિ! હવે આપણે ક્યાં જઇશું? કારણ કે સ્થાનનો ઉદ્દેશ કર્યા વગર કોઇ પણ સચેતન પ્રાણી પ્રવૃત્તિ કરતું નથી.' દવદંતી બોલી 'દર્ભના અગ્રભાગ જેવી બુદ્ધિવાળા હે નાથ! આપણે કુંડિનપુરે ચાલો, ત્યાં મારા પિતાના અતિથિ થઇને તેના ઉપર અનુગ્રહ કરો.' તેનાં વચનથી નળે આજ્ઞા કરી એટલે ભક્તિના આશ્રયરૂપ સારથિએ કુંડિનપુરની દિશા તરફ ઘોડાને ચલાવ્યા. આગળ ચાલતાં એક ભયંકર અટવી આવી, જેમાં વાઘોના ઘૂત્કારથી ગિરિઓની ગુહા ઘોર કરતી હતી, સર્પોથી તે ભયંકર હતી, સેંકડો શીકારી પ્રાણીઓથી વ્યાપ્ત હતી, ચૌર્યકર્મ કરનારા ભિલ્લોથી ભરપૂર હતી, સિંહોએ મારેલા વનહસ્તીઓના દાંતથી જેની ભૂમિ દંતુર થયેલી હતી અને યમરાજાના ક્રીડાસ્થાન જેવી તે અટવી હતી. આ અટવીમાં નળરાજા આવ્યા એટલે આગળ જતાં કર્ણ સુધી ખેંચેલા ધનુષ્યને ધરતા યમરાજાના દૂત જેવા પ્રચંડ ભિલ્લો તેના જોવામાં આવ્યા. તેઓમાં કોઇ મદ્યપાન ગોષ્ઠીમાં તત્પર હોય તેમ નાચતા હતા, કોઇ એકદંત હાથીની જેવા દેખાતા શીંગડાને વગાડતા હતા, કોઈ રંગભૂમિમાં પ્રથમ નટો કરે તેમ કલકલ શબ્દ કરતા હતા, કોઇ મેઘ જળવૃષ્ટિ કરે તેમ બાણવૃષ્ટિ કરતા હતા, અને કોઇ મલ્લની જેમ બાહુયુદ્ધ કરવાને કરાસ્ફોટ કરતા હતા. એ સર્વેએ એકઠા થઇને હાથીને

---

૧ જો કોઈ આજ્ઞા ન માને તો પ્રથમ તેને રાજ્યથી ઉઠાડી મૂકવો અને પાછો આજ્ઞા માને કે તરત રાજ્યલોભ ન કરતા તેનું રાજ્ય તેને સોંપી દેવું એવો ક્ષત્રી રાજાઓનો ચાલ્યો આવતો ધર્મ છે.

શ્વાનોની જેમ નળરાજાને ઘેરી લીધો. તેમને જોઇ નળ શીઘ્ર રથમાંથી ઉતરી, મ્યાનમાંથી તરવાર કાઢીને તેને નર્તકીની જેમ પોતાની મુષ્ટિરૂપ રંગભૂમિમાં નચાવવા લાગ્યો. તે જોઇ દવદંતી રથમાંથી ઉતરી અને તેણે હાથ પકડી નળને કહ્યું, 'સસલા ઉપર સિંહની જેમ આ લોકો ઉપર તમારે આક્ષેપ કરવો યુક્ત નથી. આ પશુ જેવા લોકો ઉપર વાપરવાથી તમારી તરવાર કે જે ભરતાર્ધની વિજયલક્ષ્મીની વાસભૂમિ છે, તેને ઘણી શરમ લાગશે.' આ પ્રમાણે કહીને દવદંતીએ મંડળમાં રહેલી માંત્રિકી સ્ત્રીની જેમ પોતાના મનોરથની સિદ્ધિને માટે વારંવાર હુંકારા કરવા માંડ્યા. તે હુંકારા ભિલ્લ લોકોના કર્ણમાં પ્રવેશ કરતાં તરતજ તેના પ્રભાવથી તીક્ષ્ણ લોહની સોય જેવા (મર્મભેદી) થઇ પડ્યા. તેથી સર્વ ભિલ્લો ગાભરા બની જઇને દશે દિશાએ નાસી ગયા. તેમની પછવાડે આ રાજદંપતી એવાં દોડ્યાં કે જેથી રથથી ઘણા દૂર થઇ પડ્યાં. તેવામાં બીજા ભિલ્લો આવીને તે રથને હરી ગયા. "જ્યારે દૈવ વાંકો હોય ત્યારે પુરૂષાર્થ શું કરી શકે." પછી એ ભયંકર અટવીમાં નળરાજા દવદંતીનો હાથ પકડીને પાણિગ્રહણના ઉત્સવને સ્મરણ કરાવતો ચારે તરફ ભમવા લાગ્યો. કાંટા ભોંકાવાને લીધે વૈદર્ભીના ચરણમાંથી નીકળતા રૂધિરના બિંદુઓથી તે અરણ્યની ભૂમિ ઈંદ્રગોપ[૧]મય હોય તેવી થઈ ગઈ. પૂર્વે નળરાજાનું જે વસ્ત્ર વૈદર્ભીના મસ્તક પર પટરાણીપણાના પટબંધ માટે થતું હતું, તે વસ્ત્રને ફાડી ફાડીને અત્યારે નળરાજા તેના ચરણના પટબંધ કરતો હતો, અર્થાત્ તેના પગે પાટા બાંધતો હતો. આ પ્રમાણે ચાલતાં થાકી જવાથી વૃક્ષ તળે બેઠેલી ભીમસુતાને નળરાજા પોતાના વસ્ત્રના છેડાનો પંખો કરી પવન નાંખવા લાગ્યો, અને પલાશનાં પાંદડાઓનો પડીઓ કરી તેમાં જળ લાવી તૃષિત થયેલી તે રમણીને પાંજરામાં પડેલી સારિકાની જેમ જળપાન કરાવ્યું. તે વખતે વૈદર્ભીએ નળરાજાને પૂછ્યું કે 'હે નાથ! આ અટવી હજુ કેટલી છે? કેમકે આ દુઃખથી મારૂં હૃદય દ્વિધા થવાને માટે કંપાયમાન થાય છે.' નળે કહ્યું–'પ્રિયે! આ અટવી સો યોજનની છે, તેમાં આપણે પાંચ યોજન આવ્યા છીએ, માટે ધીરજ રાખ.' આવી રીતે તેઓ વાર્તા કરતા અરણ્યમાં ચાલ્યા જતાં હતાં, તેવામાં જાણે સંપત્તિની અનિત્યતા સૂચવતો હોય તેમ સૂર્ય અસ્ત પામી ગયો. તે સમયે બુદ્ધિમાન્ નળે અશોકવૃક્ષનાં પલ્લવો એકઠાં કરી તેનાં ડીંટ કાઢી નાખી દવદંતીને માટે તેની શય્યા બનાવી. પછી તેણે કહ્યું, 'પ્રિયે! શયન કરી આ શય્યાને અલંકૃત કરો અને નિદ્રાને અવકાશ આપો, કારણ કે નિદ્રા દુઃખનું વિસ્મરણ કરાવનાર એક સખી છે.' વૈદર્ભી બોલી–'હે નાથ! અહીંથી પશ્ચિમ દિશા તરફ નજીકમાં ગાયોનો ભંભારવ સંભળાય છે. તેથી ત્યાં કોઇ ગામ હોય એમ લાગે છે, માટે ચાલો, જરા આગળ ચાલી તે ગામમાં આપણે જઇએ, અને ત્યાં સુખે સુઇને રાત્રિ નિર્ગમન કરીએ.' નળે કહ્યું, 'અરે ભીરૂ! એ ગામ નથી પણ તાપસોનાં આશ્રમ છે. અને તેઓ અશુભોદયના સંયોગથી સદા મિથ્યાદૃષ્ટિ છે. હે કૃશોદરિ! એ તાપસોની સંગતિથી કાંજીવડે મનોજ્ઞ દુધની જેમ

૧ ઈંદ્રગોપની ગાય કહેવાય છે, લાલ રંગવાળા એક જાતના તેઇંદ્રિય જીવો છે.

ઉત્તમ સમકિત વિનાશ પામે છે, માટે તું અહીંજ સુખે સુઈ જા. ત્યાં જવાનું મન કર નહી. અંત પુરના રક્ષક નાજરની જેમ હું પોતે તારો પહેરેગીર થઇને રહીશ' પછી નળે તે પલ્લવશય્યા ઉપર પોતાની પ્યારીને ઓછાડવાળી તળાઇનું સ્મરણ કરાવતાં પોતાનું અર્ધ વસ્ત્ર પાથર્યું. પછી અર્હંત દેવને વંદના કરી અને પંચ નમસ્કારનું સ્મરણ કરી ગંગાના તટ પર હંસીની જેમ વૈદર્ભીએ તે પલ્લવશય્યા ઉપર શયન કર્યું. જ્યારે વૈદર્ભીનાં નેત્ર નિદ્રાથી મુદ્રિત થયાં, તે વખતે નળ રાજાને દુ ખસાગરના મોટા આવર્ત જેવી ચિંતા ઉત્પન્ન થઈ. તે વિચારવા લાગ્યો કે-"જે પુરૂષો સાસરાનું શરણ કરે છે, તેઓ અધમ નર કહેવાય છે, તો આ દવદંતીના પિતાને ઘેર આ નળ શામાટે જાય છે? તેથી હવે હૃદયને વજ્ર જેવુ કરી આ પ્રાણથી પણ અધિક એવી પ્રિયાનો અહી ત્યાગ કરી સ્વેચ્છાએ રંકની જેમ એકલો હું બીજે ચાલ્યો જાઉ. આ વૈદર્ભીને શીળના પ્રભાવથી કાંઈ પણ ઉપદ્રવ નહી થાય, કારણ કે સતી સ્ત્રીઓને શીળ એ તેના સર્વ અંગની રક્ષા કરનારો શાશ્વત મહામંત્ર છે." આવો વિચાર કરી છરી કાઢીને નળે પોતાનું અર્ધ વસ્ત્ર છેદી નાખ્યું અને પોતાના રૂધિરથી દવદંતીના વસ્ત્ર ઉપર આ પ્રમાણે અક્ષર લખ્યા. "હે વિવેકી વામા! હે સ્વચ્છ આશયવાળી! વડના વૃક્ષથી અલંકૃત એવી દિશામાં જે માર્ગ છે તે વૈદર્ભ દેશમાં જાય છે અને તેની વામ તરફનો માર્ગ કોશલ દેશમાં જાય છે, માટે તે બંનેમાંથી કોઈ એક માર્ગે ચાલીને પિતા કે શ્વશુરને ઘેર તું જજે. હું તો તેમાંનાં કોઈ ઠેકાણે રહેવાને ઉત્સાહ ધરતો નથી" આવા અક્ષરો લખી નિઃશબ્દ રૂદન કરતો અને ચોરની જેમ હળવે હળવે ડગલાં ભરતો નળ ત્યાંથી આગળ ચાલ્યો. જ્યાંસુધી તે અદૃશ્ય થયો ત્યાંસુધી પોતાની ઉંઘી ગયેલી પ્યારીને ગ્રીવાભંગથી જોતો જોતો ચાલવા લાગ્યો. તે વખતે તેણે વિચાર્યું કે 'આવા વનમાં આ અનાથ બાળાને એકલી સુતી મૂકીને હું ચાલ્યો જાઉં છુ, પણ કદિ જો કોઈ ક્ષુધાતુર સિંહ કે વ્યાઘ્ર આવીને તેનું ભક્ષણ કરી જશે તો શી ગતિ થશે? માટે હમણાં તો તેને દૃષ્ટિના વિષયમાં રાખી હું રાત્રિ પૂર્ણ થતાં સુધી તેની રક્ષા કરૂ, પછી પ્રાત.કાળે તે મારા બતાવેલા બે માર્ગમાંથી એક માર્ગે ચાલી જશે.' આવો વિચાર કરી નળ અર્થભ્રષ્ટ થયેલા પુરૂષની જેમ તેજ પગલે પાછો ફર્યો. ત્યાં આવી પોતાની સ્ત્રીને પૃથ્વી પર આળોટતી જોઇ ફરીવાર વિચાર કરવા લાગ્યો. 'અહા! આ દવદંતી એક વસ્ત્ર પહેરી માર્ગમાં સુતી છે. જે નળ રાજાનું અંતઃપુર સૂર્યને પણ જોતું નહી, તેની આ શી દશા? અરે મારાં કર્મના દોષથી આ કુલીન કાંતા આવી દશાને પામી છે, પણ હવે હું અભાગીઓ શુ કરૂ? હું પાસે છતાં આ સુલોચના ઉન્મત્ત અથવા અનાથની જેમ ભૂમિ પર સુતેલી છે, તથાપિ આ નળ અદ્યાપિ જીવે છે! જો હું આ બાળાને એકલી મૂકીશ તો પછી જ્યારે તે મુગ્ધા જાગ્રત થશે ત્યારે જરૂર તે મારી સ્પર્ધાથીજ જીવિતમુક્ત થઈ જશે, માટે આ ભક્ત રમણીને ઠગીને બીજે જવા ઉત્સાહ આવતો નથી હવે તો મારૂ મરણ કે જીવિત એની સાથેજ થાઓ. અથવા આ નરક જેવા અરણ્યમાં

નારકીની જેમ હું એકલોજ અનેક દુ:ખનો પાત્ર થાઉં, અને મે તેણીના વસ્ત્રમાં જે આજ્ઞા લખી છે, તેને જાણી એ મૃગાક્ષી પોતાની મેળે સ્વજનગૃહમાં જઈ ભલે કુશલિની થાય.' આવો વિચાર કરી નળ ત્યાં રાત્રિ નિર્ગમન કરી પત્નીના પ્રબોધ (જાગ્રત) સમયે ત્વરાથી ચાલતો અંતર્હિત (અદૃશ્ય) થઈ ગયો.

હવે અહીં રાત્રિના અવશેષ ભાગે વિકસિત કમળના સુગંધવાળો મૃદુ મૃદુ પ્રાત:-કાળનો પવન વાતો હતો, તે વખતે દવદંતીને એક સ્વપ્ન આવ્યું. જાણે ફળેલા, પ્રફુલ્લિત અને ઘાટા પત્રવાળા આમ્રવૃક્ષ ઉપર ચઢી ભ્રમરના શબ્દોને સાંભળતી તે ફળ ખાવા લાગી, તેવામાં કોઈ વનના હાથીએ અકસ્માત્ આવી તે વૃક્ષનુ ઉન્મૂલન કર્યું, જેથી પક્ષીના ઈંડાની જેમ તે વૃક્ષથી નીચે પડી ગઈ. આવા સ્વપ્નથી દવદંતી એકદમ જાગી ઉઠી, ત્યાં પોતાની પાસે નળ રાજાને દીઠા નહીં. એટલે યૂથથી ભ્રષ્ટ થયેલી મૃગલીની જેમ તે દશે દિશાઓમાં જોવા લાગી. તેણીએ વિચાર્યું કે 'અહા! મારી ઉપર અનિવાર્ય દુ:ખ અકસ્માત્ આવી પડ્યું, કારણ કે મારા પ્યારાએ પણ મને આ અરણ્યમાં અશરણ ત્યજી દીધી; અથવા રાત્રિ વીતવાથી મારા પ્રાણેશ મુખ ધોવા અને મારે માટે જળ લાવવાને કોઈ જળાશયે ગયા હશે, અથવા તેના રૂપથી લુબ્ધ થયેલી કોઈ ખેચરી તેને આગ્રહ કરી ક્રીડા કરવા લઈ ગઈ હશે; પછી તેણીએ કોઇ કળામાં તેને જીતી લીધા હશે, અને તેમાં રોકાવાની હોડ કરેલી હોવાથી ત્યાં રોકાઈ ગયા હશે. આ તેના તે પર્વતો, તેનાં તે વૃક્ષો, તેજ અરણ્ય અને તેની તેજ ભૂમિ જોવામાં આવે છે, માત્ર એક કમળલોચન નળ રાજાને હુ જોતી નથી.' આ પ્રમાણે વિવિધ ચિંતા કરતી દવદંતીએ બધી દિશાઓ તરફ જોતાં પણ જ્યારે પોતાના પ્રાણનાથને જોયા નહીં ત્યારે તેણી પોતાના સ્વપ્નનો વિચાર કરવા લાગી કે 'જરૂર મેં સ્વપ્નમાં જે આમ્રવૃક્ષ જોયું તે નળ રાજા, પુષ્પફળ તે રાજ્ય, ફળનો સ્વાદ તે રાજ્યસુખ અને ભ્રમરાઓ તે મારો પરિવાર છે. જે વનના ગજેંદ્રે આવી આમ્રવૃક્ષને ઉખેડ્યું, તે દૈવે આવી મારા પતિને રાજ્યથી ભ્રષ્ટ કરીને પ્રવાસી કર્યા એમ સમજવું, અને હું વૃક્ષ ઉપરથી પડી ગઈ તે આ નળ રાજાથી વિખુટી પડી એમ સમજવું. આ સ્વપ્નનો વિચાર કરતાં જરૂર હવે મારા પ્રાણેશ નળનું મને દર્શન થવુ દુર્લભ છે.' આ પ્રમાણે સ્વપ્નના અર્થને વિચારી તે બુદ્ધિમતી બાળાએ ચિંતવ્યું કે 'મારે રાજ્ય અને પતિ બંને ગયાં.' પછી તે તારલોચના લલનાએ મુક્ત કંઠે લાંબા સ્વરથી રૂદન કરવા માંડ્યું. 'દુર્દશામાં પડેલી સ્ત્રીઓને ધૈર્ય ગુણ ક્યાંથી હોય?' "અરે નાથ! તમે મને કેમ છોડી દીધી? શું હું તમને ભારરૂપ થઈ પડત? 'સર્પને પોતાની કાંચળીનો કદિ પણ ભાર લાગતો નથી.' જો તમે મશ્કરી કરવાને કોઈ વેલના વનમાં સંતાઈ ગયા હો તો હવે પ્રકટ થાઓ, કેમકે લાંબા કાળ સુધી મશ્કરી કરવી તે પણ સુખને માટે થતી નથી. હે વનદેવતાઓ! હું તમને પ્રાર્થું છુ કે તમે મારા પર પ્રસન્ન થાઓ અને મારા પ્રાણેશને કે તેણે પવિત્ર કરેલા માર્ગને બતાવો. હે પૃથ્વી! તું પાકેલા કાકડીના ફળની જેમ બે ભાગે થઈ જા, કે જેથી

હું તારા દીધેલા વિવરમાં પ્રવેશ કરી સુખી થાઉ." આ પ્રમાણે વિલાપપૂર્વક રૂદન કરતી વૈદર્ભી જળવડે નીકની જેમ અશ્રુજળથી અરણ્યનાં વૃક્ષોને સિંચન કરવા લાગી. જળમાં કે સ્થળમાં, છાયામાં કે તડકામાં જાણે જ્વરાર્ત હોય તેમ તે દવદંતીને નળ રાજા વિના જરા પણ સુખ થયું નહી.

પછી તે ભીમસુતા અટવીમાં ભમવા લાગી, તેવામાં વસ્ત્રના છેડા ઉપર લખેલા અક્ષરો તેના જોવામાં આવ્યા. એટલે તત્કાળ હર્ષથી નેત્ર વિકસ્વર કરીને તે વાંચવા લાગી. વાંચીને તેણીએ વિચાર્યું કે 'જરૂર પ્રાણેશના હૃદયરૂપ પૂર્ણ સરોવરમાં હું હંસલી તુલ્ય છું, નહી તો મને આવા આદેશરૂપ પ્રસાદનું સ્થાન શામાટે કરે? માટે આ પતિના આદેશને હું ગુરૂનાં વચનથી પણ અધિક માનું છુ. જે આદેશ પ્રમાણે વર્ત્તવાથી મારો આ લોક અતિ નિર્મળ થશે, માટે ચાલ, હું સુખવાસના કારણરૂપ પિતાને ઘેર જાઉ, પણ પતિ વિના સ્ત્રીઓને પિતૃગૃહ પણ પરાભવનું સ્થાન છે. જો કે મેં પ્રથમ પતિની સાથે ત્યાં જવાને ઇચ્છ્યું હતુ, પણ તે યોગ બન્યો નહીં; પરંતુ હવે પતિની આજ્ઞાને વશ થઇને પિતૃગૃહે જવુ એજ યુક્ત છે.' આવો વિચાર કરી ભૈમીએ પેલા વડને માર્ગે ચાલવા માંડ્યું. જાણે નળ રાજા સાથે હોય તેમ તેના અક્ષરને જોતી જોતી તે માર્ગે ચાલી.

માર્ગમાં વ્યાઘ્ર મુખ ફાડી દવદંતીને ખાવાને ઉદ્યમવંત થતા હતા, પણ અગ્નિની જેમ તેની સમીપે જઈ શકતા નહીં. તે ત્વરાથી ચાલતી ત્યારે રાફડાના મુખમાંથી મોટા સર્પો નીકળતા, પણ જાણે મૂર્ત્તિમાન્ જાંગુલી વિદ્યા હોય તેમ તેની પાસે જઈ શકતા નહી. જેઓ બીજા હાથીની શંકાથી પોતાની છાયાને પણ દાંતથી ભેદતા હતા એવા ઉન્મત્ત હાથીઓ પણ સિંહણની જેમ તેણીથી દૂરના દૂર ઉભા રહેતા હતા. એવી રીતે માર્ગમાં ચાલતી વૈદર્ભીને બીજા કોઈ પણ ઉપદ્રવ થયા નહીં. "જે સ્ત્રી પતિવ્રતા હોય છે તેનું સર્વત્ર કુશળ થાય છે." એ રાજરમણીના કેશ ભિલ્લની સ્ત્રીની જેમ અત્યંત વિશંસ્થૂળ થઈ ગયા હતા, જાણે તરતમાંજ સ્નાન કર્યું હોય તેમ તેનું સર્વ અંગ પ્રસ્વેદ જળથી વ્યાપ્ત થયેલું હતું, માર્ગમાં કરીર અને બોરડી વિગેરે કંટકી વૃક્ષો સાથે ઘર્ષણ થવાથી તેના શરીરમાંથી ગુંદરવાળા સલ્લકી વૃક્ષની જેમ ચોતરફ રૂધિર નીકળતું હતું, અને શરીર પર માર્ગની રજ ચોટવાથી જાણે બીજી ત્વચાને ધરતી હોય તેવી દેખાતી હતી, તોપણ દાવાનળથી ત્રાસ પામેલી હાથણીની જેમ ત્વરાથી ચાલતી હતી. એવી રીતે ચાલતાં માર્ગમાં અનેક ગાડાં વિગેરેથી સંકીર્ણ એવો એક મોટી સમૃદ્ધિવાળો સાર્થ જાણે કોઈ રાજાની છાવણી હોય તેમ પડાવ કરીને પડેલો તેની દૃષ્ટિએ પડ્યો. તેને જોઈ વૈદર્ભીએ વિચાર્યું કે 'આ કોઈ સાથ પડેલો જણાય છે, તે જો મને આ અરણ્યરૂપ સાગરથી પાર ઉતારવા માટે વહાણરૂપ થઈ પડે તો ખરેખર મારા પુણ્યોદય ગણાય.' આવું ચિંતવી તે જરા સ્વસ્થ થઈ, તેવામાં તો દેવસેનાને અસુરોની જેમ ચોર લોકોએ આવીને તે સંઘને

ચોતરફથી ઘેરી લીધો. જાણે સર્વ બાજુ ચોરમય ભીંત થઈ ગઈ હોય તેમ ચોતરફથી આવતી ચોરની સેનાને જોઇને સર્વ સાર્થજનો ભય પામી ગયા, કેમકે ધનવાનને ભયપ્રાપ્તિ સુલભ છે. તે વખતે 'અરે સાર્થનિવાસી જનો બીશો નહીં, બીશો નહીં.' આ પ્રમાણે તેમની કુળદેવીની જેમ દવદંતી ઉંચે સ્વરે બોલી. પછી તેણીએ ચોરોને કહ્યું, 'અરે દુરાશયો! અહીંથી ચાલ્યા જાઓ, હું એ સંઘની રક્ષક છું, તેથી જો તમે કાંઈ પણ ઉપદ્રવ કરશો તો અનર્થ પામશો.' આ પ્રમાણે કહેતી દવદંતીને જાણે વાતૂલા હોય કે ભૂતપીડિત હોય તેમ માની ચોરોએ જરા પણ ગણી નહીં. એટલે કુંડિનપતિની દુહિતાએ સર્વ સાર્થજનોના હિતને માટે ચોરોના અહંકારને વિદારણ કરનારા ભયંકર હુંકાર શબ્દ કર્યા. વનને પણ બધિર કરે તેવા તેના હુંકારાથી ધનુષ્યના નાદવડે કાગડાની જેમ સર્વે ચોર લોકો તત્કાળ નાસી ગયા. તે જોઈ સાર્થજનો કહેવા લાગ્યા કે 'આપણા પુણ્યથી ખેંચાઇને આ કોઈ દેવી આવેલ છે, તેણે ચોર લોકોના ભયથી આપણી રક્ષા કરી છે.' પછી સંઘપતિએ તેની પાસે આવી માતાની જેમ ભક્તિથી પ્રણામ કર્યો અને પૂછ્યું કે 'તમે કોણ છો? અને આ અરણ્યમાં કેમ ભમો છો?' એટલે દવદંતીએ અશ્રુયુક્ત નેત્રથી બાંધવની જેમ તે સાર્થવાહને નળ રાજાના દ્યૂતથી માંડીને પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી સાર્થવાહ બોલ્યો—'હે ભદ્રે! તમે મહાબાહુ નળ રાજાના પત્ની છો, તેથી મારે પૂજ્ય છો અને તમારાં દર્શનથી હું પુણ્યવાન્ થયો છું. તમે આ ચોર લોકોથી જે અમારી રક્ષા કરી છે તે ઉપકારથી અમે સર્વ તમારા વેચાણ થયેલા છીએ, માટે તમે આવીને અમારા આવાસને પવિત્ર કરો કે જેથી અમારાથી જે કાંઈ તમારી ભક્તિ બને તે કરીએ.' એમ કહી સાર્થપતિ તેને પોતાના પટગૃહ(તંબુ)માં લઈ ગયો અને ત્યાં દેવીની આરાધના કરે તેમ તેની સેવાભક્તિ કરવા લાગ્યો.

આ વખતે વર્ષાઋતુરૂપ નાટકની નાંદી જેવી ગર્જનાને વિસ્તારતો મેઘ અખંડ ધારાએ વૃષ્ટિ કરવા લાગ્યો. સ્થાને સ્થાને અવિચ્છિન્ન વહેતા પ્રવાહોથી નીકવાળા ઉદ્યાનની જેવી બધી ભૂમિ દેખાવા લાગી. જળથી પૂર્ણ એવા નાના મોટા ખાડાઓમાં થતા દર્દુરના શબ્દોથી જાણે ઉપાંત ભૂમિ દર્દુર[1] વાદ્યના સંગીતમય હોય તેવી દેખાવા લાગી. બધા અરણ્યમાં વરાહોની સ્ત્રીઓના દોહદને પૂરનારો એવો કાદવ થયો કે જે મુસાફરોના ચરણમાં મોચકક્રિયાને[2] દર્શાવવા લાગ્યો. તેવી રીતે ત્રણ રાત્રિ સુધી અવિચ્છિન્ન ઉગ્ર વૃષ્ટિ થઈ. તેટલો વખત દવદંતી પિતાના ઘરની જેમ ત્યાં સુખે રહી. જ્યારે મેઘ વરસી રહ્યો ત્યારે મહા સતી વૈદર્ભી સાથ છોડીને પાછી એકલી ચાલી નીકળી. નળ રાજાનો વિયોગ થયો તે દિવસથી વૈદર્ભી ચતુર્થ વિગેરે તપમાં લીન થઈ હળવે હળવે માર્ગે નિર્ગમન કરતી હતી.

---

૧ એક જાતિનું વાજિંત્ર. ૨ મોચીની ક્રિયા–પાદરક્ષક પહેરાવવા તે. અર્થાત્ કાદવથી જાણે પગમાં પગરખાં પહેર્યાં હોય તેવા દેખાવા લાગ્યા.

આગળ ચાલતાં યમરાજનો જાણે પુત્ર હોય તેવો ભયંકરથી પણ ભયંકર એક રાક્ષસ તેના જોવામાં આવ્યો. તેના કેશ પીળા હતા, તેથી જાણે દાવાનળથી પ્રદીપ્ત પર્વત હોય તેવો દેખાતો હતો, અગ્નિજ્વાળા જેવી જિહ્વાથી સર્પના જેવું દારૂણ અને વિકરાળ તેનું મુખ હતું, કર્તિકા જેવા ભયંકર તેના હાથ હતા, તાલ જેવા લાંબા ને કૃશ તેના ચરણ હતા, જાણે કાજળથીજ ઘડેલો હોય તેમ તે અમાવાસ્યાના અંધકાર જેવો શ્યામવર્ણી હતો અને તેણે વિકરાળ સિંહનું ચર્મ ઓઢયું હતું. એ રાક્ષસ વૈદર્ભીને જોઇને બોલ્યો–'ક્ષુધાથી કૃશ ઉદરવાળા મને ઘણે દિવસે આજે સારૂ ભક્ષ્ય પ્રાપ્ત થયું છે, માટે હવે તને સત્વર હું ભક્ષણ કરી જઇશ.' તે સાંભળી નળપત્ની ભય પામી, પણ ધૈર્ય રાખીને બોલી કે "અરે રાક્ષસ! પ્રથમ મારૂ વચન સાંભળી લે, પછી તને જેમ રૂચે તેમ કર. જે જન્મે તેને મૃત્યુ તો જરૂર પ્રાપ્ત થવાનું છે, પણ જ્યાંસુધી તે કૃતાર્થ થયેલ ન હોય ત્યાંસુધી તેને મૃત્યુનો ભય છે, પણ હું તો જન્મથી માંડીને પરમ અર્હંતભક્ત હોવાથી કૃતાર્થ જ છું, માટે તે ભય મને નથી, પણ તું પરસ્ત્રીનો સ્પર્શ કરીશ નહીં અને મારો સ્પર્શ કરીને તો તું સુખી પણ થઈશ નહીં. હે મૂઢાત્મા! મારા આક્રોશથી તું હતો ન હતો થઈ જઇશ, માટે ક્ષણવાર વિચાર કર." આવું દવદંતીનું ધૈર્ય જોઇને રાક્ષસ ખુશી થયો. એટલે તેણે કહ્યુ 'હે ભદ્રે! હું તારા ઉપર સંતુષ્ટ થયો છું, માટે કહે તારો શો ઉપકાર કરૂ?' વૈદર્ભી બોલી–'હે દેવયોનિ નિશાચર[1]! જો તું સંતુષ્ટ થયો છે તો હું તને પૂછું છું કે મારે પતિનો સમાગમ ક્યારે થશે?' અવધિજ્ઞાનથી જાણીને તે રાક્ષસે કહ્યું, 'હે યશસ્વિનિ! જ્યારે પ્રવાસના દિવસથી બાર વર્ષ સંપૂર્ણ થશે ત્યારે પિતાને ઘેર રહેલી એવી તને તારો પતિ નળ રાજા સ્વેચ્છાએ આવીને મળશે, માટે હમણાં ધીરજ રાખ. હે કલ્યાણી! તું જો કહે તો તને અર્ધ નિમેષમાં તારા પિતાને ઘેર પહોંચાડી દઉં. શામાટે આ માર્ગે ચાલવાનો તું પ્રયાસ કરે છે?' દવદંતી બોલી–'હે ભદ્ર! તે નળના આગમનની વાત કરી તેથી હું કૃતાર્થ થઈ છું. હું પરપુરૂષની સાથે જતી નથી, માટે જા, તારૂ કલ્યાણ થાઓ.' પછી તે રાક્ષસ પોતાનુ જ્યોતિમય સ્વરૂપ બતાવી વિદ્યુતના રાશિની જેમ ક્ષણવારમાં આકાશમાં ઉડી ગયો.

હવે પોતાના પતિનો પ્રવાસ બાર વર્ષ સુધીનો જાણીને દવદંતીએ સતીત્વરૂપ વૃક્ષોનાં પલ્લવ જેવો આ પ્રમાણેનો અભિગ્રહ ધારણ કર્યો. "જ્યાંસુધી નળ રાજા નહીં મળે ત્યાંસુધી રાતાં વસ્ત્રો, તાંબૂલ, આભૂષણો, વિલેપન અને વિકૃતિ[2] પણ હું ગ્રહણ કરીશ નહીં." આવો અભિગ્રહ લઇ એ રમણીએ વર્ષાઋતુ નિર્ગમન કરવાને નિર્ભય થઈ એક ગિરિગુહામાં નિવાસ કર્યો. ત્યાં તેણીએ શ્રી શાંતિનાથનું મૃત્તિકામય બિંબ બનાવી

---

૧ નિશાચર–રાક્ષસ બે પ્રકારના હોય છે, દેવજાતિ અને મનુષ્યજાતિ રાવણાદિક મનુષ્યજાતિ રાક્ષસ સમજવા.

૨ દુધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પકવાન એ છ વિષયો. તે વિકૃતિ (વિકાર કરનારી) સમજવી

પોતાના નિર્મળ હૃદયની જેમ ગુહાના એક ખુણામાં સ્થાપન કર્યું. પછી પોતે વનમાં જઈ સ્વયમેવ ખરી પડેલાં પુષ્પો લાવીને તે સોળમા તીર્થંકરની ત્રિકાળ પૂજા કરવા લાગી, અને એ આર્હતી[1] અબળા ચતુર્થાદિ તપને પ્રાંતે બીજરહિત એવા પ્રાસુક ફળવડે પારણું કરતી ત્યાં રહી.

હવે પેલા સાર્થવાહે જ્યારે પોતાના સાથમાં નળની પ્રિયાને જોઇ નહીં ત્યારે તે 'તેણીનુ કુશળ થાઓ' એમ ચિંતવન કરતો તેને પગલે પગલે પાછળ ચાલ્યો. તે આ ગુહામાં આવ્યો ત્યાં તેણે સમાધિવડે અરિહંતના બિંબનું પૂજન કરતી દવદંતીને જોઈ. વૈદર્ભીને કુશળ જોઈ સાર્થવાહને હર્ષ થયો. પછી વિસ્મયથી નેત્ર વિકસિત કરી તેને નમીને તે ભૂમિ ઉપર બેઠો. દવદંતી અર્હત્‌પૂજા સમાપ્ત કરી સ્વાગત પ્રશ્ન પૂછી અમૃત જેવી મધુર વાણીવડે સાર્થવાહની સાથે વાત કરવા લાગી. આ વાર્ત્તાના શબ્દ સાંભળી ત્યાંથી નજીક રહેનારા કેટલાએક તાપસો મૃગલાની જેમ ઉંચા કાન કરીને સત્વર ત્યાં આવ્યા. તે સમયે દુર્ધર જળધારાથી પર્વત પર ટાંકણાથી તાડન કરતો હોય તેમ મેઘ વરસવા લાગ્યો. ભાલા જેવી મેઘધારાથી હણાતા તે તાપસો 'હવે આપણે ક્યાં જઇશું? અને આ જળમાંથી કેમ ઉગરશુ' એમ બોલવા લાગ્યા. તિર્યંચ પ્રાણીઓની જેમ 'ક્યાં નાસી જવુ' એવી ચિંતાથી આતુર થઈ ગયેલા તે તાપસોને જોઇ ભૈમીએ 'તમે બીશો નહીં' એમ ઉંચે સ્વરે કહ્યું. પછી એક મર્યાદાકુંડ કરી એ ધુરંધર સતી આ પ્રમાણે મનોહર વાણી બોલી કે—'જો હું ખરેખરી સતી હોઉં, સરલ મનવાળી હોઉ અને આર્હતી શ્રાવિકા હોઉં તો આ વરસાદ આ કુંડની બહાર બીજે વરસો.' તત્કાળ તેના સતીત્વના પ્રભાવથી જાણે કુંડ ઉપર છત્ર ધર્યું હોય તેમ તેટલી જમીનમાં જળ પડતું બંધ થયુ. તે વખતે જળથી ધોવાયલો તે પર્વતનો પ્રદેશ નદીમાં સ્નાન કરવાથી નિર્મળ અને શ્યામ શરીરવાળા હાથીની જેવો શોભવા લાગ્યો. ચારે તરફ વરસાદ વરસતાં તે ગિરિની ગુહાઓ મેઘની શોભાથી પૂર્ણ થઈ હોય તેમ જળથી પૂરાઈ ગઈ. આ પ્રમાણે તેનો પ્રભાવ જોઈ સર્વે વિચારવા લાગ્યા કે—'જરૂર આ કોઈ દેવી છે, કેમકે મનુષ્યણીનું આવું રૂપ કે આવી શક્તિ હોય નહી.' પછી સ્વચ્છ બુદ્ધિવાળા વસંત સાર્થવાહે તેણીને પૂછ્યું, 'ભદ્રે ! કહો, તમે આ કયા દેવની પૂજા કરો છો?' દવદંતી બોલી—'સાર્થવાહ ! આ અરિહંત પરમેશ્વર છે, તે ત્રણ લોકના નાથ અને ભવિ પ્રાણીઓને પ્રાર્થનામાં કલ્પવૃક્ષરૂપ છે. હું તેનુંજ આરાધન કરૂં છુ, તેના પ્રભાવથીજ અહીં નિર્ભય રહું છુ, અને વ્યાઘ્ર વિગેરે શીકારી પ્રાણીઓ પણ મને કાંઈ કરી શકતા નથી.' પછી વૈદર્ભીએ વસંત સાર્થવાહને અર્હતનું સ્વરૂપ અને અહિંસા વિગેરે આર્હત્ ધર્મ કહી સંભળાવ્યો. વસંતે તત્કાળ તે ધર્મને સ્વીકાર્યો અને દવદંતીને હર્ષથી કહ્યું કે 'તમે ખરેખરા ધર્મના કામધેનુ છો, અને અમારાં સારાં ભાગ્યે અમારી દૃષ્ટિએ પડ્યા છો.' તે વખતે તેની વાણીથી બીજા તાપસોએ પણ હૃદય અને

---

1 અરિહંતને માનનારી શ્રાવિકા

ઉપાદેયને જાણનારા થઈ જાણે ચિત્તમાં પરોવ્યો હોય તેમ તે ધર્મને ભાવપૂર્વક સ્વીકાર્યો અને તે ધર્મથી વાસિત થઈ પોતાના તાપસધર્મને નિંદવા લાગ્યા, કેમકે "જ્યારે પયપાન કરવા મળે ત્યારપછી તેને કાંજી કેમ રૂચે." પછી વસંત સાર્થવાહે તે ઠેકાણે એક શહેર વસાવ્યુ, અને તેમાં પોતે તેમજ બીજા કેટલાક શાહુકારોએ આવીને નિવાસ કર્યો. ત્યાં પાંચસો તાપસ પ્રતિબોધ પામ્યા, તેથી એ નગર **તાપસપુર** એવા નામથી પ્રસિદ્ધ થયુ. પોતાના ખરા સ્વાર્થને જાણનારા સાર્થવાહે પોતાના અર્થ(દ્રવ્ય)ને કૃતાર્થ કરવાને માટે તે નગરમાં શ્રી શાંતિનાથનું ચૈત્ય કરાવ્યુ. પછી ત્યાં રહીને તે સાર્થવાહ, તાપસો અને સર્વ નગરજનો અર્હદ્ધર્મમાં પરાયણ થઈ પોતાનો સમય નિર્ગમન કરવા લાગ્યા.

એક વખતે દવદંતીએ અર્ધ રાત્રે પર્વતના શિખર ઉપરથી સૂર્યનાં કિરણોની જેવો પ્રકાશ જોયો, અને તેની આગળ પતંગની જેમ ઉછળતા અને પડતા દેવ, અસુર અને વિદ્યાધરોને જોયા. તેમના જય જય શબ્દના કોલાહલથી જાગી ગયેલા સર્વ વણિકોએ અને તાપસોએ વિસ્મયથી ઉંચું જોયુ. પછી વૈદર્ભી તે વણિકજન અને તાપસોને સાથે લઈ ભૂમિ અને અંતરીક્ષની વચમાં માનદંડની જેવા ઉચા તે ગિરિ ઉપર ચઢી. ત્યાં પહોંચી એટલે શ્રી સિંહકેસરી મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી દેવતાઓએ આરંભ કરેલો તેમના કેવળજ્ઞાનનો મહિમા તેના જોવામાં આવ્યો પછી તેઓ સર્વ તે કેવળી મુનિને દ્વાદશાવર્તનપૂર્વક વંદના કરી વૃક્ષના મૂળમાં વટેમાર્ગુ બેસે તેમ તેમના ચરણકમળ પાસે બેઠા. તે સમયે એ સિંહકેસરી મુનિના ગુરૂ યશોભદ્રસૂરિ ત્યાં આવ્યા, તે તેમને કેવળી થયેલા જાણી વંદના કરીને તેમની આગળ બેઠા. પછી કરૂણારસના સાગર શ્રી સિંહકેસરી મુનિએ અધર્મના મર્મને વિંધનારી આ પ્રમાણે ધર્મદેશના આપી–'આ સંસારમાં ભ્રમણ કરતા પ્રાણીઓને મનુષ્યજન્મ પામવો અતિ દુર્લભ છે, તે મનુષ્યજન્મને પામીને પોતે વાવેલા વૃક્ષની જેમ જરૂર તેને સફળ કરવો. હે સદ્બુદ્ધિ મનુષ્યો! તે મનુષ્યજન્મનું મુક્તિદાયક એવું જીવદયાપ્રધાન આર્હતધર્મરૂપ ફળ છે, તેને તમે ગ્રહણ કરો.' આ પ્રમાણે શ્રોતાઓના શ્રવણમાં અમૃત જેવો પવિત્ર આર્હત્ ધર્મ કહીને પછી તાપસોના કુળપતિનો સંશય છેદવાને માટે તે મહર્ષિએ કહ્યુ–"આ દવદંતીએ તમને જે ધર્મ કહ્યો છે, તે બરાબર છે. એ પવિત્ર સ્ત્રી આર્હત્ ધર્મના માર્ગની મુસાફર છે, તે અન્યથા વદે નહીં એ સ્ત્રી જન્મથીજ મહા સતી અને આર્હતી છે. વળી તમે તેની પ્રતીતિ પણ જોયેલી છે, કેમકે તેણીએ રેખાકુંડમાં મેઘને પડતો અટકાવી રાખ્યો હતો તેના સતીપણાથી અને આર્હતીપણાથી સંતુષ્ટ થયેલા દેવતાઓ સદા તેની સાંનિધ્ય રહે છે, તેથી અરણ્યમાં પણ તેણીનું કુશળ થાય છે. પૂર્વે એના હુંકારા માત્રથી આ સાર્થવાહનો સાથ ચોર લોકોથી બચી ગયો હતો. એનાથી બીજો શો વધારે પ્રભાવ હોય?" કેવળી ભગવંત આ પ્રમાણે કહેતા હતા તેવામાં કોઈ મહર્દ્ધિક દેવ ત્યાં આવ્યો, તે કેવળીને વંદના કરી મૃદુ વાણીવડે દવદંતી પ્રત્યે બોલ્યો–"હે ભદ્રે! આ તપોવનમાં હું કુળપતિનો **કર્પર** નામે એક શિષ્ય હતો,

જે તપના તેજથી ઘણો દુરાસદ હતો. વળી હું હમેશાં પંચાગ્નિને સાધતો હતો તોપણ તે તપોવનના તાપસો મને પૂજતા નહીં, તેમ વચનથી પણ અભિનંદન આપતા નહીં, તેથી ક્રોધરૂપ રાક્ષસથી આવિષ્ટ થયેલો હું તે તપોવનને છોડી ઉતાવળો અન્યત્ર જવા ચાલ્યો. ચાલતાં ચાલતાં ઘાટા અંધકારવાળી રાત્રિ પડી, તે વખતે પણ ત્વરાથી ચાલતો એવો હું અકસ્માત્ કોઈ હાથી જેમ મોટી ખાડમાં પડી જાય તેમ ગિરિકંદરામાં પડી ગયો. તે વખતે ગિરિના પાષાણ સાથે અથડાતા જીર્ણ છીપના પડીઆની જેમ મારા બધા દાંત સહસ્ર પ્રકારે વિશીર્ણ થઈ ગયા. અર્થાત્ તેના કટકે કટકા થઈ ગયા. દાંતના પડવાથી પીડાતુર થઇને હું ત્યાં સાત રાત્રિ સુધી પડ્યો રહ્યો, પણ દુઃસ્વપ્નની જેમ તાપસોએ તો મારી વાર્ત્તા પણ કરી નહીં. જ્યારે હું તેના સ્થાનમાંથી નીકળ્યો ત્યારે ઘરમાંથી સર્પ નીકળી જવાની જેમ તે તાપસોને ઉલટું વિશેષ સુખ થયું હતું, તેથી તે તાપસોની ઉપર સળગતા અગ્નિની જેવો મને દુઃખાનુબંધી ક્રોધ ઉત્પન્ન થયો. પછી જાજ્વલ્યમાન ક્રોધથી દુર્મનવાળો હું મૃત્યુ પામી આજ તાપસવનમાં મોટો વિષધર (સર્પ) થયો. એક વખતે તમને કરડવાને માટે હું ફણા વિસ્તારતો દોડ્યો, એટલે તમે મારી ગતિને અટકાવનાર નવકારમંત્ર ભણ્યા. જ્યારે મારા કર્ણમાં નવકારમંત્રના તે અક્ષરો પડ્યા એટલે જાણે સાણસે પકડાયો હોઉં તેમ હું તમારી તરફ કિંચિત્ પણ ચાલી શક્યો નહી. પછી શક્તિરહિત થઇને મે એક ગિરિગુહામાં પ્રવેશ કર્યો, અને ત્યાં રહીને દર્દુર વિગેરે જીવોનું ભક્ષણ કરી જીવવા લાગ્યો. હે પરમ આર્હતી ! એક વખતે વરસાદ વરસતો હતો ત્યારે તમે તાપસોને ધર્મ કહેતા હતા, તેમાં મેં સાંભળ્યું કે 'જે પ્રાણી જીવહિંસા કરે છે તે નિરંતર સંસારમાં ભમે છે અને મરૂભૂમિના પાંથની જેમ નિરંતર દુઃખ પામ્યા કરે છે.' તે સાંભળીને મને વિચાર થયો કે 'હું પાપી સર્પ તો હમેશાં જીવહિંસામાંજ તત્પર છુ, તો મારી શી ગતિ થશે ?' આવી રીતે વિચાર કરી તર્ક વિતર્ક કરતાં ફરી મને યાદ આવ્યુ કે 'આવા તાપસો મેં કોઈ ઠેકાણે જોયેલા છે.' તે વખતે જ મને નિર્મળ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી જાણે ગઈ કાલેજ કરેલું હોય તેમ પૂર્વ ભવનું સર્વ કૃત્ય સાંભરી આવ્યું. એટલે ઉછળતા તરંગવાળા નીકના જળની જેમ મને અક્ષય વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી મેં તત્કાળ સ્વયમેવ અનશનવ્રત ગ્રહણ કર્યું. ત્યાંથી મૃત્યુ પામીને હું સૌધર્મદેવલોકમાં દેવતા થયો. તપના ક્લેશને સહન કરનારા પ્રાણીઓને મોક્ષ પણ દૂર નથી. હે દેવિ ! હું **કુસુમસમૃદ્ધ** નામના વિમાનમાં **કુસુમપ્રભ** નામે દેવ થયો છું, અને તમારા પ્રસાદથી સ્વર્ગનાં સુખ ભોગવું છું. જો તમારાં ધર્મવચન મારા કાનમાં પડ્યાં ન હોત તો પાપરૂપ પંકમાં પડેલા વરાહ જેવા મારી શી ગતિ થાત ? હે ભદ્રે ! અવધિજ્ઞાનથી તમને મારા પરમ ઉપકારી જાણી હું અહીં તમારાં દર્શન કરવા આવ્યો છું, આજથી હું તમારો ધર્મપુત્ર છું." આવી રીતે વૈદર્ભીને કહીને પછી તે દેવે ગામથી આવેલા બંધુની જેમ સર્વ તાપસોને મધુર અને સ્નેહ ભરેલી વાણીથી કહ્યું, "હે તાપસો !

પૂર્વ ભવે તમારી ઉપર મેં જે કોપાચરણ કરેલ છે તે ક્ષમા કરજો અને તમે સ્વીકારેલુ શ્રાવકવ્રત સારી રીતે પાળજો.' આ પ્રમાણે કહીને પછી તે દેવે પેલા સર્પની કાયાને ગિરિગુહામાંથી બહાર લાવી નંદિવૃક્ષ ઉપર લટકાવી. અને કહ્યુ કે "હે લોકો! જે કોઇ કોપ કરશે તે તેના ફળથી હું કર્પર તાપસ જેમ સર્પ થયો હતો તેમ આવો સર્પ થશે."

તે તાપસોનો કુળપતિ કે જે પ્રથમથીજ સમકિતધારી હતો, તે ભાગ્યોદયથી આ વખતે પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયો. પછી તાપસોના અધીશ્વરે કેવળી ભગવંતને નમીને વૈરાગ્યવૃક્ષના ઉત્તમ ફળરૂપ ચારિત્રધર્મની યાચના કરી. કેવળી બોલ્યા–'તમને યશોભદ્રસૂરિ વ્રત આપશે. સમતારૂપી ધનવાળા તે મુનિ મારા પણ ગુરૂ છે.' પછી અંતરમાં વિસ્મય પામેલા કુળપતિએ કેવળીને પૃછ્યું, 'હે ભગવન્! કહો, તમે શામાટે દીક્ષા લીધી હતી?' કેવળી બોલ્યા–'કાશલા નગરીમાં નળ રાજાનો અનુજ બંધુ કૂબર ઉત્તમ વૈભવ સયુક્ત રાજ્ય કરે છે. તેનો હુ પુત્ર છુ. સંગા નગરીના રાજા કેશરીએ **બંધુમતી** નામની પોતાની પુત્રી મને આપી હતી. પિતાની આજ્ઞાથી ત્યાં જઇને હું તેને પરણ્યો. પછી તે નવોઢાને લઈ મારા નગર તરફ આવતો હતો. માર્ગમાં જાણે મૂર્ત્તિમાન્ કલ્યાણ હોય તેવા અનેક શિષ્યવાળા આ ગુરૂને સમોસરેલા મેં જોયા, એટલે ત્યાં જઈ મેં પરમ ભક્તિથી તેમને વંદના કરી અને કર્ણમાં અમૃતની પરબ જેવી તેમની ધર્મદેશના મે સાંભળી. દેશનાને અંતે મે પૂછ્યું કે 'મારૂ આયુષ્ય કેટલુ છે?' એટલે તેમણે ઉપયોગ દઇને કહ્યું કે 'માત્ર પાંચ દિવસનું આયુષ્ય છે.' આ પ્રમાણે મરણ નજીક જાણી હું તેના ભયથી કંપાયમાન થયો, કારણ કે "સર્વ પ્રાણીઓને મૃત્યુનો ભય મોટામાં મોટો છે." સૂરિ બોલ્યા–'વત્સ! ભય પામીશ નહીં. તું મુનિપણું ગ્રહણ કર, એક દિવસની દીક્ષા પણ સ્વર્ગ અને મોક્ષને આપે છે.' પછી દીક્ષા લઇને હું તેમની આજ્ઞાથી અહીં આવ્યો છું. અહીં શુકલ ધ્યાનમાં વર્તવાથી મારાં ઘાતિકર્મનો ક્ષય થતાં મને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે." આ પ્રમાણે કહીને તે સિંહકેસરી મુનિ યોગનિરોધ કરી ભવોપગ્રાહી કર્મને હણી પરમ પદને પ્રાપ્ત થયા. પછી શુભાશય દેવતાઓએ તેમના શરીરને પુણ્યક્ષેત્રમાં લઈ જઇને તેનો અગ્નિસંસ્કાર કર્યો.

યથાર્થ નામવાળા વિમળમતિ કુળપતિએ તે વખતે શ્રી યશોભદ્રસૂરિના ચરણ પાસે દીક્ષા ગ્રહણ કરી. તે વખતે વૈદર્ભીએ પણ સૂરિને કહ્યું કે–'હે ભગવન્! મને પણ મુક્તિની માતારૂપ દીક્ષા આપો.' યશોભદ્રસૂરિ બોલ્યા–'હે દવદંતિ! હજુ તમારે નળ રાજા સાથે ભોગ ભોગવવાના છે, માટે તમે વ્રત લેવાને યોગ્ય નથી પછી પ્રાતઃકાળ થયો એટલે સૂરિ તે પર્વત ઉપરથી ઉતર્યા અને પોતાના ચરણથી તાપસપુરને પવિત્ર કર્યું. કરૂણાનિધિ અને અર્હત્ ધર્મના ઉપદેશક તે સૂરિએ ત્યાં ચૈત્યને નમસ્કાર કરીને નગરલોકોમાં સમકિતનું આરોપણ કર્યું. ધર્મધ્યાનપરાયણ વૈદર્ભી મલિન વસ્ત્ર ધારણ કરી તે ગુહાગૃહમાં ભિક્ષુકીની જેમ સાત વર્ષ રહી. એક વખતે કોઈ પાંથે આવીને કહ્યુ કે 'હે દવદંતિ! અમુક પ્રદેશમાં મે તમારા પતિને જોયા છે.' તેનાં વચના-

મૃતનું પાન કરતાં દવદંતીના અંગમાં રોમાંચ પ્રગટ થઈ ગયો. "પ્રેમનું લક્ષણ એવું જ હોય છે." આવાં વચનથી મને આ કોણ તૃપ્ત કરે છે ? એમ જાણવાને શબ્દવેધી બાણની જેમ તે પાંથના શબ્દને અનુસારે તે દોડી ગઈ, પરંતુ દવદંતીને ગુહામાંથી ખેંચવાના જામીનની જેમ તે પાંથ તેને બહાર લાવીને કોઈક ઠેકાણે અંતર્ધાન થઈ ગયો. તેણીએ ચોતરફ જોયું પણ કોઇ ઠેકાણે માણસ જોવામાં આવ્યું નહીં, અને પોતાની ગુફાનો ત્યાગ થઈ ગયો (જડી નહી) તેથી તે ઉભયભ્રષ્ટ થઇ. "અહો ! દૈવ દુર્બળનોજ ઘાતક છે." પછી તે મહારણ્યમાં પડી. ક્ષણમાં ચાલે છે, ક્ષણમાં ઉભી રહે છે, બેસે છે, આલોટે છે, વિલાપ કરે છે અને અશ્રાંત રૂદન કરે છે. આ પ્રમાણે વારંવાર કરતી અને 'હવે હું શુ કરૂં ? ક્યાં જાઉં ?' એમ વિચારતી વિચારવાન્ દવદંતી આદરપૂર્વક પેલી ગુહામાં જવા માટે પાછી ચાલી. ત્યાં માર્ગમાં એક રાક્ષસીએ તેને મેંઢીને વાઘણ દેખે તેમ દીઠી. તત્કાળ પોતાના મુખરૂપ ગુહાને પ્રસારીને તે "ખાઉં, ખાઉં" એમ કહેવા લાગી. તે વખતે વૈદર્ભી બોલી–"અરે રાક્ષસી ! જો મારા મનને વિષે પણ મારા પતિ નળ સિવાય બીજો કોઈ પુરૂષ ન હોય તો તે સતીત્વના પ્રભાવથી તું હતાશા થઈ જા. અષ્ટાદશ દોષરહિત સર્વજ્ઞ ભગવાનજ જો મારા ઇષ્ટદેવ હોય તો તું હતાશા થઈ જા. અઢાર પ્રકારના બ્રહ્મચર્યમાં તત્પર, વિરત અને દયાળુ સાધુઓ જો મારા ગુરૂ હોય તો તું હતાશા થઈ જા. વળી અરે રાક્ષસી ! જન્મથી માંડીને મારા હૃદયમાં વજ્રલેપની જેમ જો આર્હત્ ધર્મ જ રહ્યો હોય તો તું હતાશા થઈ જા." આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળતાં જ તે રાક્ષસીએ તેને ભક્ષણ કરવાની ઇચ્છા છોડી દીધી. "પતિવ્રતાઓ પણ મહર્ષિની જેમ અમોઘવચના હોય છે." પછી 'આ કોઈ સામાન્ય સ્ત્રી નથી, પણ પૂર્ણ પ્રભાવવાળી સ્ત્રી છે' એમ વિચારી તેને પ્રણામ કરીને સ્વપ્નમાં આવી હોય તેમ તે રાક્ષસી તત્કાળ અંતર્ધાન થઈ ગઈ.

ત્યાંથી દવદંતી આગળ ચાલી. ત્યાં રેતીનાજ તરંગવાળી પર્વતમાંથી નીકળેલી એક નિર્જળ નદી તેના જોવામાં આવી. શૂન્ય ઉપવનની નીક જેવી તે નિર્જળ નદીની પાસે આવીને તૃષાથી જેનું તાળુ સુકાઈ ગયુ હતું એવી દવદંતીએ આ પ્રમાણે કહ્યું કે 'જો મારૂં મન સમ્યગ્દર્શનથી અધિવાસિત હોય તો આ નદીમાં ગંગાની જેમ ઉત્કલ્લોલ જળ થઈ જાઓ.' આ પ્રમાણે કહી તેણીએ પગની પાનીથી ભૂતલ પર પ્રહાર કર્યો, એટલે તત્કાળ ઈંદ્રજાળની નદીની જેમ તે નદી સજળા થઈ ગઈ. પછી જાણે ક્ષીરસાગરની સિરામાંથી ઉત્પન્ન થયું હોય તેવું સ્વાદિષ્ટ અને ક્ષીરના જેવું ઉજ્જ્વળ તેનું સ્વચ્છ જળ દવદંતીએ હાથિણીની જેમ પીધું. ત્યાંથી આગળ ચાલતાં દવદંતી શ્રાંત થઇને એક વડના વૃક્ષ નીચે વટવાસી યક્ષિણીની જેમ બેઠી. તે સમયે કેટલાક પાંથો કોઈ સાર્થમાંથી ત્યાં આવ્યા, તેમણે દવદંતીને ત્યાં રહેલી જોઈ પૂછ્યું કે, 'હે ભદ્રે ! તમે કોણ છો ? અમને દેવી જેવા લાગો છો.' વૈદર્ભી બોલી–'હું માનવી સ્ત્રી છું, કોઈ સાર્થમાંથી ભ્રષ્ટ થઈ સતી આ અરણ્યમાં વસું છું. મારે તાપસપુર જવું છે, માટે મને તેનો માર્ગ બતાવો.' તેઓ બોલ્યા–'જે દિશામાં સૂર્ય અસ્ત પામે, તે દિશાનો આશ્રય કરો. અમે જવાના ઉત્સુક

છીએ તેથી તમને માર્ગ બતાવવાને સમર્થ નથી. અમે જળ શોધવા નીકળ્યા છીએ, તે જળ લઇને અહીં સમીપમાં અમારો સાથ ઉતર્યો છે ત્યાં જશુ, તેથી જો તમે ત્યાં આવશો તો તમને અમે કોઇ વસ્તીવાળા નગરમાં લઇ જઇશું.' પછી તે તેના સાર્થમાં ગઈ. ત્યાં ધનદેવ નામના દયાળુ સાર્થવાહે તેને પૂછ્યું કે 'હે ભદ્રે! તું કોણ છે? અને અહીં ક્યાંથી આવી છે?' વૈદર્ભીએ કહ્યું કે 'હે મહાભાગ! હું વણિક્પુત્રી છું. પતિની સાથે પિતાને ઘેર જતી હતી, માર્ગમાં મારા પતિ મને રાત્રે સુતી મૂકીને ચાલ્યા ગયા છે. તમારા સેવક પુરૂષો સહોદર બંધુની જેમ મને તમારી પાસે લઈ આવ્યા છે, તો મને હવે કોઈ શહેરમાં પહોંચાડો.' સાર્થવાહ બોલ્યો-'હે વત્સે! હું અચલપુર નગરે જવાનો છું તો તું ખુશીથી અમારી સાથે આવ, તને પુષ્પની જેમ હું ત્યાં તેડી જઇશ.' આ પ્રમાણે કહી તે સ્નેહી સાર્થવાહ પોતાની પુત્રીની જેમ તેને ઉત્તમ વાહનમાં બેસાડીને ત્યાંથી સત્વર ચાલવાને પ્રવર્ત્યો. આગળ ચાલતાં તે સાર્થવાહશિરોમણિએ જળના નિર્ઝરણાંવાળા એક ગિરિકુંજમાં સાર્થને નિવાસ કરાવ્યો. ત્યાં વૈદર્ભી સ્વસ્થ થઈ સુખે સુતી હતી. તેવામાં રાત્રે સાર્થના કોઈ માણસને નવકાર મંત્ર બોલતો તેણે સાંભળ્યો. એટલે તેણીએ સાર્થવાહને કહ્યુ કે 'આ કોઇ નવકાર મંત્ર બોલનાર મારો સ્વધર્મી બંધુ છે, તેને તમારી આજ્ઞાથી હુ જોવાને ઇચ્છુ છું.' પિતાની જેમ તેની એ વાંચ્છના પૂર્ણ કરવાને માટે સાર્થવાહ તેણીને નવકાર મંત્ર બોલનારા શ્રાવકના આશ્રમમાં લઈ ગયો. તે બંધુ જેવો શ્રાવક તંબુમાં રહીને ચૈત્યવંદન કરતો હતો, ત્યાં જઇને તેને શરીરધારી શમ હોય તેવો વૈદર્ભીએ જોયો. તેણે ચૈત્યવંદના કરી ત્યાંસુધી ભીમકુમારી નેત્રમાં અશ્રુ લાવી તે મહા શ્રાવકની અનુમોદના કરતી સતી બેસી રહી. ત્યાં તે શ્રાવક જેને વંદના કરતો હતો તે વસ્ત્ર ઉપર આળેખેલા અને મેઘના જેવા શ્યામવર્ણી આર્હત્ બિંબને જોઈ તેણીએ દર્શન કર્યાં. ચૈત્યવંદન થઈ રહ્યા પછી નળપત્નીએ સ્વાગત મંગળાદિ કરીને તેને પૂછ્યું કે-'હે ભ્રાત! આ ક્યા અર્હંતનું બિંબ છે?' તે શ્રાવક બોલ્યો-"હે ધર્મશીળ બ્હેન! ભવિષ્યમાં થનારા ઓગણીશમા તીર્થંકર **શ્રી મલ્લિનાથ** પરમાત્માનું આ બિંબ છે. આ ભાવી તીર્થંકરનું બિંબ હું શા કારણથી પૂજુ છુ તે હે કલ્યાણિ! મારૂં કલ્યાણનું કારણ સાંભળો. "સમુદ્રરૂપ કટિમેખલાવાળી પૃથ્વીમાં મુકુટરત્ન જેવી **કાંચી** (દ્વારિકા) નામે નગરી છે. ત્યાંનો રહેનારો હું વણિક છુ. એક વખતે **ધર્મગુપ્ત** નામના જ્ઞાની મુનિ ત્યાં પધાર્યા. તે **રતિવલ્લભ** નામના ઉદ્યાનમાં સમોસર્યા. મેં ત્યાં જઈ તેમને વંદના કરીને પૂછ્યું કે-'હે સ્વામિન્! મારો મોક્ષ ક્યા પ્રભુના તીર્થમાં થશે?' તેમણે કહ્યુ કે '**મલ્લિનાથ** અર્હંતના તીર્થમાં તું દેવલોકમાંથી ચ્યવીને **પ્રસન્નચંદ્ર** નામે મિથિલાપુરીનો રાજા થઇશ ત્યાં ઓગણીશમા તીર્થંકર **શ્રી મલ્લિનાથ**ના દર્શનથી કેવળજ્ઞાન પામીને તું નિર્વાણપદને પ્રાપ્ત થઇશ.' હે ધર્મજ્ઞ બ્હેન! ત્યારથી મને **શ્રી મલ્લિનાથ** ઉપર અત્યંત ભક્તિ ઉત્પન્ન થઈ છે, તેથી આ વસ્ત્ર ઉપર તેમનું બિંબ આળેખીને હું હમેશાં તેને પૂજુ છું." આ પ્રમાણે પોતાનો વૃત્તાંત જણાવીને પછી તે શ્રાવકે કહ્યું કે-'હે પવિત્ર દર્શનવાળા બ્હેન! હવે તમે

કોણ છો? તે પણ આ તમારા ધર્મબંધુને જણાવશો.' આવા તેના પ્રશ્નથી નેત્રમાં અશ્રુ લાવીને **ધનદેવ** સાર્થવાહે દવદંતીનો કહેલો પતિવિયોગ વિગેરેનો બધો વૃત્તાંત એ ઉત્તમ શ્રાવકને કહી સંભળાવ્યો. તે સાંભળી તે શ્રાવકનાં નેત્રમાં પણ અશ્રુ આવી ગયાં, અને હાથ ઉપર હડપચી મૂકી તે વિચારમાં પડ્યો. થોડીવારે દવદંતીનું દુઃખ તેના હૃદયમાં ન સમાતું હોય તેમ દુઃખથી વ્યાપ્ત થઇને તે બોલ્યો કે–'હે બ્હેન! તમે શોક કરશો નહીં. આવા દુઃખનું કારણભૂત તમારૂં કર્મજ ઉદિત થયું છે, પરંતુ આ સાર્થવાહ તમારા પિતારૂપ છે અને હું ભ્રાતા છુ, માટે અહીં સુખે રહો.'

પ્રાતઃકાળે સાર્થવાહ અચલપુરે આવ્યો, ત્યાં વૈદર્ભીને મૂકીને પછી તે બીજી તરફ ગયો. અહી તૃષાતુર થયેલી વૈદર્ભીએ તે નગરદ્વારની સમીપે રહેલી વાપિકામાં જળ પીવા માટે પ્રવેશ કર્યો. તે વખતે ત્યાં જળ ભરતી નગરસ્ત્રીઓને મૂર્ત્તિમાન્ જળદેવતા જેવી તે દેખાવા લાગી. જેવામાં જળના કાંઠા ઉપર તે ઉભી હતી તેવામાં ત્યાં ચંદનઘોએ આવીને તેના વામ ચરણને પકડ્યો; કેમકે "દુઃખી ઉપર સૌહૃદપણાની જેમ દુઃખજ આવીને પડે છે." દવદંતીએ ત્રણવાર નવકાર મંત્રનો પાઠ કર્યો એટલે તેના પ્રભાવથી ઈંદ્રજાળિક જેમ ગળામાં રાખેલી વસ્તુને છોડી દે તેમ ચંદનઘોએ તેનો ચરણ છોડી દીધો. પછી તે વાવમાં હાથ, પગ અને મુખ ધોઇ તેના સુંદર જળનું પાન કરી વૈદર્ભી હંસીની જેમ મંદ મંદ ગતિએ ચાલતી વાપિકાની બહાર નીકળી. પછી શીળરત્નના કરંડિયારૂપ દવદંતી ખેદયુક્ત ચિત્તે વાપિકાના કાંઠા ઉપર બેઠી અને દૃષ્ટિવડે નગરને પવિત્ર કરવા લાગી.

એ નગરમાં ગરૂડ જેવો પરાક્રમી **ઋતુપર્ણ** નામે રાજા હતો. તેને ચંદ્રના જેવા ઉજ્જ્વળ યશવાળી **ચંદ્રયશા** નામે રાણી હતી. તે ચંદ્રયશાની દાસીઓ માથે જળકુંભ લઈ પરસ્પર મશ્કરી કરતી એ વાપિકામાં પાણી ભરવાને આવી. તે દાસીઓએ દુર્દશાને પામેલી પણ દેવીના જેવી દવદંતીને જોઇ. "પદ્મિની કદિ કાદવમાં મગ્ન થઈ હોય તોપણ તે પદ્મિની જ છે." વૈદર્ભીના રૂપને જોઇને વિસ્મય પામેલી તેઓ તેણીની પ્રશંસા કરતી વાપિકામાં મંદ મંદ પેઠી અને પછી મંદ મંદ બહાર નીકળી. તેઓએ રાજમહેલમાં જઇને એ રમણીના રૂપની વાર્ત્તા ધનના ભંડારની જેમ પોતાની સ્વામિની ચંદ્રયશા રાણીને કહી. રાણીએ દાસીઓને કહ્યુ કે 'તેને અહીં સત્વર તેડી લાવો; તે મારી પુત્રી ચંદ્રવતીની બહેન જેવી થશે.' તત્કાળ દાસીઓ તે વાપિકા ઉપર આવી, ત્યાં નગરાભિમુખ થયેલી લક્ષ્મીની જેવી દવદંતી ત્યાંજ બેસી રહેલી તેના જેવામાં આવી. તેમણે કહ્યું, "ભદ્રે! આ નગરના રાજા ઋતુપર્ણની રાણી ચંદ્રયશા તમને આદરથી બોલાવે છે. વળી તેમણે જણાવ્યું છે કે 'તું મારે ચંદ્રવતી નામની પુત્રીતુલ્ય છે' માટે ત્યાં ચાલો અને દુઃખને જળાંજલિ આપો. જો અહીં આમ શૂન્ય થઇને બેસી રહેશો તો કોઈ દુરાત્માથી છળ પામીને અથવા વ્યંતરાદિકથી આવિષ્ટ થઇને અનર્થને પામશો." આ પ્રમાણે ચંદ્રયશાનાં કહેવરાવેલાં વચનોથી જેનું મન આર્દ્ર થયું છે એવી દવદંતી પુત્રીપણાના સ્નેહથી વેચાણ થઈ હોય તેમ ત્યાં જવાને તત્પર થઈ. 'તમને અમારા સ્વામિનીએ પુત્રી તરીકે માન્યા તેથી તમે પણ અમારા સ્વામિનીજ છો'

એમ કહી વિનય બતાવતી તે દાસીઓ તેને રાજમહેલમાં લઈ ગઈ. આ ચંદ્રયશા દવદંતીની માતા પુષ્પદંતીની સહોદરા (બેન) હતી, તેથી તે તેની માશી થતી હતી, પણ તે વૈદર્ભીના જાણવામાં નહોતું, એટલે તે તેને શેનીજ ઓળખે? પણ 'દવદંતી નામે મારી ભાણેજ છે' એમ ચંદ્રયશા જાણતી હતી, પરંતુ તેને બાલ્યવયમાં જોયેલી હોવાથી આ વખતે તે પણ તેને ઓળખી શકી નહીં. તોપણ રાણીએ દૂરથીજ તેને પુત્રીના પ્રેમથી અવલોકી, કારણ કે "ઇષ્ટ અનિષ્ટનો નિર્ણય કરવાને અંતઃકરણ મુખ્ય પ્રમાણ છે." પછી ચંદ્રયશાએ જાણે શ્રમથી થયેલી તેના અંગની કૃશતાને દૂર કરવા ઇચ્છતી હોય તેમ તેને આદરથી આલિંગન કર્યું. વૈદર્ભી નેત્રમાંથી અશ્રુ પાડતી રાણીના ચરણમાં નમી, તે વખતે તેના અશ્રુજળથી રાણીના ચરણ ધોવાતાં જાણે તેની પ્રીતિનો બદલો આપવા માટે તેના ચરણ પ્રક્ષાલતી હોય તેમ તે દેખાવા લાગી. પછી ચંદ્રયશાએ પૂછયું કે 'તમે કોણ છો?' એટલે તેણીએ જેમ સાર્થવાહને કહ્યુ હતું તેમ સર્વ વૃત્તાંત તેની પાસે કહી સંભળાવ્યો તે સાંભળી ચંદ્રયશા બોલી—'હે કલ્યાણિ! રાજકુમારી ચંદ્રવતીની જેમ તું પણ મારે ઘેર સુખે રહે.' એક વખતે ચંદ્રયશાએ પોતાની પુત્રી ચંદ્રવતીને કહ્યું, "વત્સે! આ તારી બ્હેન મારી ભાણેજ દવદંતીના જેવી છે, પણ તેનું અહીં આગમન સંભવતું નથી, કારણ કે જે આપણા પણ સ્વામી નળ રાજા છે, તેની તે પત્ની થાય છે. વળી તેની નગરી અહીંથી એકસો ને ચુમાળીશ યોજન દૂર થાય છે, તો તેનું અહીં આગમન કેમ સંભવે? અને તેની આવી દુર્દશા પણ ક્યાંથી હોય?"

ચંદ્રયશા રાણી નગરની બહાર જઈ પ્રતિદિન દીન અને અનાથ લોકોને યથારૂચિ દાન આપતી હતી. એક વખતે વૈદર્ભીએ દેવીને કહ્યુ કે 'આપની આજ્ઞા હોય તો તમારી વતી હું દાન આપું કે કદિ મારા પતિ યાચકને વેષે આવી ચઢે તો ઓળખાય.' ત્યારથી ચંદ્રયશાએ તે કામ તેને સોંપ્યું. તે પતિની આશાએ ક્લેશ સહન કરી યથાસ્થિતપણે દાન આપવા લાગી. વૈદર્ભી પ્રત્યેક યાચકોને દરરોજ પૂછતી કે 'તમે આવા રૂપવાળો કોઈ પુરૂષ જોયો છે?'

એક વખતે ભીમસુતા દાનશાળામાં ઉભી હતી, તેવામાં જેની આગળ ડિંડિમ વાગે છે એવા એક ચોરને રક્ષકો વધસ્થાનક લઈ જતા જોવામાં આવ્યા. તેને જોઈ વૈદર્ભીએ રક્ષકોને પૂછયું કે 'આ ચોરે શો અપરાધ કર્યો છે કે જેથી તેને આવી વધ કરવાની શિક્ષા થઈ છે?' રક્ષકોએ કહ્યુ 'આ પુરૂષે રાજકુમારી ચંદ્રવતીનો રત્નનો કંડીયો ચોર્યો છે, તે ગુન્હાથી તેને વધની શિક્ષા થઈ છે.' વૈદર્ભીની દયાળુ મૂર્ત્તિ જોઈ ચોર બોલ્યો— 'દેવિ! તમારી દૃષ્ટિ મારી ઉપર પડી છે, તો હવે હું મરણને શરણ શામાટે થાઉં? તમેજ મને શરણભૂત થાઓ.' પછી દવદંતી રક્ષકોની પાસે આવી અને ચોરને કહ્યું, 'તું ભય પામીશ નહીં, અવશ્ય તારૂં જીવિત રહેવાવડે કુશળ થશે' આ પ્રમાણે કહી દવદંતી બોલી કે "જો હું સતી હોઉં તો આ ચોરનાં બંધન છુટી જાઓ." આમ સતીપણાની શ્રાવણા કરીને તેણીએ ઝારીમાંથી જળ લઈ ત્રણવાર છાંટયું, એટલે તરત તે ચોરનાં બંધન તુટી ગયાં. તે

વખતે ત્યાં કોળાહળ થઈ રહ્યો. તેથી 'આ શું?' એમ વિચારતો ઋતુપર્ણ રાજા પરિવાર સહિત ત્યાં આવ્યો. વિસ્મયથી નેત્ર વિકસિત કરી, દાંતની કાંતિથી અધરને ઉજ્જવળ કરતો તે નેત્રરૂપ કુમુદમાં કૌમુદીરૂપ દવદંતીને જોઇને તેના પ્રત્યે આ પ્રમાણે બોલ્યો–"હે યશસ્વિનિ! સર્વત્ર મત્સ્યન્યાયનો[1] નિષેધ કરવા માટે રાજધર્મ સ્થાપિત કરેલો છે, જેના-વડે દુષ્ટ જનોનો નિગ્રહ અને શિષ્ટ જનોનું પાલન થાય છે. રાજાએ પૃથ્વીનો કર લઇને તેની ચોર વિગેરેના ઉપદ્રવથી રક્ષા કરવી, નહીં તો ચોર વિગેરે દુષ્ટ લોકોએ કરેલુ પાપ તેને લાગે છે. તેથી હે વત્સે! જો આ રત્નના ચોરનો હું નિગ્રહ ન કરૂં તો પછી લોકો નિર્ભય થઇને પરધન હરવાને તત્પર થાય." વૈદર્ભી બોલી–"હે તાત! મારી દૃષ્ટિએ જોતાં છતાં પણ જો દેહધારીનો વિનાશ થાય તો પછી મારૂં શ્રાવિકાનું કૃપાળુપણું શા કામનું? આ ચોર મારે શરણે આવ્યો છે, માટે હે તાત! તેનો અપરાધ ક્ષમા કરો. તેની પીડા દુષ્ટ રોગની પેઠે મારામાં પણ સંક્રમી ગઈ છે." આવા એ મહા સતી અને ધર્મપુત્રીના અતિ આગ્રહથી ઋતુપર્ણ રાજાએ તે ચોરને છોડી મૂક્યો. છુટી ગયેલા ચોરે પૃથ્વીની રજથી લલાટ ઉપર તિલક કરી દવદંતીને કહ્યું કે 'તમે મારી માતા છો.' પછી પ્રાણદાનનો ઉપકાર રાતદિવસ નહીં ભૂલી જતો તે ચોર પ્રતિદિન વૈદર્ભી પાસે આવીને તેમને પ્રણામ કરતો હતો. એક વખતે વૈદર્ભીએ તે ચોરને પૂછ્યું કે 'તું કોણ છે? અને ક્યાંથી આવ્યો છે? તે નિ:શંક થઇને કહે.' ચોર બોલ્યો–"તાપસપુર નામના નગરમાં મોટી સંપત્તિવાળો વસંત નામે સાર્થવાહ છે, તેનો **પિંગલ** નામે હું દાસ છું. વ્યસનોમાં આસક્ત થઈ જવાથી તેનાવડે પરાભવ પામેલા મેં તે વસંત શેઠના ઘરમાં ખાત્ર પાડ્યું, અને તેનો સાર સાર ખજાનો લઈ રાત્રે ત્યાંથી ભાગ્યો. હાથમાં તે દ્રવ્ય લઈ પ્રાણની રક્ષા કરવાને માટે હું નાસતો હતો તેવામાં માર્ગમાં લુટારાઓ મળ્યા, તેણે મને લુટી લીધો. "દુષ્ટ જનને કેટલી કુશળતા હોય?" પછી અહીં આવી આ ઋતુપર્ણ રાજાની સેવામાં રહ્યો. "મનસ્વી માણસ બીજા કોઇની સેવા કરતો નથી, પણ કદિ કરે છે તો રાજાની સેવા કરે છે." એક વખતે હું રાજમહેલમાં ફરતો હતો, તેવામાં મેં નીચ બુદ્ધિએ ચંદ્રવતી દેવીનો રત્નકરંડ પડેલો દીઠો. તત્કાળ પરસ્ત્રીને જોઇને દુર્બુદ્ધિ વ્યભિચારીની જેમ તે કરંડીઓ હરી લેવાને મારૂં મન ચલિત થયું. પછી સમળી જેમ હાર ઉપાડી લે તેમ મેં તે રત્નકરંડ હરી લીધો. પછી પગના ફણા સુધી ઉત્તરીય વસ્ત્ર કરીને હું ત્યાંથી બહાર નીકળ્યો, તેવામાં મહા-ચતુર એવા ઋતુપર્ણ રાજાએ મારામાં કેટલીએક ચોરની ચેષ્ટા જોઇને તત્કાળ મને ઓળખી લીધો, કેમકે "ચતુર જનને કાંઈ પણ અલક્ષ્ય નથી." પછી રાજાની આજ્ઞાથી તરતજ રક્ષકપુરૂષોએ મને બાંધી લીધો અને વધ કરવા માટે લઈ ચાલ્યા. તે વખતે દૂરથીજ તમારૂં શરણ અંગીકાર કરીને તાર સ્વરે પોકાર કરતા મને વધ્ય મેંઢાની જેમ તમે છોડાવ્યો. હે માતા! જ્યારે તમે તાપસપુરમાંથી ચાલ્યા ગયા ત્યારે વિંધ્યાચળથી લાવેલા હાથીની જેમ વસંત શેઠે ભોજન પણ છોડી દીધું. પછી યશોભદ્રસૂરિ અને બીજા લોકોએ ઘણા

---

૧ મોટા માછલાં નાનાં માછલાંને ગળી જાય છે તેમ શક્તિવાન નિર્બળને હેરાન કરે તે મત્સ્યન્યાય.

સમજાવ્યા ત્યારે સાત દિવસ ઉપવાસ કરીને તેમણે આઠમે દિવસે ભોજન લીધું એક વખતે લક્ષ્મીવડે કુબેર જેવા એ વસંત શેઠ મહા મૂલ્યવાળી ભેટ લઈ કૂબર રાજાને મળવા ગયા. તેની ભેટથી સંતુષ્ટ થયેલા કૂબર રાજાએ છત્ર ચામરનાં ચિહ્નો સાથે તાપસપુરનુ રાજ્ય વસંત શેઠને આપ્યુ, અને તેમને પોતાના સામંતનું પદ આપી **વસંતશ્રીશેખર** એવુ નામ સ્થાપિત કર્યું. કૂબર રાજાએ વિદાય કરેલા વસંત શેઠ ભંભાવાદ્યના નાદ સાથે તાપસપુર આવ્યા અને તે નગરના રાજ્યને પાળવા લાગ્યા." આ પ્રમાણે તે ચોરની હકીકત સાંભળીને વૈદર્ભી બોલી–'હે વત્સ! તે પૂર્વે દુષ્કર્મ કર્યું છે તેથી હવે દીક્ષા લે અને સંસારસમુદ્ર તરી જા.' પિંગલે કહ્યુ, 'માતાની આજ્ઞા પ્રમાણ છે.' એ સમયે ત્યાં ફરતા ફરતા કોઈ બે મુનિ આવી ચઢ્યા. વૈદર્ભીએ નિર્દોષ ભિક્ષાથી તેમને પ્રતિલાભિત કર્યા. પછી પૂછ્યું કે 'ભગવન્! આ પુરૂષ જો યોગ્ય હોય તો પ્રસન્ન થઇને તેને દીક્ષા આપો.' તેમણે કહ્યુ કે–'યોગ્ય છે,' એટલે પિંગલે વ્રત લેવાની યાચના કરી. પછી તેને દેવગૃહમાં લઈ જઈ તેજ વખતે દીક્ષા આપી.

અન્યદા વિદર્ભ રાજાએ ખબર સાંભળ્યા કે 'નળ રાજા તેના અનુજ બંધુ કૂબરની સાથે ધૂતમાં રાજ્યલક્ષ્મી હારી ગયા છે અને કૂબરે તેમને પ્રવાસી કર્યા છે તે દવદંતીને લઇને મોટી અટવીમાં પેઠા છે, ત્યારપછી તે ક્યાં ગયા? જીવે છે કે મરી ગયેલ છે? એ કોઈ પણ જાણતું નથી.' રાજાએ આ વાત રાણીને કરી, તે સાંભળી રાણી પુષ્પદંતીએ ઘણું રૂદન કર્યું. "સ્ત્રીઓને આતુરપણામાં નેત્રાશ્રુ દૂર હોતાં નથી." પછી રાજાએ **હરિમિત્ર** નામના એક આજ્ઞાચતુર રાજબટુને નળ રાજાની શોધમાં મોકલ્યો. નળ અને દવદંતીને સર્વત્ર શોધતો તે રાજબટુ અચલપુરમાં આવ્યો. ત્યાં તેણે રાજસભામાં પ્રવેશ કર્યો. રાજાની આગળ આવતાં તેને ચંદ્રયશાએ પૂછ્યું કે 'પુષ્પદંતી અને તેનો પરિવાર કુશળ છે?' હરિમિત્ર બોલ્યો–'હે ઇશ્વરિ! દેવી પુષ્પદંતી અને તેનો પરિવાર તો કુશળ છે, પણ નળ અને દવદંતીના કુશળ વિષે ચિંતા છે.' દેવીએ પૂછ્યું, 'અરે! એ શી વાત કહો છો?' પછી બટુએ નળ અને દવદંતીની ધૂતથી થયેલી બધી દુઃશ્રવ હાલત કહી સંભળાવી. તે સાંભળી ચંદ્રયશા રોવા લાગી. તેને જોઈ બધો રાજલોક પણ હર્ષવાર્ત્તાનો અનધ્યાયી હોય તેમ રૂદન કરવા લાગ્યો. સર્વને દુઃખાતુર જોઈ જેના ઉદરમાં ક્ષુધા લાગી હતી એવો તે બટુ દાનશાળામાં ગયો, કારણ કે "દાનશાળા ભોજનમાં ચિંતામણિરૂપ છે." ત્યાં જમવાને બેઠો તે વખતે દાનશાળાની અધિકારિણી તરીકે બેઠેલી પોતાના સ્વામીની પુત્રી દવદંતીને તેણે ઓળખી. તત્કાળ તેણે રોમાંચિત થઇને દવદંતીના ચરણમાં વંદના કરી. ક્ષુધાની વ્યથા ભૂલી ગયો અને હર્ષથી પ્રફુલ્લિત નેત્રે બોલ્યો–"હે દેવિ! ગ્રીષ્મઋતુમાં લતાની જેમ તમારી આવી અવસ્થા કેમ થઈ? આજે સારે ભાગ્યે તમે જીવતા જોવામાં આવ્યા, તેથી અત્યારે સર્વને શુભ થયુ." આ પ્રમાણે દવદંતીને કહી તે બટુએ સત્વર દેવી ચંદ્રયશા પાસે જઈ વધામણી આપી કે, 'તમારી દાનશાળામાંજ દવદંતી છે.' તે સાંભળી ચંદ્રયશા તરત દાનશાળામાં આવી અને કમલિનીને હંસી મળે તેમ તેણે દવદંતીને આલિંગન કર્યું. પછી બોલી કે–"હે વત્સે!

મને ધિક્કાર છે! કેમકે અદ્વિતીય સામુદ્રિક લક્ષણોથી સ્પષ્ટ જણાતાં છતાં પણ હું તને ઓળખી શકી નહીં! હે અનઘે! તેં પણ આત્મગોપન કરીને મને કેમ છેતરી? કદિ દૈવયોગે આવી દુર્દશા થાય તોપણ પોતાના માતૃકુળમાં[1] શી લજ્જા રાખવી! હે વત્સે! તેં નળ રાજાને છોડ્યા કે તેણે તને છોડી દીધી? પણ જરૂર તેણેજ તને છોડી દીધી હશે, કારણ કે તું તો મહા સતી છે, તેથી તું તેને છોડી દે નહીં. દુર્દશામાં આવી પડેલા પતિને પણ જો તું છોડી દે, તો જરૂર સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે. અરે નળ! તેં આ સતીને કેમ છોડી દીધી? તેને મારી પાસે કેમ ન મૂકી? આવી સતી પ્રિયાને છોડી દેવી તે શું તારા કુળને ઉચિત છે? હે વત્સે! હવે હું તારૂં દુઃખ ગ્રહણ કરૂં છું, તેથી તું દુઃખને ત્યજી દે; અને મેં તને ઓળખી નહીં, તે મારો અપરાધ ક્ષમા કર. વળી હે બાળે! અંધકારરૂપ સર્પમાં ગરૂડરૂપ, અને કૃષ્ણપક્ષની રાત્રિમાં પણ પ્રકાશિત એવું જે તિલક તારા જન્મથીજ લલાટમાં સહજ ઉત્પન્ન થયેલું છે, તે ક્યાં ગયું?" આ પ્રમાણે કહી પોતાના મુખકમળની થુંકનો રસ લઈ તેવડે વૈદર્ભીના લલાટનું તેણે માર્જન કર્યું અને વારંવાર તેના મસ્તકને સુંઘવા માંડ્યું. તે વખતે તત્કાળ અગ્નિમાંથી તાવીને કાઢેલા સુવર્ણપિંડની જેમ અને મેઘમાંથી મુક્ત થયેલા સૂર્યની જેમ તેનું લલાટતિલક ચળકવા લાગ્યું. પછી ચંદ્રયશાએ દવદંતીને દેવતાની પ્રતિમાની જેમ ગંધોદકથી પોતાને હાથે ન્હવરાવી, અને જાણે જ્યોત્સ્નાના રસમય હોય તેવાં બે ઉજ્જવળ અને સૂક્ષ્મ વસ્ત્રો તેને આપ્યાં તે તેણે ધારણ કર્યાં. પછી હર્ષરૂપ જળની તળાવડી જેવી ચંદ્રયશા પ્રીતિવડે વૈદર્ભીને લઇને રાજાની પાસે આવી.

એ વખતે સૂર્ય અસ્ત પામ્યો, કાજળથી ભાજન પૂરાય તેમ સોયે વિંધાય તેવા ઘાટા અંધકારથી આકાશ પૂરાઈ ગયું, પણ તે ગાઢ અંધકાર છડીદારોએ રોકી રાખેલ હોય તેમ વૈદર્ભીના તિલકતેજથી રાજસભામાં પેસી શક્યું નહી. રાજાએ દેવીને પૂછ્યું કે—'આ વખતે સૂર્ય અસ્ત પામ્યો છે, તેમજ અહીં દીપક કે અગ્નિ નથી, તે છતાં દિવસ જેવો આ પ્રકાશ શેનો પડે છે? એટલે રાણીએ જ્યોતિરૂપ જળના મોટા દ્રહ જેવું અને જન્મથીજ સહજ સિદ્ધ થયેલું વૈદર્ભીનું ભાલતિલક રાજાને બતાવ્યું. પછી રાજાએ કૌતુકથી તિલકને પોતાના હાથવડે ઢાંકી દીધું, એટલે અંધકારથી સભાગૃહ ગિરિગુહા જેવું થઈ ગયું. પછી હાથ ઉપાડી લઇને અત્યંત હર્ષ પામેલા રાજાએ પિતારૂપ થઇ દવદંતીને રાજ્યભ્રંશ વિગેરેની કથા પૂછી. દવદંતીએ નીચું મુખ કરી રોતાં રોતાં નળ કૂબરના દ્યૂતથી આરંભીને બધી કથા કહી સંભળાવી. રાજા પોતાના ઉત્તરીય વસ્ત્રથી વૈદર્ભીનાં નેત્રને લુઇને બોલ્યો કે—'હે પુત્રિ! રૂદન કર નહીં, કેમકે વિધિથી કોઇ બળવાન્ નથી.'

એ સમયે કોઈ દેવ આકાશમાંથી ઉતરી રાજસભામાં આવ્યો અને અંજલિ જોડી વૈદર્ભીને કહેવા લાગ્યો—"હે ભદ્રે! હું પિંગલક ચોર છું, તમારી આજ્ઞાથી દીક્ષા લઇને વિહાર કરતો કરતો એકદા હું તાપસપુરે ગયો. ત્યાં સ્મશાનની અંદર હું કાયોત્સર્ગ કરીને રહ્યો. તેવામાં ચિતાનળમાંથી દાવાનળ ઉઠીને પ્રસરવા લાગ્યો. તેનાથી હું બળવા

૧ માતાના સંબંધી વર્ગમાં-મોસાળ, માસી, મામા વિગેરેને ત્યાં.

લાગ્યો, તોપણ ધર્મ ધ્યાનથી ચ્યુત થયો નહી, સ્વયમેવ આરાધના કરી અને નવકાર મંત્રના સ્મરણમાં તત્પર રહ્યો. પછી પૃથ્વી પર પડી ગયો, ત્યાં મારૂં શરીર તે અગ્નિમાં સમિધરૂપ થઈ ગયું. ત્યાંથી મૃત્યુ પામીને હું પિંગલ નામે દેવતા થયો છું. દેવગતિમાં ઉપજતાંજ અવધિજ્ઞાનવડે મારા જાણવામાં આવ્યું કે દવદંતીએ મને વધમાંથી બચાવી દીક્ષા લેવાનો ઉપદેશ કર્યો હતો, તેના પ્રભાવથી હું દેવતા થયો છું. હે ભદ્રે! જો તે વખતે મારી મહા પાપીની તમે ઉપેક્ષા કરી હોત તો હું ધર્મને પ્રાપ્ત કર્યા વગર મૃત્યુ પામીને નરકે જાત, પણ હે મહાસતિ! તમારા પ્રસાદથી હું સ્વર્ગલક્ષ્મીને પામ્યો છુ, તેથી તમને જોવા આવ્યો છું, તમારો વિજય થાઓ." આ પ્રમાણે કહી સાત કોટી સુવર્ણની વૃષ્ટિ કરીને તે દેવ વિજળીના સમૂહની જેમ આકાશમાં અંતર્ધાન થઈ ગયો. આ પ્રમાણે સાક્ષાત્ આર્હત્ ધર્મના આરાધનનું ફળ જોઇને વિદ્વાન્ રાજા ઋતુપર્ણે આર્હત્ ધર્મને અંગીકાર કર્યો.

પછી અવસર પ્રાપ્ત થયેલો જોઈ હરિમિત્ર રાજબટુએ કહ્યુ કે—"હે રાજન્! હવે આજ્ઞા આપો કે દેવી દવદંતી ચિરકાળે પોતાના પિતાને ઘેર જાય." તે વખતે ચંદ્રયશાએ પણ તેમ કરવાની હા કહી. એટલે રાજાએ મોટી સેના સાથે વૈદર્ભીને વિદર્ભ દેશ તરફ રવાને કરી. દવદંતીને આવતી સાંભળીને ભીમ રાજા બલિષ્ઠ પ્રેમથી દુર્ધર વેગવાળા વાજીથી ખેચાઇને જાય તેમ તેની સામા ગયા. સામેથી આવતા પિતાને જોતાં વેંતજ વૈદર્ભી વાહનને તજી દઈ પગે ચાલી સસ્મિત મુખકમળે સામી દોડી અને પિતાના ચરણકમળમાં પડી. ચિરકાળે ઉત્કંઠાથી મળેલા પિતાના અને પુત્રીના નેત્રજળથી ત્યાંની પૃથ્વી ઘણા કાદવવાળી થઈ ગઈ. સાથે પોતાની માતા પુષ્પદંતી પણ આવેલ છે એ ખબર જાણી ગંગા નદીને જેમ યમુના મળે તેમ દવદંતી તેને દૃઢ આલિંગનથી મળી, અને તેને ગળે બાઝી પડીને નળપ્રિયાએ મુક્ત કંઠે રૂદન કર્યું. "પ્રાણીઓને ઇષ્ટ જન મળવાથી દુઃખ પાછુ તાજુ થાય છે." પછી તેઓ જળથી મુખકમળ ધોઈ દુઃખના ઉદ્ગારવડે પરસ્પર વાર્ત્તા કરવા લાગ્યા પુષ્પદંતીએ વૈદર્ભીને ઉત્સંગમાં બેસાડીને કહ્યુ કે—"હે આયુષ્મતિ! સારાં ભાગ્યે અમને તારાં દર્શન થયાં છે, તેથી અમે જાણીએ છીએ કે હજુ અમારાં ભાગ્ય જાગતાં છે. હવે આપણે ઘેર રહીને સુખે કાળ નિર્ગમન કર, લાંબે કાળે પણ તને પતિનાં દર્શન થશે, કેમકે જીવતો પ્રાણી કોઈ વાર પણ ભદ્ર પામે છે." પછી રાજાએ હરિમિત્રને સંતુષ્ટ થઈ પાંચસો ગામ આપ્યાં, અને કહ્યુ કે જો નળ રાજાને શોધી લાવીશ તો તને અર્ધું રાજ્ય આપીશ ત્યારપછી રાજાએ નગરમાં જઇને દવદંતીના આગમનનો ઉત્સવ કર્યો, અને સાત દિવસ સુધી દેવાર્ચા અને ગુરૂપૂજા વિશેષ પ્રકારે કરાવી. આઠમે દિવસે વૈદર્ભપતિએ દવદંતીને કહ્યુ કે 'હવે જેમ નળરાજાનો સમાગમ શીઘ્ર થશે તેમ કરવાને હું પૂરો પ્રયત્ન કરીશ.'

હવે જે વખતે નળ રાજા દવદંતીને છોડીને અરણ્યમાં ભમતો હતો, તે વખતે એક તરફ વનના તૃણમાંથી નીકળતો ધુમાડો તેના જોવામાં આવ્યો. અંજનના જેવો

શ્યામ તે ધુમાડાનો ગોટો આકાશમાં એવો વ્યાપી ગયો કે જેથી જાણે પાંખોવાળો કોઈ ગિરિ આકાશમાં જતો હોય તેવો ભ્રમ થવા લાગ્યો. એક નિમેષ માત્રમાં તો ત્યાં ભૂમિમાંથી વિદ્યુત્‌વાળા મેઘની જેવો જ્વાળામાળાથી વિકરાળ અગ્નિનો ભડકો નીકળ્યો. થોડી વારમાં બળતા વાંસનો તડતડાટ અને વનવાસી પશુઓનો આક્રંદ સ્વર સાંભળવામાં આવ્યો. આવો દાવાનળ પ્રદીપ્ત થતાં તેમાંથી "અરે! ક્ષત્રિયોત્તમ ઇક્ષ્વાકુવંશી નળ રાજા! મારી રક્ષા કરો. તમે નિષ્કારણ ઉપકારી અને પુરૂષવ્રતધારી છો, તથાપિ હે ઉર્વીશ! હું તમને કાંઈ ઉપકાર કરીશ, માટે મારી રક્ષા કરો." આવો શબ્દ સાંભળવામાં આવતાં તે શબ્દને અનુસારે નળ રાજા ગહન લતાગૃહ સમીપે આવ્યો. ત્યાં તેના મધ્યમાં રહેલો 'રક્ષા કર, રક્ષા કર' એમ બોલતો એક મોટો સર્પ તેના જોવામાં આવ્યો. નળે પૂછ્યું કે 'હે સર્પ! મને, મારા નામને અને મારા વંશને તું શી રીતે જાણે છે? અને તને આવી માનુષી વાણી શી રીતે પ્રાપ્ત થઈ તે કહે.' સર્પ બોલ્યો—'હું પૂર્વ જન્મમાં મનુષ્ય હતો, તે જન્મના અભ્યાસથી આ ભવમાં પણ મને માનુષી ભાષા પ્રાપ્ત થઈ છે. વળી હે યશોનિધિ! મને ઉજ્જ્વળ અવધિજ્ઞાન છે, તેથી હું તમને, તમારા નામને અને તમારા વંશને જાણું છું.' આ પ્રમાણે સાંભળીને નળ રાજાને દયા આવી, તેથી તેણે એ કંપતા સર્પને ખેંચી લેવા માટે તે વનલતા ઉપર પોતાનું વસ્ત્ર નાખ્યું. તે વસ્ત્રનો છેડો પૃથ્વીને અડ્યો એટલે વાળાવડે ઉર્મિકા (વીંટી)ની જેમ તે સર્પે પોતાના શરીરથી તે વસ્ત્રને વીંટી લીધું. પછી સર્પથી આક્રાંત થયેલા તે ઉત્તરીય વસ્ત્રને કુવામાંથી રજ્જુની જેમ કૃપાળુ રાજાએ ઉત્કર્ષ સાથે ખેંચી લીધું. પછી ત્યાંથી આગળ ચાલી ઉખર ભૂમિ ઉપર કે જ્યાં અગ્નિ લાગે નહીં ત્યાં તે સર્પને મૂકવાની ઇચ્છા કરતાં નળને તે સર્પે હાથ ઉપર દંશ માર્યો. એટલે પસીનાનાં બિંદુની જેમ તે નાગને ભૂમિ પર આચ્છોટનપૂર્વક મૂકી દેતાં નળે કહ્યું કે—'હે ભદ્ર! તે કૃતઘ્ન થઇને આ સારો પ્રત્યુપકાર કર્યો. હું તારો ઉપકારી છુ તેને પાછો આવોજ બદલો મળવો જોઇએ! પણ એ તો તમારી જાતનોજ ગુણ છે કે જે તમને દુધ પાય તેનેજ તમે કરડો છો!' આવી રીતે નળરાજા કહે છે તેવામાં તેના શરીરમાં વિષ પ્રસરવા લાગ્યું, અને તેથી તેનું બધુ શરીર અધિજ્ય કરેલા (પણચ ચઢાવેલા) ધનુષ્યની જેવું કુબડું થઈ ગયું. તે વખતે નળ રાજાના કેશ પ્રેતની જેમ પીળા થઈ ગયા, ઉટની જેમ હોઠ લાંબા થયા અને રંકથી જેમ હાથ પગ દુબળા અને ઉદર સ્થૂળ થઈ ગયું. સર્પના વિષથી ગ્રસ્ત થયેલો નળ ક્ષણવારમાં નટની જેમ સર્વ અંગે બીભત્સ અને વિકૃત આકૃતિવાળો થઈ ગયો, તેથી તેણે ચિંતવ્યું કે 'આવા રૂપથી મારે જીવવુ ફૂંથા છે, માટે પરલોકમાં ઉપકારી એવી દીક્ષાને ગ્રહણ કરૂં.' નળ આ પ્રમાણે ચિંતવતો હતો તેવામાં પેલા સર્પે સર્પનું રૂપ છોડી દઇને દિવ્ય અલંકાર અને વસ્ત્રને ધારણ કરનાર તેજસ્વી દેવરૂપ પ્રગટ કર્યું. પછી તે બોલ્યો—'હે વત્સ! તું ખેદ પામીશ નહીં, હું તારો પિતા નિષધ છું કે તને રાજ્ય આપીને દીક્ષા લીધી હતી; તે દીક્ષાના ફળથી હું બ્રહ્મદેવલોકમાં દેવતા થયો છું. ત્યાં અવધિજ્ઞાનવડે મેં તને આવી દશાને પ્રાપ્ત થયેલા

જોયો. પછી માયાથી સર્પરૂપે થઈ દુર્દશામાં પડેલા તારા અંગની મોટા ગુમડા ઉપર જેમ ફોલ્લો થાય તેમ મેં આવી વિરૂપતા કરેલી છે, પણ મારી કરેલી આ વિરૂપતા કડવા ઔષધના પાનની જેમ તને ઉપકારને માટેજ છે એમ માનજે, કારણ કે તે પ્રથમ જે રાજાઓને જીતીને દાસ કરેલા છે, તે બધા તારા શત્રુ થયેલા છે, તેઓ આવા વિરૂપપણાથી તને ઓળખશે નહી, એટલે તને કાંઈ પણ ઉપદ્રવ કરશે નહી. વળી હમણાં દીક્ષા લેવાનો મનોરથ પણ કરીશ નહીં, કારણ કે અદ્યાપિ તારે તેટલીજ ભૂમિ ચિરકાળ ભોગવવાની છે. જ્યારે તારે દીક્ષાનો સમય આવશે ત્યારે ઉત્તમ મુહૂર્ત્ત કહેનાર જ્યોતિષીની જેમ હું આવીને તને જણાવીશ, માટે હવે સ્વસ્થ થા. હે પુત્ર! આ શ્રીફળ અને રત્નનો કરંડક ગ્રહણ કર, અને યત્નથી તારા ક્ષાત્રવ્રતની જેમ તેની રક્ષા કરજે. જ્યારે તને તારા સ્વરૂપની ઇચ્છા થાય ત્યારે આ શ્રીફળને ફોડજે, તેમાં તું અદૂષ્ય દેવદૂષ્ય વસ્ત્રો જોઇશ અને આ રત્નનો કરંડક ઉઘાડીશ તો તેમાં મનોહર હાર વિગેરે આભૂષણો જોઇશ. પછી જ્યારે એ વસ્ત્રો અને આભરણો તું ધારણ કરીશ ત્યારે તું તારા પ્રથમ પ્રમાણેના દેવાકૃતિરૂપને પ્રાપ્ત થઇશ.' નળે પૂછયું–'પિતાજી! તમારી વધૂ દવદંતીને જ્યાં મેં છોડી દીધી છે ત્યાંજ રહી છે કે બીજા સ્થાને ગઈ છે તે કહો.' પછી તે દેવે જે સ્થાને તજી હતી તે સ્થાનથી માંડીને દવદંતી વિદર્ભ દેશમાં પોતાના પિતાને ત્યાં ગઈ ત્યાંસુધીનો બધો વૃત્તાંત તેના સતીત્વપણાની ખ્યાતિપૂર્વક કહી સંભળાવ્યો. પછી તેણે નળને કહ્યુ 'હે વત્સ! તુ આ અરણ્યમાં શામાટે ભમે છે? તારી જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં હું તને પહોચાડું.' નળે કહ્યું–'હે દેવ! મને સુસુમાર નગરે પહોંચાડો.' એટલે તે દેવ તેમ કરીને પોતાને સ્થાનકે ગયો.

નળ રાજા તે નગરની પાસે આવેલા નંદનવનમાં રહ્યો, ત્યાં એક સિદ્ધાયતન જેવું ચૈત્ય તેના જોવામાં આવ્યુ તે ચૈત્યમાં કુબ્જ થયેલા નળે પ્રવેશ કર્યો. તેની અંદર નમિનાથની પ્રતિમા જોઈ, એટલે તેણે પુલકિત અંગે વંદના કરી. પછી નળ સુસુમાર નગરના દ્વાર પાસે આવ્યો. તે વખતે તે નગરમાં એક ઉન્મત્ત હાથી બંધન તોડીને ભમતો હતો. પવન પણ જો તેના ઉપરના ભાગને સ્પર્શે તો તે આસન (સ્કંધપ્રદેશ)ને કંપાવતો હતો, ઉપર સ્ફુરતી સુંઢવડે તે પક્ષીઓને પણ ખેંચતો હતો, મહાવતો દૃષ્ટિવિષ સર્પની જેમ તેની દૃષ્ટિએજ પડતા નહોતા, અને મહાવતની જેમ તે ઉદ્યાનનાં વૃક્ષોને પણ ભાંગતો હતો. તે વખતે ત્યાંનો રાજા દધિપર્ણ કે જે એ ગજેંદ્રને વશ કરવાને અસમર્થ હતો, તે કીલ્લા ઉપર ચઢીને ઉંચે સ્વરે બોલ્યો કે–"જે કોઈ આ મારા ગજેંદ્રને વશ કરી દે તેને હું અવશ્ય વાંછિત આપીશ, માટે કોઈ એવો ગજારોહણ કળામાં ધુરંધર છે?" તે વખતે કુબડા નળે કહ્યું–'તે હાથી કયા છે? ક્યાં છે? મને બતાવો. તમારા દેખતાંજ હું તેને વશ કરી દઇશ.' આ પ્રમાણે કુબ્જ બોલતો હતો તેવામાં તો તે ગજેંદ્ર ઉંચી ગર્જના કરતો તેની પાસે આવ્યો, એટલે ચરણથી જાણે પૃથ્વીને સ્પર્શ પણ ન કરતો હોય તેમ તે કુબડો હાથીની સામે દોડ્યો. તે વખતે 'અરે કુબડા! મરવા જા નહીં, મરવા જા નહી, દૂર

ખસી જા,' આમ લોકો વારંવાર તેને કહેવા લાગ્યા, તોપણ તે તો કેસરીસિંહની જેમ નિઃશંકપણે તેની સામે ગયો. પછી હાથીની પાસે આવી તેને છેતરવાને માટે તે દડાની જેમ પ્રસરવા, ખસવા, પડવા અને આલોટવા લાગ્યો, અને વારંવાર તેનું પુચ્છ પકડીને તે પરાક્રમી નળે સર્પને જેમ વાદી ખેદ પમાડે તેમ તેને ઘણો ખેદ પમાડી દીધો. પછી શ્રમને જીતનાર નળ રાજા તે ગજેંદ્રને શ્રમિત થયેલો જાણી આરોહકમાં અગ્રેસર હોય તેમ તેની પર ગરૂડની જેમ ઉડીને ચઢી બેઠો. આગળના આસન પર બેસી તેના સ્કંધ ઉપર બે પગ મૂકી કુંભસ્થ ઉપર મુષ્ટિવડે તાડન કરીને તેના બંધનની ગ્રંથિને દૃઢ કરી લીધી. પછી કપોળ ઉપર તાડન કરવાથી મુખ ફાડીને ચીત્કાર શબ્દ કરતા તે હાથીને તે કુબડા નળે અંકુશવડે નચાવતા નચાવતા આગળ ચલાવ્યો. તે વખતે લોકોએ તેની જયઘોષણા કરી અને રાજાએ પોતે તેના ગળામાં સુવર્ણની સાંકળી નાખી. બળવાન્ નળે તે હાથીને મીણનો હોય તેવો નરમ કરી દીધો અને તેને તેના બંધનસ્થાનમાં લઈ જઈ તેની કક્ષા નાડીવડે તે નીચે ઉતરી ગયો. પછી નિર્મળ યશવાળો નળ રાજાની પાસે જઈ તેને પ્રણિપાત કરીને તેની પાસે મિત્રની જેમ બેઠો. તે વખતે દધિપર્ણે પૂછ્યું, 'હે ગજશિક્ષાચતુર! તું આ સિવાય બીજી પણ કોઈ કળા જાણે છે? તારામાં અનેક કળાઓ સંભવે છે.' નળે કહ્યું, "હે રાજન્! બીજું તો શું કહું, પણ **સૂર્યપાક** રસવતી પણ હું કરી જાણું છું, તે જોવાની તમારી ઇચ્છા છે?" સૂર્યપાક રસોઇના કુતૂહળી રાજાએ તરતજ રાજમહેલમાં જઈ તે કુબડાને તંદુલ, શાક અને વેશવાર વિગેરે લાવી આપ્યાં એટલે નળે સૂર્યના તડકામાં તેનાં પાત્રો મૂકી સૌરી વિદ્યાનું સ્મરણ કરી તત્કાળ દિવ્ય રસોઇ તૈયાર કરી દીધી. પછી જાણે કોઈ કલ્પવૃક્ષે આપી હોય તેવી તે મનોહર રસોઈ રાજા પરિવાર સાથે જમ્યો. શ્રમને ટાળનારી અને પરમ આનંદને આપનારી તે રસવતીનો સ્વાદ લઇને દધિપર્ણ રાજાએ પૂછ્યું કે-'આવી રસવતી તો માત્ર નળ રાજા કરી જાણે છે, બીજો કોઈ જાણતો નથી, કારણ કે ચિરકાળ નળ રાજાની સેવા કરતાં મને એ રસવતીનો પરિચય છે. તો શું તમે નળ છો? પણ નળની આવી વિરૂપ આકૃતિ નથી. વળી તેને અને આ નગરને બસો યોજનનું અંતર છે, તો તે અહીં ક્યાંથી આવી શકે? તેમજ તે ભરતાર્ધનો રાજા એકાકી પણ શેનો હોય? વળી મે દેવતાનો અને વિદ્યાધરોનો પરાભવ કરે તેવું તેનું રૂપ જોયેલું છે માટે તું તો તે નહીં.' આમ કહીને પછી સંતુષ્ટ થયેલા દધિપર્ણે તે કુબડાને વસ્ત્ર અલંકાર વિગેરે અને એક લાખ ટંક[1] તથા પાંચસો ગામ આપ્યાં. કુબ્જ નળે પાંચસો ગામ વિના બીજું બધું સ્વીકાર્યું. એટલે રાજાએ કહ્યું કે 'રે કુબ્જ! બીજું કાંઈ તારે જોઇએ છીએ?' કુબ્જે કહ્યું કે-'તમારા રાજ્યની હદમાંથી શિકારનું અને મદિરાપાનનું નિવારણ કરાવો, એવી મારી ઇચ્છા છે તે તમે પૂરી કરો.' રાજાએ તેનાં વચનને માન્ય કરીને તેના શાસનમાં સર્વત્ર શિકાર અને મદિરાપાનની વાતને પણ બંધ કરી.

એક વખતે રાજા દધિપર્ણે તે કુબડાને એકાંતમાં બોલાવીને પૂછ્યું કે 'તું કોણ છે?

[1] એક જાતનું દ્રવ્ય.

ક્યાંથી આવ્યો છે? અને ક્યાંનો નિવાસી છે? તે કહે.' તે બોલ્યો—"કોશલ નગરીમાં નળ રાજાનો હુંડિક નામે હું રસોયો છુ, અને નળ રાજાની પાસેથી હું બધી કળાઓ શિખ્યો છુ. તેના ભાઈ કૂબરે દ્યૂતકળાથી નળરાજાની બધી પૃથ્વી જીતી લીધી એટલે તે દવદંતીને લઇને અરણ્યમાં ગયા. ત્યાં તે મરી ગયા હશે એમ જાણી હું તમારી પાસે આવ્યો. માયાવી અને પાત્રને નહીં પીછાણનારા તેના ભાઈ કૂબરનો હું આશ્રિત થયો નહીં." આ પ્રમાણે નળ રાજાના મરણની વાર્ત્તા સાંભળી દધિપર્ણ રાજા હૃદયમાં વજ્રહત થયો હોય તેમ પરિવાર સાથે આક્રંદ કરવા લાગ્યો પછી નેત્રાશ્રુના મેઘરૂપ દધિપર્ણે નળ રાજાનું પ્રેતકાર્ય કર્યું, કુબડે તે સ્મિતહાસ્યપૂર્વક જોયુ

એક વખતે દધિપર્ણ રાજાએ દવદંતીના પિતાની પાસે કોઈ કારણથી મિત્રપણાને લીધે એક દૂતને મોકલ્યો. ભીમ રાજાએ દૂતનો સત્કાર કર્યો. તે સુખે તેની પાસે રહ્યો. એક વખતે વાર્ત્તાના પ્રસંગમાં એ વક્તા દૂતે કહ્યુ કે 'એક નળ રાજાનો રસોયો મારા સ્વામી પાસે આવ્યો છે, તે નળ રાજા પાસે સૂર્યપાક રસોઈ શિખ્યો છે.' તે સાંભળી દવદંતી ઉંચા કર્ણ કરી પિતા પ્રત્યે બોલી—"પિતાજી! કોઈ દૂતને મોકલીને તપાસ કરાવો કે તે રસોયો કેવો છે? કેમકે નળ રાજા સિવાય બીજુ કોઈ સૂર્યપાક રસોઈ જાણતું નથી, તેથી રખે તે ગુપ્ત વેષધારી નળ રાજાજ હોય!" પછી ભીમ રાજાએ સ્વામીના કાર્યમાં કુશળ એવા **કુશળ** નામના એક ઉત્તમ બ્રાહ્મણને બોલાવી સત્કારપૂર્વક આજ્ઞા કરી કે— 'તમે સુસુમારપુરે જઈ તે રાજાના નવા રસોયાને જુઓ, અને તે કઈ કઈ કળા જાણે છે તેમજ તેનું રૂપ કેવું છે, તેનો નિશ્ચય કરો.' 'આપની આજ્ઞા પ્રમાણ છે' એમ કહી તે બ્રાહ્મણ શુભ શુકને પ્રેરાતો શીઘ્ર સુસુમારપુરે આવ્યો ત્યાં પૂછતો પૂછતો તે કુબડાની પાસે ગયો અને ત્યાં બેઠો. તેનાં સર્વ અંગ વિકૃતિવાળાં જોઈ તેને ઘણો ખેદ થયો. તેણે વિચાર્યું કે 'આ ક્યાં! અને નળ રાજા ક્યાં! ક્યાં મેરૂ! અને ક્યાં સરસવ! દવદંતીને વૃથા નળની ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે.' આવો નિશ્ચય કરી મનમાં સારી રીતે ધારીને પછી તે નળ રાજાની નિંદાગર્ભિત બે શ્લોક બોલ્યો, તેમાં એમ કહ્યુ કે "સઘળા નિર્દય, નિર્લજ્જ, નિઃસત્ત્વ અને દુષ્ટ લોકોમાં નળ રાજા એકજ મુખ્ય છે, કે જેણે પોતાની સતી સ્ત્રીનો ત્યાગ કર્યો. પોતાની વિશ્વાસી અને મુગ્ધા સ્ત્રીને એકલી સુતી મૂકીને ચાલ્યા જતાં એ અલ્પમતિ નળ રાજાના બે ચરણને કેમ ઉત્સાહ આવ્યો હશે?" આ પ્રમાણે વારંવાર તે બોલવા લાગ્યો, તેથી તેને સાંભળીને પોતાની દયિતાને સંભારતો નળ રાજા નેત્રકમળમાં અનર્ગલ જળ લાવી રોવા લાગ્યો. બ્રાહ્મણે પૂછ્યું કે 'તું કેમ રૂવે છે?' એટલે તે બોલ્યો, તમારૂ કરૂણારસમય ગીત સાંભળીને રોઉ છુ.' પછી કુબડે તે શ્લોકોનો અર્થ પૂછ્યો એટલે તે બ્રાહ્મણે દ્યૂતથી માંડીને કુંડિનપુર પહોંચવા સુધીની દવદંતીની બધી કથા કહી સંભળાવી પછી કહ્યુ—"અરે કુબ્જ! તું સૂર્યપાક રસોઇનો કરનાર છે, એમ આ સુસુમાર નગરના રાજાના દૂતે આવીને અમારા ભીમ રાજાને કહ્યુ. તે સાંભળી ભીમ રાજાની પુત્રી દવદંતીએ પોતાના પિતાને પ્રાર્થનાપૂર્વક કહ્યુ કે 'સૂર્યપાક રસોઈ કરનાર નળજ હોવા

જોઇએ, બીજો કોઈ તેવો નથી,' તેથી ભીમ રાજાએ તને જોવા માટે મને મોકલ્યો છે, પણ તને જોઇને મને વિચાર થાય છે કે–દુરાકૃતિવાળો તું કુબડો ક્યાં! અને દેવતા સરખો રૂપવંત નળ રાજા ક્યાં! ક્યાં ખજુવો! અને ક્યાં સૂર્ય! પણ અહીં આવતાં મને શુકન ઘણાં સારાં થયાં હતાં, તેથી જો તુ નળ રાજા ન હોય તો તે બધાં વ્યર્થ થાય છે." આ પ્રમાણે તે બ્રાહ્મણની વાત સાંભળી દવદંતીનું હૃદયમાં ધ્યાન કરતો તે કુબ્જ અધિક અધિક રૂદન કરવા લાગ્યો અને ઘણો આગ્રહ કરીને તે બ્રાહ્મણને પોતાને ઘેર લઈ ગયો. પછી તેને આ પ્રમાણે કહ્યું કે 'મહાસતી દવદંતીની અને મહાશય નળ રાજાની કથા કહેનારા એવા તારી કેવા પ્રકારે સ્વાગત કરૂં?' એમ કહી સ્નાન ભોજન વિગેરેથી તેનો સત્કાર કર્યો, અને દધિપર્ણે આપેલાં આભરણાદિક તેને આપ્યાં. પછી તે કુશળ બ્રાહ્મણ કુશળક્ષેમ કુંડિનપુર પાછો ગયો અને દવદંતીને તેમજ તેના પિતાને પોતે જોયેલા કુબડાની સર્વ વાર્ત્તા કહી. તેમાં મુખ્ય તેણે મદોન્મત્ત થયેલા હાથીને ખેદ પમાડી તેના પર આરોહણ કર્યું હતું, તેમજ સૂર્યપાક રસોઈ બનાવી હતી, અને તેને રાજાએ સુવર્ણમાળા, એક લાખ ટંક અને વસ્ત્રાલંકાર વિગેરે આપ્યાં હતાં તે વાર્ત્તા કરી અને પોતે જે બે શ્લોક કહ્યા હતા અને કુબડે તેને સત્કારપૂર્વક જે કાંઈ આપ્યુ હતું, તે પણ જણાવ્યુ. આ સર્વ સાંભળી વૈદર્ભીએ કહ્યુ–'પિતાજી નળ રાજાતું આવુ વિરૂપ રૂપ આહારદોષથી કે કર્મદોષથી થયુ હશે; પરંતુ ગજશિક્ષામાં નિપુણતા, આવું અદ્દ્ભુત દાન અને સૂર્યપાક રસવતી એ નળ રાજા વિના બીજાને હોયજ નહીં, માટે હે તાત! કોઈ પણ ઉપાયથી એ કુબ્જને અહીં બોલાવો કે જેથી હું તેની ઈંગિતાદિ ચેષ્ટાઓથી પરીક્ષા કરી લઇશ.'

ભીમ રાજા બોલ્યા–"હે પુત્રિ! તારો ખોટો સ્વયંવર માંડી દધિપર્ણ રાજાને બોલાવવાને પુરૂષને મોકલ. તારો સ્વયંવર સાંભળી તે તરત અહીં આવશે, કારણ કે તે તારામાં લુબ્ધ હતો અને તું નળને વરી ગઈ હતી. વળી દધિપર્ણની સાથે તે કુબ્જ પણ આવશે, કારણ કે તે જો નળ રાજા હશે તો તને બીજા વરને આપવાનુ સાંભળી તે સહન કરી શકશે નહીં. વળી નળ અશ્વના હૃદયને જાણનાર છે, તેથી જો તે કુબડો નળ હશે તો રથને હાંકતાં તે રથના અશ્વથીજ તે ઓળખી શકાશે, કેમકે જ્યારે તે રથ હાંકે છે, ત્યારે તેના પ્રેરેલા અશ્વો જાણે પવનજ અશ્વમૂર્ત્તિએ થયેલ હોય તેમ પવનવેગી થાય છે. વળી તેને આવવામાં દિવસ પણ નજીકનો જણાવીશ કે જેથી નળ અહીં સત્વર આવે, કેમકે કોઈ બીજો સાધારણ માણસ સ્ત્રીનો પરાભવ સહન કરે નહીં, તો નળ રાજા તો શી રીતેજ સહન કરે."

આ પ્રમાણે નિર્ણય કરીને ભીમ રાજાએ દૂત મોકલી સુસુમારપુરના રાજા દધિપર્ણને પંચમીને દિવસે દવદંતીના સ્વયંવરમાં આવવા આમંત્રણ મોકલ્યું, એટલે કુંડિનપુર આવવાને તત્પર થયેલો દધિપર્ણ રાજા મનમાં ચિંતવવા લાગ્યો કે–'હું વૈદર્ભીને પ્રાપ્ત કરવાને ઘણા દિવસ થયા ઇચ્છું છું તે મળવાનો વખત આવ્યો. પણ તે તો દૂર છે

અને સ્વયંવર તો આવતી કાલેજ છે, તેથી આવતી કાલે ત્યાં શી રીતે પહોંચાય? માટે હવે શું કરવું?' આ પ્રમાણેની ચિંતાથી થોડા પાણીમાં માછલું તરફડે તેમ તે તરફડવા લાગ્યો.

આ ખબર સાંભળી કુબ્જ વિચારમાં પડ્યો કે 'સતી દવદંતી બીજા પુરૂષને ઇચ્છેજ નહી. અને કદિ ઇચ્છે તો હું છતાં તેને બીજો કોણ ગ્રહણ કરે? માટે આ દધિપર્ણ રાજાને હું ત્યાં ૭ પહોરમાં લઇ જઉં, જેથી તેની સાથે મારૂં પણ ત્યાં પ્રાસંગિક ગમન થાય.' પછી તેણે દધિપર્ણને કહ્યું, "તમે બહુ ખેદ કે ફીકર કરો નહીં, ખેદ કે ચિંતાનું જે કારણ હોય તે કહો, કેમકે રોગની વાત કહ્યા વગર રોગીની ચિકિત્સા થતી નથી." દધિપર્ણે કુબ્જને કહ્યું, 'નળ રાજા મૃત્યુ પામેલ છે, તેથી વૈદર્ભી આવતી કાલે ફરીવાર સ્વયંવર કરે છે. ચૈત્ર માસની શુકલ પંચમીએ તેનો સ્વયવર છે અને તેના અંતરમાં હવે માત્ર ૭ પહોર બાકી છે, તો તેટલા વખતમાં હું ત્યાં શી રીતે જઈ શકીશ? તેનો દૂત ત્યાંથી ઘણા દિવસે જે માર્ગે અહીં આવ્યો તેજ માર્ગે હવે હું દોઢ દિવસમાં ત્યાં શી રીતે જઇ શકું, માટે હું દવદંતીમાં ફોગટનોજ લુબ્ધ થયો છું' કુબડે કહ્યું, 'હે રાજન્! જરા પણ ખેદ કરો નહી. તમને થોડા વખતમાં વિદર્ભા નગરીએ પહોંચાડું, માટે મને તમે અશ્વ સહિત રથ આપો.' રાજાએ કહ્યું, 'સ્વેચ્છાથી રથાશ્વને લઈ આવ.' પછી નળે ઉત્તમ રથ અને સર્વ લક્ષણે લક્ષિત બે જાતિવંત અશ્વો લીધા. તેની સર્વ કાર્યમાં કુશળતા જોઇને દધિપર્ણ વિચારમાં પડ્યો કે 'આ કોઈ સામાન્ય પુરૂષ નથી, તે દેવ કે કોઈ ખેચર હોય એમ લાગે છે.' પછી રથને ઘોડા જોડી કુબ્જે રાજાને કહ્યું, 'હવે રથમાં બેસો, હું તમને પ્રાત:કાળે વિદર્ભા નગરીએ પહોંચાડી દઇશ.' પછી રાજા, તાંબૂલવાહક, છત્રધારક, બે ચામરધારીઓ અને કુબ્જ એમ ૭ જણા સજ્જ કરેલા રથમાં બેઠા. કુબ્જે પેલાં શ્રીફળ અને કરંડકને વસ્ત્રવડે કટિ ઉપર બાંધી પંચ નમસ્કાર મંત્રનું સ્મરણ કરી ઘોડાને હંકાર્યા. અશ્વના હૃદયને જાણનારા નળે હાંકેલો તે રથ દેવવિમાનની જેમ સ્વામીના મન જેવા વેગથી ચાલ્યો તેવામાં વેગથી ચાલતા રથના પવનવડે દધિપર્ણ રાજાનું ઉત્તરીય વસ્ત્ર ઉડી ગયુ, તે જાણે તેણે નળ રાજાનું અવતારણ કર્યું હોય તેમ દેખાવા લાગ્યું. દધિપર્ણે કહ્યું, 'રે કુબ્જ! ક્ષણવાર રથને થોભાવ, જેથી પવનવડે ઉડી ગયેલા મારા વસ્ત્રને હું લઈ લઉં' દધિપર્ણે કહ્યું તેટલામાં તો તે રથ પચવીશ યોજન દૂર ચાલ્યો ગયો, એટલે કુબડો હસીને બોલ્યો—'હે રાજન્! તમારૂં વસ્ત્ર ક્યાં છે? તે પડ્યા પછી તો આપણે પચવીશ યોજન દૂર આવ્યા છીએ' તેવામાં દધિપર્ણે દૂરથી **અક્ષ**[1] નામના એક વૃક્ષને ઘણાં ફળથી ભરપૂર જોયુ તે જોઇને તેણે કુબ્જ સારથિને કહ્યુ 'આ વૃક્ષ પર જેટલાં ફળ છે, તેટલાં ગણ્યા વગર પણ હું કહી શકું છું, તે કૌતુક પાછા ફરતી વખતે હું તને બતાવીશ' કુબ્જે કહ્યુ 'હે રાજન્! તમે કાળક્ષેપનો શામાટે ભય રાખો છો? મારા જેવો અશ્વહૃદય જાણનાર સારથિ છતાં તે ભય તમારે રાખવો નહી. વળી હું એક મુષ્ટિના પ્રહારથી આ

૧ બેડાનું વૃક્ષ.

વૃક્ષનાં સર્વ ફળો મેઘનાં જળબિંદુની જેમ પૃથ્વી પર તમારી સામેજ પાડી નાખીશ.' રાજાએ કહ્યું–'જો એમ છે તો રે કુબ્જ! એ ફળો પાડી દે, તે સંખ્યાએ બરાબર અઢાર હજાર થશે, તે કૌતુક જો.' પછી કુબ્જે તે પાડી નાખ્યાં અને રાજાએ તે ગણ્યાં, એટલે બરાબર અઢાર હજાર થયાં, એક પણ અધિક કે ન્યૂન થયું નહીં. પછી કુબ્જે દધિપર્ણની યાચનાથી અશ્વહૃદયવિદ્યા તેને આપી અને તેની પાસેથી સંખ્યાવિદ્યા યથાવિધિ ગ્રહણ કરી. પછી પ્રાત:કાળ થયો ત્યાં તો જેનો સારથિ કુબ્જ છે એવો તે રથ વિદર્ભા નગરીની પાસે આવી પહોંચ્યો. તે જોઈ રાજા દધિપર્ણનુ મુખ કમળની જેમ વિકસ્વર થયુ.

અહીં તેજ વખતે–રાત્રિના શેષ ભાગે વૈદર્ભીએ એક સ્વપ્ન જોયુ. તેથી હર્ષ પામીને તેણીએ તે પોતાના પિતાની આગળ આ પ્રમાણે કહી સંભળાવ્યુ કે–"આજે રાત્રિના શેષ ભાગે હું સુતી હતી, તેવામાં નિર્વૃતિ દેવીએ કોશલા નગરીનું ઉદ્યાન આકાશમાર્ગે અહીં લાવેલુ મે દીઠું. તેમાં એક પુષ્પ ફળથી સુશોભિત આમ્રવૃક્ષ મે જોયુ, એટલે તેની આજ્ઞાથી હું તેની ઉપર ચઢી ગઈ, પછી તે દેવીએ મારા હાથમાં એક પ્રફુલ્લિત કમળ આપ્યુ. હું જ્યારે તે વૃક્ષ ઉપર ચઢી તે વખતે કોઇ એક પક્ષી કે જે પ્રથમથી તેની ઉપર ચઢેલુ હતું, તે તત્કાળ પૃથ્વી ઉપર પડી ગયુ." આ પ્રમાણે સ્વપ્નવૃત્તાંત સાંભળી ભીમ રાજા બોલ્યા–'હે પુત્રિ! આ સ્વપ્ન અતિ શુભ ફળદાયક છે જે તેં નિર્વૃતિ દેવી જોયાં, તે તારો ઉદય પામેલો પુણ્યરાશિ સમજવો. તેણે લાવેલુ આકાશમાં જે કોશલાનુ ઉદ્યાન તે જોયુ, તેથી એમ સમજવું કે તે તારો પુણ્યરાશિ તને કોશલા નગરીનું ઐશ્વર્ય આપશે. આમ્રવૃક્ષ ઉપર ચઢવાથી તારો પતિ સાથે જલદી સમાગમ થશે, તેમજ આગળથી ચઢેલુ જે પક્ષી વૃક્ષ ઉપરથી પડ્યું તે કુબર રાજા રાજ્યથી ભ્રષ્ટ થશે.' આ પ્રમાણે નિ:સંશય તારે સમજવું. વળી પ્રભાતકાળે તને સ્વપ્નનું દર્શન થયુ છે, તેથી આજેજ તને નળ રાજા મળશે, કારણ કે પ્રભાતકાળનું સ્વપ્ન શીઘ્ર ફળને આપે છે.

આ પ્રમાણે પિતા પુત્રી વાતો કરે છે તેવામાં દધિપર્ણ રાજા નગરદ્વાર પાસે આવ્યાના એક મંગળ નામના પુરૂષે ભીમ રાજાને ખબર આપ્યા. તરતજ ભીમ રાજા દધિપર્ણની પાસે આવ્યો, અને મિત્રની જેમ આલિંગન દઇને મળ્યો. પછી ઉતારો આપવા વિગેરેથી તેનો સત્કાર કરીને કહ્યું કે 'હે રાજન્ ! તમારો કુબડો રસોયો સૂર્યપાક રસોઈ કરી જાણે છે તે અમને બતાવો તે જોવાની અમને ઘણી ઇચ્છા છે, તેથી હમણાં બીજી વાર્ત્તા કરવાની જરૂર નથી.' પછી દધિપર્ણે તે રસોઈ કરવાની કુબડાને આજ્ઞા આપી, એટલે તેણે કલ્પવૃક્ષની જેમ ક્ષણવારમાં તે કરી બતાવી પછી દધિપર્ણના આગ્રહથી તેમજ તેના સ્વાદની પરીક્ષા કરવાને માટે તે રસોઈ ભીમ રાજા પરિવાર સાથે જમ્યો. તે રસોઇના ભાતથી ભરેલો એક થાળ દવદંતીએ મંગાવ્યો અને તે જમી. તે સ્વાદથી તેણે જાણ્યું કે આ કુબડો નળ રાજાજ છે. દવદંતીએ પોતાના પિતાને કહ્યું કે 'પૂર્વે કોઈ જ્ઞાની આચાર્યે મને કહ્યું હતું કે આ ભરતક્ષેત્રમાં સૂર્યપાક રસોઈ નળ સિવાય બીજું કોઈ જાણતું નથી, માટે આ કુબડો કે હુંડો ગમે તેવો હોય, પણ તે નળરાજાજ છે, તેમાં

જરા પણ સંશય નથી. ફક્ત તેવા થવામાં કાંઇક કારણ છે. વળી જેમ આ સૂર્યપાક રસોઇથી નળની પરીક્ષા છે, તેમ બીજી પણ એક પરીક્ષા છે કે જો નળ રાજાની આંગળીનો મને સ્પર્શ થાય તો તત્કાળ મારા શરીર પર રોમાંચ ઉભા થાય. માટે એ કુબડો અંગુળીથી તિલક રચતો હોય તેમ મને સ્પર્શ કરે. એ એંધાણીથી તે નળ રાજા પણ ખરી રીતે ઓળખાઈ આવશે.' પછી ભીમ રાજાએ તેને પૂછયું, 'તું નળ રાજા છે?' તે બોલ્યો, 'તમે બધા ભ્રાંત થયા છો, કેમકે દેવતા જેવો સ્વરૂપવાન્ નળ રાજા ક્યાં! અને જોવાને પણ અયોગ્ય એવો હું ક્યાં!" પછી રાજાના અતિ આગ્રહથી તે કુબડે લીલા અક્ષરને માર્જન કરવાવડે જેમ પત્રને અડકે તેમ અતિ લાઘવથી અંગુળીવડે દવદંતીના વક્ષઃસ્થળને સ્પર્શ કર્યો. તેની અંગુળીનો સહજ માત્ર સ્પર્શ થતાં જ અદ્વૈત આનંદ મળવાથી વૈદર્ભીનુ શરીર કરચલાની જેવુ રોમાંચિત થઈ ગયુ. એટલે વૈદર્ભીએ કહ્યુ કે 'હે પ્રાણેશ! તે વખતે તો મને સુતી મૂકીને ચાલ્યા ગયા હતા, પણ હવે કયાં જશો? ઘણે લાંબે કાળે તમે મારી દૃષ્ટિએ પડ્યા છો.' આ પ્રમાણે વારંવાર કહીને પછી તે કુબ્જને અંતર્ગૃહમાં લઈ ગઈ. ત્યાં તેણે પેલાં શ્રીફળ અને કરંડકમાથી વસ્ત્રાલંકાર કાઢયાં. તેને ધારણ કરવાથી તે પોતાના સ્વરૂપને પામ્યો. વૈદર્ભીએ વૃક્ષને લતાની જેમ પોતાના યથાર્થ સ્વરૂપવાળા પતિનુ સર્વાંગ આલિંગન કર્યુ. પછી કમળનયન નળ રાજા દ્વાર પાસે આવ્યો, એટલે ભીમ રાજાએ આલિંગન કરીને પોતાના સિંહાસન પર તેને બેસાર્યો, અને "તમેજ મારા સ્વામી છો, આ બધુ તમારૂં છે, માટે મને આજ્ઞા આપો, શુ કરૂં?" આ પ્રમાણે બોલતો ભીમ રાજા તેની આગળ છડીદારની જેમ અંજલિ જોડીને ઉભો રહ્યો. દધિપર્ણે પણ નળ રાજાને નમીને કહ્યુ કે 'સર્વદા તમે મારા નાથ છો, મે અજ્ઞાનથી તમારી પ્રત્યે જે કાંઈ અન્યાયપ્રવૃત્તિ કરી હોય તે ક્ષમા કરશો.'

અન્યદા ધનદેવ સાર્થવાહ મોટી સમૃદ્ધિ સાથે હાથમાં ભેટણું લઇને ભીમરથ રાજાને મળવા આવ્યો. વૈદર્ભીના પ્રથમના ઉપકારી તે સાર્થવાહનો ભીમ રાજાએ બંધુની જેમ અત્યંત સત્કાર કર્યો. પછી પૂર્વે કરેલા ઉપકારથી થયેલી અનિવાર્ય ઉત્કંઠાને લીધે દવદંતીએ પોતાના પિતાને કહ્યુ, જેથી તેણે રાજા ઋતુપર્ણ, ચંદ્રયશા, તેની પુત્રી ચંદ્રવતી અને તાપસપુરના રાજા વસંતશ્રીશેખરને તેડાવ્યાં, એટલે તે બધાં ત્યાં આવ્યાં. ભીમ રાજાએ અતિ સત્કાર કરેલાં તેઓ નવનવા આતિથ્યથી પ્રસન્ન ચિત્તવાળાં થઇને એક માસ સુધી ત્યાં રહ્યાં.

એક વખતે તેઓ સર્વે ભીમ રાજાની સભામાં એકઠાં થઇને બેઠાં હતાં, તેવામાં પ્રાત કાળે પોતાની પ્રભાથી આકાશને પ્રકાશિત કરતો કોઇ દેવ ત્યાં આવ્યો. તેણે અંજલિ જોડી વૈદર્ભીને કહ્યુ, 'હું તે વિમળમતિ નામે તાપસપતિ છુ કે જેને તમે પૂર્વે પ્રતિબોધ આપ્યો હતો તે સંભારો. ત્યાંથી મૃત્યુ પામીને હું સૌધર્મ દેવલોકમાં **શ્રીકેસર** નામના વિમાનમાં **શ્રીકેસર** નામે દેવ થયો છુ. મારા જેવા મિથ્યાદૃષ્ટિને તમે અર્હદ્ધર્મમાં સ્થાપિત કર્યો, તે ધર્મના પ્રભાવથી તમારા પ્રસાદવડે હું અત્યારે દેવતા થયો છુ.' આ પ્રમાણે કહી, સાત કોટિ સુવર્ણની વૃષ્ટિ કરીને કૃતજ્ઞતા પ્રકાશિત કરી તે દેવ કોઈ ઠેકાણે અંતર્ધાન થઈ

ગયો. પછી વસંતશ્રીશેખર, દધિપર્ણ, ઋતુપર્ણ, ભીમ અને બીજા મહા બળવાન્ રાજાઓએ મળીને નળ રાજાને રાજ્યાભિષેક કર્યો, અને તેમની આજ્ઞાથી તે રાજાઓએ પૃથ્વીને પણ સંકડામણ આપે તેવાં પોતપોતાનાં સૈન્યો ત્યાં એકઠાં કર્યાં. પછી શુભ દિવસે અતુલ પરાક્રમી નળ રાજાએ પોતાની રાજ્યલક્ષ્મી પાછી લેવાની ઇચ્છાથી તે રાજાઓની સાથે અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. કેટલેક દિવસે સૈન્યની રજથી સૂર્યને ઢાંકી દેતો નળ રાજા અયોધ્યાએ પહોંચ્યો, અને **રતિવલ્લભ** નામના ઉદ્યાનમાં તેણે પડાવ કર્યો. નળને આવા ઉત્તમ વૈભવસંયુક્ત આવેલો જાણી ભયથી કંઠપ્રાણ થઈ ગયો હોય તેમ કૂબર અત્યંત આકુળવ્યાકુળ થઈ ગયો. નળે દૂત મોકલીને તેને કહેવરાવ્યું કે "આપણે ફરીવાર દ્યૂત રમીએ અને તેમાં એવું પણ કરીએ કે જેથી કાં તો મારી સર્વ લક્ષ્મી તારી થાય કે તારી સર્વ લક્ષ્મી મારી થાય." એ સાંભળી કૂબર રણના ભયથી મુક્ત થવાથી ખુશી થયો અને વિજયની ઇચ્છાએ તેણે ફરીવાર દ્યૂત આરંભ્યું. અનુજ બંધુથી વિશેષ ભાગ્યવાન્ એવા નળે કૂબરની સર્વ પૃથ્વી જીતી લીધી, કેમકે સદ્ભાગ્યનો યોગ હોય છે ત્યારે વિજય તો માણસના કરકમળમાં હંસરૂપ થાય છે. નળે કૂબરનું સર્વ રાજ્ય જીતી લીધું તે છતાં અને તે કૂબર અતિ ક્રૂર હતો તે છતાં પણ 'આ મારો અનુજ બંધુ છે' એમ જાણી નળે તેના ઉપર અવકૃપા કરી નહીં. ઉલટું ક્રોધ રહિત નળે પોતાનું રાજ્ય પોતાવડે અલંકૃત કરીને કૂબરને પૂર્વની જેમ યુવરાજપદ આપ્યું. નળે પોતાનું રાજ્ય મેળવીને પછી દવદંતી સાથે કોશલા નગરીનાં સર્વ ચૈત્યોની ઉત્કંઠાપૂર્વક વંદના કરી. ભરતાર્ધના નિવાસી રાજાઓ ભક્તિથી રાજ્યાભિષેકની માંગળિક ભેટો લઇને ત્યાં આવ્યા. પછી સર્વ રાજાઓ જેના અખંડ શાસનને પાળે છે એવા નળે ઘણાં હજાર વર્ષો સુધી કોશલાનું રાજ્ય કર્યું

એક વખતે નિષધ રાજા જે સ્વર્ગમાં દેવતા થયેલા છે, તેમણે આવીને વિષયસાગરમાં નિમગ્ન થયેલા મગરમચ્છ જેવા નળ રાજાને આ પ્રમાણે પ્રતિબોધ આપ્યો—'રે વત્સ! આ સંસારરૂપ અરણ્યમાં તારા વિવેકરૂપ ધનને વિષયરૂપ ચોર લુંટી જાય છે, તથાપિ તું પુરૂષ થઇને કેમ તેનું રક્ષણ કરતો નથી? મેં પૂર્વે તને દીક્ષાનો સમય જણાવવાનું કબુલ કર્યું હતું, તો હવે તે સમય આવ્યો છે, માટે આયુષ્યરૂપ વૃક્ષના ફળરૂપ દીક્ષાને ગ્રહણ કર.' આ પ્રમાણે કહી તે નિષધ દેવ અંતર્ધાન થયો.

તે વખતે **જિનસેન** નામના એક અવધિજ્ઞાની સૂરિ ત્યાં પધાર્યા. દવદંતી અને નળે તેમની સમીપે જઇને તેમને આદરથી વંદના કરી. પછી તેમણે પોતાના પૂર્વ ભવ પૂછ્યા. એટલે તે કહીને મુનિ બોલ્યા કે—'પૂર્વે તમે મુનિને ક્ષીરદાન કર્યું હતું તેથી તમને આ રાજ્ય પ્રાપ્ત થયું છે, અને તે વખતે તમને બાર ઘડી મુનિ પર ક્રોધ રહ્યો હતો તેથી આ ભવમાં તમને બાર વર્ષનો વિયોગ રહ્યો છે.' આ પ્રમાણે સાંભળી પુષ્કલ નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસાડી નળ અને દવદંતીએ તે મુનિ પાસે વ્રત ગ્રહણ કર્યું, અને તે ચિરકાળ સુધી પાળ્યું. અન્યદા નળને વિષયવાસના ઉત્પન્ન થઈ, તેથી તેણે દવદંતી ઉપર ભોગને માટે મન કર્યું. તે વાત જાણીને આચાર્યે તેનો ત્યાગ કર્યો, એટલે તેના પિતા

નિષધ દેવે આવીને તેને પ્રતિબોધ આપ્યો. પછી વ્રત પાળવાને અશક્ત એવા નળે અનશન ગ્રહણ કર્યું. તે વાત સાંભળીને નળ ઉપર અનુરાગવાળી દવદંતીએ પણ અનશન આદર્યું.

આ પ્રમાણે કથા કહીને કુબેર વસુદેવને કહે છે—'હે વસુદેવ! તે નળ મૃત્યુ પામીને હું કુબેર થયો છુ, અને દવદંતી મૃત્યુ પામીને મારી પ્રિયા થઈ હતી, તે ત્યાંથી ચ્યવીને આ કનકવતી થઈ છે. એની ઉપર પૂર્વ ભવના પત્નીપણાના સ્નેહથી અતિશય મોહિત થઈ હું અહીં આવેલો છું, કેમકે સ્નેહ સૈકડો જન્મ સુધી ચાલે છે. હે દશાર્હ વસુદેવ! આ ભવમાં આ કનકવતી સર્વ કર્મને ઉન્મૂલન કરી નિર્વાણને પ્રાપ્ત થશે. પૂર્વે ઇન્દ્રની સાથે મહાવિદેહ ક્ષેત્રમાં હું તીર્થંકરને વંદના કરવાને ગયો હતો, ત્યાં વિમળસ્વામી અર્હંતે મને આ વૃત્તાંત જણાવ્યો હતો."

આ પ્રમાણે વસુદેવને કનકવતીના પૂર્વ ભવની કથા કહીને કુબેર અંતર્ધાન થઈ ગયો. પછી સૌભાગ્યવંતમાં શિરોમણિ અને અદ્વિતીય રૂપવાન્ વસુદેવ ચિરકાળના અતિશય અનુરાગના યોગથી કનકવતીને પરણીને અનેક ખેચરીઓની સાથે ક્રીડા કરવા લાગ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि कनकवती-परिणयनतत्पूर्वभववर्णनो नाम तृतीयः सर्गः ॥



## સર્ગ ૪ થો.

## વસુદેવ ચરિત્ર. (ચાલુ)

એક વખતે વસુદેવ સુતા હતા, ત્યાં સૂર્પક નામના વિદ્યાધરે આવીને તેનું હરણ કર્યું. તત્કાળ જાગીને તેણે સૂર્પકની ઉપર મુષ્ટિનો પ્રહાર કર્યો, જેથી સૂર્પક તેને છોડી દીધા, એટલે વસુદેવ ગોદાવરી નદીમાં પડ્યા. તેને તરીને તે કોલ્લાપુરમાં આવ્યા, અને ત્યાંના રાજા પદ્મરથની પુત્રી પદ્મશ્રીને પરણ્યા. ત્યાંથી તેનું નીલકંઠ વિદ્યાધરે હરણ કર્યું, અને માર્ગમાં પડ્યા મૂક્યા એટલે તે ચંપાપુરી પાસેના સરોવરમાં પડ્યા, તેમાંથી તરી નગરમાં આવી મંત્રીની પુત્રીને પરણ્યા. ત્યાંથી સૂર્પક વિદ્યાધરે પાછું તેમનું હરણ કર્યું, અને માર્ગે પડતા મૂક્યા, એટલે ગંગા નદીના જળમાં પડ્યા. તે નદી તરીને મુસાફરોની સાથે ચાલતાં એક પલ્લીમાં આવ્યા, ત્યાં પલ્લીપતિની **જરા** નામની કન્યાને પરણ્યા. તેનાથી જરાકુમાર નામે પુત્ર થયો. ત્યાંથી નીકળી અવતિસુંદરી, સૂરસેના, નરદ્વેષી, જીવયશા અને બીજી રાજકન્યાઓને પરણ્યા.

એકદા વસુદેવ અન્યત્ર જતા હતા, તેવામાં કોઈ દેવતાએ આવીને તેને કહ્યું કે 'હે વસુદેવ! **રૂધિર** રાજાની કન્યા **રોહિણી**ને હું તને તેના સ્વયંવરમાં આપું છુ, માટે તારે ત્યાં જઇને પટહ (ઢોલ) વગાડવો' પછી વસુદેવ **અરિષ્ટપુર**માં રોહિણીના સ્વયંવરમંડપમાં ગયા ત્યાં જરાસંધ વિગેરે રાજાઓ આવીને બેઠા હતા, તે વખતે જાણે સાક્ષાત્ ચન્દ્રની સ્ત્રી રોહિણી પૃથ્વી પર આવેલ હોય તેવી **રોહિણીકુમારી** મંડપમાં આવી. તે સમયે પોતે રૂચિકર થાય તેવી ઇચ્છાથી સર્વ રાજાઓ વિવિધ પ્રકારની ચેષ્ટાઓ રોહિણી તરફ કરવા લાગ્યા, પણ તેમાંથી કોઈ પણ પોતાને અનુરૂપ ન લાગવાથી તેને કોઈ રાજા રૂચ્યો નહી. તે વખતે વસુદેવ બીજો વેષ લઇને વાજિત્રો વગાડનારાઓની વચમાં બેસી પટહ વગાડવા લાગ્યા. તે વાદ્યમાંથી એવા સ્ફુટ અક્ષર નીકળતા હતા કે "હે કુરંગાક્ષિ! અહીં આવ, મૃગલીની જેમ શુ જોઈ રહી છુ? હું તારો યોગ્ય ભર્ત્તા છું, અને તારા સંગમમાં ઉત્સુક છુ." આ અક્ષરો સાંભળી રોહિણીએ તેના સામું જોયું, જોતાં વેંતજ રોમાંચિત થઇને તેણે તેના કંઠમાં સ્વયંવરની માળા આરોપિત કરી. તે સમયે ત્યાં આવેલા રાજાઓમાં 'આને મારો' એવો કોલાહલ થઈ રહ્યો, કારણ કે 'રોહિણી એક વાજિત્ર વગાડનારને વરી' એથી તેમનુ ઘણું ઉપહાસ્ય થયું હતું. કોશલાના રાજા **દંતવક્ર** અતિ વક્ર વાણીથી મશ્કરાની જેમ રૂધિર રાજાને ઉપહાસ્યમાં કહ્યુ કે-'જો તમારે આ કન્યા એક ઢોલકીઆને આપવી હતી, તો આ બધા કુલીન રાજાઓને તમે કુલીન લોકને શામાટે બોલાવ્યા? આ કન્યા ગુણને જાણનારી ન હોય અને તેથી જો આવા વાજિત્ર વગાડનારને વરે તો તે વાત ઉપેક્ષા કરવા યોગ્ય નથી, કારણ કે બાલ્યવયમાં કન્યાનો શાસ્તા[1] પિતા છે.' રૂધિર રાજા બોલ્યો-'હે રાજન! તે વિષે તમારે કાંઈ પણ

---

[1] શિક્ષા કરનાર.

વિચાર કરવાની જરૂર નથી, કારણ કે સ્વયંવરમાં જેને કન્યા વરે તે પુરૂષ પ્રમાણ છે.' તે વખતે ન્યાયવેત્તા **વિદુરે** કહ્યું, 'જો કે આ તમારૂં વચન યુક્ત છે, તથાપિ આ પુરૂષને કુળ વિગેરે પૂછવુ જોઇએ' તે વખતે વસુદેવ બોલ્યા કે–'મારા કુળ વિષે કાંઈ પણ પૂછવાનો આ અવસર નથી. આ કન્યા મને વરી તેથી જેવો તેવો પણ હું તેને યોગ્યજ છુ. મને વરેલી આ કન્યાને જે સહન કરી શકશે નહીં અને તેને હરવાને આવશે, તેને ભૂજબળ બતાવીને હું મારૂ કુળ ઓળખાવીશ.' વસુદેવનાં આવાં ઉદ્ધત વચન સાંભળી ક્રોધ પામેલા જરાસંધે સમુદ્રવિજય વિગેરે રાજાઓને આ પ્રમાણે આજ્ઞા કરી કે–'પ્રથમ તો આ રૂધિર રાજાજ રાજાઓમાં વિરોધ ઉત્પન્ન કરનાર છે અને બીજો આ ઢોલી ઢોલ વગાડવાથી ઉન્મત્ત થઇ ગયેલો છે તેણે આ રાજકન્યા પ્રાપ્ત કરી એટલાથી પણ તે તૃપ્તિ પામ્યો નથી, તેથી પવને નીચા કરેલા વૃક્ષનું ફળ મેળવીને વામન પુરૂષ ગર્વ કરે તેમ ગર્વ કરે છે, માટે આ રૂધિર રાજાને અને આ વાદકને બન્નેને મારી નાખો.' આવી જરાસંધની આજ્ઞા થતાં સમુદ્રવિજય વિગેરે રાજાઓ યુદ્ધ કરવાને માટે તૈયાર થયા તે સમયે દધિમુખ નામે ખેચરપતિ પોતે સારથિ થઇને રથ લાવ્યો અને તેમાં રણ કરવાને ઉદ્યત એવા વસુદેવને તેણે બેસાડ્યા. રણમાં દુર્ધર એવા વસુદેવે વેગવતીની માતા અંગારવતીએ જે ધનુષ્યાદિ શસ્ત્રો આપ્યાં હતાં તે ગ્રહણ કર્યા. જરાસંધના રાજાઓએ રૂધિર રાજાનું સૈન્ય ભાંગી નાખ્યુ, એટલે વસુદેવે દધિમુખને પ્રેરીને રથના ઘોડા આગળ હંકાવ્યા. વસુદેવે પ્રથમ ઉઠેલા **શત્રુંજય** રાજાને જીતી લીધો, **દંતવક્રને** ભગ્ન કર્યો અને **શલ્ય** રાજાને હંફાવી દીધો. તે વખતે જરાસંધે સમુદ્રવિજયને કહ્યુ કે 'આ કાંઇ સામાન્ય વાજિત્ર વગાડનારો જણાતો નથી, પણ બીજા રાજાઓથી જીતાવો અસાધ્ય જણાય છે, માટે તમેજ તત્પર થઇને તેને મારી નાખો. તેને મારશો તો આ રાજકન્યા રોહિણી તમારીજ છે, માટે સર્વ રાજાઓને ભંગ કરી જે વિલખા કર્યા છે, તે વિલખાપણુ દૂર કરો.' સમુદ્રવિજય બોલ્યા–'હે રાજન્! મારે પરસ્ત્રી જોઇતી નથી, પણ તમારી આજ્ઞાથી એ બળવાન્ નરની સાથે હું યુદ્ધ કરીશ.' આ પ્રમાણે કહીને રાજા સમુદ્રવિજયે ભાઇની સાથે યુદ્ધ આરંભ્યું. તે બંનેનુ ચિરકાળ સુધી વિશ્વને આશ્ચર્યકારી શસ્ત્રાશસ્ત્રી યુદ્ધ ચાલ્યુ. એટલે 'આ કોઇ મારા કરતાં પણ સમર્થ પુરૂષ છે' એમ સમુદ્રવિજય વિચારમાં પડ્યા તે વખતે વસુદેવે એક અક્ષર સહિત બાણ નાખ્યુ. સમુદ્રવિજયે તે બાણ લઇ તે પર લખેલા અક્ષરો આ પ્રમાણે વાંચ્યા કે "છદ્મથી[1] નીકળી ગયેલો તમારો બંધુ વસુદેવ તમને નમસ્કાર કરે છે." આ પ્રમાણેના અક્ષરો વાંચતાંજ સમુદ્રવિજય હર્ષ પામ્યા અને સાયંકાળે વાછડાને મળવાને ઉત્સુક થયેલી ગાયની જેમ 'વત્સ વત્સ' એમ કહેતાં રથમાંથી ઉતરીને તેની સામે દોડ્યા. વસુદેવ પણ રથમાંથી ઉતરીને તેમના ચરણમાં પડ્યા. સમુદ્રવિજય તેને ઉભા કરીને બે હાથવડે આલિંગન કરી ભેટી પડ્યા. જ્યેષ્ઠ બંધુએ તેને પૂછ્યું કે 'હે વત્સ! આજ સો વર્ષ થયા તું ક્યાં ગયો હતો?' એટલે વસુદેવે

૧ કોઈ પ્રકારના મિષથી, કપટથી

પ્રથમથી માંડી સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. આવા પરાક્રમી બંધુથી સમુદ્રવિજયને જેટલો હર્ષ થયો, તેટલોજ એવો જમાઇ મળવાથી રૂધિર રાજાને પણ હર્ષ થયો. જરાસંધે તેને પોતાના સામંતોનો બંધુ જાણ્યો એટલે તેનો કોપ શાંત થઇ ગયો, કારણ કે "પોતાના જનને ગુણાધિક જાણીને સર્વને હર્ષ થાય છે."

પછી તે પ્રસંગે મળેલા રાજાઓએ અને સ્વજનોએ શુભ દિવસે ઉત્સવ સાથે વસુદેવ અને રોહિણીનો વિવાહોત્સવ કર્યો. રૂધિર રાજાએ પૂજેલા જરાસંધ વિગેરે પોતપોતાને સ્થાનકે ગયા અને યાદવો કંસ સહિત એક વર્ષ સુધી ત્યાંજ રહ્યા.

એક વખતે એકાંતમાં વસુદેવે રોહિણીને પૂછ્યું કે 'બીજા મોટા મોટા રાજાઓને છોડી દઇને મારા જેવા એક વાજિત્ર વગાડનારને તું કેમ વરી?' રોહિણી બોલી–"હું હમેશાં પ્રજ્ઞપ્તિ વિદ્યાને પૂજું છું, એક વખતે તેણીએ આવીને મને કહ્યું કે 'દશમો દશાર્હ તારો પતિ થશે, તેને તારા સ્વયંવરમાં ઢોલ વગાડનાર તરીકે તું ઓળખી લેજે.' તેની પ્રતીતિવડે હું તમને વરી છું."

એક વખતે સમુદ્રવિજય વિગેરે સભામાં બેઠા હતા, તેવામાં કોઈ આધેડ સ્ત્રી આશિષ આપતી આપતી આકાશમાંથી ઉતરી. તેણીએ આવીને વસુદેવને કહ્યું કે '**ધનવતી** નામે હું **બાલચંદ્રા**ની માતા છું, અને મારી પુત્રીને માટે તમને લેવાને આવી છું. મારી પુત્રી બાલચંદ્રા સર્વ કાર્યમાં વેગવતી છે, પરંતુ તમારા વિયોગથી રાત દિવસ પીડિત રહે છે.' તે સાંભળી વસુદેવે સમુદ્રવિજયના મુખ સામુ જેયું, એટલે તે બોલ્યા–'વત્સ! જા, પણ હવે પૂર્વની જેમ ચિરકાળ રહીશ નહીં.' પછી રાજાની આજ્ઞા મેળવી પોતાનો પૂર્વ અપરાધ ખમાવીને વસુદેવ તે આધેડ સ્ત્રીની સાથે **ગગનવલ્લભ** નગરે ગયા. રાજા સમુદ્રવિજય કંસની સાથે પોતાને નગરે આવ્યા, અને નિરંતર વસુદેવના આગમનમાં ઉત્સુક થઇને રહેવા લાગ્યા. અહીં વસુદેવ **કાંચનદંષ્ટ્ર** નામના ખેચરપતિ (કન્યાના પિતા)એ કલ્પેલી બાલચંદ્રાને મોટા ઉત્સવથી પરણ્યા. પછી પૂર્વે પરણેલી સર્વ ઉત્તમ સ્ત્રીઓને પોતપોતાનાં સ્થાનકથી લઈ સંખ્યાબંધ ખેચરોથી યુક્ત થઈ શ્રેષ્ઠ વિમાનમાં બેસી વસુદેવ શૌર્યપુરે આવ્યા. તે વખતે ચિરકાળથી ઉત્કંઠિત એવા સમુદ્રવિજયે ઊર્મિરૂપ ભૂજાને પ્રસારી ચંદ્રને આલિંગન કરતા સમુદ્રની જેમ તેને દૃઢ આલિંગન કર્યું.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि वसुदेवहिंडिवर्णनो नाम चतुर्थः सर्गः ॥



## સર્ગ ૫ મો.

## રામ કૃષ્ણ તથા અરિષ્ટનેમિનો જન્મ, કંસનો વધ અને દ્વારિકા નગરીનું સ્થાપન.

હસ્તિનાપુરમાં કોઈ શ્રેષ્ઠી રહેતો હતો. તેને **લલિત** નામે એક પુત્ર હતો, તે તેની માતાને ઘણો વહાલો હતો. એક વખતે તે શેઠાણીને ઘણો સંતાપદાયક ગર્ભ રહ્યો. તેણીએ વિવિધ દ્રવ્ય–ઉપચારોથી તે પાડવા માંડ્યો તોપણ તે ગર્ભ પડ્યો નહીં. સમય વખતે શેઠાણીને પુત્ર આવ્યો. તેને કાંઇક તજી દેવાને માટે તેણે દાસીને આપ્યો. તે શેઠના જોવામાં આવતાં તેણે દાસીને પૂછ્યું કે 'આ શું કરે છે?' દાસી બોલી–'આ પુત્ર શેઠાણીને અનિષ્ટ છે, તેથી તેનો ત્યાગ કરાવે છે.' તે જાણી શેઠે દાસી પાસેથી તે પુત્રને લઇ લીધો અને ગુપ્ત રીતે બીજે સ્થાને ઉછેરવા આપ્યો. પિતાએ તેનું **ગંગદત્ત** એવું નામ પાડ્યું. તેને માતાથી છાની રીતે લલિત પણ રમાડતો હતો. એક વખતે વસંતોત્સવ આવ્યો, ત્યારે લલિતે પિતાને કહ્યુ કે 'આજે ગંગદત્તને સાથે જમાડો તો ઘણું સારૂં' શ્રેષ્ઠી બોલ્યો–'પુત્ર! જો તારી મા જુએ તો સારૂં નહી.' લલિતે કહ્યુ, 'હે તાત! મારી માતા જુએ નહીં તેવો હું યત્ન કરીશ.' પછી શેઠે તેમ કરવાને આજ્ઞા આપી. એટલે લલિતે ગંગદત્તને પડદામાં રાખી જમવા બેસાડ્યો, અને શેઠ તથા લલિત એની આડા બેઠા તેઓ જમતાં જમતાં છાની રીતે ગંગદત્તને ભોજન આપવા લાગ્યા. તેવામાં અકસ્માત્ ઉત્કટ થયેલા પવને પેલા પડદાને ઉડાડ્યો, એટલે ગંગદત્ત શેઠાણીના જોવામાં આવ્યો. તેણે તત્કાળ કેશવડે તેને ખેચ્યો અને સારી પેઠે કુટીને તેને ઘરની ખાળમાં નાખી દીધો. તે જોઇ મહામતિ શેઠે અને લલિતે ઉદ્વેગ પામી શેઠાણીથી છાની રીતે પાછો ગંગદત્તને ત્યાંથી લઈ ન્હવરાવીને કેટલોક બોધ આપ્યો.

તે સમયે કોઈ સાધુઓ ભિક્ષા માટે ફરતા ફરતા ત્યાં આવ્યા. તેમને પિતા પુત્રે શેઠાણીને તે પુત્ર ઉપર દ્વેષ થવાનુ કારણ પૂછ્યું એટલે એક સાધુ બોલ્યા–"એક ગામમાં બે ભાઇઓ રહેતા હતા, એક વખતે તેઓ કાષ્ઠ લેવા માટે ગામ બહાર ગયા અને કાષ્ઠની ગાડી ભરી પાછા વળ્યા. તે વખતે મોટો ભાઈ આગળ ચાલતો હતો, તેણે માર્ગમાં ચીલા ઉપર એક સર્પિણીને જતી જોઈ. તેથી નાનો ભાઈ કે જે ગાડી હાંકતો હતો તેને તેણે કહ્યું કે 'અરે ભાઈ! આ ચીલામાં સર્પિણી પડી છે, માટે તેને બચાવીને ગાડી ચલાવજે.' તે સાંભળી પેલી સર્પિણીને વિશ્વાસ આવ્યો. તેવામાં પેલો કનિષ્ઠ ભાઈ ગાડી સાથે ત્યાં આવ્યો તેણે આ સર્પિણીને જોઇને કહ્યુ કે 'આ સર્પિણીને મોટા ભાઇએ બચાવી છે, પણ હું તેની ઉપર થઇનેજ ગાડી હાંકું, કારણ કે તેનાં અસ્થિનો ભંગ સાંભળતાં મને ઘણો હર્ષ થશે' પછી તે ક્રૂર એવા લઘુ ભાઇએ તેમ કર્યું. તે સાંભળી તે સર્પિણી 'આ મારો વૈરી છે' એમ ચિંતવન કરતી મરણ પામી હે શ્રેષ્ઠી! તે સર્પિણી મરીને આ તારી સ્ત્રી થયેલી છે, અને પેલા બેમાં જ્યેષ્ઠ બંધુ હતો તે આ લલિત થયેલો છે. પૂર્વ જન્મનાં કર્મથી તે

માતાને ઘણો પ્રિય છે અને જે કનિષ્ટ બંધુ હતો તે આ ગંગદત્ત થયેલો છે, તે પૂર્વ કર્મથી તેની માતાને ઘણો અનિષ્ટ લાગે છે; કેમકે પૂર્વ કર્મ અન્યથા થતું નથી.”

મુનિનાં આ પ્રમાણેનાં વચનો સાંભળી શેઠે અને લલિતે સંસારથી વિરક્ત થઈ તત્કાળ દીક્ષા ગ્રહણ કરી અને વ્રત પાળી કાળ કરીને તે બંને મહાશુક્ર દેવલોકમાં દેવતા થયા. પછી ગંગદત્તે પણ ચારિત્ર લીધું. અંત સમયે માતાનું અનિષ્ટપણું સંભારી વિશ્વવલ્લભ થવાનું નિયાણું કરી મૃત્યુ પામીને તે પણ મહાશુક્ર દેવલોકમાં ગયો.

લલિતનો જીવ મહાશુક્ર દેવલોકથી ચ્યવી વસુદેવની સ્ત્રી રોહિણીના ઉદરમાં ઉત્પન્ન થયો. તે સમયે અવશેષ રાત્રિએ તેણે બળભદ્રના જન્મને સૂચવનારાં હાથી, સમુદ્ર, સિંહ અને ચંદ્ર એ ચાર સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. પૂર્ણ સમયે રોહિણીએ રોહિણીપતિ (ચંદ્ર) જેવા પુત્રને જન્મ આપ્યો. મગધાદિક દેશના રાજાઓએ (સમુદ્રવિજય વિગેરે) તેનો ઉત્સવ કર્યો. વસુદેવે તેનું **રામ** એવું ઉત્તમ નામ પાડ્યું. (તે બળભદ્રના નામથી પ્રખ્યાત થયા.) સર્વના મનને રમાડતો રામ અનુક્રમે મોટો થયો. તેણે ગુરૂજનની પાસેથી સર્વ કળાઓ ગ્રહણ કરી. તેની નિર્મળ બુદ્ધિરૂપ દર્પણમાં સર્વ આગમ (શાસ્ત્રો) સંક્રાંત થઈ ગયાં.

એક દિવસે વસુદેવ અને કંસાદિકના પરિવાર સાથે સમુદ્રવિજય રાજા બેઠા હતા, તેવામાં સ્વચ્છંદી નારદ મુનિ ત્યાં આવ્યા. સમુદ્રવિજયે, કંસે અને બીજા સર્વેએ ઉભા થઈ ઉદય પામતા સૂર્યની જેમ તેમની પૂજા કરી. તેમની પૂજાથી પ્રસન્ન થયેલા નારદ ક્ષણવાર બેસીને પાછા ત્યાંથી બીજે જવાને માટે આકાશમાં ઉડી ગયા, કેમકે 'તે મુનિ સદા સ્વેચ્છાચારી છે.' તેમના ગયા પછી કંસે પૂછ્યું કે 'આ કોણ હતું?' એટલે સમુદ્રવિજય બોલ્યાઃ—

“પૂર્વે આ નગરની બહાર **યજ્ઞયશા** નામે એક તાપસ રહેતો હતો. તેને **યજ્ઞદત્તા** નામે સ્ત્રી હતી, તથા **સુમિત્ર** નામે એક પુત્ર હતો તે સુમિત્રને **સોમયશા** નામે પત્ની હતી. અન્યદા કોઈ જૃંભક દેવતા આયુષ્યનો ક્ષય થતાં ચ્યવીને સોમયશાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તે આ નારદ થયેલ છે. તે તાપસો એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસ વનમાં જઈ ઉછવૃત્તિવડે આજીવિકા કરે છે. તેથી તેઓ એક વખતે આ નારદને અશોકવૃક્ષ નીચે મૂકીને ઉછવૃત્તિને માટે ગયા હતા તે વખતે આ અસમાન કાંતિવાળો બાળક જૃંભક દેવતાઓના જોવામાં આવ્યો. અવધિજ્ઞાનવડે નારદને પોતાના પૂર્વ જન્મનો મિત્ર જાણી તેઓએ તેની ઉપર રહેલી અશોકવૃક્ષની છાયાને સ્તંભિત કરી. પછી તે દેવતાઓ પોતાના કાર્યને માટે જઈ અર્થ સિદ્ધ કરીને પાછા ફર્યા. તે વખતે સ્નેહવડે નારદને અહીંથી ઉપાડીને વૈતાઢ્યગિરિ ઉપર લઈ ગયા. તે દેવતાએ છાયા સ્તંભિત કરી ત્યારથી એ અશોકવૃક્ષ પૃથ્વીમાં **છાયાવૃક્ષ** એવા નામથી વિખ્યાત થયું. જૃંભક દેવતાઓએ વૈતાઢ્યગિરિની ગુફામાં રાખીને તેનું પ્રતિપાલન કર્યું. આઠ વર્ષનો થતાં તેને તે દેવોએ પ્રજ્ઞપ્તિ વિગેરે ઘણી વિદ્યાઓ શિખવી. તે વિદ્યાના પ્રભાવથી એ આકાશગામી થયેલ છે. એ નારદ

મુનિ આ અવસર્પિણીમાં નવમા થયા છે અને તે ચરમશરીરી[૧] છે. આ પ્રમાણે ત્રિકાળજ્ઞાની **સુપ્રતિષ્ઠ** નામના મુનિએ આ નારદ મુનિની ઉત્પત્તિ પૂર્વે મને કહી હતી. એ પ્રકૃતિથી કલહપ્રિય છે; અવજ્ઞા કરવાથી તેને કોપ ચઢે છે, તે એક ઠેકાણે રહેતા નથી અને સર્વ ઠેકાણે પૂજાય છે ”

એક વખતે કંસે સ્નેહથી વસુદેવને મથુરા આવવા માટે બોલાવ્યા, એટલે દશાર્હપતિ સમુદ્રવિજયની આજ્ઞા લઇને તે મથુરામાં ગયા. એક સમયે જીવયશા સહિત બેઠેલા કંસે વસુદેવને કહ્યું કે ‘મૃત્તિકાવતી નામે એક મોટી નગરી છે. ત્યાં દેવક નામે રાજા છે. તે મારા કાકા થાય છે. તેમને દેવકન્યા જેવી **દેવકી** નામે પુત્રી છે. તેને તમે ત્યાં આવીને પરણો હું તમારો સેવક છુ, માટે મારી આ પ્રાર્થનાનું તમે ખંડન કરશો નહીં.’ આ પ્રમાણે દાક્ષિણ્યનિધિ દશમા દશાર્હ વસુદેવને કહ્યુ, એટલે તેણે કબુલ કર્યું અને કંસની સાથે ત્યાં જવા ચાલ્યા.

મૃત્તિકાવતીએ જતાં માર્ગમાં નારદ મળ્યા, એટલે વસુદેવે અને કંસે વિધિથી તેમની પૂજા કરી; નારદે પ્રસન્ન થઇને પૂછ્યું ‘તમે ક્યાં જાઓ છો?’ વસુદેવ બોલ્યા– ‘આ મારા સુહૃદ્ કંસની સાથે તેમના કાકા દેવક રાજાની કન્યા દેવકીને પરણવા જાઉ છુ’ નારદ બોલ્યા–“આ કાર્ય કંસે સારૂ આરંભ્યુ, કેમકે વિધાતા નિર્માણ કરે છે, પણ યોગ્યની સાથે યોગ્ય જોડવામાં તે અપંડિત છે (તે તો મનુષ્યજ જોડે છે). જેમ પુરૂષોમાં તમે રૂપથી અપ્રતિરૂપ છો, તેમ સ્ત્રીઓમાં તે દેવકી પણ અપ્રતિરૂપ છે. તમે ઘણી ખેચર કન્યાઓને પરણ્યા છો, પણ એ દેવકીને જોશો એટલે પછી તે બધી તમને અસાર લાગશે હે વસુદેવ! આ યોગ્ય સંયોગમાં તમને ક્યાંઇથી પણ વિઘ્ન ન થાય. હું પણ જઇને દેવકીને તમારા ગુણ કહું છુ” આ પ્રમાણે કહી નારદ સત્વર ઉઠીને દેવકીને ઘેર ગયા. દેવકીએ તેમની પૂજા કરી એટલે નારદે આશિષ્ આપી કે ‘તારા પતિ વસુદેવ થાઓ’ દેવકીએ પૂછ્યું, ‘તે વસુદેવ કોણ?’ નારદ બોલ્યા–‘તે યુવાન એવા દશમા દશાર્હ છે અને વિદ્યાધરોની કન્યાઓને અતિ પ્રિય છે. વધારે શુ કહું? દેવતાઓ પણ જેના રૂપને તુલ્ય નથી એવા તે વસુદેવ છે’ આ પ્રમાણે કહીને નારદ મુનિ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. નારદની આવી વાણીથી વસુદેવે દેવકીના હૃદયમાં પ્રવેશ કર્યો.

વસુદેવ અને કંસ અનુક્રમે મૃત્તિકાવતી નગરીએ આવી પહોંચ્યા વિવેકી દેવક રાજાએ વસુદેવની અને કંસની પૂજા કરી. પછી અમૂલ્ય આસન પર બેસાડીને આગમનનું કારણ પૂછ્યું કંસે કહ્યુ, ‘કાકા! તમારી દુહિતા દેવકી આ વસુદેવને અપાવવા આવ્યો છું. મારા અહી આવવાના પ્રયોજનનુ કારણ તેજ છે.’ દેવકે કહ્યુ, ‘કન્યાને માટે વર પોતેજ આવે તેવી રીતિ નથી, તેથી તેવી રીતે આવનાર વરને હું દેવકી આપીશ નહી.’ આવાં દેવક રાજાનાં વચન સાંભળી કંસ અને વસુદેવ બન્ને વિલખા થઈ પોતાની છાવણીમાં આવ્યા, અને દેવક રાજા પોતાના અંત પુરમાં ગયો. ત્યાં દેવકીએ હર્ષથી

૧ છેલ્લા શરીરવાળા–એજ ભવમાં મોક્ષે જનારા હોવાથી હવે બીજુ શરીર નહીં ધારણ કરનારા.

પિતાને પ્રણામ કર્યો, એટલે 'હે પુત્રિ! યોગ્ય વરને પ્રાપ્ત કર' એમ દેવકે આશિષ્ આપી. પછી દેવકે દેવી(રાણી)ને કહ્યું કે 'આજે વસુદેવને દેવકી આપવાને કંસે ઉત્સુક થઈ મારી પાસે માગણી કરી, પણ પુત્રીના વિરહને નહીં સહન કરનારા મેં તે વાત કબુલ કરી નહી.' આ પ્રમાણે સાંભળી દેવી ખેદ પામી અને દેવકીએ ઉચે સ્વરે રૂદન કરવા માંડ્યું. આવો તેમનો વસુદેવ તરફ પ્રીતિભાવ જોઇને દેવકે કહ્યું કે 'તમે ખેદ કરો નહીં, હજુ હું પૂછવાને આવ્યો છું.' એટલે દેવીએ કહ્યુ, 'એ વસુદેવ દેવકીને યોગ્ય વર છે, અને પુત્રીના પુણ્યથીજ અહીં વરવાને આવેલ છે.' આ પ્રમાણેનો વિચાર જાણીને તત્કાળ દેવકે મંત્રીને મોકલી કંસ અને વસુદેવને પાછા બોલાવ્યા, અને પ્રથમ જેનું અપમાન કરેલ તેનો ફરીવાર ઘણો સત્કાર કર્યો. પછી શુભ દિવસે તારસ્વરે ગવાતાં ધવળમંગળ સાથે વસુદેવ અને દેવકીનો વિવાહોત્સવ થયો. દેવકે પાણિગ્રહણ વખતે વસુદેવને સુવર્ણ વિગેરે પુષ્કળ પહેરામણી અને દશ ગોકુળના પતિ નંદને કોટિ ગાય સાથે આપ્યો. પછી વસુદેવ અને કંસ નંદ સહિત મથુરામાં આવ્યા. ત્યાં કંસે પોતાના સુહૃદ્‌ના વિવાહની ખુશાલીને માટે મોટો મહોત્સવ આરંભ્યો.

એ અરસામાં જેણે પૂર્વે ચારિત્ર ગ્રહણ કરેલ છે એવા કંસના અનુજ બંધુ અતિમુક્ત મુનિ તપસ્યાથી કૃશ અંગવાળા થયા સતા કંસને ઘેર પારણાને માટે આવ્યા. તે વખતે મદિરાને વશ થયેલી કંસની સ્ત્રી જીવયશા 'અરે દીયર! આજે ઉત્સવને દિવસે આવ્યા તે બહુ સારૂં કર્યું, માટે આવો, મારી સાથે નૃત્ય અને ગાયન કરો.' આ પ્રમાણે કહી તે મુનિના કંઠે વળગી પડી અને ગૃહસ્થની જેમ તેણે તેમની ઘણી કદર્થના કરી. તે વખતે જ્ઞાની મુનિએ કહ્યુ કે 'જેને નિમિત્તે આ ઉત્સવ થાય છે, તેનો સાતમો ગર્ભ તારા પતિનો અને પિતાનો હણનાર થશે.' વજ્ર જેવી આ વાણી સાંભળી તત્કાળ જીવયશા કે જેની ભયથી મદાવસ્થા જતી રહી તેણીએ તે મહા મુનિને છોડી દીધા, અને તત્કાળ પોતાના પતિ પાસે જઇને એ ખબર કહ્યા. કંસે વિચાર્યું કે 'કદિ વજ્ર નિષ્ફળ થાય પણ મુનિનું ભાષિત નિષ્ફળ થતું નથી, તોપણ જ્યાંસુધી આ ખબર કોઇને પડ્યા નથી ત્યાંસુધીમાં હું વસુદેવની પાસે દેવકીના ભાવી સાત ગર્ભ માગી લઉં, જો મારો મિત્ર વસુદેવ માગણી કરવાથી મને દેવકીના ગર્ભ ન આપે તો બીજી રીતે પ્રયત્ન કરૂં કે જેથી મારા આત્માનું કુશળ થાય.' આ પ્રમાણે ચિંતવી જો કે પોતે મદરહિત હતો, તથાપિ મદાવસ્થાનો દેખાવ કરતો અને દૂરથી અંજલિ જોડતો વસુદેવની પાસે આવ્યો. વસુદેવે ઉભા થઈ તેની યોગ્યતા પ્રમાણે તેને માન આપ્યું અને સંભ્રમથી કરવડે સ્પર્શ કરીને કહ્યું—'કંસ! તમે મારા પ્રાણપ્રિય મિત્ર છો. આ વખતે કાંઈ કહેવાને આવ્યા છો એમ જણાય છે, તો જે ઇચ્છા હોય તે કહો. જે કહેશો તે હું કરીશ.' કંસે અંજલિ જોડીને કહ્યું, 'હે મિત્ર! પ્રથમ પણ જરાસંધ પાસેથી જીવયશાને અપાવીને તમે મને કૃતાર્થ કર્યો છે, તો હવે મારી એવી ઇચ્છા છે કે દેવકીના સાત ગર્ભ જન્મતાંજ મને અર્પણ કરો.' સરલ મનવાળા વસુદેવે તેમ કરવાને કબુલ કર્યું. મૃગ વૃત્તાંતને નહીં જાણનારી દેવકીએ

વસુદેવે તેને કહ્યું, 'હે ભદ્રે! તારી ઇચ્છા પ્રમાણે થાઓ. વસુદેવના અને તારા પુત્રોમાં કાંઈ પણ અંતર નથી. અમારા બંનેનો યોગ વિધિની જેમ તારાથીજ થયેલો છે, તે છતાં હે દેવિ! જાણે અધિકારીજ ન હો તેમ કેમ બોલે છે?' વસુદેવ બોલ્યા–'સુંદરિ! હવે બહુ બોલવાનું કાંઈ કામ નથી. તારા સાત ગર્ભો જન્મ પામતાંજ કંસને આધિન થાઓ.' કંસે બોલ્યો કે 'આ તમારો મારા પર મોટો પ્રસાદ છે.' ઉન્મત્તપણાના મિષમાં આ પ્રમાણે કહીને પછી વસુદેવની સાથે મદિરાપાન કરી તે પોતાને ઘેર ગયો. ત્યાર પછી વસુદેવે મુનિનું સર્વ વૃત્તાંત સાંભળ્યું એટલે જાણ્યું કે 'કંસે મને છળી લીધો.' પછી પોતાના સત્યવ્રતનીજ ગુણી તેને આપેલા વચન સંબંધી ઘણો પશ્ચાત્તાપ થયો.

હવે ભરતક્ષેત્રમાં ભદ્દિલપુરમાં **નાગ** નામે એક શેઠ રહેતો હતો, તેને **સુલસા** નામે સ્ત્રી હતી. તે બંને પરમ શ્રાવક હતાં. અતિમુક્ત નામના ચારણ મુનિએ તે સુલસાના સંબંધમાં તેની બાલ્યવયમાં કહ્યું હતું કે 'આ બાલા નિંદુ (મૃતપુત્રા–વંધ્યા) થશે.' તે સાંભળી સુલસાએ ઉગ્ર તપથી નૈગમેષી દેવની આરાધના કરી. તે દેવ સંતુષ્ટ થયો એટલે તેણીએ પુત્રની યાચના કરી. દેવતાએ અવધિજ્ઞાનથી જાણીને કહ્યું, 'હે ધાર્મિક સ્ત્રી! કંસે મારવાને માટે દેવકીના ગર્ભ માગ્યા છે, તે હું તને તારા મૃતગર્ભના પ્રસવ-સમયે અર્પણ કરીશ.' એમ કહી તે દેવે પોતાની શક્તિથી દેવકી અને સુલસાને સાથે રજસ્વલા કરી અને તેઓ સાથેજ સગર્ભા થઈ. બંનેએ સાથેજ ગર્ભને જન્મ આપ્યો, એટલે સુલસાના મૃતગર્ભને ઠેકાણે તે દેવતાએ દેવકીના સજીવન ગર્ભને મૂક્યા અને તેના મૃતગર્ભ દેવકી પાસે મૂક્યા. એવી રીતે તે દેવતાએ ફેરફાર કરી દીધો. કંસે પેલી સુલસાના મૃતગર્ભને પથ્થરની શિલા ઉપર દૃઢપણે અફળાવ્યા. (અને પોતે મારી નાખ્યાનું માનવા લાગ્યો.) દેવકીના ખરા છ ગર્ભ સુલસાને ઘેર પુત્રની જેમ તેનું સ્તનપાન કરીને સુખે સુખે વૃદ્ધિ પામવા લાગ્યા. તેમનાં **અનીકયશ, અનંતસેન, અજિતસેન, નિહતારિ, દેવયશા** અને **શત્રુસેન** એવાં તેમણે નામ પાડ્યાં.

અન્યદા ઋતુસ્નાતા દેવકીએ નિશાને અંતે સિંહ, અગ્નિ, ગજ, ધ્વજ, વિમાન અને પદ્મસરોવર એ સાત સ્વપ્ન જોયાં તે વખતે પેલા ગંગદત્તનો જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવીને તેની કુક્ષિમાં અવતર્યો. એટલે ખાણની ભૂમિ જેમ રત્નને ધારણ કરે તેમ દેવકીએ ગર્ભ ધારણ કર્યો. અનુક્રમે શ્રાવણ માસની કૃષ્ણ અષ્ટમીએ અર્ધ રાત્રે દેવકીએ કૃષ્ણ[1] વર્ણવાળા પુત્રને જન્મ આપ્યો. જે પુત્ર દેવના સાનિધ્યથી જન્મતાંજ શત્રુઓના દૃષ્ટિપાતનો નાશ કરનારો થયો. જ્યારે તેનો જન્મ થયો ત્યારે તેના પક્ષના દેવતાઓએ કંસે રાખેલા ચોકીદાર પુરૂષોને પોતાની શક્તિથી જાણે વિષપાન કર્યું હોય તેમ નિદ્રાવશ કરી દીધા. તે સમયે દેવકીએ પોતાના પતિને બોલાવીને કહ્યું, "હે નાથ! મિત્રરૂપે શત્રુ એવા પાપી કંસે તમને વાણીથી બાંધી લીધા અને તે પાપીએ મારા છ પુત્રોને જન્મતાંજ મારી નાખ્યા, માટે આ પુત્રની માયાવડે પણ રક્ષા કરો. બાળકની રક્ષા કરવા માટે

૧ શ્યામ.

માયા કરવી તેમાં પાપ લાગતું નથી. મારા આ બાળકને તમે નંદના ગોકુળમાં લઈ જાઓ; ત્યાં મોશાળની જેમ રહીને આ પુત્ર મોટો થશે." આવાં તેનાં વચન સાંભળી 'તેં બહુ સારો વિચાર કર્યો' એમ બોલતા સ્નેહાર્દ્ર વસુદેવ તે બાળકને લઇને જેમાં પહેરેગીરો સુઈ ગયા હતા એવા તે ઘરમાંથી બહાર નીકળ્યા. તે વખતે દેવતાઓએ તે બાળક ઉપર છત્ર ધર્યું, પુષ્પની વૃષ્ટિ કરી અને આઠ ઉગ્ર દીવાઓથી માર્ગમાં ઉદ્યોત કરવા લાગ્યા. પછી શ્વેત વૃષભરૂપે થઇને તે દેવતાઓએ બીજાઓ ન જાણે તેમ નગરીનાં દ્વાર ઉઘાડી દીધાં. જ્યારે વસુદેવ ગોપુર (દરવાજા) પાસે આવ્યા, એટલે પાંજરામાં રહેલા ઉગ્રસેન રાજાએ 'આ શું?' એમ વિસ્મયથી વસુદેવને પૂછયું. એટલે 'આ કંસનો શત્રુ છે' એમ કહી વસુદેવે હર્ષથી તે બાળક ઉગ્રસેનને બતાવ્યો, અને કહ્યું, 'હે રાજન્! આ બાળકથી તમારા શત્રુનો નિગ્રહ થશે અને આ બાળકથીજ તમારો ઉદય થશે, પણ આ વાર્ત્તા કોઇને કહેશો નહી.' ઉગ્રસેને કહ્યું 'એમજ થાઓ.'

પછી વસુદેવ નંદને ઘેર પહોચ્યા. તે સમયે નંદની સ્ત્રી **યશોદા**એ પણ એક પુત્રીને જન્મ આપ્યો હતો, એટલે વસુદેવે તેને પુત્ર આપીને તેની પુત્રી લીધી, અને દેવકીની પાસે લઈ જઈ તેને પડખે પુત્રને સ્થાનકે મૂકી દીધી. વસુદેવ આ પ્રમાણે ફેરફાર કરીને બહાર ગયા એટલે તે વખતે કંસના પુરૂષો જાગી ઉઠયા, અને 'શુ જન્મ્યું?' એમ પૂછતા અંદર આવ્યા, ત્યાં પુત્રી આવેલી તેમના જોવામાં આવી. તેથી તેઓ તે પુત્રીને કંસની પાસે લઈ ગયા. તેને જોઈ કંસ વિચારવા લાગ્યો કે 'જે સાતમો ગર્ભ મારા મૃત્યુને માટે થવાનો હતો તે તો આ સ્ત્રી માત્ર થયો, તેથી હું ધારૂં છુ કે મુનિનું વચન મિથ્યા થયું. તો હવે આ બાળકીને વ્યર્થ શામાટે મારવી!' એવું વિચારી તે બાળાની એક બાજુની નાસિકા છેદીને તેને દેવકીને પાછી સોંપી.

અહીં કૃષ્ણ અંગને લીધે કૃષ્ણ એવા નામથી બોલાવાતો દેવકીનો પુત્ર દેવતાઓએ રક્ષા કરાતો નંદને ઘેર વૃદ્ધિ પામવા લાગ્યો. એક માસ વ્યતીત થયા પછી દેવકીએ વસુદેવને કહ્યુ, 'હે નાથ! તે પુત્રને જોવાને હું ઉત્કંઠિત થઈ છું, માટે હું આજે ગોકુળમાં જઇશ.' વસુદેવે કહ્યુ, 'પ્રિયે! જો તમે અકસ્માત્ ત્યાં જશો તો કંસના જાણવામાં આવશે, માટે કોઈ પણ કારણ બતાવીને જવું ઉચિત છે; તેથી ઘણી સ્ત્રીઓને સાથે લઇ ગાયને માર્ગે ગોપૂજા કરતાં કરતાં તમે ગોકુળમાં જાઓ.' દેવકી તે પ્રમાણે કરીને નંદના ગોકુળમાં આવી. ત્યાં હૃદયમાં શ્રીવત્સના લાંછનવાળો, નીલ કમળ જેવી કાંતિવાળો, પ્રફુલ્લિત કમળ જેવાં નેત્રવાળો, કર ચરણમાં ચક્રાદિકનાં ચિહ્નોવાળો અને જાણે નિર્મળ કરેલું નીલ મણિ હોય તેવો હૃદયાનંદન પુત્ર યશોદાના ઉત્સંગમાં રહેલો તેણે જોયો. પછી દેવકી ગોપૂજાના મિષથી હમેશાં ત્યાં જવા લાગી. ત્યારથી લોકોમાં ગોપૂજાનું વ્રત પ્રવર્ત્યું.

અન્યદા સૂર્પકની બે પુત્રી શકુનિ અને પૂતના વિદ્યાધરીઓ કે જે પિતાનું વૈર લેવાને માટે વસુદેવનો બીજો અપકાર કરવાને અસમર્થ હતી, તે શાકણની જેવી પાપિણી ખેચરીઓ યશોદા અને નંદ વગરના એકલા રહેલા કૃષ્ણને મારવાને માટે ગોકુળમાં આવી. શકુનિએ

ગાડા ઉપર બેસી નીચે રહેલા કૃષ્ણને દબાવ્યા અને તેની પાસે કટુ શબ્દ કર્યો; એટલે પૂતનાએ વિષથી લિપ્ત કરેલું પોતાનું સ્તન કૃષ્ણના મુખમાં આપ્યુ. તે વખતે કૃષ્ણની સાંનિધ્યમાં રહેલા દેવતાઓએ તે ગાડાવડેજ તે બંનેને પ્રહાર કરીને મારી નાખી. નંદ ઘેર ગયો એટલે એકલા રહેલા કૃષ્ણને, વિંખાઈ ગયેલા ગાડાને અને પેલી મૃત્યુ પામેલી બે ખેચરીઓને તેણે જોઈ. 'હું લુટાયો' એમ બોલતા નંદે કૃષ્ણને ઉત્સંગમાં લીધા અને આક્ષેપથી ગોવાળોને કહ્યું 'આ ગાડું શી રીતે વિંખાઈ ગયું ? અને આ રાક્ષસ જેવી રૂધિરથી વ્યાપ્ત મૃત્યુ પામેલી બે સ્ત્રીઓ કોણ છે? અરે! આ મારો વત્સ કૃષ્ણ એકાકી તેના ભાગ્યથીજ જીવતો રહ્યો છે.' ગોપ બોલ્યા–'હે સ્વામિન્! બાળ છતાં પણ આ તમારા બળવાન્ બાળકે ગાડાને વિંખી નાખ્યુ છે અને તે એકલેજ આ બે ખેચરીને મારી નાખી છે. તે સાંભળી નંદે કૃષ્ણનાં બધાં અંગ જોયાં. તેને સર્વ અંગમાં અક્ષત જોઈ નંદે યશોદાને કહ્યું, 'હે ભદ્રે! આ પુત્રને એકલો મૂકીને બીજુ કામ કરવા તું શામાટે જાય છે? આજે તેં થોડો વખત પણ તેને રેઢો મૂક્યો તેટલામાં તો તે આવા સંકટમાં આવી પડ્યો, માટે હવે તારે ઘીના ઘડા ઢોળાઈ જતા હોય તોપણ એક કૃષ્ણને મૂકીને બીજે જવું નહીં. તારે માત્ર એને જાળવવો, બીજુ કાંઈ પણ કામ કરવાની જરૂર નથી.' આ પ્રમાણે પોતાનાં પતિનાં વચનો સાંભળીને 'હા! હું હણાણી!' એમ બોલતી અને હાથવડે છાતી કુટતી યશોદા કૃષ્ણ પાસે આવી અને તેને તેડી લીધો. પછી 'ભાઈ! તને કાંઈ વાગ્યુ તો નથીને?' એમ પૂછતાં તેણે કૃષ્ણનાં સર્વ અંગ તપાસ્યાં, બધે હાથ ફેરવ્યો, તેના મસ્તક પર ચુંબન કર્યું અને છાતી સાથે દબાવ્યો. ત્યારથી યશોદા આદરપૂર્વક નિરંતર તેને પોતાની પાસેજ રાખવા લાગી. તે છતાં પણ ઉત્સાહશીળ કૃષ્ણ છળ મેળવીને આમ તેમ ભાગી જવા લાગ્યા.

અન્યદા એક દોરડી કૃષ્ણના ઉદર સાથે બાંધી, અને તે દોરડી એક ઉદૂખલ[1] સાથે બાંધીને તેના ભાગી જવાથી બીતી બીતી યશોદા પાડોશીને ઘેર ગઈ. તે વખતે સૂર્પક વિદ્યાધરનો પુત્ર પોતાના પિતામહ સંબંધી વૈરને સંભારીને ત્યાં આવ્યો અને પાસે પાસે રહેલાં અર્જુન[2] જાતિનાં બે વૃક્ષરૂપ તે થયો. પછી કૃષ્ણને ઉદૂખલ સહિત ચાંપી મારવા માટે તે બે વૃક્ષના અંતરમાં તેને લાવવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો, એટલે કૃષ્ણના રક્ષક દેવતાઓએ તે અર્જુન વૃક્ષને ભાંગી નાખીને તેને અત્યંત પ્રહાર કર્યા. તેવામાં 'કૃષ્ણે હાથીનાં બચ્ચાંની જેમ બંને અર્જુન વૃક્ષો ભાંગી નાખ્યાં છે' એવી વાત સાંભળીને નંદ યશોદા સહિત ત્યાં આવ્યા. તેમણે ધૂળીવડે ધૂસર થયેલા કૃષ્ણના મસ્તક પર ચુંબન કર્યું તે વખતે ઉદરને દામ (દોરડી) વડે બાંધેલ દેખીને બધા ગોપો તેને **"દામોદર"** કહીને બોલાવવા લાગ્યા ગોપોને અને ગોપાંગનાઓને તે બહુ વહાલા (પ્રાણવલ્લભ) લાગતા હોવાથી તેઓ તેને રાત્રી ને દિવસ છાતી પર, ખોળામાં અને મસ્તક પર રાખવા લાગ્યા. કૃષ્ણ દહીંનું મથન કરવાની મથની (ગોળી)માંથી ચપળપણે માખણ લઈ લઇને ખાઈ જતા હતા, પરંતુ સ્નેહાર્દ્ર તેમજ કૌતુક જોવાના ઇચ્છક ગોવાળો તેને વારતા નહોતા.

---

૧ શાળ ખાંડવાનો કાષ્ઠનો ખાંડણીઓ		૨ સાદડ

કોઇને મારે, સ્વેચ્છાએ ફરે, વિચરે અને કાંઈ ઉપાડી જાય તોપણ યશોદાનો પુત્ર ગોવાળોને આનંદ ઉત્પન્ન કરતો હતો. તેને રખે કાંઈ કષ્ટ આવે એટલા માટે કૃષ્ણ જ્યારે દોડતા ત્યારે ગોપો તેને પકડી રાખવા માટે તેની પાછળ દોડતા હતા, પરંતુ તેઓ તેને થોભી શકતા નહીં, માત્ર તેના સ્નેહરૂપ ગુણ (દોરડા)વડે આકર્ષિત થઇને તેની પાછળ જતા હતા.

સમુદ્રવિજયાદિ દશાર્હોએ પણ સાંભળ્યું કે 'કૃષ્ણે બાળક છતાં શકુનિ ને પૂતનાને મારી નાખી, ગાડું ભાંગી નાખ્યુ અને અર્જુન જાતિનાં બે વૃક્ષો ઉન્મૂળી નાખ્યાં.' આ વાત સાંભળીને વસુદેવ ચિંતવવા લાગ્યા કે-'મેં મારા પુત્રને ગોપવ્યો છે, છતાં પણ તેના પરાક્રમથી તે પ્રસિદ્ધ થશે અને તેને કંસ પણ જાણશે, તેથી તે તેનું અમંગળ કરવાનો પ્રયાસ કરશે. જો કે તે તેમ કરવામાં સમર્થ થશે નહીં, પરંતુ તે બાળકની સહાય કરવા માટે હું એક પુત્રને મોકલુ તો ઠીક, પણ કદિ અક્રૂર વિગેરેમાંથી કોઇને મોકલીશ તો તેને તો તે ક્રૂર બુદ્ધિવાળો કંસ ઓળખતો હોવાથી ઉલટો તેને વિશેષ શક પડશે, માટે બળરામનેજ ત્યાં મોકલવા યોગ્ય છે, કેમકે હજુ તેને કંસ ઓળખતો નથી.' આ પ્રમાણે નિશ્ચય કરીને કૃષ્ણના કુશળને માટે રોહિણી સહિત રામને શૌર્યપુરથી તેડી લાવવા માટે વસુદેવે એક માણસને સમજાવીને મોકલ્યો. તેમના આવ્યા પછી રામને પોતાની પાસે બોલાવી, સર્વ હકીકત યથાર્થ રીતે સમજાવી, શિખામણ આપીને તેને નંદ તથા યશોદાને પુત્રપણે અર્પણ કર્યો.

બળરામના ગોકુળમાં ગયા પછી દશ ધનુષ્ય ઉંચા શરીરવાળા અને સુંદર આકૃતિવાળા તે બન્ને બીજાં સર્વ કાર્ય મૂકીને નિર્નિમેષ નેત્રે ગોપોવડે જોવાતા ક્રીડા કરવા લાગ્યા. બળરામની પાસે કૃષ્ણ ધનુર્વેદ તેમજ અન્ય સર્વ કળાઓ શિખ્યા અને ગોપવડે સેવા કરાતા સુખે રહેવા લાગ્યા. કોઈ વખત તે બંને મિત્રો થતા હતા, અને કોઈ વખત શિષ્ય અને આચાર્ય થતા હતા; એ પ્રમાણે ક્ષણ માત્ર પણ અવિયોગીપણે રહેતા સતા તેઓ વિવિધ પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા. માર્ગે ચાલતાં મદોન્મત્ત બળદોને પુંછડાવડે પકડીને કેશવ ઉભા રાખતા હતા, તે વખતે રામ ભાઇના બળને જાણતા હોવાથી ઉદાસીની જેમ જોયા કરતા હતા. એ પ્રમાણે જેમ જેમ કૃષ્ણ વૃદ્ધિ પામતા ગયા તેમ તેમ ગોપાંગનાઓનાં ચિત્તમાં તેમને જોવાથી કામદેવનો વિકાર ઉત્પન્ન કરવા લાગ્યા. કૃષ્ણને વચમાં બેસાડીને તેઓ તેના ફરતી કુદકી ખાઇને રાસડા ગાવા લાગી અને કમળ ફરતી ભમરીઓ ફર્યા કરે તેમ નિર્ભર ચિત્તે તેના ફરતી ફરવા લાગી. તેની સામુ જોઈ રહેતી ગોપાંગનાઓ જેમ પોતાનાં નેત્રોને બંધ કરતી નહોતી તેમ 'કૃષ્ણ, કૃષ્ણ' બોલતી સતી પોતાના ઓષ્ટપુટને પણ બંધ કરતી નહોતી. કૃષ્ણની તરફ મનવાળી ગોપાંગનાઓ દૂધ દોહાતી વખતે દૂધની ધારાને પૃથ્વી પર પડતી પણ જાણતી નહોતી. કૃષ્ણ જ્યારે પરાઙ્મુખ થઇને જતા હોય ત્યારે તેને પોતાની સામુ જોવરાવવા માટે વગર કારણે તે ત્રાસ પામી હોય તેમ પોકાર કરતી હતી, કારણ કે તે ત્રાસ પામેલાનું રક્ષણ કરનારા હતા. કેટલીક વખત સિંદુવારાદિ પુષ્પોની માળાઓ ગુંથી ગુંથીને ગોપીઓ પોતેજ સ્વયં-

વરમાળાની જેમ તે માળાઓને કૃષ્ણના હૃદય પર પહેરાવતી હતી. વળી જાણી જોઇને ગોપીઓ ગીત નૃત્યાદિકમાં સ્ખલિત થતી હતી કે જેથી શિક્ષાના મિષે કૃષ્ણ આલાપ કરી બતાવે. વિકારને નહી ગોપવી શકનારી ગોપીઓ હરકોઈ પ્રકારે કૃષ્ણને બોલાવતી હતી અને તેનો સ્પર્શ કરતી હતી. મયૂરપિચ્છનાં આભરણવાળા કૃષ્ણ ગોપીઓનાં ગાનથી અવિચ્છિન્નપણે પૂરાતા કર્ણવાળા થયા સતા ગોપાળ ગુર્જરીને બોલતા હતા. જ્યારે કોઈ પણ ગોપી યાચના કરતી ત્યારે કૃષ્ણ અગાધ જળમાં રહેલાં કમળોને પણ હંસની જેમ લીલામાત્રમાં તરીને લાવી આપતા હતા. બળરામને ગોપીઓ ઓળંભા આપતી હતી કે તમારા લઘુ ભાઈ દીઠા છતાં અમારાં ચિત્તને હરે છે અને નથી દેખાતા ત્યારે અમારાં જીવિતને હરે છે. ગિરિશૃંગ પર બેસીને વેણુને મધુર સ્વરે વગાડતા અને નૃત્ય કરતા કૃષ્ણ બળરામને વારંવાર હસાવતા હતા. જ્યારે ગોપીઓ ગાતી હતી અને કૃષ્ણ નાચતા હતા ત્યારે બળરામ રંગાચાર્યની જેમ ઉદ્ભટપણે હસ્તતાળ દેતા હતા. આ પ્રમાણે ત્યાં ક્રીડા કરતા રામ કૃષ્ણને સુષમા કાળની જેમ અત્યંત સુખમાં અગ્યાર વર્ષ વીતી ગયાં.

અહીં સૂર્યપુરમાં સમુદ્રવિજયની પ્રિયા શિવાદેવીએ એકદા શેષ રાત્રિ બાકી રહી ત્યારે હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મીદેવી, પુષ્પમાળ, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, પદ્મસરોવર, સમુદ્ર, વિમાન, રત્નપુંજ અને અગ્નિ એ ચૌદ મહા સ્વપ્નો દીઠાં. તે વખતે કાર્તિક કૃષ્ણ દ્વાદશીએ ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવ્યે સતે અપરાજિત વિમાનથી ચ્યવીને શંખ રાજાનો જીવ શિવાદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. તે વખતે નારકીના જીવોને પણ સુખ થયુ અને ત્રણ જગતમાં ઉદ્યોત થયો. "અરિહંતના કલ્યાણકને વખતે અવશ્ય એ પ્રમાણે થાય છે." પછી શિવાદેવીએ જાગીને સમુદ્રવિજય રાજાને તે સ્વપ્નની સર્વ વાત કહી બતાવી. સમુદ્રવિજયે સ્વપ્નાર્થ પૂછવાને માટે ક્રોષ્ટુકિને બોલાવ્યો એટલે તે તરત ત્યાં આવ્યો. તેવામાં એક ચારણશ્રમણ સ્વયમેવ ત્યાં પધાર્યા, રાજાએ ઉભા થઇને તેને વંદણા કરી અને એક ઉત્તમ આસન પર બેસાડ્યા. પછી તે ક્રોષ્ટુકિને અને મુનિને રાજાએ સ્વપ્નનું ફળ પૂછ્યું. તેમણે કહ્યુ કે 'તમારે ત્રણ જગતના પતિ એવા તીર્થંકર પુત્ર થશે.' આ પ્રમાણે કહીને તે મુનિ ઉત્પતી ગયા. રાજા ને રાણી તેમની વાણીથી જાણે અમૃતવડે નાહ્યા હોય એમ અત્યંત હર્ષ પામ્યા. તે દિવસથી દેવીની જેમ સુખને આપનાર અને પ્રત્યેક અંગમા લાવણ્ય અને સૌભાગ્યના ઉત્કર્ષને આપનાર ગૂઢ ગર્ભને શિવાદેવીએ ધારણ કર્યો.

અનુક્રમે ગર્ભસ્થિતિ પૂર્ણ થયે શ્રાવણ માસની શુક્લ પંચમીની રાત્રિએ ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવ્યે સતે કૃષ્ણ વર્ણવાળા અને શંખના લાંછનવાળા પુત્રને શિવાદેવીએ જન્મ આપ્યો. તે વખતે છપ્પન દિશાકુમારીઓએ પોતપોતાને સ્થાનકથી ત્યાં આવીને શિવાદેવી અને જિનેંદ્રનું પ્રસૂતિકર્મ કર્યું. પછી શક્ર ઈંદ્રે ત્યાં આવી પાંચ રૂપ કર્યાં, તેમાં એક રૂપવડે પ્રભુને હાથમાં ગ્રહણ કર્યા, બે રૂપવડે ચામર વિંજવા લાગ્યા, એક રૂપવડે મસ્તક પર ઉજ્જ્વળ છત્ર ધારણ કર્યું અને એક રૂપવડે હાથમાં વજ્ર લઇને નાટકીઆની

માટે પોતાની કુમારિકા બહેન સત્યભામાને તેની પાસે બેસાડી અને મોટો ઉત્સવ આરંભ્યો; કંસે એવી આઘોષણા કરાવી કે 'જે આ શાર્ઙ્ગ ધનુષ્યને ચઢાવશે તેને આ દેવાંગના જેવી સત્યભામા આપવામાં આવશે.' આ આઘોષણા સાંભળી દૂરદૂરથી ઘણા રાજાઓ ત્યાં આવ્યા; પણ કોઈ તે ધનુષ્યને ચઢાવવાને સમર્થ થયો નહીં. આ ખબર વસુદેવની સ્ત્રી મદનવેગાના પુત્ર અનાધૃષ્ટિએ સાંભળી, એટલે તે વીરમાની કુમાર વેગવાળા રથમાં બેસીને ગોકુળમાં આવ્યો. ત્યાં રામ કૃષ્ણને જોઇ તેમના આવાસમાં એક રાત્રિ આનંદવાર્ત્તા કરવાને રહ્યો. પ્રાતઃકાળે અનુજ બંધુ રામને ત્યાં રાખી મથુરાના માર્ગને બતાવનાર કૃષ્ણને સાથે લઇને તે ચાલ્યો. મોટાં વૃક્ષોથી સંકીર્ણ એવા માર્ગે ચાલતાં તેનો રથ એક વડના વૃક્ષ સાથે ભરાયો. તે રથને છોડાવવાને અનાધૃષ્ટિ સમર્થ થયો નહીં. તે વખતે પગે ચાલતા કૃષ્ણે લીલામાત્રમાં તે વડને ઉમેળીને દૂર ફેંકી દીધો અને રથનો માર્ગ સરલ કરી દીધો. અનાધૃષ્ટિ કૃષ્ણનું પરાક્રમ જોઇને બહુ ખુશી થયો તેથી રથ ઉપરથી નીચે ઉતરી તેણે કૃષ્ણને આલિંગન દીધું અને રથમાં બેસાડ્યા. અનુક્રમે યમુના નદી ઉતરી મથુરા નગરીમાં પ્રવેશ કરીને જ્યાં અનેક રાજાઓ બેઠેલા છે એવી શાર્ઙ્ગ ધનુષ્યવાળી સભામાં તેઓ આવ્યા. ત્યાં જાણે ધનુષ્યની અધિષ્ઠાત્રી દેવતા હોય તેવી કમળલોચના સત્યભામા તેમના જોવામાં આવી. સત્યભામાએ કૃષ્ણના સામું સતૃષ્ણ દૃષ્ટિએ જોયુ, અને તત્કાળ તેણી કામદેવના બાણથી પીડિત થઈ મનવડે કૃષ્ણને વરી ચુકી. પ્રથમ અનાધૃષ્ટિએ ધનુષ્ય પાસે જઇને તે ઉપાડવા માંડ્યું, પણ કાદવવાળી ભૂમિમાં જેનો પગ લપટી ગયો હોય એવા ઉંટની જેમ તે પૃથ્વી ઉપર પડી ગયો, તેનો હાર તુટી ગયો, મુગટ ભાંગી ગયો અને કુંડળ પડી ગયાં. તે જોઇ સત્યભામા સ્વલ્પ અને બીજા સર્વે વિકસિત નેત્રે ખુબ હસી પડ્યા. આ સર્વના હાસ્યને નહીં સહન કરતા કૃષ્ણે પુષ્પમાળાની જેમ લીલામાત્રમાં તે ધનુષ્યને ઉપાડી લીધું અને તેની પણછ ચઢાવી. કુંડળાકાર કરેલા તે તેજસ્વી ધનુષ્યવડે ઈંદ્રધનુષ્યથી જેમ નવો વર્ષતો મેઘ શોભે તેમ કૃષ્ણ શોભવા લાગ્યા. પછી અનાધૃષ્ટિ ઘેર જઇ તેના દ્વાર પાસે કૃષ્ણને રથમાં બેસાડી રાખી પોતે એકલો ગૃહમાં ગયો અને પિતા વસુદેવને કહ્યું કે 'હે તાત! મેં એકલાએ શાર્ઙ્ગ ધનુષ્યને ચઢાવી દીધું છે, કે જેને બીજા રાજાઓ સ્પર્શ પણ કરી શક્યા નહોતા'. તે સાંભળતાંજ વસુદેવે આક્ષેપથી કહ્યુ કે 'ત્યારે તું સત્વર ચાલ્યો જા, કારણ કે તને ધનુષ્ય ચઢાવનાર જાણશે તો કંસ તત્કાળ મારી નાખશે.' આ પ્રમાણે સાંભળી અનાધૃષ્ટિ ભય પામી શીઘ્ર ઘરની બહાર નીકળ્યો, અને કૃષ્ણની સાથે સત્વર નંદના ગોકુળમાં આવ્યો. ત્યાંથી રામ કૃષ્ણની આજ્ઞા લઇને એકલો શૌર્યપુર ગયો.

અહીં લોકોમાં વાર્ત્તા ચાલી કે નંદના પુત્રે ધનુષ્યને ચઢાવ્યું. તે ધનુષ્યના ચઢાવવાથી કંસ અત્યંત દુભાણો, તેથી તેણે ધનુષ્યના મહોત્સવનો મિષ કરીને બાહુયુદ્ધ કરવા માટે સર્વ મલ્લોને આજ્ઞા કરી. તે પ્રસંગમાં બોલાવેલા રાજાઓ મલ્લયુદ્ધ જોવાની ઈચ્છાથી મંચોની ઉપર આવી આવીને બેઠા અને મોટા મંચ ઉપર બેઠેલા કંસની સામે

અહીં જીવયશા છુટા કેશે રૂદન કરતી જાણે મૂર્ત્તિમાન્ અલક્ષ્મી હોય તેમ જરાસંધની સભામાં આવી. જરાસંધે રૂદનનું કારણ પૂછયું એટલે તેણીએ બહુ પ્રયાસે અતિમુક્તનો વૃત્તાંત અને કંસના ઘાત સુધીની સર્વ કથા કહી સંભળાવી. તે સાંભળી જરાસંધ બોલ્યો–'કંસે પ્રથમ જે દેવકીને મારી નહીં, તેજ સારૂં કર્યું નહી, કારણ કે તેને મારી હોત તો પછી ક્ષેત્ર વિના કૃષિ શી રીતે થાત? હે વત્સે! હવે તું રૂદન કર નહીં, હું મૂળથી કંસના સર્વ ઘાતકોને સપરિવાર મારી નાખીને તેમની સ્ત્રીઓને રોવરાવીશ.' આ પ્રમાણે કહેવાવડે જીવયશાને શાંત કરીને જરાસંધે **સોમક** નામના રાજાને બધી વાત સમજાવી સમુદ્રવિજયની પાસે મોકલ્યો. તે તત્કાળ મથુરાપુરીએ આવ્યો અને તેણે રાજા સમુદ્રવિજયને કહ્યુ "તમારા સ્વામી જરાસંધ તમને એવી આજ્ઞા કરે છે કે અમારી પુત્રી જીવયશા અને તેના સ્નેહને લીધે તેના પતિ કંસ બંને અમને પ્રાણથી પણ વહાલા છે, તે કોનાથી અજાણ્યુ છે? તમે અમારા સેવકો છો તે સુખે રહો, પણ તે કંસનો દ્રોહ કરનારા રામ કૃષ્ણને અમને સોંપી દ્યો. વળી એ દેવકીનો સાતમો ગર્ભ છે તેથી તમે તેને અર્પણ તો કરેલોજ છે, છતાં તમે તેને ગોપન કરવાનો અપરાધ કર્યો, તેથી હવે ફરીવાર અમને સોંપી દ્યો."

સોમકનાં આવાં વચનો સાંભળી સમુદ્રવિજયે તેને કહ્યુ "સરળ મનવાળા વસુદેવે મારાથી પરોક્ષપણે છ ગર્ભ કંસને અર્પણ કર્યા તેજ ઉચિત થયેલુ નથી અને રામ કૃષ્ણે પોતાના ભ્રાતૃવધના વૈરથી કંસને માર્યો તો તેમાં તેમનો શો અપરાધ છે? અમારો આ એક દોષ છે કે આ વસુદેવ બાલ્યવયથીજ સ્વેચ્છાચારી છે, તેથી તેની બુદ્ધિવડે પ્રવર્તવાથી મારા છ પુત્રો માર્યા ગયા. હવે આ બે રામ કૃષ્ણ તો મને પ્રાણથી પણ વહાલા છે, અને તેમને મારવાની ઇચ્છાએ તારો સ્વામી માગણી કરે છે, તે તેનું તદ્દન અવિચારીપણું છે." પછી સોમક રાજાએ કોપથી કહ્યુ "પોતાના સ્વામીની આજ્ઞામાં સેવકોએ યુક્તાયુક્તનો વિચાર કરવો યોગ્ય નથી હે રાજન્! જ્યાં તમારા છ ગર્ભ ગયા છે ત્યાં આ બે દુર્મતિ રામ કૃષ્ણ પણ જાઓ તેને રાખવાના વિચારથી તક્ષક નાગના મસ્તક ઉપર ખુજલી શામાટે કરો છો? બળવાનની સાથે વિરોધ કરવો તે કુશળતાને માટે થતો નથી. તમે જરાસંધની પાસે હાથીની આગળ મેઢાની જેમ કોણ માત્ર છો?" તે વખતે કૃષ્ણે ક્રોધથી કહ્યુ, "અરે સોમક! અમારા પિતાએ સરળતાથી તારા સ્વામી સાથે આજ સુધી સ્નેહસંબંધ પાળ્યો તેથી તેમાં શુ તારો સ્વામી મોટો સમર્થ થઈ ગયો? એ જરાસંધ અમારો સ્વામી નથી, પણ તેનાં આવાં વચનોથી તે બીજો કંસજ છે, માટે અહીંથી જા અને તારી ઇચ્છા પ્રમાણે તારા સ્વામીને કહે." કૃષ્ણનાં આવાં વચન સાંભળી સોમકે સમુદ્રવિજયને કહ્યું, 'હે દશાર્હમુખ્ય! આ તારો પુત્ર કુળાંગાર છે, છતાં તું એની ઉપેક્ષા કેમ કરે છે?' તેનાં આવાં વચનથી કોપથી પ્રજ્વલિત થયેલા અનાધૃષ્ટિએ કહ્યુ, 'અરે! વારંવાર અમારા પિતા પાસે પુત્રોની યાચના કરતો તુ કેમ શરમાતો નથી? પોતાના જમાતા કંસના માત્ર વધથી તારો સ્વામી આટલો બધો દુભાયો છે તો શુ અમારા

છ ભાઇઓના વધથી અમે નથી દૂભાયા? હવે આ પરાક્રમી રામ કૃષ્ણ અને બીજા અક્રૂર વિગેરે અમે તારા આવા ભાષણને સહન કરશું નહીં.' આ પ્રમાણે અનાધૃષ્ણિએ તિરસ્કાર કરેલો અને સમુદ્રવિજયે ઉપેક્ષા કરેલો તે સોમક રાજા રોષવિહ્વળ થઈ પોતાના સ્થાન તરફ ચાલ્યો ગયો.

બીજે દિવસે દશાર્હપતિએ પોતાના સર્વ બાંધવોને એકઠા કરી હિતકારક એવા ક્રોષ્ટુકિ નિમિત્તિયાને આ પ્રમાણે પૂછ્યું, 'હે મહાશય! અમારે ત્રિખંડ ભરતક્ષેત્રના પતિ જરાસંધની સાથે વિગ્રહ ઉભો થયો છે, તો હવે તેમાં પરિણામ શું આવશે તે કહો.' ક્રોષ્ટુકિ બોલ્યો, 'હે રાજેંદ્ર! આ પરાક્રમી રામ કૃષ્ણ થોડા સમયમાં તેને મારી ત્રિખંડ ભરતના અધિપતિ થશે, પણ હમણાં તમે પશ્ચિમ દિશા તરફ સમુદ્રતટને ઉદ્દેશીને જાઓ. ત્યાં જતાંજ તમારા શત્રુઓના ક્ષયનો આરંભ થશે માર્ગે ચાલતાં આ સત્યભામા જે ઠેકાણે બે પુત્રને જન્મ આપે, તે ઠેકાણે એક નગરી વસાવીને તમે નિઃશંકપણે રહેજો.' ક્રોષ્ટુકિનાં આવાં વચનથી રાજા સમુદ્રવિજયે ઉદ્દઘોષણા કરાવીને પોતાના સર્વ સ્વજનોને પ્રયાણના ખબર આપ્યા, અને અગીઆર કુળકોટી યાદવોને લઇને તેણે મથુરાનગરી છોડી. અનુક્રમે શૌર્યપુર આવ્યા, ત્યાંથી પણ સાત કુળકોટી યાદવોને લઇને જ્ઞાતિ સહિત આગળ ચાલ્યા. ઉગ્રસેન રાજા પણ સમુદ્રવિજયને અનુસરીને સાથે ચાલ્યા. અનુક્રમે સર્વે વિંધ્યગિરિની મધ્યમાં થઈને સુખે સુખે આગળ ચાલવા લાગ્યા.

હવે પેલા સોમક રાજાએ અર્ધચક્રી જરાસંધની પાસે આવી સર્વ વૃત્તાંત જણાવ્યો, કે જે તેના ક્રોધરૂપ અગ્નિમાં ઈંધન જેવો થઇ પડ્યો. તે સમયે ક્રોધ પામેલા જરાસંધને તેના **કાળ** નામના પુત્રે કહ્યું, 'એ તપસ્વી યાદવો તમારી આગળ કોણ માત્ર છે? માટે મને આજ્ઞા આપો, હું દિશાઓના અંતભાગમાંથી, અગ્નિમાંથી અથવા સમુદ્રના મધ્યમાંથી—જ્યાં હશે ત્યાંથી એ યાદવોને ખેંચી લાવી મારી નાખીને અહીં આવીશ. તે સિવાય પાછો નહીં આવું.' જરાસંધે પાંચસો રાજાઓ સાથે મોટી સેના આપીને કાળને યાદવો ઉપર ચઢાઈ કરવાની આજ્ઞા આપી. કાળ પોતાના ભાઈ યવન અને સહદેવ સહિત અપશુકનોએ વાર્યો તોપણ આગળ ચાલ્યો. યાદવોને પગલે પગલે ચાલતો કાળ થોડા સમયમાં વિંધ્યાચળની નજીકની ભૂમિ કે જ્યાંથી યાદવો નજીકમાંજ હતા ત્યાં આવી પહોંચ્યો. કાળને નજીક આવેલો જોઇ રામ કૃષ્ણના રક્ષકદેવતાઓએ એક દ્વારવાળો, ઉંચો અને વિશાળ એક પર્વત વિકુર્વ્યો, અને 'અહીં રહેલું યાદવોનું સૈન્ય અહીં અગ્નિથી ભસ્મ થઈ ગયુ' એમ બોલતી અને મોટી ચિતા પાસે બેસીને રૂદન કરતી એક સ્ત્રીને વિકુર્વી. તેને જોઈ કાળ કાળની જેમ તેની પાસે આવ્યો. એટલે તે સ્ત્રીએ કહ્યું 'તારાથી ત્રાસ પામીને બધા યાદવો આ અગ્નિમાં પેસી ગયા. દશાર્હ અને રામ કૃષ્ણ પણ અગ્નિમાં પેસી ગયા. તેથી બંધુઓનો વિયોગ થવાથી હું પણ આ અગ્નિમાં પેસું છું.' આ પ્રમાણે કહીને તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. દેવતાના એ કાર્યથી મોહ પામેલો કાળ અગ્નિમાં પેસવાને તૈયાર થયો, અને તેણે પોતાના ભાઈ સહદેવ, યવન અને બીજા રાજાઓને કહ્યું,

કે 'મેં પિતાની પાસે અને બ્હેનની પાસે પ્રતિજ્ઞા કરી છે કે અગ્નિ વિગેરેમાંથી પણ ખેંચી લાવીને હું યાદવોને મારી નાખીશ. તે યાદવો મારા ભયથી અહીં અગ્નિમાં પેસી ગયા, તો સત્ય પ્રતિજ્ઞાવાળો હું પણ તેમને મારવા માટે આ પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરૂં છું.' આ પ્રમાણે કહીને તે કાળ ઢાલ તરવાર સહિત પતંગની જેમ અગ્નિમાં કૂદી પડ્યો, અને ક્ષણવારમાં દેવમોહિત થયેલા પોતાના લોકોના જોતાં જોતાં મૃત્યુ પામી ગયો. એ સમયે ભગવાન્ સૂર્ય અસ્તગિરિએ ગયા, તેથી યવન અને સહદેવ વિગેરે ત્યાંજ વાસ કરીને રહ્યા. જ્યારે પ્રભાતકાળ થયો ત્યારે તેઓએ પર્વત કે ચિતા કાંઇ પણ ત્યાં જોયું નહીં, અને હેરિક લોકોએ આવીને ખબર આપ્યા કે 'યાદવો દૂર ચાલ્યા ગયા.' કેટલાએક વૃદ્ધજનોએ વિચારવડે એ દેવતાનો કરેલો મોહ હતો એમ નિર્ણય કર્યો. પછી યવન વિગેરે સર્વે પાછા વળી રાજગૃહીએ આવ્યા અને સર્વ વૃત્તાંત જરાસંધને જણાવ્યો. તે સાંભળી જરાસંધ મૂર્છા ખાઇને પૃથ્વી પર પડી ગયો, અને ક્ષણવારે સંજ્ઞા પામી 'હે કાળ! હે કાળ! હે કંસ! હે કંસ!' એમ પોકાર કરીને રોવા લાગ્યો.

અહી કાળના મૃત્યુના ખબર જાણી માર્ગે ચાલતા યાદવો જેની પૂર્ણ પ્રતીતિ આવી છે એવા ક્રોષ્ટુકિને ઘણા હર્ષથી પૂજવા લાગ્યા. માર્ગમાં એક વનમાં પડાવ કરી રહ્યા હતા ત્યાં અતિમુક્ત ચારણ મુનિ આવી ચઢ્યા. દશાર્હપતિ સમુદ્રવિજયે તેમની પૂજા કરી. તે મહા મુનિને પ્રણામ કરીને તેણે પૂછ્યું 'હે ભગવન્! આ વિપત્તિમાં અમારૂં છેવટે શુ થશે?' મુનિ બોલ્યા–'ભય પામશો નહીં, તમારા પુત્ર કુમાર અરિષ્ટનેમિ ત્રૈલોક્યમાં અદ્વૈત પરાક્રમી બાવીશમા તીર્થંકર થશે અને બળદેવ તથા વાસુદેવ એવા રામ કૃષ્ણ દ્વારકા નગરી વસાવીને રહેશે અને જરાસંધનો વધ કરી અર્ધ ભરતના સ્વામી થશે' આ પ્રમાણે સાંભળી હર્ષ પામેલા સમુદ્રવિજયે પૂજા કરીને મુનિને વિદાય કર્યા; અને પોતે સુખકારક પ્રયાણ કરતાં અનુક્રમે સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા. ત્યાં રૈવતક (ગિરનાર) ગિરિની વાયવ્ય દિશા તરફ અઢાર કુલકોટી યાદવો સાથે છાવણી નાખી. ત્યાં કૃષ્ણની સ્ત્રી સત્યભામાએ બે પુત્રોને જન્મ આપ્યો, તેમનાં **ભાનુ** અને **ભામર** એવાં નામ પાડ્યાં તે બંને પુત્રની જાતિવંત સુવર્ણ જેવી કાંતિ હતી. પછી ક્રોષ્ટુકિએ કહેલા શુભ દિવસે કૃષ્ણે સ્નાન કરી બળિદાન સાથે સમુદ્રની પૂજા કરી અને અષ્ટમ તપ આચર્યું. ત્રીજી રાત્રિએ લવણસાગરનો અધિષ્ઠાતા **સુસ્થિત દેવ** આકાશમાં રહી અંજલિ જોડીને પ્રગટ થયો; તેણે કૃષ્ણને પાંચજન્ય નામે શંખ અને રામને સુઘોષ નામે શંખ આપ્યો; તે સિવાય દિવ્ય રત્નમાળા અને વસ્ત્રો આપ્યાં. પછી તેણે કૃષ્ણને કહ્યુ, 'તમે મને શામાટે સંભાર્યો છે? હું **સુસ્થિત** નામે દેવ છુ. કહો, તમારૂં શુ કાર્ય કરૂં?' કૃષ્ણે કહ્યુ, "હે દેવ! પૂર્વના વાસુદેવની દ્વારકા નામે જે નગરી અહીં હતી તે તમે જળમાં ઢાંકી દીધી છે, તેથી હવે મારા નિવાસને માટે તેજ નગરીવાળું સ્થાન બતાવો." પછી તે સ્થાન બતાવીને તે દેવે ઈંદ્રની પાસે જઈ તે હકીકત નિવેદન કરી.

ઈંદ્રની આજ્ઞાથી કુબેરે તે સ્થાને બાર યોજન લાંબી અને નવ યોજન વિસ્તાર-

વાળી રત્નમય નગરી બનાવી આપી. અઢાર હાથ ઉંચો, નવ હાથ ભૂમિમાં રહેલો અને બાર હાથ પહોળો, ફરતી ખાઇવાળો તેની આસપાસ કિલ્લો કર્યો, તેમાં ગોળ, ચોરસ, લંબચોરસ, ગિરિકુટાકારે અને સ્વસ્તિકને આકારે સર્વતોભદ્ર, મંદર, અવતંસ અને વર્દ્ધમાન એવાં નામવાળા એકમાળ, બેમાળ અને ત્રણમાળ વિગેરે માળોવાળા લાખો મહેલો બનાવ્યા. તેના ચોકમાં અને ત્રિકમાં વિચિત્ર રત્ન માણિક્યવડે હજારો જિન-ચૈત્યો નિર્માણ કર્યા. અગ્નિ દિશામાં સુવર્ણના કિલ્લાવાળો સ્વસ્તિકના આકારનો સમુદ્ર-વિજય રાજા માટે મહેલ બનાવ્યો. તેની પાસે **અક્ષોભ્ય** અને **સ્તિમિત**ના નંદ્યાવર્ત અને ગિરિકુટાકારે બે પ્રાસાદ કિલ્લા સહિત બનાવ્યા. નૈઋત્ય દિશામાં **સાગર**ને માટે આઠ હાંશવાળો ઉંચો પ્રાસાદ રચ્યો અને પાંચમા છઠ્ઠા દશાર્હને માટે વર્ધમાન નામના બે પ્રાસાદો રચ્યા. વાયવ્ય દિશામાં પુષ્કરપત્ર નામે **ધરણ** માટે પ્રાસાદ રચ્યો અને તેની પાસે આલોકદર્શન નામે **પૂરણ**ને માટે પ્રાસાદ રચ્યો. તેની નજીક વિમુક્ત નામે **ચંદ્ર**ને માટે પ્રાસાદ રચ્યો અને ઈશાન દિશામાં કુબેરચ્છંદ નામે **વસુદેવ**ને માટે પ્રાસાદ રચ્યો. તેમજ રાજમાર્ગની સમીપે **સ્ત્રીવહારક્ષમ** નામે **ઉગ્રસેન** રાજા માટે અતિ ઉંચો પ્રાસાદ રચ્યો. આ સર્વ પ્રાસાદો કલ્પદ્રુમથી વીંટાયેલા, ગજશાળા તથા અશ્વશાળાઓ સહિત, કિલ્લાવાળા, મોટાં દ્વારવાળા અને ધ્વજા પતાકાની શ્રેણીવડે શોભિતા હતા. તે સર્વની વચમાં ચોરસ, વિશાળ દ્વારવાળો **પૃથિવીજય** નામે બળદેવને માટે પ્રાસાદ રચ્યો; અને તેની નજીક અટાર માળનો અને વિવિધ ગૃહના પરીવાર સહિત **સર્વતોભદ્ર** નામે પ્રાસાદ કૃષ્ણને માટે રચવામાં આવ્યો. તે રામ કૃષ્ણના પ્રાસાદની આગળ ઈંદ્રની સુધર્મા સભા જેવી **સર્વપ્રભાસા** નામે એક વિવિધ માણિક્યમયી સભા રચી. નગરીના મધ્યમાં એકસો આઠ મહા શ્રેષ્ઠ જિનબિંબોથી વિભૂષિત, મેરૂગિરિના શિખર જેવું ઉંચુ, મણિ, રત્ન અને હિરણ્યમય વિવિધ માળ અને ગોખવાળું, તેમજ વિચિત્ર પ્રકારની સુવર્ણની વેદિકાવાળું એક અર્હંતનું મંદિર વિશ્વકર્માએ બનાવ્યું. સરોવરો, દીર્ઘિકાઓ, વાપિકાઓ, ચૈત્યો, ઉદ્યાનો અને રસ્તાઓ તેમજ બીજું સર્વ અતિ રમણિક છે જેમાં એવું કુબેરે એક રાત્રિ દિવસમાં તૈયાર કર્યું. એવી રીતે વાસુદેવની દ્વારકા નગરી દેવતાઓએ નિર્માણ કરેલી હોવાથી ઈંદ્રપુરી જેવી રમણીય બની. તેની સમીપે પૂર્વમાં રૈવતગિરિ, દક્ષિણમાં માલ્ય-વાન્ શૈલ, પશ્ચિમમાં સૌમનસ પર્વત અને ઉત્તરમાં ગંધમાદન ગિરિ હતો.

પૂર્વોક્ત પ્રકારે દ્વારકાની રચના કરીને પ્રાતઃકાળે કુબેરે આવી કૃષ્ણને બે પીતાંબર, નક્ષત્રમાળા, હાર, મુકુટ, કૌસ્તુભ નામે મહામણિ, શાર્ઙ્ગ ધનુષ, અક્ષય બાણવાળાં ભાથાં, નંદક નામે ખડ્ગ, કૌમોદકી ગદા અને ગરૂડધ્વજ રથ એટલાં વાનાં આપ્યાં. રામને વન-માળા, મુસળ, બે નીલ વસ્ત્ર, તાળધ્વજ રથ, અક્ષય ભાથાં, ધનુષ્ય અને હળ આપ્યાં, અને દશે દશાર્હોને રત્નનાં આભરણો આપ્યાં; કારણ કે તેઓ રામ કૃષ્ણને પૂજ્ય હતાં. પછી સર્વ યાદવોએ કૃષ્ણને શત્રુસંહારક જાણી હર્ષથી પશ્ચિમ સમુદ્રના તીર ઉપર તેનો અભિષેક કર્યો; ત્યાર બાદ રામ **સિદ્ધાર્થ** નામના સારથિવાળા અને કૃષ્ણ **દારૂક** નામના

સારથિવાળા રથમાં બેસી દ્વારકામાં પ્રવેશ કરવાને તૈયાર થયા, અને ગ્રહ નક્ષત્રોથી પરવરેલા સૂર્ય ચંદ્રની જેમ અનેક રથોમાં બેઠેલા યાદવોથી પરવર્યા સતા તેમણે જયજયના નાદ સાથે દ્વારકામાં પ્રવેશ કર્યો. કૃષ્ણની આજ્ઞાથી કુબેરે બતાવેલા મહેલોમાં દશાર્હો, રામ કૃષ્ણ, બીજા યાદવો અને તેમનો પરિવાર આવીને રહ્યો. કુબેરે સાડા ત્રણ દિવસ સુધી સુવર્ણ, રત્ન, ધન, વિચિત્ર વસ્ત્રો અને ધાન્યોની વૃષ્ટિ કરીને તે અભિનવ નગરીને પૂરી દીધી.

|| इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि रामकृष्णारिष्टनेमिजन्मकंसवधद्वारिकानिवेशकीर्तनो नाम पंचमः सर्गः ||

## સર્ગ ૬ ઠ્ઠો.

## રૂક્મિણી વિગેરે સ્ત્રીઓનો વિવાહ, પાંડવ દ્રૌપદીનો સ્વયંવર અને પ્રદ્યુમ્નનું ચરિત્ર.

હવે દ્વારકામાં કૃષ્ણ વાસુદેવ રામ સહિત દશાર્હોને અનુસરતા અને યાદવોના પરિવારથી પરવરેલા સુખે ક્રીડા કરતા સતા રહેવા લાગ્યા, અને દશાર્હોને તેમજ રામ કૃષ્ણને હર્ષ આપતા અરિષ્ટનેમિ ભગવાન્ પણ અનુક્રમે વધવા લાગ્યા. અરિષ્ટનેમિ કરતાં સર્વે બંધુઓ મોટા હતા, પણ અરિષ્ટનેમિની સાથે તેઓ નાના થઇને ક્રીડાગિરિ ઉપર તથા ક્રીડોદ્યાન વિગેરે ભૂમિમાં ક્રીડા કરવા લાગ્યા. પ્રભુ દશ ધનુષ ઉંચી કાયાવાળા થઈ યૌવન વયને પ્રાપ્ત થયા, પરંતુ જન્મથીજ કામને જીતનાર હોવાથી તદ્દન અવિકારી મનવાળા હતા. માતાપિતા અને રામ કૃષ્ણાદિ ભ્રાતાઓ હમેશાં કન્યા પરણવાને માટે તેમની પ્રાર્થના કરતા, પણ પ્રભુ તે માનતા નહોતા. રામ કૃષ્ણ પરાક્રમથી ઘણા રાજાઓને વશ કરતા હતા અને શક્ર તથા ઈશાનેંદ્રની જેમ બંને બંધુઓ પ્રજાને પાળતા હતા.

એક વખતે નારદજી ફરતા ફરતા કૃષ્ણના મંદિરમાં આવ્યા. રામ કૃષ્ણે વિધિથી તેમની પૂજા કરી, પછી તે અંતઃપુરમાં ગયા. ત્યાં સત્યભામા દર્પણ જોતી હતી, તેથી તેમાં વ્યગ્ર થયેલી તેણે આસન વિગેરે આપીને નારદની પૂજા કરી નહીં, તેથી નારદ ક્રોધ પામીને ત્યાંથી ચાલ્યા ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે 'કૃષ્ણના અંતઃપુરની બધી સ્ત્રીઓ સદા મારી પૂજા કરે છે, પણ આ સત્યભામા પતિના પ્રેમને લીધે રૂપ યૌવનથી ગર્વિત થયેલ છે, તેથી દૂરથી મને જોઇને ઉભી તો થઇ નહીં, પણ મારી સામી દૃષ્ટિ પણ કરી નહી, માટે એ સત્યભામાને કોઈ તેનાથી અતિરૂપવાળી સપત્ની (શોક્ય)ના સંકટમાં પાડી દઉં.' એવુ વિચારતા નારદ કુંડિનપુર નગરે આવ્યા.

કુંડિનપુરમાં **ભીષ્મક** નામે રાજા હતો, તેને **યશોમતી** નામે રાણી હતી. તેમને **રૂક્મી** નામે પુત્ર હતો તથા **રૂક્મિણી** નામે બહુ સ્વરૂપવાન્ પુત્રી હતી. નારદ ત્યાં ગયા એટલે

રૂક્મિણીએ તેમને નમસ્કાર કર્યો. નારદે કહ્યું કે 'અર્ધ ભરતક્ષેત્રના પતિ કૃષ્ણ તારા પતિ થાઓ.' રૂક્મિણીએ પૂછ્યું કે 'તે કૃષ્ણ કોણ છે?' પછી નારદે કૃષ્ણના રૂપ, સૌભાગ્ય અને શૌર્ય વિગેરે અદ્વૈત ગુણો કહી સંભળાવ્યા. તે સાંભળી રૂક્મિણી કૃષ્ણ ઉપર અનુરાગી થઈ, અને કામપીડિત થઈ સતી કૃષ્ણનેજ ઝંખવા લાગી. પછી રૂક્મિણીનું રૂપ ચિત્રપટમાં આળેખીને નારદ દ્વારકામાં આવ્યા, અને દૃષ્ટિને અમૃતાંજન જેવું તે રૂપ કૃષ્ણને બતાવ્યું. તે જોઇ કૃષ્ણે પૃછ્યું કે–'ભગવન્! આ કઈ દેવીનું રૂપ તમે પટમાં આળેખ્યુ છે?' નારદ હસીને બોલ્યા–'હરિ! આ દેવી નથી, પણ માનુષી સ્ત્રી છે, અને કુંડનપતિ રૂક્મી રાજાની રૂક્મિણી નામે બહેન છે.' તેનું રૂપ જોઇને વિસ્મય પામેલા કૃષ્ણે તત્કાળ રૂક્મીની પાસે એક દૂત મોકલી પ્રિય વચને તેની માગણી કરી. તે માગણી સાંભળી રૂક્મીએ હસીને કહ્યુ, 'અહો! કૃષ્ણ હીણકુળવાળો ગોપ થઈ મારી બહેનની માગણી કરે છે? તે કેવો મૂઢ છે? અને તેનો આ કેવો નિષ્ફળ મનોરથ? આ મારી બહેનને તો હું મૈથુનિક **શિશુપાલ** રાજાને આપીશ કે જેથી ચંદ્ર અને રોહિણીની જેમ તેમનો ઘટતો યોગ થશે.' આ પ્રમાણે ઉત્તર સાંભળી તે દૂતે રૂક્મીની કઠોર અક્ષરવાળી વાણી દ્વારકામાં આવીને કૃષ્ણને જણાવી.

અહીં કુંડિનપુરમાં આ ખબર સાંભળી રૂક્મિણીની ફુઇ જે તેની ધાત્રી હતી, તેણીએ એકાંતમાં લઇ જઇને રૂક્મિણીને પ્રેમપવિત્ર વાણીએ કહ્યુ કે "હે રાજકુમારી! જ્યારે તમે બાળક હતાં તે વખતે એકવાર મારા ઉત્સંગમાં બેઠાં હતાં, તેવામાં તમને જોઇ **અતિમુક્તક** નામના મુનિએ કહ્યુ હતું કે 'આ પુત્રી કૃષ્ણની પટ્ટરાણી થશે.' તે વખતે મેં તેમને પૂછ્યું હતું કે 'તે કૃષ્ણને શી રીતે ઓળખવા?' એટલે તેમણે કહ્યું હતું કે 'જે પશ્ચિમ સાગરને કીનારે દ્વારકા વસાવીને રહે તે કૃષ્ણ છે એમ જાણી લેવું.' આ પ્રમાણે છતાં આજે તે કૃષ્ણે દૂત દ્વારા તમારી માગણી કરી તોપણ તમારા ભાઈ રૂક્મીએ તેની માગણી સ્વીકારી નહીં અને દમઘોષ રાજાના પુત્ર શિશુપાલ વેરે તમને આપવાનો નિર્ધાર કર્યો. રૂક્મિણી બોલી–"હે માતા! શું મુનિઓનાં વચન નિષ્ફળ થાય? પ્રાતઃકાળના મેઘનો શબ્દ (ગર્જારવ) શું કદિ નિષ્ફળ થયો છે?" આ પ્રમાણેનાં વચનોથી રૂક્મિણીનો અભિલાષ કૃષ્ણને પરણવાનો જાણી તે ફુઇએ એક ગુપ્ત દૂત મોકલી કૃષ્ણને આ પ્રમાણે જણાવ્યું કે–'માઘ માસની શુક્લ અષ્ટમીએ નાગપૂજાના મિષથી હું રૂક્મિણીને લઇને નગર બહારની વાડીમાં આવીશ. હે માનદ! જો તમારે રૂક્મિણીનું પ્રયોજન હોય તો તે સમયે ત્યાં આવી પહોંચવું, નહીં તો પછી તેને શિશુપાલ પરણી જશે.'

અહીં રૂક્મીએ પોતાની બહેન રૂક્મિણીને પરણવાને માટે શિશુપાલને બોલાવ્યો, એટલે તે મોટી સેના લઇને કુંડિનપુર આવ્યો રૂક્મિણીને વરવા માટે તૈયાર થઇને આવેલા શિશુપાલને જાણીને કલહપ્રિય નારદે તે ખબર કૃષ્ણને આપ્યા, એટલે કૃષ્ણ પણ પોતાના સ્વજનથી અલક્ષિતપણે[1] રામની સાથે જૂદા જૂદા રથમાં બેસી કુંડિનપુર આવ્યા. તે વખતે પોતાની ફુઈ અને સખીઓથી પરવરેલી રૂક્મિણી નાગપૂજાનું

૧ જાણ્યા સિવાય–છાના.

મિષ કરીને ઉદ્યાનભૂમિમાં આવી. ત્યાં કૃષ્ણ રથમાંથી ઉતર્યા અને પ્રથમથી પોતાને ઓળખાવી રૂક્મિણીની ફુઇને નમસ્કાર કરી રૂક્મિણી પ્રત્યે બોલ્યા, 'માલતીના પુષ્પની સુગંધથી ભ્રમર આવે તેમ તારા ગુણથી આકર્ષાઇને હું કૃષ્ણ તારી પાસે દૂરથી આવ્યો છૂ, માટે આ મારા રથમાં બેસી જા.' પછી તેના ભાવને જાણનારી ફુઇએ આજ્ઞા આપી એટલે રૂક્મિણી તરતજ કૃષ્ણના રથમાં હૃદયની જેમ આરૂઢ થઈ. જ્યારે કૃષ્ણ થોડે દૂર ગયા ત્યારે પોતાનો દોષ ટાંકવાને માટે તે ફુઇએ અને દાસીઓએ મળીને મોટો પોકાર કર્યો કે–'અરે રૂક્મિ! અરે રૂક્મિ! આ તમારી બહેન રૂક્મિણીને ચોરની જેમ રામ સહિત કૃષ્ણ બળાત્કારે હરી જાય છે.'

દૂર ગયા પછી રામ કૃષ્ણે પાંચજન્ય અને સુઘોષ નામના શંખ ફુંક્યા, તેથી સમુદ્રની જેમ બધુ કુંડિનપુર ક્ષોભ પામી ગયુ. પછી મહા પરાક્રમી અને મહા બળવાન્ રૂક્મી અને શિશુપાલ મોટી સેના લઈ રામ કૃષ્ણની પછવાડે ચાલ્યા. તેમને પછવાડે આવતા જોઈ ઉત્સંગમાં બેઠેલી રૂક્મિણી ભય પામી કૃષ્ણ પ્રત્યે બોલી–'હે નાથ! આ મારો ભાઈ રૂક્મી અને શિશુપાલ ઘણા ક્રૂર અને ઘણા પરાક્રમી છે, વળી તેના પક્ષના બીજા પણ ઘણા વીરો તૈયાર થઇને તેની સાથે આવે છે, અહીં તમે બંને ભાઈ તો એકલા છો, તેથી મને ભય લાગે છે કે આપણી શી ગતિ થશે?' હરિએ તેનાં આવાં ભયભરેલાં વચનો સાંભળી હાસ્ય કરીને કહ્યુ, 'પ્રિયે! ભય પામીશ નહીં, કેમકે તું ક્ષત્રિયાણી છો. આ બિચારા રૂક્મી વિગેરે મારી પાસે કોણ માત્ર છે? હે સુભ્રુ! તું મારૂ અદ્ભુત બળ જો.' આ પ્રમાણે કહી તેને પ્રતીતિ થવા માટે કૃષ્ણે અર્ધચંદ્ર બાણવડે કમળનાળની પંક્તિની જેમ તાલવૃક્ષની શ્રેણીને એક ઘાએ છેદી નાખી, અને અંગુઠાને આંગળીની વચ્ચે રાખીને પોતાની મુદ્રિકાનો હીરો મસૂરના દાણાની જેમ ચૂર્ણ કરી નાખ્યો. પતિના આવા બળથી રૂક્મિણી હર્ષ પામી અને પ્રભાતકાળના સૂર્યવડે પદ્મિનીની જેમ તેનું મુખ પ્રફુલ્લિત થઈ ગયું. પછી કૃષ્ણે રામને કહ્યુ, 'આ વધૂને લઇને તમે ચાલ્યા જાઓ, હું એકલો આપણી પછવાડે આવતા રૂક્મી વિગેરેને મારી નાખીશ.' રામે કહ્યુ, 'તમે જાઓ, હું એકલો આ સર્વને મારી નાખીશ.' બંનેનાં આવાં વચન સાંભળી રૂક્મિણી ભય પામીને બોલી–'હે નાથ! મારા સહોદર રૂક્મીને તો બચાવજો.' રામે કૃષ્ણની સંમતિથી રૂક્મિણીનું તે વચન સ્વીકાર્યું, અને પોતે એકલા યુદ્ધ કરવાને ત્યાં ઉભા રહ્યા. કૃષ્ણ દ્વારકા તરફ ચાલ્યા ગયા.

અનુક્રમે શત્રુઓનું સૈન્ય નજીક આવ્યુ, એટલે રામ મુસળ ઉગામી સમુદ્રને મંથાચલની જેમ રણમાં તે સૈન્યનું મંથન કરવા લાગ્યા. વજ્રવડે પર્વતોની જેમ રામના હળથી હાથીઓ ભૂમિ પર પડ્યા અને મુસળથી ઘડાના ઠીકરાની જેમ રથો ચૂર્ણ થઈ ગયા. છેવટે શિશુપાલ સહિત રૂક્મીની સેના પલાયન કરી ગઇ, પણ વીરમાની રૂક્મી એકલો ઉભો રહ્યો. તેણે રામને કહ્યુ–'અરે ગોપાળ! મેં તને જોયો છે, મારી આગળ ઉભો રહે, ઉભો રહે, હું તારા ગોપયના પાનથી થયેલા મદને ઉતારી નાખીશ.' તેનાં

આવાં અભિમાનનાં વચન છતાં તેને બચાવવાનું પોતે કૃષ્ણની આગળ કબુલ કરેલું હોવાથી તે વચન સંભારીને રામે મુસળને છોડી દીધું, અને બાણોથી તેનો રથ ભાંગી નાખ્યો, કવચ છેદી નાખ્યું અને ઘોડાને હણી નાખ્યા. પછી જ્યારે રૂક્મી વધકોટીમાં આવ્યો ત્યારે રામે ક્ષુરપ્ર બાણથી તેના મુખ પરના કેશનું લુંચન કરી નાખી હસતાં હસતાં કહ્યું કે 'અરે મૂર્ખ! મારી ભ્રાતૃવધૂનો તું ભાઈ થાય છે, તેથી મારે અવધ્ય છો, માટે ચાલ્યો જા. મારા પ્રસાદથી તું મુંડ થયા છતાં પણ તારી પત્નીઓ સાથે વિલાસ કર.' આવાં રામનાં વચનથી લજ્જા પામીને રૂક્મી કુંડિનપુરમાં ગયો નહીં, પણ ત્યાંજ **ભોજકટ** નામે નગર વસાવીને રહ્યો.

અહીં કૃષ્ણ રૂક્મિણીને લઇને દ્વારકા પાસે આવ્યા. દ્વારકામાં પ્રવેશ કરતાં કૃષ્ણે રૂક્મિણીને કહ્યુ, 'હે દેવિ! જુઓ, આ મારી રત્નમયી દ્વારકાનગરી દેવતાએ રચેલી છે. હે સુભ્રુ! આ નગરીનાં દેવવૃક્ષમય ઉદ્યાનોને વિષે દેવીની જેમ અવિચ્છિન્ન સુખથી તમે મારી સાથે ક્રીડા કરશો.' રૂક્મિણી બોલી, 'હે સ્વામિન્! તમારી બીજી પત્નીઓ તેમના પિતાઓએ મોટા પરિવાર તથા સમૃદ્ધિ સાથે તમને આપેલી છે, અને મને તો તમે એકલી કેદીની જેમ લઈ આવ્યા છો, તો હું મારી સપત્નીઓની આગળ હાસ્યપાત્ર થાઉં નહીં તેમ કરો.' આવાં તેનાં વચન સાંભળી 'તને હું સર્વથી અધિક કરીશ' એમ કહી કૃષ્ણે રૂક્મિણીને સત્યભામાના મહેલની પાસેના એક મહેલમાં ઉતારી. ત્યાં તેને ગાંધર્વ વિવાહથી પરણીને કૃષ્ણ તેની સાથે સ્વચ્છંદે ક્રીડા કરવા લાગ્યા.

કૃષ્ણે રૂક્મિણીના ઘરમાં બીજા કોઇનો પ્રવેશ અટકાવ્યો હતો, તેથી એક વખતે સત્યભામાએ કૃષ્ણને આગ્રહથી કહ્યું કે 'તમારી પ્રિયાને તો બતાવો.' કૃષ્ણે લીલોદ્યાનમાં શ્રીદેવીના ગૃહમાંથી સ્વજનોથી છાની રાતે તેની પ્રતિમા ઉપડાવી લીધી અને નિપુણ ચિત્રકારો પાસે શ્રીદેવીની પ્રતિમા ચીતરાવી. પછી કૃષ્ણે ત્યાં આવી શ્રીદેવીના સ્થાનમાં રૂક્મિણીને સ્થાપિત કરી અને શિખવ્યુ કે 'અહીં મારી બધી દેવીઓ આવે, ત્યારે તું નિશ્ચળ રહેજે.' પછી કૃષ્ણ સ્વસ્થાને ગયા, એટલે સત્યભામાએ પૂછ્યું કે 'નાથ! તમે તમારી વલ્લભાને કયા સ્થાનમાં રાખ્યાં છે?' કૃષ્ણે કહ્યુ, 'શ્રીદેવીના ગૃહમાં રાખેલાં છે.' પછી સત્યભામા બીજી સપત્નીઓને સાથે લઇને શ્રીદેવીના મંદિરમાં આવી. ત્યાં રૂક્મિણીને શ્રીદેવીના સ્થાનમાં જોઇ તેનો ભેદ જાણ્યા સિવાય શ્રીદેવીજ છે એમ જાણીને સત્યભામા બોલી—'અહો! આ શ્રીદેવીનું કેવુ રૂપ છે! અહો! આના બનાવનારા કારીગરોનું કેવું કૌશલ્ય છે?' આ પ્રમાણે કહી તેણીએ તેને પ્રણામ કર્યો. પછી કહ્યુ 'હે શ્રીદેવિ! તમે પ્રસન્ન થઇને એવુ કરો કે જેથી હું હરિની નવી પત્ની રૂક્મિણીને મારી રૂપલક્ષ્મીથી જીતી લઉં. આ કાર્ય સિદ્ધ થવાથી હું તમારી મહાપૂજા કરીશ.' એમ કહી તે કૃષ્ણની પાસે આવી અને પૂછ્યું કે 'તમારી પત્ની ક્યાં છે? શ્રીદેવીના ગૃહમાં તો નથી.' પછી કૃષ્ણ સત્યભામા અને બીજી પત્નીઓ સાથે શ્રીદેવીના મંદિરમાં આવ્યા, એટલે રૂક્મિણી અંદરથી બહાર આવ્યાં અને કૃષ્ણને પૂછ્યું કે 'હું કોને નમું?' કૃષ્ણે સત્યભામાને બતાવી;

એટલે સત્યભામા બોલી ઉઠી 'આ દેવી મને શી રીતે નમશે? કારણ કે હુંજ અજ્ઞાનથી તેને નમી છું.' હરિએ હાસ્ય કરીને કહ્યું, 'તમે તમારી બહેનને નમ્યા તેમાં શો દોષ છે?' તે સાંભળી સત્યભામા વિલખી થઇને ઘેર ગઇ અને રૂક્મિણી પણ પોતાને મંદિરે આવી. કૃષ્ણે રૂક્મિણીને મોટી સમૃદ્ધિ આપી અને તેની સાથે પ્રેમામૃતમાં મગ્ન થઇને રમવા લાગ્યા.

એક વખતે નારદ ફરતા ફરતા ત્યાં આવી ચઢ્યા. કૃષ્ણે તેમની પૂજા કરી અને પૂછ્યું કે 'હે નારદ! તમે કૌતુક માટેજ ભમો છો, તો કાંઇ પણ આશ્ચર્ય કોઈ સ્થાનકે જોવામાં આવ્યું છે?' નારદ બોલ્યા 'હમણાંજ એક આશ્ચર્ય જોયું છે તે સાંભળો'—'વૈતાઢ્યગિરિ ઉપર **જાંબવાન્** નામે એક ખેચરેંદ્ર છે, તેને **શિવચંદ્રા** નામે પ્રિયા છે. તેમને **વિશ્વક્સેન** નામે એક પુત્ર અને **જાંબવતી** નામે કન્યા છે, પણ ત્રણ જગતમાં તેના જેવી કોઇ સ્વરૂપવાન્ કન્યા નથી. તે બાળા નિત્ય ક્રીડા કરવાને માટે હંસીની જેમ ગંગા નદીમાં જાય છે. તે આશ્ચર્યભૂત કન્યાને જોઇને હું તમને કહેવા માટેજ આવ્યો છું.' તે સાંભળી કૃષ્ણ તરતજ બળવાઙન સહિત ગંગાકીનારે ગયા. ત્યાં સખીઓથી પરવરેલી અને ક્રીડા કરતી જાંબવતી તેમના જોવામાં આવી. 'જેવી નારદે કહી હતી તેવીજ આ છે' એમ બોલતાં હરિએ તેનું હરણ કર્યું, એટલે તત્કાળ મોટો કોળાહળ થઇ રહ્યો. તે સાંભળી તેનો પિતા જાંબવાન્ ક્રોધ કરતો ખડ્ગ લઇને ત્યાં આવ્યો. તેને અનાવૃષ્ણિએ જીતી લીધો અને કૃષ્ણની પાસે લાવીને મૂક્યો. જાંબવાને પોતાની પુત્રી જાંબવતી કૃષ્ણને આપી અને પોતે અપમાન થવાથી વૈરાગ્ય પામીને દીક્ષા ગ્રહણ કરી. જાંબવાનના પુત્ર વિશ્વક્સેનની સાથે જાંબવતીને લઇ કૃષ્ણ દ્વારકામાં આવ્યા. ત્યાં કૃષ્ણે રૂક્મિણીના મહેલની પાસે જાંબવતીને પણ મહેલ આપ્યો, અને તેને યોગ્ય બીજુ પણ આપ્યું. તેને રૂક્મિણીની સાથે સખીપણું થયું.

એક વખતે સિંહલપતિ **શ્લક્ષ્ણરોમા**ની પાસે જઇને પાછા ફરેલા દૂતે કૃષ્ણ પાસે આવીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે 'હે સ્વામિન્! શ્લક્ષ્ણરોમા રાજા તમારો હુકમ માનતો નથી. તેને **લક્ષ્મણા** નામે એક કન્યા છે, તે લક્ષણોથી તમારેજ લાયક છે. તે **દ્રુમસેન** સેનાપતિના રક્ષણ નીચે હમણાં સમુદ્રમાં સ્નાન કરવાને આવી છે. ત્યાં સાત દિવસ સુધી રહીને તે સ્નાન કરશે.' આ પ્રમાણે સાંભળી કૃષ્ણ રામની સાથે ત્યાં ગયા, અને તે સેનાપતિને મારીને લક્ષ્મણાને લઇ આવ્યા. પછી લક્ષ્મણાને પરણી જાંબવતીના મહેલ પાસેજ તેને એક રત્નમય મંદિર રહેવા આપ્યું અને બીજો પરિવાર આપ્યો.

આયુરખરી નામની નગરીમાં સૌરાષ્ટ્ર દેશનો રાજા **રાષ્ટ્રવર્ધન** રાજ્ય કરતો હતો. તેને **વિજયા** નામે રાણી હતી તેમને **નમુચિ** નામે એક મહાબળવાન્ યુવરાજ પુત્ર હતો, અને **સુસીમા** નામે રૂપસંપત્તિની સીમારૂપ પુત્રી હતી. નમુચિએ અસ્ત્રવિદ્યા સિદ્ધ કરી હતી તેથી તે કૃષ્ણની આજ્ઞા માનતો નહોતો. એક વખતે તે સુસીમા સાથે પ્રભાસ તીર્થમાં સ્નાન કરવાને ગયો. ત્યાં છાવણી નાખીને પડેલા નમુચિને જાણીને કૃષ્ણ રામની સાથે ત્યાં ગયા; અને તેને સેના સહિત મારી સુસીમાને લઇ આવ્યા. પછી તેને વિધિથી પરણી લક્ષ્મણાના મંદિર પાસે મંદિર આપીને તેમાં રાખી અને તેને મોટી સામગ્રી

આપી. રાજા શત્રૂવર્ધને સુસીમાને માટે દાસીઓ વિગેરે પરિવાર અને કૃષ્ણને માટે હાથી વિગેરે વિવાહનો દાયજો મોકલ્યો. પછી મરૂ દેશના **વીતભય** રાજાની ગૌરી નામની કન્યાને કૃષ્ણ પરણ્યા, અને તેને સુસીમાના મંદિર પાસે એક મંદિરમાં રાખી. એક વખતે **હિરણ્યનાભ** રાજાની પુત્રી પદ્માવતીના સ્વયંવરમાં કૃષ્ણ રામને લઇને અરિષ્ટપુરે ગયા. ત્યાં રોહિણી[1]ના સહોદર હિરણ્યનાભે પોતાના ભાણેજ જાણીને બંનેની વિધિ સહિત હર્ષથી પૂજા કરી. તે હિરણ્યનાભ રાજાને **રૈવત** નામે એક જ્યેષ્ઠ બંધુ હતો. તે નમિ ભગવાનના તીર્થમાં પોતાના પિતા સાથે દીક્ષા લઇને ચાલી નીકળ્યો હતો. તેને રેવતી, રામા, સીતા અને બંધુમતી નામે પુત્રીઓ હતી, તે પૂર્વે રોહિણીના પુત્ર રામને આપી હતી. પછી સર્વ રાજાઓના જોતાં છતાં કૃષ્ણે પદ્માવતીનું હરણ કર્યું અને સ્વયંવરમાં આવેલા રાજાઓમાંથી જે યુદ્ધ કરવા આવ્યા, તેમને જીતી લીધા. પછી રામ કૃષ્ણ પોતપોતાની સ્ત્રીઓ લઇને દ્વારકામાં આવ્યા. ત્યાં કૃષ્ણે ગૌરીના મંદિર પાસે એક નવીન ગૃહમાં પદ્માવતીને રાખી.

ગાંધાર દેશમાં પુષ્કલાવતી નગરીને વિષે નગ્નજિત્ રાજાનો પુત્ર **ચારૂદત્ત** નામે રાજા હતો; તેને **ગાંધારી** નામે સુંદર બહેન હતી. તે લાવણ્યસંપત્તિથી ખેચરીઓને પણ હરાવતી હતી. ચારૂદત્તનો પિતા નગ્નજિત્ મૃત્યુ પામ્યા પછી તેના ભાગીદારોએ ચારૂદત્તને જીતી લીધો, એટલે તેણે દૂત મોકલીને શરણ કરવા યોગ્ય કૃષ્ણનું શરણ લીધું. કૃષ્ણે ગાંધાર દેશમાં આવી તેના ભાગીદારોને મારી નાખ્યા, અને ચારૂદત્તને રાજ્યે સ્થાપન કર્યો, એટલે ચારૂદતે પોતાની બહેન ગાંધારી કૃષ્ણની વેરે પરણાવી. કૃષ્ણ તેને દ્વારકામાં લાવ્યા, અને પદ્માવતીના મંદિરની પાસે તેને એક પ્રાસાદ આપ્યો. આ પ્રમાણે કૃષ્ણને આઠ પટ્ટરાણીઓ થઈ, તેઓ અનુક્રમે પૃથક્ પૃથક્ મહેલોમાં રહેવા લાગી.

એક વખતે રૂક્મિણીના મંદિરમાં અતિમુક્ત મુનિ આવ્યા. તેમને જોઇ સત્યભામા પણ ઉતાવળે ત્યાં આવ્યાં. રૂક્મિણીએ મુનિને પૂછ્યું કે 'મારે પુત્ર થશે કે નહી?' મુનિએ કહ્યું, 'તારે કૃષ્ણ જેવો પુત્ર થશે.' આ પ્રમાણે કહીને મુનિ ગયા પછી મુનિનું આ વચન પોતાને માટે છે એમ સત્યભામા માનવા લાગી અને તેણીએ રૂક્મિણીને કહ્યું કે 'મારે કૃષ્ણ જેવો પુત્ર થશે.' રૂક્મિણી બોલી, 'મુનિનું વચન કાંઇ છળ કરવાથી ફળતું નથી, માટે તેવો પુત્ર તો મારે થશે. એમ પરસ્પર વાદ કરતી તે બંને કૃષ્ણની પાસે આવી. એ સમયે સત્યભામાનો ભાઈ **દુર્યોધન** ત્યાં આવી ચઢ્યો, તેને સત્યભામાએ કહ્યું કે 'મારો પુત્ર તારો જમાતા થશે.' રૂક્મિણીએ પણ તે પ્રમાણે તેને કહ્યું; એટલે તેણે કહ્યું કે 'તમારામાંથી જેને પુત્ર થશે તેને હું મારી પુત્રી આપીશ.' સત્યભામા બોલી—"જેનો પુત્ર પ્રથમ પરણે, તેના વિવાહમાં બીજીએ પોતાના કેશ આપવા;" આ વિષે રામ, કૃષ્ણ અને આ દુર્યોધન સાક્ષી અને જામીન છે. આ પ્રમાણે કબુલ કરીને તે બંને પોતપોતાને સ્થાનકે ગઈ.

એક વખતે રૂક્મિણીએ સ્વપ્નમાં જોયું કે "જાણે પોતે એક શ્વેત વૃષભ ઉપર

---

[1] બળભદ્રની માતા.

રહેલા વિમાનમાં બેઠેલી છે, તે જોઈ તરત જાગ્રત થઈ. તે વખતે એક મહર્દ્ધિક દેવ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવી રૂક્મિણીના ઉદરમાં અવતર્યો પ્રાતઃકાળે ઉઠી રૂક્મિણીએ તે સ્વપ્નની વાત કૃષ્ણને કહી એટલે "તમારે વિશ્વમાં અદ્વિતીય વીર એવો પુત્ર થશે" એમ કૃષ્ણે કહ્યું. આ સ્વપ્નની વાર્તા સત્યભામાની એક દાસીએ સાંભળી, એટલે તેણે શ્રવણમાં દુઃખદાયક તે વાર્તા સત્યભામાને કહી. તત્કાળ તેણે પણ એક સ્વપ્નની કલ્પના કરી કૃષ્ણ પાસે જઇને કહ્યું કે "આજે મેં સ્વપ્નમાં ઐરાવત હસ્તી જેવો હાથી જોયો છે." કૃષ્ણે તેની ઈંગિત ચેષ્ટા ઉપરથી 'આ વાર્તા ખોટી છે' એવું ધારી લીધુ, પણ તેને કોપાવવી નહીં એમ વિચાર કરી કહ્યું કે 'તારે પણ શુભ પુત્ર થશે.' દૈવયોગે સત્યભામાને ગર્ભ રહ્યો, તેથી તેનું ઉદર વૃદ્ધિ પામ્યું. રૂક્મિણીના ઉદરમાં ઉત્તમ ગર્ભ હતો, તેથી તેનું ઉદર જેવું હતું તેવુંજ રહ્યું. ગૂઢ રીતે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો, તેથી એક દિવસ સત્યભામાએ કૃષ્ણને કહ્યું કે 'આ તમારી પત્ની રૂક્મિણીએ તમને ખોટો ગર્ભ કહ્યો છે, કારણ કે અમારાં બંનેનાં ઉદર જુવો.' તે વખતે એક દાસીએ આવીને વધામણી આપી કે 'રૂક્મિણી દેવીએ સુવર્ણ જેવી કાંતિવાળા મહાત્મા પુત્રને જન્મ આપ્યો છે.' તે સાંભળી સત્યભામા વિલખી અને ક્રોધવિહ્‌વળ થઈ ગઈ ત્યાંથી ઘેર આવતાં તેણે પણ **ભાનુક** નામના પુત્રને જન્મ આપ્યો.

કૃષ્ણ પુત્રજન્મની વધામણીથી હર્ષ પામી રૂક્મિણીના મંદિરમાં ગયા, અને બહાર સિંહાસન પર બેસી પુત્રને મંગાવીને જોયો. પુત્રની કાંતિથી સર્વ દિશાઓને ઉદ્યોતવાળી થયેલી જોઇને તેનું પ્રદ્યુમ્ન એવું નામ પાડ્યું અને કૃષ્ણ તેને હુલાવવાને માટે ક્ષણવાર ત્યાં બેઠા. તે વખતે પૂર્વ ભવના વૈરથી **ધૂમકેતુ** નામે એક દેવ રૂક્મિણીનો વેષ લઈ કૃષ્ણ પાસે આવ્યો અને કૃષ્ણ પાસેથી બાળકને લઇને વૈતાઢ્યગિરિ ઉપર ચાલ્યો ગયો. ત્યાં ભૂતરમણ ઉદ્યાનમાં જઈ ટંકશિલા ઉપર બેસી વિચાર કરવા લાગ્યો કે 'આ બાળકને અહીં અફળાવીને મારી નાખું ? પણ ના, તેથી તો તે બહુ દુઃખી થશે; માટે આ શિલા ઉપર મૂકીને ચાલ્યો જાઉ કે જેથી અહીં નિરાધાર અને ક્ષુધાતુર એવો એ આક્રંદ કરતો કરતો મરી જશે.' આવો વિચાર કરી તેને ત્યાં છોડી દઇને તે ચાલ્યો ગયો. તે બાળક ચરમદેહી[1] હતો અને નિરૂપક્રમ જીવિત[2] વાળો હતો, તેથી શિલા પરથી ઘણાં પાંદડાંવાળા પ્રદેશમાં તે નિરાબાધપણે પડી ગયો. પ્રાતઃકાળે **કાળસંવર** નામે કોઈ ખેચર વિમાનમાં બેસીને અગ્નિજ્વાલ નગરથી પોતાને નગરે જતો હતો, તેનુ વિમાન ત્યાં સ્ખલિત થઈ ગયું. ખેચરપતિએ વિમાન સ્ખલિત થવાનો હેતુ વિચારતાં નીચે જોયું તો ત્યાં તે તેજસ્વી બાળકને અવલોક્યો, એટલે મારા વિમાનને સ્ખલિત કરનાર આ કોઈ મહાત્મા બાળક છે, એવું જાણી તેને લઇને તેણે પોતાની **કનકમાળા** નામની રાણીને પુત્ર તરીકે અર્પણ કર્યો પછી તેણે પોતાના મેઘકૂટ નગરમાં જઇને એવી વાર્તા

૧ ચરમદેહી–છેલ્લા શરીરવાળો, તેજ ભવમા મોક્ષે જનાર.
૨ કોઇપણ પ્રકારનો ઉપક્રમ–ઉપઘાત ન લાગે એવુ જીવિત—આયુષ્ય

ફેલાવી કે 'મારી પત્ની ગૂઢગર્ભા હતી, તેણે હમણાં એક પુત્રને જન્મ આપ્યો છે.' પછી તે કાળસંવર ખેચરે પુત્રનો જન્મોત્સવ કર્યો, અને તેના તેજથી દિશાઓમાં પ્રદ્યોત થતો જોઇને શુભ દિવસે તેનું **પ્રદ્યુમ્ન** એવું નામ પાડયું. અહીં રૂક્મિણીએ કૃષ્ણની પાસે આવીને પૂછયું કે 'તમારો પુત્ર ક્યાં છે?' કૃષ્ણે કહ્યુ, 'તમે હમણાંજ પુત્રને લઈ ગયાં છો.' રૂક્મિણી બોલી 'અરે નાથ! શું મને છેતરવા માગો છો? હું લઈ ગઈ નથી.' ત્યારે કૃષ્ણે જાણ્યુ કે જરૂર કોઈ મને છળી ગયુ. પછી તરતજ પુત્રનો ઘણો શોધ કરાવ્યો, પણ ક્યાંઇથી પુત્રના ખબર પણ મળ્યા નહી, એટલે રૂક્મિણી મૂર્છા પામીને પડી ગઈ, થોડી વારે સંજ્ઞા પામીને તે પરિજન સાથે તાર સ્વરે રૂદન કરવા લાગી. એક સત્યભામા વગર સર્વ યાદવો, તેમની પત્નીઓ અને બધો પરિવાર દુ:ખી થઈ ગયો. 'કૃષ્ણ જેવા સમર્થ પુરૂષને હજુ પણ પુત્રનો વૃત્તાંત કેમ ન મળે?' એમ બોલતી રૂક્મિણી દુ:ખી કૃષ્ણને વધારે દુ:ખી કરવા લાગી. એ પ્રમાણે સર્વ યાદવો સહિત કૃષ્ણ ઉદ્વેગમાં રહેતા હતા, તેવામાં એકદા નારદ સભામાં આવ્યા, તેમણે 'આ શું છે?' એમ પૂછયું, એટલે કૃષ્ણ બોલ્યા 'હે નારદ! રૂક્મિણીનો તરતનો જન્મેલો બાળક મારા હાથમાંથી કોઈ હરી ગયું છે તેની શુદ્ધિ કાંઈ તમે જાણો છો?' નારદ બોલ્યા 'અહીં અતિમુક્ત મુનિ મહાજ્ઞાની હતા, તે તો હમણાંજ મોક્ષે ગયા, તેથી હવે ભારતવર્ષમાં અત્યારે કોઈ બીજા જ્ઞાની નથી; તોપણ હે હરિ! હાલમાં પૂર્વ વિદેહક્ષેત્ર સીમંધર નામે તીર્થંકર છે, તે સર્વ સંશયનો નાશ કરનારા છે, તેથી ત્યાં જઇને હું તેમને પૂછીશ.' પછી કૃષ્ણે અને બીજા યાદવોએ નારદની અનેક પ્રકારે પૂજા કરી અને આગ્રહપૂર્વક પ્રાર્થના કરી એટલે નારદ જ્યાં સીમંધર પ્રભુ હતા ત્યાં ત્વરાથી ગયા. ત્યાં પ્રભુ સમોસરણમાં બિરાજેલા હતા, તેમને પ્રણામ કરીને નારદે પૂછયું 'હે ભગવન્! કૃષ્ણ અને રૂક્મિણીનો પુત્ર હાલ ક્યાં છે?' પ્રભુ બોલ્યા 'ધૂમકેતુ નામે એક તે પુત્રનો પૂર્વ ભવનો વૈરી દેવ છે, તેણે છળ કરી કૃષ્ણની પાસેથી તે પુત્રનું હરણ કરેલુ છે. તેણે વૈતાઢ્ય ઉપર જઈ તે બાળકને શિલા ઉપર મૂક્યો હતો, પણ તે મૃત્યુ પામ્યો નથી, કારણ કે તે ચરમદેહી છે તેથી કોઇનાથી મારી શકાય તેમ નથી. પ્રાત:કાળે ત્યાંથી કાળસંવર નામે કોઈ ખેચર જતો હતો, તેણે તે બાળકને લઇને પોતાની પત્નીને પુત્ર તરીકે સોંપ્યો છે, અને હાલ તે તેને ઘેર વૃદ્ધિ પામે છે.' નારદે ફરીથી પૂછયું, 'હે ભગવન! તે ધૂમકેતુને તેની સાથે પૂર્વ જન્મનું શું વૈર હતું?' નારદના આ પ્રમાણે પૂછવાથી પ્રભુએ તેના પૂર્વ ભવનો વૃત્તાંત કહેવા માંડયો.

"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મગધ દેશને વિષે શાલિગ્રામ નામે એક મહર્દ્ધિક ગામ છે, તેમાં **મનોરમ** નામે એક ઉદ્યાન છે તે ઉદ્યાનનો અધિપતિ **સુમના** નામે એક યક્ષ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે સોમદેવને **અગ્નિલા** નામની પત્નીથી **અગ્નિભૂતિ** હતો. તે ગામમાં **સોમદેવ** અને **વાયુભૂતિ** નામે બે પુત્રો થયા. તેઓ વેદાર્થમાં ચતુર હતા. યૌવન વયને પ્રાપ્ત થયેલા તેઓ વિદ્યાથી પ્રખ્યાત થઈ વિવિધ ભોગને ભોગવતા મદોન્મત્ત થઇને રહેતા હતા. એક દિવસે તે મનોરમ ઉદ્યાનમાં **નંદિવર્દ્ધન** નામે આચાર્ય સમોસર્યા.

લોકોએ ત્યાં જઇને તેમને વંદના કરી. તે સમયે આ ગર્વિષ્ટ થયેલા અગ્નિભૂતિ અને વાયુભૂતિએ ત્યાં આવી આચાર્યને કહ્યું કે 'અરે શ્વેતાંબરી ! જો તું કાંઈ શાસ્ત્રાર્થને જાણતો હોય તો બોલ' તેમનાં આવાં વચન માત્રથી નંદિવર્ધન આચાર્યના સત્ય નામના શિષ્યે તેમને પૂછ્યું કે 'તમે ક્યાંથી આવ્યા છો ?' તેઓ બોલ્યા કે 'અમે શાલિગ્રામમાંથી આવ્યા છીએ.' સત્ય મુનિ ફરીવાર બોલ્યા—'તમે કયા ભવમાંથી આ મનુષ્યભવમાં આવ્યા છો ? એમ મારૂ પૂછવું છે, તે જો તમે જાણતા હો તો કહો.' તે સાંભળી તે બંને અજ્ઞાની લજ્જાથી અધોમુખ થઇને ઉભા રહ્યા, એટલે મુનિએ તેમનો પૂર્વ ભવ કહેવા માંડ્યો·—"અરે બ્રાહ્મણો ! તમે પૂર્વ ભવને વિષે આ ગ્રામની વનસ્થલીમાં માંસભક્ષક શિયાળ થયેલા હતા. એક કણબીએ પોતાના ક્ષેત્રમાં રાત્રે ચર્મની રજ્જુ વિગેરે મૂકી હતી, તે વૃષ્ટિથી આર્દ્ર થતાં તમે બધી ભક્ષણ કરી ગયા એ આહારથી મૃત્યુ પામીને પોતાના પૂર્વકૃત કર્મથી આ ભવમાં તમે સોમદેવ બ્રાહ્મણના બે પુત્રો થયા છો. પ્રાતઃકાળે તે ખેડુ કણબીએ સર્વ ચર્મરજ્જુને ભક્ષણ કરેલી જોઈ, પછી તે પોતાને ઘેર ગયો. અનુક્રમે મૃત્યુ પામીને તે પોતાની પુત્રવધૂના ઉદરથી પુત્ર થયો. ત્યાં તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી તેણે જાણ્યું કે 'આ મારી પુત્રવધૂ તે મારી માતા થઈ છે અને મારો પુત્ર તે મારો પિતા થયો છે, તો હવે મારે તેમને શી રીતે બોલાવવા ?' આવા વિચારથી તે કપટવડે જન્મથીજ મુંગો થઇને રહેલો છે. જો આ વૃત્તાંત વિષે તમને પ્રતીતિ ન આવતી હોય તો તે મુગા ખેડુ પાસે જઈ તેને પૂછો એટલે તે મૌન છોડી દઇને તમને સર્વ વૃત્તાંત જણાવશે." પછી લોકો તત્કાળ તે મુગા ખેડુતને ત્યાં લઈ આવ્યા. મુનિએ તેને કહ્યુ 'તારા પૂર્વ ભવનો વૃત્તાંત પ્રથમથી કહી બતાવ. આ સંસારમાં કર્મને વશે પુત્ર તે પિતા પણ થાય અને પિતા તે પુત્ર પણ થાય એવી અનાદિ સ્થિતિ છે, એમાં કાંઈ આશ્ચર્ય નથી, માટે પૂર્વ જન્મના સંબંધથી થતી લજ્જા અને મૌનપણું છોડી દે' પછી પોતાના પૂર્વ સંબંધને બરાબર કહેવાથી હર્ષ પામેલા તે ખેડુતે મુનિને નમસ્કાર કરી સર્વના સાંભળતાં પોતાના પૂર્વ જન્મનો વૃત્તાંત જેમ મુનિએ કહ્યો હતો તેમ કહી સંભળાવ્યો, તે સાંભળી ઘણા લોકોએ દીક્ષા લીધી, તે ખેડુત પ્રતિબોધ પામ્યો અને પેલા અગ્નિભૂતિ અને વાયુભૂતિ લોકોથી ઉપહાસ્ય પામતા વિલખા થઇને ઘેર ચાલ્યા ગયા પછી તે ઉન્મત્ત બ્રાહ્મણો વૈર ધારણ કરી રાત્રે ખડ્ગ લઇને તે મુનિને મારવા આવ્યા, ત્યાં પેલા સુમન યક્ષે તેમને સ્તંભિત કરી દીધા. પ્રાત કાળે લોકોએ તેવી સ્થિતિમાં તેમને દીઠા તેનાં માતા પિતા તેને સ્તંભાયેલા જોઈ આક્રંદ કરવા લાગ્યાં, તે વખતે સુમના યક્ષ પ્રત્યક્ષ થઇને કહેવા લાગ્યો કે 'આ પાપી દુર્મતિઓ મુનિને મારવા માટે રાત્રિએ ઇચ્છતા હતા, તેથી મેં તેને સ્તંભિત કર્યા છે, હવે જો તેઓ દીક્ષા ગ્રહણ કરવાનું કબુલ કરશે તો હું તેમને છોડીશ, અન્યથા છોડીશ નહી' તેઓએ કહ્યુ 'અમારાથી સાધુનો ધર્મ પળવો મુશ્કેલ છે, તેથી અમે શ્રાવકને યોગ્ય એવો ધર્મ આચરશુ.' આ પ્રમાણે તેમના કહેવાથી દેવતાએ તેમને છોડી મૂક્યા. ત્યારથી તેઓ તો જિનધર્મને યથાવિધિ પાળવા લાગ્યા, પણ તેમનાં માતાપિતાએ તો જરા પણ જૈનધર્મને અંગીકાર કર્યો નહીં.

અગ્નિભૂતિ અને વાયુભૂતિ મૃત્યુ પામી સૌધર્મકલ્પમાં છ પલ્યોપમના આયુષ્યવાળા દેવતા થયા. ત્યાંથી ચ્યવીને હસ્તિનાપુર નગરમાં **અર્હદ્દાસ** વણિકને ઘેર **પૂર્ણભદ્ર** અને **માણિભદ્ર** નામે પુત્ર થયા. પૂર્વ ભવના ક્રમથી તેઓ શ્રાવકધર્મ પાળવા લાગ્યા. એક વખતે **માહેંદ્ર** નામે એક મુનિ ત્યાં સમોસર્યા, તેમની પાસેથી ધર્મ સાંભળીને અર્હદ્દાસે દીક્ષા લીધી. પૂર્ણભદ્ર અને માણિભદ્ર તે માહેંદ્ર મુનિને વાંદવા જતા હતા, ત્યાં માર્ગમાં એક કુતરીને અને ચાંડાળને જોઇને તેમની ઉપર તેઓને સ્નેહ ઉત્પન્ન થયો, તેથી તેઓએ મહર્ષિ પાસે આવી નમીને પૂછ્યું કે 'આ ચાંડાળ અને કુતરી કોણ છે કે જેને જોવાથી અમને સ્નેહ ઉપજે છે?' મુનિ બોલ્યા "તમે પૂર્વ ભવમાં અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામે બ્રાહ્મણ હતા, તે વખતે સોમદેવ નામે તમારો પિતા અને અગ્નિલા નામે તમારી માતા હતી. તે સોમદેવ મૃત્યુ પામીને આ ભરતક્ષેત્રમાં આવેલા શંખપુરમાં **જિતશત્રુ** નામે રાજા થયો. જે સદા પરસ્ત્રીમાં આસક્ત હતો. અગ્નિલા મૃત્યુ પામીને તેજ શંખપુરમાં **સોમભૂતિ** નામના બ્રાહ્મણની **રૂક્મિણી** નામે સ્ત્રી થઈ. એક વખતે તે રૂક્મિણી પોતાના ઘરના આંગણામાં ઉભી હતી, તેવામાં તે માર્ગે નીકળેલા જિતશત્રુ રાજાના જોવામાં આવી, તત્કાળ તે રાજા કામવશ થઈ ગયો, તેથી સોમભૂતિ ઉપર કાંઇક ગુન્હો મૂકી રાજાએ તે સ્ત્રીને પોતાના અંતઃપુરમાં દાખલ કરી. તેના વિરહથી પીડિત સોમભૂતિ અગ્નિમાં મગ્ન હોય તેમ દુઃખે રહેવા લાગ્યો. રાજા જિતશત્રુ તે સ્ત્રીની સાથે એક હજાર વર્ષ સુધી ક્રીડા કરી મૃત્યુ પામીને પહેલી નરકમાં ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો નારકી થયો. ત્યાંથી નીકળીને હરિણ થયો; તે ભવમાં શીકારીએ મારી નાખતાં મરણ પામીને તે માયાકપટી એવો શ્રેષ્ઠિપુત્ર થયો, ત્યાંથી મરણ પામીને માયાના યોગથી હાથી થયો. તે ભવમાં દૈવયોગે તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી અઢાર દિવસનું અનશન પાળી મૃત્યુ પામ્યો, અને ત્રણ પલ્યોપમ આયુષ્યવાળો વૈમાનિક દેવતા થયો. ત્યાંથી ચ્યવીને તે આ ચાંડાળ થયો છે અને પેલી રૂક્મિણી અનેક ભવમાં પરિભ્રમણ કરીને આ કુતરી થઈ છે, તેથી (પૂર્વ ભવનાં તમારાં માતા પિતા હોવાથી) તેઓની ઉપર તમને સ્નેહ ઉત્પન્ન થાય છે."

આ પ્રમાણે પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળી તે પૂર્ણભદ્ર અને માણિભદ્રને જાતિસ્મરણજ્ઞાન થયું. પછી તેઓએ તે ચાંડાળને અને કુતરીને પ્રતિબોધ આપ્યો, જેથી તે ચાંડાળ એક માસનું અનશન કરી મૃત્યુ પામીને નંદીશ્વર દ્વીપમાં દેવતા થયો, અને કુતરી પ્રતિબોધ પામી અનશન કરી મૃત્યુ પામીને શંખપુરમાં **સુદર્શના** નામે રાજપુત્રી થઈ. ફરીવાર પાછા માહેંદ્ર મુનિ ત્યાં આવ્યા. ત્યારે અર્હદ્દાસના પુત્રોએ ચાંડાળ અને કુતરીની ગતિ વિષે પૂછ્યું, એટલે તેમણે તે બંનેની થયેલી સદ્ગતિનો વૃત્તાંત કહી સંભળાવ્યો. તેઓએ શંખપુર જઇ રાજપુત્રી સુદર્શનાને પ્રતિબોધ આપ્યો, જેથી તે દીક્ષા લઈ મૃત્યુ પામીને દેવલોકે ગઈ. પૂર્ણભદ્ર અને માણિભદ્ર ગૃહસ્થધર્મ પાળી મૃત્યુ પામીને સૌધર્મદેવલોકમાં ઈંદ્રના સામાનિક[1] દેવતા થયા. ત્યાંથી ચ્યવી હસ્તિનાપુરમાં **વિષ્વક્-**

[1] ઈંદ્રની સરખી ઋદ્ધિવાળા.

**સેન** રાજાના **મધુ** અને **કૈટભ** નામે બે પુત્રો થયા. પેલો નંદીશ્વર દેવ ત્યાંથી ચ્યવી ચિરકાળ ભવભ્રમણ કરી વટપુર નગરમાં **કનકપ્રભ** નામે રાજા થયો. સુદર્શના પણ દેવલોકથી ચ્યવી ઘણા ભવભ્રમણ કરી તે કનકપ્રભ રાજાની **ચંદ્રાભા** નામે પટ્ટરાણી થઈ. રાજા વિષ્વક્સેન મધુને રાજ્યપદે અને કૈટભને યુવરાજપદે સ્થાપન કરી પોતે વ્રત લઈ મૃત્યુ પામીને બ્રહ્મ દેવલોકમાં દેવતા થયા. મધુ અને કૈટભે બધી પૃથ્વી વશ કરી લીધી. તેમના દેશ ઉપર **ભીમ** નામે એક પલ્લીપતિ ઉપદ્રવ કરવા લાગ્યો; તેને મારવાને મધુ ચાલ્યો ત્યાં માર્ગમાં વટપુરના રાજા કનકપ્રભે ભોજનાદિકથી તેનો સત્કાર કર્યો. પછી સ્વામિભક્તિથી સેવકપણે વર્તતો તે રાજા ચંદ્રાભા રાણીની સાથે ભોજનને અંતે તેમની પાસે આવ્યો અને કેટલીક ભેટ ધરી. ચંદ્રાભા રાણી મધુને પ્રણામ કરીને અંતઃપુરમાં ચાલી, તે વખતે કામપીડિત મધુએ તેને બળાત્કારે પકડવાની ઇચ્છા કરી, તે વખતે મંત્રીએ તેને અટકાવ્યો એટલે મધુ રાજા આગળ ચાલ્યો પછી ભીમ પલ્લીપતિને જીતીને પાછા ફરતા તે વટપુરમાં આવ્યો રાજા કનકપ્રભે ફરીવાર તેનો સત્કાર કર્યો. જ્યારે તે ભેટ ધરવા આવ્યો ત્યારે મધુ રાજા બોલ્યો કે, તમારી બીજી ભેટ મારે જોઇતી નથી, માત્ર આ ચંદ્રાભા રાણી મને અર્પણ કરો. તેની આવી માગણીથી જ્યારે કનકપ્રભે પોતાની રાણી તેને આપી નહીં ત્યારે તે બળાત્કારે ખેંચી લઈ પોતાના નગરમાં ચાલ્યો ગયો રાણીના વિયોગથી વિધુર થયેલો કનકપ્રભ રાજા મૂર્છા ખાઈ પૃથ્વી પર પડ્યો. થોડી વારે સાવધ થઈ ઉંચે સ્વરે વિલાપ કરવા લાગ્યો અને ઉન્મત્તની પેઠે આમતેમ ભમવા લાગ્યો.

અહીં મધુ રાજા એક વખતે મંત્રીઓની સાથે ન્યાયના કાર્યમાં બેઠો હતો, તેમાં વખત ઘણો થવાથી તેનો ચુકાદો કર્યા વગર રાજા ચંદ્રાભાને મંદિરે ગયો. ચંદ્રાભાએ પૂછ્યું, 'આજે મોડા કેમ આવ્યા ?' તેણે કહ્યુ 'આજે એક વ્યભિચાર સંબંધી કેસનો ન્યાય આપવો હતો, તેમાં હું રોકાયો હતો ' ચંદ્રાભા હસીને બોલી કે–'તે વ્યભિચારી પૂજવા યોગ્ય છે.' મધુ રાજાએ કહ્યુ 'વ્યભિચારી શી રીતે પૂજવા યોગ્ય થાય ? તેઓને તો શિક્ષાજ કરવી જોઇએ.' ચંદ્રાભા બોલી 'જો તમે એવા ન્યાયવાન્ હો તો તમેજ પ્રથમ વ્યભિચારી છો, તે કેમ જાણતા નથી ?' તે સાંભળી મધુ રાજા પ્રતિબોધ પામી લજ્જા પામી ગયો એ સમયે કનકપ્રભ રાજા ચદ્રાભા રાણીના વિયોગથી ગાંડો બની ગામેગામ ભટકતો અને બાળકોથી વીંટાયલો તેજ નગરના રાજમાર્ગમાં ગાતો અને નાચતો નીકળ્યો. તેને જોઈ ચંદ્રાભા વિચાર કરવા લાગી કે–'અહો ! મારો પતિ મારા વિયોગથી આવી દશાને પ્રાપ્ત થયો, તો મારા જેવી પરવશ સ્ત્રીને ધિક્કાર છે !' આ પ્રમાણે ચિંતવી તેણે મધુને પોતાનો પતિ બતાવ્યો, એટલે તેને જોઈ પોતાના દુષ્ટ કામને માટે મધુને અતિ પશ્ચાત્તાપ થયો. તેથી તત્કાળ મધુએ **ધુંધુ** નામના પોતાના પુત્રને રાજ સોંપી કૈટભની સાથે **વિમલવાહન** મુનિની પાસે દીક્ષા લીધી. તેઓ હજારો વર્ષ સુધી ઉગ્ર તપ કરી દ્વાદશાંગના ધારણ કરનારા અને સદા સાધુઓની વૈયાવૃત્ત્ય કરનારા થયા. અંને

અનશન કરી સર્વ પાપની આલોચના કરીને તે બંને મૃત્યુ પામી મહાશુક્ર દેવલોકમાં સામાનિક દેવતા થયા. રાજા કનકપ્રભ પણ ક્ષુધાતૃષાથી પીડિત થઈ ત્રણ હજાર વર્ષ વ્યર્થ ગુમાવી મૃત્યુ પામ્યો, અને જ્યોતિષ દેવોમાં **ધૂમકેતુ** નામે દેવ થયો. અવધિજ્ઞાનથી પૂર્વનું વૈર જાણી તે મધુના જીવને શોધવા લાગ્યો, પણ મધુ તો સાતમા દેવલોકમાં મહર્દ્ધિક દેવ હોવાથી તેના જોવામાં આવ્યો નહીં. પછી તે ત્યાંથી ચ્યવી મનુષ્યભવ પામીને તાપસ થયો. તે ભવમાં બાલતપ કરી મૃત્યુ પામીને તે વૈમાનિક દેવતા થયો, તથાપિ તે ભવમાં પણ મધુને જોવાને સમર્થ થયો નહીં. પાછો ત્યાંથી ચ્યવી સંસારમાં પરિભ્રમણ કરી કર્મયોગે જ્યોતિષીમાં ફરીને ધૂમકેતુ નામે દેવતા થયો. એ વખતે મધુનો જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવી કૃષ્ણ વાસુદેવની પટ્ટરાણી રૂક્મિણીના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો. પેલો ધૂમકેતુ પૂર્વના વૈરથી તે બાળકને જન્મતાંજ હરી ગયો, અને તેને મારવાની ઇચ્છાથી તે દુષ્ટ એક ટંકશિલા ઉપર તેને મૂકીને ચાલ્યો ગયો, પણ પોતાના પ્રભાવથી તે સર્વ અંગે અક્ષત રહ્યો, અને તેને કાળસંવર વિદ્યાધર પોતાને ઘેર લઈ ગયો. સોળ વર્ષને અંતે રૂક્મિણી સાથે તેને સમાગમ થશે."

આ પ્રમાણે પ્રદ્યુમ્નના પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળીને રૂક્મિણીને પુત્રનો વિયોગ કયા કર્મથી થયો? એમ નારદે પૂછ્યું, એટલે શ્રી સીમંધર પ્રભુએ આ પ્રમાણે તેના પૂર્વ ભવનો વૃત્તાંત પણ કહ્યો:—

"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મગધ દેશને વિષે લક્ષ્મીગ્રામ નામે એક ગામમાં **સોમદેવ** નામે બ્રાહ્મણ રહેતો હતો. તેને **લક્ષ્મીવતી** નામે સ્ત્રી હતી. એક વખતે તે લક્ષ્મીવતી ઉપવનમાં ગઈ. ત્યાં મોરનું ઈંડું પડેલુ હતું, તેનો તેણે કુંકુમવાળા હાથથી સ્પર્શ કર્યો. તેના સ્પર્શથી તે ઈંડાનો વર્ણ અને ગંધ ફરી ગયો, તેથી તેની માતા મયૂરીએ તેને પોતાનું છે એમ નહીં જાણવાથી સોળ ઘડી સુધી છોડી દીધું (સેવ્યું નહીં.) ત્યાર પછી અકસ્માત્ વર્ષાદ વરસતાં તેના જળવડે ધોવાઇને તે ઈંડું પોતાના મૂળ સ્વભાવમાં આવી ગયું, તેથી તેને ઓળખીને તેની માતાએ તેને સેવ્યુ, એટલે યોગ્ય કાળે તેમાંથી મોર થયો. ફરીવાર લક્ષ્મીવતી ત્યાં આવી, તે વખતે તે મયૂરના રમણીય બચ્ચાને જોઈ તેની માતાના રૂદન કરતાં છતાં તેને પકડી લીધું, અને પોતાને ઘેર લાવીને પાંજરામાં પૂર્યું. પ્રતિદિન ખાનપાનથી તેને પ્રસન્ન કરીને તેણે તેને એવું નૃત્ય શિખવ્યુ કે જેથી તે સુંદર નૃત્ય કરવા લાગ્યું. તેની માતા મયૂરી વિરસ સ્વરે પોકારતી પોતાના પ્યારા બચ્ચાના સ્નેહથી નિયંત્રિત થઈ સતી તે પ્રદેશને છોડી શકી નહીં. પછી લોકોએ આવીને લક્ષ્મીવતીને કહ્યું, 'તમારૂં કૌતક પૂર્ણ થતુ નથી, પણ તેની માતા મયૂરી બિચારી મરી જાય છે, માટે તેના બચ્ચાને છોડી દો.' લોકોની વાણીથી એ બ્રાહ્મણીને દયા આવી, તેથી સોળ માસના તે મોરના યુવાન બચ્ચાને તેણે જ્યાં હતું ત્યાં મૂકી દીધું. આ કૃત્યથી તે બ્રાહ્મણીએ પ્રમાદવડે સોળ વર્ષનું પુત્રના વિરહનું મોટું વેદનીય કર્મ બાંધ્યું.

એક વખતે એ લક્ષ્મીવતી પોતાના વિભૂષિત રૂપને દર્પણમાં જોતી હતી, તેવામા

**સમાધિગુપ્ત** નામે એક મુનિ ભિક્ષાને માટે તેના ઘરમાં આવ્યા, એટલે તેના પતિ સોમદેવે કહ્યુ કે 'ભદ્રે! આ મુનિને ભિક્ષા આપ.' તેવામાં કોઈ પુરૂષના બોલાવવાથી સોમદેવ બહાર ચાલ્યો ગયો, એટલે તત્કાળ તે સ્ત્રીએ થૂથૂકાર કરી કઠોર અક્ષરો બોલી ને મુનિને ઘર બહાર કાઢ્યા અને સત્વર દ્વાર વાસી દીધું. મુનિજુગુપ્સાના આવા તીવ્ર પાપકર્મથી સાતમે દિવસે તે સ્ત્રીને ગલત્કુષ્ટ થયો, તેની પીડાથી વિરક્ત થઇને તે અગ્નિમાં બળી મુઈ. ત્યાંથી મૃત્યુ પામીને તેજ ગામમાં કોઈ ધોબીને ઘેર તે ગધેડી થઈ. ફરીવાર મૃત્યુ પામી, પાછી તેજ ગામમાં વિષ્ટાભુક્ ડુક્કરી થઈ. ત્યાંથી મૃત્યુ પામી કુતરી થઈ. તે ભવમાં દાવાનળથી દગ્ધ થતાં કોઈ શુભ ભાવ આવવાથી મનુષ્યનું આયુષ્ય બાંધી મૃત્યુ પામી. પછી નર્મદા નદીને કાંઠે આવેલા ભૃગુકચ્છ (ભરૂચ) નગરમાં તે **કાણા** નામની માછીમારની પુત્રી થઈ. તે અતિ દુર્ગંધી તેમજ દુર્ભગા થઈ. તેનાં માતા પિતા તેની દુર્ગંધને સહન ન કરી શકવાથી તેને નર્મદાના તીર ઉપર મૂકી આવ્યા ત્યાં યૌવનવતી થતાં તે હમેશાં નાવિકાથી લોકોને નર્મદા નદી ઉતારવા લાગી. દૈવયોગે શીત ઋતુમાં સમાધિગુપ્ત મુનિ ત્યાં આવી ચઢ્યા, અને પર્વતની જેમ નિષ્કંપપણે કાયોત્સર્ગમાં સ્થિત થયા. તેમને જોઈ 'આ મહાત્મા બધી રાત્રિ શીતને શી રીતે સહન કરી શકશે?' એમ વિચારી દયાર્દ્ર ચિત્તવાળી તેણે તૃણવડે મુનિને આચ્છાદિત કર્યા. રાત્રિ નિર્ગમન થયા પછી પ્રાતઃકાળે તેણે મુનિને નમસ્કાર કર્યો, એટલે 'આ ભદ્રિક છે' એવું ધારી મુનિએ તેને ધર્મદેશના આપી તે વખતે 'આ મુનિને મે કોઈ ઠેકાણે જોયા છે' એમ ચિરકાળ ચિંતવીને તેણે મુનિને તે વિષે પૂછ્યું એટલે મુનિએ તેના પૂર્વ ભવ કહી બતાવ્યા. પછી મહર્ષિએ તેને કહ્યુ કે 'ભદ્રે! પૂર્વ ભવમાં તેં સાધુની જુગુપ્સા કરી હતી, તેથી આ ભવમાં તું આવી દુર્ગંધા થઈ છે, કેમકે સર્વ બનાવ કર્મને અનુસરતાજ થાય છે.' આ પ્રમાણે સાંભળવાથી તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી તે પૂર્વ ભવે કરેલી જુગુપ્સાને માટે વારંવાર પોતાની નિંદા કરતી સતી તે મુનિને ખમાવવા લાગી. ત્યારથી તે પરમ શ્રાવિકા થઈ, એટલે મુનિએ તેને **ધર્મશ્રી** નામની આર્યાને સોપી દીધી. પછી તે આર્યાની સાથેજ વિહાર કરવા લાગી એક વાર કોઈ ગામમાં જતાં ત્યાં નાયલ નામના કોઈ શ્રાવકને આર્યાએ તેને સોંપી. તે નાયલને આશ્રયે રહી સતી અને એકાંતર ઉપવાસ કરતી સતી જિનપૂજામાં તત્પરપણે બાર વર્ષ સુધી ત્યાં રહી. છેવટે અનશન કરી મૃત્યુ પામીને તે અચ્યુતઈંદ્રની ઈંદ્રાણી થઈ. ત્યાં પંચાવન પલ્યોપમનું આયુષ્ય ભોગવી ત્યાંથી ચ્યવીને તે રૂક્મિણી થઈ છે. પૂર્વ ભવમાં તેણે મયૂરીને બચ્ચાનો વિયોગ કરાવ્યો હતો, તેથી તે રૂક્મિણી આ ભવમાં સોળ વર્ષ સુધી પુત્રવિરહનું દુઃખ અનુભવશે."

આ પ્રમાણે રૂક્મિણીનો પૂર્વ ભવ સાંભળી સીમંધર પ્રભુને નમીને નારદ વૈતાઢ્ય ગિરિ ઉપર મેઘકૂટ નગરે આવ્યા. ત્યાં સંવર વિદ્યાધરની પાસે આવીને કહ્યું કે 'તમારે પુત્ર થયો તે બહુ સારૂ થયુ' આવાં વચનથી પ્રસન્ન થઈ સંવરે નારદની પૂજા કરી અને પ્રદ્યુમ્ન પુત્રને બતાવ્યો. નારદ તે પુત્રને રૂક્મિણીના જેવોજ જોઈ ભગવંતના કથ-

નની પ્રતીતિ લાવી સંવરની રજા લઇને દ્વારકામાં આવ્યા. ત્યાં કૃષ્ણ વિગેરેને તે પુત્રનો સર્વ વૃત્તાંત કહ્યો અને રૂક્મિણીને પણ તેના લક્ષ્મીવતી વિગેરે પૂર્વ ભવની વાર્તા જણાવી. પછી રૂક્મિણી દેવીએ ભક્તિથી અંજલિ જોડી ત્યાં રહ્યા સતા સીમંધર પ્રભુને નમસ્કાર કર્યો, અને 'સોળ વર્ષ પછી પુત્રનો સમાગમ થશે' એવાં અરિહંત ભગવંતનાં વચનથી તે સ્વસ્થ થઈ.

પૂર્વે શ્રી ઋષભદેવ સ્વામીને **કુરૂ** નામે એક પુત્ર હતો, જેના નામથી **કુરૂક્ષેત્ર** કહેવાય છે. તે કુરૂનો પુત્ર **હસ્તી** નામે થયો, જેના નામથી **હસ્તિનાપુર** નગર વસેલું છે. તે હસ્તી રાજાના સંતાનમાં **અનંતવીર્ય** નામે રાજા થયો. તેનો પુત્ર **કૃતવીર્ય** નામે રાજા થયો. તેનો પુત્ર **સુભૂમ** નામે ચક્રવર્ત્તી થયો. તે પછી અસંખ્ય રાજાઓ થઈ ગયા બાદ **શાંતનુ** નામે એક રાજા થયો તેને **ગંગા** અને **સત્યવતી** નામે બે પત્નીઓ હતી. તેમાંથી ગંગાને ભીષ્મ પરાક્રમવાળો **ભીષ્મ** નામે પુત્ર થયો; અને સત્યવતીને **ચિત્રાંગદ ને ચિત્રવીર્ય** નામે બે પુત્રો થયા. ચિત્રવીર્યને **અંબિકા, અંબાલિકા** અને **અંબા** નામે ત્રણ સ્ત્રીઓ હતી. તેનાથી **ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુર** નામે અનુક્રમે ત્રણ પુત્રો થયા. તેમાં પાંડુ ધૃતરાષ્ટ્રને રાજ્ય સોંપી મૃગયા કરવામાં તત્પર રહેવા લાગ્યો. ધૃતરાષ્ટ્ર સુબળ રાજાના પુત્ર અને ગાંધાર દેશના રાજા શકુનિની **ગાંધારી** વિગેરે આઠ બહેનોને પરણ્યો. તેનાથી તેને દુર્યોધન વિગેરે સો પુત્રો થયા. પાંડુ રાજાને **કુંતી** નામની સ્ત્રીથી યુધિષ્ટિર, ભીમ અને અર્જુન નામે ત્રણ પુત્રો થયા, અને બીજી સ્ત્રી **માદ્રી** કે જે **શલ્ય** રાજાની બેન થતી હતી, તેનાથી **નકુલ** અને **સહદેવ** નામે બે બળવાન્ પુત્રો થયા. વિદ્યા અને ભુજબળથી ઉગ્ર એવા એ પાંચે પાંડુકુમારો પંચાનન–સિંહની જેમ ખેચરોને પણ અજય્ય થયા. પોતાના જ્યેષ્ટ બંધુ તરફ વિનયવાળા અને દુર્નીતિને નહી સહન કરનારા તે પાંચે પાંડવો પોતાના લોકોત્તર ગુણવડે લોકોને આશ્ચર્ય પમાડવા લાગ્યા.

અન્યદા કાંપીલ્યપુરથી **દ્રુપદ** રાજાના દૂતે આવી નમસ્કાર કરી પાંડુ રાજાને આ પ્રમાણે કહ્યું "અમારા સ્વામી દ્રુપદ રાજાને **ચુલની** રાણીના ઉદરથી જન્મેલી અને ધૃષ્ટદ્યુમ્નની નાની બેન **દ્રૌપદી** નામે કન્યા છે; તેના સ્વયંવરમાં દશે દશાર્હો, રામ કૃષ્ણ, દમદંત, શિશુપાલ, રૂક્મી, કર્ણ, સુયોધન અને બીજા પણ રાજાઓને તથા તેમના પરાક્રમી કુમારોને દ્રુપદ રાજાએ દૂતો મોકલી મોકલીને બોલાવ્યા છે. તેઓ હાલ ત્યાં જતા જાય છે તો તમે પણ આ દેવકુમાર જેવા પાંચ કુમારો સાથે ત્યાં આવી સ્વયંવરમંડપને અલંકૃત કરો." તે સાંભળી પાંચ જયવંત બાણવડે કામદેવની જેમ પાંચ પુત્રોએ યુક્ત એવા પાંડુ રાજા કાંપીલ્યપુર ગયા અને બીજા પણ અનેક રાજાઓ ત્યાં આવ્યા. દ્રુપદ રાજાએ પૂજેલા પ્રત્યેક રાજાઓ અંતરીક્ષમાં ગ્રહોની જેમ સ્વયંવરમંડપમાં હાજર થયા. તે અવસરે સ્નાન કરી, શુદ્ધ (ઉજ્જ્વળ) વસ્ત્ર પહેરી, માલ્યાલંકાર ધારણ કરી અને અર્હતપ્રભુને પૂજીને રૂપવડે દેવકન્યા જેવી દ્રૌપદી સખીઓ સાથે પરવરી સતી સામાનિક દેવનાગોની જેવા કૃષ્ણાદિક રાજાઓથી અલંકૃત સ્વયંવરમંડપમાં આવી. તેની

સખીએ તેને પ્રત્યેક રાજાને નામ લઈ લઈને બતાવવા માંડ્યા. તેઓને અનુક્રમે જોતી જોતી દ્રૌપદી જ્યાં પાંચે પાંડવો બેઠા હતા ત્યાં આવી, અને તેણે અનુરાગી થઈને પાંચે પાંડવોના કંઠમાં સ્વયંવરમાળા આરોપણ કરી. તે વખતે 'આ શું?' એમ સર્વ રાજમંડળ આશ્ચર્ય પામી ગયું. તેવામાં કોઈ ચારણ મુનિ આકાશમાર્ગે ત્યાં આવ્યા. એટલે કૃષ્ણાદિક રાજાઓએ તે મુનિને નમસ્કાર કરી વિનયપૂર્વક પૂછ્યું કે 'શું આ દ્રૌપદીને પાંચ પતિ થશે?' મુનિ બોલ્યા—"આ દ્રૌપદી પૂર્વ ભવના કર્મથી પાંચ પતિવાળી થશે: પણ તેમાં આશ્ચર્ય શું છે? કેમકે કર્મની ગતિ મહા વિષમ છે. તેનું વૃત્તાંત સાંભળો—ચંપાનગરીમાં **સોમદેવ, સોમભૂતિ** અને **સોમદત્ત** નામે ત્રણ બ્રાહ્મણો રહેતા હતા, તેઓ સહોદર બંધુ હતા. ધન ધાન્યથી પરિપૂર્ણ એવા તેઓને અનુક્રમે **નાગશ્રી, ભૂતશ્રી** અને **યક્ષશ્રી** નામે પત્નીઓ હતી. તે ત્રણે ભાઈઓ પરસ્પર સ્નેહ ધરાવતા હતા, તેથી તેઓએ એક વખતે એવો ઠરાવ કર્યો કે 'આપણે ત્રણે ભાઈઓએ એક એક ભાઈને ઘેર વારા પ્રમાણે સાથે ભોજન કરવું.' તે પ્રમાણે વર્તતાં એક દિવસ સોમદેવને ઘેર જમવાનો વારો આવ્યો, એટલે ભોજનનો અવસર પ્રાપ્ત થયા અગાઉ નાગશ્રીએ વિવિધ પ્રકારનાં ભોજનની તૈયારી કરવા માંડી. તેમાં તે રમણીએ અજાણ્યે કડવી તુંબડીનું શાક કર્યું. પછી એ શાક કેવું થયું છે તે જાણવાને માટે તેણીએ ચાખી જોયું. ત્યાં તો બહુ કડવું હોવાથી તેને અભોજ્ય જાણી તેણીએ થુંકી કાઢ્યું. પછી વિચારવા લાગી કે 'મેં ઘણા સ્વાદિષ્ટ વિવિધ પદાર્થોથી આ શાક સુધાર્યું, તથાપિ એ કડવુંજ રહ્યું.' આમ વિચારી તેણીએ તે શાક ગોપવી દીધું, અને તે સિવાયનાં બીજાં ભવ્ય ભોજનવડે તેણે પોતાને ઘેર આવેલા કુટુંબ સહિત પોતાના પતિને તથા દીયેરને જમાડ્યા. તે સમયે **સુભૂમિભાગ** નામના તે નગરના ઉદ્યાનમાં જ્ઞાનવાન્ અને પરિવાર સહિત **શ્રીધર્મઘોષ** આચાર્ય સમોસર્યા. તેમના **ધર્મરૂચિ** નામે એક શિષ્ય માસક્ષપણને પારણે સોમદેવાદિક સર્વે જમી ગયા પછી નાગશ્રીને ઘેર ભિક્ષા લેવા આવ્યા. નાગશ્રીએ વિચાર કર્યો કે 'આ શાકથી આ મુનિજ તોષિત થાઓ' એમ વિચારી તેણે તે કડવી તુંબડીનું શાક તે મુનિને વહોરાવ્યું મુનિએ જાણ્યુ કે 'આજે મને આ કોઈ અપૂર્વ પદાર્થ મળ્યો છે,' તેથી તેમણે ગુરૂ પાસે જઈ તેમના હાથમાં તે પાત્ર આપ્યું. ગુરૂ તેનો ગંધ લઈને બોલ્યા—'હે વત્સ! જો આ પદાર્થ તું ખાઈશ તો મૃત્યુ પામીશ, માટે આને પરઠવી દે· અને ફરીવાર હવે આવો પિંડ સારી રીતે તપાસીને લેજે.' ગુરૂનાં આવાં વચનથી તે મુનિ ઉપાશ્રયની બહાર શુદ્ધ સ્થંડિલ પાસે તે પરઠવવા આવ્યા, તેવામાં પાત્રમાંથી શાકનું એક બિંદુ ભૂમિ પર પડી ગયું, તેના રસથી ખેંચાઈને અનેક કીડીઓ આવી તેને લગ્ન થઈ. તે બધી તત્કાળ મૃત્યુ પામી ગઈ. તે જોઈ તે મુનિને વિચાર થયો કે 'આના એક બિંદુ માત્રથી અનેક જંતુઓ મરે છે, તો તેને પરઠવવાથી કેટલા જંતુઓનું મરણ થશે, માટે હુ એક મૃત્યુ પામું તે સારૂં. પણ ઘણા જંતુઓ મરે તે સારૂં નહી.' આવો નિશ્ચય કરી તેણે તે તુંબડીનું શાક સમાહિતપણે ભક્ષણ કરી લીધું પછી સમાધિપૂર્વક સમ્યક્ પ્રકારે આરાધના કરીને મૃત્યુ પામેલા તે ધર્મરૂચિ મુનિ સર્વાર્થસિદ્ધ વિમાનમાં અહમિંદ્ર દેવ થયા.

અહીં ધર્મઘોષ આચાર્યે 'ધર્મરૂચિ મુનિને આટલો બધો વિલંબ કેમ થયો?' એ જાણવાને માટે બીજા મુનિઓને તપાસ કરવા મોકલ્યા. તેઓએ બહાર જઇને જોયું તો તેમને મૃત્યુ પામેલા દીઠા, તેથી તેમનું રજોહરણ વિગેરે લઇ ગુરૂ પાસે આવી મોટા ખેદ સાથે તે વાત ગુરૂને જણાવી. ગુરૂએ અતિશય જ્ઞાનના ઉપયોગથી જાણી લઇને પોતાના સર્વ શિષ્યોને નાગશ્રીનું બધું દુશ્ચરિત્ર જણાવ્યું. તે સાંભળવાથી બધા મુનિઓને અને સાધ્વીઓને કોપ ઉત્પન્ન થયો, તેથી તેઓએ તે વાર્ત્તા સોમદેવ વિગેરે અનેક લોકોને જણાવી તે સાંભળી સોમદેવ વિગેરે વિપ્રોએ નાગશ્રીને ઘરમાંથી કાઢી મૂકી લોકોએ પણ તેનો ઘણો તિરસ્કાર કર્યો, તેથી તે સર્વત્ર દુઃખી થઈ ભટકવા લાગી, અને કાસ, શ્વાસ, જ્વર અને કુષ્ઠ વિગેરે સોળ ભયંકર રોગોથી પીડા પામતી સતી તે ભવમાંજ નારકીપણાને પ્રાપ્ત થઈ એ પ્રમાણે ક્ષુધા તૃષાથી આતુર, ફાટાં તુટાં વસ્ત્ર પહેરતી અને નિરાધાર ભટકતી એ સ્ત્રી અનુક્રમે મૃત્યુ પામીને છઠ્ઠી નરકે ગઈ. ત્યાંથી નીકળીને ચંડાળ જાતિમાં ઉત્પન્ન થઈ અને મૃત્યુ પામીને સાતમી નરકે ગઈ. ત્યાંથી નીકળીને મત્સ્ય જાતિમાં ઉત્પન્ન થઈ અને ફરીવાર સાતમી નરકે ગઈ. પાછી મ્લેચ્છ જાતિમાં ઉત્પન્ન થઈ, ને મરીને નરકે ગઈ. એવી રીતે એ પાપિણી સર્વ નરકમાં બે બેવાર જઈ આવી. પછી પૃથ્વીકાય વિગરેમાં અનેકવાર ઉત્પન્ન થઈ અને અકામનિર્જરાથી ઘણાં કર્મને ખપાવ્યાં. પછી ચંપાનગરીમાં **સાગરદત્ત** શેઠની સ્ત્રી **સુભદ્રાના** ઉદરથી **સુકુમારિકા** નામે પુત્રી થઈ. તેજ નગરમાં **જિનદત્ત** નામે એક ધનવાન્ સાર્થવાહ રહેતો હતો, તેને **ભદ્રા** નામે ગૃહિણી અને **સાગર** નામે પુત્ર હતો. એક વખતે જિનદત્ત સાગરદત્તને ઘેર ગયો. ત્યાં સુકુમારિકાને યૌવનવતી જોઈ. તે મહેલ ઉપર ચડીને કંદુકક્રીડા કરતી હતી. તેને જોઈ જિનદત્તને વિચાર થયો કે 'આ કન્યા મારા પુત્રને યોગ્ય છે.' આવું ચિંતવન કરતો તે પોતાને ઘેર આવ્યો. પછી ફરીને બંધુવર્ગ સહિત સાગરદત્તને ઘેર જઈ પોતાના પુત્રને માટે સુકુમારિકાની માગણી કરી સાગરદત્ત બોલ્યો 'આ પુત્રી મારે પ્રાણથી પણ પ્રિય છે, એના વિના હું ક્ષણવાર પણ રહી શકતો નથી, માટે જો તમારો પુત્ર સાગર મારે ત્યાં ઘરજમાઈ થઇને રહે તો હું મારી પુત્રી ઘણા દ્રવ્ય સાથે તેને અર્પણ કરૂં.' 'હું વિચારીને કહીશ' એમ કહી જિનદત્ત પોતાને ઘેર ગયો, અને તે વાત સાગરને કહી. તે સાંભળી સાગર મૌન રહ્યો. એટલે 'જેનો નિષેધ ન કરે તે સંમત છે' એવા ન્યાયથી તેના પિતાએ સાગરને ઘરજમાઇપણે રહેવા દેવાનુ કબુલ કર્યું. અનુક્રમે સાગરને તે કુમારી સાથે પરણાવ્યો. રાત્રે તેની સાથે તે વાસગૃહમાં જઈ શય્યામાં સુતો. તે વખતે પૂર્વ કર્મના યોગે તે સુકુમારિકાના સ્પર્શથી સાગરનું અંગ અંગારાની જેમ બળવા લાગ્યું, તેથી તે માંડ માંડ ક્ષણવાર સહન કરીને સુઈ રહ્યો. પણ જ્યારે સુકુમારિકા ઉંઘી ગઈ ત્યારે તેને છોડી દઇને તે પોતાને ઘેર નાશી ગયો નિદ્રા પૂર્ણ થતાં પાસે પતિને ન જોવાથી સુકુમારિકા ઘણું રૂદન કરવા લાગી. પ્રાતઃકાળે સુભદ્રાએ વધૂવરને દંતધાવન કરાવવાને માટે એક દાસીને મોકલી. ત્યાં જતાં દાસીએ સુકુમારિકાને પતિરહિત અને રૂદન કરતી જોઈ,

એટલે તેણે સુભદ્રા પાસે આવીને તે વાત કહી સુભદ્રાએ શેઠને જણાવી, એટલે શેઠે જિનદત્ત પાસે જઇને તેને ઉપાલંભ આપ્યો જિનદત્તે પોતાના પુત્રને એકાંતમાં બોલાવીને કહ્યુ કે 'હે વત્સ! તેં સાગરદત્ત શેઠની પુત્રીનો ત્યાગ કર્યો તે ઠીક કર્યું નહી, માટે હમણાં તે સુકુમારિકા પાસે પાછો જા; કારણ કે મેં સજ્જનોની સમક્ષ તને ત્યાં રાખવાનું કબુલ કર્યું છે' સાગર બોલ્યો 'હે પિતા! અગ્નિમાં પેસવાને તૈયાર થવું તે હું સારૂં ગણુ છુ, પણ તે સુકુમારિકા પાસે જવા કદિ પણ ઇચ્છતો નથી' આ બધી વાર્ત્તા દીવાલની પાછળ ગુપ્તપણે ઉભા રહીને સાગરદત્ત શેઠ સાંભળતા હતા, તેથી તે નિરાશ થઇને પોતાને ઘેર આવ્યા અને સુકુમારિકાને કહ્યુ કે 'હે પુત્રિ! તારી ઉપર સાગર તો વિરક્ત થયો છે, માટે હું તારે માટે બીજો પતિ શોધી આપીશ, તું ખેદ કરીશ નહી'

એક વખતે સાગરદત્ત શેઠ પોતાના મહેલના ગોખમાં બેસીને માર્ગ તરફ જોતા હતા, તેવામાં હાથમાં ખપ્પર ધારણ કરનારો, જીર્ણ વસ્ત્રના ખંડને પહેરનારો અને મક્ષિકાથી વીટાયેલો કોઈ ભિક્ષુક માર્ગે ચાલ્યો જતો તેમના જોવામાં આવ્યો; એટલે સાગરદત્તે તેને બોલાવી ખપ્પર વિગેરે છોડાવી સ્નાન કરાવીને જમાડ્યો, અને તેનું શરીર ચંદનથી ચર્ચિત કરાવ્યુ. પછી તેને કહ્યુ કે 'રે ભદ્ર! આ મારી પુત્રી સુકુમારિકા હું તમને આપું છું, માટે ભોજન વિગેરેમાં નિશ્ચિંત થઇને એની સાથે અહીં સુખે રહો.' આ પ્રમાણે કહેવાથી તે સુકુમારિકાની સાથે વાસગૃહમાં ગયો, પણ તેની સાથે શયન કરતાં તેણીના અંગના સ્પર્શથી જાણે અગ્નિનો સ્પર્શ થયો હોય તેમ તે દાઝવા લાગ્યો, તેથી તત્કાળ ઉઠીને પોતાનો જે વેશ હતો તે પહેરીને તે પલાયન કરી ગયો સુકુમારિકા પ્રથમની જેમજ ખેદ પામી. તેની એવી અવસ્થા જોઈ તેના પિતાએ તેને કહ્યુ 'વત્સે! ખેદ કર નહી, તારાં પૂર્વ પાપકર્મનો ઉદય થયો છે, બીજુ કાંઇ કારણ નથી; માટે સંતોષ ધારણ કરી મારે ઘેર રહી નિત્ય દાન પુણ્ય કર્યા કર.' આ વચનથી સુકુમારિકા શાંત થઇ અને ધર્મતત્પર થઇને ત્યાં રહી સતી નિરંતર દાન આપવા લાગી.

અન્યદા **ગોપાલિકા** નામે સાધ્વી તેને ઘેર આવી ચઢ્યા, તેમને સુકુમારિકાએ શુદ્ધ અન્નપાનથી પ્રતિલાભિત કર્યા. પછી તેની પાસેથી ધર્મ સાંભળી પ્રતિબોધ પામીને સુકુમારિકાએ ચારિત્ર ગ્રહણ કર્યું. ચતુર્થ, છઠ્ઠ અને અઠ્ઠમ વિગેરે તપને આચરતી એ સુકુમારિકા સાધ્વી ગોપાલિકા આર્યાની સાથે હમેશાં વિહાર કરવા લાગી. એક વખતે સુકુમારિકા સાધ્વીએ પોતાની ગુરૂણીને કહ્યું કે 'પૂજ્ય આર્યા! આપની આજ્ઞા હોય તો હું **સુભૂમિભાગ** નામના ઉદ્યાનમાં રવિમંડળની સામે જોતી સતી આતાપના લઉં' આર્યા બોલ્યા કે–'પોતાના નિવાસસ્થાનની બહાર રહીને સાધ્વીને આતાપના લેવી કલ્પતી નથી એમ આગમમાં કહેલું છે.' ગુરૂણીએ આ પ્રમાણે કહ્યાં છતાં તે સાંભળ્યું ન હોય તેમ કરીને સુકુમારિકા સુભૂમિભાગ ઉદ્યાનમાં ગઈ, અને સૂર્ય સામી દૃષ્ટિ સ્થાપન કરીને આતાપના લેવા લાગી

એક વખતે **દેવદત્તા** નામની એક વેશ્યા ત્યાં ઉદ્યાનમાં આવેલી તેના જોવામાં આવી તેના એક કામી યારે તેને ઉત્સંગમાં બેસાડેલી હતી, એક તેના માથા પર છત્રી ધરી રાખી હતી, એક તેને વસ્ત્રના છેડાવડે પવન નાખતો હતો, એક તેના કેશને બાંધતો હતો અને એક તેના ચરણને ધરી રાખ્યા હતા. આ પ્રમાણે જોઇ સુકુમારિકા સાધ્વી કે જેને ભોગની ઈચ્છા પૂર્ણ થઈ નહોતી, તેણે એવુ નિયાણું કર્યું કે 'આ તપસ્યાના પ્રભાવથી હું આ વેશ્યાની જેમ પાંચ પતિવાળી થાઉ.' ત્યાર પછીથી તે વારંવાર પોતાના શરીરને સાફ રાખવા લાગી. આર્યાઓ તેને તેમ કરતાં વારતી ત્યારે તે ચિત્તમાં વિચારતી કે 'હું જ્યારે પૂર્વે ગૃહસ્થ હતી, ત્યારે આ આર્યાઓ મારૂ સારૂં માન જાળવતી હતી, પણ હવે તેમની સાથે ભિક્ષુકી થઈ એટલે તેઓ મને જેમ તેમ તિરસ્કાર આપે છે, માટે મારે તેમની સાથે રહેવાની શી જરૂર છે?' આવુ ધારી તે જૂદા ઉપાશ્રયમાં રહી, અને એકાકી સ્વતન્ત્રપણે વર્તતી ચિરકાળ વ્રતને પાળવા લાગી. પ્રાંતે આઠ માસની સંલેખણા કરી, પૂર્વ પાપની આલોચના કર્યા વિના તે મૃત્યુ પામી અને નવ પલ્યોપમના આયુષ્યવાળી સૌધર્મકલ્પમાં દેવી થઈ. ત્યાંથી ચ્યવીને તે આ દ્રૌપદી થઈ છે અને પૂર્વ ભવમાં કરેલા નિયાણાથી તેને પાંચ પતિઓ થયા છે, તો તેમાં શો વિસ્મય છે!"

આ પ્રમાણે મુનિએ કહ્યું, તે વખતે આકાશમાં "સાધુ, સાધુ," એવી વાણી થઈ. એટલે એને પાંચ પતિ થયા તે યુક્ત છે, એમ કૃષ્ણ વિગેરે કહેવા લાગ્યા. પછી સ્વયંવરમાં આવેલા રાજાઓએ અને સ્વજનોએ કરેલા મોટા ઉત્સવ સાથે પાંડવો દ્રૌપદીને પરણ્યા. પાંડુ રાજા દશ દશાર્હને, કૃષ્ણને અને બીજા રાજાઓને જાણે વિવાહને માટે બોલાવ્યા હોય તેમ માનપૂર્વક પોતાને નગરે લઇ ગયા. ત્યાં તેમને ચિરકાળ રાખી સારીપેઠે ભક્તિ કરીને જ્યારે દશાર્હે અને રામ કૃષ્ણે રજા માગી ત્યારે તેમને તેમજ બીજા રાજાઓને વિદાય કર્યા

પાંડુ રાજા યુધિષ્ઠિરને રાજ્ય આપી મૃત્યુ પામ્યા, અને મદ્રી પણ પોતાના બે પુત્ર કુંતીને સોંપીને પાંડુ રાજાની પછવાડે મરણ પામી. જ્યારે પાંડુ રાજા અસ્ત પામ્યા, ત્યારે મત્સરવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો પાંડવોને ન માનવા લાગ્યા અને તેઓ દુષ્ટ આશયથી રાજ્ય લેવાને લુબ્ધ થયા. દુર્યોધને વિનય વિગેરેથી સર્વ વૃદ્ધોને સંતુષ્ટ કર્યા અને પાંડવોને દ્યૂતમાં જીતી લીધા. યુધિષ્ઠિરે લોભથી દ્યૂતમાં રાજ્યતું અને છેવટે દ્રૌપદીનું પણ કર્યું, તે પણ દુર્યોધને જીતીને પોતાને સ્વાધીન કર્યું, પણ પછી ક્રોધથી રાતાં થયેલાં નેત્રોવાળા ભીમથી ભય પામીને દુર્યોધને દ્રૌપદી તેમને પાછી સોંપી. પછી ધૃતરાષ્ટ્રના પુત્રોએ અપમાન કરીને પાંડવોને પોતાના દેશમાંથી કાઢી મૂકયા, એટલે તેઓએ વનવાસ સ્વીકાર્યો. લાંબા કાળ સુધી વને વન ભટકતા તે પાંચે પાંડવોને છેવટે દશાર્હની અનુજ બેન કુંતી દ્વારકામાં લઈ ગઈ. દિવ્ય અસ્ત્રોથી યુદ્ધ કરનારા અને વિદ્યા તથા ભુજબળથી ઉગ્ર એવા તેઓ પ્રથમ સમુદ્રવિજય રાજાને ઘેર આવ્યા. રાજા **સમુદ્રવિજયે** અને **અક્ષોભ્ય** વિગેરે તેમના ભાઈઓએ, પોતાની બહેનનો અને ભાણેજોનો સ્નેહપૂર્વક સારી રીતે સત્કાર કર્યો. દશાર્હે

બોલ્યા, 'હે બ્હેન! તે તમારા ભાગીદારો કૌરવો પાસેથી ભાગ્યયોગે સંતાન સહિત તું જીવતી આવી, તેજ સારૂં થયું'. કુંતી પણ બોલી કે–'જયારે મે સાંભળ્યુ કે તમે પુત્રાદિક પરિવાર સહિત જીવતા છો, ત્યારેજ હું સંતાન સહિત જીવતી રહી છુ.' વળી રામ કૃષ્ણનું લોકોત્તર ચરિત્ર સાંભળી હર્ષ પામી સતી તેમને જોવાને ઉત્સુક થઇને હુ અહી આવી છુ.' પછી ભાઇઓએ કહ્યુ એટલે કુંતી પુત્ર સહિત સભામાં આવી. તેને જોઈ રામ કૃષ્ણ ઉભા થયા અને ભક્તિથી તેમને નમસ્કાર કર્યો. પછી રામ કૃષ્ણ અને પાંડવો ક્રમ પ્રમાણે પરસ્પર નમસ્કાર અને આલિગન કરી યથાયોગ્ય સ્થાને બેઠા. કૃષ્ણ બોલ્યા–'તમે અહીં તમારેજ ઘેર આવ્યા તે બહુ સારૂં કર્યું, કારણ કે તમારી અને યાદવોની લક્ષ્મી પરસ્પરને સાધારણ છે.' યુધિષ્ટિર બોલ્યા–"હે કૃષ્ણ! જેઓ તમને માને છે, તેઓને લક્ષ્મી સદા દાસીરૂપ છે, તો જેઓને તમે માનો, તેઓની તો વાતજ શી કરવી? અમારા માતૃકુળ (મોશાળ)ને જ્યારથી તમે અલંકૃત કરો છો ત્યારથી અમે યદુકુળને અને અમને સર્વથી વિશેષ પરાક્રમી માનીએ છીએ." એવી રીતે વિવિધ આલાપ થયા પછી કુંતી અને તેના પુત્રોને સત્કાર કરીને કૃષ્ણે તેમને જૂદા જૂદા મહેલમાં નિવાસ કરાવ્યો. દશાર્હોએ લક્ષ્મીવતી, વેગવતી, સુભદ્રા, વિજયા અને રતિ નામની પોતાની પાંચ કન્યાઓ અનુક્રમે પાચે પાંડવોને આપી. યાદવોએ અને રામ કૃષ્ણે પૂજેલા તેઓ ત્યાં સુખે રહેવા લાગ્યા.

અહી સંવર વિદ્યાધરને ઘેર પ્રદ્યુમ્ન મોટો થયો. તેણે બધી કળાઓ પ્રાપ્ત કરી. તેને યૌવનવયમાં આવેલો જોઈ સંવર વિદ્યાધરની સ્ત્રી કનકમાળા કામાતુર થઈ. તેણી ચિંતવવા લાગી કે–"આના જેવો સુંદર પુરૂષ કોઈ ખેચરોમાં નથી. દેવ પણ આવો હોય એમ હુ માનતી નથી તો મનુષ્યની શી વાત? જેમ પોતે ઉછેરેલા વૃક્ષના ફળનું પોતે આસ્વાદન કરે તેમ મારા ઉછેરેલા આ પ્રદ્યુમ્નના યૌવનનું ભોગરૂપ ફળ મારે સ્વયમેવજ ભોગવવું, નહીં તો મારો જન્મ વૃથા છે" આવો વિચાર કરી એક વખતે તેણે મધુર વાણીથી પ્રદ્યુમ્નને કહ્યુ કે "અહી ઉત્તરશ્રેણીમાં **નલપુર** નામે નગર છે. તેમા ગૌરી વંશનો **નિષધ** નામે રાજા છે. તે રાજાસિંહની હું પુત્રી છુ અને તેને **નૈષધિ** નામે એક પુત્ર છે. મારા પિતાએ મને ગૌરી વિદ્યા આપી છે અને સંવર વિદ્યાધર પ્રજ્ઞપ્તિ વિદ્યા મને આપીને પરણ્યો છે, મારામાં અનુરક્ત થયેલો સંવર બીજી કોઈ યુવતિને ઇચ્છતો નથી હુ કે જેણે પૂર્વોક્ત બંને વિદ્યા સિદ્ધ કરી છે તેના બળથી સંવરને આ જગત્ તૃણ સમાન છે. આવી હુ તારા પર અનુરાગી થઈ છુ, માટે મને ભજ અજ્ઞાનથી પણ મારા પ્રેમનો ભંગ કરીશ નહી." પ્રદ્યુમ્ન બોલ્યો–'અરે પાપ શાંત થાઓ! આ તમે શુ બોલો છો? તમે માતા છો અને હુ પુત્ર છું, માટે આ આપણા બંનેના નરકપાતની વાત છોડી દો' કનકમાળા બોલી–"તું મારો પુત્ર નથી, તને કોઇએ માર્ગમાં ત્યજી દીધેલો તે અગ્નિજ્વાલપુરથી આવતાં સંવર વિદ્યાધર અહી લઇ આવેલ છે. તેણે મને ઉછેરવાને માટે આપ્યો હતો, માટે તું બીજા કોઇનો પુત્ર છે, તેથી નિ શંકપણે તારી ઇચ્છાપ્રમાણે મારી સાથે ભોગ ભોગવ" આવાં તેના વચન સાંભળીને પ્રદ્યુમ્ને વિચાર્યુ કે 'હું આ સ્ત્રીના પાશમાં

ફસી પડ્યો છું, માટે મારે શુ કરવુ?" પછી તે વિચાર કરીને બોલ્યો—'હે ભદ્રે! જો હું એવું કામ કરૂં તો પછી સંવર અને તેના પુત્રો પાસેથી શી રીતે જીવવા પામું?' કનકમાળા બોલી—'હે સુભગ! તેનો ભય રાખીશ નહી, મારી પાસે જે ગૌરી ને પ્રજ્ઞપ્તિ બે વિદ્યા છે તે તું ગ્રહણ કર અને જગત્‌માં અજય્ય થા.' પછી 'કદિપણ મારે આ અકૃત્ય કરવું નથી' એવો અંત કરણમા નિશ્ચય કરીને પ્રદ્યુમ્ન બોલ્યો કે 'પ્રથમ મને તે બે વિદ્યા આપો પછી હું તમારૂ વચન કરીશ.' કામાતુર થયેલી કનકમાળાએ ગૌરી અને પ્રજ્ઞપ્તિ નામની બે વિદ્યા તત્કાળ તેને આપી, એટલે પ્રદ્યુમ્ને પુણ્યોદયના પ્રભાવથી તેને સત્વર સાધી લીધી પછી તેણીએ ફરીવાર ક્રીડા કરવાની પ્રાર્થના કરી એટલે પ્રદ્યુમ્ન બોલ્યો—'હે અનઘે! તમે મને ઉછેરવાથી પ્રથમ તો માતાજ માત્ર થયા હતા, પણ હવે વિદ્યાદાન કરવાથી તો ગુરૂ થયા છો, માટે હવે એ પાપકર્મ સંબંધી મને કાંઈ પણ કહેશો નહી.' આ પ્રમાણે તેને કહી ઘર છોડીને પ્રદ્યુમ્ન નગરની બહાર ચાલ્યો ગયો, અને ત્યાં **કાલાંબુકા** નામની વાપિકાને કાંઠે જઈને કચવાતે મને વિચાર કરતો બેઠો.

અહી કનકમાળાએ પોતાના શરીર પર નખના ઉઝરડા કરીને પોકાર કર્યો, એટલે 'આ શુ?' એમ પૂછતા તેના પુત્રો ત્યાં દોડી આવ્યા. તે બોલી કે—'તમારા પિતાએ જે પેલા પ્રદ્યુમ્નને પુત્ર તરીકે માનેલો છે, તે દુષ્ટ યુવાને માર્જાર જેમ પિંડ આપનારને વિદારે તેમ મને વિદારણ કરી નાખી છે.' આ હકીકત સાંભળીને તત્કાળ તેઓ સર્વ ક્રોધ કરી કાલાંબુકાને તીરે ગયા, અને 'અરે પાપી, અરે પાપી,' એમ બોલતા પ્રદ્યુમ્નને પ્રહાર કરવા લાગ્યા. એટલે તત્કાળ વિદ્યાના પ્રભાવથી પ્રબળ થયેલા પ્રદ્યુમ્ને લીલામાત્રમાં સિંહ જેમ સાબરને મારે તેમ તે સંવરના પુત્રોને મારી નાખ્યા. પુત્રનો વધ સાંભળી સંવર પણ ક્રોધ કરીને પ્રદ્યુમ્નને મારવા આવ્યો; પરંતુ વિદ્યાથી ઉત્પન્ન કરેલી માયાવડે પ્રદ્યુમ્ને સંવરને જીતી લીધો. પછી પ્રદ્યુમ્ને પશ્ચાત્તાપપૂર્વક મૂળથી માંડીને કનકમાળાનો બધો વૃત્તાંત સંવરને કહ્યો તે સાંભળી પશ્ચાત્તાપ કરતા સંવરે પ્રદ્યુમ્નની ઉલટી પૂજા કરી. તેવામાં ત્યાં નારદ મુનિ પ્રદ્યુમ્નની પાસે આવ્યા. પ્રજ્ઞપ્તિ વિદ્યાથી ઓળખેલા નારદની પ્રદ્યુમ્ને પૂજા કરી, અને તેમને કનકમાળાની હકીકત જણાવી, એટલે નારદ સીમંધર પ્રભુએ કહેલું પ્રદ્યુમ્ન અને રૂક્મિણીનો સર્વ વૃત્તાંત પ્રથમથી જણાવીને આ પ્રમાણે બોલ્યા કે "હે પ્રદ્યુમ્ન! જેનો પુત્ર પ્રથમ પરણે તેણીને બીજીએ પોતાના કેશ આપવા' આવુ પણ તમારી સાપત્ન માતા સત્યભામા સાથે તમારી માતા રૂક્મિણીએ કરેલ છે. તે સત્યભામાનો પુત્ર **ભાનુક** હાલમાંજ પરણવાનો છે તેથી જો તે પહેલો પરણશે તો તમારી માતાને પણમાં હારી જઈ પોતાના કેશ આપવા પડશે. ત્યારે કેશદાનની હાનિથી અને તમારા વિયોગની પીડાથી તમારા જેવો પુત્ર છતાં રૂક્મિણી મૃત્યુ પામશે. આ પ્રમાણેની ખબર સાંભળી પ્રદ્યુમ્ન નારદની સાથે પ્રજ્ઞપ્તિ વિદ્યાએ નિર્માણ કરેલા વિમાનમાં બેસીને તત્કાળ દ્વારકાપુરી પાસે આવ્યો.

ને વખતે નારદે કહ્યુ, 'હે વત્સ! આ તારા પિતાની દ્વારકાપુરી આવી, જેને કુબેરે રત્નોથી નિર્માને પછી ધનવડે પૂરી દીધી છે.' પ્રદ્યુમ્ન બોલ્યો 'મુનિવર્ય! તમે ક્ષણવાર આ

વિમાનમાં અહીંજ રહો, હું નગરીમાં જઈ કાંઇક ચમત્કાર કરૂ.' નારદે તે સ્વીકાર્યું. પછી પ્રદ્યુમ્ન આગળ ચાલ્યો. ત્યાં તો સત્યભામાના પુત્રના વિવાહની જાન આવતી તેણે જોઈ, એટલે પ્રદ્યુમ્ને તેમાંથી કન્યાને હરી લીધી અને જ્યાં નારદ હતા ત્યાં મૂકી. નારદે કહ્યુ, 'વત્સે ! ભય પામીશ નહીં, આ પણ કૃષ્ણનો પુત્રજ છે.' પછી પ્રદ્યુમ્ન એક વાનરને લઇને વનમાં ગયો, અને વનપાળકોને કહ્યુ કે 'આ મારો વાનર ક્ષુધાતુર છે, માટે તેને ફળાદિક આપો.' વનપાળકો બોલ્યા, 'આ ઉદ્યાન ભાનુક કુમારના વિવાહને માટે રાખેલુ છે, માટે તારે કાંઈ પણ બોલવુ કે માગવું નહીં.' પછી પ્રદ્યુમ્ન ઘણા દ્રવ્યથી તેમને લોભાવીને તે ઉદ્યાનમાં પેઠો, અને પોતાના માયાવી વાનર પાસે બધુ ઉદ્યાન ફળાદિકથી રહિત કરાવી નાખ્યુ. પછી એક જાતીવંત અશ્વ લઈ વણિક બનીને તૃણ વેચનારની દુકાને ગયો, અને પોતાના અશ્વને માટે તે દુકાનદાર પાસે ઘાસ માગ્યુ; તેઓએ પણ વિવાહકાર્યનું કારણ બતાવીને ના પાડી, એટલે તેમને દ્રવ્યથી લોભાવી વિદ્યાબળવડે સર્વ તૃણ વગરનું કરી દીધુ. તેવીજ રીતે સ્વાદિષ્ટ જળવાળાં જે જે સ્થાનો હતાં તે બધાં જળરહિત કરી દીધાં. પછી પોતે અશ્વક્રીડા કરવાને સ્થાનકે જઈ અશ્વને ખેલવવા લાગ્યો. તે અશ્વ ભાનુકે જોયો એટલે તેની પાસે જઈ પૂછ્યું કે 'આ અશ્વ કોનો છે?' પ્રદ્યુમ્ને કહ્યુ, 'એ મારો અશ્વ છે.' ભાનુકે આદરથી કહ્યુ, 'આ અશ્વ મને આપશો? જે તમે માગશો તે મૂલ્ય હું આપીશ.' પ્રદ્યુમ્ને કહ્યુ કે 'પરીક્ષા કરીને અશ્વ લ્યો, નહી તો હું રાજાના અપરાધમાં આવુ ' ભાનુકે તે વાત કબુલ કરી અને પરીક્ષા કરવા માટે તે અશ્વ ઉપર પોતે બેઠો. પછી અશ્વની ચાલ જોવાને માટે તેને ચલાવતાંજ અશ્વે ભાનુકને પૃથ્વી પર પાડી નાખ્યો પછી નગરજનોએ જેનુ હાસ્ય કરેલુ છે એવો પ્રદ્યુમ્ન મેંઢા ઉપર બેસી કૃષ્ણની સભામાં આવ્યો, અને સર્વ સભાસદોને પણ હસાવવા લાગ્યો વળી ક્ષણવારે બ્રાહ્મણ થઈ મધુર સ્વરે વેદ ભણતો દ્વારકાના ચૌટામાં અને શેરીએ શેરીએ ભમવા લાગ્યો. માર્ગમાં સત્યભામાની એક કુબ્જા દાસી મળી, એટલે તેને બરૂની લતાની જેમ વિદ્યાથી સરળ અંગવાળી કરી દીધી. તે દાસી પ્રદ્યુમ્નના પગમાં પડીને બોલી કે 'તમે ક્યાં જાઓ છો?' એટલે પ્રદ્યુમ્ન બોલ્યો, 'જ્યાં ઇચ્છા પ્રમાણે ભોજન મળે ત્યાં જાઉ છુ ' દાસી બોલી 'ચાલો સત્યભામા દેવીને ઘેર પુત્રના વિવાહને માટે તૈયાર કરેલા મોદક વિગેરે તમને યથારૂચિ આપીશ ' પછી પ્રદ્યુમ્ન કુબ્જાની સાથે સત્યભામાને ઘેર આવ્યો તોરણદ્વાર (મૂળદ્વાર) પાસે તેને ઉભો રાખી કુબ્જા સત્યભામાની પાસે ગઈ, એટલે સત્યભામાએ પૂછ્યું કે 'તું કોણ છે?' દાસી બોલી, 'હું કુબ્જા છું.' સત્યભામાએ કહ્યુ કે 'તને આવી સરળ કોણે કરી?' એટલે દાસીએ તે બ્રાહ્મણ સંબંધી વૃત્તાંત કહ્યો. સત્યભામાએ પૂછ્યું કે 'તે બ્રાહ્મણ ક્યાં છે?' દાસી બોલી કે—'હું તેને તોરણદ્વાર પાસે ઉભો રાખી તમારી પાસે આવી છુ.' એટલે 'તે મહાત્માને અહી લાવ' એમ સત્યભામાએ આજ્ઞા આપી, તેથી દાસી વેગથી દોડી જઇને તે કપટબ્રાહ્મણને તેડી લાવી તે આશિષ્ આપીને સત્યભામા પાસે બેઠો એટલે સત્યભામાએ કહ્યુ 'હે બ્રહ્મન્! મને રૂક્મિણીથી અધિક રૂપવાળી કરો.' કપટી

વિપ્રે કહ્યુ, 'તમે તો બહુ સ્વરૂપવાન દેખાઓ છો, તમારા જેવું કોઇ બીજી સ્ત્રીનું રૂપ મેં ક્યાંઇ પણ જોયુ નથી.' સત્યભામા બોલી 'હે ભદ્ર! તમે કહો છો તે સત્ય છે,તથાપિ મને રૂપમાં વિશેષ અનુપમ કરો.' બ્રાહ્મણે કહ્યુ, 'જો સર્વથી રૂપમાં અધિક થવું હોય તો પ્રથમ વિરૂપા થઈ જાઓ, કારણ કે મૂળથી વિરૂપતા હોય તો વિશેષ રૂપ થાય છે.' સત્યભામાએ પૂછ્યું 'ત્યારે પ્રથમ હું શુ કરૂં?' બ્રાહ્મણ બોલ્યો 'પ્રથમ મસ્તક મુંડાવો અને પછી મષીવડે બધા દેહ ઉપર વિલેપન કરી સાંધેલા જીર્ણ વસ્ત્ર પહેરી મારી આગળ આવો, એટલે હું તમારામાં લાવણ્ય અને સૌભાગ્યની શોભાનુ આરોપણ કરીશ.' વિશેષ રૂપને ઇચ્છનારી સત્યભામાએ તરતજ તે પ્રમાણે કર્યું, એટલે કપટી બ્રાહ્મણ બોલ્યો—'હું બહુ ક્ષુધાતુર છુ, માટે અસ્વસ્થપણે હું શુ કરી શકું?' સત્યભામાએ તેને ભોજન આપવા માટે રસોયાને આજ્ઞા કરી, એટલે બ્રાહ્મણે સત્યભામાના કાનમાં આ પ્રમાણે ઉપદેશ કર્યો કે—'હે અનઘે! જ્યાંસુધી હું ભોજન કરૂ ત્યાંસુધી કુળદેવીની આગળ બેસીને તમારે "રૂડુ બુડુ, રૂડુ બુડુ," એવો મંત્ર જપવો. સત્યભામા તરતજ કુળદેવી પાસે જઇ બેસીને તે જાપ કરવા લાગી. અહીં પ્રદ્યુમ્ને વિદ્યાશક્તિવડે બધી રસોઈ સમાપ્ત કરી દીધી. પછી હાથમાં જળકળશ લઈ રસોઇ કરનારી સ્ત્રીઓ સત્યભામાથી બીતી બીતી બ્રાહ્મણ પ્રત્યે બોલી કે—'હવે તો ઉઠો તો ઠીક.' એટલે 'હજુ સુધી હું તૃપ્ત થયો નથી, માટે જ્યાં તૃપ્તિ થશે ત્યાં જઇશ' એમ બોલતો તે કપટી વિપ્ર ત્યાંથી ચાલ્યો ગયો.

પછી તે બાળસાધુનું રૂપ લઇને રૂક્મિણીને ઘેર ગયો. રૂક્મિણીએ નેત્રને આનંદરૂપ ચંદ્ર જેવા તેને દૂરથી જોયો, તેને માટે આસન લેવા રૂક્મિણી ઘરમાં ગઇ એટલે ત્યાં પ્રથમથી મૂકી રાખેલા કૃષ્ણના સિંહાસન ઉપર તે બેસી ગયો. જ્યારે રૂક્મિણી આસન લઇ બહાર નીકળી, ત્યારે કૃષ્ણના સિંહાસન પર તેને બેઠેલા જોઇ તે વિસ્મયથી નેત્ર વિકાસ કરતી બોલી, 'કૃષ્ણ કે કૃષ્ણના પુત્ર વિના આ સિંહાસન ઉપર બેઠેલા કોઈ પુરૂષને દેવતાઓ સહન કરી શક્તા નથી.' તે કપટી સાધુએ કહ્યુ કે 'મારા તપના પ્રભાવથી કોઈ દેવતાનું પરાક્રમ મારી ઉપર ચાલતું નથી.' પછી રૂક્મિણીએ પૂછ્યું કે 'તમે શા કારણે અહીં પધાર્યા છો?' એટલે તે બોલ્યો 'મે સોળ વર્ષ સુધી નિરાહાર તપ કરેલુ છે, વળી મેં જન્મથીજ માતાના સ્તન્યનું પાન કર્યું નથી, હવે હું અહીં તેના પારણાને માટે આવ્યો છુ, તેથી જે યોગ્ય લાગે તે મને આપો' રૂક્મિણી બોલી—'હે મુનિ! મે ચતુર્થ તપથી આરંભી વર્ષ સુધીનું તપ સાંભળ્યું છે, પણ કોઇ ઠેકાણે સોળ વર્ષનું તપ સાંભળ્યુ નથી.' તે બાળમુનિ બોલ્યો, 'તમારે તેનુ શું કામ છે, જો કાંઈ હોય અને તે આપવાની ઇચ્છા હોય તો આપો, નહી તો હું સત્યભામાને મંદિરે જઇશ.' રૂક્મિણી બોલી 'મેં ઉદ્વેગને લીધે આજે કાંઇ રાંધેલું નથી.' બાળમુનિએ પૂછ્યું કે—'તમારે ઉદ્વેગ થવાનું શુ કારણ છે?' રૂક્મિણીએ કહ્યુ, 'મારે પુત્રનો વિયોગ થયો છે, તેના સંગમની આશાએ મેં આજ સુધી કુળદેવીનું આરાધન કર્યું. આજે છેવટ કુળદેવીને મસ્તકનું બળિદાન આપવાની ઇચ્છાથી મેં મારી ગ્રીવા ઉપર પ્રહાર કર્યો, એટલે દેવીએ કહ્યું, 'પુત્રિ!

સાહસ કર નહીં. આ તારા આંગણામાં રહેલુ આમ્રવૃક્ષ જ્યારે અકાળે ખીલી નીકળશે ત્યારે તારો પુત્ર આવશે.' આજે આ આમ્રવૃક્ષ તો વિકસિત થયું, પણ મારો પુત્ર હજુ આવ્યો નહીં. માટે હે મુનિરાય! તમે હોરા જુવો, મારે પુત્રનો સમાગમ ક્યારે થશે?' મુનિ બોલ્યો, 'જે ખાલી હાથે પૂછે, તેને હોરાનું ફળ મળતું નથી' રૂક્મિણી બોલી 'કહો ત્યારે તમને શુ આપું?' મુનિ બોલ્યો 'તપથી મારૂ ઉદર દુર્બળ થઈ ગયુ છે, તેથી મને ક્ષીર-ભોજન આપો.' પછી રૂક્મિણી ખીર કરવાના દ્રવ્યની શોધ કરવાને તત્પર થઈ, તે વખતે સાધુએ ફરીવાર કહ્યુ, 'હું ઘણો ભુખ્યો છુ, માટે જે કોઈ દ્રવ્ય હોય તે લઇને તેની ખીર બનાવી આપો.' પછી રૂક્મિણી પ્રથમ તૈયાર કરેલા મોદકની ખીર કરવા લાગી, પણ તે મુનિના વિદ્યાપ્રભાવથી અગ્નિ પ્રજ્વલિત થયો નહીં. જ્યારે રૂક્મિણીને અતિ ખેદ પામેલી જોઈ ત્યારે તે મુનિએ કહ્યું, 'જો ખીર રંધાય તેવું ન હોય તો એ મોદકથીજ મારી ક્ષુધાને શાંત કરો.' રૂક્મિણી બોલી 'ભગવાન્! આ મોદક કૃષ્ણ વગર બીજા કોઇને જરી શકે તેવા નથી, માટે તે તમને આપીને હું ઋષિહત્યા નહીં કરૂ.' મુનિ બોલ્યો 'તપસ્યાના પ્રભાવથી મારે કાંઈ પણ દુર્જર (ન જરે તેવું) નથી.' પછી રૂક્મિણી શંકિત ચિત્તે તેને એકેક મોદક આપવા લાગી. જેમ જેમ તે આપવા લાગી તેમ તેમ મુનિ ઉતાવળો ઉતાવળો ખાતો ગયો, એટલે તે વિસ્મય પામીને બોલી 'મહર્ષિ! તમે તો ઘણા બળવાન્ લાગો છો.'

અહીં સત્યભામા 'રૂડુબુડુ' મંત્રને જપતી હતી, ત્યાં બાગવાન પુરૂષોએ આવીને કહ્યું 'સ્વામિનિ! કોઈ પુરૂષે આવી આપણા ઉદ્યાનને ફળ વગરનું કરી દીધું છે,' કોઇએ આવીને જણાવ્યું કે 'ઘાસની દુકાનોમાંથી ઘાસને ખુટાડી દીધુ છે,' કોઇએ આવીને જાહેર કર્યું કે 'ઉત્તમ જળાશયો માત્ર નિર્જળ કર્યાં છે,' અને કોઇએ આવીને કહ્યું કે 'ભાનુક કુમારને અશ્વ ઉપરથી કોઇએ પાડી નાખ્યો છે.' તે સાંભળી સત્યભામાએ દાસીને કહ્યુ કે 'અરે! તે બ્રાહ્મણ ક્યાં છે?' એટલે દાસીઓએ તેની જે બીના બની હતી તે યથાર્થ કહી બતાવી. પછી ખેદ પામ્યા છતાં અમર્ષ ધરતી સત્યભામાએ કેશ લાવવાને માટે હાથમાં પાત્ર આપીને દાસીઓને રૂક્મિણી પાસે મોકલી તેઓએ આવીને રૂક્મિણીને કહ્યુ, 'હે માનિનિ! તમારા કેશ શીઘ્ર અમને આપો; અમારી સ્વામિની સત્યભામા તેમ કરવાને આજ્ઞા કરે છે.' તે સાંભળી પેલા કપટી સાધુએ તે દાસીઓનાજ તથા સત્યભામાના પૂર્વે મૂકેલા કેશવડે તે પાત્ર ભરી આપી તેમને સત્યભામા પાસે મોકલી સત્યભામાએ તે દાસીઓને કેશ વિનાની જોઈને પૂછ્યું કે 'આ શુ?' એટલે દાસીઓ બોલી કે 'શુ તમે નથી જાણતાં કે જેવાં સ્વામિની હોય તેવોજ તેનો પરિવાર હોય છે.' પછી ભ્રમિત થયેલી સત્યભામાએ કેટલાએક નાપિત લોકોને રૂક્મિણીને ઘેર મોકલ્યા, એટલે તે સાધુએ તેઓને શિર પરની ત્વચા પણ છેદાય તેમ વિદ્યાવડે મુંડીને કાઢી મૂક્યા. તે નાપિતોને મુંડેલા જોઈ સત્યભામાએ ક્રોધથી કૃષ્ણની પાસે આવીને કહ્યુ 'સ્વામિન્! તમે રૂક્મિણીના કેશ અપાવવાના જામીન થયા છો, માટે તે પ્રમાણે મને આજે તેના કેશ અપાવો,

અને એ કાર્ય માટે તમે પોતે જઈને રૂક્મિણીના મસ્તકને મુંડિત કરાવો.' હરિ હસતા હસતા બોલ્યા 'તમેજ મુંડિત તો થયા છો.' સત્યભામા બોલી 'હમણાં મશ્કરી કરવી છોડી દો, અને તેના કેશ આજેજ મને અપાવો.' પછી કૃષ્ણે તે કાર્ય માટે બળભદ્રને સત્યભામા સાથે રૂક્મિણીને ઘેર મોકલ્યા. ત્યાં પ્રદ્યુમ્ને વિદ્યાથી કૃષ્ણનું રૂપ વિકુર્વ્યું એટલે તેમને ત્યાં જોઈ રામ લજ્જા પામી પાછા વળ્યા. પૂર્વ સ્થાનકે આવતાં ત્યાં પણ કૃષ્ણને જોઈને તે બોલ્યા કે 'તમે મારૂ ઉપહાસ્ય કેમ કરો છો? તમે મને કેશને માટે ત્યાં મોકલી પાછા તમે પોતેજ ત્યાં આવ્યા, અને પાછા અહીં આવતા રહ્યા, જેથી તમે સત્યભામાને અને મને બંનેને સમકાળે શરમાવી દીધાં.' કૃષ્ણે સોગન ખાઇને કહ્યું કે 'હું ત્યાં આવ્યો નહોતો.' એમ કહ્યા છતાં પણ 'આ બધી તમારીજ માયા છે' એમ બોલતી સત્યભામા રીસ ચડાવીને પોતાના મહેલમાં ચાલી ગઈ. પછી તેને મનાવવા માટે હરિ તેને ઘેર ગયા.

અહીં નારદે રૂક્મિણીની પાસે આવીને કહ્યું કે 'આ તમારો પુત્ર પ્રદ્યુમ્ન છે.' એટલે તત્કાળ માતાના ચિરકાળના વિયોગદુઃખરૂપ અંધકારને ટાળવામાં સૂર્ય સમાન પ્રદ્યુમ્ન પોતાનું દેવ જેવું રૂપ પ્રગટ કરી માતાના ચરણમાં પડ્યો. રૂક્મિણીના સ્તનમાંથી દુધની ધારા ચાલી, તત્કાળ તેણે પુત્રને આલિંગન કર્યું, અને નેત્રમાં હર્ષનાં અશ્રુવાળી તે વારંવાર પુત્રના મસ્તક પર ચુંબન કરવા લાગી. પછી પ્રદ્યુમ્ને કહ્યું 'માતા! હું મારા પિતાને કાંઇક આશ્ચર્ય બતાવું ત્યાંસુધી તમે મને ઓળખાવશો નહીં.' હર્ષમાં વ્યગ્ર થયેલી રૂક્મિણીએ કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં. પછી પ્રદ્યુમ્ન રૂક્મિણીને એક માયારથમાં બેસારીને ચાલ્યો, અને શંખ ફુંકી લોકોને જણાવ્યું કે 'હું આ રૂક્મિણીનું હરણ કરૂં છું; જો કૃષ્ણ બળવાન્ હોય તો તેની રક્ષા કરે.' તે સાંભળી 'આ કોણ દુર્બુદ્ધિ મરવાને ઇચ્છે છે?' એમ બોલતા કૃષ્ણ હાથમાં ધનુષ્ય લઇ સૈન્ય સહિત તેની પછવાડે દોડ્યા. પ્રદ્યુમ્ને વિદ્યાના સામર્થ્યથી તે ધનુષ્ય ભાંગી નાખીને હાથીને દાંત રહિત કરે તેમ તત્કાળ કૃષ્ણને આયુધવગરના કરી દીધા. તે વખતે જેવામાં હરિ ખેદ પામ્યા, તેવામાં તેની જમણી ભુજા ફરકી એટલે તેમણે તે વાત રામને જણાવી. તે વખતે નારદે આવીને કહ્યું 'કૃષ્ણ! આ રૂક્મિણી સહિત તમારોજ પુત્ર પ્રદ્યુમ્ન છે, તેથી તેને ગ્રહણ કરો, અને યુદ્ધની વાર્ત્તા છોડી દો.' તત્કાળ પ્રદ્યુમ્ન કૃષ્ણને નમી રામના ચરણમાં પડ્યો. તેઓએ ગાઢ આલિંગન કરી વારંવાર તેના મસ્તક પર ચુંબન કર્યું. જાણે યૌવન સહિતજ જન્મ્યો હોય તેવા અને દેવની લીલાને ધારણ કરતા પ્રદ્યુમ્નને પોતાના ખોળામાં બેસાડીને કૃષ્ણે લોકોના મનને કૌતુક ઉત્પન્ન કરતા સતા રૂક્મિણી સાથે ઈંદ્રની જેમ તે વખતે દ્વાર ઉપર રચેલાં નવીન તોરણોથી ભ્રકુટીના વિભ્રમને કરાવતી દ્વારકામાં પ્રવેશ કર્યો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरित्रे महाकाव्येऽष्टमे पर्वणि रुक्मिण्यादिपरिणयनपाण्डवद्रौपदीस्वयंवरप्रद्युम्नचरित्रवर्णनो नाम षष्ठः सर्गः ॥

## सर्ग ७ मो.

## શાંબ તથા પ્રદ્યુમ્નનો વિવાહ અને જરાસંધનો વધ.

પૂર્વોક્ત રીતે દ્વારકામાં પ્રદ્યુમ્નના આવવાનો મહોત્સવ પ્રવર્તતો હતો, તે વખતે દુર્યોધન રાજાએ આવી કૃષ્ણ વાસુદેવને વિજ્ઞપ્તિ કરી કે 'સ્વામિન્! મારી પુત્રી અને તમારી પુત્રવધૂને હમણાંજ કોઈ હરી ગયુ છે. માટે તેની શોધ કરાવો કે જેથી આપના પુત્ર ભાનુક સાથે તેને પરણાવીએ.' કૃષ્ણ બોલ્યા 'હું સર્વજ્ઞ નથી, જો સર્વજ્ઞ હોઉં તો કોઇએ હરણ કરેલા રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નનેજ હું કેમ ન જાણું?' તે વખતે પ્રદ્યુમ્ને કહ્યું, 'હું પ્રજ્ઞપ્તિ વિદ્યાથી તે વાત જાણીને તેને અહીં લઈ આવીશ.' એમ કહીને સ્વયંવરા થઇને આવેલી તે કન્યાને ત્યાં લઈ આવ્યો. કૃષ્ણ તે કન્યા પ્રદ્યુમ્નને આપવા લાગ્યા પણ 'એ તો મારે નાના ભાઈની સ્ત્રી થવાની હોવાથી વધૂ સમાન છે' એમ કહી પ્રદ્યુમ્ને તેને ગ્રહણ કરી નહીં, અને ભાનુક સાથે તેને પરણાવી. ત્યાર પછી પ્રદ્યુમ્નની ઇચ્છા નહોતી, તોપણ કૃષ્ણે મોટા ઉત્સવથી ખેચરોની અને રાજાઓની અનેક કન્યાઓ પ્રદ્યુમ્નને પરણાવી. પછી રૂક્મિણીએ અને કૃષ્ણે પ્રદ્યુમ્નને લાવવામાં ઉપકારી નારદની પૂજા કરીને વિદાય કર્યા.

અન્યદા પ્રદ્યુમ્નની મોટી સમૃદ્ધિ જોઇને અને તેની શ્લાઘા સાંભળીને સત્યભામા [1]કોપગૃહમાં જઈ જુના માંચા[2] ઉપર સુઈ ગઈ, ત્યાં કૃષ્ણ આવ્યા એટલે તેને જોઇને સંભ્રમથી બોલી ઉઠયા 'હે સુંદરિ! કોણે તમારૂ અપમાન કર્યું છે કે જેથી તમે આમ ખેદ કરો છો?' સત્યભામા બોલી 'મારૂ કોઇએ અપમાન કર્યું નથી, પણ જો મારે પ્રદ્યુમ્નના જેવો પુત્ર નહીં થાય તો હું જરૂર મૃત્યુ પામીશ.' તેનો આગ્રહ જાણી કૃષ્ણે નૈગમેષી દેવને ઉદ્દેશીને અષ્ટમભક્ત યુક્ત પૌષધવ્રત ગ્રહણ કર્યું. નૈગમેષી પ્રગટ થઇને બોલ્યો કે 'હું શુ કાર્ય કરૂં?' કૃષ્ણે કહ્યું, 'સત્યભામાને પ્રદ્યુમ્નના જેવો પુત્ર આપો.' નૈગમેષી બોલ્યો 'જે સ્ત્રીથી તમારે તેવા પુત્રની ઇચ્છા હોય તે સ્ત્રીને આ હાર પહેરાવીને સેવજો, જેથી તેને ઇચ્છિત પુત્ર થશે.' આ પ્રમાણે કહી હાર આપીને નૈગમેષી દેવ અંતર્ધાન થઈ ગયો. કૃષ્ણ વાસુદેવે હર્ષ પામી સત્યભામાને શય્યાસ્થાને આવવાનું કહેવરાવ્યું. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ તે વાત પ્રદ્યુમ્નને જણાવી, એટલે તેણે પોતાની માતાને કહ્યું કે 'મારા જેવા પુત્રની ઇચ્છાએ તે હાર તમે જઇને લ્યો.' રૂક્મિણી બોલી, 'વત્સ! તારા જેવા એક પુત્રથી હું કૃતાર્થ છું, કારણ કે સ્ત્રીરત્નને વારંવાર પ્રસવ થતો નથી.' પ્રદ્યુમ્ને કહ્યું 'ત્યારે તમારી બધી સપત્નીઓમાં તમને કઈ સપત્ની પ્રિય છે તે કહો, જેથી હું તેને તેવો પુત્ર થાય તેમ કરૂં.' રૂક્મિણી બોલી 'વત્સ! જ્યારે હું તારા વિયોગથી દુઃખી હતી, તે વખતે મારી સપત્ની જાંબવતી મારી સમાન દુ ખી થઇને મારા દુઃખમાં ભાગ લેનારી થઈ હતી, તેથી તેને તારા જેવો પુત્ર થાઓ.' એમ કહી પ્રદ્યુમ્નની આજ્ઞાથી રૂક્મિણીએ જાંબવતીને બોલાવી, એટલે પ્રદ્યુમ્ને વિદ્યાથી તેનું રૂપ સત્યભામાના જેવુ કરી દીધુ. પછી રૂક્મિણીએ તેને

---

૧ રીસાનારને સુવાનું ઠેકાણું. ૨ જુનો ખાટલો.

સમજાવીને હરિના મંદિરમાં મોકલી. સાયંકાલે કૃષ્ણે આવી તેને હાર આપીને ભોગવી. તે વખતેજ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવીને કૈટભનો જીવ સિંહના સ્વપ્નથી સૂચિત થઈ જાંબવતીના ઉદરમાં ઉત્પન્ન થયો. જાંબવતી હર્ષ પામીને પોતાને સ્થાનકે ગઈ. એટલામાં ખરી સત્યભામા પોતાનો વારો લેવાને માટે કૃષ્ણના મંદિરમાં આવી. તેને જોઇને કૃષ્ણે ચિંતવ્યું કે 'અહો! સ્ત્રીઓને કેવી ભોગની અતૃપ્તિ હોય છે! આ સત્યભામા હમણાંજ અહીંથી ગઈ હતી અને પાછી સત્વર અહીં આવી છે, અથવા શું કોઈ બીજી સ્ત્રીએ સત્યભામાનું રૂપ લઇને મને છળ્યો હશે? માટે તે તો જે બન્યું હોય તે ખરૂ, પણ આ સ્ત્રીને વિલખી ન કરવી.' એમ વિચારી કૃષ્ણે તેની સાથે ક્રીડા કરી. આ ખબર પ્રદ્યુમ્નને પડી એટલે તેણે કૃષ્ણની ક્રીડાનેજ વખતે વિશ્વને ક્ષોભ કરે તેવી કૃષ્ણની ભેરી વગાડી, જેથી 'આ ભેરી કોણે વગાડી?' એમ ક્ષોભ પામીને કૃષ્ણે પૂછ્યું એટલે સેવકજને કહ્યું કે રૂક્મિણીના કુમાર પ્રદ્યુમ્ને વગાડી છે. એટલે કૃષ્ણ હાસ્ય કરી બોલ્યા 'જરૂર એણેજ હમણાં સત્યભામાને છળી છે, કારણ કે શોક્યનો પુત્ર દશ શોક્યના જેવો હોય છે. આ ભેરીના નાદથી કિંચિત્ ભયયુક્ત મારા સેવનથી સત્યભામાને ભીરૂ પુત્ર થશે, પરંતુ ભવિતવ્યતા અન્યથા થતીજ નથી.'

બીજે દિવસે પ્રાત:કાળે કૃષ્ણ રૂક્મિણીને ઘેર ગયા, ત્યાં જાંબવતીને પેલા દિવ્ય હારથી ભૂષિત જોઈ કૃષ્ણ અનિમેષ નેત્રે તેની સામું જોવા લાગ્યા. એટલે જાંબવતી બોલી 'સ્વામિન્! શું જુઓ છો? હું તેજ તમારી પત્ની છુ.' હરિ બોલ્યા 'દેવિ! આ દિવ્ય હાર ક્યાંથી?' જાંબવતી બોલી 'તમારા પ્રસાદથી, આપેજ આપેલો છે, તે શુ તમારા કાર્યને તમે ભૂલી ગયા?' તેજ વખતે જાંબવતીએ પોતાને આવેલા સિંહના સ્વપ્નની વાત જણાવી, એટલે કૃષ્ણ બોલ્યા, 'દેવી તમારે પ્રદ્યુમ્ન જેવો પુત્ર થશે.' આ પ્રમાણે કહીને વિષ્ણુ સ્વસ્થાને ગયા.

સમય આવતાં સિંહણની જેમ જાંબવતીએ **શાંબ** નામના અતુલ્ય પરાક્રમી પુત્રને જન્મ આપ્યો. શાંબની સાથેજ સારથિને **દારૂક** અને સુબુદ્ધિ મંત્રીને **જયસેન** નામે પુત્ર થયા. સત્યભામાને એક ભાનુક નામે પુત્ર હતો અને બીજો ગર્ભાધાનને અનુસારે ભીરૂ નામે પુત્ર થયો. બીજી પણ કૃષ્ણની સ્ત્રીઓને હાથીનાં બચ્ચાંની જેવા ઘણા પરાક્રમી પુત્રો થયા. શાંબ મંત્રી અને સારથિના પુત્રોની સાથે અનુક્રમે મોટો થયો, અને બુદ્ધિવંત હોવાથી તેણે લીલામાત્રમાં બધી કળાઓ ગ્રહણ કરી.

અન્યદા રૂક્મિણીએ પોતાના ભાઈ રૂક્મીની **વૈદર્ભી** નામની પુત્રીનો પોતાના પુત્ર પ્રદ્યુમ્નની સાથે વિવાહ કરવાનું કહેવા સારૂ એક માણસને ભોજકટ નગર મોકલ્યો. તેણે ત્યાં જઈ રૂક્મી રાજાને પ્રણામ કરીને કહ્યું કે 'તમારી બેન રૂક્મિણી દેવી તમને કહેવરાવે છે કે તમારી પુત્રી વૈદર્ભી મારા પુત્ર પ્રદ્યુમ્નની વેરે આપો. પૂર્વે મારો ને કૃષ્ણનો ઉચિત યોગ તો દૈવયોગે થયો હતો, પણ હવે આ પ્રદ્યુમ્નનો ને વૈદર્ભીનો સંયોગ તો તમારાથીજ થાઓ.' આવાં તે માણસનાં વચન સાંભળી પૂર્વનું વૈર સંભારીને રૂક્મી બોલ્યો કે 'હું મારી પુત્રી ચંડાળને આપું તે સારૂં, પણ કૃષ્ણ વાસુદેવના કુળમાં આપું

તે યોગ્ય નથી.' દૂતે આવીને રૂક્મિણીને રૂક્મીનાં કહેલાં વચનો યથાર્થ કહી સંભળાવ્યાં, જેથી ભ્રાતાથી અપમાન પામેલી રૂક્મિણી રાત્રિએ કમળની જેમ ગ્લાનિ પામી ગઈ. પ્રદ્યુમ્ને તેને તેવી જોઇને પૂછયું કે–'માતા! તમે કેમ ખેદ પામ્યાં છો?' એટલે રૂક્મિણીએ મનના શલ્યરૂપ પોતાના ભાઇનું વૃત્તાંત કહી સંભળાવ્યું. પ્રદ્યુમ્ન બોલ્યો 'હે માતા! તમે ખેદ કરશો નહીં, તે મારો માતુલ સામવચનને યોગ્ય નથી, તેથીજ મારા પિતાએ પૂર્વે તેને યોગ્ય કામ કર્યું હતું. હમણાં હું પણ તેની યોગ્યતા પ્રમાણે કરીને તેની પુત્રીને પરણીશ.' આ પ્રમાણે કહી શાંબને સાથે લઈ આકાશમાર્ગે પ્રદ્યુમ્ન ભોજકટ નગરે ગયો. પછી બેમાંથી એક કિંનરનું અને બીજાએ ચંડાળનું રૂપ ધર્યું અને બંનેએ ગાયન કરતા કરતા આખા શહેરમાં ફરીને મૃગની જેમ સર્વ નગરજનોનાં મન હરી લીધાં. તે ખબર સાંભળીને રૂક્મી રાજાએ તે મધુર સ્વરવાળા ગાંધર્વ અને ચંડાળને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના ઉત્સંગમાં પોતાની પુત્રીને બેસારીને તે બંનેની પાસે ગાયન કરાવ્યું. તેમનું ગીત સાંભળી હર્ષ પામેલા પરિવાર સહિત રૂક્મીએ તેમને ઘણું દ્રવ્ય આપ્યુ અને પૂછયું કે 'તમે કયાંથી આવ્યા છો?' તેઓ બોલ્યા 'અમે સ્વર્ગમાંથી દ્વારકામાં આવ્યા છીએ, કારણ કે કૃષ્ણ વાસુદેવને માટે તે નગરી સ્વર્ગવાસી દેવોએ કરેલી છે.' તે વખતે વૈદર્ભી હર્ષ પામીને બોલી કે 'ત્યાં કૃષ્ણને રૂક્મિણીનો પ્રદ્યુમ્ન નામે પુત્ર છે, તેને તમે જાણો છો?' શાંબ બોલ્યો 'રૂપમાં કામદેવ જેવા અને પૃથ્વીને અલંકારભૂત તિલક જેવા એ મહા પરાક્રમી પ્રદ્યુમ્ન કુમારને કોણ ન જાણે?' તે સાંભળી વૈદર્ભી રાગગર્ભિત ઉત્કંઠાવાળી થઈ ગઈ. એ વખતે રાજાનો એક ઉન્મત્ત હાથી ખીલો ઉખેડી નાખી છુટો થઇને નગરમાં દોડવા લાગ્યો, અકાળે તોફાન મચાવતા અને બધા નગરમાં ઉપદ્રવ કરતા તે હાથીને કોઈ પણ મહાવત વશ કરી શકયો નહીં. તે સમયે રૂક્મી રાજાએ પટહ વગડાવીને એવી આઘોષણા કરાવી કે "જે કોઈ આ હાથીને વશ કરશે તેને હું ઇચ્છિત વસ્તુ આપીશ." કોઇએ તે પટહને છબ્યો નહીં એટલે આ બંને વીરોએ પટહ છબ્યો અને ગીતવડે કરીનેજ તે ઉન્મત્ત હાથીને સ્તંભિત કરી દીધો. પછી તે બંને જણે તે હાથી ઉપર આરૂઢ થઈ તેને બંધન-સ્થાનમાં લાવીને બાંધી દીધો. નગરજનોને આશ્ચર્ય પમાડનારા તે બંનેને રાજાએ હર્ષથી બોલાવ્યા. પછી કહ્યું કે 'તમારે જે જોઇએ તે માગી લ્યો.' એટલે તેઓએ કહ્યું કે 'અમારે કોઈ ધાન્ય રાંધનારી નથી, માટે આ વૈદર્ભીને આપો.' તે સાંભળી રૂક્મી રાજાએ ક્રોધાયમાન થઇને તેમને નગર બહાર કાઢી મૂક્યા. નગર બહાર ગયા પછી પ્રદ્યુમ્ને શાંબને કહ્યું, 'ભાઈ! રૂક્મિણી દુઃખી થતાં હશે, માટે હવે વૈદર્ભીને પરણવામાં વિલંબ કરવો યુક્ત નથી.' આ પ્રમાણે વાતો કરતાં ઉજ્જ્વળ એવી રાત્રિ પડી. જ્યારે સર્વ લોકો સુઈ ગયાં ત્યારે પ્રદ્યુમ્ન પોતાની વિદ્યાથી જ્યાં વૈદર્ભી સુતી હતી તે સ્થાનમાં ગયો. તેણે ત્યાં રૂક્મિ-ણીનો કૃત્રિમ લેખ બનાવી વૈદર્ભીને આપ્યો તે વાંચી વૈદર્ભી બોલી 'કહો, તમને શું આપું?' પ્રદ્યુમ્ને કહ્યું, 'સુલોચને! મને તમારો દેહજ આપો. હે સુંદરિ! જેને માટે રૂક્મિણી દેવીએ તમારી માગણી કરી હતી તે પ્રદ્યુમ્ન હું પોતેજ છું.' અહો! દૈવયોગે વિધિની ઘટના

યોગ્ય થઈ.' એમ બોલતી વૈદર્ભીએ તે વચન સ્વીકાર્યું. પછી તરતજ વિદ્યાના બળવડે ઉત્પન્ન કરેલા અગ્નિની સાક્ષીથી મંગળકંકણવાળી અને શ્વેત રેશમી વસ્ત્રને ધરનારી તે બાળાને પ્રદ્યુમ્ન પરણ્યો, અને કૃષ્ણના કુમારે તેજ રાત્રિએ વિવિધ પ્રકારે તેની સાથે ક્રીડા કરી. અવશેષ રાત્રિ રહી એટલે તે બોલ્યો 'પ્રિયે! હું મારા ભાઈ શાંબની પાસે જાઉં છું; પણ કદિ તને આ વિષે તારા માત પિતા કે પરિવાર પૂછે તો તું કાંઈ પણ ઉત્તર આપીશ નહીં. તેથી જો કદિ તેઓ તને ઉપદ્રવ કરશે તો મેં તારા શરીરની રક્ષાને માટે ગોઠવણ કરેલી છે.' આ પ્રમાણે કહી પ્રદ્યુમ્ન ચાલ્યો ગયો. વૈદર્ભી અતિ જાગરણથી અને અતિશ્રમથી શ્રાંત થઇને સુઈ ગઈ, તે પ્રાતઃકાળે પણ જાગી નહીં. અવસર થયે તેની ધાવમાતા ત્યાં આવી, એટલે તે વૈદર્ભીના કરમાં મંગળકંકણ વિગેરે વિવાહનાં ચિહ્નો જોઇને શંકા પામી, તેથી તત્કાળ તેણે વૈદર્ભીને જગાડીને પૂછયું, પણ વૈદર્ભીએ કાંઈ ઉત્તર આપ્યો નહીં. એટલે પોતે અપરાધમાં ન આવવા સારૂ ભયવિહ્વલ થઇને તે વાત રૂક્મી રાજા પાસે જઇને તેણે કહી સંભળાવી. રાજા રાણીએ આવીને વૈદર્ભીને પૂછયું, પણ તેણે કાંઈ ઉત્તર આપ્યો નહીં; પરંતુ વિવાહનાં અને સંભોગનાં ચિહ્ન તેના શરીર પર સ્પષ્ટ રીતે જોવામાં આવ્યાં, તેથી રૂક્મીએ વિચાર્યું કે 'જરૂર આ કન્યાને આપ્યા વગર કોઈ અધમ પુરૂષે સ્વેચ્છાથી તેની સાથે ક્રીડા કરી છે.' માટે હવે આ અધમ કન્યાને તો પેલા બે ચંડાળનેજ આપવી યોગ્ય છે. આવો વિચાર કરી રાજાએ ક્રોધથી છડીદારની પાસે પેલા બે ચંડાળોને બોલાવ્યા અને કહ્યું કે 'આ કન્યાને ગ્રહણ કરો અને તમે એવે સ્થાનકે જાઓ કે જેથી હું તમને ફરી દેખું નહીં.' આ પ્રમાણે કહી ક્રોધથી રૂક્મીએ તેમને વૈદર્ભી આપી દીધી. તેઓએ વૈદર્ભીને કહ્યું કે 'હે રાજપુત્રિ! તમે અમારે ઘેર રહીને જળ ભરવાનું કે ચર્મ અને રજ્જુ વિગેરે વેચવાનું કામ કરશો?' પરમાર્થ જાણનારી વૈદર્ભી બોલી 'જે દૈવ કરાવશે તે હું અવશ્ય કરીશ, કારણ કે દૈવનું શાસન દુર્લંઘ્ય છે.' પછી તેઓ અતિ ધૈર્યતાથી વૈદર્ભીને લઇને ત્યાંથી અન્યત્ર ગયા.

રૂક્મી રાજા સભામાં આવીને પોતાના કાર્યથી થયેલા પશ્ચાત્તાપથી રૂદન કરવા લાગ્યો. "અરે વત્સ વૈદર્ભી! તું કયાં ગઇ? તારો યોગ્ય સંયોગ થયો નહી, હે નંદને! મેં તને ગાયની જેમ ચંડાળને દ્વારે નાખી છે. કોપ એ ખરેખરો ચંડાળ છે, જેથી મારા હિતેચ્છુ વર્ગે પણ મારી પાસે એ પુત્રી ચંડાળને અપાવી. પ્રદ્યુમ્નને માટે રૂક્મિણી બહેને મારી પુત્રીની માગણી કરી તોપણ મેં ક્રોધાંધ થઇને તેને આપી નહીં, માટે મંદબુદ્ધિવાળા મને ધિક્કાર છે!" આ પ્રમાણે રાજા રૂદન કરતો હતો, તેવામાં તેણે વાજિત્રોનો ગંભીર નાદ સાંભળ્યો. એટલે 'આ નાદ ક્યાંથી આવે છે?' એમ તેણે સેવકોને પૂછયું. રાજપુરૂષોએ તરતજ તપાસ કરી આવીને કહ્યુ કે 'રાજેંદ્ર! પ્રદ્યુમ્ન અને શાંબ વૈદર્ભીની સાથે આપણા નગરની બહાર એક વિમાન જેવા પ્રાસાદમાં દેવતાની જેમ રહેલા છે. ચારણો તેમની સ્તુતિ કરે છે, અને તેઓ ઉત્તમ વાજિત્રોવડે મનોહર સંગીત કરાવે છે. તેનો આ નાદ અહીં સંભળાય છે. પછી રૂક્મી રાજાએ હર્ષ પામી તેઓને પોતાને ઘેર બોલાવ્યા

અને પોતાના ભાણેજ પ્રદ્યુમ્નની જમાઈપણાના સ્નેહથી વિશેષે પૂજા કરી. પછી રૂક્મી રાજાની રજા લઇને વૈદર્ભી અને શાંબને લઈ પ્રદ્યુમ્ન દ્વારકામાં આવ્યો. જ્યાં તે રૂક્મિણીનાં નેત્રને ઉત્સવરૂપ થયો. નવયૌવનવાળો પ્રદ્યુમ્ન નવયૌવનવતી અભિનવ વૈદર્ભીની સાથે સુખે ક્રીડા કરતો સુખે રહેવા લાગ્યો, અને **હેમાંગદ** રાજાની વેશ્યાથી થયેલી **સુહરિણ્યા** નામની પુત્રી કે જે રૂપથી અપ્સરા જેવી હતી તેની સાથે પરણીને શાંબ પણ ક્રીડા કરતો સતો સુખે રહેવા લાગ્યો.

શાંબ હમેશાં ક્રીડા કરતાં કરતાં ભીરૂને મારતો હતો અને દ્યૂતમાં ઘણુંક ધન હરાવી હરાવીને અપાવી દેતો હતો એક દિવસ તેમ થવાથી ભીરૂ રૂદન કરતો કરતો સત્યભામા પાસે આવ્યો, એટલે સત્યભામાએ શાંબની તે વર્તણુક કૃષ્ણને જણાવી. કૃષ્ણે જાંબવતીને તે વાત કરી, એટલે જાંબવતી બોલી 'હે સ્વામિન્! મેં આટલા વખત સુધીમાં શાંબની નઠારી વર્તણુક કોઈ વખતે પણ સાંભળી નથી અને તમે આ શું કહો છો?' કૃષ્ણે કહ્યુ કે 'સિંહણ તો પોતાના પુત્રને સૌમ્ય અને ભદ્રિકજ માને છે, પણ તેના બાળકની ક્રીડાને તો હાથીઓજ જાણે છે, માટે તારે જોવી હોય તો ચાલ, હું તને તારા પુત્રની ચેષ્ટા બતાવુ.' પછી કૃષ્ણે આહેરનું રૂપ ધર્યું અને જાંબવતીને આહેરની સ્ત્રીનું રૂપ ધરાવ્યુ. બંને જણ તક્ર[1]ને વેચવા દ્વારકામાં પેઠાં, એટલે તેમને સ્વેચ્છાવિહારી શાંબ કુમારે દીઠાં. શાંબે આહેરીને કહ્યુ 'અરે બાઈ! અહીં આવ, મારે તમારૂ ગોરસ લેવું છે.' તે સાંભળી આહેરી શાંબની પછવાડે ગઈ. આહેર પણ પાછળ પાછળ આવ્યો. આગળ જતાં શાંબ એક દેવાલયમાં પેઠો અને તેણે પેલી આહેરીને અંદર આવવાને કહ્યુ. આહેરી બોલી 'હું અંદર નહી આવું, મને અહીજ મૂલ્ય આપો.' 'અહી અવશ્ય પેસવું જોઇશે' એમ કહી લતાને હાથીની જેમ શાંબ તેને હાથ પકડીને ખેંચવા લાગ્યો, એટલે 'અરે! મારી સ્ત્રીને કેમ પકડે છે?' એમ બોલતો પેલો આહેર મારવા દોડ્યો, અને પછી તત્કાળ કૃષ્ણ અને જાંબવતી પ્રગટ થયાં. પોતાનાં માતપિતાને જોઈ શાંબ મુખ ઢાંકીને નાસી ગયો. હરિએ આ પ્રમાણે શાંબની દુશ્ચેષ્ટા જાંબવતીને બતાવી. બીજે દિવસે કૃષ્ણે બળાત્કારે શાંબને બોલાવ્યો, ત્યારે તે એક કાષ્ઠનો ખીલો ઘડતો ઘડતો ત્યાં આવ્યો. કૃષ્ણે ખીલો ઘડવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો 'જે ગઈ કાલની મારી વાત કરશે તેના મુખમાં આ ખીલી નાખવી છે, તેથી હું આ ખીલી ઘડું છુ.' તે સાંભળી 'આ શાંબ નિર્લજ્જ અને કામવશ થઈ જેમ તેમ સ્વેચ્છાએ વર્ત્તે છે' એમ જાણી કૃષ્ણે તેને નગરીની બહાર કાઢી મૂક્યો.

જ્યારે શાંબ નગરીની બહાર જવા ચાલ્યો તે વખતે પ્રદ્યુમ્ને અંતરમાં સ્નેહ ધરીને પૂર્વ જન્મના બંધુરૂપ શાંબને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી. પછી પ્રદ્યુમ્ન હમેશાં ભીરૂકને કનડવા લાગ્યો, તેથી એક વખતે સત્યભામાએ તેને કહ્યુ કે 'અરે દુર્મતિ! તું પણ શાંબની જેમ નગરીની બહાર કેમ નીકળતો નથી?' પ્રદ્યુમ્ને કહ્યુ 'હું બહાર નીકળીને ક્યાં જાઉં?' ત્યારે સત્યભામાએ કહ્યું કે 'સ્મશાનમાં જા.' તે બોલ્યો કે 'પાછો ક્યારે આવુ?' સત્યભામા ક્રોધ કરીને બોલી

---

૧ છાશ.

કે 'જ્યારે હું શાંબને હાથે પકડીને ગામમાં લાવું, ત્યારે તારે પણ આવવું.' 'જેવી માતાની આજ્ઞા' એમ કહી પ્રદ્યુમ્ન તરતજ સ્મશાનમાં ગયો. શાંબ પણ ભમતો ભમતો ત્યાં આવ્યો. પછી બંને ભાઈઓ સ્મશાનભૂમિમાં રહ્યા અને નગરીનાં જે મુડદાં આવે તેમના દાધુ પાસેથી મોટો કર લઈને પછી ત્યાં દહન કરવા દેવા લાગ્યા.

અહીં સત્યભામાએ ભીરૂને માટે મોટો પ્રયત્ન કરી નવાણુ કન્યાઓ મેળવી. પછી સો પૂરી કરવા માટે એક કન્યાની ઇચ્છા કરવા લાગી. આ ખબર પ્રજ્ઞપ્તિ વિદ્યાવડે જાણીને પ્રદ્યુમ્ને વિદ્યાબળથી એક મોટી સેના વિકુર્વી અને પોતે **જિતશત્રુ** નામે રાજા થયો. શાંબ દેવકન્યા જેવું રૂપ ધરી તેની કન્યા થયો. એક વખતે સખીઓ સાથે વીંટાઇને ક્રીડા કરતી તે કન્યાને ભીરૂની ધાત્રીમાતાએ દીઠી; એટલે તે હકીકત ધાત્રીએ સત્યભામાને કહી. સત્યભામાએ દૂત મોકલીને જિતશત્રુ રાજા પાસે તેની માગણી કરી. જિતશત્રુ રાજાએ તે દૂતને કહ્યુ 'જો સત્યભામા હાથે પકડીને મારી કન્યાને દ્વારકા નગરીમાં લઈ જાય અને વિવાહ વખતે ભીરૂના હાથની ઉપર મારી કન્યાનો હાથ મૂકે તો હું મારી કન્યા આપું.' દૂતે આવીને તે સર્વ સત્યભામાને કહ્યુ, એટલે તેમ કરવાનું સ્વીકારીને તે તરતજ જિતશત્રુ રાજાની છાવણીમાં આવી. તે વખતે શાંબે પ્રજ્ઞપ્તિ વિદ્યાને કહ્યું કે 'આ સત્યભામા અને તેનો પરિજન મને કન્યારૂપે જુવે અને બીજા નગરજનો શાંબરૂપે જુવે એમ કર.' એટલે પ્રજ્ઞપ્તિએ તેમ કર્યું. પછી સત્યભામાએ શાંબને દક્ષિણ હાથે પકડી દ્વારકામાં પ્રવેશ કર્યો. તે જોઈ નગરની સ્ત્રીઓ કહેવા લાગી 'અહા જુવો, કેવું આશ્ચર્ય! સત્યભામા ભીરૂના વિવાહોત્સવમાં શાંબને હાથે પકડીને લઈ આવે છે.' શાંબ સત્યભામાને મહેલે ગયો ત્યાં તેણે કપટબુદ્ધિથી પાણિગ્રહણ સમયે ભીરૂના દક્ષિણ કર ઉપર પોતાનો વામ કર રાખ્યો અને એકોણી સો કન્યાઓના ડાબા હાથ ઉપર પોતાનો જમણો હાથ રાખ્યો. તે રીતે શાંબે વિધિપૂર્વક અગ્નિની પ્રદક્ષિણા કરી. કન્યાઓ અતિ રૂપવંત શાંબને જોઇને બોલી કે 'અરે કુમાર! અમારા ખરેખરા પુણ્યના ઉદયથી વિધિએ મેળવી આપેલા કામદેવ જેવા તમે અમોને પતિ પણ પ્રાપ્ત થયા છો.' તેમની સાથે વિવાહ થઈ રહ્યા પછી શાંબ વાસગૃહમાં ગયો. ભીરૂ પણ શાંબની સાથે ત્યાં આવતો હતો એટલે શાંબે ભ્રકુટી ચડાવીને બીવરાવ્યો, જેથી તે નાસી ગયો. તેણે આવીને સત્યભામાને તે વાત કહી, પણ સત્યભામાએ માની નહીં; પછી પોતાની જાતે ત્યાં આવી જોયું, તો શાંબકુમારને ત્યાં બેઠેલો દીઠો. શાંબે સાપત્ન માતાને પ્રણામ કર્યો, એટલે સત્યભામા કોપ કરીને બોલી—'અરે નિર્લજ્જ! તને અહીં કોણ લાવ્યું છે?' શાંબ બોલ્યો 'માતા! તમેજ મને હાથે પકડીને લાવ્યાં છો અને આ નવાણું કન્યાઓની સાથે મારો વિવાહ પણ તમેજ કરાવ્યો છે. આ વિષે બધા દ્વારકાના લોકો મધ્યસ્થ (સાક્ષી) છે.' આ પ્રમાણે કહ્યું એટલે સત્યભામાએ ત્યાં આવતા નગરજનોને પૂછવા માંડ્યું. તેઓએ કહ્યું કે 'દેવિ! કોપ કરો નહીં. અમારી નજરે તમે શાંબને હાથે પકડીને દ્વારકામાં લાવ્યાં છો અને તેનોજ આ કન્યાઓ સાથે તમે વિવાહ કરાવ્યો છે.' આ પ્રમાણેની લોકોની સાક્ષી સાંભળી સત્યભામા "અરે તું કપટી, કપટીનો

પુત્ર, કપટીનો કનિષ્ટ ભાઈ, અને કપટી માતાનો પુત્ર છે, તેથી તું મને કન્યારૂપે છળી ગયો છે." આ પ્રમાણે કહીને રોષથી ચાલી ગઈ. પછી કૃષ્ણે સર્વ લોકોની સમક્ષ તે કન્યાઓને શાંબની સાથે પરણાવી અને જાંબવતીએ મોટો ઉત્સવ કર્યો.

પછી શાંબ વસુદેવને નમસ્કાર કરવાને ગયો. ત્યાં તેણે કહ્યું "તાત! તમે ચિરકાળ પૃથ્વીમાં ભમીને ઘણી સ્ત્રીઓ પરણ્યા હતા અને હું તો પૃથ્વીમાં ભમ્યા વગર એક સાથે સો કન્યાઓ પરણ્યો; તેથી મારામાં અને તમારામાં આ પ્રત્યક્ષ અંતર છે!" વસુદેવ બોલ્યા 'રે વત્સ! તું કુવાના દેડકા જેવો છે. પિતાએ નગરીની બહાર કાઢયો તોપણ તું પાછો આવ્યો, તેથી માનવર્જિત એવા તને ધિક્કાર છે! અને હું તો ભાઈએ કિંચિત્ અપમાન કર્યું એટલે વીરવૃત્તિથી નગરમાંથી નીકળી સર્વે ઠેકાણે અસ્ખલિતપણે ભમી અનેક કન્યાઓને પરણ્યો, અને પછી અવસરે મળેલા તેજ બંધુઓએ આદરથી પ્રાર્થના કરી એટલે હું પાછો ઘેર આવ્યો છુ, તારી જેમ પોતાની મેળે પાછો આવ્યો નથી.' આવો તેમનો ઉત્તર સાંભળી પોતાના પૂજ્ય વસુદેવનો પોતે પ્રથમનાં વાક્યોથી તિરસ્કાર કર્યો છે એમ જાણી શાંબ અંજલિ જોડી પ્રણામ કરીને પિતામહ પ્રત્યે બોલ્યો 'હે પિતામહ! મે અજ્ઞાનથી અને બાળચેષ્ટાથી જે કહ્યુ તે ક્ષમા કરજો, કેમકે તમે તો ગુણોવડે લોકોત્તર છો.'

અન્યદા કેટલાએક ધનાઢ્ય વણિકો મોટાં કરીયાણાં લઈ યવનદ્વીપથી જળમાર્ગે ત્યાં આવ્યા. તેઓએ બીજાં કરીયાણાં દ્વારકામાં વેચ્યાં, પણ રત્નકંબળ વેચ્યાં નહીં. વિશેષ લાભની ઇચ્છાથી તેઓ રાજગૃહપુરે ગયા ત્યાંના વ્યાપારીઓ આગળ થઇને તેમને મગધેશ્વરની દુહિતા જીવયશાને ઘેર લઈ ગયા. તે રત્નકંબળ તેમણે જીવયશાને બતાવ્યાં કે જે ઉષ્ણકાળમાં શીત, શીતકાળમાં ઉષ્ણ અને ઘણા કોમળ રૂવાંટાવાળાં હતાં. જીવયશાએ તે રત્નકંબળનું અર્ધું મૂલ્ય કર્યું એટલે તેઓ પોકારીને બોલ્યા કે 'અરે! આમ અર્ધ મૂલ્યે આપવાનાં હોત તો અમે દ્વારકા છોડીને અહી શામાટે લાવીએ?' જીવયશાએ પૂછ્યું, 'એ દ્વારકા નગરી કેવી છે? અને ત્યાં રાજા કોણ છે?' વ્યાપારી બોલ્યા 'સમુદ્રે આપેલા સ્થાનમાં એ દ્વારકા નગરી દેવતાઓએ રચેલી છે, ત્યાં દેવકી અને વસુદેવના પુત્ર કૃષ્ણ રાજા છે' તે સાંભળી જીવયશા રૂદન કરતી બોલી 'અરે! શુ અદ્યાપિ મારા સ્વામીનો સંહાર કરનાર એ કૃષ્ણ જીવે છે અને પૃથ્વી પર રાજ્ય કરે છે?' તેને જોઈ જરાસંધે રૂદન કરવાનું કારણ પૂછ્યું એટલે તેણીએ અંજલિ જોડી કૃષ્ણનો બધો વૃત્તાંત જણાવ્યો, અને કહ્યું કે 'પિતાજી! મને આજેજ રજા આપો, હું અગ્નિમાં પ્રવેશ કરીને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ, હવે હું જીવીશ નહી.' જરાસંધ બોલ્યો 'હે પુત્રિ! તું રૂદન કર નહી, હું એ કંસના શત્રુ કૃષ્ણની માતાઓ, બહેનો અને સખીઓને રોવરાવીશ.'

'હવે આ પૃથ્વી યાદવ વગરની થાઓ' એમ કહીને મંત્રીઓએ વાર્યા છતાં પણ જરાસંધે પ્રયાણ કરવા માટે સેનાને આજ્ઞા આપી. મહાપરાક્રમી સહદેવ વિગેરે પુત્રો અને પરાક્રમીમાં અગ્રેસર ચેદી દેશનો રાજા શિશુપાલ તેની પછવાડે તૈયાર થયા. મહા-

પરાક્રમી રાજા હિરણ્યનાભ, સંગ્રામમાં ધુરંધર અને કૌરવ્ય એવો દુર્યોધન અને બીજા ઘણા રાજાઓ તથા હજારો સામંતો પ્રવાહો જેમ સાગરમાં મળે તેમ જરાસંધને આવીને મળ્યા. જે વખતે જરાસંધ ચાલ્યો, તે વખતે તેના મસ્તક પરથી મુકુટ પડી ગયો. ઉરઃસ્થલથી હાર તુટી ગયો, વસ્ત્રના છેડા સાથે પગ ભરાયો, તેની આગળ છીંક થઈ, વામ નેત્ર ફરક્યું, તેના હાથીએ સમકાળે વિષ્ઠામૂત્ર કર્યાં, પવન પ્રતિકૂળ વાયો અને આકાશમાં ગીધ પક્ષીઓ ઉડવા લાગ્યાં. આ પ્રમાણે આપ્ત જનની જેમ માઠાં નિમિત્તોએ અને અપશુકનોએ તેને અશુભ પરિણામ જણાવ્યું, તોપણ તે જરા પણ રોકાયો નહીં. સૈન્યથી ઉડેલી રજની જેમ સૈન્યના કોળાહળથી દિશાઓને પૂરતો અને દિગ્ગજની જેમ ઉદ્ભ્રાંતપણે પૃથ્વીને કંપાવતો ક્રૂર પ્રતિજ્ઞાવાળો જરાસંધ ગજ ઉપર આરૂઢ થઈ મોટા સૈન્ય સાથે પશ્ચિમ દિશા તરફ ચાલ્યો.

જરાસંધને આવતો જાણી કલિકૌતુકી નારદે અને બીજા બાતમીદારોએ સત્વર આવીને કૃષ્ણને તે ખબર આપ્યા. તે સાંભળતાંજ અગ્નિના જેવા તેજસ્વી કૃષ્ણ પણ ભંભાનાદપૂર્વક પ્રયાણ કરવાને તૈયાર થયા. તે વખતે જેમ સુઘોષા ઘંટાના નાદથી સૌધર્મ દેવલોકના દેવતાઓ મળે તેમ તે ભભાના નાદથી સર્વ યાદવો અને રાજાઓ એકઠા થયા. તેઓમાં સમુદ્રની જેવા દુર્ધર સમુદ્રવિજય સર્વ પ્રકારની તૈયારી કરીને આવ્યા. તે સાથે તેમના મહાનેમિ, સત્યનેમિ, દૃઢનેમિ, સુનેમિ, અરિષ્ટનેમિ ભગવાન્, જયસેન, મહાજય, તેજઃસેન, જય, મેઘ, ચિત્રક, ગૌતમ, શ્વફલ્ક, શિવનંદ, અને વિષ્વક્સેન નામના મહારથી પુત્રો પણ આવ્યા. શત્રુઓને અક્ષોભ્ય એવા સમુદ્રવિજયના અનુજ બંધુ અક્ષોભ્ય અને તેના યુદ્ધમાં ચતુર એવા ઉદ્ધવ, ધવ, ક્ષુભિત, મહોદધિ, અંભોનિધિ, જલનિધિ, વામદેવ અને દૃઢવ્રત નામે આઠ પુત્રો આવ્યા. અક્ષોભ્યથી નાના સ્તિમિત અને તેના ઊર્મિમાન્, વસુમાન્, વીર, પાતાળ અને સ્થિર નામે પાંચ પુત્રો આવ્યા. સાગર અને તેના નિષ્કંપ, કંપન, લક્ષ્મીવાન્, કેશરી, શ્રીમાન્ અને યુગાંત નામે ૭ પુત્રો આવ્યા. હિમવાન્ અને તેના વિદ્યુત્પ્રભ, ગંધમાદન અને માલ્યવાન્ નામે ત્રણ પુત્રો આવ્યા અચલ અને તેના મહેંદ્ર, મલય, સહ્ય, ગિરિ, શૈલ, નગ અને બલ નામે સાત પરાક્રમી પુત્રો આવ્યા. ધરણ અને તેના કર્કોટક, ધનંજય, વિશ્વરૂપ, શ્વેતમુખ અને વાસુકિ નામે પાંચ પુત્રો આવ્યા. પૂરણ અને તેના દુઃપૂર, દુર્મુખ, દુર્દર્શ અને દુર્ધર નામે ચાર પુત્રો આવ્યા. અભિચંદ્ર અને તેના ચંદ્ર, શશાંક, ચંદ્રાભ, શશી, સોમ અને અમૃતપ્રભ નામે ૬ પુત્રો આવ્યા. દશે દશાર્હમાં સૌથી નાના વસુદેવ કે જે પરાક્રમથી દેવના પણ દેવ જેવા હતા તે પણ આવ્યા, અને તેના ઘણા પરાક્રમી પુત્રો પણ સાથે આવ્યા. તેઓનાં નામ આ પ્રમાણે—વિજયસેનાના અક્રૂર અને ક્રૂર નામે બે પુત્રો, શ્યામાના જ્વલન અને અશનિવેગ નામે બે પુત્રો, ગંધર્વસેનાના જાણે મૂર્તિમાન્ અગ્નિ હોય તેવા વાયુવેગ, અમિતગતિ અને મહેંદ્રગતિ નામે ત્રણ પુત્રો, મંત્રિપુત્રી પદ્માવતીના મહા તેજસ્વાન સિદ્ધાર્થ, દારુક અને સુદારુ નામે ત્રણ પરાક્રમી પુત્રો,

નીલયશાના સિંહ અને મતંગજ નામે બે પુત્રો, સોમશ્રીના નારદ અને મરૂદેવ નામે બે પુત્રો, મિત્રશ્રીનો સુમિત્ર નામે પુત્ર, કપિલાનો કપિલ નામે પુત્ર, પદ્માવતીના પદ્મ અને કુમુદ નામે બે પુત્રો, અશ્વસેનાનો અશ્વસેન નામે પુત્ર, પુંડ્રાનો પુંડ્ર નામે પુત્ર, રત્નવતીના રત્નગર્ભ અને વજ્રબાહુ નામે બે બાહુબળી પુત્રો, સોમની પુત્રી સોમશ્રીના ચન્દ્રકાંત અને શશિપ્રભ નામે બે પુત્રો, વેગવતીના વેગવાન્ અને વાયુવેગ નામે બે પુત્રો, મદનવેગાના અનાધૃષ્ટિ, દૃઢમુષ્ટિ અને હિમમુષ્ટિ નામે ત્રણ જગદ્વિખ્યાત પરાક્રમવાળા પુત્રો, બંધુમતીના બંધુષેણ અને સિંહસેન નામે બે પુત્રો, પ્રિયંગુસુંદરીનો શિલાયુધ નામે ધુરંધર પુત્ર, પ્રભાવતીના ગંધાર અને પિંગલ નામે બે પુત્રો, જરાદેવીના જરાકુમાર અને વાલ્હીક નામે બે પુત્રો, અવંતિદેવીના સુમુખ અને દુર્મુખ નામે બે પુત્રો, રોહિણીના રામ (બળભદ્ર), સારણ અને વિદૂરથ નામે ત્રણ પુત્રો, બાલચન્દ્રાના વજ્રદંષ્ટ્ર અને અમિતપ્રભ નામે બે પુત્રો, તે સિવાય રામ (બળભદ્ર)ના ઘણા પુત્રો કે જેઓમાં ઉલ્મૂક, નિષધ, પ્રકૃતિદ્યુતિ, ચારૂદત્ત, ધ્રુવ, શત્રુદમન, પીઠ, શ્રીધ્વજ, નંદન, શ્રીમાન્, દશરથ, દેવાનંદ, આનંદ, વિપૃથુ, શાંતનુ, પૃથુ, શતધનુ, નરદેવ, મહાધનુ અને દૃઢધન્વા મુખ્ય હતા, એ સર્વે વસુદેવની સાથે યુદ્ધમાં આવ્યા. તેમજ કૃષ્ણના પણ અનેક પુત્રો આવ્યા. જેઓમાં ભાનુ, ભામર, મહાભાનુ, અનુભાનુક, બૃહદ્ધ્વજ, અગ્નિશિખ, ધૃષ્ણુ, સંજય, અકંપન, મહાસેન, ધીર, ગંભીર, ઉદધિ, ગૌતમ, વસુધર્મા, પ્રસેનજિત્, સૂર્ય, ચંદ્રવર્મા, ચારૂકૃષ્ણ, સુચારૂ, દેવદત્ત, ભરત, શંખ, પ્રદ્યુમ્ન અને શાંબ વિગેરે મહાપરાક્રમી પુત્રો મુખ્ય હતા. તે સિવાય બીજા પણ હજારો કૃષ્ણના પુત્રો યુદ્ધ કરવાની ઇચ્છાએ ત્યાં આવ્યા. ઉગ્રસેન અને તેના ધર, ગુણધર, શક્તિક, દુર્ધર, ચન્દ્ર અને સાગર નામે પુત્રો યુદ્ધમાં આવ્યા. પિતરાઈ કાકા જ્યેષ્ટ રાજાના પુત્ર સાંત્વન અને તેના મહાસેન, વિષમિત્ર, હૃદિક અને સત્યમિત્ર નામે પુત્રો, તેમજ મહાસેનનો પુત્ર સુષેણ નામે રાજા, વિષમિત્રના હૃદિક, સિનિ તથા સત્યક નામે પુત્ર, હૃદિકના કૃતવર્મા અને દૃઢધર્મા નામે પુત્ર, અને સત્યકનો યુયુધાન નામે પુત્ર, તેમજ તેનો ગંધ નામે પુત્ર—એ સર્વ આવ્યા. તે સિવાય બીજા દશાર્હના અને રામ કૃષ્ણના ઘણા પુત્રો તથા કૃષ્ણની ફઇના અને બ્હેનોના પણ ઘણા પરાક્રમી પુત્રો ત્યાં આવ્યા.

પછી ક્રોષ્ટુકીએ બતાવેલા શુભ દિવસે દારૂક સારથિવાળા અને ગરૂડના ચિહ્નવાળા રથ ઉપર આરૂઢ થઇને સર્વ યાદવોથી વીંટાયલા અને શુભ શુકનોએ જેનો વિજય સૂચવ્યો છે એવા કૃષ્ણે ઈશાન દિશા તરફ પ્રયાણ કર્યું. પોતાના નગરથી પીસ્તાળીશ યોજન દૂર જઇને યુદ્ધચતુર કૃષ્ણે **સેનપલ્લી** ગ્રામની સમીપે પડાવ નાખ્યો.

જરાસંધના સૈન્યથી ચાર યોજન કૃષ્ણનું સૈન્ય દૂર રહ્યું, તેવામાં કેટલાક ઉત્તમ વિદ્યાધરો ત્યાં આવ્યા; અને સમુદ્રવિજય રાજાને નમીને બોલ્યા કે 'હે રાજન્! અમે તમારા ભાઈ વસુદેવના ગુણને વશ થઈ ગયેલા છીએ. જે તમારા કુળમાં બધા જગતની રક્ષા કરવામાં અને ક્ષય કરવામાં સમર્થ એવા અરિષ્ટનેમિ ભગવાન્ થયેલા છે, તેમજ

જેમાં અદ્વિતીય પરાક્રમવાળા રામ કૃષ્ણ થયેલા છે, અને પ્રદ્યુમ્ન, શાંબ વિગેરે કોટિગમે પૌત્રો રહેલા છે, તેમને યુદ્ધમાં બીજાની સહાયની જરૂર હોતીજ નથી, તથાપિ અવસર જાણીને અમે ભક્તિથી અહીં આવ્યા છીએ, તેથી અમોને આજ્ઞા કરો અને અમને તમારા સામંતવર્ગમાં ગણો.' સમુદ્રવિજયે કહ્યું કે 'બહુ સારૂં' એટલે તેઓ બોલ્યા, 'આ જરાસંધ એકલા કૃષ્ણની આગળ તૃણ સમાન છે, પરંતુ વૈતાઢ્યગિરિ ઉપર કેટલાએક ખેચરો જરાસંધના પક્ષના છે, તેથી તેઓ અહી આવે નહીં ત્યાંસુધીમાં અમને તેમની સામે તેઓને ત્યાંજ રોકવા માટે જવાની આજ્ઞા આપો, અને તમારા અનુજ બંધુ વસુદેવને અમારા સેનાપતિ તરીકે સ્થાપન કરીને શાંબ, પ્રદ્યુમ્ન સહિત અમારી સાથે મોકલો, જેથી તે સર્વ વિદ્યાધરો જીતાયા છે એમ સમજજો.' આ પ્રમાણે સાંભળી કૃષ્ણની સંમતિથી સમુદ્રવિજયે પૌત્ર પ્રદ્યુમ્ન અને શાંબ સહિત વસુદેવને તે ખેચરોની સાથે મોકલ્યા. તે સમયે અરિષ્ટનેમિએ પોતાના જન્મસ્નાત્ર વખતે દેવતાએ પોતાની ભુજા પર બાંધેલી અસ્ત્રવારણી ઔષધી વસુદેવને આપી.

અહીં મગધપતિ જરાસંધની પાસે હંસક નામનો એક મંત્રી બીજા મંત્રીઓને સાથે લઇને આવ્યો, અને તેણે વિચાર કરીને જરાસંધને કહ્યું "હે રાજન્! પૂર્વે કંસે મંત્ર વગર (વિચાર કર્યા વગર) કામ કર્યું હતું, તેથી તેને તેનું માઠું ફળ મળ્યું હતું, કારણ કે મંત્રશક્તિ વિના ઉત્સાહશક્તિ અને પ્રભુશક્તિનાં પરિણામ સારાં આવતાં નથી. શત્રુ પોતાથી નાનો હોય તોપણ તેને પોતાથી અધિક છે એવી નજરે જોવો એવી નીતિ છે; તો આ મહાબળવાન્ કૃષ્ણ તો તમારાથી અધિકજ છે એ દેખીતું છે. વળી રોહિણીના સ્વયંવરમાં તે કૃષ્ણના પિતા દશમા દશાર્હ વસુદેવને બધા રાજાઓના મુખમાં અંધકારરૂપ તમે પોતે જોયેલો હતો. તે વખતે તે વસુદેવના બળ આગળ કોઈ પણ રાજા સમર્થ થયો નહોતો, અને તેના જ્યેષ્ઠ બંધુ સમુદ્રવિજયે તમારા સૈનિકોની રક્ષા કરી હતી. વળી દ્યૂતક્રીડામાં કોટિ દ્રવ્ય જીતવાથી અને તમારી પુત્રીને જીવાડવાથી એ વસુદેવને ઓળખીને તમે સેવકોને મારવા સોંપ્યો હતો, પણ પોતાના પ્રભાવથી એ વસુદેવ મરણ પામ્યો નહોતો એવા બળવાન્ વસુદેવથી આ રામ કૃષ્ણ થયા છે અને તેઓ આટલી વૃદ્ધિને પામ્યા છે. તેમજ જેઓને માટે કુબેરે સુંદર દ્વારકાપુરી રચી આપી છે, એ બંને અતિરથી વીર છે કે જેઓને શરણે દુઃખને વખતે મહારથી એવા યુધિષ્ઠિર વિગેરે પાંડવો પણ આવેલા છે. તેમના પુત્ર પ્રદ્યુમ્ન અને શાંબ બીજા રામ કૃષ્ણ જેવા છે. તેમજ ભીમ અને અર્જુન પણ ભુજાના બળથી યમરાજને પણ ભયંકર છે. વધારે શું કહેવું? તેઓમાં જે એક નેમિકુમાર છે, તે પોતાના ભુજદંડવડે બધી પૃથ્વીને છત્રરૂપે કરવાને સમર્થ છે. વળી તમારા સૈન્યમાં શિશુપાલ અને રૂક્મિ અગ્રેસર છે. તેમણે તો રૂક્મિણીના હરણમાં રણને વિષે તે કૃષ્ણનું બળ જોયેલું છે. કૌરવપતિ દુર્યોધન, અને ગંધારપતિ શકુનિ તો શ્વાનની પેઠે છળરૂપ બળવાળા છે. તેમની તો વીરમાં ગણનાજ નથી હે સ્વામિન્! અંગ દેશનો રાજા કર્ણ તો સમુદ્રમાં સાથવાની મુઠીની જેવો તેમના કોટિ સંખ્યા પ્રમાણ મહારથીવાળા

સૈન્યમાં છે એમ હું માનું છું. શત્રુના સૈન્યમાં નેમિ, કૃષ્ણ અને રામ એ ત્રણ અતિરથી છે અને તમારા સૈન્યમાં તમે એકજ છો. તેથી બન્ને સૈન્યમાં મોટું અંતર છે. શક્રાદિક ઇંદ્રો જેને ભક્તિથી નમસ્કાર કરે છે, તે નેમિનાથની સાથે યુદ્ધ કરવાને કોણ સમર્થ છે? વળી કૃષ્ણના પક્ષના દેવતાઓએ છળ કરી તમારા પુત્ર કાળને મારી નાખ્યો, તેથી તમારે જાણી લેવું કે હમણાં દૈવ તમારાથી પરાઙ્મુખ છે. બળવાન યાદવો પણ તમારાથી અવસરને પ્રમાણ કરીને મથુરાપુરીથી નાશી દ્વારકા નગરીમા ચાલ્યા ગયા હતા, પણ તમે તો જેમ રાફડામાંથી કાળા સર્પને યષ્ટિથી તાડન કરીને જગાડે તેમ કર્યું છે, તેથીજ તે કૃષ્ણ તમારી સાથે આવેલ છે. કાંઈ પોતાની મેળે આવેલ નથી. એટલું થયું તો પણ હજુ હે રાજન! તેની સાથે યુદ્ધ કરવું યુક્ત નથી. જો તમે યુદ્ધ નહીં કરો તો તે પોતાની મેળે પાછો ફરીને ચાલ્યો જશે."

હંસક મંત્રીનાં આવાં વચન સાંભળી જરાસંધ ક્રોધ પામીને બોલ્યો કે "હે દુરાશય! મારા શી માલુમ કે, જરૂર તને ખુટક્યા લાગે છે, તેથીજ અરે દુર્ગતિ! તું આમ શત્રુ તેનું બળ બતાવીને મને બીવરાવે છે. પણ શું કેશરીસિંહ શીયાળના ફુંફાડાથી કદિ પણ બીહે? હું ગોપાળોના સૈન્યને હું ક્ષણવારમાં ભસ્મ કરી દઇશ, માટે રણમાંથી નિવૃત્ત કરનારા તારા આ મનોરથને ધિક્કાર છે!" આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળી ડિંભક નામનો તેનો એક મંત્રી તેના ભાવ પ્રમાણે વચન બોલ્યો કે "હે રાજેંદ્ર! હવે આ યુદ્ધ કરવાનો સમય આવ્યો છે તો તેનો આપે ત્યાગ કરવો નહીં. હે પ્રભો! સંગ્રામમાં સન્મુખ રહેતાં યશસ્વી મૃત્યુ થાય તે સારૂ, પણ રણમાંથી પરાઙ્મુખ રહીને જીવવુ તે સારૂ નહીં, માટે આપણા સૈન્યમાં ચક્રરત્નની જેવુ અભેદ્ય ચક્રવ્યૂહ રચી આપણે શત્રુના સૈન્યને હણી નાખવુ." આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળી જરાસંધે હર્ષ પામી તેને શાબાશી આપી અને ચક્રવ્યૂહ રચવાને માટે પોતાના પરાક્રમી સેનાપતિઓને આજ્ઞા આપી. એટલે અર્ધચક્રી જરાસંધની આજ્ઞાથી હંસક, ડિંભક વિગેરે મંત્રીઓએ અને બીજા સેનાપતિઓએ ચક્રવ્યૂહની રચના કરી.

તે હજાર આરાવાળા ચક્રવ્યૂહ સંબંધી ચક્રમાં પ્રત્યેક આરાએ એક એક મોટા રાજા રહ્યા, તે દરેક રાજાની સાથે સો હાથી, બે હજાર રથો, પાંચ હજાર અશ્વો અને સોળ હજાર પરાક્રમી પેદળો એટલુ એટલુ સૈન્ય ગોઠવાયુ. તેની પરિધિમાં સવા છ હજાર રાજાઓ રહ્યા, તથા મધ્યમાં પાંચ હજાર રાજાઓ અને પોતાના પુત્રો સહિત જરાસંધ રહ્યો, તેના પૃષ્ઠ ભાગમાં ગંધાર અને સૈંધવની સેના રહી, દક્ષિણમાં સો ધૃતરાષ્ટ્રના પુત્રો રહ્યા, વામ બાજુએ મધ્ય દેશના રાજાઓ રહ્યા, અને આગળ બીજા અગણિત રાજાઓ રહ્યા; તેમજ આગળના ભાગમાં શકટવ્યૂહ રચીને તેની સધિ સંધિએ પચાસ પચાસ રાજાઓને સ્થાપન કર્યા; આમાં અંદર એક ગુલ્મમાંથી બીજા ગુલ્મમાં જવાય એવી ગુલ્મરચનાથી અનેક રાજાઓ સૈન્ય સહિત રહ્યા અને એ ચક્રવ્યૂહની બહાર વિચિત્ર પ્રકારનાં વ્યૂહો રચીને અનેક રાજાઓ ઉભા રહ્યા. પછી રાજા જરાસંધે સત્ય પ્રતિજ્ઞાવાળા,

મહાપરાક્રમી, વિવિધ સંગ્રામમાં વિખ્યાત થયેલા અને રણકુશળ કોશલ દેશના રાજા **હિરણ્યનાભનો** તે ચક્રવ્યૂહના સૈનાપતિપદમાં અભિષેક કર્યો. તે સમયે સૂર્ય અસ્ત પામ્યો.

તે રાત્રિએ યાદવોએ પણ તે ચક્રવ્યૂહની સામે ટકી શકે તેવું અને શત્રુ રાજાઓથી દુર્ભેદ્ય ગરૂડવ્યૂહ રચ્યું, તે વ્યૂહના મુખ ઉપર અર્ધ કોટિ મહાવીર કુમારો ઉભા રહ્યા અને તેના માથા પર રામ અને કૃષ્ણ ઉભા રહ્યા; અક્રૂર, કુમુદ, પદ્મ, સારણ, વિજયી, જય, જરાકુમાર, સુમુખ, દૃઢમુષ્ટિ, વિદૂરથ, અનાધૃષ્ટિ અને દુર્મુખ ઇત્યાદિ વસુદેવના પુત્રો એક લાખ રથો લઇને કૃષ્ણની પછવાડે રહ્યા, તેમની પછવાડે ઉગ્રસેન એક લાખ રથો લઇને રહ્યો, તેના પૃષ્ઠ ભાગે તેના ચાર પુત્રો તેના રક્ષક થઇને ઉભા રહ્યા, અને તે પુત્ર સહિત ઉગ્રસેનની રક્ષા માટે તેની પછવાડે ધર, સારણ, ચંદ્ર, દુર્ધર અને સત્યક નામના રાજાઓ ઉભા રહ્યા; રાજા સમુદ્રવિજય મહાપરાક્રમી ભાઇઓ અને તેમના પુત્રોની સાથે દક્ષિણ પક્ષનો આશ્રય કરી રહ્યા; તેમની પાછળ મહાનેમિ, સત્યનેમિ, દૃઢનેમિ, સુનેમિ, અરિષ્ટનેમિ, વિજયસેન, મેઘ, મહીજય, તેજઃસેન, જયસેન, જય અને મહાદ્યુતિ નામના સમુદ્રવિજયના કુમારો રહ્યા; તેમજ પચીશ લાખ રથો સહિત બીજા પણ અનેક રાજાઓ સમુદ્રવિજયની પડખે તેમના પુત્રોની જેમ ઉભા રહ્યા; રામના પુત્રો અને યુધિષ્ટિર વિગેરે અમિત પરાક્રમી પાંડવો વામ પક્ષનો આશ્રય કરીને રહ્યા; અને ઉલ્મૂક, નિષધ, શત્રુદમન, પ્રકૃતિદ્યુતિ, સાત્યકિ, શ્રીધ્વજ, દેવાનંદ, આનંદ, શાંતનુ, શતધન્વા, દશરથ, ધ્રુવ, પૃથુ, વિપૃથુ, મહાધનુ, દૃઢધન્વા, અતિવીર્ય અને દેવનંદ—એ પચીશ લાખ રથોથી વીંટાઈ ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ કરવામાં ઉદ્યત થઈ પાંડવોની પછવાડે ઉભા રહ્યા, તેમની પછવાડે ચન્દ્રયશ, સિંહલ, બર્બર, કાંબોજ, કેરલ અને દ્રવિડ રાજાઓ રહ્યા. તેમની પણ પછવાડે સાઠ હજાર રથો લઈ ધૈર્ય અને બળનો ગિરિરૂપ મહાસેનનો પિતા એકલો ઉભો રહ્યો. તેના રક્ષણને માટે ભાનુ, ભામર, ભીરૂ, અસિત, સંજય, ભાનુ, ધૃષ્ણુ, કંપિત, ગૌતમ, શત્રુંજય, મહાસેન, ગંભીર, બૃહદ્ધ્વજ, વસુવર્મ, ઉદય, કૃતવર્મા, પ્રસેનજિત્, દૃઢવર્મા, વિક્રાંત, અને ચન્દ્રવર્મા રાજા એ સર્વ ફરતા રક્ષણ કરવાને ઉભા રહ્યા. આ પ્રમાણે ગરૂડધ્વજે (કૃષ્ણે) બરાબર ગરૂડવ્યૂહની રચના કરી.

એ અવસરે શક્રઈંદ્રે શ્રીનેમિનાથને ભ્રાતૃસ્નેહથી યુદ્ધની ઇચ્છાવાળા જાણી વિજયી શસ્ત્રો સહિત પોતાનો રથ માતલિ સારથિ સાથે મોકલાવ્યો. જાણે સૂર્યનો ઉદય થયો હોય તેવો પ્રકાશિત અનેક રત્નોવડે નિર્માણ કરેલો તે રથ લઈ માતલિ ત્યાં આવ્યો એટલે અરિષ્ટનેમિએ તેને અલંકૃત કર્યો. પછી સમુદ્રવિજયે કૃષ્ણના અનુજ બંધુ **અનાધૃષ્ટિને** સેનાપતિપદે પટ્ટબંધ કરવાપૂર્વક અભિષેક કર્યો. તે વખતે કૃષ્ણના સૈન્યમાં સર્વ ઠેકાણે જયનાદ થયો, તેથી જરાસંધના સૈન્યમાં સર્વતઃ મોટો ક્ષોભ થઈ ગયો.

પછી જાણે પરસ્પર છેડા બાંધ્યા હોય તેમ છૂટા પડ્યા સિવાય બંને વ્યૂહની આગળ રહેલા સૈનિકોએ મહા ઉત્કટ યુદ્ધનો આરંભ કર્યો, તેથી પ્રલયકાળના મેઘથી

ઉદ્‌ભ્રાંત થયેલા પૂર્વ અને પશ્ચિમ સાગરમાં તરંગોની જેમ બંને વ્યૂહમાં વિચિત્ર પ્રકારનાં અસ્ત્રો આવી આવીને પડવા લાગ્યાં. બંને વ્યૂહ પ્રહેલિકાની જેમ ઘણા વખત સુધી તો પરસ્પરને દુર્ભેદ્ય થઈ પડ્યાં. પછી જરાસંધના અગ્રસૈનિકોએ સ્વામિભક્તિથી દૃઢ થયેલા ગરૂડવ્યૂહના અગ્રસૈનિકોને પણ ભગ્ન કરી દીધા. તે વખતે જાણે ગરૂડવ્યૂહનો આત્મા હોય તેવા કૃષ્ણે હાથરૂપ પતાકા ઉંચી કરી પોતાના સૈનિકોને સ્થિર કર્યા. તે અવસરે દક્ષિણ અને વામ ભાગે રહેલા ગરૂડની પાંખ જેવા મહાનેમિ અને અર્જુન તથા તે વ્યૂહની ચાંચ જેવો અગ્ર ભાગે રહેલો અનાધૃષ્ટિ એમ ત્રણે કોપ પામ્યા, તેથી મહાનેમિએ સિંહનાદ નામે શંખ, અનાધૃષ્ટિએ બલાહક નામે શંખ અને અર્જુને દેવદત્ત નામે શંખ ફુંકયો. તેમના નાદ સાંભળી યાદવોએ કોટિ વાજિંત્રોનો નાદ કર્યો, જેથી તે ત્રણ શંખોનો નાદ બીજા અનેક શંખોના નાદથી શંખરાજની જેમ અનુસરાયો ત્રણ શંખના અને અનેક વાજિંત્રોના નાદથી સમુદ્રમાં રહેલા મગરોની જેમ શત્રુસૈન્યમાં રહેલા સુભટો મહા ક્ષોભ પામ્યા. પછી નેમિ, અનાધૃષ્ટિ અને અર્જુન એ ત્રણ મહા પરાક્રમી સેનાપતિઓ પારાવાર બાણોને વર્ષાવતા સતા કલ્પાંતકાળના સાગરની જેમ આગળ ચાલ્યા ચક્રવ્યૂહની આગળ મુખ્ય સંધિ તરફ શકટવ્યૂહ રચીને રહેલા શત્રુપક્ષના રાજાઓ તેઓનુ ભુજવીર્ય ન સહન કરવાથી ઘણો ઉપદ્રવ પામીને નાસી ગયા. પછી તે ત્રણ વીરોએ મળીને વનના હાથીઓ જેમ ગિરિનદીના તટને ભાંગે તેમ ચક્રવ્યૂહને ત્રણ ઠેકાણેથી ભાંગી નાંખ્યુ પછી સરિતાના પ્રવાહોની જેમ પોતાની મેળે માર્ગ કરીને તેઓ ચક્રવ્યૂહમાં પેઠા તેમની પછવાડે બીજા સૈનિકોએ પણ પ્રવેશ કર્યો. તત્કાળ દુર્યોધન, રૌધિરિ અને રૂક્‌મિ એ ત્રણ વીરો પોતાના સૈનિકોને સ્વસ્થ કરતા સતા યુદ્ધની ઇચ્છાએ ઉદ્યત થયા. મહારથીઓથી વીંટાયલા દુર્યોધને અર્જુનને, રૌધિરિએ અનાધૃષ્ટિને અને રૂક્‌મિએ મહાનેમિને રોક્યા, એટલે તે છ વીરોનું અને બીજા તેમના પક્ષના હજારો મહારથીઓનું પરસ્પર દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. અન્યના વીરપણાને નહી સહન કરનારા મહાનેમિએ તે વીરમાની બહુબોલા અને દુર્મદ રૂક્‌મિને અસ્ત્ર અને રથ વગરનો કરી દીધો જ્યારે રૂક્‌મિ વધ્યકોટિ ઉપર આવ્યો ત્યારે તેની રક્ષા કરવા માટે શત્રુંતપ વિગેરે સાત રાજાઓ વચમાં આવીને પડ્યા. એક સાથે બાણવૃષ્ટિ કરતા તે સાતે રાજાઓનાં ધનુષ્યને શિવાદેવીના કુમારે મૃણાલની જેમ છેદી નાખ્યાં. ઘણા વખત સુધી યુદ્ધ કરીને પછી શત્રુંતપ રાજાએ મહાનેમિ ઉપર એક શક્તિ નાખી. તે જાજ્વલ્યમાન શક્તિને જોઈ બધા યાદવો ક્ષોભ પામી ગયા તે શક્તિના મુખમાથી વિવિધ આયુધ ધરનારા અને ક્રૂર કર્મ કરનારા હજારો કિંકરો ઉત્પન્ન થઈ મહાનેમિની સામે આવ્યા. એ વખતે માતલિએ અરિષ્ટનેમિને કહ્યુ કે 'હે સ્વામિન્! ધરણેંદ્ર પાસેથી રાવણે મેળવી હતી તેમ આ શક્તિ એ રાજાએ તપ કરીને બલીંદ્ર પાસેથી પ્રાપ્ત કરેલી છે, તે શક્તિ માત્ર વજ્રથીજ ભેદાય-તેવી છે.' એમ કહીને નેમિકુમારની આજ્ઞાથી તે સારથિએ મહાનેમિના બાણમાં વજ્રને સંક્રમિત કર્યું, તેથી મહાનેમિએ તે વજ્રવાળું બાણ નાખીને તે શક્તિને પૃથ્વી પર પાડી નાખી પછી તે રાજાને રથ અને

અસ્ત્રરહિત કરી દીધો, અને બાકીના છ રાજાઓનાં ધનુષ્યને ફરીને છેદી નાખ્યાં. એવામાં રૂક્મિ બીજા રથમાં આરૂઢ થઇને પાછો નજીક આવ્યો, એટલે માનવંતમાં અગ્રેસર શત્રુંતપ વિગેરે સાત અને રૂક્મિ સુધ્ધાં આઠે રાજાઓ એકઠા થઈ મહાનેમિની સાથે યુદ્ધ કરવા લાગ્યા. રૂક્મિ જે જે ધનુષ્ય લે તેને મહાનેમિ છેદી નાખવા લાગ્યો. એવી રીતે તેનાં વીશ ધનુષ્ય છેદી નાખ્યાં. પછી તેણે મહાનેમિ ઉપર કૌબેરી નામે ગદા નાખી, તેને મહાનેમિએ અગ્ન્યસ્ત્રથી ભસ્મ કરી દીધી. પછી યુદ્ધમાં બીજાની અપેક્ષાને નહી સહન કરનારા રૂક્મિએ મહાનેમિની ઉપર લાખો બાણોને વર્ષનારૂ વૈરોચન નામનું બાણ નાખ્યુ. મહાનેમિએ માહેંદ્ર બાણથી તેનું નિવારણ કર્યું અને એક બીજા બાણથી રૂક્મિના લલાટમાં તાડન કર્યું. તે ઘાથી વિધુર થયેલા રૂક્મિને વેણુદારી લઈ ગયો, એટલે તે સાતે રાજાઓ પણ મહાનેમિથી ઉપદ્રવિત થઇને સત્વર નાસી ગયા. સમુદ્રવિજયે દ્રુમ રાજાને, સ્તિમિતે ભદ્રકને અને અક્ષોભ્ય પરાક્રમવાળા અક્ષોભ્યે વસુસેનને જીતી લીધો. સાગરે પુરિમિત્ર નામના શત્રુરાજાને યુદ્ધમાં મારી નાખ્યો. હિમવાન્ જેવા સ્થિર હિમવાને ધૃષ્ટદ્યુમ્નને ભગ્ન કર્યો. બળવડે ધરણેદ્ર જેવા ધરણે અન્વષ્ટક રાજાને અને અભિચંદ્રે ઉદ્ધત શતધન્વા રાજાને મારી નાખ્યો. પૂરણે દ્રુપદને, સુનેમિએ કુંતિભોજને, સત્યનેમિએ મહાપદ્મને અને દૃઢનેમિએ શ્રીદેવને હરાવી દીધો. આવી રીતે યાદવવીરોએ ભગ્ન કરેલા શત્રુરાજાઓ સેનાપતિના પદ ઉપર સ્થાપિત થયેલા હિરણ્યનાભને શરણે ગયા. અહીં વીર એવા ભીમ અને અર્જુને તેમજ મહા પરાક્રમી રામ (બળભદ્ર)ના પુત્રોએ મેઘ જેમ બગલાને નસાડે તેમ ધૃતરાષ્ટ્રના પુત્રોને નસાડી મૂક્યા. પડતાં એવાં અર્જુનનાં બાણોથી દિશાઓમાં અંધકાર થઈ ગયો અને તેના ગાંડીવ ધનુષ્યના ઘોર નિર્ઘોષથી બધુ વિશ્વ વિધુર થઈ ગયું. ધનુષ્યને આકર્ષણ કરી વેગથી પુષ્કળ શર સંધાન કરતા તે વીરનું એક બીજા બાણની યોજનાનું કાંઈ પણ અંતર આકાશમાં રહેલા દેવતાઓ પણ જોઈ કે જાણી શકતા નહોતા.

પછી દુર્યોધન, કાશી, ત્રિગર્ત, સબલ, કપોત, રોમરાજ, ચિત્રસેન, જયદ્રથ, સૌવીર, જયસેન, શૂરસેન, અને સોમક એ સર્વ એકઠા મળી ક્ષત્રિય વ્રતને તજી દઇને અર્જુન સાથે યુદ્ધ કરવા આવ્યા. શકુનિ સાથે સહદેવ, દુઃશાસન સાથે ભીમ, ઉલૂકની સાથે નકુલ, શલ્યની સાથે યુધિષ્ઠિર, દુર્મર્ષણ વિગેરે છ રાજાઓની સાથે સત્યકિ સહિત દ્રૌપદીના પાંચ પુત્રો અને બાકીના રાજાઓની સાથે રામના પુત્રો—એમ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. એકી સાથે બાણને વર્ષાવતા દુર્યોધન વિગેરે રાજાઓનાં બાણોને એકલો અર્જુન કમળનાળની જેમ લીલામાત્રમાં છેદી નાખવા લાગ્યો. પછી અર્જુને દુર્યોધનના સારથિને તથા ઘોડાઓને મારી નાખ્યા, રથ ભાંગી નાખ્યો અને તેનું બખ્તર પૃથ્વી પર પાડી નાખ્યું. જ્યારે શરીર માત્ર બાકી રહ્યો ત્યારે દુર્યોધન ઘણો વિલખો થઈ ગયો. પછી એક પેદળ જેવી સ્થિતિમાં પક્ષીની જેમ વેગથી નાઠીને શકુનિના રથ પર ચડી ગયો. અહીં અર્જુને જેમ મેઘ કરાની વૃષ્ટિથી હાથીઓને ઉપદ્રવ કરે તેમ બાણોની વૃષ્ટિથી કાશી પ્રમુખ દશે રાજાઓને ઉપદ્રવ પમાડ્યો. શલ્યે એક બાણથી યુધિષ્ઠિરના રથની ધ્વજા છેદી નાંખી, યુધિષ્ઠિરે તેનુ બાણ સહિત

ધનુષ્ય છેદી નાખ્યુ. પછી શલ્યે બીજુ ધનુષ્ય લઇને વર્ષાઋતુ જેમ મેઘથી સૂર્યને ઢાંકે તેમ બાણોથી યુધિષ્ટિરને ઢાંકી દીધા પછી યુધિષ્ઠિરે અકાળે જગતને પ્રક્ષોભ કરનારી વિદ્યુત્ જેવી એક દુ સહ શક્તિ શલ્યની ઉપર નાખી. શત્રુએ તેને છેદવાને ઘણાં બાણો માર્યાં તોપણ એ શક્તિ અસ્ખલિતપણે આવીને ઘો ઉપર જેમ વજ્ર પડે તેમ શલ્ય ઉપર પડી, જેથી તત્કાળ શલ્યનો વધ થયો. પછી ઘણા રાજાઓ નાસી ગયા. ભીમે પણ ક્રોધ કરી દુર્યોધનના ભાઈ દુ:શાસનને દ્યૂતમાં કપટથી કરેલા વિજયનું સ્મરણ કરાવીને લીલામાત્રમાં મારી નાખ્યો. ગાધારે માયાવી યુદ્ધોથી અને અસ્ત્રોનાં યુદ્ધોથી અતિ યુદ્ધ કરાવેલા સહદેવે ક્રોધ પામી તે ગાંધાર ઉપર જીવિતનો અંત કરે તેવું બાણ માર્યું તે બાણ શકુનિ પર પડ્યું નહી તેવામાં તો દુર્યોધને ક્ષત્રિયનો આચાર છોડીને અધરથીજ તીક્ષ્ણ બાણવડે તેને છેદી નાખ્યુ તે જોઈ સહદેવે કહ્યુ, “અરે દુર્યોધન! દ્યૂતક્રીડાની જેમ રણમાં પણ તુ છળ કરે છે. અથવા ‘અશક્ત પુરૂષોનું છળ એજ બળ હોય છે’ પણ હવે તમે બંને કપટી એક સાથે આવ્યા તે ઠીક થયુ, હું તમને બંનેને સાથેજ હણી નાખીશ, તમારા બંનેનો વિયોગ ન થાઓ.” આ પ્રમાણે કહી સહદેવે શરદ્ ઋતુમાં સુડાઓથી વનની જેમ તીક્ષ્ણ બાણોથી દુર્યોધનને ઢાંકી દીધો. દુર્યોધને પણ બાણોથી સહદેવને ઉપદ્રવિત કર્યો, અને રણભૂમિરૂપ મહા વૃક્ષના મૂળભૂત તેના ધનુષ્યને છેદી નાખ્યુ. પછી તેણે સહદેવને મારવાને માટે યમના જેવુ એક મંત્રાધિષ્ટિત અમોઘ બાણ નાખ્યુ. તે જોઈ અર્જુને ગરૂડાસ્ત્ર મૂકીને દુર્યોધનની જીતવાની આશા સહિત તેનું વચમાંથીજ નિવારણ કરી દીધુ. પછી શકુનિએ ધનુષ્ય અફળાવી પર્વતને મેઘની જેમ બાણવૃષ્ટિથી સહદેવને ઢાંકી દીધો. સહદેવે પણ શકુનિના રથ, ઘોડા અને સારથિને મારી નાખી તેનું મસ્તક પણ વૃક્ષના ફળની જેમ છેદી નાખ્યુ.

કિરણોવડે સૂર્યની જેમ નકુલે અસ્ત્રોથી ઉલૂક રાજાને રથ વગરનો કરી ઘણો હેરાન કર્યો. પછી તે દુર્મર્ષણના રથમાં ગયો. દ્રૌપદીના સત્યકિ યુક્ત પાંચ પુત્રોએ દુર્મર્ષણ વિગેરે છએ વીરોને વિદ્રવિત કર્યા એટલે તેઓ દુર્યોધનને શરણે ગયા દુર્યોધન, કાસિ વિગેરે રાજાઓની સાથે મળીને અર્જુનની સામે યુદ્ધ કરવા આવ્યો દેવતાઓથી ઈંદ્રની જેમ રામના પુત્રોથી વીટાયલા અર્જુને વિચિત્ર બાણોથી શત્રુની સેનાને ઘણી નાશ પમાડી. પછી બીજા શત્રુઓને અંધ કરી દઇને જાણે દુર્યોધનના બીજા પ્રાણ હોય તેવા જયદ્રથને અર્જુને બાણથી મારી નાખ્યો તે જોઈ અધરને ડસતો કર્ણ અર્જુનને મારવાને માટે કાન સુધી કાળપૃષ્ઠ ધનુષ્ય ખેચી વીર પૃચ્છા કરતો દોડી આવ્યો. દેવતાઓએ કુતૂહળથી જોયેલા કર્ણે અને અર્જુને પાસાની જેમ બાણોથી ઘણીવાર સુધી ક્રીડા કરી પછી અર્જુને અનેકવાર રથ ભાંગી અસ્ત્ર ક્ષીણ થતાં માત્ર ખડ્ગને ધારણ કરી રહેલા વીરકુંજર કર્ણને લાગ જોઇને મારી નાખ્યો તત્કાળ ભીમે સિંહનાદ કર્યો, અર્જુને શંખ ફૂંક્યો અને જીત મેળવનારા સર્વ પાંડવના સૈનિકોએ વિજયી ગર્જના કરી. તે જોઈ માની દુર્યોધન ક્રોધાંધ થઈ ગજેંદ્રની સેના લઈ ભીમસેનને મારવા દોડ્યો. ભીમે રથ સાથે રથ, અશ્વ સાથે

અશ્વ અને હાથી સાથે હાથીને અફળાવીને દુર્યોધનના સૈન્યને નિઃશેષ કરી દીધુ. આવી રીતે તેમની સાથે યુદ્ધ કરતાં મોદકનું ભોજન કરતાં બ્રાહ્મણોની જેમ ભીમસેનની યુદ્ધ-શ્રદ્ધા પૂરી થઈ નહીં, એટલામાં તો પોતાના વીરોને આશ્વાસન દેતો વીર દુર્યોધન હાથીની સામે જેમ હાથી આવે તેમ ભીમસેનની સામે આવ્યો. મેઘની જેમ ગર્જના કરતા અને કેશરીની જેમ ક્રોધ કરતા તે બંને વીર વિવિધ આયુધોથી ઘણીવાર સુધી યુદ્ધ કરવા લાગ્યા. છેવટ ભીમે દ્યૂતક્રીડાનું વૈર સંભારીને મોટી ગદા ઉપાડી તેના પ્રહારવડે ઘોડા, રથ અને સારથિ સહિત દુર્યોધનને ચૂર્ણ કરી નાખ્યો.

એ પ્રમાણે દુર્યોધન મરાયો એટલે તેના અનાથ સૈનિકો હિરણ્યનાભ સેનાપતિને શરણે ગયા. અહીં વામ અને દક્ષિણ બાજુએ રહેલા બધા યાદવો અને પાંડવો કૃષ્ણના સેનાપતિ અનાધૃષ્ટિને વીંટાઈ વળ્યા. પછી વહાણના અગ્ર ભાગે તેનો નિર્યામક આવે તેમ હિરણ્યનાભ ક્રોધથી યાદવોને ઉપદ્રવ કરતો સતો સેનાની મોખરે આવ્યો. તેને જોઈ અભિચંદ્ર બોલ્યો, "અરે વિટ ! શું આટલો બધો બકે છે ? ક્ષત્રિયો વાણીમાં શૂરા નથી હોતા, પણ પરાક્રમમાં શૂરા હોય છે." તે સાંભળી હિરણ્યનાભ અભિચંદ્રની ઉપર તીક્ષ્ણ બાણો ફેંકવા લાગ્યો, તેઓને મેઘધારાને પવનની જેમ અર્જુને વચમાંથીજ છેદી નાખ્યાં, એટલે તેણે અર્જુન ઉપર અનિવાર્ય બાણશ્રેણી ફેંકવા માંડી. તેવામાં ભીમે વચમાં આવીને ગદાપ્રહારવડે તેને રથ ઉપરથી પાડી નાખ્યો, તેથી હિરણ્યનાભ શરમાઈ ગયો. પછી ફરીવાર રથ પર ચઢી ક્રોધથી હોઠ કરડતો તે બધા યાદવ સૈન્ય ઉપર તીક્ષ્ણ બાણ વર્ષા-વવા લાગ્યો, પરંતુ તે મોટા સૈન્યમાં કોઈ પણ ઘોડેસ્વાર, હસ્ત્યસ્વાર, રથી કે પેદળ તેનાથી હણાયો નહી. પછી સમુદ્રવિજયને પુત્ર **જયસેન** ક્રોધ કરી ધનુષ્ય ખેંચીને હિરણ્ય-નાભની સાથે યુદ્ધ કરવા તેની સામે આવ્યો, એટલે 'અરે ભાણેજ ! તું યમરાજના મુખમાં કેમ આવ્યો ?' એમ કહી હિરણ્યનાભે તેના સારથિને મારી નાખ્યો. તે જોઈ ક્રોધ પામેલા જયસેને તેનાં બખ્તર, ધનુષ્ય ને ધ્વજ છેદી નાખી, તેના સારથિને પણ યમરાજને ઘેર પહોંચતો કર્યો. તત્કાળ હિરણ્યનાભે ક્રોધ કરીને મર્મને વિંધે તેવાં દશ તીક્ષ્ણ બાણો-વડે જયસેનને મારી નાખ્યો. તે જોઈ તેનો ભાઇ **મહીજય** રથમાંથી ઉતરી ઢાલ તરવાર લઈ હિરણ્યનાભની ઉપર દોડી આવ્યો. તેને આવતો જોઈ હિરણ્યનાભે દૂરથીજ ક્ષુરપ્ર બાણવડે તેનું મસ્તક હરી લીધુ, એટલે પોતાના બે ભાઇનો વધ થવાથી ક્રોધ પામેલા અનાધૃષ્ટિ તેની સાથે યુદ્ધ કરવા આવ્યો.

જરાસંધના પક્ષના જે જે રાજાઓ હતા, તે સર્વ ભીમ, અર્જુન અને યાદવોની સાથે જુદા જુદા દ્વંદ્વયુદ્ધથી યુદ્ધ કરવા લાગ્યા. જ્યોતિષોના પતિની જેવો પ્રાગ્જ્યો-તિષપુરનો રાજા **ભગદત્ત** હાથી પર બેસી મહાનેમિની સામે યુદ્ધ કરવા દોડ્યો, અને બોલ્યો કે—"અરે મહાનેમિ ! હું તારા ભાઇનો સાળો રૂક્મી કે અશ્મક નથી, પણ હું તો નારકીના વૈરી કૃતાંત જેવો છું, માટે તું અહીંથી ખસી જા." આ પ્રમાણે કહી તેણે પોતાના હાથીને વેગથી હંકાર્યો અને મહાનેમિના રથને મંડળાકારે

ભમાવ્યો. પછી મહાનેમિએ હાથીના પગના તળીયામાં બાણો માર્યાં, જેથી તે હાથી પગે સ્ખલિત થઈ ભગદત્ત સહિત પૃથ્વી પર પડી ગયો, એટલે 'અરે! તું રૂક્મી નથી!' એમ કહી હસીને પ્રકૃતિથી દયાળુ એવા મહાનેમિએ ધનુષ્યકોટીથી તેને સ્પર્શ માત્ર કરીને છોડી દીધો.

અહીં એકતરફ ભૂરિશ્રવા અને સાત્યકિ જરાસંધ અને વાસુદેવની જયલક્ષ્મીની ઇચ્છા કરીને યુદ્ધ કરતા હતા. તે બંને દાંતવડે લડતા ઐરાવતની જેમ દિવ્ય તથા લોહમય અસ્ત્રોથી યુદ્ધ કરતા સતા ત્રણ જગતને ભયંકર થઈ પડ્યા. ઘણીવાર સુધી યુદ્ધ કરતાં ક્ષીણ જળવાળા મેઘની જેમ તેઓ બને ક્ષીણાસ્ત્ર થઈ ગયા, એટલે પછી મુષ્ટામુષ્ટિ વિગેરેથી બાહુયુદ્ધ કરવા લાગ્યા. દૃઢ રીતે પડવાથી અને ઉછળવાથી ભૂમિને કંપાવવા લાગ્યા અને ભુજાસ્ફોટના શબ્દોથી દિશાઓને ફોડી નાખવા લાગ્યા. છેવટે સાત્યકિએ ભૂરિશ્રવાને ઘોડાની જેમ બાંધી લઈ તેનું ગળું મરડી જાનુથી દબાવીને મારી નાખ્યો.

અહી અનાધૃષ્ટિએ હિરણ્યનાભના ધનુષ્યને છેદી નાખ્યુ એટલે તેણે અનાધૃષ્ટિ ઉપર મોટી ભોગળનો ઘા કર્યો. અનાધૃષ્ટિએ ઉછળતા અગ્નિના તણખાવડે દિશાઓમાં પ્રકાશ કરતી તે ભોગળને આવતાંજ બાણથી છેદી નાખી, એટલે હિરણ્યનાભ અનાધૃષ્ટિનો નાશ કરવા માટે રથમાંથી ઉતરી હાથમાં ઢાલ તરવાર લઈ પગે ચાલતો તેની સામે દોડ્યો. તે વખતે કૃષ્ણના અગ્રજ રામ રથમાંથી ઉતરી ઢાલ તરવાર લઇને તેની સામે આવ્યા, અને વિચિત્ર પ્રકારની ગતિવડે ચાલી તેને ઘણીવાર સુધી ફેરવી ફેરવીને થકવી દીધો. પછી ચાલાકીવાળા અનાધૃષ્ટિએ છળ મેળવી બ્રહ્મસૂત્રવડે કાષ્ટની જેમ ખડ્ગવડે હિરણ્યનાભના શરીરને છેદી નાખ્યુ. હિરણ્યનાભ મરાયો એટલે તેના યોદ્ધાઓ જરાસધને શરણે ગયા. તે વખતે સૂર્ય પણ પશ્ચિમ સાગરમાં મગ્ન થયો. યાદવો અને પાંડવોએ પૂજેલો અનાધૃષ્ટિ કૃષ્ણની પાસે આવ્યો પછી કૃષ્ણની આજ્ઞાથી સર્વે વીર પોતપોતાની છાવણીમાં ગયા અહીં જરાસંધે વિચાર કરીને તરતજ સેનાપતિના પદ ઉપર મહા બળવાન્ શિશુપાળનો અભિષેક કર્યો.

પ્રાતઃકાળે યાદવો કૃષ્ણની આજ્ઞાથી ગરૂડવ્યૂહ રચીને પૂર્વવત્ સમરભૂમિમાં આવ્યા, તે ખબર જાણી શિશુપાળે પણ ચક્રવ્યૂહજ રચ્યુ. રાજા જરાસંધ રણભૂમિમાં આવ્યો. જરાસંધના પૂછવાથી હંસક મંત્રી શત્રુઓના સૈનિકોને આંગળીથી બતાવી નામ લઈ લઇને ઓળખાવવા લાગ્યો—"આ કાળા અશ્વવાળા રથથી અને ધ્વજામાં ગજેંદ્રના ચિહ્નથી રહેલો અનાધૃષ્ટિ છે, આ નીલવર્ણી અશ્વના રથવાળો પાંડુપુત્ર યુધિષ્ઠિર છે, આ શ્વેત અશ્વના રથવાળો અર્જુન છે, નીલ કમળ જેવા વર્ણવાળા અશ્વના રથવાળો આ વૃકોદર (ભીમસેન) છે, આ સુવર્ણવર્ણી અશ્વવાળા અને સિંહની ધ્વજાવાળા સમુદ્રવિજય છે, આ શુકલવર્ણી અશ્વના રથવાળા અને વૃષભના ચિહ્નયુક્ત ધ્વજાવાળા અરિષ્ટનેમિ છે, આ કાબરા વર્ણના અશ્વના રથવાળો અને કદલીના ચિહ્નવાળો અક્રૂર છે, આ તિત્તિરવર્ણી ઘોડાવાળો સત્યકિ છે, આ કુમુદ જેવા વર્ણવાળા અશ્વવાળો મહાનેમિ કુમાર છે,

આ સુડાની ચાંચ જેવા અશ્વવાળો ઉગ્રસેન છે, આ સુવર્ણવર્ણી અશ્વવાળો અને મૃગધ્વજના ચિહ્નવાળો જરાકુમાર છે, આ કાંબોજ દેશના અશ્વવાળો શ્લક્ષ્ણરોમનો પુત્ર સિંહલ છે, કપિલ તથા રક્ત અશ્વવાળો અને ધ્વજામાં શિશુમારના ચિહ્નવાળો આ મેરૂ છે, આ પદ્મ જેવા ઘોડાવાળો પદ્મરથ રાજા છે, આ પારેવા જેવા વર્ણના અશ્વવાળો પુષ્કરધ્વજ સારણ છે, આ પંચપુંડ્ર ઘોડાવાળો અને કુંભની ધ્વજાવાળો વિદૂરથ છે, સૈન્યની મધ્યમાં રહેલા શ્વેત અશ્વવાળા અને ગરૂડના ચિહ્નયુક્ત ધ્વજાવાળા આ કૃષ્ણ છે, તે બગલીઓવડે આકાશમાં રહેલો વર્ષાકાળનો મેઘ શોભે તેવા શોભે છે. તેની દક્ષિણ બાજુએ અરિષ્ટવર્ણી ઘોડાવાળા અને તાલની ધ્વજાવાળા રોહિણીના પુત્ર રામ છે, કે જે જંગમ કૈલાસ જેવા શોભે છે તે સિવાય આ બીજા ઘણા યાદવો વિવિધ અશ્વ, રથ અને ધ્વજાવાળા તેમજ મહારથી છે કે જેઓનું વર્ણન કરવું અશક્ય છે.”

આ પ્રમાણે હંસક મંત્રીનાં વચન સાંભળી જરાસંધે ક્રોધથી ધનુષ્યનું આસ્ફાલન કર્યું અને વેગથી પોતાનો રથ રામ કૃષ્ણની સામે ચલાવ્યો તે વખતે જરાસંધનો યુવરાજ પુત્ર **યવન** ક્રોધ કરી વસુદેવના પુત્ર અક્રૂર વિગેરેને હણવા માટે તેની ઉપર દોડી આવ્યો. સિંહોની સાથે અષ્ટાપદની જેમ તે મહાબાહુ યવનને તેમની સાથે સંહારકારી ભયંકર યુદ્ધ થયુ. રામના અનુજ ભાઈ **સારણે** અદ્વૈત બળથી વર્ષાના મેઘની જેમ વિચિત્ર બાણો વર્ષાવીને તેને રૂંધી લીધો. જાણે મલયગિરિ હોય તેવા મલય નામના હાથીવડે તે યવને ઘોડા સહિત સારણનો રથ ભાંગી નાખ્યો. પછી જ્યારે તે હાથી વાંકો વળીને સારણ ઉપર દંતપ્રહાર કરવા આવ્યો તે વખતે સારણે પવને હલાવેલા વૃક્ષના ફળની જેમ યવનના મસ્તકને ખડ્ગથી છેદી નાખ્યુ, અને તે હાથી ઉઠીને સામે આવવા લાગ્યો એટલે તેના પણ દાંત ને સુંઢ છેદી નાખ્યા. તે જોઈ વર્ષાઋતુમાં મયૂરવૃંદની જેમ કૃષ્ણનું સૈન્ય નાચવા લાગ્યું. પોતાના પુત્રનો વધ જોઇ જરાસંધ ક્રોધ પામ્યો, એટલે મૃગલાઓને કેશરી હણે તેમ તે યાદવોને હણવા માટે ધનુષ્ય લઇને પ્રવર્ત્યો. આનંદ, શત્રુદમન, નંદન, શ્રીધ્વજ, ધ્રુવ, દેવાનંદ, ચારૂદત્ત, પીઠ, હરિષેણ અને નરદેવ એ બળરામના દશ પુત્રો રણના મુખભાગે રહ્યા હતા, તેમને યજ્ઞમાં બકરાની જેમ જરાસંધે મારી નાખ્યા. તે કુમારોનો વધ જોઈ કૃષ્ણની સેના પલાયન કરી ગઇ, એટલે ગાયોના સમૂહની પાછળ વ્યાઘ્રની જેમ જરાસંધ તે સેનાની પાછળ આવ્યો. તે વખતે તેના સેનાપતિ શિશુપાળે કૃષ્ણને હસતાં હસતાં કહ્યું કે ‘અરે કૃષ્ણ! આ કાંઇ ગોકુળ નથી, આ તો ક્ષત્રિયોનું રણ છે.’ કૃષ્ણે કહ્યું, ‘રાજન! હમણાં તું ચાલ્યો જા, પછી આવજે. હમણાં હું રૂક્મીના પુત્ર સાથે યુદ્ધ કરૂં છું, માટે તારી માતા ને મારી માશી ચિરકાળ રૂદન કરો નહીં.’ મર્મવેધી બાણ જેવાં આ કૃષ્ણનાં વચનથી વિંધાયેલા શિશુપાળે ધનુષ્યનું આસ્ફાલન કરીને તીક્ષ્ણ બાણો છોડ્યાં, જેથી કૃષ્ણે બાણવડે શિશુપાળનાં ધનુષ્ય, કવચ અને રથ છેદી નાખ્યાં, એટલે ઉલ્કાના અગ્નિની પેઠે તે ખડ્ગ ખેંચીને કૃષ્ણ સામે દોડ્યો, તેથી જેમ તેમ બડબડતા એ દુર્નીતિ શિશુપાળનાં ખડ્ગ, મુકુટ અને મસ્તક હરિએ અનુક્રમે છેદી નાખ્યાં.

શિશુપાળના વધથી જરાસંધ ઘણો ક્રોધ પામ્યો અને યમરાજના જેવો ભયંકર થઈ અનેક પુત્રો અને રાજાઓને સાથે લઈ રણભૂમિમાં દોડી આવ્યો, અને બોલ્યો કે 'અરે યાદવો! વૃથા શામાટે મરો છો? માત્ર તે ગોપાળ રામ કૃષ્ણને સોંપી ઘો. અદ્યાપિ તમારે કાંઈ હાનિ થઈ નથી.' આવાં વચન સાંભળી યાદવો દંડથી તાડન થયેલા સર્પની જેમ ઘણા ગુસ્સે થયા અને વિવિધ આયુધોને વર્ષાવતા તેની સામે દોડી આવ્યા. જરાસંધ એક છતાં અનેક હોય તેવો થઈ ઘોર બાણોથી મૃગલાને વ્યાધની જેમ યાદવોને વિંધવા લાગ્યો. જ્યારે જરાસંધે યુદ્ધ કરવા માંડયું ત્યારે કોઈ પણ પેદળ, રથી, સ્વારો કે ગજારોહકો તેની સામે ટકી શક્યા નહી. પવને ઉડાડેલા રૂની જેમ યાદવોનું બધું સૈન્ય જરાસંધનાં બાણોથી દુઃખી થઈ દશે દિશામાં નાસી ગયુ. ક્ષણવારમાં જરાસંધે યાદવોના સૈન્યરૂપ મહા સરોવરને કાસર જેવુ કરી દીધુ, અને યાદવો તેની આજુબાજુએ દૂર રહ્યા સતા દાદુરપણાને પ્રાપ્ત થયા.

જરાસંધના અઠ્ઠાવીશ પુત્રો દૃષ્ટિવિષ સર્પની જેમ શસ્ત્રરૂપ વિષવાળા રામને ઉપદ્રવ કરવા લાગ્યા, અને તેના બીજા ઓગણોતેર પુત્રો કૃષ્ણને મારવાની ઇચ્છાએ દાનવોની જેમ તેને રૂંધીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમની સાથે રામ કૃષ્ણને એવુ ઘોર યુદ્ધ જામ્યુ કે જેમાં પરસ્પર અસ્ત્રના છેદથી આકાશમાં બેસુમાર તણખાની વૃષ્ટિ થવા લાગી અનુક્રમે રામે જરાસંધના અઠ્ઠાવીશે પુત્રોને હળથી ખેંચીને મુશળવડે ચોખાની જેમ પીસી નાખ્યા, અર્થાત્ મરણ પમાડ્યા એટલે 'આ ગોપ ઉપેક્ષા કરવાથી અદ્યાપિ મારા પુત્રોને હણ્યા કરે છે' એમ બોલી જરાસંધે વજ્ર જેવી ગદાનો રામની ઉપર પ્રહાર કર્યો, તે ગદાના ઘાતથી રામે રૂધિરનુ વમન કર્યું, તેથી યાદવોના બધા સૈન્યમાં મોટો હાહાકાર થઈ ગયો. ફરીવાર જ્યારે રામ ઉપર પ્રહાર કરવાને જરાસંધ આવ્યો તે વખતે શ્વેત વાહનવાળો કનિષ્ટ કુંતાપુત્ર અર્જુન વચમાં પડ્યો. રામની વિધુરતા જોઈ કૃષ્ણને ક્રોધ ચઢ્યો, તેથી તેણે તત્કાળ હોઠ કંપાવતા સતા પોતાની આગળ રહેલા જરાસંધના ઓગણોતેર પુત્રોને મારી નાખ્યા. પછી 'આ રામ તો મારી ગદાના પ્રહારથી મરીજ જશે, અને આ અર્જુનને મારવાથી શુ થવાનું છે, તેથી કૃષ્ણનેજ મારૂં' આવો વિચાર કરી જરાસંધ કૃષ્ણની ઉપર દોડી આવ્યો તે વખતે 'હવે કૃષ્ણ મરાયા' એવો સર્વત્ર ધ્વનિ પ્રસરી ગયો. તે સાંભળી માતલિ સારથિએ અરિષ્ટનેમિ પ્રત્યે કહ્યું, "હે સ્વામિન્! અષ્ટાપદની આગળ હાથીના બચ્ચાની જેમ ત્રિભુવનપતિ એવા તમારી પાસે આ જરાસંધ કોણ માત્ર છે? પણ તમે જો આ જરાસંધની ઉપેક્ષા કરશો તો તે આ પૃથ્વીને યાદવ વગરની કરી દેશે, માટે હે જગન્નાથ! તમારી લેશમાત્ર લીલા તો બતાવો જો કે તમે જન્મથીજ સાવદ્ય કર્મથી વિમુખ છો, તથાપિ શત્રુઓથી આક્રમણ કરાતું તમારૂં કુળ અત્યારે આપને ઉપેક્ષા કરવા યોગ્ય નથી" આ પ્રમાણે માતલિ સારથિના કહેવાથી શ્રીનેમિનાથે કોપ વગર હાથમાં **પૌરંદર** નામનો શંખ લઈ મેઘગર્જનાને પણ ઉલ્લંઘન કરે તેવો નાદ કર્યો ભૂમિ તથા અંતરીક્ષને પૂરી દે તેવા તેના મોટા ધ્વનિથી શત્રુઓ ક્ષોભ પામી

ગયા અને યાદવોનું સૈન્ય સ્વસ્થ થઈને યુદ્ધ કરવાને સમર્થ થયું. પછી નેમિનાથની આજ્ઞાથી માતલિ સારથિએ ઉબાડીયાની જેમ સાગરના આવર્ત જેવો પોતાનો રથ રણભૂમિમાં ભમાડવા માંડ્યો. તે વખતે પ્રભુ નવીન મેઘની જેમ ઈંદ્રધનુષ્યનું આકર્ષણ કરીને શત્રુઓને ત્રાસ કરતા સતા બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તે બાણવૃષ્ટિવડે કોઇની ધ્વજા છેદી, કોઇનાં ધનુષ્ય કાપ્યાં, કોઇના રથ ભાંગ્યા અને કોઇના મુકુટ તોડી પાડ્યા. તે વખતે સામો પ્રહાર કરવાની વાત તો દૂર રહી, પણ કલ્પાંતકાળના સૂર્ય જેવા જણાતા એ પ્રભુની સામું જોવાને પણ શત્રુના સુભટોમાંથી કોઈ પણ સમર્થ થયો નહીં. પ્રભુએ એકલાજ એક લાખ મુકુટધારી રાજાઓને ભગ્ન કરી દીધા, કેમકે ઉછળેલા મહાસમુદ્રની આગળ પર્વતો કોણ માત્ર છે? આ પ્રમાણે પરાક્રમ બતાવ્યા છતાં પણ 'પ્રતિવાસુદેવ વાસુદેવનેજ વધ્ય છે' એવી મર્યાદા હોવાથી એ ત્રૈલોક્યમલ્લ પ્રભુએ જરાસંધને હણ્યો નહી. શ્રીનેમિ પ્રભુ રથને ભમાવતા સતા શત્રુઓના સૈનિકોને રોકીને ઉભા રહ્યા, એટલે તેટલા વખતમાં યાદવ વીરો ઉત્સાહ પ્રાપ્ત કરીને ફરીવાર યુદ્ધ કરવા લાગ્યા. આ વખતે સિંહો જેમ મૃગલાને મારે તેમ પાંડવોએ પૂર્વના વૈરથી અવશેષ રહેલા કૌરવોને મારવા માંડ્યા, એટલામાં તો બળદેવે પણ સ્વસ્થ થઈ લાંગલ ઉચું કરી તેનાવડે યુદ્ધ કરીને અનેક શત્રુઓને મારી નાખ્યા.

અહીં જરાસંધે કૃષ્ણને કહ્યુ 'અરે કપટી! તું આટલી વાર શૃગાલની જેમ માયાથીજ જીવ્યો છે. તે માયાથી કંસને માર્યો અને માયાથીજ કાળકુમારને પણ માર્યો છે. તું અસ્ત્રવિદ્યા શિખ્યોજ નથી તેથી સંગ્રામ કરતો નથી, પણ અરે કપટી! આજે હું તારા પ્રાણ સાથેજ તે માયાનો અંત લાવીશ, અને મારી પુત્રી જીવયશાની પ્રતિજ્ઞા પૂરી કરીશ.' કૃષ્ણ હસીને બોલ્યા 'અરે રાજા! તું આમ ગર્વનાં વચન શામાટે બોલે છે? જો કે હું તો તેવો અશિક્ષિત છું, પણ તું તો તારી જે અસ્ત્રશિક્ષા છે, તે બતાવી આપ. હું કિંચિત્ પણ મારી આત્મપ્રશંસા કરતોજ નથી, પણ એટલુ તો કહું છું કે તારી દુહિતાની અગ્નિપ્રવેશરૂપ પ્રતિજ્ઞા છે, તેને હું પૂરી કરીશ.' આવાં કૃષ્ણનાં વચન સાંભળી જરાસંધે ક્રોધથી બાણો મૂકવા માંડ્યાં, એટલે અંધકારને સૂર્યની જેમ કૃષ્ણે તેને છેદવા માંડ્યાં. બંને મહારથીઓ અષ્ટાપદની જેમ ક્રોધ કરી ધનુષ્યના ધ્વનિથી દિશાઓને ગજાવતા યુદ્ધ કરવા લાગ્યા. તેઓના રણમર્દનથી જળરાશિ—સમુદ્રો ક્ષોભ પામ્યા, આકાશમાં રહેલા ખેચરો ત્રાસ પામ્યા અને પર્વતો કંપાયમાન થયા. તેમના પર્વત જેવા દૃઢ રથના ગમનાગમનને નહીં સહન કરતી પૃથ્વીએ ક્ષણમાં પોતાનું સર્વસહપણું છોડી દીધું. વિષ્ણુએ જરાસંધનાં દેવતાઇ બાણોને દેવતાઈ બાણોથી અને લોહાસ્ત્રોને લોહાસ્ત્રોથી લીલામાત્રમાં છેદી નાખવા માંડ્યાં. જ્યારે સર્વ અસ્ત્રો નિષ્ફળ થયાં ત્યારે ક્રોધે ભરેલા જરાસંધે વિલખા થઇને બીજાં અસ્ત્રોથી દુર્વાર એવા ચક્રનું સ્મરણ કર્યું; તત્કાળ ચક્ર આવીને હાજર થયુ એટલે જયની તૃષ્ણાવાળા ક્રોધાંધ માગધપતિએ તેને આકાશમાં ભમાવીને કૃષ્ણની ઉપર મૂક્યું. જ્યારે ચક્ર વિષ્ણુ તરફ ચાલ્યુ ત્યારે આકાશમાં રહેલા ખેચરો

પણ ક્ષોભ પામ્યા અને કૃષ્ણનું સર્વ સૈન્ય દીનતા યુક્ત ક્ષોભ પામી ગયું. તેને સ્ખળિત કરવા માટે કૃષ્ણે, રામે, પાંચ પાંડવોએ અને બીજા અનેક મહારથીઓએ પોતપોતાનાં અસ્ત્રો ફેંક્યાં, પરંતુ વૃક્ષોથી સામુ આવતું નદીનું પૂર સ્ખળાય નહી તેમ તેનાથી અસ્ખળિત થયેલુ એ ચક્ર આવીને કૃષ્ણના વક્ષ સ્થળમાં તુંબના ભાગથી વાગ્યુ. પછી તે ચક્ર કૃષ્ણની પાસેજ ઉભું રહ્યુ, એટલે તેને કૃષ્ણે પોતાના ઉદ્યત પ્રતાપની જેમ હાથમાં લીધુ. તે સમયે 'આ નવમા વાસુદેવ ઉત્પન્ન થયા' એમ આઘોષણા કરતા દેવતાઓએ આકાશમાંથી કૃષ્ણની ઉપર સુગંધી જળ પુષ્પની વૃષ્ટિ કરી. કૃષ્ણે દયા લાવી જરાસંધને કહ્યુ, 'અરે મૂર્ખ! શુ આ પણ મારી માયા છે? પરંતુ હજુ પણ તું જીવતો ઘેર જા, મારી આજ્ઞા માન. હવે પછી તારા દુર્વિપાકને છોડી તારી સંપત્તિ સુખે ભોગવ અને જીર્ણ (વૃદ્ધ) થયા છતાં પણ જીવતો રહે.' જરાસંધે કહ્યુ 'અરે કૃષ્ણ! એ ચક્ર મેં ઘણીવાર લાલિત કર્યુ છે તેથી મારી પાસે એ એક ઉબાડીયા જેવુ છે, માટે તે ચક્રને મૂકવું હોય તો ખુશીથી મૂક.' પછી કૃષ્ણે જરાસંધ ઉપર તે ચક્ર છોડ્યું. "મહાત્માઓને બીજાનાં શસ્ત્રો પણ પોતાનાં શસ્ત્રો થઈ પડે છે." તે ચક્રે આવીને જરાસંધનું મસ્તક પૃથ્વી પર પાડી નાખ્યું. જરાસંધ મૃત્યુ પામીને ચોથી નરકે ગયો, અને દેવતાઓએ ઉંચે સ્વરે જયનાદ કરી કૃષ્ણની ઉપર કલ્પવૃક્ષનાં પુષ્પોની વૃષ્ટિ કરી.

॥ इत्याचार्यश्रीहेमचंद्राविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि शांवप्रद्युम्न-विवाहजरासंघवधकीर्तनो नाम सप्तम. सर्गः ॥



# सर्ग ८ मो.

## સાગરચંદ્રનું ઉપાખ્યાન, ઉષાહરણ અને બાણાસુરનો વધ.

જરાસંધના મરણ પામ્યા પછી શ્રી નેમિનાથે જે કૃષ્ણના શત્રુ રાજાઓને નિરોધમા રાખ્યા હતા તેમને છુટા કર્યા તેઓ નેમિનાથ પાસે આવી નમસ્કાર કરી અંજલિ જોડીને બોલ્યા—"હે પ્રભુ! તમોએ જરાસંધને અને અમોને ત્યારથીજ જીતી લીધા છે, કે જ્યારથી તમે ત્રણ જગતના પ્રભુ યાદવકુળમાં અવતર્યા છો એકલા વાસુદેવ પ્રતિવાસુદેવને હણેજ તેમાં સંશય નથી, તો પછી હે નાથ! તમે જેના બંધુ કે સહાયકારી હો તેની તો વાતજ શી કરવી? જરાસંધે અને અમોએ આગળથીજ જાણ્યુ હતું કે આપણે એવુ અકર્ત્તવ્ય કાર્ય આદર્યુ છે કે જેને પરિણામે આપણને હાનિજ થવાની છે, પરંતુ એવી ભવિતવ્યતા હોવાથી તેમ બન્યું છે. આજે અમે તમારે શરણે આવ્યા છીએ, તો અમારા ભવાનુ કલ્યાણ થાઓ. અમે તો તમારી સમક્ષ કહીએ છીએ, નહી તો તમને નમનારનુ તો સ્વત કલ્યાણ થાયજ છે." આ પ્રમાણે કહીને ઉભા રહેલા તે રાજાઓને સાથે લઇને શ્રી નેમિ કૃષ્ણની પાસે આવ્યા કૃષ્ણે રથમાંથી ઉતરીને નેમિકુમારને દૃઢ આલિંગન કર્યું. પછી નેમિનાથનાં વચ-

નથી અને સમુદ્રવિજયની આજ્ઞાથી કૃષ્ણે તે રાજાઓનો અને જરાસંધના પુત્ર સહદેવનો સત્કાર કર્યો, અને મગધ દેશનો ચોથો ભાગ આપી સહદેવને તેના પિતાના રાજ્ય ઉપર જાણે પોતાનો કીર્તિસ્તંભ હોય તેમ આરોપિત કર્યો. સમુદ્રવિજયના પુત્ર મહાનેમિને શૌર્યપુરમાં અને હિરણ્યનાભના પુત્ર રૂક્મનાભને કોશલ દેશમાં સ્થાપિત કર્યો. તેમજ રાજ્યને નહીં ગ્રહણ કરવા ઇચ્છતા ઉગ્રસેનના ધર નામના પુત્રને મથુરાનું રાજ્ય આપ્યુ. એ સમયે સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં નિમગ્ન થયો, તે કાળે શ્રી નેમિનાથે વિદાય કરેલો માતલિ સારથિ દેવલોકમાં ગયો. કૃષ્ણ અને તેની આજ્ઞાથી બીજા સર્વ રાજાઓ પોતપોતાની છાવણીમા ગયા. હવે સમુદ્રવિજય રાજા વસુદેવના આગમનની રાહ જોવા લાગ્યા.

બીજે દિવસે સમુદ્રવિજય અને કૃષ્ણ વાસુદેવની પાસે ત્રણ સ્થવિર ખેચરીઓ આવીને આ પ્રમાણે કહેવા લાગી કે "પ્રદ્યુમ્ન અને શાંબ સહિત વસુદેવ ખેચરોની સાથે થોડા વખતમાં અહીં આવે છે, પણ તેમનું જે ચમત્કારી ચરિત્ર ત્યાં બન્યુ છે તે સાભળો. વસુદેવ બે પૌત્રોની સાથે ખેચરો સહિત જેવા અહીંથી નીકળ્યા, તેવાજ વૈતાઢ્ય ગિરિ ઉપર ગયા, અને ત્યાં શત્રુ ખેચરોની સાથે તેમને મોટું યુદ્ધ થયુ. નીલકંઠ અને અંગારક વિગેરે ખેચરો જે પૂર્વના વૈરી હતા તેઓ એકઠા મળી મળીને વસુદેવની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ગઈ કાલે નજીકના દેવતાઓએ આવીને કહ્યું કે 'કૃષ્ણના યુદ્ધનો અંત આવ્યો, જરાસંધ મરાયો અને કૃષ્ણ વાસુદેવ થયા.' તે સાંભળી સર્વ ખેચરોએ રણ છોડી દઇને રાજા **મંદારવેગને** તે વાત જણાવી, એટલે તેણે તેમને આજ્ઞા કરી કે 'હે ખેચરો ! તમે સર્વ ઉત્તમ ભેટ લઈ લઇને આવો, એટલે આપણે વસુદેવદ્વારા કૃષ્ણને શરણે જઇએ.' આ પ્રમાણે કહી તે ખેચરપતિ ત્રિપથર્ષભ રાજા વસુદેવની પાસે ગયો, અને તેમને પોતાની બહેન આપી અને પ્રદ્યુમ્નને પોતાની પુત્રી આપી. રાજા દેવર્ષભ અને વાયુપથે ઘણા હર્ષથી પોતાની બે પુત્રીઓ શાંબકુમારને આપી. હવે તે વિદ્યાધરના રાજાઓ વસુદેવની સાથે હમણાંજ અહીં આવે છે, અને તે ખબર કહેવાને માટે અમોને અગાઉથી મોકલેલ છે."

આ પ્રમાણે તેઓ કહેતી હતી, તેવામાં વસુદેવ પ્રદ્યુમ્ન અને શાંબ સહિત સર્વ ખેચર રાજાઓની સાથે ત્યાં આવ્યા અને સર્વનાં નેત્રને ઉત્સવરૂપ થયા. ખેચરોએ વસુધારા જેવાં સુવર્ણો, રત્નો, વિવિધ જાતિનાં વાહનો, અશ્વો અને હાથી વિગેરે આપી કૃષ્ણની પૂજા કરી. કૃષ્ણે જયસેન વિગેરેની પ્રેતક્રિયા કરી અને સહદેવે જરાસંધ વિગેરેની પ્રેતક્રિયા કરી. પછી જીવયશાએ પોતાના પતિના અને પિતાના કુળનો સંહાર જોઈ અગ્નિમાં પ્રવેશ કરીને પોતાના જીવિતને છોડી દીધુ. તે વખતે યાદવો આનંદથી કુદવા લાગ્યા. તેથી કૃષ્ણે તે સિનપલ્લી ગામને સ્થાને **આનંદપુર** નામે એક નગર વસાવ્યું.

પછી કૃષ્ણ ઘણા ખેચરો અને ભૂચરોને સાથે લઈ છ માસમાં ભરતાર્ધ સાધી મગધ દેશમાં આવ્યા, ત્યાં એક યોજન ઊંચી અને એક યોજનના વિસ્તારવાળી, ભરતાર્ધવાસી

દેવીઓ અને દેવતાઓએ અધિષ્ઠિત **કોટિશિલા** નામે એક શિલા હતી, તેને કૃષ્ણે પોતાના ડાબા હાથવડે પૃથ્વીથી ચાર આંગુલ ઉંચી કરી એ શિલાને પહેલા વાસુદેવે ભુજાના અગ્ર ભાગ સુધી ઉંચી કરેલી, બીજાએ મસ્તક સુધી, ત્રીજાએ કંઠ સુધી, ચોથાએ ઉર સ્થળ સુધી, પાંચમાએ હૃદય સુધી, છઠ્ઠાએ કટી સુધી, સાતમાએ સાથળ સુધી, આઠમાએ જાનુ સુધી અને આ નવમા કૃષ્ણ વાસુદેવે પૃથ્વીથી ચાર આંગુલ ઉંચી ધારણ કરી, કારણ કે અવસર્પિણીના નિયમ પ્રમાણે વાસુદેવોનું બળ પણ ઓછું થતું જાય છે.

પછી કૃષ્ણ દ્વારકામાં આવ્યા. ત્યાં સોળ હજાર રાજાઓએ અને દેવતાઓએ અર્ધ ચક્રીપણાનો તેને અભિષેક કર્યો. ત્યારપછી કૃષ્ણે પાંડવોને કુરૂ દેશ તરફ અને બીજા ભૂચરો તથા ખેચરોને પોતપોતાનાં સ્થાન તરફ વિદાય કર્યા. સમુદ્રવિજય વિગેરે દશ બળવાન દશાર્હો, બળદેવાદિક પાંચ મહાવીરો, ઉગ્રસેન પ્રમુખ સોળ હજાર રાજાઓ, પ્રદ્યુમ્ન વિગેરે સાડાત્રણ ક્રોડ કુમારો, શાંબાદિક સાઠ હજાર દુર્દાંત કુમારો, વીરસેન પ્રમુખ એકવીશ હજાર વીરો, મહાસેન પ્રભૃતિ મહા બળવાન્ છપ્પન હજાર તળવર્ગો અને તે સિવાય ઇભ્ય, શ્રેષ્ઠી, સાર્થપતિ વિગેરે હજારો પુરૂષો મસ્તક પર અંજલિ જોડીને કૃષ્ણની સેવા કરતા હતા. અન્યદા સોળ હજાર રાજાઓએ આવીને ભક્તિથી અનેક રત્નો અને બે બે ઉત્તમ કન્યાઓ કૃષ્ણ વાસુદેવને અર્પણ કરી. તેમાંથી સોળ હજાર કન્યા કૃષ્ણ પરણ્યા, આઠ હજાર કન્યા બળરામ પરણ્યા અને આઠ હજાર કન્યાઓ તેમના કુમારો પરણ્યા પછી કૃષ્ણ, રામ અને બીજા કુમારો ક્રીડોદ્યાન તથા ક્રીડાપર્વત વિગેરેમાં રમ્ય રમણીઓથી વીંટાઇને સ્વચ્છંદપણે વિહાર કરવા લાગ્યા.

એક વખતે તેઓને ક્રીડા કરતા જોઈ શ્રી નેમિનાથ પ્રત્યે રાજા સમુદ્રવિજય અને શિવાદેવી પ્રેમભરેલી વાણીવડે કહેવા લાગ્યા કે 'હે પુત્ર ! તમને જોતાં અમોને સદા નેત્રોત્સવ થાય છે, તેને કોઈ યોગ્ય વધૂનું પાણિગ્રહણ કરીને વૃદ્ધિ પમાડો.' આવાં માતા પિતાનાં વચનો સાંભળીને જન્મથીજ સંસાર પર વિરક્ત અને ત્રણ જ્ઞાનને ધરનાર શ્રી નેમિ પ્રભુ બોલ્યા—"પિતાજી ! હું કોઈ ઠેકાણે યોગ્ય સ્ત્રી જોતો નથી, કારણ કે આ સ્ત્રીઓ તો નિરંતર દુઃખમાં પાડનારીજ થાય છે, તેથી મારે એવી સ્ત્રીની જરૂર નથી. જ્યારે મને અનુરૂપ સ્ત્રી મળશે ત્યારે હુ પાણિગ્રહણ કરીશ." આ પ્રમાણે શ્રી નેમીશ્વર કુમારે ગંભીર વાણીથી પોતાનાં સરળ પ્રકૃતિવાળાં માતા પિતાને વિવાહના ઉપક્રમ સંબંધી આગ્રહથી નિવાર્યાં.

ઉગ્રસેન રાજાની રાણી **ધારિણીને** યોગ્ય સમયે **રાજીમતી** નામે એક પુત્રી થઈ, તે અદ્વૈત રૂપ લાવણ્ય સહિત અનુક્રમે વૃદ્ધિ પામવા લાગી. અહીં દ્વારકામાં **ધનસેન** નામે એક ગૃહસ્થ રહેતો હતો. તેણે ઉગ્રસેનના પુત્ર **નભઃસેનને** પોતાની **કમલામેલા** નામની પુત્રી આપી. એક વખતે નારદ ફરતા ફરતા નભઃસેનને ઘેર આવ્યા તે વખતે નભઃસેનનું ચિત્ત વિવાહકાર્યમાં વ્યગ્ર હતું, તેથી તેણે નારદની પૂજા કરી નહી, તેથી

ક્રોધ પામીને નારદ તેને અનર્થ કરવાને માટે રામના પુત્ર નિષધનો પુત્ર **સાગરચંદ્ર** કે જે શાંબ વિગેરેને અતિ પ્રિય હતો, તેની પાસે આવ્યા. નારદને આવતા જોઈ તેણે સામા ઉભા થઈ સત્કાર કરીને પૂછ્યું કે–'દેવર્ષે! તમે સર્વત્ર ભમ્યા કરો છો, તો કાંઈ પણ આશ્ચર્ય કોઈ સ્થાનકે જોયુ હોય તો કહો, કેમકે તમે આશ્ચર્ય જોવામાંજ પ્રીતિવાળા છો.' નારદ બોલ્યા–'આ જગતમાં આશ્ચર્યરૂપ કમલામેલા નામે એક ધનસેનની કન્યા મારા જોવામાં આવી છે, પણ તેણે તે કન્યા હમણાંજ નભ:સેનને આપી દીધી છે.' આ પ્રમાણે કહી નારદ ઉડીને બીજે ચાલ્યા ગયા, પરંતુ તે સાંભળીને સાગરચંદ્ર તેમાં રક્ત થઈ ગયો, તેથી પીત્તથી ઉન્મત્ત થયેલો જેમ બધે સુવર્ણ જુએ તેમ તે સાગરચંદ્ર તેનુંજ ધ્યાન ધરી તેનેજ જોવા લાગ્યો. પછી નારદ કમલામેલાને ઘેર ગયા. તે રાજકુમારીએ આશ્ચર્ય પૂછ્યું, એટલે ફૂટ બુદ્ધિવાળા નારદે કહ્યું કે 'આ જગતમાં બે આશ્ચર્ય જોયાં છે, એક તો રૂપ સંપત્તિમાં શ્રેષ્ઠ કુમાર સાગરચંદ્ર અને બીજો કુરૂપીમાં શ્રેષ્ઠ કુમાર નભ:સેન' આ પ્રમાણે સાંભળી કમલામેલા નભ:સેનને છોડી સાગરચંદ્રમાં આસક્ત થઈ. પછી નારદે સાગરચંદ્ર પાસે જઇને તેનો રાગ જણાવ્યો. સાગરચંદ્ર કમલામેલાના વિરહરૂપ સાગરમાં પડી ગયો છે એમ જાણી તેની માતા અને બીજા કુમારો પણ વિધુર થઈ ગયા. તેવામાં શાંબ ત્યાં આવ્યો. તેણે એવી રીતે સાગરચંદ્રને બેઠેલો જોઈ પછવાડે જઇને તેની આંખોને બે હાથવડે ઢાંકી દીધી. સાગર બોલ્યો કે–'શું અહીં કમલામેલા આવી છે?' ત્યારે શાંબ બોલ્યો–'અરે હું કમલામેલક[1] આવ્યો છુ' સાગરચંદ્રે કહ્યુ–'ત્યારે બરોબર છે, તમેજ મને કમલામેલાનો મેળાપ કરાવી આપશો, જેથી હવે મારે બીજો ઉપાય ચિંતવવાની જરૂર નથી.' આ પ્રમાણેના તેના વચનને શાંબે સ્વીકાર્યું નહીં, તેથી સર્વ કુમારોની સાથે તેને ઘણો મદિરા પાઈ છળ કરીને સાગરચંદ્રે કબુલ કરાવી લીધુ. જ્યારે મદાવસ્થા બીલકુલ ચાલી ગઈ ત્યારે શાંબે વિચાર્યું કે 'મેં આ દુષ્કર કાર્ય સ્વીકાર્યું છે, પણ હવે તેનો નિર્વાહ કરવો જોઇએ.' પછી પ્રજ્ઞપ્તિ વિદ્યાનું સ્મરણ કરી બીજા કુમારોને સાથે લઈ નભ:સેનના વિવાહને દિવસે શાંબ ઉદ્યાનમાં આવ્યો, અને ત્યાંથી કમલામેલાના ઘર સુધી સુરંગ કરાવી આસક્ત થયેલી કમલામેલાને તેના ઘરમાંથી ઉદ્યાનમાં ઉપાડી લાવી સાગરચંદ્ર સાથે વિધિપૂર્વક પરણાવી દીધી. જ્યારે તે કન્યાને ઘરમાં દીઠી નહીં ત્યારે આમતેમ તેની શોધ કરતા ધનસેનના માણસો ઉદ્યાનમાં આવ્યા. ત્યાં જેઓએ ખેચરનાં રૂપ લીધાં છે એવા યાદવોની વચમાં રહેલી કમલામેલાને તેમણે જોઈ, તેથી તેઓએ તે વાત કૃષ્ણને જણાવી. કૃષ્ણ ક્રોધ કરીને તે કન્યાને હરનારાઓની પાસે આવ્યા અને તેમને મારવાની ઇચ્છાથી તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યા, કારણ કે તે કોઇના અન્યાયને સહન કરી શકતા નહોતા. પછી શાંબ પોતાનું મૂળ રૂપ પ્રગટ કરી કમલામેલા સહિત સાગરચન્દ્રને લઇને કૃષ્ણના ચરણમાં પડ્યો. કૃષ્ણ વિલખા થઇને બોલ્યા કે–'અરે! તે આ શુ કર્યુ? આપણા આશ્રિત નભ:સેનને તેં કેમ છેતર્યો?' શાંબ કુમારે બધી વાત કહી

૧ કમળાનો મેળાપ કરાવી આપનાર.

બતાવી. એટલે પછી કૃષ્ણે 'હવે શો ઉપાય' એમ કહી નભઃસેનને સમજાવ્યો, અને કમલામેલા સાગરચન્દ્રને આપી. નભઃસેન સાગરચન્દ્રનો કાંઈ પણ અપકાર કરવાને અસમર્થ હતો. તેથી ત્યારથી માંડીને તે હમેશાં સાગરચન્દ્રનું છિદ્ર શોધવા લાગ્યો.

અહીં પ્રદ્યુમ્નને **વૈદર્ભી** નામની સ્ત્રીથી **અનિરૂદ્ધ** નામે પુત્ર થયો. અનુક્રમે યૌવનવયને પામ્યો. તે સમયે **શુભનિવાસ** નામના નગરમાં **બાણ** નામે એક ઉગ્ર ખેચરપતિ હતો, તેને **ઉષા** નામે કન્યા હતી. તે રૂપવતી બાળાએ પોતાને યોગ્ય વર મળે તેવા હેતુથી દૃઢ નિશ્ચયવડે **ગૌરી** નામની વિદ્યાનું આરાધન કર્યું. તે સંતુષ્ટ થઇને બોલી—'વત્સે! કૃષ્ણનો પૌત્ર અનિરૂદ્ધ જે ઇંદ્ર જેવો રૂપવંત ને બળવંત છે, તે તારો ભર્તા થશે.' ગૌરી વિદ્યાના પ્રિય **શંકર** નામના દેવને બાણે સાધ્યો, તેથી તેણે પ્રસન્ન થઇને બાણને રણભૂમિમાં અજેય થવાનું વરદાન આપ્યું. તે વાત જાણીને ગૌરીએ શંકરને કહ્યું કે 'તમે બાણને અજેય થવાનુ વર આપ્યું તે સારૂં કર્યું નહી, કારણ કે મેં તેની પુત્રી ઉષાને પ્રથમ એક વરદાન આપેલ છે.' તે સાંભળી શંકરે બાણને કહ્યું કે 'તું રણમાં અજય્ય થઇશ, પણ સ્ત્રીના કાર્ય સિવાય અજય્ય થઇશ.' બાણ એટલાથી પણ પ્રસન્ન થયો.

ઉષા ઘણી સ્વરૂપવાન્ હતી, તેથી ક્યા ક્યા ખેચરોએ અને ભૂચરોએ તેને માટે બાણ પાસે માગણીઓ ન કરી? સર્વેએ કરી, પણ કોઇની માગણી બાણને રૂચિ નહીં. અનુરાગી ઉષાએ **ચિત્રલેખા** નામની વિદ્યાધરીને મોકલીને અનિરૂદ્ધને મનની જેમ પોતાને ઘેર બોલાવ્યો. તેને ગાંધર્વ વિવાહથી પરણીને લઈ જતી વખતે અનિરૂદ્ધ આકાશમાં રહીને બોલ્યો કે 'હું અનિરૂદ્ધ ઉષાનું હરણ કરી જાઉં છું' તે સાંભળી બાણ ક્રોધ પામ્યો, તેથી શીકારી જેમ કુતરાઓથી સુવરને રૂંધે તેમ તેણે પોતાના બાણાવળી સૈન્યથી અનિરૂદ્ધને રૂંધી દીધો. તે વખતે ઉષાએ અનિરૂદ્ધને પાઠસિદ્ધ વિદ્યાઓ આપી, તેથી પરાક્રમમાં વૃદ્ધિ પામેલા અનિરૂદ્ધે બાણની સાથે ચિરકાળ યુદ્ધ કર્યુ. છેવટ બાણે નાગપાશથી પ્રદ્યુમ્નના પુત્રને હાથીના બચ્ચાની જેમ બાંધી લીધો. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ તત્કાળ આ વૃત્તાંત કૃષ્ણને જણાવ્યો, એટલે કૃષ્ણ રામ, શાંબ અને પ્રદ્યુમ્નને લઇને ત્યાં આવ્યા. ગરૂડધ્વજ (કૃષ્ણ)નાં દર્શન માત્રથી અનિરૂદ્ધના નાગપાશ તુટી ગયા શંકરના વરદાનથી અને પોતાના બળથી ગર્વ પામેલા મદોન્મત્ત બાણે કૃષ્ણને કહ્યું કે 'અરે તું શુ મારા બળને જાણતો નથી? તેં હમેશાં પારકી કન્યાઓનું હરણ કર્યું છે, તેથી તારા પુત્ર પૌત્રોને પણ તે ક્રમવાર પ્રાપ્ત થયેલું છે, પણ હવે હું તેનું ફળ તમોને બતાવું છુ.' કૃષ્ણે કહ્યું, 'અરે દુરાશય! તારી આ વચનઉક્તિ શા કામની છે? કારણ કે કન્યા તો અવશ્ય બીજાને આપવાનીજ હોય છે, તો તેને વરવામાં શો દોષ છે?' કૃષ્ણનાં આવાં વચન સાંભળી અનેક ખેચરોથી વીંટાયલો બાણ વિદ્યાધર ભૃકુટી ચઢાવીને કૃષ્ણની ઉપર બાણો ફેંકવા લાગ્યો બાણને છેદવામાં ચતુર એવા કૃષ્ણે તેનાં બાણોને વચમાંથીજ છેદી નાખવા માંડ્યાં એવી રીતે તે બંને વીરોને ઘણીવાર સુધી બાણાબાણી યુદ્ધ ચાલ્યું. છેવટે કૃષ્ણે તેને અસ્ત્રરહિત કરી કૃષ્ણ સર્પના ગરૂડ કરે તેમ તેના શરીરના કટકેકટકા કરી નાખીને તેને યમદ્વારે પહોં-

ચાડી દીધો. પછી કૃષ્ણ ઉષા સહિત અનિરૂદ્ધને લઈ શાંબ, પ્રદ્યુમ્ન અને રામની સાથે હર્ષ પામતા પુનઃ દ્વારકામાં આવ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि सागरचंद्रोपाख्यान–उषाहरण–बाणवधवर्णनो नामाऽष्टमः सर्गः ॥



## सर्ग ९ मो.

## ભગવાન્ શ્રી અરિષ્ટનેમિની કૌમારક્રીડા, દીક્ષા અને કેવળજ્ઞાનની ઉત્પત્તિ.

એકદા શ્રી નેમિકુમારે બીજા કુમારોની સાથે ક્રીડા કરતાં ફરતા ફરતા કૃષ્ણ વાસુદેવની આયુધશાળામાં નિઃશંકપણે પ્રવેશ કર્યો. ત્યાં સૂર્યના બિંબ જેવું પ્રકાશમાન સુદર્શન ચક્ર, સર્પરાજના શરીરની જેવાં ભયંકર શાર્ઙ્ગ ધનુષ્ય, કૌમુદકી ગદા અને ખડ્ગ તેમજ વાસુદેવના યશનો કોશ હોય તેવો અને યુદ્ધરૂપ નાટકના નાંદીવાદ્ય જેવો પાંચજન્ય શંખ એ તમામ તેમના જોવામાં આવ્યાં. અરિષ્ટનેમિએ કૌતુકથી શંખને લેવાની ઇચ્છા કરી, તે જોઈ તે અસ્ત્રગૃહની રક્ષા કરનાર ચારૂકૃષ્ણે પ્રણામ કરીને કહ્યું કે–'હે કુમાર! જો કે તમે કૃષ્ણ વાસુદેવના ભ્રાતા છો, વળી બળવાન્ છો, તથાપિ આ શંખને લેવાને પણ તમે સમર્થ નથી, તો પૂરવાને તો ક્યાંથી સમર્થ થાઓ! આ શંખને લેવાને અને પૂરવાને કૃષ્ણ વિના બીજો કોઈ સમર્થ નથી, માટે તમે તે લેવાનો વૃથા પ્રયાસ કરશો નહી.' તે સાંભળી પ્રભુએ હસીને લીલામાત્રમાં તે શંખ ઉપાડ્યો અને અધર ઉપર જાણે દાંતની જ્યોત્સ્ના પડતી હોય તેમ શોભતા એ શંખને પૂર્યો. તત્કાળ દ્વારકાપુરીના કીલ્લા સાથે અથડાતા સમુદ્રના ધ્વનિ જેવા તે નાદે આકાશ અને ભૂમિને પૂરી દીધાં. પ્રાકાર, પર્વતોનાં શિખરો અને મહેલો કંપાયમાન થયાં. કૃષ્ણ, રામ અને દશ દશાર્હો ક્ષોભ પામી ગયા. ગજેંદ્રો આલાનસ્તંભનું ઉન્મૂલન કરી શૃંખલા તોડીને ત્રાસ પામી ગયા. ઘોડાઓ લગામોને નહીં ગણકારતા નાસી ગયા. વજ્રના નિર્ઘોષ જેવો તે ધ્વનિ સાંભળી નગરજનો મૂર્છા પામ્યા, અને અસ્ત્રાગારના રક્ષકો મૃત થયા હોય તેમ પડી ગયા. આ પ્રમાણેની સર્વ સ્થિતિ જોઈ કૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે–'આ શંખ કોણે ફુંક્યો? શું કોઈ ચક્રવર્તી ઉત્પન્ન થયો કે ઈંદ્ર પૃથ્વી પર આવ્યા? હું જ્યારે મારો શંખ વગાડું છું ત્યારે સામાન્ય રાજાઓને ક્ષોભ થાય છે, પણ આ શંખના ફુંકવાથી તો મને અને રામને પણ ક્ષોભ થયો છે.' આવી રીતે કૃષ્ણ ચિંતવતા હતા, તેવામાં અસ્ત્રરક્ષકોએ આવીને જણાવ્યું કે–'તમારા ભાઈ અરિષ્ટનેમિએ આવીને પાંચજન્ય શંખને હમણાં એક લીલામાત્રમાં ફુંક્યો છે.' તે સાંભળી કૃષ્ણ વિસ્મય પામી ગયા, પણ મનમાં તે વાત ઉપર શ્રદ્ધા ન આવવાથી કાંઇક વિચારમાં પડ્યા, તેવામાં તો નેમિકુમાર પણ ત્યાં આવ્યા. કૃષ્ણે સંભ્રમથી ઉભા થઈ નેમિનાથને અમૂલ્ય આસન આપ્યું અને પછી ગૌરવતાથી કહ્યું–'હે ભ્રાતા! શું

હમણાં આ પાંચજન્ય શંખ તમે ફુંક્યો કે જેના ધ્વનિથી બધી પૃથ્વી અદ્યાપિ પણ ક્ષોભ પામે છે!' નેમિનાથે હા પાડી, એટલે કૃષ્ણ તેમના ભુજાબળની પરીક્ષા કરવાના ઇરાદાથી આદરપૂર્વક બોલ્યા–હે ભાઈ! મારા વિના પાંચજન્ય શંખ ફુંકવાને બીજો કોઈ સમર્થ નથી, તે શંખ તમે ફુંક્યો તે જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું, પરંતુ હે માનદ ! હવે મને વિશેષ પ્રસન્ન કરવાને માટે તમારૂં ભુજબળ બતાવો, અને મારી સાથે બાહુયુદ્ધથી યુદ્ધ કરો ' નેમિકુમારે તેમ કરવા સ્વીકાર્યું, એટલે બંને વીરબંધુ અનેક કુમારોથી વીંટાઈ અસ્ત્રાગારમાં ગયા.

પ્રકૃતિથી દયાળુ એવા નેમિકુમારે વિચાર્યું કે 'જો હું છાતીથી, ભુજાથી કે ચરણથી કૃષ્ણને દબાવીશ તો તેના શા હાલ થશે ? તેથી જેવી રીતે તેને અનર્થ ન થાય અને તે મારી ભુજાના બળને જાણે, તેવી રીતે કરવું યોગ્ય છે ' આ પ્રમાણે વિચાર કરી નેમિકુમારે કૃષ્ણને કહ્યું કે 'હે બંધુ ! વારંવાર પૃથ્વી પર આળોટવા વિગેરેથી જે યુદ્ધ કરવું તે તો સાધારણ માણસનું કામ છે, માટે પરસ્પર ભુજાના નમાવવાવડેજ આપણું યુદ્ધ થવું જોઈએ ' કૃષ્ણે તે વચન સ્વીકારીને પોતાની ભુજા લાંબી કરી, પરંતુ વૃક્ષની શાખા જેવી ને વિશાળ ભુજાને કમળના નાળવાની જેમ લીલામાત્રમાં નેમિકુમારે નમાવી દીધી. પછી નેમિનાથે પોતાની વામ ભુજા લાંબી ધરી રાખી, એટલે કૃષ્ણ વૃક્ષને વાનર વળગે તેમ સર્વ બળવડે તેને વળગી પડ્યા, પણ નેમિકુમારના તે ભુજસ્તંભને વનનો હાથી પૃથ્વીના દાંત જેવા મહાગિરિને નમાવી શકે નહી તેમ કૃષ્ણ કિંચિત્ પણ નમાવી શક્યા નહીં. પછી નેમિનાથનો ભુજસ્તંભ છોડી પોતાનું વિલખાપણું ઢાંકી દેતા કૃષ્ણ તેમને આલિંગન દઈને આ પ્રમાણે બોલ્યા–'હે પ્રિય બંધુ ! જેમ રામ મારા બળથી જગતને તૃણ સમાન માને છે, તેમ હું તમારા બળથી બધા વિશ્વને તૃણ સમાન ગણું છું.' આ પ્રમાણે કહી કૃષ્ણે નેમિનાથને વિસર્જન કર્યા. પછી રામને કહ્યું, 'હે ભાઈ! તમે બંધુ નેમિનાથનું લોકોત્તર બળ જોયું ? વૃક્ષ ઉપર પક્ષીની જેમ હું અર્ધચક્રી પણ તેની ભુજા સાથે લટકી રહ્યો ! તેથી હું એમ માનું છું કે એ નેમિનાથના બળ સમાન ચક્રવર્તી અને ઈંદ્રનું બળ પણ નથી. તેનું આવું બળ છે, તે છતાં એ આપણા અનુજ બંધુ સમગ્ર ભારતવર્ષને કેમ સાધતા નથી? આમ સુસ્ત થઈને બેસી કેમ રહે છે?' રામે કહ્યું–'ભાઈ! જેમ તે બળથી ચક્રવર્તી કરતાં પણ અધિક જણાય છે, તેમ શાંત મૂર્તિથી રાજ્યમાં પણ નિઃસ્પૃહ જણાય છે.' રામે આ પ્રમાણે કહ્યું, તોપણ પોતાના અનુજ બંધુના બળથી શંકા પામતા કૃષ્ણને દેવતાઓએ કહ્યું, "હે કૃષ્ણ! પૂર્વે શ્રી નમિ પ્રભુએ કહ્યું હતું કે 'મારી પછી નેમિનાથ તીર્થંકર થશે, તે કુમારજ રહેશે, માટે તેને રાજ્યલક્ષ્મીની ઇચ્છા નથી. તે સમયની રાહ જુવે છે. યોગ્ય સમય પ્રાપ્ત થયે જન્મબ્રહ્મચારી રહીને તે દીક્ષા ગ્રહણ કરશે, માટે તમે જરા પણ બીજી ચિંતા કરશો નહી.' દેવતાનાં આ પ્રમાણેનાં વચન સાંભળી કૃષ્ણે પ્રસન્ન થઈ રામને વિદાય કર્યા પછી પોતે અંતઃપુરમાં જઈ ત્યાં નેમિનાથને બોલાવ્યા.

બંને બંધુઓએ રત્નના સિંહાસન ઉપર બેસી વારાંગનાઓએ ઢોળેલા જળકળશ-વડે સ્નાન કર્યું. દેવદૂષ્ય વસ્ત્રથી અંગ લુહી દિવ્ય ચંદનનું વિલેપન કર્યું. પછી ત્યાં બેસી બંને વીરોએ સાથેજ ભોજન કર્યું. પછી કૃષ્ણે અંતઃપુરના રક્ષકોને આજ્ઞા કરી કે 'આ નેમિનાથ મારા બંધુ છે અને મારાથી અધિક છે, માટે તેમને અંતઃપુરમાં જતાં તમારે ક્યારે પણ અટકાવવા નહીં. સર્વ ભ્રાતૃપત્નીઓ (ભોજાઇઓ)ની વચમાં એ નેમિકુમાર ભલે ક્રીડા કરે, તેમાં કાંઈ પણ દોષ નથી. પછી સત્યભામા વિગેરે પોતાની પત્નીઓને આજ્ઞા કરી કે 'આ નેમિકુમાર મારા પ્રાણ જેવા છે, અને તે તમારા દીયર થાય છે, તેનું માન રાખજો અને તેની સાથે નિઃશંકપણે ક્રીડા કરજો.' આ પ્રમાણે કૃષ્ણે કહ્યું એટલે અંતઃપુરની સ્ત્રીઓએ તેજ વખતે નેમિકુમારની પૂજા કરી. પછી નેમિકુમાર ભોગથી પરાઙ્મુખ અને નિર્વિકારીપણે તેમની સાથે વિહાર કરવા લાગ્યા, અને પોતાની સદૃશજ અરિષ્ટનેમિ કુમારની સાથે કૃષ્ણ અંતઃપુર સહિત હર્ષથી ક્રીડાગિરિ વિગેરેમાં રમવા લાગ્યા.

એક વખતે વસંતઋતુમાં કૃષ્ણ નેમિનાથ, નગરજનો અને સર્વ યાદવોની સાથે અંતઃપુર સહિત રૈવતાચળના ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયા. જેમ નંદનવનમાં સુર અસુરના કુમારો ક્રીડા કરે તેમ ત્યાં યાદવકુમારો અને નગરજનો વિવિધ ક્રીડા કરવા લાગ્યા. કોઈ બકુલ વૃક્ષની તળે બેસી બોરસલીનાં પુષ્પોની ખુશબોથી સુગંધી અને કામદેવની જીવનઔષધિરૂપ મદિરાનું મદિરાપાન કરવાની ભૂમિમાં બેસીને પાન કરવા લાગ્યા, કોઈ વીણા વગાડવા લાગ્યા, કોઈ ઉંચે સ્વરે વસંત રાગ ગાવા લાગ્યા, કોઈ મદિરાથી મત્ત થઈ પોતાની સ્ત્રીઓ સાથે કિંનરની જેમ નાચવા લાગ્યા, ચંબેલી, અશોક અને બોરસલી વિગેરે વૃક્ષો પરથી કોઈ પુષ્પહર વિદ્યાધરોની જેમ પોતાની સ્ત્રીઓ સાથે પુષ્પો ચુંટવા લાગ્યા, કોઈ ચતુર માળીની જેમ પુષ્પોનાં આભૂષણો ગુંથી ગુંથીને રમણીઓનાં અંગમાં પહેરાવવા લાગ્યા, કોઈ નવપલ્લવની શય્યામાં અને લતાગૃહમાં કાંદર્પિક દેવની જેમ યુવતિ સાથે ક્રીડા કરવા લાગ્યા, કોઈ ગાઢ રતિથી શ્રાંત થઈ પાણીની નીકને તીરે લોટતા ભોગીઓ ભોગી (સર્પ)ની જેમ મલયાચલના પવનનું પાન કરવા લાગ્યા, કોઈ કંકિલ્લિના વૃક્ષની શાખા સાથે હીંચકા બાંધી રતિ અને કામદેવની જેમ પોતાની અંગના સાથે હીંચકવા લાગ્યા, અને કેટલાક કામદેવના શાસનમાં વર્તતા પુરૂષો કંકિલ્લિનાં વૃક્ષોને પોતાની પ્રિયાના ચરણઘાત કરાવવાવડે, બોરસલીનાં વૃક્ષોને મદિરાનો ગંડૂષ નખાવવાવડે, તિલકનાં વૃક્ષોને સરાગ દૃષ્ટિએ જોવરાવવાવડે, કુરબકનાં વૃક્ષોને ગાઢ આલિંગન અપાવવાવડે અને તે સિવાય બીજા પ્રકારના દોહદથી બીજાં વૃક્ષોને વિશેષ પ્રકારે પુષ્પિત કરવા લાગ્યા.

તે વખતે કૃષ્ણ વાસુદેવ પણ નેમિકુમારને સાથે રાખી સત્યભામા વિગેરે સ્ત્રીઓથી પરવર્યા સતા વનના હાથીની જેમ આમતેમ ભમવા લાગ્યા. ત્યાં નેમિકુમારને જોઈ કૃષ્ણને વિચાર થયો કે 'જો નેમિનાથનું મન ભોગમાં લગ્ન થાય તોજ મારી લક્ષ્મી કૃતાર્થ થાય અને ત્યારેજ મારૂં સૌભ્રાતૃપણું પણ ગણાય; તેથી આલંબન, ઉદ્દીપન અને વિભાવ અનુભાવ વારંવાર કરવાવડે આ નેમિકુમારને માર્ગે અનુકૂળ કરવા કે તેથી કદિ મારો આ

મનોરથ પૂર્ણ થાય.' આ પ્રમાણે વિચારી કૃષ્ણે પોતાને હાથે એક પુષ્પમાળા ગુંથીને બીજા ગ્રન્થાગારની જેમ નેમિકુમારના કંઠમાં આરોપણ કરી. પછી કૃષ્ણનો ભાવ જાણીને સત્યભામા વિગેરે ચતુર રમણીઓ પણ વિચિત્ર પુષ્પાભરણથી શ્રી નેમિને શૃંગાર કરવા લાગી, કોઈ તેમના પૃષ્ઠ ઉપર પોતાના પુષ્ટ અને ઉન્નત સ્તનનો સ્પર્શ કરી તેમનો કેશપાશ સુંદર પુષ્પમાળાથી ગુંથવા લાગી. કોઈ હરિવલ્લભા ઉંચી ભુજલતા કરવાવડે કરમૂળને બતાવતી સતી નેમિકુમારના મસ્તક ઉપર મુકુટ ગુંથવા લાગી, કોઈ હાથવડે પકડી રાખીને તેમના કર્ણમાં કામદેવના જયધ્વજ જેવું કર્ણાભૂષણ રચવા લાગી અને કોઈ તેમની સાથે ક્રીડામાં વિશેષ કાળક્ષેપ કરવાની ઇચ્છાથી તેમની ભુજા પર વારંવાર નવું નવું કેયૂર બાંધવા લાગી. આ પ્રમાણે તેઓએ ઋતુને અનુસરતો શ્રી નેમિકુમારને અનેક પ્રકારનો ઉપચાર કર્યો. તેજ પ્રમાણે નેમિકુમારે પણ નિર્વિકાર ચિત્તે તેમના પ્રત્યે ઉપચાર કર્યો.

એવી રીતે વિચિત્ર ક્રીડાઓથી એક અહોરાત્ર ત્યાંજ નિર્ગમન કરીને કૃષ્ણ પરિવાર સાથે પાછા દ્વારકામાં આવ્યા. રાજા સમુદ્રવિજય, બીજા દશાર્હ અને કૃષ્ણ સર્વે નેમિનાથને પાણિગ્રહણ કરાવવામાં સર્વદા ઉત્કંઠિત રહેવા લાગ્યા. એમ ક્રીડા કરતા નેમિ અને કૃષ્ણને વસંતઋતુ વીતી ગઈ, અને કામદેવની જેમ સૂર્યને મિત્ર કરતી ગ્રીષ્મઋતુ પ્રાપ્ત થઈ. તે વખતે કૃષ્ણના પ્રતાપની જેમ બાળસૂર્ય પણ અસહ્ય થઈ પડ્યો, અને પ્રાણીઓના કર્મની જેમ રાત્રિએ પણ ઘર્મ (તાપ) શાંત થતો નહીં. તે ઋતુમાં યુવાન પુરૂષો શ્વેત, કદલીની ત્વચા જેવાં કોમળ અને કસ્તુરીથી ધૂપિત એવાં વસ્ત્રો પહેરવા લાગ્યા, સ્ત્રીઓ કામદેવના શાસનની જેમ હાથીના કર્ણ જેવા ચળાચળ પંખાને જરાવાર પણ ન છોડવા લાગી. યુવાનો વિચિત્ર પુષ્પરસવડે દ્વિગુણ સુગંધી કરેલા ચંદનજળને પોતાની પર વારંવાર છાંટવા લાગ્યા, નારીઓ હૃદય પર સર્વ બાજુ કમળનાળ રાખવાવડે મુક્તાહારથી પણ અધિક સૌભાગ્ય (શોભા) પામવા લાગી. વારંવાર બાહુથી ગાઢ આલિંગન કરતા યુવાનો પ્રિયાની જેમ જળાર્દ્ર વસ્તુને છાતી પરજ રાખવા લાગ્યા. આવા ઘર્મથી ભીષ્મ એવી ગ્રીષ્મઋતુમાં કૃષ્ણ અંતઃપુર સાથે નેમિનાથને લઇને રૈવતગિરિના ઉદ્યાનમાંહેના સરોવરે ક્રીડા કરવા માટે આવ્યા. પછી માનસ સરોવરમાં હંસની જેમ તે સરોવરમાં કૃષ્ણ અંતઃપુર અને નેમિનાથ સહિત જળક્રીડા કરવાને પેઠા. તેમાં કંઠ સુધી મગ્ન થયેલી કૃષ્ણની સ્ત્રીઓનાં મુખ નવીન ઉદ્‌ભવી નીકળેલ કમલિનીના ખંડની ભ્રાંતિને ઉત્પન્ન કરવા લાગ્યાં. કૃષ્ણે કોઈ રમણીની ઉપર જળની અંજલિ નાખી, એટલે તે ચતુરાએ ગંડૂષના જળથીજ કૃષ્ણની પર સામો આક્ષેપ કર્યો. કેટલીક જળભીરૂ વામા કૃષ્ણને વળગી પડતી, તેથી કૃષ્ણ બરાબર પુતળીઓવાળા સ્તંભની શોભાને ધારણ કરતા હતા. જળકલ્લોલની જેમ વારંવાર ઉછળતી મૃગાક્ષીઓ કૃષ્ણના ઉર સ્થળમાં વેગથી અફળાતી હતી. જળના આઘાતથી તે રમણીઓની દૃષ્ટિ તામ્રવર્ણી થઈ જતી તે જાણે પોતાના ભૂષણરૂપી અંજનના નાશથી તેઓને અધિક રોષ થયો હોયની તેવી દેખાતી હતી. કૃષ્ણ કોઈ સ્ત્રીને તેની

પ્રતિપક્ષી સપત્નીના નામથી બોલાવતા હતા, તેથી તે હાથીની સુંઢની જેમ કમળવડે કૃષ્ણને પ્રહાર કરતી હતી. કોઈ બાળાને કૃષ્ણ ઘણીવાર જોતા હતા, તેથી તેની પ્રતિપક્ષી બીજી સ્ત્રી ઈર્ષ્યા ધરીને કૃષ્ણનાં નેત્ર ઉપર કમળરજ મિશ્રિત જળથી તાડન કરતી હતી. કેટલીક મૃગનેત્રા યુવતિઓ ગોપપણાની રાસલીલાને સંભારીને કૃષ્ણની આસપાસ ફરતી હતી. તે વખતે નેમિકુમાર નિર્વિકાર છતાં પણ ભાઇના આગ્રહથી અનેક પ્રકારે હાંસી કરતી એવી ભ્રાતૃપત્નીઓની સાથે ક્રીડા કરતા હતા. 'દીયરજી! હવે ક્યાં જાઓ છો?' એમ કહી કૃષ્ણની સ્ત્રીઓ એક સાથે હાથે તાડિત કરેલા જળવડે નેમિને આચ્છોટન કરવા લાગી. તે વખતે જળના છાંટાને ઉડાડતી કૃષ્ણની સ્ત્રીઓના કરથી શ્રી નેમિ પ્રભુ પલ્લવિત વૃક્ષની જેવા શોભવા લાગ્યા. પછી તે સ્ત્રીઓ જળક્રીડાના મિષથી સ્ત્રીસ્પર્શ જણાવવાને માટે નેમિકુમારના કંઠમાં વળગી પડી, છાતીવડે છાતી પર અથડાણી અને ભુજાવડે લપટાઈ ગઈ. કોઈ રમણી છત્રની જેમ નેમિકુમારની ઉપર સહસ્રપત્ર કમળ રાખીને જાણે અંતઃપુરની છત્રધારિણી હોય તેમ દેખાવા લાગી. કોઈ સ્ત્રીએ હાથીના કંઠમાં તેના બંધનની શૃંખલા નાખે તેમ નેમિકુમારના કંઠકંદલમાં કમળનાળનું આરોપણ કર્યું. કોઈ બાળાએ કાંઇક બાનું કાઢીને નેમિનાથનું હૃદય કે જે કામદેવના અસ્ત્રોથી અનાહત[1] હતું, તેની ઉપર શતપત્ર કમળવડે તાડન કર્યું. નેમિકુમારે પણ તે સર્વ ભ્રાતૃપત્નીઓની સાથે કૃતપ્રતિકૃતપણે[2] ચિરકાળ નિર્વિકાર ચિત્તે ક્રીડા કરી. પોતાના અનુજને ક્રીડા કરતા જોઈ કૃષ્ણને એટલો બધો હર્ષ થયો કે જેથી તે સરોવરના જળમાં નંદીવરમાં હાથીની જેમ ચિરકાળ સુધી ઉભા રહ્યા. પછી કૃષ્ણ જળક્રીડાને સમાપ્ત કરીને સરોવરમાંથી બહાર નીકળ્યા એટલે સત્યભામા તથા રૂક્મિણી વિગેરે સ્ત્રીઓ પણ તીર ઉપર આવીને ઉભી રહી.

નેમિકુમાર સરોવરમાંથી હંસની જેમ બહાર નીકળ્યા, અને જ્યાં રૂક્મિણી વિગેરે ઉભી હતી તે તીર ઉપર જઇને ઉભા રહ્યા. તત્કાળ રૂક્મિણી વિગેરેએ ઉભા થઈ તેમને રત્નાસન આપ્યુ, અને પોતાના ઉત્તરીય વસ્ત્રવડે તેમના અંગને જળ રહિત કર્યું. તે વખતે સત્યભામા મશ્કરી અને વિનયપૂર્વક બોલી—'દીયરજી! તમે હમેશાં અમારૂ કહેવુ સહન કરો છો, તેથી હું નિર્ભય થઇને કહું છું કે હે સુંદર! તમે સોળ હજાર સ્ત્રીઓના ભર્ત્તા શ્રી કૃષ્ણના ભાઈ થઇને એક કન્યા પણ કેમ પરણતા નથી? આ ત્રણ લોકમાં તમારૂ શરીર અપ્રતિમ રૂપલાવણ્યથી પવિત્ર છે અને નવીન યૌવન છે, છતાં તમારી આવી સ્થિતિ કેમ છે? તમારાં માતા પિતા, તમારા ભાઇઓ અને સર્વ ભોજાઇઓ વિવાહ કરવાને માટે તમારી પ્રાર્થના કરીએ છીએ, તેથી અમારી સર્વની ઇચ્છા પૂર્ણ કરો. વંઠની જેમ પત્ની વિના એક અંગવાળા રહી તમે કેટલોક કાળ નિર્ગમન કરશો? તેનો તમે પોતેજ વિચાર કરો. હે કુમાર! શું તમે અજ્ઞ છો? વા નીરસ છો? વા નપુંસક છો? તે અમોને કહો, કેમકે સ્ત્રીભોગ વિના અરણ્યનાં પુષ્પની જેમ તમે નિષ્ફળ યૌવન ગુમાવો છો. જેમ શ્રી ઋષભનાથે પ્રથમ તીર્થ પ્રવર્ત્તાવ્યું, તેમ તેઓએ સાંસારિક અવસ્થામાં વિવાહ

૧ નહીં હણાયેલુ. ૨ તે કરે તેમ સામે કરવુ.

મંગળ વિગેરે પણ પ્રથમ બતાવ્યા છે. યોગ્ય સમયે રૂચિ પ્રમાણે ખુશીથી બ્રહ્મચર્ય પાળજો, પણ ગૃહસ્થપણામાં અશુચિ સ્થાનમાં મંત્રોદ્ગારની જેમ બ્રહ્મચર્ય પાળવું ઉચિત નથી.' પછી જાંબવતી બોલી—'અરે કુમાર! તમારા વંશમાંજ મુનિસુવ્રત પ્રભુ થયા છે, તેઓ વિવાહ કરી પુત્ર ઉત્પન્ન થયા પછી તીર્થંકર થયા હતા. તે સિવાય જિનશાસનમાં બીજા ઘણા મહાત્માઓ વિવાહ કર્યા પછી મુક્ત થયેલા અને થવાના સંભળાય છે, તે પણ તમે જાણો છો, છતાં તમે કોઈ નવીન મુમુક્ષુ થયેલા છો કે જે મુક્ત જનનો માર્ગ છોડી જન્મથીજ સ્ત્રીપરાઙ્મુખ રહો છો.' પછી સત્યભામા પ્રણયકોપ કરીને બોલી કે 'હે સખિ! તું શામાટે એને સામવચને[1] કહે છે? એ સામવચનથી સાધ્ય નથી. પિતાએ, જ્યેષ્ઠ ભ્રાતાએ અને બીજાઓએ પણ વિવાહ માટે પ્રાર્થના કરી તોપણ તેમણે તેઓનું પણ માન રાખ્યું નથી, માટે આપણે બધી એકત્ર થઈ તેને અહીં રોકી રાખો. જો તે આપણું વચન માને તો તેને છોડવા, નહીં તો છોડવાજ નહીં.' પછી લક્ષ્મણા વિગેરે બીજી સ્ત્રીઓ બોલી—'બ્હેન! એમ ન થાય, એ આપણા દીયર છે, તેથી આપણે આરાધવા યોગ્ય છે, માટે એમને કોપ કરીને તમારે કાંઈ કહેવું નહીં, તેમને તો ગમે તે રીતે પ્રસન્ન કરવા એજ ઉપાય છે.' તેઓએ એમ કહ્યું એટલે પછી રૂક્મિણી વિગેરે કૃષ્ણની સર્વ સ્ત્રીઓ વિવાહને માટે આગ્રહપૂર્વક પ્રાર્થના કરતી સતી નેમિકુમારના ચરણમાં પડી. આવી રીતે સ્ત્રીઓ પ્રાર્થના કરતી હતી તે જોઈ કૃષ્ણ પણ સમીપ આવી વિવાહને માટે નેમિકુમારની પ્રાર્થના કરવા લાગ્યા. તે વખતે બીજા યાદવો પણ ત્યાં આવીને બોલ્યા કે 'હે કુમાર! આ ભાઈનું વચન માનો અને શિવાદેવી, સમુદ્રવિજય અને બીજા સ્વજનોને પણ આનંદ આપો.' જ્યારે આ પ્રમાણે બધા મળીને આગ્રહથી તેમને દબાણ કરવા લાગ્યા એટલે નેમિનાથ વિચારવા લાગ્યા કે 'અહો! આ સર્વની કેવી અજ્ઞાનતા છે? આ સમયે મારી દાક્ષિણ્યતાને પણ ધિક્કાર છે! કેવળ આ લોકો પોતેજ સંસારસમુદ્રમાં પડતા નથી, પણ તેઓ સ્નેહશિલા બાંધીને બીજાઓને પણ સંસારસમુદ્રમાં પાડે છે, માટે હમણાં તો આ સર્વનું વચન માત્ર વાણીથી માની લેવું. પછી જ્યારે સમય આવે ત્યારે તો અવશ્ય આત્મહિતજ કરવું. પૂર્વે શ્રી ઋષભદેવ પ્રભુએ જે વિવાહ કર્યો હતો તે માત્ર પોતાનાં તેવાં ભોગ્યકર્મને લીધેજ, કારણ કે કર્મની ગતિ વિચિત્ર છે.' આ પ્રમાણે વિચાર કરીને શ્રી નેમિએ તે સર્વેનું વચન સ્વીકાર્યું, તે સાંભળી સમુદ્રવિજય વિગેરે સર્વે ઘણો હર્ષ પામ્યા.

પછી કૃષ્ણ ગ્રીષ્મઋતુને ત્યાંજ નિર્ગમન કરીને પરિવાર સાથે નેમિને યોગ્ય કન્યા જોવાને ઉત્સુક થઈ દ્વારકામાં આવ્યા. ત્યાં સત્યભામાએ કહ્યું કે 'હે નાથ! મારી **રાજીમતી** નામે એક નાની બેન છે, તે અરિષ્ટનેમિને બરાબર યોગ્ય છે.' તે સાંભળી કૃષ્ણ બોલ્યા—'હે સત્યભામા! તમે ખરેખરા મારા હિતકારી છો, કારણ કે નેમિનાથને યોગ્ય સ્ત્રીની ચિંતારૂપ સાગરમાંથી તમે મારો ઉદ્ધાર કર્યો છે.' પછી કૃષ્ણ પોતેજ તત્કાળ

૧ મીઠે વચને.

ઉગ્રસેનને ઘેર ગયા. માર્ગમાં યાદવોએ અને નગરજનોએ સંભ્રમથી તેમને જતા જોયા. ઉગ્રસેને અર્ધ્યપાદ્ય વિગેરેથી કૃષ્ણનો સત્કાર કરી સિંહાસન પર બેસાડીને આગમનનું કારણ પૂછયું. કૃષ્ણ બોલ્યા–'હે રાજન્! તમારે રાજીમતી નામની કન્યા છે, તે મારા અનુજ ભાઈ નેમિ કે જે મારાથી પણ ગુણમાં અધિક છે, તેને યોગ્ય છે.' આવાં કૃષ્ણનાં વચન સાંભળી ઉગ્રસેન બોલ્યા–'હે પ્રભુ! આજે અમારાં ભાગ્ય ફળ્યાં કે જેથી તમે અમારે ઘેર આવ્યા અને વળી અમને કૃતાર્થ કર્યા. હે સ્વામિન્! આ ગૃહ, આ લક્ષ્મી, આ અમે, આ પુત્રી અને આ બીજું બધુ સર્વ તમારે આધીન છે, તેથી સ્વાધીન વસ્તુમાં પ્રાર્થના શી?' ઉગ્રસેનનાં આવાં વચન સાંભળી કૃષ્ણ ખુશી થયા, અને શીઘ્ર સમુદ્રવિજય પાસે આવી તે ખબર આપ્યા. સમુદ્રવિજયે કહ્યું–'હે વત્સ! તમારી પિતૃભક્તિ અને ભ્રાતૃવાત્સલ્ય જોઈ મને ઘણો હર્ષ થાય છે. વળી તમે મારા નેમિકુમારને ભોગાભિમુખ કર્યા, તેથી અમને ઘણોજ આનંદ ઉપજાવ્યો છે, કેમકે અરિષ્ટનેમિ વિવાહ કરવાનું કબુલ કરે તો ઠીક, એ મનોરથ આટલા વખત સુધી અમારા મનમાંજ લીન થઈ જતો હતો.' પછી રાજા સમુદ્રવિજયે ક્રોષ્ટુકિને બોલાવીને નેમિનાથ અને રાજીમતીના વિવાહને માટે શુભ દિવસ પૂછયો, એટલે ક્રોષ્ટુકિએ કહ્યું કે 'હે રાજન્! વર્ષાકાળમાં સાધારણ શુભ કાર્યનો પણ આરંભ કરવો કહ્યો નથી તો વિવાહની તો વાતજ શી કરવી?' સમુદ્રવિજયે કહ્યું, 'આ વખતે જરા પણ કાળક્ષેપ કરવો યોગ્ય નથી, કારણ કે કૃષ્ણે માંડમાંડ નેમિનાથને વિવાહને માટે પ્રવર્ત્તાવ્યા છે, તેથી વિઘ્ન ન આવે તેવો નજીકમાંજ કોઈ વિવાહનો દિવસ બતાવો અને તમારી અનુજ્ઞાથી ગાંધર્વ વિવાહની જેમ એ વિવાહ થઈ જાઓ.' ક્રોષ્ટુકિએ વિચારીને કહ્યું, 'હે યદુપતિ! જો એમજ હોય તો પછી શ્રાવણ માસની શુક્લ ષષ્ઠીએ એ કાર્ય કરો.' રાજાએ ક્રોષ્ટુકિને સત્કાર કરી વિદાય કર્યો. પછી એ વાર્ત્તા ઉગ્રસેનને કહેવરાવી, અને બંને તે કાર્યમાં તૈયાર થયા. કૃષ્ણે પણ દ્વારકામાં પ્રત્યેક દુકાને, પ્રત્યેક દરવાજે અને પ્રત્યેક ગૃહે રત્નમય માંચા અને તોરણ વિગેરે રચાવ્યાં. વિવાહનો દિવસ નજીક આવ્યો એટલે દશાર્હ અને રામ કૃષ્ણ વિગેરે એકઠા થયા. શિવાદેવી, રોહિણી અને દેવકી વિગેરે માતાઓ, રેવતી પ્રમુખ રામની પત્નીઓ અને સત્યભામા વિગેરે કૃષ્ણની પત્નીઓ, ધાત્રીઓ અને બીજી ગોત્રવૃદ્ધ તેમજ સૌભાગ્યવતી રમણીઓ એકઠી થઈને ઉંચે સ્વરે ગીત ગાવા લાગી. સર્વેએ મળીને નેમિકુમારને પૂર્વાભિમુખે ઉત્તમ આસન પર બેસાડ્યા, અને રામ કૃષ્ણે પ્રીતિથી પોતાની જાતે તેમને ન્હવરાવ્યા. પછી નેમિકુમારને હાથે મંગળસૂત્ર બાંધી હાથમાં બાણ આપીને કૃષ્ણ ઉગ્રસેનને ઘેર ગયા. ત્યાં પૂર્ણચંદ્ર જેવા મુખવાળી રાજીમતીને પણ કૃષ્ણે તેવી રીતેજ સ્નાનાદિ કરાવીને તૈયાર કર્યા. ફરી પાછા પોતાને ઘેર આવ્યા.

તે રાત્રિ નિર્ગમન કરીને પ્રાતઃકાળે નેમિનાથને વિવાહ માટે ઉગ્રસેનને ગૃહે લઈ જવાને તૈયાર કર્યા. શ્વેત છત્ર માથે ધર્યું, બન્ને પડખે શ્વેત ચામરો વીંજવા માંડ્યાં, દેરા સહિત બે શ્વેત વસ્ત્ર પહેરાવ્યાં, મુક્તાફળનાં આભરણોથી શણગાર્યા અને મનોહર

ગોશીર્ષચંદનથી અંગરાગ કર્યો. આ પ્રમાણે તૈયાર થયા પછી નેમિનાથ શ્વેત અશ્વવાળા રથ ઉપર આરૂઢ થયા. તે વખતે અશ્વોના હેષારવથી દિશાઓને બધિર કરતા ક્રોડોગમે કુમારો જાનૈયા થઇને તેમની આગળ ચાલ્યા. બન્ને પડખે હજારો રાજા હાથી પર ચડીને ચાલવા લાગ્યા. અને પછવાડે દશ દશાર્હ અને રામ કૃષ્ણ ચાલવા લાગ્યા. ત્યારબાદ મહા મૂલ્યવાળી શિબિકાઓમાં બેસીને અંત:પુરની સ્ત્રીઓ અને બીજી પણ સ્ત્રીઓ મંગળ ગીત ગાતી ગાતી ચાલી. આ પ્રમાણે મોટી સમૃદ્ધિથી શ્રી નેમિકુમાર રાજમાર્ગે ચાલ્યા. આગળ મંગળપાઠકો ઉંચે સ્વરે મંગળપાઠ કરતા કરતા ચાલતા હતા, અને માર્ગમાં અટારીઓ ઉપર ચઢેલી પુરસ્ત્રીઓની પ્રેમાર્દ્ર દૃષ્ટિઓ મંગલ લાજની[1] જેમ નેમિનાથની ઉપર પડતી હતી. એ પ્રમાણે પુરજનોએ જોયેલા અને પરસ્પર હર્ષથી વર્ણવેલા નેમિકુમાર અનુક્રમે ઉગ્રસેનના ઘર પાસે આવ્યા. નેમિનાથના આગમનનો કોળાહલ સાંભળી મેઘધ્વનિથી મયૂરીની જેમ કમળલોચના રાજીમતી ગાઢ ઉત્કંઠાવાળી થઈ. તેનો ભાવ જાણીને તેની સખીઓ બોલી કે 'હે સુંદરિ! તને ધન્ય છો કે જેનું નેમિનાથ પાણિગ્રહણ કરશે. હે કમળલોચના! જો કે નેમિનાથ અહીં આવવાના છે, તથાપિ અમે ઉત્સુક થવાથી ગોખ ઉપર રહીને તેમને જોવાને ઇચ્છીએ છીએ.' પોતાના મનોગત અર્થને કહેવાથી હર્ષ પામેલી રાજીમતી પણ સંભ્રમથી સખીઓ સહિત ગોખ ઉપર આવી.

રાજીમતીએ ચંદ્ર સહિત મેઘના જેવો માલતી પુષ્પે ગુંથેલો કેશપાશ ધર્યો હતો, તે બે વિશાળ લોચનથી કર્ણમાં ધારણ કરેલાં આભૂષણભૂત કમળને હરાવતી હતી, મુક્તાફળવાળા કુંડળો યુક્ત કર્ણથી છીપની શોભાનો તિરસ્કાર કરતી હતી, હીંગળોક સહિત અધરથી પાકેલા બિંબફળને લજાવતી હતી, તેની કંઠાભૂષણયુક્ત ગ્રીવા સુવર્ણની મેખલાવાળા શંખની જેવી શોભતી હતી, હારથી અંકિત એવાં સ્તન બિસ ગ્રહણ કરનારા ચક્રવાક જેવા શોભતાં હતાં, કરકમળથી કમળખંડયુક્ત સરિતા જેવી દેખાતી હતી, જાણે કામદેવની ધનુર્લતા હોય તેવો તેનો મધ્ય ભાગ (કટિપ્રદેશ) મુષ્ટિગ્રાહ્ય હતો, જાણે સુવર્ણફલક હોય તેવા નિતંબવડે મનોરમ હતી, કદલી જેવા તેના ઊરૂ હતા, મૃગલીના જેવી તેની જંઘા હતી, રત્ન જેવી નખાવળી હતી, છેડાદાર શ્વેત વસ્ત્ર પહેર્યાં હતાં અને અંગે ગોરૂચંદનનું વિલેપન કર્યું હતું.

આ પ્રમાણે તૈયાર થઇને દેવી જેમ વિમાનમાં બેસે તેમ તે ગોખ ઉપર આવીને બેઠી ત્યાં રહીને તેણીએ જાણે પ્રત્યક્ષ કંદર્પ હોય તેમ હૃદયમાં કંદર્પને પ્રદીપ્ત કરનાર નેમિનાથને દૂરથી જોયા. તેમને દૃષ્ટિથી નીરખીને તેણે મનમાં વિચાર્યું કે 'અહો! આવા મનથી પણ અગોચર એવા પતિ મળવા દુર્લભ છે. ત્રણ લોકમાં આભૂષણરૂપ એવા આ પતિ જો મને પ્રાપ્ત થાય તો પછી મારા જન્મનું ફળ શું પૂર્ણ નથી થયું? જો કે આ પરણવાની ઇચ્છાએ અહીં આવ્યા છે, તથાપિ મને પ્રતીતિ આવતી નથી, કારણ કે આવા પુરૂષ ઘણું પુણ્ય હોય તોજ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે તે ચિંતવતી હતી તેવામાં

૧ મંગળિક નિમિત્તે ઉડાડેલી લાજ-ધાણી

તેનું દક્ષિણ લોચન અને દક્ષિણ બાહુ ફુરક્યો, તેથી તેના મનમાં અને અંગમાં સંતાપ ઉત્પન્ન થયો. પછી ધારાગૃહની પુતળીની જેમ નેત્રમાંથી અશ્રુને વર્ષાવતી રાજીમતીએ પોતાની સખીઓ પ્રત્યે ગદ્‌ગદ સ્વરે તે વાત જણાવી. તે સાંભળી સખીઓ બોલી 'સખિ! પાપ શાંત થાઓ, અમંગળ હણાઓ અને બધી કુળદેવીઓ તારૂં કલ્યાણ કરો. બેન! ધીરી થા, આ તારા વર પાણિગ્રહણમાં ઉત્સુક થઇને અહીં આવેલા છે, તો હવે વિવાહ-મહોત્સવ પ્રવર્ત્તતા સતા તને અનિષ્ટચિંતા શામાટે થાય છે?'

અહી નેમિનાથે આવતાં આવતાં પ્રાણીઓનો કરૂણ સ્વર સાંભળ્યો, તેથી તેનું કારણ જાણતાં છતાં પણ તેમણે સારથિને પૂછ્યું કે 'આ શું સંભળાય છે?' સારથિએ કહ્યું, 'નાથ! શું તમે નથી જાણતા? આ તમારા વિવાહમાં ભોજનને માટે વિવિધ પ્રાણીઓને લાવેલા છે. હે સ્વામિન્! મેંઢાં વિગેરે ભૂમિચરો, તેતર વિગેરે ખેચરો અને ગામડાનાં તથા અટવીનાં પ્રાણીઓ અહીં ભોજનને નિમિત્તે પંચત્વને પામશે, તેઓને રક્ષકાએ વાડામાં પૂરેલાં છે, તેથી તેઓ ભયથી પોકાર કરે છે, કારણ કે સર્વ જીવોને પ્રાણવિનાશનો ભય મોટામાં મોટો છે.' પછી દયાવીર નેમિ પ્રભુએ સારથિને કહ્યું કે 'જ્યાં એ પ્રાણીઓ છે, ત્યાં મારો રથ લઈ જા.' સારથિએ તત્કાળ તેમ કર્યું, એટલે પ્રભુએ પ્રાણનાશના ભયથી ચકિત થઈ ગયેલાં એવાં વિવિધ પ્રાણીઓને ત્યાં જેયાં. કોઇને દોરડાથી ગ્રીવામાં બાંધેલાં હતાં, કોઇને પગે બાંધ્યાં હતાં, કોઇને પાંજ-રામાં પૂર્યાં હતાં અને કોઇને પાશમાં નાખેલાં હતાં. ઉંચા મુખવાળાં, દીન નેત્રવાળાં અને જેમનાં શરીર કંપે છે એવાં તે પ્રાણીઓએ દર્શનથી પણ તૃપ્ત કરે તેવા નેમિનાથ પ્રભુને જેયા, એટલે તેઓ પોતપોતાની ભાષાથી 'પાહિ પાહિ' (રક્ષણ કરો, રક્ષણ કરો) એમ બોલ્યાં. તે સાંભળી તત્કાળ પ્રભુએ સારથિને આજ્ઞા કરીને તેઓને છોડાવી મૂક્યાં. તે પ્રાણીઓ પોતપોતાનાં સ્થાનમાં ચાલ્યાં ગયાં, એટલે પ્રભુએ પોતાના રથને પાછો પોતાના ઘર તરફ વળાવ્યો.

નેમિકુમારને પાછા વળતા જેઈ શિવાદેવી અને સમુદ્રવિજય તત્કાળ ત્યાં આવી નેત્રમાં અશ્રુ લાવીને બોલ્યાં, 'વત્સ! આ ઉત્સવમાંથી અકસ્માત્ કેમ પાછા વળ્યા?' નેમિકુમાર બોલ્યા—'હે માતા પિતા! જેમ આ પ્રાણીઓ બંધનથી બંધાયેલાં હતાં, તેમ આપણે પણ કર્મરૂપ બંધનથી બંધાયેલા છીએ; અને જેમ મેં તેમને બંધનથી મુક્ત કર્યા, તેમ હું પણ કર્મબંધનથી મુક્ત થવાને માટે અદ્વૈત સુખના કારણરૂપ દીક્ષા ગ્રહણ કરવાને ઇચ્છું છું.' નેમિકુમારનાં આવાં વચન સાંભળી તેમનાં માતા પિતા મૂર્છા પામ્યાં અને સર્વે યાદવો નેત્રથી અવિચ્છિન્ન અશ્રુપાત કરી કરીને રોવા લાગ્યા. તે વખતે કૃષ્ણે ત્યાં આવી શિવાદેવી અને સમુદ્રવિજયને આશ્વાસન આપી સર્વનું રૂદન નિવારીને અરિષ્ટનેમિને કહ્યું, "હે માનવંતા ભાઇ! તમે મારે અને રામને સદા માન્ય છો, તમારૂં અનુપમ રૂપ છે અને નવીન યૌવન છે, વળી આ કમળલોચના રાજીમતી તમારે યોગ્ય છે, તે છતાં તમને વૈરાગ્ય થવાનું શું કારણ છે? તે કહો. વળી તમે જે પ્રાણીઓને બંધાયેલાં જેયાં હતાં,

તેમને પણ બંધનમાંથી છોડાવ્યાં; તો હવે તમારાં માતા પિતાના અને બાંધવોના મનોરથને પૂર્ણ કરો. હે બંધુ! તમારાં માતા પિતા કે જે મહા શોકમાં નિમગ્ન થયાં છે તેમની ઉપેક્ષા કરવી યોગ્ય નથી; તેમની ઉપર પણ સર્વની જેમ સાધારણ કૃપા કરો. જેમ તમે એ દીન પ્રાણીઓને ખુશી કર્યાં, તેમ હવે તમારો વિવાહોત્સવ બતાવીને આ રામ વિગેરે ભાઇઓને પણ ખુશી કરો." નેમિનાથ બોલ્યા—"હે બાંધવ! મારાં માતા પિતાને અને તમને બંધુઓને શોક થવાનું કાંઈ પણ કારણ મારા જોવામાં આવતું નથી, અને મને વૈરાગ્ય થવાનું કારણ તો આ છે કે આ ચતુર્ગતિરૂપ સંસાર છે, જેમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ નિરંતર દુઃખનેજ અનુભવે છે. પ્રત્યેક ભવે માતા પિતા અને ભ્રાતાઓ તો થયાં કરે છે, પણ તેમાં કોઈ કર્મના ભાગીદાર થતા નથી, સર્વને પોતપોતાનાં કર્મ ભોગવવાંજ પડે છે. હે હરિ! જો બીજાનું દુઃખ બીજાથી છેદાતું હોય તો વિવેકી માણસ માતા પિતાને અર્થે પ્રાણ પણ આપી દે, પણ પ્રાણી પુત્રાદિક છતાં જરા, મૃત્યુ વિગેરેનાં દુઃખ પોતેજ ભોગવે છે, તેમાં કોઈ કોઇનો રક્ષક થતો નથી. જો પુત્રો પિતાની દૃષ્ટિનેજ માત્ર આનંદ માટે હોય તો તેમને મારા વિના બીજા મહાનેમિ પ્રમુખ પુત્રો છે, તો તે પણ આનંદનાજ હેતુ છે. હું તો વૃદ્ધ પાંથની જેમ સંસારરૂપ માર્ગમાં ગમનાગમન કરીને ખિન્ન થઈ ગયો છું, તેથી હવે તો તેના હેતુરૂપ કર્મનો ઉચ્છેદ કરવાનેજ પ્રયત્ન કરીશ. તે કર્મનો ઉચ્છેદ દીક્ષા વિના સાધ્ય નથી, માટે હું તેને ગ્રહણ કરીશ, તેથી તમે વૃથા આગ્રહ કરશો નહીં."

પુત્રનાં આવાં વચનો સાંભળી સમુદ્રવિજય બોલ્યા—'વત્સ! તું ગર્ભેશ્વર છો અને શરીરે સુકુમાર છો તો દીક્ષાનું કષ્ટ શી રીતે સહન કરી શકીશ? ગ્રીષ્મઋતુના ઘોર તાપ સહન કરવા તો દૂર રહ્યા, પણ બીજી ઋતુઓના તાપ પણ છત્રી વિના સહન કરવા અશક્ય છે. ક્ષુધા તૃષા વિગેરેનાં દુઃખ બીજાથી પણ સહન થતાં નથી તો દિવ્ય ભોગને યોગ્ય શરીરવાળા એવા તારાથી તો તે શી રીતે સહન થશે?' તે સાંભળી નેમિ પ્રભુ બોલ્યા—"પિતા! જે પ્રાણી ઉત્તરોત્તર નારકીનાં દુઃખને જાણે છે, તેની આગળ આ દુઃખ તો કોણ માત્ર છે? તપસ્યાના સહજ માત્ર દુઃખથી અનંત સુખાત્મક મોક્ષ મળે છે અને વિષયના કિંચિત્ સુખથી અનંત દુઃખદાયક નરક મળે છે, તો તમેજ પોતાની મેળે વિચાર કરીને કહો કે તે બેમાં માણસે શું કરવું યોગ્ય છે? તેનો વિચાર કરવાથી તો સર્વ માણસ જાણી શકે તેમ છે, પણ તેનો વિચાર કરનારા વિરલા છે." આ પ્રમાણેનાં નેમિકુમારનાં વચનોથી તેમનાં માતા પિતા, કૃષ્ણ અને બીજા રામ વિગેરે સ્વજનોએ નેમિનાથનો દીક્ષાનો નિશ્ચય જાણી લીધો, તેથી તેઓ ઉંચે સ્વરે રૂદન કરવા લાગ્યા અને શ્રી નેમિનાથરૂપ હસ્તિશ્રેષ્ઠ સ્વજનસ્નેહરૂપ બેડીને તોડીને સારથિ પાસે રથ હંકાવી પોતાને ઘેર આવ્યા.

એ વખતે યોગ્ય સમય જાણીને લોકાંતિક દેવતાઓ ત્યાં આવ્યા, અને પ્રભુને નમીને તેઓ બોલ્યા કે 'હે નાથ! તીર્થને પ્રવર્ત્તાવો.' ભગવાન્ નેમિએ ઈંદ્રની આજ્ઞાથી જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યવડે વાર્ષિક દાન દેવાનો આરંભ કર્યો.

નેમિનાથ પાછા વળ્યા અને તે વ્રત લેવાને ઇચ્છે છે એ ખબર સાંભળી રાજીમતી વૃક્ષ ખેંચાતાં વલ્લી જેમ ભૂમિ પર પડી જાય તેમ મૂર્છા ખાઇને પૃથ્વી પર પડી. તત્કાળ ભય પામેલી તેની સખીઓ સુગંધી શીતળ જળથી સિંચન કરવા લાગી અને કદળીદળના પંખાથી પવન વીંજવા લાગી, જેથી તે થોડીવારે સંજ્ઞા પામીને બેઠી થઈ. પછી જેના કપોળભાગ ઉપર કેશ ઉડી રહ્યા હતા અને અશ્રુધારાથી જેની કંચુકી ભીંજાયેલી હતી એવી એ બાળા વિલાપ કરવા લાગી—"અરે દૈવ! નેમિ મારા પતિ થાય એવો મારો મનોરથ પણ હતો નહીં; તે છતાં હે નેમિ! કોણે દૈવની પ્રાર્થના કરી કે જેથી તમને મારા પતિ કર્યા? કદિ થયા તો પછી અકસ્માત્ વજપાતની જેમ તમે આવું વિપરીત કેમ કર્યું? આ ઉપરથી તો તમે એકજ માયાવી અને તમે એકજ ખરેખરા વિશ્વાસઘાતી છો એમ જણાય છે. અથવા મારા ભાગ્યની પ્રતીતિથી મેં તો પ્રથમજ જાણ્યું હતું કે ત્રણ જગતમાં ઉત્કૃષ્ટ નેમિકુમાર વર ક્યાં! અને હું ક્યાં! અરે નેમિ! જો મને પ્રથમથીજ તમારે લાયક ગણી નહોતી તો વિવાહ અંગીકાર કરીને મને તેવો મનોરથ શામાટે ઉત્પન્ન કરાવ્યો? અને હે સ્વામિન્! જો તેવો મનોરથ ઉત્પન્ન કર્યો તો પછી ભગ્ન કેમ કર્યો? કારણ કે મહાન્ પુરૂષો જે સ્વીકારે છે તે યાવજ્જીવિત સ્થિરપણે પાળે છે. હે પ્રભુ! તમારા જેવા મહાશયો જો સ્વીકાર કરેલાથી ચળિત થશે, તો જરૂર સમુદ્ર પણ મર્યાદાને મૂકી દેશે. અથવા એમાં તમારો કાંઈ પણ દોષ નથી, મારાં કર્મનોજ દોષ છે, હવે વચનથી પણ હું તમારી ગૃહિણી તો કહેવાણી છું, છતાં આ સુંદર માતૃગૃહ, આ દેવમંડપ અને આ રત્નવેદિકા, કે જે આપણા વિવાહને માટે રચેલાં હતાં તે સર્વ વ્યર્થ થયાં છે. અત્યારે 'જે ધવળમંગળમાં ગવાય તે સર્વ સત્ય હોતું નથી' એ કહેવત ખરી પડી છે, કારણ કે તમે ધવળગીતમાં મારા ભર્ત્તારૂપે ગવાણા, પણ સાચા થયા નહી. શું મે પૂર્વ જન્મમાં દંપતીઓ (સ્ત્રી ભર્ત્તા) નો વિયોગ કરાવ્યો હશે કે જેથી આ ભવમાં પતિના કરસ્પર્શનું સુખ પણ મને પ્રાપ્ત થયુ નહીં." આ પ્રમાણે વિલાપ કરતી રાજીમતીએ બે કરકમળથી છાતી કુટી હાર તોડી નાખ્યો અને કંકણ ફોડી નાખ્યાં. તે વખતે તેની સખીઓ બોલી—"હે બ્હેન! શામાટે તમે આટલો બધો ખેદ કરો છો? તમારે તેની સાથે શો સંબંધ છે? અને તમારે તેની સાથે હવે શુ કાર્ય છે? સ્નેહ વગરનો, નિઃસ્પૃહ, વ્યવહારથી વિમુખ, વનના પ્રાણીની જેમ ઘેર રહ્યા છતાં ગૃહવાસમાં ભીરૂ, દાક્ષિણ્યતા વગરનો, નિષ્ઠુર અને સ્વેચ્છાચારી એવો એ વૈરીરૂપ નેમિ કદિ ચાલ્યો ગયો તો ભલે ગયો; આપણે તેને પહેલાંથીજ સારી રીતે ઓળખી લીધો તે ઠીક થયુ; જો કદિ એ તમને પરણીને આમ મમતારહિત થયો હોત તો પછી કુવામાં ઉતારીને દોર કાપી નાખવા જેવુ થાત. હવે પ્રદ્યુમ્ન, શાંબ વિગેરે બીજા ઘણા સદ્ગુણી યદુકુમારો છે, તેઓમાંથી તમને રૂચે તેવો એક તમારો પતિ થાઓ. હે સુભ્રુ! તમે નેમિનાથને માત્ર સંકલ્પથીજ અપાયા હતા, તેથી જ્યાંસુધી તેમણે તમારૂં પાણિગ્રહણ કર્યું નથી ત્યાંસુધી તમે કન્યારૂપજ છો."

સખીઓના આવાં વચન સાંભળી રાજીમતી ક્રોધ કરીને બોલી—"અરે સખીઓ!

મારા કુળને કલંક લાગે તેવું અને કુલટાના કુળને યોગ્ય વચન તમે કેમ બોલો છો? ત્રણ જગતમાં નેમિકુમારજ એક ઉત્કૃષ્ટ છે, તેના સદૃશ બીજો વર કોણ છે? અને કદિ તેના જેવા બીજા કોઈ હોય તોપણ શુ કામના? કારણ કે કન્યાદાન તો એકવારજ થાય છે. હું મનથી અને વચનથી એ નેમિકુમારને વરી ચુકી છુ અને તેણે ગુરૂજનના આગ્રહથી મને સ્ત્રીપણે સ્વીકારી પણ હતી, તે છતાં અત્યારે એ ત્રૈલોક્યશ્રેષ્ઠ નેમિકુમાર મને પરણ્યા નહી, તો પ્રકૃતિથીજ અનર્થના હેતુરૂપ એવા આ ભોગથીજ મારે સર્યું, મારે તેની કાંઈ જરૂર નથી. જો કે તેણે વિવાહમાં તો કરથી મારો સ્પર્શ કર્યો નહીં, તથાપિ વ્રતદાનમાં તો તે મારો સ્પર્શ કરશે અર્થાત્ મારા મસ્તક પર વાસક્ષેપ કરવાવડે હસ્તપ્રક્ષેપ કરશે." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ઉગ્રસેનની પુત્રી રાજીમતી સખીજનને નિવારી શ્રી નેમિકુમારનું ધ્યાન કરવામાંજ તત્પર થઇને કાળ નિર્ગમન કરવા લાગી.

અહીં શ્રી નેમિનાથ દરરોજ વાર્ષિક દાન આપવા લાગ્યા અને સમુદ્રવિજય વિગેરે વેદના પામતા બાળકની જેમ અહર્નિશ રૂદન કરવા લાગ્યા. ભગવાન્ નેમિએ રાજીમતીની પૂર્વોક્ત પ્રતિજ્ઞા લોકોનાં મુખેથી અને ત્રિવિધ જ્ઞાનના પ્રભાવથી જાણી લીધી, તથાપિ એ પ્રભુ મમતારહિત રહ્યા. પ્રભુએ એ પ્રમાણે નિરિચ્છપણે એક વર્ષ પર્યંત દાન દીધુ. પછી શક્રાદિક દેવનાયકોએ આવીને પ્રભુને દીક્ષા સબંધી અભિષેક કર્યો, અને **ઉત્તરકુરૂ** નામની રત્નમય શિબિકામાં શિવાકુમાર (નેમિનાથ) આરૂઢ થયા પછી સુરાસુર મનુષ્યોએ તે શિબિકાને વહન કરી. તે વખતે પ્રભુની બે બાજુએ શક્ર અને ઈશાનેદ્ર ચામર લઇને ચાલ્યા, સનત્કુમારેદ્રે માથે છત્ર ધરી રાખ્યું, માહેદ્ર ઈંદ્ર ઉત્તમ ખડ્ગ લઇને ચાલ્યા, બ્રહ્મેંદ્રે દર્પણ લીધુ, લાંતક ઇંદ્રે પૂર્ણ કુંભ લીધો, મહાશુક્રેંદ્રે સ્વસ્તિક લીધો. સહસ્રાર ઈંદ્રે ધનુષ્ય લીધુ, પ્રાણતાધીશે શ્રીવત્સ ધારણ કર્યું, અચ્યુતેંદ્રે નંદાવર્ત્ત ઉપાડ્યું અને બીજા ચમરેંદ્ર વિગેરે ઈંદ્રો હતા તેઓ અનેક પ્રકારના શસ્ત્રધારી થઇને આગળ ચાલ્યા. એ પ્રમાણે પિતા વિગેરે દશાર્હો, શિવાદેવી વિગેરે માતાઓ અને રામ કૃષ્ણાદિક બંધુઓથી પરવર્યા સતા મહામનસ્વી ભગવંત રાજમાર્ગે ચાલ્યા. જ્યારે પ્રભુ ઉગ્રસેનના ગૃહ નજીક આવ્યા ત્યારે તેમને જોઇને રાજીમતી સદ્ય નવીન શોક ઉત્પન્ન થતાં વારંવાર મૂર્છા પામવા લાગી. પ્રભુ તો અવિચ્છિન્ન ગમન કરતાં ઉજ્જયંત (રૈવતાચલ) ગિરિના આભૂષણરૂપ અને નંદન વન જેવા **સહસ્રામ્રવણ** નામના ઉપવનમાં પધાર્યા.

તે વખતે નવાં ખીલેલાં કેતકીનાં પુષ્પોથી જાણે સ્મિત હાસ્ય કરતું હોય અને ગળી પડેલા અનેક જાંબુફળથી જાણે તેની પૃથ્વી નીલમણિથી બાંધેલી હોય તેવું તે વન જણાતું હતુ. અનેક સ્થાનકે કદંબનાં પુષ્પોની શય્યામાં ઉન્મત્ત ભમરાઓ સુતા હતા, મયૂરો કળા પૂરીને કેકા ધ્વનિવડે તાંડવ (નૃત્ય) કરતા હતા, કામદેવના અસ્ત્રના અગારા હોય તેવાં ઈંદ્રવરણાનાં પુષ્પો ખીલી રહ્યાં હતા, અને માલતી તથા કુંદનાં પુષ્પોની સુગંધ લેવાને માટે અનેક પાંથજનો સ્વસ્થ થઇને બેઠા હતા. આવા અતિ સુંદર ઉદ્યાનમાં આવીને પ્રભુ શિબિકામાંથી નીચે ઉતર્યા. પછી શરીર ઉપરથી સર્વ આભૂષણો

ઉતાર્યા, એટલે ઈંદ્રે તે લઇને કૃષ્ણને આપ્યાં. જન્મથી ત્રણસો વર્ષ ગયા બાદ શ્રી નેમિ પ્રભુએ શ્રાવણ માસની શુક્લ ષષ્ઠીએ પૂર્વાહ્ણકાળે[1] ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં છઠ્ઠ તપ કરીને પંચમુષ્ટિ લોચ કર્યો. શક્ર ઈંદ્રે કેશ લઈ લીધા અને પ્રભુના સ્કંધ ઉપર દેવદૃષ્ય વસ્ત્ર મૂક્યું. પછી શક્રેંદ્રે તે કેશ ક્ષીરસાગરમાં નાખી આવીને સર્વ કોળાહલ શાંત કર્યો, એટલે પ્રભુએ સામાયિક ઉચ્ચર્યું. તેજ વખત જગદ્ગુરૂને મનઃપર્યયજ્ઞાન ઉત્પન્ન થયું, અને ક્ષણવાર નારકીને પણ સુખ ઉપજ્યુ. નેમિનાથની પછવાડે એક હજાર રાજાઓએ દીક્ષા લીધી. પછી ઈંદ્ર અને કૃષ્ણ પ્રમુખ પ્રભુને નમીને પોતપોતાને સ્થાનકે ગયા.

બીજે દિવસે પ્રભુએ ગોષ્ટમાં રહેનારા **વરદત્ત** નામના બ્રાહ્મણને ઘેર પરમાન્નથી પારણું કર્યું, તે વખતે તેના ઘરમાં સુગંધી જળ અને પુષ્પની વૃષ્ટિ, આકાશમાં દુંદુભિનો ગંભીર ધ્વનિ, ચેલોત્ક્ષેપ[2] અને વસુધારા[3] વિગેરે પાંચ દિવ્યો દેવતાઓએ પ્રગટ કર્યાં. પછી ઘાતિકર્મનો ક્ષય કરવાને ઉદ્યત થયેલા નેમિનાથ કર્મબંધથી નિવૃત્ત થઇને ત્યાંથી અન્યત્ર વિહાર કરવાને પ્રવર્ત્ત્યા.

શ્રી નેમિનાથે દીક્ષા ગ્રહણ કર્યા પછી તેમનો અનુજ બંધુ **રથનેમિ** રાજીમતીને જોઇને કામાતુરપણે ઈંદ્રિયોને વશ થઈ ગયો, તેથી તે હમેશાં અપૂર્વ વસ્તુઓ મોકલવાવડે રાજીમતીની સેવા કરવા લાગ્યો તે ભાવને નહી જાણનારી એ મુગ્ધાએ તેનો નિષેધ કર્યો નહીં. રાજીમતી તો એમ જાણતી હતી કે આ રથનેમિ વડીલ બંધુના સ્નેહને લીધે મારી ઉપાસના કરે છે, અને રથનેમિ એમ જાણતો હતો કે આ રાજીમતી મારી ઉપરના રાગથી મારી સેવા સ્વીકારે છે. તુચ્છ બુદ્ધિવાળો તે નિત્ય રાજીમતીને ઘેર જતો હતો, અને ભ્રાતૃજાયાના[4] મિષથી તેનું હાસ્ય કરતો હતો. એક વખતે રાજીમતી એકાંતમાં હતી, ત્યારે રથનેમિએ કહ્યું કે "અરે મુગ્ધા! હું તને પરણવાને તૈયાર છું, છતાં તું શામાટે યૌવનને વૃથા ગુમાવે છે? હે મૃગાક્ષિ! મારો બંધુ તો ભોગનો અનભિજ્ઞ હતો, તેથી તેણે તમારો ત્યાગ કર્યો છે તો એમ કરવાથી તે તો ભોગસુખથી ઠગાયો, પણ હવે તમારી શી ગતિ? હે કમળ સમાન ઉત્તમ વર્ણવાળી! તેં એની પ્રાર્થના કરી તોપણ એ તારો પતિ થયો નહીં અને હું તો તારી પ્રાર્થના કરૂં છુ, તેથી જો, અમારા બેમાં કેવું મોટું અંતર છે.?" આવાં રથનેમિનાં વચન સાંભળવાથી તેના પૂર્વના સર્વ ઉપચારોનો હેતુ સ્વભાવથીજ સરળ આશયવાળી રાજીમતીના જાણવામાં આવ્યો. પછી એ ધર્મજ્ઞ બાળાએ ધર્મનું સ્વરૂપ કહેવાવડે તેને ઘણો બોધ આપ્યો, તથાપિ એ દુર્મતિ તેવા દુષ્ટ અધ્યવસાયથી વિરામ પામ્યો નહીં.

અન્યદા તેને સમજાવવાને માટે સદ્બુદ્ધિવાન્ રાજીમતીએ કંઠ સુધી દુધનું પાન કર્યું, અને જ્યારે રથનેમિ આવ્યો ત્યારે વમન કરાવનારૂં મદનફળ (મીંઢળ) ખાધું. પછી રથનેમિને કહ્યું કે 'એક સુવર્ણનો થાળ લાવો.' તત્કાળ તે સુવર્ણનો થાળ લાવ્યો એટલે તેમાં તેણીએ પાન કરેલું બધું દુધ વમન કરી નાખ્યું. પછી રથનેમિને કહ્યું કે 'તમે આ

૧ બપોર અગાઉ. ૨ વસ્ત્રની વૃષ્ટિ. ૩ દ્રવ્યની વૃષ્ટિ ૪ ભોજાઈ. ૫ અજાણ્યું.

દૂધનું પાન કરો.' રથનેમિ બોલ્યો–'શું હું શ્વાનની જેમ વાંત કરેલાને પાન કરનારો છું? તમે આ શું બોલો છો?' રાજીમતી બોલી–'શું આ પીવા યોગ્ય નથી એમ તમે પણ જાણો છો?' રથનેમિ બોલ્યો. 'કેવળ હુંજ નહીં, પરંતુ બાળક પણ એ તો જાણે છે.' રાજીમતીએ કહ્યુ–'અરે જો તું જાણે છે તો નેમિનાથે મને વમન કરી દીધેલી છે, છતાં તું મારો ઉપભોગ કરવાને કેમ ઇચ્છે છે! વળી તેમનો ભ્રાતા થઇને તુ એવી ઇચ્છા કેમ કરે છે? માટે હવે પછી નારકીના આયુષ્યને બાધ ગરૂ આવું વચન બોલીશ નહીં.' આ પ્રમાણેનાં રાજીમતીનાં વચન સાંભળીને રથનેમિ મૌન થઈ ગયો. પછી લજ્જા પામતો અને મનોરથ ક્ષીણ થવાથી કચવાતો કચવાતો વિમનસ્કપણે પોતાને ઘેર આવ્યો.

રાજીમતી એક નેમિનાથમાંજ અનુરાગ ધરી સંવેગ પામી સતી વર્ષ વર્ષ જેવા દિવસોને નિર્ગમન કરવા લાગી. નેમિનાથ વ્રત લીધા પછી ચોપન દિવસે વિહાર કરતા કરતા પાછા રૈવતગિરિના સહસ્રામ્રવન નામના ઉદ્યાનમાં આવ્યા ત્યાં વેતસના વૃક્ષની નીચે અટ્ઠમનો તપ કરીને ધ્યાન ધરતા નેમિનાથનાં ઘાતિકર્મો તુટી ગયાં, તેથી આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે પ્રાત કાળે ચન્દ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં શ્રી અરિષ્ટનેમિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તત્કાળ આસનો ચલિત થવાથી સર્વ ઈંદ્રો ત્યાં આવ્યા, અને તેમણે ત્રણ પ્રાકાર (ગઢ)થી શોભતું સમોસરણ રચ્યુ. તેમાં પૂર્વદ્વારથી પ્રવેશ કરી એકસો વીશ ધનુષ્ય ઉચા ચૈત્ય વૃક્ષની પ્રદક્ષિણા દઈ 'તીર્થાય નમ' એમ કહીને એ બાવીશમા તીર્થંકર પૂર્વાભિમુખે પૂર્વ સિંહાસન પર આરૂઢ થયા, એટલે પશ્ચિમાદિક ત્રણ દિશાઓમાં વ્યંતર દેવતાઓએ ત્રણે દિશાનાં રત્નસિંહાસન ઉપર શ્રી નેમિનાથનાં ત્રણ પ્રતિબિંબ વિકુર્વ્યાં. પછી ચારે પ્રકારના દેવ દેવીઓ ચન્દ્ર ઉપર ચકોરની જેમ પ્રભુના મુખ પર દૃષ્ટિ સ્થાપીને યોગ્ય સ્થાને બેઠા. આ પ્રમાણે ભગવંત સમોસર્યાના ખબર ગિરિપાળકોએ જઇને તત્કાળ પોતાના સ્વામી કૃષ્ણ વાસુદેવને કહ્યા, એટલે તેમને સાડાબાર કોટી દ્રવ્ય આપીને તરતજ કૃષ્ણ નેમિનાથને વાંદવાની ઇચ્છાએ ગજારૂઢ થઇને ચાલ્યા. દશ દશાર્હ, અનેક માતાઓ, અનેક ભાઇઓ, કોટી સંખ્ય કુમારો, સર્વ અંતઃપુરીઓ અને સોળ હજાર મુકુટબધ રાજાઓથી પરવરેલા શ્રી કૃષ્ણ મોટી સમૃદ્ધિ સાથે સમોસરણમાં આવ્યા. દૂરથીજ ગજેંદ્ર પરથી ઉતરી, રાજ્યચિહ્નો છોડી દઈ ઉત્તર દ્વારથી સમોસરણમાં પ્રવેશ કર્યો. પછી શ્રી નેમિનાથને પ્રદક્ષિણા કરી નમીને કૃષ્ણ ઈંદ્રની પછવાડે બેઠા અને બીજાઓ પણ પોતપોતાને યોગ્ય સ્થાને બેઠા, પછી ઈંદ્ર અને ઉપેંદ્રે (કૃષ્ણે) પુન: ઉભા થઈ નેમિ પ્રભુને નમી ભક્તિથી પવિત્ર એવી વાણીવડે સ્તુતિ કરવાનો આરંભ કર્યો

"હે જગન્નાથ! સર્વ વિશ્વના ઉપકારી, જન્મથી બ્રહ્મચારી, દયાવીર અને રક્ષક એવા તમને અમારો નમસ્કાર છે. હે સ્વામિન્! ચોપન દિવસે શુક્લ ધ્યાનથી તમે ઘાતિકર્મનો ઘાત કર્યો, તે અમારા ભાગ્યયોગે ઘણુંજ સારૂ થયુ છે. હે નાથ! તમે કેવળ યદુકુળનેજ શોભાવ્યુ છે એમ નથી, પણ કેવળજ્ઞાનના આલોકથી સૂર્યરૂપ એવા તમે ત્રૈલોક્યને પણ

શોભાવ્યું છે. હે પ્રભુ! આ સંસારસાગર કે જે અપાર અને અસ્તાઘ[1] છે તે તમારા પ્રસાદથી ગોઠણ માત્ર ઉંડો અને ગાયનાં પગલાં જેટલોજ વિસ્તારવાળો થઈ જાય છે. હે નાથ! સર્વનું હૃદય લલનાઓનાં લલિત ચરિત્રથી ભેદાય છે, પણ આ જગતમાં તમે એકજ તેનાથી અભેદ્ય અને વજ્રના જેવા હૃદયવાળા રહ્યા છો, બીજુ કોઈ તેવું નથી. હે પ્રભુ! તમને વ્રત લેવામાં નિષેધ કરનારી જે બંધુઓની વાણી થઈ હતી, તે અત્યારે તમારી આ સમૃદ્ધિ જોવાથી પશ્ચાત્તાપને માટે થાય છે. તે વખતે દુરાગ્રહી બંધુવર્ગથી અમારા ભાગ્યબળેજ તમે સ્ખલિત થયા નહીં તે બહુ સારૂ થયુ. હવે જગતના પુણ્યથી જેને અસ્ખલિત કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલુ છે એવા તમે અમારી રક્ષા કરો. હે દેવ! જ્યાં ત્યાં રહેલા અને જેમ તેમ કરતા એવા પણ અમારા હૃદયમાં તમે રહેજો, બીજાની અમારે કાંઈ જરૂર નથી." આ પ્રમાણે સ્તુતિ કરીને ઈંદ્ર અને કૃષ્ણ વિરામ પામ્યા. પછી પ્રભુએ સર્વ ભાષાને અનુસરતી વાણીવડે ધર્મદેશના આપવાનો આરંભ કર્યો.

"સર્વ પ્રાણીઓને લક્ષ્મી વિદ્યુતના વિલાસ જેવી ચપળ છે, સંયોગ છેવટે વિયોગનેજ પ્રાપ્ત કરાવનારા તથા સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા દ્રવ્ય જેવા છે, યૌવન મેઘની છાયા જેવુ નાશવંત છે અને પ્રાણીઓનું શરીર જળના પરપોટા જેવું છે; તેથી આ અસાર સંસારમાં બીજુ કાંઈ પણ સાર નથી, માત્ર જ્ઞાન, દર્શન અને ચારિત્રનું પાળવુ, એજ સાર છે. તેમાં તત્ત્વ ઉપર જે શ્રદ્ધા, તે સમ્યગ્દર્શન કહેવાય છે, યથાર્થ તત્ત્વનો બોધ તે જ્ઞાન કહેવાય છે અને સાવદ્ય યોગની વિરતિ તે મુક્તિનું કારણ ચારિત્ર કહેવાય છે. તે ચારિત્ર મુનિઓને સર્વાત્મપણે અને ગૃહસ્થોને દેશથી હોય છે. શ્રાવક યાવજ્જીવિત દેશ ચારિત્રમાં તત્પર, સર્વ સાધુઓના ઉપાસક અને સંસારના સ્વરૂપનો જાણનાર હોય છે. શ્રાવકે ૧ મદિરા, ૨ માંસ, ૩ માખણ, ૪ મધુ, ૫–૯ પાંચ પ્રકારનાં ઉદંબરાદિ વૃક્ષનાં ફળ, ૧૦ અનંતકાય (કંદમૂળ), ૧૧ અજ્ઞાત (અજાણ્યાં) ફળ, ૧૨ રાત્રિભોજન, ૧૩ કાચા[2] ગોરસ (દૂધ, દહીં, છાશ)ની સાથે મળેલુ દ્વિદળ,[3] ૧૪ પુષ્પિત ભાત[4], બે દિવસ વ્યતીત થયેલુ દહી અને કોહી ગયેલું અન્ન[5]–એ સર્વ અભક્ષ્યો[6]નો ત્યાગ કરવો.

જેમ પુરૂષ ચતુર હોય તે છતાં દુર્ભાગ્યના ઉદયથી સ્ત્રી તેનાથી દૂર રહે છે–ઇચ્છતી નથી, તેમ મદિરાપાન કરવાથી બુદ્ધિ નષ્ટ થાય છે. મદિરાના પાનથી જેમનાં ચિત્ત પરવશ થયેલાં છે એવા પાપી પુરૂષો માતાને પ્રિયા માને છે અને પ્રિયાને માતા માને છે. તેઓ ચિત્ત ચલિત થવાથી પોતાને કે પરને અથવા પોતાના કે પારકા પદાર્થને જાણતા નથી. પોતે રાંક છતાં સ્વામી થઈ બેસે છે અને પોતાના સ્વામીને કિંકર સમાન ગણે છે.

---

૧ તાગ ન આવે એટલો ઉંડો. ૨ કાચા–ઉના કર્યા વિનાના ૩ દ્વિદળ જેની બે ફાડ થાય એવા મગ, અડદાદિ કઠોળ પદાર્થ, તેની દાળ, લોટ વિગેરે. ૪ વાશી અન્ન–ભાત, રોટલી વિગેરે ૫–ચલિત રસ–કાળ વ્યતીત થયેલ મીઠાઈ વિગેરે. ૬–આમાં ગણાવેલાં ૧૪ ઉપરાંત ૧ હિમ (બરફ), ૨ કરા, ૩ સર્વ પ્રકારનું વિષ, ૪ કાચી માટી મીઠું વિગેરે, ૫ તુચ્છ ફળ, ૬ સંધાનક–બોળ અથાણું વિગેરે, ૭ બહુ બીજ, અને ૮ વેંગણ–મેળવતાં બાવીશ અભક્ષ્યો સમજવાં.

શબની જેમ ચૌટામાં આળોટતા મદ્યપાનીના મુખમાં શ્વાન વિવરની શંકાથી મૂત્રે છે, મદ્યપાનના રસમાં મગ્ન થયેલો માણસ નગ્ન થઇને ચૌટામાં સુવે છે અને લીલાવડે પોતાનો ગુપ્ત અભિપ્રાય પણ પ્રકાશ કરી દે છે જેમ વિચિત્ર ચિત્રની રચના કાજળ ભૂંસવાથી નષ્ટ થઈ જાય છે, તેમ મદિરાના પાનથી કાંતિ, કીર્તિ, મતિ અને લક્ષ્મી ચાલ્યાં જાય છે. મદિરાપાની ભૂત વળગ્યું હોય તેમ નાચે છે, શોક સહિત હોય તેમ પોકારે છે અને દાહજ્વર આવ્યો હોય તેમ પૃથ્વી પર આળોટે છે. મદિરા હાલાહલ વિષની જેમ અંગને શિથિળ કરે છે, ઇંદ્રિયોને ગ્લાનિ આપે છે અને મહાન્ મૂર્છા પમાડે છે. અગ્નિના એક તણખાથી તૃણની મોટી ગંજી બળી જાય છે તેમ મદ્યપાનથી વિવેક, સંયમ, જ્ઞાન, સત્ય, શૌચ, દયા અને ક્ષમા એ સર્વ વિલીન થઈ જાય છે. મદિરાના રસમાં ઘણાં જંતુઓ ઉદ્ભવે છે, તેથી હિંસાના પાપથી ભીરૂ એવા પુરૂષે કદાપિ મદિરાપાન કરવું નહીં. મદિરાપાની આપ્યું હોય તેને ન આપ્યું કહે છે, લીધુ હોય તે ન લીધુ કહે છે, કર્યું હોય તેને નહી કરેલુ કહે છે અને રાજ્ય વિગેરેને મિથ્યા અપવાદ આપી સ્વેચ્છાએ બકે છે. મૂઢ બુદ્ધિવાળો મધુપાની વધ બંધનાદિકનો ભય છોડી દઇને ઘેર, બહાર કે માર્ગે—જ્યાં મળે ત્યાં પરદ્રવ્યને ખુંચવી લે છે. મદ્યપાન કરવાથી થયેલા ઉન્માદવાળો પુરૂષ બાળિકા, યુવતી, વૃદ્ધા, બ્રાહ્મણી કે ચાંડાળી—સર્વ જાતિની પરસ્ત્રીને પણ ઉન્મત્ત થઇને ભોગવે છે. મધુપાની પુરૂષ રડતો, ગાતો, લોટતો, દોડતો, કોપ કરતો, તુષ્ટ થતો, રોતો, હસતો, સ્તબ્ધ રહેતો, નમતો, ભમતો અને ઉભો રહેતો, એમ અનેક ક્રિયા કરતો નટની જેમ ભટક્યા કરે છે. હમેશાં જંતુઓના સમૂહનો ગ્રાસ કરતાં છતાં યમરાજ જેમ તુષ્ટ થતો નથી તેમ મધુપાની વારંવાર મધુપાન કરતાં છતાં પણ ધરાતો નથી, સર્વ દોષોનું કારણ મદ્ય છે અને સર્વ પ્રકારની આપત્તિનું કારણ પણ મદ્ય છે, તેથી અપથ્યને રોગી તજે તેમ મનુષ્યે તેનો ત્યાગ કરવો.

જે પ્રાણીઓના પ્રાણનો અપહાર કરી માંસને ઇચ્છે છે, તે ધર્મરૂપ વૃક્ષના દયા નામના મૂળને ઉન્મૂલન કરે છે. જે મનુષ્ય હમેશાં માંસનું ભોજન કરતો છતો દયા પાળવાને ઇચ્છે છે, તે પ્રજ્વલિત અગ્નિમાં વેલડીનું આરોપણ કરવાને ઇચ્છે છે. માંસ ભક્ષણ કરવામાં લુબ્ધ માણસની બુદ્ધિ દુર્બુદ્ધિવાળી ડાકણની જેમ પ્રત્યેક પ્રાણીને હણવામાં પ્રવર્ત્તે છે. જેઓ દિવ્ય ભોજન છતાં પણ માંસનું ભોજન કરે છે, તેઓ અમૃતરસને છોડીને હાલાહલ વિષને ખાય છે. જે નરકરૂપ અગ્નિમાં ઈંધણા જેવા પોતાના માંસને બીજાના માંસથી પોષવાને ઇચ્છે છે તેના જેવો બીજો કોઈ નિર્દય નથી. શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થયેલુ અને વિષ્ટારસથી વધેલુ એવુ લોહીવડે ઠરી ગયેલુ માંસ કે જે નરકના ફળરૂપ છે તેને કોણ બુદ્ધિમાન્ ભક્ષણ કરે?

અંતર્મુહૂર્ત્ત પછી જેમાં અનેક અતિ સૂક્ષ્મ જતુઓ ઉત્પન્ન થાય છે એવું માખણ વિવેકી પુરૂષોએ કદિ પણ ખાવુ નહી. એક જીવની હિંસામાં કેટલુ બધુ પાપ છે તો પછી અનેક જંતુમય માખણને કોણ સેવે?

જે અનેક જંતુસમૂહની હિંસાથી ઉત્પન્ન થયેલુ છે અને જે લાળની જેમ જુગુપ્સા કરવા યોગ્ય છે એવા મધને કોણ ચાખે? એક એક પુષ્પમાંથી રસ લઇને મક્ષિકાઓએ વમન કરેલા મધને ધાર્મિક પુરૂષો કદિ પણ ખાતા નથી.

ઉબરડો, વડ, પીપર, કાકઉદુંબર અને પીપળાનાં ફળ ઘણાં જંતુઓથી આકુળ વ્યાકુળ હોય છે, તેથી તે પાંચે વૃક્ષનાં ફળ કદિ પણ ખાવાં નહીં. બીજું ભક્ષ્ય મળ્યુ ન હોય અને ક્ષુધાથી શરીર ક્ષામ (દુર્બળ) થઈ ગયું હોય તોપણ પુણ્યાત્મા પ્રાણી ઉબરડાદિક વૃક્ષનાં ફળ ખાતા નથી.

સર્વ જાતિનાં આર્દ્ર કંદ, સર્વ જાતિનાં કુંપળીઆં, સર્વ જાતિના થોર, લવણ વૃક્ષની ત્વચા, કુમારી (કુંવાર), ગિરિકર્ણિકા, શતાવરી, વિરૂઢ, ગડુચી, કોમળ આંબલી, પલ્યંક, અમૃતવેલ, સૂકર જાતિના વાલ અને તે સિવાય બીજા સૂત્રમાં કહેલા અનંતકાય પદાર્થો કે જે મિથ્યાદૃષ્ટિઓથી અજ્ઞાત છે, તે દયાળુ પુરૂષોએ પ્રયત્નથી વર્જવા.

શાસ્ત્રમાં નિષેધ કરેલાં ફળના ભક્ષણમાં અથવા વિષફળના ભક્ષણમાં આ જીવની પ્રવૃત્તિ ન થાઓ એવા હેતુથી ડાહ્યા પુરૂષે પોતે અથવા બીજાએ જાણેલુંજ ફળ ખાવું જોઇએ, અજાણ્યું ફળ તજી દેવું જોઇએ.

રાત્રિસમયે નિરંકુશપણે ફરતા પ્રેત, પિશાચ વિગેરે ક્ષુદ્ર દેવોએ અન્ન ઉચ્છિષ્ટ કરાય છે, તેથી રાત્રિસમયે કદિ પણ ભોજન કરવું નહીં. વળી રાત્રિસમયે ઘોર અંધકારે કરીને મનુષ્યોની દૃષ્ટિ પણ રૂંધાયેલી હોવાથી ભોજનમાં પડતાં જંતુઓ તેનાથી જોઈ શકાતાં નથી, તેથી તેવે રાત્રિને સમયે કોણ ભોજન કરે? કદાચ ભોજનમાં કીડી આવી ગઈ હોય તો તે બુદ્ધિનો નાશ કરે છે, જૂ ખાવામાં આવી હોય તો તે જળોદરનો વ્યાધિ કરે છે, માખી આવી હોય તો તે વમન કરે છે, ઢેઢગરોલી આવી હોય તો તે કુષ્ઠ રોગને કરે છે, કાંટા અથવા કાષ્ઠનો કકડો ખાવામાં આવ્યો હોય તો તે ગળાની વ્યથાને કરે છે, ભોજનની અંદર વીંછી પડી ગયો હોય તો તે તાળવુ વિંધે છે, તથા ભોજનમાં આવેલ વાળ ગળામાં લાગી ગયો હોય તો તે સ્વરભંગને માટે થાય છે, આ વિગેરે અનેક દોષો સર્વ મનુષ્યે રાત્રિભોજનને વિષે જોયેલા છે. રાત્રિએ સૂક્ષ્મ જંતુઓ દેખવામાં આવતાં નથી, તેથી પ્રાસુક પદાર્થ પણ રાત્રે ખાવા નહીં, કારણ કે તે વખતે ભોજનમાં અવશ્ય અનેક જંતુઓની ઉત્પત્તિ સંભવે છે. જેમાં જીવનો સમૂહ ઉત્પન્ન થાય છે એવા ભોજનને રાત્રિએ જમનારા મૂઢ પુરૂષો રાક્ષસોથી પણ અધિક દુષ્ટ કેમ ન કહેવાય? જે મનુષ્ય દિવસે અને રાત્રિએ પણ ખાવાજ કરે છે, તે શૃંગ અને પુચ્છ વિનાનો સાક્ષાત્ પશુજ છે. રાત્રિભોજનના દોષને જાણનાર જે મનુષ્ય દિવસના પ્રારંભની અને અંતની બબે ઘડીનો ત્યાગ કરીને ભોજન કરે છે, તે પુણ્યનું ભાજન છે. રાત્રિભોજનનો નિયમ કર્યા વિના ભલે કોઈ માણસ માત્ર દિવસેજ જમનારો હોય તોપણ તે તેના ચોખ્ખા ફળને પામતો નથી, કારણ કે કોઇને રૂપીઆ આપતાં બોલી કર્યા વિના તેનું વ્યાજ મળી શકતું નથી. જે જડ મનુષ્યો દિવસનો ત્યાગ કરીને રાત્રિએજ ભોજન કરે છે, તેઓ રત્નનો

ત્યાગ કરીને કાયનોજ સ્વીકાર કરે છે. મનુષ્યો રાત્રિ ભોજન કરવાથી પરભવે ધુવડ, કાગડા, બિલાડા, ગીધ, શંબર મૃગ, ભુંડ, સર્પ, વીંછી અને ગોધા (ઘો) અથવા ગૃહ-ગોધા (ગરોળી)પણે ઉત્પન્ન થાય છે. જે ધન્ય પુરૂષ સર્વદા રાત્રિભોજનની નિવૃત્તિ કરે છે, તે પોતાના આયુષ્યનો અર્ધો ભાગ અવશ્ય ઉપવાસી થાય છે. રાત્રિભોજનનો ત્યાગ કરવામાં જે (જેટલા) ગુણો રહેલા છે, તે સદ્‌ગતિનેજ ઉત્પન્ન કરનારા સર્વે ગુણોને ગણવાને કોણ સમર્થ થાય તેમ છે?

કાચા ગોરસ (દહી અથવા છાશ)માં દ્વિદળાદિક મળવાથી તેમાં ઉત્પન્ન થતાં સૂક્ષ્મ જંતુઓ કેવળીએ જોયાં છે, તેથી તેનો પણ ત્યાગ કરવો. વળી દયાધર્મમાં તત્પર એવા મનુષ્યે જંતુથી મિશ્રિત એવાં ફળ, પુષ્પ અને પત્ર વિગેરેનો ત્યાગ કરવો, તથા જીવમિશ્રિત અથાણાંનો કે જેમાં દીર્ઘકાળ રહેવાથી ઘણાં ત્રસ જંતુઓ ઉત્પન્ન થયાં હોય તેનો પણ ત્યાગ કરવો

આ રીતે સર્વ ધર્મમાં દયાધર્મજ મુખ્ય છે એમ જાણીને ભક્ષ્ય પદાર્થોને વિષે પણ વિવેકબુદ્ધિવાળો શ્રાવક અનુક્રમે સંસારથી મુક્ત થાય છે.

આવી પ્રભુની દેશના સાંભળીને **વરદત્ત** રાજા સંસારથી પરમ વૈરાગ્ય પામી વ્રત લેવાને ઉત્સુક થયો. પછી કૃષ્ણે ભગવંતને નમસ્કાર કરીને પૂછ્યું કે 'હે ભગવન્! તમારે વિષે સર્વ જન અનુરાગી છે, પણ રાજીમતીનો સર્વ કરતાં વિશેષ અનુરાગ થવાનું શું કારણ? તે કહો.' એટલે પ્રભુએ ધન અને ધનવતીના ભવથી માંડીને આઠ ભવનો તેની સાથેનો પોતાનો સંબંધ કહી સંભળાવ્યો. પછી વરદત્ત રાજાએ ઉભા થઈ નમસ્કાર કરી અંજલિ જોડીને પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે—'હે નાથ! સ્વાતિ નક્ષત્રના મેઘથી પુષ્કર (છીપો)માં મુક્તાફળ ઉત્પન્ન થાય છે તેમ તમારાથી પ્રાપ્ત કરેલો શ્રાવકધર્મ પણ પ્રાણીને મહા ફળદાયક થાય છે, પરંતુ તમે ગુરૂ પ્રાપ્ત થયા છો તેથી તેટલાથી હું સંતોષ પામતો નથી, કારણ કે કલ્પવૃક્ષ પ્રાપ્ત થતા માત્ર તેનાં પત્રની ઇચ્છા કોણ કરે, માટે હું તો તમારો પ્રથમ શિષ્ય થવાને ઇચ્છુ છુ, તેથી હે દયાનિધિ! મારા પર દયા કરીને મને સંસારતારિણી દીક્ષા આપો.' આ પ્રમાણે કહેતા એ રાજાને પ્રભુએ તત્કાળ દીક્ષા આપી, એટલે તેની પછવાડે બે હજાર ક્ષત્રિયોએ દીક્ષા લીધી.

પૂર્વે ધનના ભવમાં જે ધનદેવ અને ધનદત્ત નામે બે બંધુ હતા તે અને અપરાજિતના ભવમાં જે **વિમળબોધ** નામે મંત્રી હતો તે ત્રણે સ્વામીની સાથે ભવભ્રમણ કરી આ ભવમાં રાજાઓ થયા હતા અને સમવસરણમાં આવેલા હતા, તેઓને રાજીમતીના પ્રસંગથી પોતાના પૂર્વ ભવ સાંભળવામાં આવતાં તત્કાળ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, જેથી અપૂર્વ વૈરાગ્યસંપત્તિને પ્રાપ્ત કરીને તેમણે શ્રીઅરિષ્ટનેમિની પાસે તેજ વખતે વ્રત ગ્રહણ કર્યું. પછી જગદ્‌ગુરૂ નેમિનાથે તેઓ સહિત વરદત્ત વિગેરે અગ્યાર ગણધરોને વિધિથી સ્થાપન કર્યા, અને તેમને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ પ્રમાણે ત્રિપદી કહી. તે ત્રિપદીને અનુસારે તેમણે તરતજ દ્વાદશાંગીની રચના કરી. ઘણી કન્યાઓથી પરવરેલી

**યક્ષિણી** નામની રાજપુત્રીએ તે વખતે દીક્ષા લીધી, એટલે તેને પ્રભુએ પ્રવર્તિનીપદે સ્થાપન કરી. દશ દશાર્હ, ઉગ્રસેન, વાસુદેવ, બળરામ અને પ્રદ્યુમ્ન વિગેરે કુમારોએ શ્રાવકપણું ગ્રહણ કર્યું, અને શિવા, રોહિણી, દેવકી તથા રૂક્મિણી વિગેરેએ તેમજ બીજી સ્ત્રીઓએ પણ પ્રભુની પાસે શ્રાવકપણું ગ્રહણ કર્યું, જેથી તે શ્રાવિકાઓ થઈ. આ પ્રમાણે તેજ સમવસરણમાં પૃથ્વીને પવિત્ર કરનાર ચતુર્વિધ ધર્મની જેમ ચતુર્વિધ સંઘ સ્થાપિત થયો. પ્રથમ પૌરૂષી પૂર્ણ થતાં પ્રભુએ દેશના સમાપ્ત કરી, એટલે બીજી પૌરૂષીમાં વરદત્ત ગણધરે દેશના આપી. પછી ઈંદ્ર વિગેરે દેવતાઓ અને કૃષ્ણ પ્રમુખ રાજાઓ પ્રભુને નમીને પોતપોતાને સ્થાનકે ગયા.

શ્રી નેમિનાથના તીર્થમાં ત્રણ મુખવાળો, શ્યામવર્ણી, મનુષ્યના વાહનવાળો, ત્રણ દક્ષિણ ભુજામાં બીજોરૂ, પરશુ અને ચક્રને ધરનારો અને ત્રણ વામ ભુજામાં નકુળ, ત્રિશૂલ અને શક્તિને ધરનારો **ગોમેધ** નામે યક્ષ શાસનદેવતા થયો, અને સુવર્ણ સમાન કાંતિવાળી, સિંહના વાહન પર બેસનારી, બે દક્ષિણ ભુજામાં આંબાની લુબ અને પાશને ધરનારી અને બે વામ ભુજામાં પુત્ર અને અંકુશને ધરનારી કુષ્માંડી અથવા **અંબિકા** નામે પ્રભુની શાસનદેવી થઈ. તે બંને શાસનદેવતા નિરંતર જેમની સાન્નિધ્યમાં રહે છે એવા પ્રભુ વર્ષા અને શરદઋતુને ઉલ્લંઘન કરીને ભદ્ર ગજેંદ્રની જેમ ગતિ કરતા સતા લોકોના કલ્યાણને માટે ત્યાંથી અન્યત્ર વિહાર કરવા પ્રવર્ત્યા.

॥ इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि अरिष्टनेमि-कौमारक्रीडा–दीक्षा–केवलोत्पत्तिवर्णनो नाम नवमः सर्गः ॥



## सर्ग १० मो.

## દ્રૌપદીનું પ્રત્યાહરણ અને ગજસુકુમાર વિગેરેનું ચરિત્ર.

પાંડવો કૃષ્ણના પ્રસાદથી પોતાના હસ્તિનાપુર નગરમાં રહેતા અને દ્રૌપદીની સાથે વારા પ્રમાણે હર્ષથી ક્રીડા કરતા હતા. એક વખતે નારદ ફરતા ફરતા દ્રૌપદીને ઘેર આવ્યા, ત્યારે 'આ અવિરત છે' એમ જાણીને દ્રૌપદીએ તેનો સત્કાર કર્યો નહીં, તેથી 'આ દ્રૌપદી કેવી રીતે દુઃખી થાય' એમ ચિંતવતા નારદ ક્રોધ કરીને તેના ઘરમાંથી નીકળ્યા, પણ આ ભરતક્ષેત્રમાં તો કૃષ્ણના ભયથી કોઈ તેનું અપ્રિય કરે તેવું જોવામાં આવ્યું નહીં એટલે તે ધાતકીખંડના ભરતક્ષેત્રમાં ગયા. ત્યાં ચંપાનગરીમાં રહેનારા **કપિલ** નામના વાસુદેવનો સેવક **પદ્મ** નામે રાજા અમરકંકા નગરીનો સ્વામી અને વ્યભિચારી હતો તેની પાસે આવ્યા, એટલે તે રાજાએ ઉઠી નારદને સન્માન આપ્યું અને પોતાના અંતઃપુરમાં લઈ ગયો. ત્યાં પોતાની સર્વ સ્ત્રીઓ બતાવીને કહ્યું કે 'હે નારદ! તમે આવી સ્ત્રીઓ કોઈ સ્થાનકે જોઈ છે?' તે વખતે નારદે 'આનાથી મારો ઇરાદો સિદ્ધ થશે' એમ વિચારીને કહ્યું કે–'રાજન્! કુવાના દેડકાની જેમ આવી સ્ત્રીઓથી તું

શું હર્ષ પામે છે ? જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નગરને વિષે પાંડવોને ઘેર દ્રૌપદી નામે સ્ત્રી છે, તે એવી સ્વરૂપવાન્ છે કે તેની આગળ આ તારી સર્વ સ્ત્રીઓ દાસી જેવી છે.' આ પ્રમાણે કહીને નારદ ત્યાંથી ઉત્પતીને અન્યત્ર ચાલ્યા ગયા.

નારદના ગયા પછી પદ્મનાભ રાજાએ દ્રૌપદીને મેળવવાની ઇચ્છાથી પોતાના પૂર્વ સંગતિવાળા એક પાતાળવાસી દેવની આરાધના કરી, એટલે તે દેવે પ્રત્યક્ષ થઇને કહ્યું કે 'હે પદ્મનાભ ! કહો, તમારૂં શું કાર્ય કરૂં?' ત્યારે પદ્મે કહ્યું, 'દ્રૌપદીને લાવીને મને અર્પણ કરો.' દેવે કહ્યું કે 'એ દ્રૌપદી પાંડવોને મૂકીને બીજાને ઇચ્છતી નથી, પણ તારા આગ્રહથી હું તેને લાવું છું.' એમ કહી તે દેવ તત્કાળ હસ્તિનાપુર આવ્યો અને અવસ્વાપિની નિદ્રાવડે સૌને નિદ્રાવશ કરીને નિદ્રાવશ પડેલી દ્રૌપદીને ત્યાંથી રાત્રે હરી લાવ્યો. પછી તેને પદ્મને અર્પણ કરી દેવ સ્વસ્થાનકે ગયો. જ્યારે દ્રૌપદી જાગ્રત થઈ ત્યારે ત્યાં પોતાને જોઈ વિધુર થઈ સતી વિચારવા લાગી કે 'શુ આ તે સ્વપ્ન છે? કે શું ઈંદ્રજાળ છે?' તે વખતે પદ્મનાભે તેને કહ્યું કે—હે મૃગાક્ષિ ! તું ભય પામીશ નહીં, હું તને અહીં હરાવી લાવ્યો છું, માટે અહીં રહે ને મારી સાથે ભોગ ભોગવ. આ ધાતકીખંડ નામે દ્વીપ છે, તેમાં આ અમરકંકા નગરી છે, હું તેનો પદ્મનાભ નામે રાજા છું કે જે તારો પતિ થવાને ઇચ્છું છું.' તે સાંભળી પ્રત્યુત્પન્ન મતિવાળી દ્રૌપદી બોલી કે 'હે ભદ્ર ! એક માસની અંદર જો કોઈ મારો સંબંધી અહીં આવીને મને નહીં લઈ જાય તો પછી હું તમારૂં વચન માન્ય કરીશ.' પદ્મનાભે વિચાર્યું કે 'અહીં જંબૂદ્વીપનાં માણસોની ગતિ તદ્દન અશક્ય છે, તેથી આ વચન કબુલ કરવામાં અડચણ નથી.' આવું ધારીને કપટી પદ્મનાભે તે વચન સ્વીકાર્યું. 'પછી હું પતિ વગર એક માસ સુધી ભોજન કરીશ નહીં.' એમ સતીવ્રતરૂપ મહા ધનવતી દ્રૌપદીએ અભિગ્રહ ધારણ કર્યો,

અહીં પાંડવોએ પ્રાતઃકાળે દ્રૌપદીને દીઠી નહીં એટલે તેઓ જળ, સ્થળ અને વન વિગેરેમાં તેની અતિ શોધ કરવા લાગ્યા. જ્યારે કોઈ પણ સ્થાનકેથી દ્રૌપદીના કાંઈ પણ ખબર મળ્યા નહીં ત્યારે તેમની માતાએ જઇને કૃષ્ણને જણાવ્યું, કારણ કે તેજ તેમના શરણરૂપ અને વિધુરપણામાં બંધુરૂપ હતા. કૃષ્ણ કાર્યમાં મૂઢ થઈ વિચારમાં પડ્યા, તેવામાં પોતે કરેલા અનર્થને જોવા માટે નારદ મુનિ ત્યાં આવ્યા, એટલે કૃષ્ણે નારદને પૂછ્યું કે 'તમે કોઈ સ્થાનકે દ્રૌપદીને જોઈ છે?' નારદે કહ્યુ 'કે હું ધાતકીખંડમાં અમરકંકા નગરીએ ગયો હતો, ત્યાંના રાજા પદ્મનાભને ઘેર મેં દ્રૌપદીને જોઈ હતી.' આ પ્રમાણે કહીને તે ત્યાંથી બીજે ચાલ્યા ગયા કૃષ્ણે પાંડવોને કહ્યુ કે 'પદ્મનાભે દ્રૌપદીનું હરણ કર્યુ છે, તેથી હું ત્યાં જઇને દ્રૌપદીને લઈ આવીશ, માટે તમે ખેદ કરશો નહીં.' પછી કૃષ્ણ પાંડવોને લઈ મોટા સૈન્ય સાથે માગધ નામના પૂર્વ સાગરના તટ ઉપર ગયા ત્યાં પાંડવોએ કહ્યું, 'સ્વામિન્ ! આ સમુદ્ર સંસારની જેમ અત્યંત ભયંકર, પારાવાર અને ઉદ્ધત છે. અહીં કોઈ ઠેકાણે મહા મોટા પર્વતો એક પથરાની જેમ તેમાં મગ્ન થયેલા છે. કોઈ ઠેકાણે મોટા પર્વત જેવાં જળજંતુઓ રહેલાં છે, આવા સમુદ્રને કોઈ

પણ શોષણ કરવાની પ્રતિજ્ઞા કરીને વડવાનળ રહેલો છે. કોઈ ઠેકાણે કૈવર્ત્તની જેમ વેલંધર દેવતાઓ રહેલા છે, અને કોઈ ઠેકાણે પોતાના તરંગથી તે મેઘનું પણ કમંડળની જેમ ઉદ્વર્ત્તન કરે છે. આ સમુદ્ર મનથી પણ અલધ્ય છે, તો તેને દેહથી તો શી રીતેજ ઉલ્લંઘન કરી શકાશે?' પાંડવોનાં આવાં વચન સાંભળી 'તમારે શી ચિંતા છે' એમ કહીને શુદ્ધ હૃદયવાળા કૃષ્ણે તેના તટ ઉપર બેસીને તેના અધિષ્ટાયક **સુસ્થિત** નામના દેવતાની આરાધના કરી તત્કાળ તે દેવ પ્રગટ થઇને બોલ્યો—'હુ શુ કાર્ય કરૂં?' કૃષ્ણે કહ્યુ કે—'હે લવણોદધિના અધિષ્ટાયક દેવ! પદ્મનાભ રાજાએ દ્રૌપદીનું હરણ કરેલુ છે, તો જેવી રીતે ધાતકીખંડમાંથી તે દ્રૌપદી અહીં લવાય તેમ કરો.' દેવે કહ્યુ કે 'હે કૃષ્ણ! તે પદ્મનાભને તેના પૂર્વ સંગતિવાળા દેવે દ્રૌપદીને લઈ જઇને જેમ સોંપી છે, તેમ હુ તેને ત્યાંથી લાવીને તમને સોપું. અથવા જો આ વાર્ત્તા તમને ન રૂચતી હોય તો બળ, વાહન સહિત એ પદ્મનાભને સમુદ્રમાં ફેંકી દઈ દ્રૌપદીને લઈ આવીને તમને અર્પણ કરૂ.' કૃષ્ણે કહ્યું કે 'એમ કરવાની જરૂર નથી, માત્ર આ પાંડવોથી અને મારાથી છ રથમાં બેસીને જવાય તેવો જળની અંદર અનાહત માર્ગ આપો કે જેથી અમે ત્યાં જઈ એ વરાકને જીતીને દ્રૌપદીને લઈ આવીએ. આ માર્ગ અમને યશ આપનારો છે.' પછી તે સુસ્થિત દેવે તેમ કર્યું, એટલે કૃષ્ણ પાંડવ સહિત સ્થળની જેમ સમુદ્રને ઉલ્લંઘીને અમરકંકા નગરીએ પહોંચ્યા. ત્યા તે નગરની બહારના ઉદ્યાનમાં રહી કૃષ્ણે દારૂક સારથિને સમજાવી પદ્મ રાજાની પાસે દૂતપણે મોકલ્યો. દારૂક તરતજ ત્યાં ગયો અને પદ્મના ચરણપીઠને પોતાના ચરણથી દબાવતો, ભયંકર ભૃકુટી ચડાવતો અને ભાલાના અગ્ર ભાગથી કૃષ્ણના લેખને આપતો સતો પદ્મ પ્રત્યે આ પ્રમાણે બોલ્યો—'અરે પદ્મ રાજા! જેમને કૃષ્ણ વાસુદેવની સહાય છે એવા પાંડવોની સ્ત્રી દ્રૌપદીને જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાંથી તુ હરી લાવ્યો છે, તે કૃષ્ણ પાંડવોની સાથે સમુદ્રે આપેલા માર્ગે અહીં આવેલા છે, માટે હવે જો જીવવાને ઇચ્છતો હો તો સત્વર તે દ્રૌપદી કૃષ્ણને સોંપી દે.' પદ્મ રાજા બોલ્યો—'એ કૃષ્ણ તો જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં વાસુદેવ છે, બાકી અહીં તો એ છએ જણ મારી પાસે કોણ માત્ર છે? માટે જા, તેને યુદ્ધ કરવાને સજ્જ કર.' દારૂકે આવીને તે વચન કૃષ્ણને કહ્યાં, એટલામાં તો પદ્મનાભ રાજા પણ યુદ્ધ કરવાની ઇચ્છાથી તૈયાર થઈ સેના લઇને નગર બહાર નીકળ્યો. સમુદ્રના તરંગની જેમ તેના સૈનિકો ઉછળી ઉછળીને તુટી પડવા લાગ્યા. તે વખતે કૃષ્ણે નેત્રને વિકસ્વર કરી પાંડવોને કહ્યુ કે 'તમે આ પદ્મ રાજાની સાથે યુદ્ધ કરશો, કે હુ યુદ્ધ કરૂ તે રથમાં બેસીને જોશો?' પાંડવોએ કહ્યુ 'પ્રભુ! કાં તો આજે પદ્મનાભ રાજા, કે કાં તો અમે રાજા' એવી પ્રતિજ્ઞા લઇને અમે પદ્મનાભ સાથે યુદ્ધ કરશું.'

કૃષ્ણે તે વાત સ્વીકારી એટલે તેઓ પદ્મનાભ સાથે યુદ્ધ કરવા ગયા. પદ્મે ક્ષણવારમાં તેમને હરાવ્યા એટલે તેઓએ કૃષ્ણ પાસે આવીને કહ્યું કે 'સ્વામિન! આ પદ્મનાભ તો ઘણો બળવાન છે અને વળી બળવાન સૈન્યથી આવૃત્ત છે, તેથી એ તો તમારાથી જીતાય તેમ છે, અમારાથી જીતાય એમ નથી, માટે તમને જેમ યોગ્ય લાગે

તેમ કરો.' કૃષ્ણ બોલ્યા—"હે પાંડવો! જ્યારથી તમે 'પદ્મનાભ રાજા કે અમે રાજા' એવી પ્રતિજ્ઞા લીધી હતી, ત્યારથીજ તમે હારી ગયા હતા."[1] પછી 'હું રાજા છુ, પદ્મનાભ નથી' એમ કહી કૃષ્ણ યુદ્ધ કરવા ચાલ્યા અને મહા ધ્વનિવાળો પાંચજન્ય શંખ ફુંક્યો. સિંહની ગર્જનાથી મૃગના ટોળાની ગતિની જેમ તે શંખના નાદથીજ પદ્મ રાજાના સૈન્યનો ત્રીજો ભાગ તુટી ગયો, પછી કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો, એટલે તેના ધ્વનિથી દુર્બળ દોરીની જેમ પદ્મનાભના લશ્કરનો બીજો ત્રીજો ભાગ તુટી ગયો. જ્યારે પોતાના સૈન્યનો તૃતીયાંશ અવશેષ રહ્યો ત્યારે પદ્મ રાજા રણભૂમિમાંથી નાશી તત્કાળ અમરકંકા નગરીમાં પેસી ગયો, અને લોઢાની અર્ગલાવડે નગરના દરવાજાઓ બંધ કર્યા. કૃષ્ણ ક્રોધથી પ્રજ્વલિત થઈ રથમાંથી ઉતરી પડ્યા અને તત્કાળ સમુદ્‌ઘાતવડે દેવતા કરે તેમ નરસિંહરૂપ ધારણ કર્યું. યમરાજની જેવા ક્રોધાયમાન થઇને દાઢોથી ભયંકર એવું મુખ ફાડ્યું અને ઉગ્ર ગર્જના કરીને નગરીના દ્વાર ઉપર દોટ મુકીને પગનો ઘા કર્યો, જેથી શત્રુના હૃદય સાથે બધી પૃથ્વી કંપાયમાન થઈ ગઈ. તેમના ચરણઘાતથી કીલ્લાના અગ્ર ભાગ તુટી પડ્યા, દેવાલયો પડી ગયાં અને કોટની દીવાલો ભાંગી પડી. એ નરસિંહના ભયથી તે નગરમાં રહેનારા લોકોમાંથી કેટલાક ખાડામાં સંતાઈ ગયા, કેટલાક જળમાં પેસી ગયા, અને કેટલાક મૂર્છા પામી ગયા. એ વખતે પદ્મ રાજા દ્રૌપદીને શરણે આવીને કહેવા લાગ્યો—'હે દેવિ! મારો અપરાધ ક્ષમા કરો અને યમરાજ જેવા આ કૃષ્ણથી મારી રક્ષા કરો' દ્રૌપદી બોલી—'હે રાજન્! મને આગળ કરી સ્ત્રીનો વેશ લઇને જો તું કૃષ્ણને શરણે જઇશ તો જીવીશ, અન્યથા જીવી શકીશ નહીં,' પછી તે તેવી રીતે કરી કૃષ્ણને શરણે આવીને નમ્યો, એટલે શરણ કરવા યોગ્ય કૃષ્ણે કહ્યું કે, 'હવે તું ભય પામીશ નહી.' એ પ્રમાણે કહી પાંડવોને દ્રૌપદી સોપી રથારૂઢ થઇને કૃષ્ણ આવ્યા હતા તેજ માર્ગે પાછા ચાલ્યા.

એ વખતે તે ધાતકીખંડમાં ચંપાનગરીના પૂર્ણભદ્ર નામના ઉદ્યાનમાં ભગવાન્ શ્રી મુનિસુવ્રત પ્રભુ સમોસર્યા હતા. તેમની સભામાં કપિલ વાસુદેવ બેઠા હતા, તેમણે પ્રભુને પૂછ્યું કે, 'સ્વામિન્! મારા જેવો આ કોના શંખનો નાદ સંભળાય છે?' પ્રભુએ કહ્યુ, 'આ કૃષ્ણ વાસુદેવના શંખનો ધ્વનિ છે' એટલે કપિલે પૂછ્યું, 'શુ એકજ સ્થાને બે વાસુદેવ થાય?' પછી પ્રભુએ દ્રૌપદી, કૃષ્ણ અને પદ્મ રાજાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે કપિલે કહ્યું કે 'હે નાથ! જંબૂદ્વીપના અર્ધ ભરતક્ષેત્રના પતિ કૃષ્ણ વાસુદેવનું અભ્યાગત અતિથિની જેમ હું આતિથ્ય કરૂં!' પ્રભુ બોલ્યા, 'જેમ એક સ્થાને બે તીર્થંકર અને બે ચક્રવર્ત્તી મળે નહી તેમ બે વાસુદેવ પણ કારણયોગથી એક ક્ષેત્રમાં આવ્યા છતાં મળે નહીં' આવાં અર્હંતનાં વચન સાંભળ્યાં, તોપણ કપિલ વાસુદેવ કૃષ્ણને જોવાને ઉત્સુક થઇને તેના રથને ચીલે ચીલે સમુદ્રના તટ ઉપર આવ્યા. ત્યાં સમુદ્રની વચ્ચે થઇને જતા એવા કૃષ્ણ તથા પાંડવોના રૂપા અને સુવર્ણના પાત્ર જેવા શ્વેત અને

1 આ પ્રતિજ્ઞામા વાક્યસ્ખળના છે. તે 'શકુન કરતા શબ્દ આગળ' એ કહેવતને ખરી પાડે છે.

પીળા રથના ધ્વજ તેના જોવામાં આવ્યા. એટલે 'હું કપિલ વાસુદેવ તમને જોવાને ઉત્કંઠિત થઈ સમુદ્રકિનારે આવ્યો છું, માટે પાછા વળો.' આવા સ્પષ્ટ અક્ષરો સમજાય તેમ તેણે શંખનો નાદ કર્યો. તેના ઉત્તરમાં 'અમે દૂર ગયા છીએ, માટે હવે તમારે કાંઈ બોલવું નહી.' આવા સ્પષ્ટ અક્ષરના ધ્વનિવાળો શંખ કૃષ્ણે સામો પૂર્યો. તે શંખનો ધ્વનિ સાંભળી કપિલ વાસુદેવ ત્યાંથી પાછા ફર્યા, અને અમરકંકાપુરીમાં આવીને 'આ શું?' એમ પદ્મ રાજાને પૂછ્યું. એટલે પદ્મે પોતાના અપરાધની વાર્ત્તા કહીને પછી જણાવ્યું કે, 'હે પ્રભુ ! તમારા જેવા સ્વામી છતાં જંબૂદ્વીપના ભરતક્ષેત્રના વાસુદેવ કૃષ્ણે મારો પરાભવ કર્યો.' એટલે કપિલ વાસુદેવે કહ્યું કે—'અરે અસામાન્ય વિગ્રહવાળા દુરાત્મા ! તારૂં આ કૃત્ય સહન કરવા યોગ્ય નથી.' એમ કહી તેને રાજ્યથી ભ્રષ્ટ કર્યો, અને તેના રાજ્ય ઉપર તેના પુત્રને બેસાડ્યો.

અહીં કૃષ્ણ સમુદ્ર ઉતરી પાંડવો પ્રત્યે બોલ્યા—'હે પાંડવો ! જ્યાંસુધીમાં હું સુસ્થિત દેવની રજા લઉ, ત્યાંસુધીમાં તમે ગંગા ઉતરી જાઓ.' પછી તેઓ નાવમાં બેસી સાડીબાસઠ યોજન વિસ્તારવાળા ગંગાના ભયંકર પ્રવાહને ઉતરીને પરસ્પર કહેવા લાગ્યા કે, 'અહી આપણે નાવ ઉભું રાખી કૃષ્ણનું બળ જોઇએ કે કૃષ્ણ નાવ વિના આ ગંગાના પ્રવાહને શી રીતે ઉતરે છે?' આ પ્રમાણે સંકેત કરી તેઓ નદીના તટ ઉપર સંતાઈ રહ્યા. પછી કૃષ્ણ કાર્ય સાધી કૃતકૃત્ય થઈ ગંગાને તીરે આવ્યા. નાવને જોયું નહીં. એટલે એક ભુજા પર અશ્વ સહિત રથને રાખી બીજા હાથવતી જળ તરવા લાગ્યા. એ પ્રમાણે તરતાં તરતાં જ્યારે ગંગાના મધ્યમાં આવ્યા ત્યારે શ્રાંત થઇને વિચારવા લાગ્યા કે, 'અહા ! પાંડવો ઘણી શક્તિવાળા કે જેઓ નાવ વિના ગંગાને તરી ગયા.' કૃષ્ણના આ પ્રમાણેના ચિંતિતને જાણીને ગંગા દેવીએ તત્કાળ તાગ આપ્યો (સ્થળ કરી આપ્યુ,) એટલે વિસામો લઇને હરિ સુખે કરી તેને ઉતરી ગયા. તીરે આવીને પાંડવોને પૂછ્યું કે, 'તમે વહાણ વગર શી રીતે ગંગા ઉતર્યા ?' પાંડવોએ કહ્યુ. 'અમે તો નાવથી ગંગા ઉતર્યા.' કૃષ્ણે કહ્યુ કે, 'ત્યારે નાવને પાછુ વાળીને મારે માટે કેમ ન મોકલ્યું ?' પાંડવો બોલ્યા—'તમારા બળની પરીક્ષા કરવાને અમે નાવને મોકલ્યું નહીં.' તે સાંભળી કૃષ્ણે કોપ કરીને કહ્યું કે, 'તમે સમુદ્ર તરવામાં કે અમરકંકા નગરી જિતવામાં શુ મારૂ બળ જાણ્યુ નહતું, કે હવે મારૂં બળ જાણવું હતું ?' આ પ્રમાણે કહી પાંડવોના પાંચે રથને લોહદંડવડે ચૂર્ણ કરી નાંખ્યા, અને તે ઠેકાણે રથમર્દન નામે નગર વસાવ્યું. પછી કૃષ્ણે પાંડવોને દેશપાર કર્યા, અને પોતે પોતાની છાવણીમાં આવીને સર્વની સાથે દ્વારકામા આવ્યા.

પાંડવોએ પોતાના નગરમાં આવી એ વૃત્તાંત કુંતી માતાને કહ્યો, એટલે કુંતી દ્વારકામાં આવ્યાં અને કૃષ્ણને કહ્યુ કે, 'હે કૃષ્ણ ! તમે દેશપાર કરેલા મારા પુત્રો હવે ક્યાં રહેશે ? કારણ કે આ ભરતાર્દ્ધમાં તો એવી પૃથ્વી નથી કે જે તમારી ન હોય.' કૃષ્ણ બોલ્યા—'દક્ષિણ સમુદ્રના તટ ઉપર પાંડુમથુરા નામે નવીન નગરી વસાવીને તેમાં તમારા પુત્રો નિવાસ કરે.' કુંતીએ આવીને એ વાર્ત્તા ( કૃષ્ણની આજ્ઞા ) પુત્રોને કહી. એટલે

તેઓ સમુદ્રની વેલાથી પવિત્ર એવા પાંડુ દેશમાં ગયા. કૃષ્ણે હસ્તિનાપુરના રાજ્ય ઉપર પોતાની બેન સુભદ્રાના પૌત્ર અને અભિમન્યુના પુત્ર **પરીક્ષિત**નો રાજ્યાભિષેક કર્યો.

ભગવાન્ નેમિનાથ પૃથ્વીતળને પવિત્ર કરતા અનુક્રમે સર્વ નગરમાં શ્રેષ્ઠ એવા ભદ્દિલપુરમાં પધાર્યા. ત્યાં સુલસા અને **નાગ**ના પુત્રો કે જે **દેવકી**ના ઉદરથી ઉત્પન્ન થયા હતા અને જેમને નૈગમેષી દેવતાએ હરી લાવીને સુલસાને આપ્યા હતા, તે રહેતા હતા. તેઓ પ્રત્યેક બત્રીશ બત્રીશ કન્યાઓ પરણ્યા હતા. તેઓએ શ્રી નેમિનાથના બોધથી તેમની પાસે વ્રત ગ્રહણ કર્યું. તે છએ ચરમશરીરી હતા તેઓ દ્વાદશાંગીને ધારણ કરી મોટું તપ આચરતા સતા પ્રભુની સાથે વિહાર કરવા લાગ્યા.

શ્રી નેમિનાથ વિહાર કરતા કરતા અન્યદા દ્વારકા સમીપે પધાર્યા. ત્યાં સહસ્રામ્રવન નામના ઉપવનમાં સમોસર્યા. તે સમયે દેવકીના છ પુત્રોએ છઠ્ઠ તપના પારણાને અર્થે બેબેની જોડ થઈ ત્રણ ભાગે જૂદા જૂદા વહોરવા માટે દ્વારકામાં પ્રવેશ કર્યો. તેમાં પ્રથમ **અનીકયશા** અને **અનંતસેન** દેવકીને ઘેર ગયા. તેમને કૃષ્ણના જેવા જોઈ દેવકી ઘણો હર્ષ પામ્યાં પછી તેણીએ સિંહકેશરીઆ મોદકથી તેમને પ્રતિલાભિત કર્યા. તેઓ ત્યાંથી બીજે ગયા. એટલામાં તેના સહોદર **અજિતસેન** અને **નિહતશત્રુ** નામે બે મહામુનિ ત્યાં આવ્યા. તેમને પણ દેવકીએ પ્રતિલાભિત કર્યા. એટલામાં **દેવયશા** અને **શત્રુસેન** નામે ત્રીજા બે મુનિ પણ ત્યાં પધાર્યા. તેમને નમસ્કાર કરી અંજલિ જોડીને દેવકીએ પૂછ્યું, 'હે મુનિરાજ! શું તમે દિશાના મોહથી વારંવાર અહીં આવો છો? કે શુ મારી મતિમાં મોહ થઈ ગયો છે? તમે તેના તે નથી? અથવા સંપત્તિથી સ્વર્ગપુરી જેવી આ નગરીમાં શુ મહર્ષિઓને યોગ્ય ભક્તપાન નથી મળતું?' આવા દેવકીના પ્રશ્નથી તે મુનિ બોલ્યા–'અમને કાંઈ પણ દિગ્મોહ થયો નથી, પણ અમે છ સહોદર ભાઇઓ છીએ, ભદ્દિલપુરના રેહેવાસી છીએ, અને સુલસા ને નાગદેવના પુત્રો છીએ. શ્રી નેમિનાથની પાસે ધર્મ સાંભળી અમે છએ બંધુએ દીક્ષા લીધી છે. આજે ત્રણ જોડા થઈ વહોરવા નીકળેલા છીએ, તે ત્રણે યુગલ અનુક્રમે તમારે ઘેર આવ્યા જણાય છે.' તે સાંભળી દેવકી વિચારમાં પડ્યા કે, 'આ છએ મુનિઓ કૃષ્ણના જેવા કેમ હશે? તેમનામાં એક તિલમાત્ર જેટલો પણ ફેર નથી પૂર્વે અતિમુક્તક સાધુએ મને કહ્યુ હતું કે–તમારે આઠ પુત્રો[1] થશે અને તે જીવતા રહેશે. તો શુ આ છએ મારા પુત્રો તો નહીં હોય?' આવો વિચાર કરી બીજે દિવસે દેવકી દેવરચિત સમોસરણમા શ્રીનેમિનાથને પૂછવા ગયાં. દેવકીના હૃદયનો ભાવ જાણી તેના પૂછ્યા અગાઉજ પ્રભુએ કહ્યુ કે 'હે દેવકિ! તમે કાલે જોયા તે છએ તમારા પુત્રો છે. તેને નૈગમેષી દેવતાએ જીવતાજ તમારી પાસેથી લઇને સુલસાને આપ્યા હતા.' પછી ત્યાં તે છ સાધુઓને જોઇને દેવકીના સ્તનમાંથી પય ઝરવા લાગ્યુ, તેણે છએ મુનિને પ્રેમથી વંદના કરીને કહ્યું કે 'હે પુત્રો! તમારાં દર્શન થયાં તે બહુ સારૂ થયુ. મારા ઉદરમાંથી જન્મ

૧ છ સુલસાને ત્યાં ઉછર્યા તે, સાતમા કૃષ્ણ, ને આઠમા ગજસુકુમાર હવે થશે તે

લેનાર પૈકી એકને ઉત્કૃષ્ટ રાજ્ય મળ્યું અને તમને છને દીક્ષા પ્રાપ્ત થઈ તે તો બહુ સારી વાત થઈ, પણ મને એમાં એટલોજ ખેદ છે કે 'તમારામાંથી કોઇને મેં રમાડ્યા કે ઉછેર્યા નહી.' ભગવાન્ નેમિનાથ બોલ્યા–'દેવકિ! વૃથા ખેદ શામાટે કરો છો? પૂર્વ જન્મના કૃત્યનું ફળ આ જન્મને વિષે પ્રાપ્ત થયુ છે, કેમકે તમે પૂર્વ ભવમાં તમારી સપત્નીનાં સાત રત્નો ચોર્યાં હતાં, પછી જયારે તે રોવા લાગી ત્યારે તમે તેમાંથી માત્ર એક રત્ન પાછુ આપ્યું હતું.' આ પ્રમાણે સાંભળી દેવકી પોતાના પૂર્વ ભવનું દુષ્કૃત નિંદતી ઘેર ગઈ અને પુત્રજન્મની ઇચ્છાથી ખેદયુક્ત ચિત્તે રહેવા લાગી. તેવામાં કૃષ્ણે આવીને પૂછ્યું કે 'હે માતા! તમે ખેદ કેમ કરો છો?' દેવકી બોલ્યાં–'હે વત્સ! મારૂં બધુ જીવિત નિષ્ફળ ગયુ છે, કેમકે તમે બાળપણામાં નંદને ઘેર મોટા થયા, અને તમારા અગ્રજ છ સહોદર નાગ સાર્થવાહને ઘેર ઉછર્યા; મેં તો સાતમાંથી એક પુત્રને બાલ્યવયમાં લાલિત કર્યો નહીં; તેથી હે વત્સ! બાળકનું લાલનપાલન કરવાની ઇચ્છાવાળી હું પુત્રને ઇચ્છું છુ. તે પશુઓને પણ ધન્ય છે કે જેઓ પોતાનાં અપત્યો (વાછડા)ને લાલિત કરે છે.'

માતાનાં આવાં વચન સાંભળી 'હું તમારો મનોરથ પૂરો કરીશ' એમ કહી કૃષ્ણે સૌધર્મ ઈંદ્રના સેનાપતિ નૈગમેષી દેવની આરાધના કરી. દેવ પ્રત્યક્ષ થઇને બોલ્યો–'હે ભદ્ર! તમારી માતાને આઠમો પુત્ર થશે, પણ જ્યારે તે બુદ્ધિમાન્ યુવાવસ્થા પામશે ત્યારે દીક્ષા લેશે. તેના આ પ્રમાણેના કથન પછી સ્વલ્પ વખતમાં એક મહર્દ્ધિક દેવ સ્વર્ગથી ચ્યવીને દેવકીના ઉદરમાં ઉત્પન્ન થયો, અને સમય આવતાં પુત્રરૂપે અવતર્યો તેનું **ગજસુકુમાળ** નામ પાડ્યું. જાણે બીજા કૃષ્ણ હોય તેવા એ દેવ સમાન પુત્રનું દેવકી લાલનપાલન કરવા લાગ્યાં. માતાને અતિ વ્હાલો અને ભ્રાતાને પ્રાણ સમાન કુમાર બંનેનાં નેત્રરૂપ કુમુદને ચંદ્રરૂપ થયો. અનુક્રમે યૌવન વયને પામ્યો, એટલે પિતાની આજ્ઞાથી દ્રુમ રાજાની પુત્રી **પ્રભાવતી**ને પરણ્યો. વળી **સોમશર્મા** બ્રાહ્મણની ક્ષત્રિયાણી સ્ત્રીથી ઉત્પન્ન થયેલી **સોમા** નામની કન્યાને પણ જો કે તે ઇચ્છતો ન હતો તોપણ માતા અને ભ્રાતાની આજ્ઞાથી પરણ્યો. તેવામાં શ્રી નેમિનાથ પ્રભુ ત્યાં સમોસર્યા. તેમની પાસે સ્ત્રીઓ સહિત જઇને ગજસુકુમાળે સાવધાનપણે ધર્મ સાંભળ્યો, તેથી અપૂર્વ વૈરાગ્ય ઉત્પન્ન થતાં બંને પત્નીઓ સહિત માતા પિતાની આજ્ઞા મેળવીને તેણે પ્રભુની પાસે દીક્ષા લીધી. જ્યારે ગજસુકુમાળે દીક્ષા લીધી ત્યારે તેના વિયોગને નહી સહન કરી શકતાં એવા તેનાં માતા પિતાએ અને કૃષ્ણ પ્રમુખ ભાઇઓએ ઉંચે સ્વરે રૂદન કર્યું.

જે દિવસે દીક્ષા લીધી તેજ દિવસે ગજસુકુમાળ મુનિ પ્રભુની આજ્ઞા લઈ સાયંકાળે સ્મશાનમાં જઇને કાયોત્સર્ગધ્યાને રહ્યા. તેવામાં કાંઇક કારણે બહાર ગયેલા **સોમશર્મા** બ્રાહ્મણે તેમને દીઠા. તેમને જોઈ તે સોમશર્માએ ચિંતવ્યુ કે 'આ ગજસુકુમાળ ખરેખરો પાખંડી છે, તેનો આવો વિચાર છતાં માત્ર વિટંબના કરવાને માટેજ એ દુરાશયે મારી પુત્રીને પરણ્યો હતો.' આમ ચિંતવી એ મહા વિરોધી બુદ્ધિવાળા સોમશર્માએ

અતિ ક્રોધાયમાન થઇને બળતી ચિતાના અંગારાથી પૂરેલી એક ઘડાની ઠીબ તેના માથા ઉપર મૂકી. તેનાવડે અત્યંત દહન થયા છતાં પણ તેમણે સમાધિપૂર્વક તે સર્વ સહન કર્યું, તેથી એ ગજસુકુમાળ મુનિનાં કર્મરૂપ સર્વ ઇંધન બળીને ભસ્મ થઈ ગયાં, અને તત્કાળ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી આયુષ્ય પૂર્ણ થવાથી તે મુનિ મોક્ષે ગયા.

પ્રાત કાળે કૃષ્ણ પોતાના પરિવારસહિત રથમાં બેસીને પૂર્ણ ઉત્કંઠિત મનથી ગજસુકુમાળ મુનિને વાંદવા માટે ચાલ્યા. દ્વારકાની બહાર નીકળ્યા તેવામાં તેમણે એક વૃદ્ધ બ્રાહ્મણને માથે ઈંટો લઈ કોઈ દેવાલય તરફ જતો જોયો. કૃષ્ણ તેની પર દયા લાવીને તેમાંથી એક ઈંટ પોતાની જાતે તે દેવાલયમાં લઈ ગયા, એટલે કોટીગમે લોકો તે પ્રમાણે એકએક ઈંટ લઈ ગયા, જેથી તેનુ તો કામ થઈ ગયુ. આ પ્રમાણે તે બ્રાહ્મણને કૃતાર્થ કરીને કૃષ્ણ નેમિનાથની પાસે આવ્યા. ત્યાં સ્થાપન કરેલા ભંડારની જેવા પોતાના ભાઈ ગજસુકુમાળને તેમણે દીઠા નહી, એટલે કૃષ્ણે ભગવંતને પૂછ્યું કે 'પ્રભુ! મારા ભાઈ ગજસુકુમાળ ક્યાં છે?' ભગવંતે કહ્યુ કે 'સોમશર્મા બ્રાહ્મણને હાથે તેનો મોક્ષ થયો.' તે વાત વિસ્તારથી સાંભળતાંજ કૃષ્ણને મૂર્છા આવી. થોડી વારે સંજ્ઞા પામીને કૃષ્ણે ફરીવાર પ્રભુને પૂછ્યું, 'ભગવન્! એ મારા ભાઇના વધ કરનાર બ્રાહ્મણને મારે શી રીતે ઓળખવો?' પ્રભુ બોલ્યા—'કૃષ્ણ! એ સોમશર્માની ઉપર તમે કોપ કરશો નહીં, કારણ કે તે તમારા ભ્રાતાને સદ્ય મોક્ષ પ્રાપ્ત થવામાં સહાયકારી થયો છે લાંબે કાળે સાધ્ય થાય તેવી સિદ્ધિ હોય તે પણ સહાય મળવાથી ક્ષણમાં સિદ્ધ થાય છે. જેમ તમે પેલા વૃદ્ધ બ્રાહ્મણને સહાય કરી તો તેની સર્વ ઈંટો સ્વલ્પ સમયમાં ઇચ્છિત સ્થાનકે પહોચી ગઈ જો સોમશર્મા તમારા ભાઇને આવો ઉપસર્ગ ન કરત તો કાળક્ષેપ વગર તેની સિદ્ધિ શી રીતે થાત? હવે તમારે તેને ઓળખવો છે તો તમને અહીથી પાછા વળીને નગરીમાં પેસતાં જોઈ જે મસ્તક ફાટીને મરી જાય તેને તમારા ભાઇનો વધ કરનાર જાણી લેજો.' પછી કૃષ્ણે રૂદન કરતા સતા પોતાના ભાઇનો ઉત્તરસંસ્કાર કર્યો. ત્યાંથી ખેદયુક્ત ચિત્તે પાછા વળીને દ્વારકા નગરીમાં પેસતાં તેમણે પેલા સોમશર્મા બ્રાહ્મણને મસ્તક ફાટીને મરી જતો જોયો, એટલે તત્કાળ તેને પગે દોરડી બાંધી માણસોની પાસે આખી નગરીમાં ફેરવાવી ગીધ વિગેરે પક્ષીઓને નવુ બળિદાન આપવા માટે બહાર ફેકાવી દીધો.

ગજસુકુમાળના શોકથી પ્રભુની પાસે ઘણા યાદવોએ અને વસુદેવ વિના નવ દશાર્હોએ દીક્ષા લીધી પ્રભુની માતા શિવાદેવીએ, નેમિનાથના સાત સહોદર બંધુઓએ અને કૃષ્ણના અનેક કુમારોએ પણ દીક્ષા લીધી. રાજીમતીએ પણ સંવેગ ધરી પ્રભુની પાસે દીક્ષા લીધી. તેની સાથે નંદની કન્યા **એકનાશા**એ અને યાદવોની અનેક સ્ત્રીઓએ દીક્ષા લીધી. તે વખતે કૃષ્ણે કન્યાના વિવાહ કરવાનો અભિગ્રહ અંગીકાર કર્યો એટલે તેમની સર્વ પુત્રીઓએ પણ પ્રભુની સમીપે દીક્ષા લીધી કનકવતી, રોહિણી અને દેવકી વિના વસુદેવની બીજી સર્વ સ્ત્રીઓએ વ્રત ગ્રહણ કર્યું **કનકવતી**ને ઘરમાં રહ્યા

સતા સંસારની સ્થિતિ ચિંતવતાં સર્વ ઘાતિકર્મ ત્રુટી જવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. નેમિનાથે તે વાત જણાવવાથી દેવતાઓએ તેમનો મહિમા કર્યો. પછી પોતાની મેળે મુનિવેશ અંગીકાર કરીને તે પ્રભુની પાસે ગયા. ત્યાં નેમિનાથનાં દર્શન કરી, વનમાં જઈ, એક માસનું અનશન કરીને તે કનકવતી મોક્ષે ગઈ.

રામનો પૌત્ર અને નિષધિનો પુત્ર **સાગરચંદ્ર** વિરક્ત બુદ્ધિવાળો હોવાથી પ્રથમ અણુવ્રતધારી તે થયો હતો, તેણે આ વખતે પ્રતિમાધરપણું અંગીકાર કર્યું. (શ્રાવકની ૧૧ પડિમા વહેવા લાગ્યો.) એકદા તેણે કાયોત્સર્ગ કર્યો ત્યાં હમેશ તેનાં છિદ્રને જોનારા **નભઃસેને** તેને દીઠો, એટલે તેની પાસે આવી નભઃસેન બોલ્યો કે—'અરે પાખંડી! અત્યારે આ તું શું કરે છે? **કમળામેળા**ના હરણમાં તે કપટ કર્યું હતું, તેનું ફળ હવે પામ.' એમ કહી તે દુરાશય નભઃસેને તેના મસ્તક પર ચિતાના અંગારાથી પૂરેલો ઘડાનો કાંઠો મૂક્યો. તે ઉપસર્ગને સમ્યગ્ ભાવે સહન કરી તેનાથી દગ્ધ થઇને સાગરચન્દ્ર પંચપરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરતો સતો મૃત્યુ પામીને દેવલોકમાં ગયો.

એક વખતે ઈંદ્રે સભામાં કહ્યું કે 'કૃષ્ણ વાસુદેવ હમેશાં કોઇના પણ દોષને છોડીને માત્ર ગુણનુંજ કીર્ત્તન કરે છે અને કદિ પણ નીચ યુદ્ધ કરતા નથી.' ઈંદ્રનાં આવાં વચન પર શ્રદ્ધા નહી રાખનાર કોઈ દેવતા તેની પરીક્ષા કરવા માટે તત્કાળ દ્વારકામાં આવ્યો. એ વખત કૃષ્ણ રથમાં બેસીને સ્વેચ્છાએ ક્રીડા કરવા જતા હતા. ત્યાં માર્ગમાં તે દેવતાએ કૃષ્ણવર્ણી એક શ્વાનને મરેલો વિકુર્વ્યો. તેના શરીરમાંથી એવો દુર્ગંધ ફેલાતો હતો કે જેથી લોકો દૂરથીજ દુગંછા અને બાધા પામતા હતા. તેને જોઈ કૃષ્ણે કહ્યું કે 'અહો! આ કૃષ્ણવર્ણી શ્વાનના મુખમાં પાંડુવર્ણી દાંત કેવા અત્યંત શોભે છે?' આ પ્રમાણે એક પરીક્ષા જોઇને પછી પેલા દેવે ચોર થઇ કૃષ્ણના અશ્વરત્નને હરી લીધું. તેની પછવાડે કૃષ્ણના અનેક સૈનિકો દોડ્યા, તેમને પણ તેણે જીતી લીધા. એટલે કૃષ્ણ પોતે દોડી તેની નજીક જઇને બોલ્યા કે 'અરે ચોર! મારા અશ્વરત્નને કેમ હરે છે? છોડી દે, કેમકે હવે તું ક્યાં જઇશ?' દેવે કહ્યું, 'મને યુદ્ધમાં જીતીને અશ્વ લ્યો.' કૃષ્ણે કહ્યું કે 'ત્યારે તું રથમાં બેસ, કારણ કે હું રથી છું.' દેવે કહ્યું, 'મારે રથ કે હાથી વિગેરેની કાંઈ જરૂર નથી, મારી સાથે યુદ્ધ કરવું હોય તો બાહુયુદ્ધથી યુદ્ધ કરો.' કૃષ્ણે કહ્યું, 'જા અશ્વને લઇ જા, હું હાર્યો; કેમકે કદિ સર્વસ્વનો નાશ થાય તોપણ હું નીચ—અધમ યુદ્ધ[૧] કરવાનો નથી.' તે સાંભળી તે દેવ સંતુષ્ટ થયો. પછી તેણે ઈંદ્રે કરેલી પ્રશંસા વિગેરેનો વૃત્તાંત તેમને જણાવીને કહ્યું કે 'હે મહાભાગ! વરદાન માગો.' કૃષ્ણે કહ્યું, 'હમણાં મારી દ્વારકાપુરી રોગના ઉપસર્ગથી વ્યાપ્ત છે, તો તેની શાંતિને માટે કાંઇક આપો.' પછી દેવતાએ કૃષ્ણને એક ભેરી (નગારૂં) આપીને કહ્યું કે 'આ ભેરી છ માસે છ માસે તમારે નગરીમાં વગાડવી. આનો શબ્દ સાંભળવાથી પૂર્વના ઉત્પન્ન થયેલા સર્વ વ્યાધિ ને ઉપસર્ગો ક્ષય થશે અને છ માસ પર્યંત નવા વ્યાધિ વિગેરે ઉપસર્ગો થશે નહીં.' આ પ્રમાણે કહી તે દેવ સ્વસ્થાને ગયો.

---

૧ એના એક ચોર જેવા માણસ સાથે કૃષ્ણ જેવા વાસુદેવે બાહુયુદ્ધ કરવું તે અધમ યુદ્ધજ છે.

કૃષ્ણે દ્વારકામાં લઈ જઇને તે ભેરી વગાડી, જેથી નગરીમાં થયેલા સર્વ રોગની શાંતિ થઈ ગઈ એ ભેરીની ખ્યાતિ સાંભળીને કોઈ ધનાઢ્ય માણસ દાહજ્વરથી પીડાતો સતો દેશાંતરથી દ્વારકામાં આવ્યો. તેણે આવીને ભેરીના પાળકને કહ્યું, 'હે ભદ્ર! મારા ઉપકારને માટે એક લાખ દ્રવ્ય લઇને આ ભેરીનો પલ જેટલો કટકો મને આપ. એટલી મારી પર દયા કર.' ભેરીપાલ દ્રવ્યમાં લુબ્ધ થયો તેથી તેનો એક નાનો ખડ કાપીને તેને આપ્યો, અને ચંદનના ખંડથી તે ભેરીને સાંધી લીધી. તેવી રીતે એ દ્રવ્યલુબ્ધ માણસે બીજાઓને પણ તેના કટકા કાપી કાપીને આપ્યા, જેથી તે ભેરી મૂલથીજ (આખી) ચંદનના કટકાની કંથા જેવી થઈ ગઈ. ફરીને એક વખતે તેવો ઉપદ્રવ થતાં કૃષ્ણે તેને વગડાવી તો તેનો એક મશકની જેટલો નાદ થયો કે જે સભામાં પણ પૂરો સંભળાયો નહી. તેથી 'આ શું?' એમ કૃષ્ણે વિશ્વાસુ માણસોને પૂછયું એટલે તેઓએ ખાત્રી કરીને કહ્યુ કે 'તેના રક્ષકે આખી ભેરીને સાંધી સાંધીને કથા જેવી કરી છે.' તે વાત સાંભળીને કૃષ્ણે તેનાં રક્ષકને મરાવી નાખ્યો, અને પછી અઠ્ઠમ તપ કરી તેના જેવી બીજી ભેરી તે દેવ પાસેથી મેળવી. કેમકે "મહાન્ પુરૂષોને શું મુશ્કલ છે?"

પછી રોગની શાંતિને માટે કૃષ્ણે તે ભેરી વગડાવી, અને ધન્વંતરિ તથા વૈતરણિ નામના બે વૈદ્યોને પણ લોકોના વ્યાધિની ચિકિત્સા કરવાની આજ્ઞા આપી તેમાં વૈતરણિ વૈદ્ય ભવ્ય જીવ હતો, તે જેને જે ચિકિત્સા કરવા યોગ્ય હોય તે બતાવતો અને ઔષધ પણ તેને યોગ્ય આપતો અને ધન્વંતરિ પાપ ભરેલી ચિકિત્સા કરતો તેથી તેને જ્યારે સાધુઓ કહેતા કે, "આ ઔષધ અમારે વિહિત[1] નથી" ત્યારે તેઓને તે સામો જવાબ આપતો કે, 'હું સાધુને યોગ્ય આયુર્વેદ ભણ્યો નથી, માટે મારૂ વચન માનશો નહીં અને તે પ્રમાણે કરશો નહી.' આ પ્રમાણે તે બન્ને વૈદ્યો દ્વારકામાં વૈદું કરતા હતા. એક વખતે કૃષ્ણે નેમિ પ્રભુને પૂછયું કે, 'આ બે વૈદ્યોની શી ગતિ થશે?' ત્યારે પ્રભુ બોલ્યા કે, "ધન્વંતરિ વૈદ્ય સાતમી નરકના **અપ્રતિષ્ઠાન** નામના નરકાવાસામાં જશે, અને જે વૈતરણિ વૈદ્ય છે તે વિંધ્યાચલમાં એક યુવાન્ યૂથપતિ વાનર થશે. તે વનમા કોઈ સાર્થની સાથે સાધુઓ આવશે. તેઓમાંથી એક મુનિના ચરણમાં કાંટો ભાંગશે, જેથી ચાલવાને અશક્ત થશે. તેની સાથે બીજા મુનિઓ પણ ત્યાં અટકીને ઉભા રહેશે એટલે તેઓને તે મુનિ કહેશે કે 'તમે મને અહિં મુકીને જાઓ, નહીં તો સાર્થભ્રષ્ટ થવાથી સર્વ મૃત્યુ પામશો પછી તેના ચરણમાથી કંટક કાઢવાને અસમર્થ અને જેમનાં હૃદય દીન થયેલાં છે એવા તે મુનિઓ તે મુનિને એક છાયાદાર સ્થંડિલ (જમીન) ઉપર મૂકી ખેદયુક્ત ચિત્તે સાર્થ સાથે જશે. એવામાં પેલો યૂથપતિ વાનર અનેક વાનરો સાથે ત્યાં આવશે. એટલે તે મુનિને જોઇને આગળ ચાલનારા વાનરો કિલકિલારાવ કરી મૂકશે. તે નાદથી રોષ પામીને યૂથપતિ વાનર આગળ આવશે. ત્યાં તે મુનિને જોઇને તે વિચાર કરશે કે 'આવા મુનિને પૂર્વે મેં કોઈ વાર જોયેલા છે' એમ ઉહાપોહ કરતાં તેને જાતિસ્મ-

---

૧ કરવા યોગ્ય–ખાવા યોગ્ય

રણજ્ઞાન ઉત્પન્ન થશે, તેથી તે પોતાના પૂર્વ ભવના વૈદ્યપણાને સંભારશે. પછી પ્રાપ્ત થયેલા વૈદ્યકજ્ઞાનથી તે પર્વત ઉપરથી તે વાનર **વિશલ્યા** અને રોહિણી નામે બે ઔષધિઓ લાવશે. તેમાંથી વિશલ્યા ઔષધિને દાંતવતી પીષીને મુનિના ચરણ ઉપર મૂકશે, તેથી તેમનો ચરણ શલ્યરહિત થશે, પછી રોહિણી ઔષધિ મૂકવાથી તત્કાળ રૂઝાઈ જશે પછી 'હું પૂર્વે દ્વારકામાં વૈતરણી નામે વૈદ્ય હતો' એવા અક્ષર લખીને તે મુનિને બતાવશે. એટલે મુનિ તેનું ચરિત્ર સંભારીને તેને ધર્મ કહેશે તેથી તે કપિ ત્રણ દિવસનું અનશન કરી સહસ્રાર નામના આઠમા દેવલોકમાં જશે. ત્યાં ઉપજતાંજ અવધિજ્ઞાનવડે તે પોતાના કાયોત્સર્ગી વાનરશરીરને જોશે, અને તેની પાસે બેસીને નવકારમંત્ર સંભળાવતા મુનિને દેખશે. એટલે મુનિ ઉપર અતિ ભક્તિવાળો તે દેવતા ત્યાં આવી તે મુનિને નમીને કહેશે કે, 'હે સ્વામિન્ ! તમારા પ્રસાદથી મને આવી દેવ સંબંધી મહાઋદ્ધિ પ્રાપ્ત થઈ છે' પછી તે મુનિને સાર્થની સાથે ગયેલા બીજા મુનિઓની સાથે મેળવી દેશે. એટલે તે મુનિ તે કપિની કથા બીજા સાધુઓને કહેશે." ભગવંતે કહેલ આ પ્રમાણેનું કથન સાંભળી ધર્મ પર શ્રદ્ધા રાખતા હરિ પ્રભુને નમીને સ્વસ્થાને ગયા. પ્રભુએ પણ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

અન્યદા વર્ષાઋતુના આરંભમાં મેઘની જેમ જગતને તૃપ્ત કરનારા શ્રી નેમિનાથ પ્રભુ દ્વારકા સમીપે આવીને સમોસર્યા. કૃષ્ણે ભગવંત પાસે આવી સેવા કરતા સતા પ્રભુને પૂછ્યું, 'હે નાથ ! તમે અને બીજા સાધુઓ વર્ષાઋતુમાં કેમ વિહાર કરતા નથી?' પ્રભુ બોલ્યા–'વર્ષાઋતુમાં બધી પૃથ્વી વિવિધ જંતુઓથી વ્યાપ્ત થાય છે, તેથી જીવને અભય આપનારા સાધુઓ તે સમયમાં વિહાર કરતા નથી.' કૃષ્ણે કહ્યું કે, 'ત્યારે હું પણ પરિવાર સહિત વારંવાર ગમનાગમન કરીશ તો તેથી ઘણા જીવોનો ક્ષય થશે, માટે હું પણ વર્ષાકાળમાં રાજમંદિરની બહાર નીકળીશ નહી.' આવો અભિગ્રહ લઇને કૃષ્ણે ત્યાંથી જઈ પોતાના રાજમહેલમાં પ્રવેશ કર્યો, અને દ્વારપાળોને આજ્ઞા કરી કે, 'વર્ષાઋતુના ચાર માસ પર્યંત કોઇને પણ રાજમહેલમાં પ્રવેશ કરવા દેવો નહીં.'

દ્વારકા નગરીમાં **વીરો** નામે એક સાળવી વિષ્ણુનો અતિભક્ત હતો. તે કૃષ્ણનાં દર્શન અને તેમની પૂજા કરીનેજ ભોજન કરતો, નહીં તો જમતો નહીં. કૃષ્ણના પૂર્વોક્ત હુકમથી દ્વારપાળે વર્ષાકાળમાં તેને કૃષ્ણમંદિરમાં પ્રવેશ કરવા દીધો નહીં, તેથી તે દ્વારેજ બેસી રહીને કૃષ્ણને ઉદ્દેશીને પ્રતિદિન પૂજા કરતો, પરંતુ કૃષ્ણનાં દર્શન ન થવાથી તે ભોજન કરતો નહીં. એ પ્રમાણે જ્યારે વર્ષાકાળ વીતી ગયો અને કૃષ્ણ રાજમહેલની બહાર નીકળ્યા, તે વખતે સર્વ રાજાઓ અને એ વીરો સાળવી દ્વાર પાસે આવીને ઉભા હતા. તેમાં વીરા સાળવીને અત્યંત કૃશ થઇ ગયેલ જોઇને વાસુદેવે પૂછ્યું કે–'તું કેમ કૃશ થઈ ગયો છું?' એટલે દ્વારપાળોએ તેનું કૃશ થવાનું કારણ જે યથાર્થ હતું તે કહી જણાવ્યું. પછી કૃષ્ણે કૃપા કરીને તેને હમેશાં પોતાના મહેલમાં અસ્ખલિતપણે આવવા દેવાનો હુકમ આપ્યો

પછી કૃષ્ણ પરિવારસહિત શ્રી નેમિનાથને વાંદવા ગયા. ત્યાં ભગવંતે કહેલો યતિધર્મ સાંભળીને કૃષ્ણ બોલ્યા—'હે નાથ! હું યતિધર્મ પાળવાને સમર્થ નથી, પણ બીજાઓને દીક્ષા અપાવવાનો અને તેની અનુમોદના કરવાનો મારે નિયમ હો. જે કોઈ દીક્ષા લેશે તેને હું વારીશ નહી, પણ પુત્રની જેમ તેનો નિષ્ક્રમણોત્સવ કરીશ.' આવો અભિગ્રહ લઇને વિષ્ણુ સ્વસ્થાને ગયા. તેવામાં પોતાની વિવાહ કરવાને યોગ્ય કન્યાઓ નમવા માટે આવી. તેમને કૃષ્ણે કહ્યું કે 'હે પુત્રીઓ! તમે સ્વામિની થશો કે દાસી થશો?' તેઓ બોલી કે 'અમે સ્વામિની થઇશુ.' એટલે કૃષ્ણે કહ્યુ કે, 'હે પાપ વિનાની પુત્રીઓ! જો સ્વામિની થવુ હોય તો નેમિનાથની પાસે જઇને દીક્ષા લ્યો.' આ પ્રમાણે કહીને વિવાહને યોગ્ય તે કન્યાઓને કૃષ્ણે દીક્ષા અપાવી તેમજ જે જે કન્યાઓ વિવાહ યોગ્ય થાય તેને દીક્ષા અપાવવા લાગ્યા. અન્યદા એક રાણીએ પોતાની **કેતુમંજરી** નામની કન્યાને શિખવ્યુ કે 'વત્સે! જો તને તારા પિતા પૂછે તો તું નિ શંક થઇને કહેજે કે મારે દાસી થવુ છે, રાણી થવુ નથી'. અનુક્રમે જ્યારે તે વિવાહને યોગ્ય થઈ ત્યારે તેને તેની માતાએ તેના પિતા (કૃષ્ણ)ની પાસે મોકલી. તે ગઈ એટલે કૃષ્ણે પૂછયું કે 'દાસી થવુ છે કે રાણી?' એટલે જેમ માતાએ શિખવ્યું હતું તેમ તેણે કહ્યુ. તે સાંભળી કૃષ્ણ વિચારવા લાગ્યા કે 'જો બીજી પુત્રીઓ પણ આમ કહેશે, તો તે મારી પુત્રીઓ થયા છતાં ભવાટવીમાં ભમીને સર્વથા અપમાન પામ્યા કરશે તે કાંઈ ઠીક નહી થાય, માટે હવે બીજી પુત્રીઓ આવુ બોલે નહી તેવો ઉપાય કરૂ' આ પ્રમાણે ચિંતવી કૃષ્ણે પેલા વીર કુવિંદને કહ્યુ કે 'તે કાંઈ પણ ઉત્કૃષ્ટ પરાક્રમ કર્યું છે?' તેણે કહ્યુ કે 'મેં કાંઈ પણ ઉત્કૃષ્ટ પરાક્રમ કર્યુ નથી.' કૃષ્ણે કહ્યુ 'વિચારીને કહે, કાંઈ પણ કર્યું હશે.' ત્યારે વીરે વિચાર કરીને કહ્યુ કે 'પૂર્વે બદરીના વૃક્ષ ઉપર રહેલા એક કાકીડાને મેં પાષાણ મારીને પાડી નાંખ્યો હતો, અને પછી તે મરી ગયો હતો. એકવાર માર્ગે પૈંડાના ચીલામાં જળ વહેતું હતું તેને ડાબે પગે રોકી રાખ્યુ હતું. એકવાર એક ઘડાની અંદર માખીઓ પેસી ગઈ, પછી તે ઘડાનું મોઢું ડાબા હાથવડે બંધ કરીને ઘણીવાર સુધી ગણગણાટ કરતી તે માખીઓને મે પૂરી રાખી હતી.'

બીજે દિવસે કૃષ્ણ સભાસ્થાનમાં આવી સિંહાસન પર બેસીને રાજાઓની આગળ બોલ્યા કે 'હે રાજાઓ! વીર કુવિંદનુ ચરિત્ર પોતાના કુળને યોગ્ય નથી, અર્થાત્ અધિક પરાક્રમવાળું છે.' પછી કૃષ્ણને 'ઘણું જીવો' એમ બોલતા રાજાઓ તે સાંભળવાને સાવધાન થયા. એટલે કૃષ્ણે આ પ્રમાણે કહ્યુ કે, 'જેણે ભૂમિશસ્ત્રથી બદરીના વૃક્ષ પર રહેલા રાતી ફણાવાળા નાગને મારી નાખ્યો હતો તે આ વીર ખરેખર ક્ષત્રિય છે, ચક્રથી ખોદાયલી અને કલુષ જળને વહન કરતી ગંગા નદી જેણે પોતાના વામ ચરણથી ધરી રાખી તે આ **વીર** કુવિંદ ખરેખર ક્ષત્રિય છે, અને જેણે ઘટનગરમાં રહેનારી ઘોષ કરતી મોટી સેનાને એક વામ કરથી પૂરી રાખી તે આ **વીર** કુવિંદ ખરેખર ક્ષત્રિય છે. તેથી ખરેખર પુરૂષવ્રત ધારી આ **વીરક** મારો જમાતા થવાને યોગ્ય છે.' આ પ્રમાણે સભાજનોને

કહીને કૃષ્ણે તે વીરકને કહ્યુ 'તું આ **કેતુમંજરીને** ગ્રહણ કર.' વીરે તેમ કરવાને ઇચ્છ્યું નહી, એટલે કૃષ્ણે ભ્રકુટી ચડાવીને કહ્યું; જેથી તત્કાળ કેતુમંજરીને પરણીને તે પોતાને ઘેર લઈ ગયો. કેતુમંજરી તેને ઘેર શય્યાપર બેસી રહેવા લાગી અને બિચારો વીરક રાત દિવસ તેની આજ્ઞામા વર્તવા લાગ્યો. એક વખતે કૃષ્ણે વીરકને કહ્યુ કે 'કેતુમંજરી તારી આજ્ઞામાં વર્તે છે?' ત્યારે તે બોલ્યો કે—'હું તેની આજ્ઞામાં વર્તુ છું.' કૃષ્ણે કહ્યુ કે 'જો તારૂ બધું કામ તેની પાસે નહી કરાવે તો તને કારાગૃહમાં નાખીશ'. કૃષ્ણના આશયને જાણી લઈ વીર ઘેર આવ્યો અને તેણે કેતુમંજરીને કહ્યુ, 'અરે સ્ત્રી! તું કેમ બેસી રહે છે? વસ્ત્ર વણવાને માટે પાન તૈયાર કર' કેતુમંજરી ક્રોધ કરીને બોલી કે 'અરે કોળી! તું શુ મને નથી ઓળખતો?' તે સાંભળી વીરકે દોરડીવડે કેતુમંજરીને નિ શંક થઇને માર માર્યો, જેથી તે રોતી રોતી કૃષ્ણની પાસે ગઈ અને પોતાના પરાભવની વાર્તા કહી સંભળાવી. ત્યારે કૃષ્ણે કહ્યુ કે 'હે પુત્રી! તેં સ્વામીપણું છોડીને દાસીપણું માગી લીધુ છે. હવે હું શુ કરૂ?' તે બોલી—'પિતા! તો અદ્યાપિ પણ મને સ્વામીપણું આપો.' કૃષ્ણ બોલ્યા કે 'હવે તો તું વીરકને સ્વાધીન છે, મારે સ્વાધીન નથી.' પછી જ્યારે કેતુમંજરીએ અતિ આગ્રહથી કહ્યુ, ત્યારે કૃષ્ણે વીરકને સમજાવી કેતુમંજરીને રજા અપાવીને શ્રી નેમિ પ્રભુ પાસે તેને દીક્ષા લેવરાવી.

એક વખતે કૃષ્ણે બધા સાધુઓને દ્વાદશાવર્ત વંદના કરવા માંડી, એટલે બીજા રાજાઓ તો થોડા થોડા મુનિઓને વાંદવાથી નિર્વેદ પામીને બેસી ગયા, પણ કૃષ્ણના અનુવર્તનથી પેલા વીર વણકરે તો સર્વ સાધુઓને દ્વાદશાવર્ત વંદના કરી. પછી કૃષ્ણે પ્રભુને કહ્યુ કે 'સર્વે મુનિઓને દ્વાદશાવર્ત વંદના કરવાથી આજે મને જેટલો શ્રમ થયો છે તેટલો શ્રમ ત્રણસો ને સાઠ યુદ્ધો કરવામાં પણ મને થયો નહોતો.' એટલે સર્વજ્ઞ પ્રભુ બોલ્યા કે 'હે વાસુદેવ! તમે આજે ઘણું પુણ્ય, ક્ષાયિક સમકિત અને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું છે, વળી સાતમી નરકને યોગ્ય કર્મપુદ્ગળોને ખપાવીને ત્રીજા નરકને યોગ્ય આયુષ્ય તમે બાંધ્યું છે, જેને તમે આ ભવના પ્રાંત ભાગે નિકાચિત કરશો.' કૃષ્ણે કહ્યું—'હે ભગવન્! હવે ફરીવાર સર્વ મુનિને વંદના કરૂં કે જેથી પૂર્વની જેમ મારૂં નરકનું આયુષ્ય મૂળમાંથીજ ક્ષય થઈ જાય.' પ્રભુ બોલ્યા—'હે ધર્મશીલ! હવે જે વંદના કરો તે દ્રવ્યવંદના થશે, અને ફળ તો ભાવવંદનાથી મળે છે, અન્યથા મળતું નથી.' ત્યારે કૃષ્ણે પેલા **વીરા** વણકરે કરેલી મુનિવંદનાના ફળ વિષે પૂછ્યું, એટલે પ્રભુ બોલ્યા—'એને વંદના કરવાનું ફળ માત્ર તેના શરીરને ક્લેશ થયો તેજ થયુ છે, કારણ કે તેણે તો તારા અનુયાયીપણાથી ભાવ વિના વંદન કર્યુ છે.' પછી કૃષ્ણ ભગવંતને નમી તેમનાં વચનને વિચારતા સતા પરિવાર સહિત દ્વારકાપુરીમાં આવ્યા.

કૃષ્ણને ઢંઢણા નામની સ્ત્રીથી **ઢંઢણકુમાર** નામે પુત્ર થયો હતો. તે યુવાવસ્થા પામતાં ઘણી રાજકુમારીઓને પરણ્યો હતો. એકદા શ્રી નેમિનાથ પાસેથી ધર્મ સાંભળીને તેણે સંસારથી વિરક્ત થઇને દીક્ષા લીધી. તે વખતે કૃષ્ણે તેનો નિષ્ક્રમણોત્સવ કર્યો.

ઢંઢણકુમાર મુનિ પ્રભુ સાથે વિહાર કરવા લાગ્યા અને બધા સાધુઓને અનુમત થયા. એવી રીતે વર્તતા સતા તેને પૂર્વે બાંધેલ અંતરાયકર્મનો ઉદય થયો, જેથી તે જ્યાં જાય ત્યાં તેને આહારાદિ કાંઈ પણ મળે નહીં, એટલુજ નહીં પણ જે મુનિઓ તેની સાથે જાય તેમને પણ કાંઇ મળે નહીં. પછી સર્વ સાધુઓએ મળીને શ્રી નેમિનાથને પૂછ્યું કે 'હે સ્વામિન્ ત્રણ લોકના પતિ એવા જે આપ તેમના શિષ્ય અને કૃષ્ણ વાસુદેવના પુત્ર છતાં આ ઢંઢણ મુનિને મોટા ધનાઢ્ય, ધાર્મિક અને ઉદાર ગ્રહસ્થોવાળી આખી દ્વારકા નગરીમાં પણ કોઈ ઠેકાણેથી ભિક્ષા મળતી નથી તેનું શું કારણ?' પ્રભુ બોલ્યા—'પૂર્વે મગધ દેશમાં ધાન્યપૂરક નામના ગામને વિષે રાજાનો સેવક **પરાસર** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે તે ગામના લોકો પાસે રાજાનાં ક્ષેત્રોને વવરાવતો હતો, પરંતુ ભોજન વેળા થયા છતાં અને ભોજન આવી ગયા છતાં તે લોકોને તે ભોજન કરવા રજા આપતો નહી, પણ ભૂખ્યા તરસ્યા અને થાકેલા બળદોવડે તે ગામડીઆ લોકો પાસે હળ ખેડાવીને એક એક ચાસ કઢાવતો હતો. એ કાર્યથી તેણે અંતરાયકર્મ બાંધ્યુ છે, તેના ઉદયથી તેને ભિક્ષા મળતી નથી.' આ પ્રમાણે પ્રભુનાં વચન સાંભળીને ઢંઢણ મુનિને અત્યંત સંવેગ થયો, તેથી તેણે પ્રભુ પાસે અભિગ્રહ લીધો કે 'આજથી હું પરલબ્ધિવડે મળેલા આહારથી ભોજન કરીશ નહીં' આવી રીતે અલાભ પરીષહને સહન કરતાં ઢંઢણ મુનિએ પરલબ્ધિએ મળેલા આહારને ગ્રહણ નહી કરતા સતા આહાર વગર કેટલોક કાળ નિર્ગમન કર્યો. એક વખતે સભામાં બેઠેલા નેમિ પ્રભુને કૃષ્ણ-વાસુદેવે પૂછ્યું—'સ્વામિન્! આ સર્વ મુનિઓમાં દુષ્કર કાર્ય કરનાર કોણ છે?' પ્રભુ બોલ્યા—'સર્વે દુષ્કર કાર્ય કરનારા છે, પણ ઢંઢણ સર્વથી અધિક છે, કારણ કે તેણે અલાભ પરીષહને સહન કરતા સતા ઘણો કાળ નિર્ગમન કર્યો છે.' પછી કૃષ્ણ પ્રભુને નમી દ્વારકામાં જતા હતા, તેવામાં માર્ગમાં ઢંઢણ મુનિને ગોચરીએ જતાં જોયા, એટલે તત્કાળ હાથી ઉપરથી ઉતરીને અતિ ભક્તિથી તેણે તેમને નમસ્કાર કર્યો. તે વખતે કોઈ એક શ્રેષ્ઠી કૃષ્ણને નમતા જોઈ વિચારવા લાગ્યો કે 'આ મુનિને ધન્ય છે કે જેને કૃષ્ણ પણ આવી રીતે નમે છે' પછી ઢંઢણ મુનિ પણ ફરતા ફરતા તેજ શ્રેષ્ઠીને ઘેર ગયા એટલે તે શ્રેષ્ઠીએ તેમને બહુ માનથી મોદક વહોરાવ્યા ઢંઢણ મુનિએ આવીને સર્વજ્ઞ પ્રભુને નમસ્કાર કરી કહ્યું કે 'હે સ્વામિન્! આજે તો મને ભિક્ષા મળી છે, તેથી શુ મારૂ અંતરાયકર્મ ક્ષીણ થયુ છે?' પ્રભુ બોલ્યા—'તારૂં અંતરાયકર્મ હજુ ક્ષીણ થયું નથી, પણ કૃષ્ણ વાસુદેવની લબ્ધિથી તને આહાર મળ્યો છે. કૃષ્ણે તને વંદના કરી તે જોઇને તે શેઠે તને પ્રતિલાભિત કર્યો છે.' તે સાંભળી રાગાદિકથી રહિત એવા ઢંઢણ મુનિએ 'આ પરલબ્ધિનો આહાર છે' એવું ધારીને તે ભિક્ષા શુદ્ધ સ્થંડિલ ભૂમિમા પરઠવવા માંડી તે વખતે 'અહો! જીવોનાં પૂર્વોપાર્જિત કર્મોનો ક્ષય થવો બહુ મુશ્કેલ છે' એમ સ્થિરપણે ધ્યાન ધરતા તે મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ પછી નેમિ પ્રભુને પ્રદક્ષિણા કરીને ઢંઢણ મુનિ કેવળીની પર્ષદામાં બેઠા અને દેવતાઓ તેમને પૂજવા લાગ્યા

ભગવાન્ નેમિનાથ અનેક ગ્રામ, ખાણ અને નગર વિગેરેમાં વિહાર કરતા હતા અને ફરી ફરીને દ્વારકામાં આવીને સમોસરતા હતા. એક વખતે પ્રભુ ગિરનાર ઉપર રહ્યા હતા તેવામાં અકસ્માત્ વૃષ્ટિ થઈ. તે વખતે રથનેમિ આહારને માટે ભમીને પ્રભુ પાસે આવતા હતા. તે વૃષ્ટિના ઉપદ્રવથી કંટાળીને એક ગુફામાં પેઠા. તે અવસરે રાજીમતી સાધ્વી પણ પ્રભુને વાંદીને પાછા ફર્યા, તેમની સાથે બીજી સાધ્વીઓ હતી, પણ સર્વ વૃષ્ટિથી ભય પામી પામીને જૂદે જૂદે સ્થાનકે ચાલી ગઈ. દૈવયોગે રાજીમતીએ અજાણતાં પેલી ગુફા કે જેમાં રથનેમિ મુનિ પ્રથમ પેઠા હતા તેમાંજ પ્રવેશ કર્યો. અંધકારને લીધે પોતાની સમીપમાંજ રહેલા રથનેમિ મુનિને તેણે દીઠા નહીં, અને પોતાનાં ભીનાં થયેલાં વસ્ત્ર સુકવવાને માટે તેણે કાઢી નાખ્યાં. તેને વસ્ત્ર વિના જોઈ રથનેમિ કામાતુર થયા, તેથી બોલ્યા કે 'હે ભદ્રે! મેં પૂર્વે પણ તારી પ્રાર્થના કરી હતી, તો હમણાં તે ભોગનો અવસર છે.' સ્વર ઉપરથી રથનેમિને ઓળખીને તત્કાળ તેણીએ પોતાનું શરીર વસ્ત્રવડે ઢાંકી લીધું. પછી કહ્યું કે 'કદિ પણ કુલીન જનને આમ બોલવું ઘટે નહીં. વળી તમે સર્વજ્ઞના અનુજ બંધુ છો અને તેમનાજ શિષ્ય થયા છો, છતાં પણ હજુ તમારી ઉભય લોકને વિરોધ કરનારી આવી દુર્બુદ્ધિ કેમ છે? હું સર્વજ્ઞની શિષ્યા થઇને તમારી આ વાંછના પૂરીશ નહીં, પરંતુ આવી વાંછના માત્ર કરવાથી તમે ભવસાગરમાં પડશો. ચૈત્યદ્રવ્યનો નાશ, મુનિ અને સાધ્વીનું શીલભંગ, મુનિની હત્યા અને પ્રવચનની નિંદા એ બોધિવૃક્ષના મૂળમાં અગ્નિ જેવા છે વળી અગંધન કુળમાં ઉત્પન્ન થયેલા સર્પ પ્રજ્વલિત અગ્નિમાં પેસે છે, પણ વમન કરેલાને પાછુ ખાવા ઇચ્છતા નથી. અરે કામી! તારા મનુષ્યત્વને ધિક્કાર છે કે તું વમન કરેલાને પાછું ખાવાને ઇચ્છે છે. પણ આથી મરણ સારૂ છે. હું ભોજવૃષ્ણિના કુળમાં ઉત્પન્ન થયેલ પુત્રી છું અને તું અંધકવૃષ્ણિના કુળમાં ઉત્પન્ન થયેલ પુત્ર છે, આપણે કોઈ નીચ કુળમાં ઉત્પન્ન થયા નથી કે જેથી અંગીકાર કરેલા સંયમનો ભંગ કરીએ. જો તું સ્ત્રીને જોઇને કામાતુર થયો સતો તેની સ્પૃહા કરે છે, તો તું વાયુથી હણાયેલા વૃક્ષની જેમ અસ્થિર થઇશ.' આ પ્રમાણે રાજીમતીએ પ્રતિબોધિત કરેલા રથનેમિ વારંવાર પશ્ચાત્તાપ કરતા સતા સર્વ પ્રકારે ભોગની ઇચ્છા તજી દઇને તીવ્રપણે વ્રત પાળવા લાગ્યા, અને ત્યાંથી તરતજ પ્રભુની પાસે આવી પોતાનાં સર્વ દુશ્ચરિત્રની આલોચના કરીને વિશુદ્ધ બુદ્ધિવાળા રથનેમિ મુનિએ એક વર્ષ પર્યંત છદ્મસ્થપણામાં રહીને છેવટ કેવળજ્ઞાનને પ્રાપ્ત કર્યું.

ભવ્ય જનરૂપ કમળમાં સૂર્ય સમાન શ્રીનેમિનાથ પ્રભુ બીજે વિહાર કરીને પાછા ફરીવાર રૈવતગિરિ ઉપર સમોસર્યા. તે ખબર જાણી કૃષ્ણે **પાલક** અને **શાંબ** વિગેરે પુત્રોને કહ્યું કે 'જે સવારે વેલા ઉઠીને સૌથી પ્રથમ પ્રભુને વાંદશે તેને હું વાંછિત આપીશ.' તે સાંભળી શાંબકુમારે પ્રાતઃકાળે શય્યામાંથી ઉઠી ઘરમાંજ રહીને ભાવથી પ્રભુને વંદના કરી, અને પાલકે મોટી રાત્રિએ વહેલા ઉઠી મોટા અશ્વ ઉપર બેસી ઉતાવળા ગિરનાર પર જઈ અભવ્ય હોવાથી હૃદયમાં આક્રોશ કરતા સતા પ્રભુને વંદના કરી. પછી કૃષ્ણ પાસે આવીને તેણે

દર્પક નામના અશ્વની માગણી કરી. કૃષ્ણે કહ્યું કે 'શ્રીનેમિ પ્રભુ જેને પ્રથમ વંદના કરનાર કહેશે, તેને તે અશ્વ આપીશ.' કૃષ્ણે પ્રભુ પાસે જઇને પૂછ્યું કે 'સ્વામિન્! આપને પ્રથમ કોણે વંદના કરી છે?' પ્રભુ બોલ્યા—'પાલકે દ્રવ્યથી અને શાંબે ભાવથી પ્રથમ વંદના કરી છે.' કૃષ્ણે પૂછ્યું કે 'એ કેવી રીતે?' એટલે પ્રભુ બોલ્યા કે 'પાલક અભવ્ય છે અને જાંબવતીનો પુત્ર શાંબ ભવ્ય છે.' તે સાંભળી કૃષ્ણે કોપ કરીને એ ભાવરહિત પાલકને કાઢી મૂક્યો અને શાંબને માગ્યા પ્રમાણે તે ઉત્તમ અશ્વ આપ્યો અને મોટો મંડળિક રાજા કર્યો.

॥ इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरित्रे महाकाव्येऽष्टमे पर्वणि द्रौपदीप्रत्याहरणगजसुकुमालादिचरितवर्णनो नाम दशमः सर्गः ॥

## सर्ग ११ मो.

## દ્વારકાનો દાહ અને કૃષ્ણનું અવસાન.

એક વખતે દેશનાને અંતે વિનયવાન્ કૃષ્ણે નમસ્કાર કરી અંજલિ જોડીને શ્રી નેમિનાથ પ્રત્યે પૂછ્યું—'ભગવન્! આ દ્વારકા નગરીનો, યાદવોનો અને મારો શી રીતે નાશ થશે? તે કોઈ બીજા હેતુથી બીજાવડે થશે કે કાળના વશથી સ્વયમેવ થશે?' પ્રભુ બોલ્યા—'શૌર્યપુરની બહાર એક આશ્રમમાં **પરાસર** નામે કોઈ પવિત્ર તાપસ રહે છે. કોઈ વખત તેણે યમુના દ્વીપમાં જઇને કોઈ નીચ કુળની કન્યા સેવી, તેનાથી તેને દ્વૈપાયન નામે એક પુત્ર થયો છે. બ્રહ્મચર્યને પાળનાર અને ઇંદ્રિયોને દમન કરનાર તે દ્વૈપાયન ઋષિ યાદવોના સ્નેહથી દ્વારકાના સમિપ ભાગમાં રહેશે, તેને કોઈ વાર શાંબ વિગેરે યદુકુમારો મદિરાથી અંધ થઇને મારશે, તેથી ક્રોધાંધ થયેલો તે **દ્વૈપાયન** યાદવો સહિત દ્વારકાને બાળી નાખશે, અને તમારા ભાઇ **જરાકુમારથી** તમારો નાશ થશે.' પ્રભુનાં આવાં વચન સાંભળીને 'અરે આ જરાકુમાર આપણા કુળમાં અંગારા રૂપ છે' એમ સર્વ યાદવો હૃદયમાં ક્ષોભ પામીને તેને જોવા લાગ્યા. જરાકુમાર પણ તે સાંભળીને વિચારવા લાગ્યો કે 'શું હું વસુદેવનો પુત્ર થઇને ભાઇનો ઘાત કરનાર થાઉં? માટે પ્રભુનું વચન સર્વથા અન્યથા કરવાનો હું પ્રયત્ન કરૂં' આવો વિચાર કરી પ્રભુને નમીને તે ત્યાંથી ઉઠ્યો, અને બે ભાથાં તથા ધનુષ્યને ધારણ કરી કૃષ્ણની રક્ષા કરવાના વિચારથી (પોતાથી તેનો વિનાશ ન થાય તેટલા માટે) વનવાસને અંગીકાર કર્યો દ્વૈપાયન પણ જનશ્રુતિથી પ્રભુનાં વચન સાંભળી દ્વારકા અને યાદવોની રક્ષાને માટે વનવાસી થયો. કૃષ્ણ પણ પ્રભુને નમીને દ્વારકાપુરીમાં આવ્યા અને મદિરાના કારણથી અનર્થ થશે એમ ધારીને મદિરાપાન કરવાનો સર્વથા નિષેધ કર્યો કૃષ્ણની આજ્ઞાથી સમીપના પર્વત પર આવેલા **કદંબવનની** મધ્યમાં **કાદંબરી** નામે ગુફાની પાસે અનેક શિલાકુંડોની અંદર ઘરની ખાળના જળની જેમ દ્વારકાના લોકો પૂર્વે તૈયાર કરેલા બધી જાતના મદ્ય લાવી લાવીને નાખવા લાગ્યા

એ સમયે **સિદ્ધાર્થે** નામના સારથીએ શુભ ભાવ આવવાથી બળદેવને કહ્યું, 'આ દ્વારકા નગરીની અને યાદવકુળની આવી દશાને હું શી રીતે જોઇ શકીશ? માટે મને પ્રભુના ચરણને શરણે જવા દો કે જેથી હું ત્યાં જઇને હમણાંજ વ્રત ગ્રહણ કરૂં. હું જરા પણ કાળક્ષેપ સહન કરી શકું એમ નથી.' બળદેવ નેત્રમાં અશ્રુ લાવીને બોલ્યા–'હે અનઘ! હે ભ્રાત! તું તો યુક્ત કહે છે, પણ હું તને છોડવાને અસમર્થ છું, તથાપિ તને વિદાયગીરી આપું છું, પણ જો તું તપસ્યા કરીને દેવ થાય તો પછી જ્યારે મારે વિપત્તિનો સમય આવે ત્યારે તું ભ્રાતૃસ્નેહને સંભારીને મને પ્રતિબોધ આપજે.' બળભદ્રનાં આ પ્રમાણેનાં વચનો સાંભળીને 'બહુ સારૂં' એમ કહી સિદ્ધાર્થે પ્રભુની પાસે દીક્ષા લીધી, અને છ માસ સુધી તીવ્ર તપસ્યા કરીને સ્વર્ગે ગયો.

અહીં દ્વારકાના લોકોએ જે શિલાકુંડોમાં મદિરા નાખ્યો હતો, ત્યાં વિવિધ વૃક્ષોનાં સુગંધી પુષ્પોથી તે ઘણો સ્વાદિષ્ટ થઈ ગયો. એક વખતે વૈશાખ માસમાં શાંબકુમારનો કોઈ સેવક પુરૂષ ફરતો ફરતો ત્યાં આવ્યો, તેણે તૃષા લાગવાથી એ કુંડમાંથી મદિરા પીધો. તેના સ્વાદથી હર્ષ પામીને તે મદિરાની એક મસક ભરી લઇને શાંબકુમારને ઘેર આવ્યો અને તે મદિરાની શાંબકુમારને ભેટ કરી. તેને જોઇનેજ તે કૃષ્ણકુમાર અતિ હર્ષ પામ્યો. પછી તૃપ્તિ પર્યંત ખુબ તેનું પાન કરીને તે બોલ્યો કે 'આવો ઉત્તમ મદિરા તને ક્યાંથી મળ્યો?' તેણે તે સ્થાન બતાવ્યું. એટલે બીજે દિવસે શાંબ યાદવોના અનેક દુર્દાંત કુમારોને લઇને કાદંબરી ગુફા પાસે આવ્યો. કાદંબરી ગુફાના યોગથી વિવિધ જાતના સ્વાદિષ્ટ મદિરાને જોઇને–તૃષિત માણસ નદીને જોઇને જેમ હર્ષ પામે તેમ તે ઘણો હર્ષ પામ્યો. પછી ત્યાં પુષ્પવાળાં વૃક્ષોની વાટિકામાં બેસીને શાંબકુમારે પોતાના ભાઇઓ અને ભ્રાતૃપુત્રોની સાથે પાનગોષ્ટી રચી અને સેવકોની પાસે મંગાવી મંગાવીને તેઓ મદિરા પીવા લાગ્યા. લાંબે કાળે પ્રાપ્ત થયેલ, જીર્ણ થયેલ અને અનેક સુગંધી તેમજ સ્વાદુ દ્રવ્યોથી સંસ્કાર પામેલ તે મદિરાનું પાન કરતાં તેઓ તૃપ્તિ પામ્યા નહી. પછી ક્રીડા કરતા અને ચાલતા મદિરાપાનથી અંધ થયેલા તે કુમારોએ તેજ ગિરિનો આશ્રય કરીને રહેલા ધ્યાનસ્થ દ્વૈપાયન ઋષિને જોયા. તેને જોઇને શાંબકુમાર બોલ્યો કે–'આ તાપસ અમારી નગરીને અને અમારા કુળને હણી નાખનાર છે, માટે તેનેજ મારી નાખો કે જેથી તે મરાયા પછી બીજાને શી રીતે હણી શકશે?' આવાં શાંબકુમારનાં વચનથી તત્કાળ કોપ કરીને સર્વે યદુકુમારો ઢેખાલાથી, પાટુઓથી, લપડાકોથી અને મુષ્ટિઓથી તેને વારંવાર મારવા લાગ્યા. એ પ્રમાણે તેને પૃથ્વી પર પાડી નાખી મૃતપ્રાય કરીને તેઓ સર્વ દ્વારકામાં આવી પોતપોતાનાં ઘરમાં પેસી ગયા.

કૃષ્ણ પોતાનાં માણસો પાસેથી આ બધી ખબર સાંભળી ખેદયુક્ત થઇને વિચારવા લાગ્યા કે–'અહો! આ કુમારોએ કુળનો અંત કરે તેવું આ કેવું ઉન્મત્તપણું આચર્યું છે!' પછી કૃષ્ણ રામને લઇને દ્વૈપાયન ઋષિ પાસે આવ્યા. ત્યાં મોટા દૃષ્ટિવિષ સર્પની જેમ ક્રોધથી રાતા નેત્રવાળા થયેલા તે દ્વૈપાયનને દીઠા. પછી ઉન્મત્ત હાથીને મહાવત

શાંત કરે તેમ તે અતિ ભયંકર ત્રિદંડીને કૃષ્ણ આ પ્રમાણેનાં વચનોવડે શાંત કરવા લાગ્યા–ક્રોધ એ મહા મોટો શત્રુ છે કે જે કેવળ પ્રાણીને આ જન્મમાંજ દુઃખ આપતો નથી, પણ લાખો જન્મ સુધી દુઃખ આપ્યા કરે છે. હે મહર્ષિ! મદ્યપાનથી અંધ થયેલા મારા અજ્ઞાની પુત્રોએ જે તમારો મોટો અપરાધ કર્યો છે, તેમને ક્ષમા કરો; કેમકે આપના જેવા મહાશયને ક્રોધ કરવો યુક્ત નથી.' કૃષ્ણે આ પ્રમાણે ઘણું કહ્યું, તોપણ તે ત્રિદંડી શાંત થયો નહી, અને તે બોલ્યો કે 'હે કૃષ્ણ! તમારા સાંત્વનથી હવે સર્યું, કારણ કે જ્યારે તમારા પુત્રોએ મને માર્યો ત્યારે મે સર્વ લોકસહિત દ્વારકા નગરીને બાળી નાખવાનું નિયાણુ કરેલ છે. તેમાંથી તમારા બે વિના બીજા કોઇનો છુટકારો થશે નહીં ' આ પ્રમાણેનાં તેમનાં વચન સાંભળી રામે કૃષ્ણનો નિષેધ કરીને કહ્યુ કે 'હે બાંધવ! એ સંન્યાસીને વૃથા શામાટે મનાવો છો? જેઓનાં મુખ, ચરણ, નાસિકા અને હાથ વાંકા હોય; જેઓના હોઠ, દાંત અને નાસિકા સ્થૂળ હોય, જેઓની ઈંદ્રિયો વિલક્ષણ હોય અને જે હીન અંગવાળા હોય તેઓ કદિ પણ શાંતિ પામતા નથી. આ વિષે એને બીજું કહેવાનું પણ શુ છે? કારણ કે ભાવી વસ્તુનો નાશ કોઈ પણ રીતે થતો નથી અને સર્વજ્ઞનું વચન અન્યથા થતુ નથી.' પછી કૃષ્ણ સશોક વદને ઘેર આવ્યા અને દ્વારકામાં તે દ્વૈપાયનના નિયાણાની વાર્ત્તા પ્રગટ થઈ.

બીજે દિવસે કૃષ્ણે દ્વારકામાં આઘોષણા કરાવી કે "હવેથી સર્વ લોકોએ ધર્મમાં વિશેષ રીતે તત્પર રહેવુ" પછી સર્વ જનોએ તે પ્રમાણે આરંભ કર્યો, તેવામાં ભગવાન્ નેમિનાથ પણ રૈવતાચલ પર આવીને સમોસર્યા. તે ખબર સાંભળી કૃષ્ણ ત્યાં ગયા અને જગતની મોહરૂપી મહા નિદ્રાને દૂર કરવામાં રવિની કાંતિ જેવી ધર્મદેશના સાંભળવા લાગ્યા. તે ધર્મદેશના સાંભળીને પ્રદ્યુમ્ન, શાંબ, નિષેધ, ઉલ્મુક અને સારણ વિગેરે કેટલાએક કુમારોએ દીક્ષા લીધી. તેમજ રૂક્મિણી અને જાંબવતી વિગેરે ઘણી યાદવોની સ્ત્રીઓએ પણ સંસાર પર ઉદ્વેગ પામીને પ્રભુની પાસે દીક્ષા લીધી પછી કૃષ્ણના પૂછવાથી પ્રભુએ કહ્યુ કે 'દ્વૈપાયન આજથી બારમે વર્ષે દ્વારકાનું દહન કરશે.' તે સાંભળીને કૃષ્ણ ચિંતા કરવા લાગ્યા કે 'તે સમુદ્રવિજય વિગેરેને ધન્ય છે કે જેઓએ આગળથીજ દીક્ષા લીધી છે, અને હું કે જે રાજ્યમાં લુબ્ધ થઈ દીક્ષા લીધા વિના પડ્યો રહ્યો છુ, તેને ધિક્કાર છે.' કૃષ્ણનો આવો આશય જાણી પ્રભુ બોલ્યા કે–'કૃષ્ણ! કદિ પણ વાસુદેવ દીક્ષા લેતાજ નથી, કારણ કે તેઓને ચારિત્રધર્મની આડી નિયાણારૂપ અર્ગળા હોય છે. વળી તેઓ અવશ્ય અધોગામી (નારકી)જ થાય છે તમે પણ અહીંથી મૃત્યુ પામીને વાલુકાપ્રભા નામની ત્રીજી નરકમાં જશો.' તે સાંભળતાંજ કૃષ્ણ અતિ વિધુર થઈ ગયા, એટલે સર્વજ્ઞે ફરીથી કહ્યુ કે 'હે વાસુદેવ! તમે ખેદ કરો નહી, કેમકે તમે તે નરકમાંથી નીકળીને આ ભરતક્ષેત્રમાં તીર્થંકર થશો, અને આ બળભદ્ર અહીંથી મૃત્યુ પામીને બ્રહ્મ દેવલોકમાં જશે, ત્યાંથી ચ્યવીને પાછા મનુષ્ય થશે, પાછા દેવતા થશે, ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં ઉત્સર્પિણી કાળમાં રાજા થશે, અને તમારાજ તીર્થમાં તે મોક્ષને પામશે.'

આ પ્રમાણે કહી પ્રભુએ ત્યાંથી બીજે વિહાર કર્યો. વાસુદેવ પણ તેમને નમીને દ્વારકામાં આવ્યા. પછી કૃષ્ણે પાછી આઘોષણા કરાવી એટલે સર્વ લોકો વિશેષે ધર્મનિષ્ઠ થયા.

દ્વૈપાયન મૃત્યુ પામીને અગ્નિકુમાર નિકાયમાં દેવપણે ઉત્પન્ન થયો. પૂર્વનું વૈર સંભારીને તે તત્કાળ દ્વારકામાં આવ્યો. ત્યાં સર્વ લોકો ચતુર્થ, છઠ, અઠમ વિગેરે તપમાં તત્પર અને દેવપૂજામાં આસક્ત તેના જોવામાં આવ્યા. તેથી ધર્મના પ્રભાવથી તે કાંઈ પણ ઉપસર્ગ કરવાને અશક્ત થયો. તેથી તેમનાં છિદ્ર જોતો જોતો તે અગ્યાર વર્ષ સુધી સ્થિતિ કરીને રહ્યો. જ્યારે બારમું વર્ષ આવ્યું ત્યારે લોકોએ વિચાર્યું કે 'આપણા તપથી દ્વૈપાયન ભ્રષ્ટ થઈ નાશી ગયો અને આપણે જીવતા રહ્યા, માટે હવે આપણે સ્વેચ્છાએ રમીએ. પછી મદ્યપાન કરતા અને અભક્ષ્ય ખાતા તેઓ સ્વેચ્છાએ ક્રીડા કરવામાં પ્રવર્ત્યા. તે વખતે છિદ્રને જોનારા દ્વૈપાયનને અવકાશ મળ્યો, એટલે તેની કટુ દૃષ્ટિથી તત્કાળ કલ્પાંત કાળની જેવા અને યમરાજના દ્વાર જેવા વિવિધ ઉત્પાતો દ્વારકામાં ઉત્પન્ન થયા. આકાશમાં ઉલ્કાપાતના નિર્ઘાત થવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી, ગ્રહોમાંથી ધૂમકેતુને વિડંબના પમાડે તેવા ધૂમ્ર છુટવા લાગ્યા, અંગારાની વૃષ્ટિ થવા લાગી, સૂર્યમંડળમાં છિદ્ર જોવામાં આવ્યુ, સૂર્ય ચંદ્રનાં અકસ્માત્ ગ્રહણો થવા લાગ્યાં, મહેલોમાં રહેલી લેપ્યમય પુતળીઓ અટ્ટહાસ કરવા લાગી, ચિત્રમાં આળેખેલા દેવતાઓ ભ્રગુટી ચઢાવીને હસવા લાગ્યા અને નગરીમાં પણ હિંસક જનાવરો વિચરવા લાગ્યાં. એ વખતે તે દ્વૈપાયન દેવ પણ અનેક શાકિની, ભૂત અને વેતાલ વિગેરેથી પરવર્યો સતો નગરીમાં ભમવા લાગ્યો. નગરજનો સ્વપ્નમાં રક્ત વસ્ત્ર અને રક્ત વિલેપનવાળા, કાદવમાં મગ્ન થયેલા અને દક્ષિણાભિમુખ ખેંચાતા પોતાના આત્માને જોવા લાગ્યા. રામ અને કૃષ્ણનાં હળ અને ચક્ર વિગેરે આયુધ રત્નો નાશ પામી ગયાં. પછી દ્વૈપાયને સંવર્ત્ત વાયુ વિકુર્વ્યો. તે વાયુએ કાષ્ઠ અને તૃણ વિગેરે સર્વ તરફથી લાવી લાવીને નગરીમાં નાખ્યાં અને જે લોકો ચારે દિશાઓમાં નાસવા માંડ્યા તેઓને પણ પાછા નગરીમાં લાવી લાવીને નાખ્યા. વળી તે પવને આઠે દિશાઓમાંથી વૃક્ષોને ઉન્મૂલન કરી લાવીને સમગ્ર દ્વારકા નગરીને કાષ્ઠવડે પૂરી દીધી, અને સાઠ કુલકોટી બહાર રહેનારા અને બોંતેર કુળકોટી દ્વારકામાં રહેનારા એમ સર્વ યાદવોને દ્વારકામાં એકઠા કરીને એ દ્વૈપાયન અસુરે અગ્નિ પ્રકટ કર્યો. એ અગ્નિ પ્રલયકાળના અગ્નિની જેમ પોતાના ઘાટા ધુમાડાથી બધા વિશ્વમાં અંધકાર કરતો સતો ધગ્ ધગ્ શબ્દ કરતો પ્રજ્વળિત થયો. બાળકથી તે વૃદ્ધ સુધીના બધા લોકો જાણે બેડીવડે કેદ કરેલા હોય તેમ એક પગલુ પણ ત્યાંથી ચાલવાને સમર્થ થયા નહીં, સર્વે પિંડાકારપણે એકઠા થઈ રહ્યા. તે વખતે રામે અને કૃષ્ણે વસુદેવ, દેવકી અને રોહિણીને અગ્નિમાંથી બહાર કાઢવાને માટે રથમાં બેસાર્યા. પણ વાદી જેમ સર્પને સ્તંભિત કરે તેમ દેવતાએ સ્તંભિત કરેલા અશ્વો અને વૃષભો ત્યાંથી જરા પણ ચાલી શક્યા નહીં. પછી રામ કૃષ્ણ ઘોડા અને વૃષભને છોડી દઈને પોતેજ તે રથને ખેંચવા લાગ્યા, એટલે તે રથની ધરી તડ્ તડ્ શબ્દ કરતી લાકડાના કકડાની જેમ ભાંગી પડી,

તથાપિ તેઓ હે રામ! હે કૃષ્ણ! અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો, એમ દીનપણે પોકાર કરતા માતા પિતાને બચાવવા માટે અતિ સામર્થ્યથી તે રથને માંડ માંડ નગરના દરવાજા પાસે લાવ્યા, એટલામાં તેનાં બંને કમાડ બંધ થઈ ગયાં. રામે પગની પાનીના પ્રહારથી તે બંને કમાડને લીલામાત્રમાં ભાંગી નાખ્યાં, તથાપિ જાણે પૃથ્વીએ ગ્રસ્ત કર્યો હોય તેમ જમીનમાં ખુંચી ગયેલો રથ બહાર નીકળી શક્યો નહી. તે વખતે દ્વૈપાયન દેવે આવીને કહ્યું કે "અરે રામ કૃષ્ણ! તમને આ શો મોહ થયો છે? મે તમને પૂર્વે કહ્યું હતું કે–તમારા વિના બીજા કોઇનો અગ્નિમાંથી મોક્ષ થવો નથી, કારણ કે મે તેને માટે મારૂં મહા તપ વેચી દીધુ છે. અર્થાત્ નિયાણાવડે નિષ્ફળ કરી નાખ્યુ છે." તે સાંભળીને તેમનાં માતા પિતા બોલ્યાં–'હે વત્સો! હવે તમે ચાલ્યા જાઓ, તમે બે જીવતા રહેશો તો બધા યાદવો જીવતાજ છે, માટે હવે વધારે પુરૂષાર્થ કરો નહી; તમે તો અમને બચાવવા માટે ઘણુ કર્યું; પરંતુ ભવિતવ્યતા બળવાન્ અને દુર્લંઘ્ય છે. અમે અભાગીઆઓએ પ્રભુની પાસે દીક્ષા લીધી નહીં, તો હવે અત્યારે અમે અમારા કર્મનું ફળ ભોગવશુ.' તેમણે આ પ્રમાણે કહ્યુ તોપણ જ્યારે રામ કૃષ્ણ તેમને મૂકીને ગયા નહી, ત્યારે વસુદેવ, દેવકી અને રોહિણીએ કહ્યુ કે 'અત્યારથી અમારે ત્રિજગદ્‍ગુરૂ શ્રી નેમિનાથનુંજ શરણ છે, અમે ચતુર્વિધ આહારનાં પચ્ચખ્ખાણ કરીએ છીએ, અને શરણેચ્છુ એવા અમે અર્હંત, સિદ્ધ, સાધુ અને અર્હંત કથિત ધર્મનું શરણ અંગીકાર કરીએ છીએ. અમે કોઇના નથી અને કોઈ અમારૂં નથી.' આ પ્રમાણે આરાધના કરીને તેઓ નવકાર મંત્રના ધ્યાનમાં તત્પર થયા, એટલે દ્વૈપાયને તેમની ઉપર અગ્નિના મેઘની જેમ અગ્નિ વર્ષાવ્યો, જેથી તે ત્રણે તત્કાળ મૃત્યુ પામીને સ્વર્ગે ગયા. પછી રામ અને કૃષ્ણ નગરીની બહાર નીકળી જીર્ણોદ્યાનમાં ગયા, અને ત્યાં ઉભા રહીને બળતી દ્વારકાપુરીને જોવા લાગ્યા.

દ્વારકાની અંદર અગ્નિવડે બળવાથી માણેકની દીવાલો પાષાણના ખંડની જેમ ચૂર્ણ થતી હતી, ગોશીર્ષચંદનના સ્તંભ પલાલની જેમ ભસ્મ થતા હતા, કીલ્લાના કાંગરાઓ તડ તડ શબ્દ કરતા તુટી પડતા હતા, અને ઘરોનાં તળીયાં ફટ્ ફટ્ શબ્દ કરતાં ફુટતાં હતાં. સમુદ્રમાં જળની જેમ અગ્નિની જ્વાળાઓમાં જરા પણ અંતર હતું નહીં. પ્રલય કાળમાં જેમ સર્વત્ર એકાર્ણવ થઈ જાય તેમ સર્વ નગરી એકાનળ રૂપ થઈ ગઈ હતી. અગ્નિ પોતાની જ્વાળારૂપ કરથી નાચતો હતો, પોતાના શબ્દોથી ગર્જના કરતો હતો, અને વિસ્તાર પામતા ધુમાડાના મિષથી નગરજનરૂપ માછલાંની ઉપર જાણે જાળ પાથરતો હોય તેવો દેખાતો હતો. આ પ્રમાણેની દ્વારકાની સ્થિતિને જોઇને કૃષ્ણે બળભદ્રને કહ્યુ, 'નપુંસક જેવા મને ધિક્કાર છે કે હું તટસ્થ રહીને આ મારી નગરીને બળતી જોઉ છુ! આર્ય બંધુ! જેમ આ નગરીની રક્ષા કરવાને હું સમર્થ નથી, તેમ તેને જોવાને પણ હું ઉત્સાહ રાખતો નથી. માટે કહો, હવે આપણે ક્યાં જઇશું? કેમકે સર્વત્ર આપણા વિરોધી રાજાઓ છે.' બલભદ્ર બોલ્યા–'ભાઈ! આ વખતે આપણા ખરા સગા, સંબંધી, બાંધવ કે મિત્ર પાંડવોજ છે, માટે તેમને ઘેર જઇએ.' કૃષ્ણે કહ્યુ, 'આર્ય! મે પ્રથમ તેમને દેશનિકાલ કર્યા

હતા, તો એ અપકારની લજ્જાએ આપણે ત્યાં શી રીતે જશું?' રામ બોલ્યા–'સત્પુરૂષો પોતાનાં હૃદયમાં ઉપકારનેજ ધારણ કરે છે, તેઓ નઠારા સ્વપ્નની જેમ કદિ પણ અપકારને તો સંભારતાજ નથી. હે ભ્રાતા! આપણે અનેકવાર સત્કાર કરેલા એવા પાંડવો કૃતજ્ઞ હોવાથી આપણી પૂજા કરશે, તેના સંબંધમાં બીજો વિચાર લાવશોજ નહીં.' આ પ્રમાણે રામે કહ્યું એટલે કૃષ્ણ પાંડવની **પાંડુમથુરા** નગરીને ઉદ્દેશીને નૈઋત દિશા તરફ ચાલ્યા.

અહીં દ્વારકા નગરી બળતી હતી, તે વખતે રામનો પુત્ર **કુબ્જવારક** કે જે ચરમ શરીરી હતો, તે મહેલના અગ્ર ભાગ ઉપર ચડી ઉંચા હાથ કરીને આ પ્રમાણે બોલ્યો કે 'આ વખતે હું શ્રી નેમિનાથનો વ્રતધારી શિષ્ય છું. મને પ્રભુએ ચરમશરીરી અને મોક્ષગામી કહ્યો છે. જો અર્હંતની આજ્ઞા પ્રમાણ હોય તો હું અગ્નિથી કેમ બળું!' આવી રીતે તે બોલ્યો એટલે જૃંભક દેવતાઓ તેને ત્યાંથી ઉપાડીને પ્રભુની પાસે લઈ ગયા. તે વખતે શ્રી નેમિ પ્રભુ પાંડવના દેશમાં સમોસર્યા હતા, ત્યાં જઇને તે મહામનવાળા કુબ્જવારકે દીક્ષા લીધી. જે રામ કૃષ્ણની સ્ત્રીઓએ પૂર્વે દીક્ષા લીધી નહોતી, તેઓ શ્રી નેમિનાથને સંભારતી સતી અનશન કરીને અગ્નિના ઉપદ્રવવડેજ મૃત્યુ પામી ગઈ. એ અગ્નિમાં સાઠ કુળકોટી અને બોંતેર કુળકોટી યાદવો બળીને ભસ્મ થઈ ગયા. છ માસ સુધી દ્વારકા નગરી બળ્યા કરી. પછી તેને સમુદ્રે જળવડે પ્લાવિત કરી નાખી.

અહીં માર્ગે ચાલતાં કૃષ્ણ હસ્તિકલ્પ નામના નગર પાસે આવ્યા. એટલે તેમને ક્ષુધાની પીડા ઉત્પન્ન થઈ. તેથી તેમણે તે વાત બળભદ્રને જણાવી બળભદ્ર બોલ્યા–'હે બાંધવ! હું તમારે માટે ભોજન લેવા સારૂ આ નગરમાં જાઉં છું, પરંતુ તમે અહીં પ્રમાદરહિત રહેજો, અને કદિ જો મને નગરમાં કાંઈ પણ કષ્ટ ઉત્પન્ન થશે તો હું સિંહનાદ કરીશ, એટલે તમે તે સાંભળીને તરત ત્યાં આવજો.' આ પ્રમાણે કહીને રામ નગરમાં પેઠા. તે વખતે નગરજનો તેમને જોઇને 'આ દેવાકૃતિ પુરૂષ કોણ છે?' એમ આશ્ચર્ય પામતા સતા નિરખવા લાગ્યા. વિચાર કરતાં તેઓના સમજવામાં આવ્યું કે 'દ્વારકા અગ્નિથી બળી ગઈ છે, તેથી તેમાંથી નીકળીને આ બળભદ્ર અહીં આવ્યા જણાય છે.' પછી બળભદ્રે કંદોઇની દુકાને જઈ આંગળીમાંથી મુદ્રિકા (વીંટી) આપીને વિવિધ ભોજન લીધું, અને કલાલની દુકાનેથી કડું આપીને મદિરા લીધી. તે લઇને બળદેવ જેવા નગરના દરવાજા તરફ ચાલ્યા, તેવાજ રાજાના ચોકીદારો તેમને જોઈ વિસ્મય પામીને તે વાત જણાવવા માટે ત્યાંના રાજાની પાસે આવ્યા. તે નગરમાં ધૃતરાષ્ટ્રનો પુત્ર **અચ્છદંત** રાજ્ય કરતો હતો, પૂર્વે પાંડવોએ કૃષ્ણનો આશ્રય લઇને જ્યારે સર્વ કૌરવોનો વિનાશ કર્યો ત્યારે માત્ર તેને અવશેષ રાખ્યો હતો. રક્ષકોએ આવીને તે રાજાને કહ્યું કે 'કોઈ બળદેવના જેવો પુરૂષ ચોરની જેમ મહા મૂલ્યવાળું કડું અને મુદ્રિકા આપીને તેના બદલામાં આપણા નગરમાંથી મદ્ય અને ભોજન લઇને નગર બહાર જાય છે. તે બળભદ્ર હો કે કોઈ ચોર હો, પણ અમે આપને જાહેર કરીએ છીએ, તેથી હવે પછી અમારો કાંઈ અપરાધ નથી' આ પ્રમાણેના ખબર સાંભળી

અચ્છદંત સૈન્ય લઇને બળદેવને મારવા માટે તેની સમીપે આવ્યો અને નગરના દરવાજા બંધ કરાવી દીધા. તત્કાળ બળદેવ ભક્તપાન બાજુ પર તજી દઈ, હાથીનો આલાનસ્તંભ ઉમેલી, સિંહનાદ કરીને શત્રુના સૈન્યને મારવા લાગ્યા. સિંહનાદ સાંભળીને કૃષ્ણ ત્યાં આવવા દોડ્યા. દરવાજા બંધ જોઈ પગની પાનીના પ્રહારથી તેનાં કમાડને ભાંગી નાખીને સમુદ્રમાં વડવાનળ પેસે તેમ તે નગરમાં પેઠા. કૃષ્ણે તે દરવાજાનીજ ભૂગળ લઈ શત્રુના તમામ સૈનિકોને મારી નાખ્યા. પછી વશ થઈ ગયેલા રાજા અચ્છદંતને તેણે કહ્યું કે 'અરે મૂર્ખ! હજુ અમારી ભુજાનું બળ ક્યાંઈ ગયુ નથી. તે જાણતાં છતાં પણ આ શુ કર્યું? માટે જા, હવે નિશ્ચળ થઇને તારા રાજને ભોગવ. તારા આ અપરાધથી અમે તને છોડી મૂકીએ છીએ.' આ પ્રમાણે કહી નગરની બહાર આવીને તેઓએ ઉદ્યાનમાં બેસી ભોજન કર્યું, પછી ત્યાંથી દક્ષિણ દિશા તરફ ચાલીને કૌશાંબી નગરીના વનમાં આવ્યા.

તે વખતે મદ્યપાનથી, લવણ સહિત ભોજન કરવાથી, ગ્રીષ્મ ઋતુના યોગથી, શ્રમથી, શોકથી અને પુણ્યના ક્ષયથી કૃષ્ણને ઘણી તૃષા લાગી, તેથી તેમણે બળરામને કહ્યું કે 'ભાઈ! અતિ તૃષાથી મારૂં તાળવું સુકાય છે, જેથી આ વૃક્ષની છાયાવાળા વનમાં પણ હું ચાલવાને શક્તિવાન્ નથી.' બળભદ્રે કહ્યુ, 'ભ્રાતા! હું ઉતાવળે જળને માટે જાઉં છું, માટે તમે અહીં આ વૃક્ષની નીચે વિશ્રાંત અને પ્રમાદરહિત થઈ ક્ષણવાર બેસો' આ પ્રમાણે કહીને બળભદ્ર ગયા એટલે કૃષ્ણ એક પગ બીજા જાનુ ઉપર ચઢાવી પીળું વસ્ત્ર ઓઢીને કોઈ માર્ગના વૃક્ષની નીચે સુતા અને ક્ષણમાં નિદ્રાવશ પણ થઇ ગયા. રામે જતાં જતાં પણ કહ્યુ કે 'હે પ્રાણવલ્લભ બંધુ! જ્યાંસુધીમાં હું પાછો આવું, ત્યાંસુધીમાં ક્ષણવાર પણ તમે પ્રમાદી થશો નહીં.' પછી ઉંચું મુખ કરીને બળદેવ બોલ્યા કે—'હે વન-દેવીઓ! આ મારા અનુજ બંધુ તમારે શરણે છે, માટે એ વિશ્વવત્સલ પુરૂષની રક્ષા કરજો.' આ પ્રમાણે કહીને રામ જળ લેવા ગયા, એટલામાં હાથમાં ધનુષ્યને રાખતો, વ્યાઘ્રચર્મના વસ્ત્રને ધારણ કરતો અને લાંબી દાઢીવાળો શીકારી થયેલો જરાકુમાર ત્યાં આવ્યો. શીકારને માટે ભમતાં ભમતાં જરાકુમારે કૃષ્ણને એ પ્રમાણે સુતેલા જોયા કે જેથી તેણે મૃગની બુદ્ધિથી તેના ચરણતળમાં તીક્ષ્ણ બાણ માર્યું બાણ વાગતાંજ કૃષ્ણ વેગથી બેઠા થઇને બોલ્યા કે 'અરે મને નિરપરાધીને છળ કરીને કહ્યા વિના ચરણતળમાં કોણે બાણ માર્યું? પૂર્વે ક્યારે પણ જ્ઞાતિ અને નામ કહ્યા વગર કોઇએ મને પ્રહાર કર્યો નથી, માટે જે હોય તે પોતાનું ગોત્ર અને નામ કહો' આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળીને જરાકુમારે વૃક્ષની ઘટામાં રહીને કહ્યું કે "હરિવંશરૂપી સાગરમાં ચંદ્ર જેવા દશમા દશાર્હ વસુદેવની સ્ત્રી જરાદેવીના ઉદરથી જન્મેલો જરાકુમાર નામે હું પુત્ર છુ. રામ કૃષ્ણનો અગ્રજ બંધુ છું, અને શ્રીનેમિનાથનાં વચન સાંભળીને કૃષ્ણની રક્ષા કરવાને (મારાથી તેનો વધ ન થાય તે માટે) હું અહી આ વનમાં આવ્યો છુ. અહી રહેતાં મને બાર વર્ષ થઈ ગયાં છે, પણ આજ સુધી મેં અહીં કોઈ મનુષ્યને જોયું નથી, માટે આમ બોલનારા તમે કોણ છો તે કહો." કૃષ્ણ બોલ્યા—'અરે પુરૂષવ્યાઘ્ર બંધુ! અહી આવ, હું તારો બંધુ કૃષ્ણજ

છું કે જેને માટે તું વનવાસી થયો છે. હે બાંધવ! દિગ્મોહથી ઘણા દૂર માર્ગને ઉલ્લંઘન કરનાર પાંથની જેમ તારો બાર વર્ષનો પ્રયાસ વૃથા થયો છે.' તે સાંભળી 'શું આ કૃષ્ણ છે?' એમ બોલતો જરાકુમાર તેમની નજીક આવ્યો અને કૃષ્ણને જોઇને તત્કાળ મૂર્છા પામ્યો. પછી માંડમાંડ સંજ્ઞા પામીને જરાકુમારે કરૂણ સ્વરે રૂદન કરતાં પૂછયું, 'અરે ભ્રાત! આ શું થયુ! તમે અહીં ક્યાંથી? શું દ્વારિકા દહન થઈ? શું યાદવોનો ક્ષય થયો? અરે આ તમારી અવસ્થા જોતાં નેમિનાથની બધી વાણી સત્ય થઈ હોય તેમ લાગે છે.' પછી કૃષ્ણે બધો વૃત્તાંત કહ્યો, એટલે જરાકુમારે રૂદન કરતાં કરતાં કહ્યું કે—'અરે ભાઈ! મેં આ શત્રુને યોગ્ય એવું કાર્ય કર્યું છે, કનિષ્ઠ,[1] દુર્દશામાં મગ્ન અને ભ્રાતૃવત્સલ એવા તમને મારવાથી મને નરકભૂમિમાં પણ સ્થાન મળવા સંભવ નથી. તમારી રક્ષા કરવોને મેં વનવાસ કર્યો, પણ મને આવી ખબર નહીં કે વિધિએ આગળથીજ મને તમારા કાળ-રૂપે કલ્પેલો છે! હે પૃથ્વિ! તું વિવર આપ કે જેથી હું આ શરીરેજ નરકભૂમિમાં જાઉં, કારણ કે સર્વ દુઃખથી અધિક એવું ભ્રાતૃહત્યાનું દુઃખ આવી પડતાં હવે અહીં રહેવું તે મને નરકથી પણ અધિક દુઃખદાયી છે. મેં આવું અકાર્ય કર્યું તો શું હવે હું વસુદેવનો પુત્ર કે તમારો ભ્રાતા કે મનુષ્ય પણ થઈ શકું? તે વખતે સર્વજ્ઞનું વચન સાંભળીને હું મરી કેમ ગયો નહી? કારણ કે તમે વિદ્યમાન છતાં હું એક સાધારણ માણસ કદિ મરી જાત તો તેથી શી ન્યૂનતા થઇ જાત!' કૃષ્ણ બોલ્યા—'હે ભાઈ! હવે શોક કરો નહીં, વૃથા શોક કરવાથી સર્યું! કારણ કે તમારાથી કે મારાથી ભવિતવ્યતાનું ઉલ્લંઘન થઈ શકતું નથી, તમે યાદવોમાં માત્ર એકજ અવશેષ છો, માટે ચિરકાળ જીવો અને અહીંથી સત્વર ચાલ્યા જાઓ, કેમકે રામ અહીં આવી પહોંચશે તો તે મારા વધના ક્રોધથી તમને મારી નાખશે. આ મારૂં કૌસ્તુભ રત્ન એંધાણી તરીકે લઈને તમે પાંડવોની પાસે જાઓ. તેમને આ સત્ય વૃત્તાંત કહેજો, તેઓ જરૂર તમને સહાયકારી થશે. તમારે અહીંથી અવળે પગલે ચાલવુ જેથી રામ તમારાં પગલાંને અનુસરીને આવે તોપણ તમને સદ્ય એકઠા થઈ શકે નહીં, મારાં વચનથી સર્વ પાંડવોને અને બીજાઓને પણ ખમાવજો, કારણ કે પૂર્વે મારા ઐશ્વર્યના સમયમાં મેં તેઓને દેશપાર કરીને ક્લેશ પમાડેલા છે.' આવી રીતે કૃષ્ણે વારંવાર કહ્યું, તેથી તે જરા-કુમાર કૃષ્ણના ચરણમાંથી પોતાનું બાણ ખેંચી કાઢી કૌસ્તુભ રત્ન લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

જરાકુમારના ગયા પછી કૃષ્ણ ચરણની વેદનાથી પીડિત થયા સતા ઉત્તરાભિ-મુખે રહી અંજલિ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે—'અર્હંત ભગવંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સાધુઓને મન વચન કાયાથી મારો નમસ્કાર છે. વળી જેણે અમારા જેવા પાપીઓનો ત્યાગ કરીને આ પૃથ્વી પર ધર્મતીર્થ પ્રવર્તાવ્યું, તેવા ભગવંત શ્રીઅ-રિષ્ટનેમિ પરમેષ્ઠીને મારો નમસ્કાર છે.' આ પ્રમાણે કહી તૃણના સંથારા પર સુઈ જાનુ ઉપર ચરણ મૂકી અને વસ્ત્ર ઓઢીને કૃષ્ણ ચિંતવવા લાગ્યા કે 'ભગવાન્ શ્રીનેમિનાથ, વર-

1 નાના ભાઈ.

દત્ત વિગેરે ગણધરો, પ્રદ્યુમ્ન પ્રમુખ કુમારો અને રૂક્મિણી વિગેરે મારી સ્ત્રીઓને ધન્ય છે કે જેઓ સતત સંસારવાસના કારણરૂપ ગૃહવાસને છોડી દઈ દીક્ષા લઇને ચાલી નીકળ્યા અને આ સંસારમાંજ વિડંબના પામનારા એવા મને ધિક્કાર છે !' આ પ્રમાણે શુભ ભાવના ભાવતાં ભાવતાં કૃષ્ણનું અંગ સર્વ તરફથી ભગ્ન થવા લાગ્યું અને યમરાજના સહોદર જેવો પ્રબળ વાયુ કોપ પામ્યો, તેથી તૃષ્ણા, શોક અને ઘાતકારી વાયુએ પીડેલા કૃષ્ણનો વિવેક સર્વથા ભ્રષ્ટ થઈ ગયો, જેથી તત્કાળ તે આ પ્રમાણે માઠી વિચારણા કરવા લાગ્યા કે 'મને જન્મથી કોઈ પણ મનુષ્ય કે દેવતાઓ પણ પરાભવ કરી શકયા નહોતા, તેને દ્વૈપાયને કેવી માઠી દશાને પમાડ્યો ! આટલુ છતાં પણ જો હું તેને દેખું તો અત્યારે પણ ઉઠીને તેનો અંત લાવું. મારી પાસે તે કોણ માત્ર છે અને તેનું રક્ષણ કરવાને પણ કોણ સમર્થ છે.' આ પ્રમાણે ક્ષણ માત્ર રૌદ્રધ્યાન ધ્યાતા સતા એક સહસ્ર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામીને કૃષ્ણ નિકાચિત કર્મથી ઉપાર્જન કરેલી ત્રીજી નરકે ગયા. કૃષ્ણ વાસુદેવે સોળ વર્ષ કુમારપણામાં, છપ્પન વર્ષ મંડલિકપણામાં અને નવસો ને અઠચાવીશ વર્ષ અર્ધચક્રીપણામાં—એમ સર્વ મળીને એક હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्येऽष्टमे पर्वणि द्वारिकादाह-कृष्णावसानकीर्त्तनो नाम एकादशः सर्गः ॥ ११ ॥

## सर्ग १२ मो.

## બળદેવનું સ્વર્ગગમન અને શ્રી નેમિનાથનું નિર્વાણ.

અહીં રામ માર્ગે અપશુકનો થવાથી સ્ખલિત થતાં થતાં કમળના પત્રપુટમાં જળ લઇને સત્વર કૃષ્ણની પાસે આવ્યા. તે વખતે 'આ સુખે સુઈ ગયા છે' એવું ધારી ક્ષણવાર તેઓ બેસી રહ્યા. એટલામાં તો કૃષ્ણવર્ણી મક્ષિકાઓને ત્યાં બણબણતી જોઇને તેમણે મુખ ઉપરથી વસ્ત્ર ખેંચી લીધું, એટલે પોતાના પ્રિય બંધુને મૃત્યુ પામેલા જોઇને છેદેલા વૃક્ષની જેમ રામ મૂર્છા ખાઈ પૃથ્વી પર પડ્યા. પછી કોઈ પ્રકારે સંજ્ઞા પામીને તેમણે મોટા સિંહનાદ કર્યો કે જેથી શીકારી પ્રાણીઓ પણ ત્રાસ પામી ગયાં અને બધું વન કંપાયમાન થયુ. પછી તેઓ બોલ્યા કે 'જે પાપીએ સુખે સુતેલા મારા આ વિશ્વવીર બંધુને મારી નાખ્યા છે તે પોતાના આત્માને જણાવો, અને જો તે ખરેખરો બળવાન્ હોય તો મારી સમક્ષ થાઓ, પણ ખરો બળવાન્ તો સુતેલ, પ્રમાદી, બાળક, મુનિ અને સ્ત્રીને કેમ પ્રહાર કરે ?' આ પ્રમાણે ઉંચે શબ્દે આક્રોશ કરતા રામ તે વનમાં ભમવા લાગ્યા, પણ કોઈ મનુષ્ય ન જણાવાથી પાછા કૃષ્ણની પાસે આવી આલિંગન કરીને રૂદન કરવા લાગ્યા કે—"હે ભ્રાત ! હા પૃથ્વીમાં અદ્વિતીય વીર ! હા મારા ઉત્સંગમાં લાલિત થયેલા ! હા કનિષ્ઠ છતાં પણ ગુણવડે જ્યેષ્ઠ ! અને હા વિશ્વશ્રેષ્ઠ ! તમે ક્યાં છો ?

અરે વાસુદેવ! તમે પ્રથમ કહેતા હતા કે 'તમારા વિના હું રહી શકતો નથી' અને આ વખતે તો સામો ઉત્તર પણ આપતા નથી, તો તે પ્રીતિ ક્યાં ગઈ? તમને કાંઈ રોષ થયો હોય અને તેથી રીસાણા હો તેમ લાગે છે, પણ મારો કાંઈ પણ અપરાધ મને યાદ આવતો નથી. અથવા શું મને જળ લાવતાં વિલંબ થયો તે તમને રોષ થવાનું કારણ છે? હે ભ્રાતા! તે કારણથી તમે રોષ કર્યો હોય તો તે ઘટિત છે, તથાપિ હમણાં તો બેઠા થાઓ, કેમકે સૂર્ય અસ્ત પામે છે, તેથી આ સમય મહાત્માઓને સુવાનો નથી." આ પ્રમાણે પ્રલાપ કરતાં કરતાં રામે તે રાત્રિ નિર્ગમન કરી. પાછા પ્રાતઃકાળે કહેવા લાગ્યા કે 'ભાઈ! બેઠા થાઓ, બેઠા થાઓ,' એમ વારંવાર કહેતાં છતાં પણ જ્યારે કૃષ્ણ બેઠા થયા નહીં ત્યારે રામ સ્નેહથી મોહિત થઈ તેને સ્કંધ ઉપર ચઢાવીને ગિરિ વન વિગેરેમાં ભમવા લાગ્યા. એ પ્રમાણે સ્નેહથી મોહિત થયા સતા કૃષ્ણની મૃત કાયાને પ્રતિદિન પુષ્પાદિકથી અર્ચન પૂજન કરતાં સતાં બળરામે છ માસ નિર્ગમન કર્યા.

તેવી રીતે અટન કરતાં કરતાં અનુક્રમે વર્ષાકાળ આવ્યો, એટલે પેલો સિદ્ધાર્થ જે દેવ થયો હતો, તેણે અવધિજ્ઞાનથી જાણ્યું કે 'મારો ભ્રાતૃવત્સલ ભાઈ બળરામ કૃષ્ણના મૃત શરીરને વહન કરીને ભમે છે, માટે હું ત્યાં જઇને તેને બોધ આપું, કેમકે તેણે પૂર્વે મારી પાસેથી માગી લીધુ છે કે, જ્યારે મને વિપત્તિ આવે ત્યારે તું દેવ થાય તો આવીને મને બોધ કરજે.' આ પ્રમાણે વિચાર કરીને તેણે પર્વત ઉપરથી ઉતરતો એક પાષાણમય રથ વિકુર્વ્યો, અને પોતે કૌટુંબિક બનીને વિષમ એવા પર્વત ઉપરથી ઉતરતા તે રથને ભાંગી નાખ્યો. પછી પોતે તેને સાંધવાની મહેનત કરવા લાગ્યો. તેને પાષાણનો રથ સાંધતો જોઈ બળભદ્ર બોલ્યા–'અરે મૂર્ખ! વિષમ ગિરિ ઉપરથી ઉતરતા જેના ખંડેખંડ થઈ ગયા છે એવા આ પાષાણના રથને સાંધવાને કેમ ઇચ્છે છે?' તે દેવે કહ્યું, 'હજારો યુદ્ધમાં નહીં હણાયલો પુરૂષ યુદ્ધ વિના મરી જાય, અને તે જો પાછો જીવે તો આ મારો રથ પણ પાછો સજ્જ થાય.' પછી તે દેવે આગળ જઇને પાષાણ ઉપર કમળ રોપવા માંડ્યાં. બળદેવે પૂછ્યું કે 'શુ પાષાણભૂમિ ઉપર કમળવન ઉગે?' દેવતાએ કહ્યું, 'જો આ તમારો અનુજ બંધુ પાછો જીવશે તો આ કમળ પણ પાષાણ ઉપર ઉગશે.' વળી તેની આગળ જઇને તે દેવ એક બળી ગયેલા વૃક્ષને જળવડે સિંચવા લાગ્યો. તે જોઈ બળદેવે કહ્યું કે 'શું દગ્ધ થયેલું વૃક્ષ પાણી સિંચવાથી પણ ફરીવાર ઉગે?' ત્યારે દેવે પ્રત્યુત્તર આપ્યો કે 'જો તમારા સ્કંધ ઉપર રહેલું આ શબ જીવશે તો આ વૃક્ષ પણ પુન ઉગશે.' વળી તે દેવે આગળના ભાગમાં ગોવાળ થઈ ગાયોનાં શબનાં મુખમાં જીવતી ગાયની જેમ નવીન દૂર્વા નાખવા લાગ્યો. તે જોઈ બળદેવે કહ્યું કે 'અરે મૂઢ હૃદયવાળા! આ અસ્થિ-પ્રાય થયેલી ગાયો શું તારી આપેલી દૂર્વાને ક્યારે પણ ચરશે?' દેવ બોલ્યો કે 'જો આ તમારો અનુજ બંધુ જીવશે તો આ મૃત ગાયો દૂર્વાને ચરશે.' તે સાંભળી રામે વિચાર્યું કે 'શું આ મારો અનુજ બંધુ ખરેખર મૃત્યુ પામેલ હશે કે જેથી આ જૂદા જૂદા માણસો એક સરખોજ જવાબ આપે છે?' બળદેવનો વિચાર આ પ્રમાણે સુધરેલો જાણીને તત્કાળ

તે દેવતાએ સિદ્ધાર્થનું રૂપ કર્યું અને બળરામની આગળ આવીને કહ્યું કે 'હું તમારો સારથિ સિદ્ધાર્થ છું, અને દીક્ષા લઈ મૃત્યુ પામીને દેવપણાને પ્રાપ્ત થયો છું. તમે પૂર્વે મારી પાસે માગણી કરી હતી, તેથી તમને બોધ આપવાને માટે હું અહીં આવ્યો છું. નેમિ પ્રભુએ કહ્યુ હતું કે 'જરાકુમારથી કૃષ્ણનું મૃત્યુ થશે,' તે પ્રમાણેજ થયુ છે, કેમકે સર્વજ્ઞનું ભાષિત કદિ પણ અન્યથા થતું નથી, અને પોતાનું કૌસ્તુભ રત્ન નિશાની તરીકે આપીને કૃષ્ણે જરાકુમારને પાંડવોની પાસે મોકલ્યો છે." બળદેવ બોલ્યા–'હે સિદ્ધાર્થ ! તમે અહી આવીને મને બોધ કર્યો તે બહુ સારૂં કર્યું, પણ આ ભ્રાતાના મૃત્યુ-દુઃખથી પીડિત થયેલો હું હવે શુ કરૂં તે કહો.' સિદ્ધાર્થ બોલ્યો, 'શ્રી નેમિનાથ પ્રભુના વિવેકી ભ્રાતા એવા જે તમે, તેને હવે દીક્ષા વિના બીજું કાંઈ પણ કરવું ઘટિત નથી.' 'બહુ સારૂં' એમ કહી બળદેવે તે દેવતાની સાથે સિંધુ ને સમુદ્રના સંગમને સ્થાનકે આવી કૃષ્ણના શરીરનો સંસ્કાર કર્યો તે વખતે બળરામને દીક્ષા લેવાની ઇચ્છાવાળા જાણીને મહા કૃપાળુ શ્રીનેમિનાથે એક વિદ્યાધર મુનિને સત્વર ત્યાં મોકલ્યા. રામે તેમની પાસે દીક્ષા દીધી. પછી તુંગિકા શિખર ઉપર જઇને તીવ્ર તપ કરવા લાગ્યા. ત્યાં સિદ્ધાર્થ દેવ તેમનો રક્ષક થઇને રહ્યો.

એક વખતે બળરામ મુનિ માસખમણના પારણાને માટે કોઈ નગરમાં પેઠા, ત્યાં કોઈ સ્ત્રી બાળકને લઇને કુવાને કાંઠે ઉભી હતી, તે રામનું અતિશય રૂપ જોઇને તેને જોવામાંજ વ્યગ્ર થઈ ગઈ. તેથી વ્યગ્ર ચિત્તવાળી તેણીએ ઘડાને બાંધવાનું દોરડું ઘડાને બદલે પેલા બાળકના કંઠમાં બાંધ્યું. પછી જેવામાં તે બાળકને કુવામાં નાખવા માંડ્યો, તેવામાં બળરામે તે જોયુ, તેથી વિચાર્યું કે 'આવા અનર્થકારી મારા રૂપને ધિક્કાર છે! હવેથી હું કોઈ પણ ગામ કે નગર વિગેરેમાં પેસીશ નહી. માત્ર વનમાં કાષ્ઠાદિકને લેવા આવનાર લોકો પાસેથીજ જે ભિક્ષા મળશે તેથી પારણું કરીશ.' આ પ્રમાણે નિર્ધાર કરી તે સ્ત્રીને નિવારીને બળદેવ મુનિ તરત વનમાં ચાલ્યા ગયા. ત્યાં રહીને માસિક પ્રમુખ દુસ્તપ તપ આચર્યો, અને તૃણ કાષ્ઠાદિકને વહન કરનારા લોકો પાસેથી પ્રાસુક ભાત પાણી વોહોરીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા.

એક વખતે કાષ્ઠાદિકને લઈ જનારા તે લોકોએ પોતપોતાના રાજા પાસે જઇને કહ્યું કે 'કોઈ દેવરૂપી પુરૂષ આ વનમાં તપ કરે છે.' તે સાંભળી તે રાજાઓને શંકા થઈ કે શુ અમારા રાજ્યની ઇચ્છાથી તે આવુ તપ કરે છે કે શુ કોઈ મંત્ર સાધે છે? માટે ચાલો, આપણે સર્વે ત્યાં જઇને તેને મારી નાખીએ. આવું વિચારી તેઓ એક સાથે સર્વાભિસારે[1] રામ મુનિ સમીપે જવા ચાલ્યા તેમને આવતા જોઈ ત્યાં રહેલા સિદ્ધાર્થ દેવે જગતને પણ ભયંકર એવા અનેક સિંહો વિકુર્વ્યા. તેથી રાજાઓ આશ્ચર્ય સાથે ભય પામી બળરામ મુનિને નમીને પોતાને સ્થાનકે ગયા. ત્યારથી બળભદ્ર **'નરસિંહ'** એવા નામે પ્રખ્યાત થયા. વનમાં તપસ્યા કરતા એવા બળભદ્ર મુનિની ધર્મદેશનાથી પ્રતિબોધ

---

૧ સર્વ પ્રકારની યુદ્ધ સામગ્રી સહિત.

પામીને ઘણા સિંહ વ્યાઘ્રાદિક પ્રાણીઓ શાંતિને પામી ગયા. તેમાંથી કેટલાક શ્રાવક થયા, કેટલાક ભદ્રિકભાવી થયા, કેટલાક કાયોત્સર્ગ કરવા લાગ્યા અને કેટલાકે અનશન અંગીકાર કર્યું. તેઓ માંસાહારથી તદ્દન નિવૃત્ત થઇને તિર્યંચરૂપ ધારી રામ મુનિના શિષ્ય હોય તેમ તેમના પારિપાર્શ્વક થયા. તેમાં પૂર્વ ભવનો સંબંધી એક મૃગ જાતિસ્મરણ પામીને અતિ સંવેગવાળો થઇને તેમનો સદાનો સહચર થયો. રામ મુનિને નિરંતર ઉપાસના કરનારો તે મૃગ વનમાં ભમતો અને કાષ્ઠાદિકને લેવા આવનારાઓની શોધ કરતો, તેઓને શોધ્યા પછી તે રામ મુનિની પાસે આવતો ત્યાં રામ મુનિને ધ્યાન ધરતા જોતો એટલે તે તેમના ચરણમાં મસ્તક નમાવી નમાવીને 'ભિક્ષા આપનાર અહીં છે' એમ જણાવતો. રામ મુનિ તેના આગ્રહથી તરતજ ધ્યાન મૂકીને તે હરિણને આગળ કરી તેની સાથે ભિક્ષા માગવા નીકળતા. અન્યદા કેટલાક રથકારો ઉત્તમ કાષ્ઠો લેવાને માટે તે વનમાં આવ્યા, તેઓએ ઘણાં સરળ વૃક્ષો છેદ્યાં. તેમને જોઇને તે મૃગલે સદ્ય રામ મુનિને જણાવ્યુ, એટલે તેના આગ્રહથી તે મહા મુનિ ધ્યાનમાંથી જાગ્રત થયા, અને તે રથકારો ભોજન કરવા બેઠા હતા તે વખતે તે મુનિ તે મૃગને આગળ કરીને માસ-ખમણના પારણાને માટે ભિક્ષા લેવા સારૂ ત્યાં ગયા. તે રથકારોનો જે અગ્રેસર હતો તે બળદેવ મુનિને જોઇને ઘણો હર્ષ પામ્યો અને વિચારવા લાગ્યો કે 'અહો! આ અરણ્યમાં સાક્ષાત્ કલ્પવૃક્ષ જેવા આ કોઈ મુનિ છે, અહો, કેવું એમનું રૂપ! કેવું તેજ! અને કેવી મહાન્ શમતા! આ મુનિરૂપ અતિથિ મળવાથી હું તો કૃતાર્થ થયો.' આ પ્રમાણે ચિંતવીને તે રથકાર પાંચે અંગે ભૂમિનો સ્પર્શ કરી (પંચાંગ પ્રણામ કરી) તેમને ભાતપાણી આપવા આવ્યો.

તે વખતે બળરામ મુનિએ વિચાર્યું કે 'કોઈ આ શુદ્ધ બુદ્ધિવાળો શ્રાવક છે, તેથીજ જે કાર્યવડે સ્વર્ગનું ફળ ઉપાર્જન થઈ શકે એવી આ ભિક્ષા મને આપવાને ઉદ્યુક્ત થયો છે, તેથી જો હું આ ભિક્ષા નહીં લઉ તો એની સદ્ગતિમાં મેં અંતરાય કરેલો ગણાશે, માટે હું આ ભિક્ષા ગ્રહણ કરૂં.' આ પ્રમાણે વિચારી કરૂણાના ક્ષીરસાગર એવા તે મુનિ જો કે પોતાના શરીરમાં પણ નિરપેક્ષ હતા, તોપણ તેમણે તેની પાસેથી ભિક્ષા ગ્રહણ કરી. પેલો મૃગ મુનિને અને વનને છેદનારા રથકારને જોઇને મુખ ઉચું કરી નેત્રમાં અશ્રુ લાવીને ચિંતવવા લાગ્યો કે 'અહો તપના તો એક આશ્રયભૂત અને શરીરને વિષે પણ નિઃસ્પૃહ એવા આ મહામુનિ ખરેખરા કૃપાનિધિ છે કે જેમણે આ રથકારની ઉપર અનુગ્રહ કર્યો, અને અહો! આ વનને છેદનાર રથકારને પણ ધન્ય છે કે જેણે આ ભગવંત મહામુનિને અન્નપાનથી પ્રતિલાભિત કરીને પોતાના મનુષ્યજન્મનું મહાફળ પ્રાપ્ત કર્યું. માત્ર હુંજ એક મંદભાગી છુ કે જે એવો મહાતપ કરવાને કે આવા મુનિને પ્રતિલાભિત કરવાને સમર્થ નથી, તેથી તિર્યંચપણાથી દૂષિત એવા મને ધિક્કાર છે!'

આવી રીતે તે ત્રણે જણ જેવામાં ધર્મધ્યાનમાં તત્પર થઇને રહ્યા હતા, તેવામાં તેઓ જે વૃક્ષ નીચે ઉભા હતા તે વૃક્ષનો અર્ધ ભાગ છેદેલો હોવાથી મોટા પવનથી

બાકીનો ભાગ ભાંગી જઇને તે વૃક્ષ તેમના ઉપર પડ્યું. તે પડવાથી તે ત્રણે તત્કાળ મૃત્યુ પામ્યા અને બ્રહ્મ દેવલોકને વિષે પદ્મોત્તર નામના વિમાનમાં ત્રણે દેવતા થયા.

રામ સો વર્ષ સુધી દીક્ષાપર્યાય પાળીને સ્વર્ગે ગયા. ત્યાં ઉત્પન્ન થતાંજ અવધિજ્ઞાનવડે જોવાથી ત્રીજા નરકમાં રહેલા કૃષ્ણને તેમણે દીઠા, તેથી ભ્રાતૃસ્નેહથી મોહિત એવા બળરામ દેવ વૈક્રિય શરીર કરી કૃષ્ણની પાસે આવ્યા, અને કૃષ્ણને આલિંગન કરીને બોલ્યા કે 'હે ભાઈ! હું તમારો ભાઈ રામ છુ, અને તમારી રક્ષા કરવા માટે બ્રહ્મ દેવલોકથી અહીં આવ્યો છું, માટે કહો, તમારી પ્રીતિને માટે શું કરૂં?' આ પ્રમાણે કહીને તેણે કરવડે કૃષ્ણને ઉપાડ્યા, એટલે તે પારાની જેમ વિશીર્ણ થઈ જઇને પૃથ્વી પર પડ્યા અને પાછા મળી ગયા. પછી કૃષ્ણે પ્રથમ આલિંગનથીજ જાણેલા અને પછી પોતાનું નામ કહેવાથી ને ઉદ્ધાર કરવાથી બરાબર ઓળખેલા એવા રામને ઉઠીને સંભ્રમથી નમસ્કાર કર્યો. બળરામ બોલ્યા કે 'હે ભ્રાતા! શ્રી નેમિનાથે પૂર્વે કહ્યુ હતું કે વિષયસુખ અંતે દુઃખનેજ આપનાર છે, તે તમારા સંબંધમાં હમણાં પ્રત્યક્ષ થયું છે. હે હરિ! કર્મથી નિયંત્રિત થયેલા એવા તમને સ્વર્ગમાં લઈ જવાને તો હું સમર્થ નથી, તેથી તમારા મનની પ્રીતિને માટે હું તમારી પાસે રહેવા ઇચ્છું છું.' કૃષ્ણે કહ્યુ કે "હે ભ્રાતા! તમારા અહીં રહેવાથી પણ મને શું લાભ થવાનો છે? કેમકે તમે છતાં મારે તો નરકનું આયુષ્ય જેટલું બાંધ્યુ છે તેટલું ભોગવવુંજ પડશે, માટે આપને અહીં રહેવાની જરૂર નથી. મને નરકમાં ઉપજવાની પીડા કરતાં મારી આવી અવસ્થા જોઇને જે શત્રુઓને હર્ષ અને સુહૃદોને ગ્લાનિ થઈ છે તેજ વધારે દુઃખ આપે છે; માટે હે ભાઈ! તમે ભરતક્ષેત્રમાં જાઓ અને ત્યાં ચક્ર, શાર્ઙ્ગ ધનુષ્ય, શંખ અને ગદાને ધરનાર, પીતાંબર ધારણ કરનાર અને ગરૂડના ચિહ્નવાળા મને વિમાનમાં બેઠેલા બતાવો, અને મારી સાથેજ નીલાંબરને ધરનારા, તાલ વૃક્ષના ચિહ્નવાળા અને હળ તથા મુશળને હથિયાર તરીકે રાખનારા એવા તમને પણ સ્થાને સ્થાને બતાવો, જેથી 'અદ્યાપિ પણ રામ કૃષ્ણ અવિનશ્વરપણે સ્વેચ્છાએ વિહાર કરતા સતા વિદ્યમાન છે' એવી લોકોમાં ઘોષણા ફેલાય, અને પૂર્વે થયેલા આપણા તિરસ્કારને બાધ થાય." આ પ્રમાણેના કૃષ્ણના કથનને સ્વીકારીને રામે ભરતક્ષેત્રમાં આવી, તેના કહ્યા પ્રમાણેનાં બંને રૂપ સર્વે ઠેકાણે બતાવ્યાં અને ઉંચે સ્વરે ઉદ્ઘોષણા કરી કે 'હે લોકો! તમે અમારી શોભીતી પ્રતિમા કરીને ઉત્કૃષ્ટ દેવતાની બુદ્ધિએ આદરપૂર્વક તેની પૂજા કરો. અમેજ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કરનારા છીએ. અમે દેવલોકમાંથી અહીં આવીએ છીએ અને સ્વેચ્છાથી પાછા દેવલોકમાં જઇએ છીએ. અમેજ દ્વારકા રચી હતી અને સ્વર્ગમાં જવાની ઇચ્છાથી પાછી અમેજ સંહરી લીધી છે. અમારા સિવાય બીજો કોઈ કર્તા હર્તા નથી, અમેજ સ્વર્ગલોકના આપનારા છીએ' આ પ્રમાણેની તેમની વાણીથી સર્વે લોકો શહેરે શહેરમાં અને ગામે ગામમાં રામ કૃષ્ણની પ્રતિમા કરીને પૂજવા લાગ્યા. બળરામ દેવતા જેઓ તેમની પ્રતિમાની પૂજા કરે તેમને મોટો ઉદય આપવા લાગ્યા, તેથી સર્વે લોકો તેના વિશેષ પ્રકારે ભક્ત થયા. આ પ્રમાણે

રામે પોતાના ભાઈ કૃષ્ણનાં વચન પ્રમાણે આખા ભરતક્ષેત્રમાં પોતાની કીર્ત્તિ અને પૂજા ફેલાવી. પછી તે નાના ભાઇના દુઃખે કચવાતા મને બ્રહ્મ દેવલોકમાં ગયા.

અહીં જરાકુમાર પાંડવોની પાસે આવ્યો, અને કૃષ્ણનું કૌસ્તુભ રત્ન આપીને દ્વારકા નગરીના દાહ વિગેરે સર્વ વાર્ત્તા કહી સંભળાવી. તેઓ તે વાત સાંભળીને સદ્ય શોકમગ્ન થઈ ગયા, અને સહોદર બંધુની જેમ તેઓએ એક વર્ષ સુધી કૃષ્ણની પ્રેતક્રિયા કરી. પછી તેઓને દીક્ષા લેવાની ઇચ્છાવાળા જાણીને શ્રી નેમિનાથે ચતુર્જ્ઞાની એવા ધર્મઘોષ નામના મુનિને પાંચસો મુનિઓની સાથે ત્યાં મોકલ્યા. તેમના આવવાથી જરાકુમારને રાજ્ય ઉપર બેસારી દ્રૌપદી સહિત તે મુનિની પાસે દીક્ષા લીધી, અને તેમણે અભિગ્રહ સહિત તપ આરંભ્યું. ભીમે એવો અભિગ્રહ કર્યો કે 'જો કોઈ ભાલાના અગ્ર ભાગથી ઉછ[1] આપશે, તોજ હું ગ્રહણ કરીશ.' અભિગ્રહ છ માસે પૂરો થયો. દ્વાદશાંગધારી તે પાંડવો અનુક્રમે પૃથ્વી પર વિહાર કરતા કરતા શ્રી નેમિનાથ પ્રભુને વાંદવાની ઉત્કંઠાએ ચાલ્યા.

શ્રી નેમિનાથ પ્રભુએ મધ્ય દેશ વિગેરેમાં વિહાર કરી, ઉત્તર દિશામાં રાજપુર વિગેરે શહેરોમાં વિહાર કરી, ત્યાંથી હ્રીમાન્ ગિરિ ઉપર જઈ આવી, તેમજ અનેક મ્લેચ્છ દેશમાં પણ વિહાર કરીને ઘણા રાજાઓ અને મંત્રીઓને પ્રતિબોધ કર્યો. વિશ્વના મોહને હરનાર પ્રભુ આર્ય અનાર્ય દેશમાં વિહાર કરી પાછા હ્રીમાન્ ગિરિ ઉપર આવ્યા, અને ત્યાંથી પાછા કિરાત દેશમાં વિચર્યા. હ્રીમાન્ ગિરિ પરથી ઉતરી દક્ષિણાપથ દેશમાં આવ્યા, અને ત્યાં સૂર્યની જેમ ભવ્યપ્રાણીરૂપ કમળવનને બોધ કર્યો.

કેવળજ્ઞાનથી માંડીને વિહાર કરતા પ્રભુને અઢાર હજાર મહાત્મા સાધુઓ, ચાળીશ હજાર બુદ્ધિમાન્ સાધ્વીઓ, ચારસો ચૌદપૂર્વધારી, પન્નરસો અવધિજ્ઞાની, તેટલાજ વૈક્રિયલબ્ધિવાળા, તેટલાજ કેવળજ્ઞાની, એક હજાર મનઃપર્યવજ્ઞાની, આઠસો વાદલબ્ધિવાળા, એક લાખ ને ઓગણોતેર હજાર શ્રાવકો અને ત્રણ લાખ ને ઓગણચાળીશ હજાર શ્રાવિકાઓ—એટલો પરિવાર થયો. એટલા પરિવારથી પરવરેલા, અનેક સુર, અસુર અને રાજાઓએ યુક્ત થયેલા પ્રભુ પોતાનો નિર્વાણસમય નજીક જાણીને રૈવત ગિરિ ઉપર પધાર્યા. ત્યાં ઈંદ્રોએ રચેલા સમવસરણમાં બેસીને પ્રભુએ સર્વ જીવોના અનુગ્રહની ઇચ્છાથી છેલ્લી દેશના આપી. તે દેશનાથી પ્રતિબોધ પામીને કેટલાકે દીક્ષા લીધી, કેટલાક શ્રાવક થયા અને કેટલાક ભદ્રિકભાવી થયા. પછી પાંચસો ને છત્રીશ મુનિઓની સાથે પ્રભુએ એક મહીનાનું પાદપોપગમ અનશન કર્યું, અને આષાઢ માસની શુક્લ અષ્ટમીએ ચિત્રા નક્ષત્રમાં સાયંકાળે શૈલેશી ધ્યાનને પ્રાપ્ત થયેલા પ્રભુ તે મુનિઓની સાથે નિર્વાણપદને પ્રાપ્ત થયા.

પ્રદ્યુમ્ન અને શાંબ વિગેરે કુમારો, કૃષ્ણની આઠે પટરાણીઓ, ભગવંતના બંધુઓ, બીજા પણ ઘણા વ્રતધારી મુનિઓ અને રાજીમતી વિગેરે સાધ્વીઓ અવ્યય પદને પ્રાપ્ત

---

૧ ભિક્ષા વિશેષ.

થયાં. રથનેમિએ ચારસો વર્ષ ગૃહસ્થપણામાં, એક વર્ષ છદ્મસ્થપણામાં અને પાંચસો વર્ષ કેવળીપણામાં એમ સર્વ મળીને નવસો ને એક વર્ષનુ આયુષ્ય પરિપૂર્ણ કર્યું. એજ પ્રમાણે કૌમારાવસ્થા, છદ્મસ્થાવસ્થા અને કેવલીઅવસ્થાના વિભાગે કરીને રાજીમતીએ પણ એટલુજ આયુષ્ય ભોગવ્યુ. શિવાદેવી અને સમુદ્રવિજય રાજા માહેદ્ર દેવલોકમાં ગયા, અને બીજા દશાર્હો મહર્દ્ધિક દેવપણાને પ્રાપ્ત થયા. કૌમારપણામાં ત્રણસો વર્ષ અને છદ્મસ્થ તથા કેવળીપણામાં સાતસો વર્ષ—એમ એક હજાર વર્ષનું આયુષ્ય શ્રી નેમિનાથ ભગવંતે ભોગવ્યુ. શ્રી નમિનાથ પ્રભુના નિર્વાણ પછી પાંચ લાખ વર્ષ વીત્યાં ત્યારે શ્રી નેમિનાથ પ્રભુનું નિર્વાણ થયું.

ભગવંત નિર્વાણ પામ્યા એટલે શક્ર ઈંદ્રની આજ્ઞાથી કુબેરે એક શિબિકા વિકુર્વી, અને શક્ર ઈંદ્રે વિધિપૂર્વક પ્રભુના અંગની પૂજા કરીને પોતેજ તે શિબિકામાં પ્રભુને પધરાવ્યા. દેવતાઓએ નૈઋત દિશામાં રત્નશિલા ઉપર ગોશીર્ષચંદનનાં કાષ્ઠે ચિતા રચી. ઈંદ્રો પ્રભુની શિબિકાને ઉપાડીને ત્યાં લાવ્યા, અને શ્રી નેમિ પ્રભુના શરીરને ચિતામાં પધરાવ્યુ. ઈંદ્રની આજ્ઞાથી અગ્નિકુમારોએ તે ચિતામાં અગ્નિ ઉત્પન્ન કર્યો, અને વાયુકુમારોએ સત્વર તે અગ્નિને પ્રજ્વલિત કર્યો. દેહ દગ્ધ થયા પછી ક્ષીરસાગરના જળથી દેવોએ અગ્નિને બુઝાવી દીધો, એટલે શક્ર અને ઈશાન વિગેરે ઈંદ્રોએ પ્રભુની દાઢાઓ ગ્રહણ કરી. બાકીનાં અસ્થિ દેવતાઓએ લીધાં, દેવીઓએ તેમનાં પુષ્પ લીધાં, રાજાઓએ વસ્ત્રો લીધાં અને લોકોએ ભસ્મ ગ્રહણ કરી. પ્રભુના સંસ્કારવાળી વૈડૂર્યમણિની શિલા ઉપર ઈંદ્રે પોતાના વજ્રથી પ્રભુનાં લક્ષણ અને નામ લખ્યા પછી તે શિલા ઉપર શ્રી નેમિનાથની પ્રતિમા સહિત એક પવિત્ર ચૈત્ય કરાવ્યુ. આ પ્રમાણે સર્વ ક્રિયા કરીને શક્રાદિક દેવતાઓ પોતપોતાને સ્થાનકે ગયા.

અહી પાંડવો વિહાર કરતાં કરતાં હસ્તીકલ્પ નગરે આવ્યા, ત્યાં તેઓ પરસ્પર પ્રીતિથી કહેવા લાગ્યા કે 'હવે અહીંથી રૈવતાચલ ગિરિ માત્ર બાર યોજન દૂર છે, તેથી કાલે પ્રાતઃકાળે શ્રી નેમિનાથનાં દર્શન કરીનેજ આપણે માસિક તપનુ પારણું કરશું' એવામાં તો લોકો પાસેથી તેમણે સાંભળ્યુ કે 'ભગવાન્ શ્રી નેમિનાથ પોતાના તે તે સાધુઓની સાથે નિર્વાણપદને પામ્યા.' તે સાંભળતાંજ મોટા શોક કરતા તેઓ સિદ્ધાચળ ગિરિ ઉપર આવ્યા અને ત્યાં અનશન કરી કેવળજ્ઞાન પામીને મોક્ષપદને પામી ગયા. સાધ્વી દ્રૌપદી મૃત્યુ પામીને પરમર્દ્ધિના ધામરૂપ બ્રહ્મ દેવલોકમાં ગયા

આ પર્વમાં અતુળ તેજવાળા બાવીશમા તીર્થંકર, નવમા વાસુદેવ, બળદેવ અને પ્રતિવાસુદેવ એ ચાર પુરૂષોનાં ચરિત્રનું કીર્ત્તન કરેલું છે. સિદ્ધાંતદૃષ્ટિએ અવલોકતાં તેઓમાંથી એક પુરૂષનુ ચરિત્ર પણ જો કાને સાંભળવામાં આવે તો તે ત્રણ લોકમા પણ વિસ્મયકારી લાગે તેવુ છે.

इत्याचार्यश्रीहेमचंद्रसूरिविरचिते त्रिपष्टिशलाकापुरुपचरिते महाकाव्येऽष्टमपर्वणि बळदेव-स्वर्गगमनश्रीनेमिनिर्वाणवर्णनो नाम द्वादश: सर्गः ॥ १२ ॥

# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## पर्व ९ मुं.

### सर्ग १ लो.

### શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્ત્તીનું ચરિત્ર.

શ્રી નેમિનાથ પ્રભુને નમસ્કાર કરીને તેમના તીર્થમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મદત્ત ચક્રવર્ત્તીનું ચરિત્ર હવે કહેવામાં આવશે. આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે સાકેતપુર નામે નગર છે. તેમાં પૂર્વે **ચંદ્રાવતંસ** નામે રાજાને **મુનિચંદ્ર** નામે એક પુત્ર હતો. તેણે કામભોગથી નિર્વેદ પામીને ભારવાહી માણસ જેમ ભારને ત્યજી દે તેમ સંસારને ત્યજીને **સાગરચંદ્ર** નામના મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું. એક વખત જગતને પૂજવા યોગ્ય એવી દીક્ષાને પાલન કરતા તે મુનિ ગુરૂની સાથે દેશાંતરમાં વિહાર કરવા ચાલ્યા. માર્ગમાં ભિક્ષાને માટે તે એક ગામમાં ગયા. ત્યાં તે રોકાવાથી અને સાર્થના ચાલ્યા જવાથી યૂથમાંથી જૂદા પડેલા મૃગલાની જેમ તે સાર્થભ્રષ્ટ થઇને અટવીમાં ભટકવા લાગ્યા ત્યાં ક્ષુધા અને તૃષાથી આક્રાંત થઇને તે ગ્લાનિ પામી ગયા તેવામાં તેમને ચાર ગોવાળો મળ્યા, તેમણે બાંધવની જેમ તેમની સેવા કરી. મુનિએ તેમના ઉપકારને માટે ધર્મદેશના આપી, કેમકે "સત્પુરૂષો અપકારી ઉપર પણ કૃપા કરે છે, તો ઉપકારી ઉપર તો શામાટે ન કરે?" જાણે ચતુર્વિધ ધર્મની ચારે મૂર્ત્તિ હોય તેવા શમતાવાળા તે ચારે જણાએ તેમની દેશના સાંભળીને તેમની પાસે દીક્ષા લીધી. તે ચારે મુનિઓએ સમ્યક્ પ્રકારે વ્રત પાલન કર્યું, પરંતુ તેમાંથી બે જણે ધર્મની જુગુપ્સા કરી. "પ્રાણીઓની મનોવૃત્તિ વિચિત્ર છે." તેઓએ જો કે ધર્મની જુગુપ્સા કરી તથાપિ તે પણ તપસ્યાના પ્રભાવથી દેવલોકમાં ગયા, કારણ કે "એક દિવસનું તપ પણ સ્વર્ગને માટે થાય છે."

દેવલોકમાંથી ચ્યવીને તે બંને જણ દશપુર નગરમાં **શાંડિલ્ય** નામના બ્રાહ્મણની **જયવતી** નામની દાસીથી યુગળપુત્રપણે ઉત્પન્ન થયા. અનુક્રમે તેઓ યૌવનવયને પ્રાપ્ત થયા, એટલે પિતાની આજ્ઞાથી તેઓ ક્ષેત્રની રક્ષા કરવાને ગયા "દાસીપુત્રોનુ એ કામજ છે." રાત્રે તેઓ ક્ષેત્રમાં સુઇ ગયા હતા, તેવામાં વડના કોટરમાંથી નીકળીને યમરાજનો બંધુ હોય તેવા કૃષ્ણ સર્પે તે બંનેમાંથી એકને દંશ કર્યો પછી તે સર્પની બીજો ભાઇ શોધ કરવા લાગ્યો એટલે જાણે પૂર્વનું વૈર હોય તેમ તે દુષ્ટ સર્પે તેને પણ દંશ કર્યો. તેના દંશનો પ્રતીકાર ન થવાથી તે બિચારા મૃત્યુ પામી ગયા, અને મનુષ્યપણામાં જેમ આવ્યા હતા તેમજ પાછા ચાલ્યા ગયા. તેમના નિષ્ફળ જન્મને ધિક્કાર છે! ત્યાંથી મૃત્યુ પામીને કાલિંજર ગિરિના શિખર ઉપર એક મૃગલીના ઉદરથી તેઓ બે

મૃગરૂપે ઉત્પન્ન થયા. તે બંને પ્રીતિથી સાથે ફરતા હતા, તેવામાં એક શીકારીએ એકજ બાણવડે સમકાળે તેમને મારી નાખ્યા. ત્યાંથી મૃત્યુ પામીને ગંગા નદીના કીનારે એક રાજહંસીના ઉદરથી પૂર્વની જેમ જુગળીઆરૂપે ઉત્પન્ન થયા. એક વખતે તેઓ સાથે ક્રીડા કરતા હતા, તેવામાં કોઇ ઢીમરે જાળ પાથરી તેમાં પકડી લઈ ગ્રીવા ભાંગીને તેમને મારી નાખ્યા. "ધર્મહીનની પ્રાયે એવીજ ગતિ હોય છે." ત્યાંથી મૃત્યુ પામીને કાશીપુરીમાં **ભૂતદત્ત** નામના સમૃદ્ધિમાન્ ચંડાળને ઘેર **ચિત્ર** અને **સંભૂત** નામે બે પુત્રપણે ઉત્પન્ન થયા. તેઓને પરસ્પર અત્યંત સ્નેહ હોવાથી તેઓ કદિ પણ જૂદા પડતા નહીં. નખ અને માંસ જેવો દૃઢ તેમનો સંબંધ હતો. તે સમયે તે વારાણસી નગરીમાં **શંખ** નામે રાજા હતો, અને તેને **નમુચિ** નામે પ્રધાન હતો. એક વખતે તે નમુચિ પ્રધાન મોટા અપરાધમાં આવ્યો તેથી રાજાએ તેને ગુપ્ત રીતે મારી નાખવા સારૂ ભૂતદત્ત ચંડાળને સોંપી દીધો. તેણે નમુચિને કહ્યું કે 'જો તું મારા પુત્રોને ભૂમિગૃહ (ભોંયરા)માં રહીને ગુપ્ત રીતે ભણાવ તો હું મારા આત્માની જેમ તારી ગુપ્તપણે રક્ષા કરૂ. નમુચિએ માતંગપતિનું તે વચન કબુલ કર્યું, કેમકે "માણસ જીવિતને માટે ન કરે તેવું કાંઈ નથી." પછી નમુચિ ચિત્ર અને સંભૂતને વિચિત્ર કળાઓનો અભ્યાસ કરાવવા લાગ્યો. કેટલેક દિવસે અનુરાગી થયેલી તે ચંડાળની સ્ત્રીની સાથે રમવા લાગ્યો. તે વાત જાણવામાં આવતા ભૂતદત્તે તેને મારવાનો નિશ્ચય કર્યો. "પોતાની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર વ્યભિચારીનો દોષ કોણ સહન કરે?" તે વાતની ચિત્ર સંભૂતને ખબર પડવાથી તે ચંડાળના પુત્રોએ ભય બતાવી નમુચિને નસાડી મૂક્યો. તેના પ્રાણરક્ષણરૂપ વિદ્યાભ્યાસની દક્ષિણા તેઓએ આપી. ત્યાંથી નાસીને તે નમુચિ હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં સનત્કુમાર ચક્રીએ પોતાનો પ્રધાન કર્યો.

અહીં ચિત્ર અને સંભૂત નવયૌવન વયને પ્રાપ્ત થયા, એટલે તેઓ જાણે અશ્વિનીકુમાર કોઈ હેતુથી પૃથ્વી પર આવ્યા હોય તેવા દેખાવા લાગ્યા. હાહા અને હૂહૂ ગંધર્વને પણ ઉપહાસ્ય કરે તેવું અતિ મધુર ગીત તેઓ ગાવા લાગ્યા, અને નારદ તથા તુંબરૂનો પણ તિરસ્કાર કરે એવી વીણા વગાડવા લાગ્યા. જ્યારે તેઓ ગીતપ્રબંધને અનુસરીને અતિ સ્પષ્ટ એવા સાત સ્વરોની વીણા વગાડતા હતા, ત્યારે કિંનરો પણ તેમના કિંકર થઈ જતા હતા. ધીર ઘોષણાથી મૃદંગને વગાડતા ત્યારે મુરલીનો નાદ કરનારા કૃષ્ણની પણ વિડંબના કરતા હતા. શંકર, પાર્વતી, ઉર્વશી, રંભા, મુંજકેશી અને તિલોત્તમા પણ જે નાટયને જાણતી ન હતી, તે નાટયનો તેઓ અભિનય કરતા હતા. સર્વ ગાંધર્વનું સર્વસ્વ અને વિશ્વને કામણરૂપ અપૂર્વ સંગીત પ્રકાશ કરતાં તેઓએ સર્વના મનનું હરણ કર્યું. એક વખતે તે નગરીમાં મદનોત્સવ પ્રવર્ત્યો, એટલે નગરજનો સંગીતના રસિક થઇને નગર બહાર નીકળ્યા. તે વખતે ચિત્ર અને સંભૂત પણ ગાતા ગાતા તે તરફ નીકળ્યા. તેમના ગીતથી આકર્ષાઇને મૃગલાની જેમ પુરજનો એકઠા થયા. તે વખતે કોઇએ રાજા પાસે આવીને કહ્યું કે 'જો ચંડાળોએ આપણા નગરજનોને ગીતથી આકર્ષીને પોતાની જેવા મલિન કરી નાખ્યા છે.' તત્કાળ રાજાએ કોટવાળને બોલાવીને

આક્ષેપપૂર્વક હુકમ કર્યો કે 'એ બે ચંડાળોને નગરીના કોઈ પણ પ્રદેશમાં પેસવા દેવા નહીં.' કોટવાળે તેમને ખબર આપવાથી તેઓ તે દિવસથી વાણારસીથી દૂરજ રહેવા લાગ્યા. એકદા વખતે વાણારસીમાં કૌમુદી ઉત્સવ પ્રવર્ત્યો. એટલે ઇંદ્રિયની ચપળતાથી તેઓએ રાજાના શાસનનું ઉલ્લંઘન કરીને ભમરા જેમ હાથીના ગંડસ્થળ પર પ્રવેશ કરે તેમ તે નગરીમાં પ્રવેશ કર્યો. સર્વ અંગ પર બુરખો નાખીને ઉત્સવને જોતાં જોતાં ગોધાની જેમ આખી નગરીમાં તેઓ છાની રીતે ફરવા લાગ્યા. ફરતાં ફરતાં જેમ શિયાળ બીજા શિયાળના શબ્દ સાથે મેળવીને બોલે તેમ નગરજનોનાં ગીત સાથે પોતાના સ્વરને મેળવીને તેઓ નાકસ્વરે ગાવા લાગ્યા. કેમકે "ભવિતવ્યતાનુ ઉલ્લંઘન કરવું અશક્ય છે." કાનને અમૃત જેવું લાગે એવું તેમનું ગીત સાંભળીને મધ પર માખીઓની જેમ યુવાન નગરજનો તેમની ફરતા વીંટી વળ્યા. પછી 'આ બે જણા કોણ છે?' તે જાણવાને માટે લોકોએ તેમનો શરીર પરથી બુરખા ખેંચી લીધા. એટલે 'અરે આ તો પેલા ચંડાળ છે' એમ આક્ષેપપૂર્વક તેઓ બોલી ઉઠ્યા. પછી નગરજનોએ લાકડી અને ઢેખાળાંથી તેમને કુટવા માંડ્યા, એટલે પરમાંથી શ્વાનની જેમ તેઓ ડોક નીચી કરીને નગરીમાંથી નીકળી ગયા. લોકોએ તેમજ બાળકોના સમૂહે મારેલા તેઓ પગલે પગલે સ્ખલિત થતાં માંડ માંડ બાહેર ઉદ્યાનમાં આવ્યા. ત્યાં સ્થિત થઇને તેઓ વિચાર કરવા લાગ્યા કે 'સર્પે સુંઘેલા દૂધની જેમ હીનજાતિથી દુષિત એવાં આપણાં કળા, કૌશલ્ય અને રૂપ વિગેરેને ધિક્કાર છે! આપણું ગાયન વિગેરે ગુણથી કરેલો ઉપકાર ઉલટો આપણને અપકારરૂપ થઈ પડ્યો. શાંતિકાર્ય કરતાં ઉલટો વેતાળ ઉત્પન્ન થયો. પરંતુ આપણામાં રહેલ કળા, લાવણ્ય અને રૂપ આપણા આ શરીર સાથે એકરૂપ થઈ ગયાં છે; અને સર્વ અનર્થનું કારણ આ શરીરજ છે, માટે તેને કોઈ પણ રીતે તૃણની જેમ ત્યજી દઈએ.' આવો નિશ્ચય કરી પ્રાણ છોડવામાં તત્પર થયેલા તેઓ જાણે સાક્ષાત્ મૃત્યુને જોવા જતા હોય તેમ દક્ષિણ દિશા તરફ ચાલ્યા.

ઘણે દૂર જતાં એક મોટો ગિરિ તેમના જોવામાં આવ્યો, તે એટલો ઉંચો હતો કે જેના ઉપર ચડવાથી પૃથ્વી પર રહેલા મોટા હાથીઓ પણ તેનાં બચ્ચાં જેવા દેખાતા હતા. પછી ભૃગુપાત (ભૈરવજપ) કરવાની ઇચ્છાએ તેઓ તેની ઉપર ચડ્યા, ત્યાં ગુણના જંગમ ગિરિરૂપ એક મહા મુનિ તેમના જોવામાં આવ્યા. વર્ષાકાળના મેઘની જેમ ગિરિશિખર પર રહેલા તે મુનિને જોઇને તેમના સંતાપનો પ્રસાર નાશ પામી ગયો. પછી આનંદઅશ્રુના મિષથી જાણે પૂર્વના દુઃખને છોડી દેતા હોય તેમ તેઓ ભ્રમરની જેમ સદ્ય તેમના ચરણકમળમાં પડ્યા. મુનિએ ધ્યાનને સમાપ્ત કરીને તેમને કહ્યું કે 'તમે બે કોણ છો? અને અહીં કેમ આવ્યા છો?' તેઓએ પોતાનો સર્વ વૃત્તાંત મુનિને કહી સંભળાવ્યો. મુનિ બોલ્યા કે "ભૃગુપાત કરવાથી તમારા શરીરનો નાશ થશે, પણ સેંકડો જન્મથી ઉપાર્જન કરેલા તમારા અશુભ કર્મનો કાંઈ નાશ થશે નહીં. જો તમારે આ શરીરનો ત્યાગજ કરવો હોય તો સ્વર્ગ અને મોક્ષાદિના કારણરૂપ પરમ તપ તપીને

એ શરીરનું ફળ ગ્રહણ કરો." ઇત્યાદિક દેશનાવાક્યરૂપ અમૃતથી જેમનાં મન ધોવાઇને નિર્મળ થયાં છે એવા તે બન્નેએ તત્કાળ તે મુનિ પાસે યતિધર્મ ગ્રહણ કર્યો. અનુક્રમે શાસ્ત્રોનું અધ્યયન કરીને તેઓ ગીતાર્થ થયા. "મનસ્વી જનો જેને ગ્રહણ કરવામાં આદર કરે તેનું ગ્રહણ કેમ ન થાય?" છઠ, અઠ્ઠમ વિગેરે અતિ દુસ્તપ તપીને તેમણે પૂર્વ કર્મની સાથે પોતાના શરીરને શોષવી નાખ્યું. પછી શહેરે શહેર અને ગામે ગામ વિહાર કરતા તેઓ અન્યદા હસ્તિનાપુર સમીપે આવ્યા. ત્યાં નગર બહાર ઉદ્યાનમાં રહીને તેઓએ દુશ્ચર તપ કરવા માંડ્યું. "શાંત ચિત્તવાળા મનુષ્યને સંભોગની ભૂમિ પણ તપસ્યાને માટે થાય છે."

એક વખતે જાણે શરીરધારી યતિધર્મ હોય તેવા સંભૂત મુનિએ માસક્ષપણને પારણે હસ્તિનાપુરમાં ભિક્ષા માગવા માટે પ્રવેશ કર્યો. ઇર્યાસમિતિપૂર્વક ઘેર ઘેર ભમતા તે મુનિ માર્ગમાં નમુચિ મંત્રીના જોવામાં આવ્યા, એટલે 'આ ચંડાળનો પુત્ર મારો વૃત્તાંત જાહેર કરશે' એમ મંત્રીના ચિત્તમાં ચિંતા ઉત્પન્ન થઈ, કારણ કે "પાપી જનો સર્વ ઠેકાણે શંકિત હોય છે." પછી 'જ્યાંસુધી આ મારા મર્મને પ્રકાશિત ન કરે ત્યાંસુધીમાં તેને હું નગર બહાર કાઢી મૂકાવું,' એવો વિચાર કરીને મંત્રીએ પોતાના સેવકોને તેને નગરની બહાર કાઢી મૂકવાની આજ્ઞા કરી, એટલે તે સેવકોએ મંત્રીના તે પૂર્વોપકારીને મારવાનો આરંભ કર્યો. "દુર્જન ઉપર ઉપકાર કરવો તે સર્પને દુધ પાવા જેવું છે." જેમ ધાન્યના બીજને કુટે તેમ તે સેવકોએ મુનિને કુટ્યા, એટલે તે ત્યાંથી ઉપવનમાં જવા માટે ઉતાવળે ચાલ્યા, તથાપિ તેઓએ તેમને છોડ્યા નહીં, એટલે નિરૂપાય એવા મુનિને શાંત છતાં પણ કોપ ચઢ્યો, કેમકે "અગ્નિના તાપથી શીતળ જળ પણ ઉષ્ણ થાય છે." તત્કાળ મુનિના મુખમાંથી અકાળે ઉત્પન્ન થયેલા મેઘમાંથી વિજળીની જેમ તેજોલેશ્યા ઉત્પન્ન થઈ તે વિજળીના મંડળની જેમ આકાશને પ્રકાશતી મોટી મોટી જ્વાળાઓથી ઉલ્લાસ પામવા લાગી. આ પ્રમાણે કોપથી તેજોલેશ્યાને ધારણ કરતા મુનિને પ્રસન્ન કરવાને માટે નગરજનો ભયથી અને કૌતુકથી ત્યાં આવ્યા. રાજા સનત્કુમાર પણ તે વાત સાંભળીને તત્કાળ ત્યાં આવ્યા, કેમકે "સદ્બુદ્ધિવાળા પુરૂષે જ્યાંથી અગ્નિ ઉઠે ત્યાંથીજ બુઝાવી દેવો જોઇએ." રાજા સંભૂત મુનિને નમસ્કાર કરીને બોલ્યા કે "હે ભગવન્! તમને આમ કરવું શું ઘટિત છે? 'ચંદ્રકાંત મણિ સૂર્યનાં કિરણોથી તપે તોપણ તે પોતાની શીતળ કાંતિને છોડતો નથી.' આ સેવકોએ તમારો જે અપરાધ કર્યો, તેથી તમને કોપ થવાનો સંભવ છે, કેમકે ક્ષીરસાગરનું મથન કરતાં પણ શું કાલકૂટ વિષ ઉત્પન્ન નથી થયું? પરંતુ સત્પુરૂષોનો ક્રોધ દુર્જનના સ્નેહ જેવો હોય છે, એટલે કે સત્પુરૂષોને ક્રોધ થાયજ નહીં, થાય તો લાંબો કાળ રહે નહીં અને જો કદાપિ રહે તોપણ તે નિષ્ફળ થાય; તેનું ફળ બેસે નહીં. તે વિષે તમને વધારે શું કહેવું? હું તો તમને પ્રાર્થના કરીને કહું છું કે હવે કોપ છોડી દો, કેમકે તમારા જેવા પુરૂષો અપકારીમાં ને ઉપકારીમાં બન્નેમાં સમદૃષ્ટિવાળા હોય છે."

એ સમયે આ ખબર જાણીને ચિત્ર મુનિ ભદ્ર હસ્તીની જેમ મધુર ભાષણવડે શાંત કરવાને માટે સંભૂત મુનિ પાસે આવ્યા. પછી મેઘના જળના પૂરથી જેમ પર્વતનો દાવાનળ શમી જાય તેમ ચિત્ર મુનિનાં શાસ્ત્રાનુસારી વચનોથી સંભૂત મુનિનો કોપ શાંત થઈ ગયો. તીવ્ર કોપ અને તપથી મુક્ત થયેલા તે મહામુનિ ક્ષયથી પર્વણીના ચંદ્રની જેમ પ્રસન્નતાને પ્રાપ્ત થયા. પછી સર્વ લોક તેમને વંદના કરી ખમાવીને ત્યાંથી પાછા ફર્યા, એટલે ચિત્ર મુનિ સંભૂત મુનિને ઉદ્યાનમાં લઈ ગયા. ત્યાં ગયા પછી તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે 'માત્ર આહારને માટે ઘેર ઘેર ફરવાથી મોટું દુઃખ પ્રાપ્ત થાય છે, આ શરીર આહારવડે પોષણ કર્યા છતાં પણ પરિણામે નાશવંત છે, ત્યારે યોગીઓને શરીરની કે આહારની શી જરૂર છે?' આવો ચિત્તમાં નિશ્ચય કરી સંલેખનાપૂર્વક બંને મુનિઓએ ચતુર્વિધ આહારનાં પચ્ચખ્ખાણ કર્યાં.

અહીં રાજા સનત્કુમારે આજ્ઞા કરી કે 'હું છતાં તે સાધુનો પરાભવ કોણે કર્યો? તેને શોધી લાવો.' એટલે કોઇએ આવીને નમુચિ મંત્રી વિષે સૂચના કરી દીધી. "પૂજ્ય જનની જે પૂજા કરતો નથી પણ ઉલટો હણે છે તે મહા પાપી છે" એમ કહી રાજાએ નમુચિને ચોરની પેઠે બાંધીને મંગાવ્યો. પછી 'હવેથી બીજો કોઈ આવી રીતે સાધુનો પરાભવ કરે નહીં' એમ વિચારી શુદ્ધ બુદ્ધિવાળા સનત્કુમાર ચક્રી નગરના મધ્યમાં થઇને તેને બાંધેલી સ્થિતિમાં મુનિની પાસે લાવ્યા. નમતા મુગટનાં રત્નની કાંતિથી પૃથ્વીને જળમયી કરતા રાજાએ બન્ને મુનિને વંદના કરી, એટલે ડાબા હાથમાં રાખેલી મુખવસ્ત્રિકાવડે મુખને ઢાંકતા અને દક્ષિણ ભુજાને ઉંચો કરતા બન્ને મુનિ બોલ્યા કે "જે અપરાધી હોય છે તે પોતાની મેળે તેનાં કર્મના ફળનું ભાજન થાય છે." પછી સનત્કુમારે તે મુનિને નમુચિ મંત્રીને બતાવ્યો, એટલે તે બાંધેલો નમુચિ ગરૂડથી સર્પની જેમ સનત્કુમારથી પંચત્વને યોગ્ય એવી ભૂમિકાને પ્રાપ્ત થયો હતો તેને મુનિએ છોડાવી દીધો, તેથી એ કર્મચંડાળને જાતિચંડાળની જેમ રાજાએ નગરની બહાર કાઢી મૂક્યો, કેમકે 'ગુરૂનું શાસન માનવા યોગ્ય છે.' પછી ચોસઠ હજાર સપત્નીઓનો પરિવાર લઇને તે ચક્રવર્ત્તીનું સ્ત્રીરત્ન **સુનંદા** મુનિને વાંદવા માટે આવી. ત્યાં સંભૂત મુનિના ચરણકમળમાં કેશને લુલિત કરતી અને મુખથી પૃથ્વીને ચંદ્રવાળી રચતી સુનંદા તેમને નમી પડી. તે રાજરમણીના કેશનો સ્પર્શ થતાં સંભૂત મુનિ તત્કાળ રોમાંચિત થઈ ગયા, કારણ કે "કામદેવ નિરંતર છળનેજ શોધનારો છે." પછી રાજા સનત્કુમાર તે મુનિરાજની આજ્ઞા લઇને અંતઃપુર સહિત ત્યાંથી પોતાને સ્થાનકે ગયા.

તેમના ગયા પછી કામરાગથી પરાભવ પામેલા સંભૂત મુનિએ આ પ્રમાણે નિયાણું બાંધ્યુ કે 'જો આ મારા કરેલા દુષ્કર તપનું ફળ હોય, તો હું ભાવી જન્મમાં આવા સ્ત્રીરત્નનો પતિ થાઉં'. ચિત્ર મુનિ બોલ્યા કે 'અરે ભદ્ર! આ મોક્ષદાયક તપનું ફળ આવું કેમ ઇચ્છે છે? મુકુટને યોગ્ય એવા રત્ને કરીને ચરણપીઠ કેમ બનાવે છે? મોહથી કરેલું આ નિયાણું હજુ પણ તમે છોડી ઘો અને તમારૂં તે દુષ્કૃત મિથ્યા થાઓ, કેમકે

તમારા જેવા મનુષ્યો મોહથી મુંઝાઈ જતા નથી.' આ પ્રમાણે ચિત્ર સાધુએ તેમને ઘણા વાર્યા તોપણ સંભૂત મુનિએ પોતાનું નિયાણું છોડ્યું નહીં. "અહો! વિષયેચ્છા મહા બળવાન્ છે?" પછી બન્ને મુનિ પરિપૂર્ણ અનશનને પાળી આયુ:કર્મનો ક્ષય થતાં મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકના સુંદર નામના વિમાનમાં દેવતા થયા.

**ચિત્ર**નો જીવ પહેલા દેવલોકમાંથી ચ્યવી **પુરિમતાલ** નગરમાં એક ધનાઢ્ય વણિકનો પુત્ર થયો, અને **સંભૂત**નો જીવ ત્યાંથી ચ્યવી **કાંપિલ્ય** નગરના **બ્રહ્મ** રાજાની સ્ત્રી **ચુલની** દેવીના ઉદરમાં અવતર્યો. ચૌદ મહાસ્વપ્નોએ જેનો ચક્રવર્તિ વૈભવ સૂચવેલો છે એવો તે સુવર્ણના જેવા વર્ણવાળો અને સાત ધનુષ્ય ઉંચી કાયાવાળો થયો. બ્રહ્મના જેવા આનંદથી બ્રહ્મ રાજાએ બ્રહ્માંડમાં પ્રસિદ્ધ **બ્રહ્મદત્ત** એવું તેનું નામ પાડ્યું. જગતના નેત્રરૂપી કુમુદને હર્ષ આપતો અને કળાના કલાપથી પોષણ થતો તે નિર્મળ ચંદ્રની જેમ વધવા લાગ્યો.

બ્રહ્માને જેમ ચાર મુખ હોય છે, તેમ તે બ્રહ્મ રાજાને ચાર પ્રિય મિત્રો હતા. તેમાં પહેલો કાશી દેશનો રાજા **કટક**, બીજો હસ્તિનાપુરનો રાજા **કણેરૂદત્ત**, ત્રીજો કોશલ દેશનો રાજા **દીર્ઘ** અને ચોથો ચંપા નગરીનો રાજા **પુષ્પચૂલ** હતો. તે પાંચે મિત્રો સ્નેહથી નંદન વનમાં કલ્પવૃક્ષોની જેમ પોતાના અંત:પુર સાથે એક એકના નગરમાં એક એક વર્ષ રહેતા હતા. અન્યદા તેઓ વારા પ્રમાણે બ્રહ્મ રાજાના નગરમાં એકઠા થયા. ત્યાં ક્રીડા કરતાં તેમને કેટલોક કાળ ચાલ્યો ગયો. બ્રહ્મદત્તને બાર વર્ષ પૂર્ણ થયાં તે સમયમાં બ્રહ્મ રાજા મસ્તકની વેદનાથી પરલોકને પ્રાપ્ત થયો. બ્રહ્મ રાજાની ઉત્તરક્રિયા કરીને મૂર્તિમાન્ ચાર ઉપાય જેવા તે કટક વિગેરે ચાર મિત્રો આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા. 'આપણા મિત્ર બ્રહ્મ રાજાનો કુમાર આ બ્રહ્મદત્ત જ્યાંસુધી બાળક છે ત્યાંસુધી આપણે એક એક જણાએ એક એક વર્ષ પહેરેગીરની જેમ તેના અને રાજ્યના રક્ષક થઇને અહીં રહેવું યોગ્ય છે.' આવો નિર્ણય થવાથી પ્રથમ દીર્ઘ રાજા તે મિત્રના રાજ્યની રક્ષા કરવાને રહ્યો અને બીજા ત્રણે રાજાઓ પોતપોતાના રાજ્યમાં ચાલ્યા ગયા. પછી બુદ્ધિભ્રષ્ટ થયેલો દીર્ઘ રાજા રક્ષક વગરના ક્ષેત્રને જેમ સાંઢ ભોગવે તેમ બ્રહ્મ રાજાના રાજ્યની સમૃદ્ધિને સ્વચ્છંદપણે ભોગવવા લાગ્યો. તે મૂઢ બુદ્ધિ બીજાના મર્મને જેમ દુર્જન શોધે તેમ લાંબા કાળથી ગુપ્ત રાખેલા કોશ (ભંડાર)ને શોધવા લાગ્યો. તેમજ પૂર્વના પરિચયથી તે બ્રહ્મ રાજાના અંત:પુરમાં પણ ઉચ્છૃંખલપણે વિચરવા લાગ્યો. પ્રાય: "મનુષ્યોને આધિપત્યજ અધર્મકારક છે."

એક વખતે કામદેવના બાણથી વિંધાયલા દીર્ઘ રાજાએ ચુલની દેવીની સાથે એકાંતમાં કેટલીક વિવાહને મિષે અતિમાત્ર મસલત કરી. તેમાં બ્રહ્મ રાજાના સુકૃત આચારની અને લોકોની અવગણના કરી. મોહ પામેલી ચુલની દેવીએ તેનો સ્વીકાર કર્યો, કેમકે "ઇંદ્રિયો અતિ દુર્વાર હોય છે." બ્રહ્મ રાજાના રાજ્યમાં રહીને ચુલનીએ પતિનો પ્રેમ અને દીર્ઘે મિત્રનો સ્નેહ છોડી દીધો. "અહો! કામદેવ સર્વંકપ છે." કાગડા અને

માછલાની જેમ ઇચ્છા પ્રમાણે સુખે વિલાસ કરતા તે બન્નેને મુહૂર્ત્તની જેમ ઘણા દિવસો ચાલ્યા ગયા.

અન્યદા જાણે બ્રહ્મ રાજાનું બીજું હૃદય હોય તેવા **ધનુ** નામના મંત્રીએ તેમનું આ દુશ્ચેષ્ટિત સ્પષ્ટ રીતે જાણી લીધુ. મંત્રીએ વિચાર્યું કે "કદિ ચુલની સ્ત્રીસ્વભાવને લીધે આવું અકાર્ય આચરે, કારણ કે સતી સ્ત્રીઓ વિરલ હોય છે, પણ જે દીર્ઘ રાજાને કોશ અને અંતઃપુર સહિત બધું રાજ્ય વિશ્વાસથી થાપણરૂપે અર્પણ કરેલુ છે, તે જ્યારે વિકાર પામીને આવું અકાર્ય કરે છે ત્યારે તેનું અકાર્ય કાંઈ ગણતીમાં નથી. હવે તેઓ આ બ્રહ્મદત્ત કુમારનું રખે કાંઈ વિપ્રિય કરે નહીં તે વિચારવાનું છે, કેમકે પોષણ કર્યા છતાં પણ દુર્જન માર્જારની જેમ કદિ પણ પોતાનો થતો નથી." આવો વિચાર કરીને મંત્રીએ પોતાના **વરધનુ** નામના પુત્રને આ વૃત્તાંત બ્રહ્મદત્તને જણાવવાની અને નિરંતર તેની સેવા કરવાની આજ્ઞા કરી, મંત્રિપુત્રે તે વૃત્તાંત બ્રહ્મદત્તને જણાવ્યો એટલે તેણે નવા મદધારી હસ્તીની જેમ હળવે હળવે પોતાનો કોપ પ્રગટ કર્યો. પોતાની માતાના આવા દુશ્ચરિતને નહીં સહન કરતો બ્રહ્મદત્ત એક દિવસ હાથમાં એક કાગડો અને એક કોકિલા લઈને અંતઃપુરમાં ગયો. પછી 'આ પક્ષીની જેમ જે વર્ણસંકરપણું કરશે તેનો હું જરૂર નિગ્રહ કરીશ.' આ પ્રમાણે કુમાર ત્યાં ઉંચે સ્વરે બોલ્યો. તે સાંભળીને એકાંતમાં ચુલનીને દીર્ઘ રાજાએ કહ્યુ કે 'હું કાગડો અને તું કોકિલા છુ એમ સમજજે, તેથી આ કુમાર આપણ બન્નેનો જરૂર નિગ્રહ કરશે.' દેવી બોલી કે 'એ બાળકના બોલ ઉપરથી ભય પામશો નહીં.'

અન્યદા વળી બ્રહ્મદત્ત એક ભદ્ર જાતિની હાથિણીની સાથે હલકી જાતિના હાથીને લાવી પૂર્વ પ્રમાણેજ તેના મૃત્યુસૂચક વચન બોલ્યો. તે સાંભળી દીર્ઘે ચુલનીને કહ્યુ કે 'આ બાળકનું ભાષણ સાભિપ્રાય છે.' ચુલનીએ કહ્યુ કે 'કદિ એમ હોય તોપણ તેથી શું?' એક વખતે હંસીની સાથે બગલાને બાંધી અંતઃપુરમાં લઈ જઇને બ્રહ્મદત્ત કહેવા લાગ્યો કે 'આની પેઠે કોઈ રમશે તેને હું સહન કરીશ નહી.' તે સાંભળીને દીર્ઘ રાજા બોલ્યો–'હે દેવિ! અંદર ઉત્પન્ન થયેલા રોષાગ્નિના બહાર નીકળતા ધૂમાડાના ઉદ્ગાર જેવી આ તારા બાળ પુત્રની વાણી સાંભળ. આ કુમાર મોટા થવાથી હાથી અને હાથિણીને કેસરીસિંહની જેમ આપણને અવશ્ય વિઘ્નકર્ત્તા થશે, માટે જ્યાંસુધી આ કુમાર કવચધારી ન થાય, ત્યાંસુધીમાં વિષના બાળ વૃક્ષની જેમ તેને ઉમેલી નાખવો યોગ્ય છે.' ચુલની બોલી–'આવા રાજ્યધર પુત્રને કેમ મારી નખાય? કેમકે તિર્યંચ પણ પોતાના પ્રાણની જેમ પુત્રોની રક્ષા કરે છે.' દીર્ઘ બોલ્યો કે–'અરે રાણી! આ પુત્ર મૂર્તિમાન્ તારો કાળજ આવેલો છે, તેથી તેની ઉપર તું મોહ રાખ નહી. હું છતાં તારે પુત્ર થવા કાંઈ દુર્લભ નથી.' દીર્ઘનાં આવાં વચન સાંભળી રતિસ્નેહને પરવશ થયેલી ચુલની ડાકણની જેમ પુત્રનું વાત્સલ્ય ત્યજી દઇને તેમ કરવાને કબુલ થઈ. તેણીએ વિચાર્યું કે 'આ કુમારને મારી નાખવો, પણ લોકમાં નિંદા થવા દેવી નહી. એટલે કામનુ કામ થાય ને પિતૃનું તર્પણ થાય તેમ કરવું.

તેને માટે શો ઉપાય લેવો? એક ઉપાય છે; તેનો હજુ વિવાહ કરવાનો છે, તેથી વિવાહ થયા પછી તેને નિવાસ કરવા માટે નિવાસગૃહ કરવાના મિષથી એક લાક્ષાગ્રહ (લાખનું ઘર) બનાવવું. તેમાં પ્રવેશ અને નિર્ગમન ગુઢ રીતે કરાય તેવી રચના કરવી, અને વિવાહ થઈ રહ્યા પછી જ્યારે તેમાં તે વધૂ સહિત સુવા જાય ત્યારે રાત્રે અગ્નિ પ્રગટાવવો.' આ પ્રમાણેના વિચારમાં બંને સંમત થયાં. પછી પુષ્પચૂલ રાજાની કન્યા સાથે સંબંધ કરીને વિવાહની સર્વ સામગ્રી તૈયાર કરવા માંડી.

તેઓનો આવો ક્રૂર આશય ધનુ મંત્રીના જાણવામાં આવતાં તેણે દીર્ઘ રાજા પાસે આવી અંજલિ જોડીને વિજ્ઞપ્તિ કરી કે 'રાજન્! મારો પુત્ર વરધનુ કળા જાણનાર અને નીતિકુશળ છે. તે હવેથી મારી જેમ તમારી આજ્ઞારૂપ રથની ધુરાને વહન કરનાર થાઓ. હું વૃદ્ધ વૃષભની જેમ ગમનાગમન કરવાને હવે અશક્ત થઈ ગયો છું; તેથી તમારી આજ્ઞાથી કોઈ ઠેકાણે જઈને કાંઈ ધર્મઅનુષ્ઠાન કરીશ.' મંત્રીનાં આવાં વચનથી 'આ મંત્રી કોઈ બીજે સ્થાને જઈ કપટ રચીને કાંઈ પણ અનર્થ કરશે' એવી દીર્ઘને શંકા થઈ. "બુદ્ધિમાન્થી કોણ શંકા ન પામે?" પછી દીર્ઘરાજે માયાવડે મંત્રીને કહ્યું કે 'ચંદ્ર વિના રાત્રિની જેમ તમારા વિના આ રાજ્ય અમારે શા કામનું છે? માટે તમે અહીંજ રહીને દાનશાળા વિગેરેથી ધર્મ આચરો. બીજે સ્થાને જશો નહીં, કેમકે સારાં વૃક્ષોથી વનની જેમ તમારા જેવા પુરૂષોથીજ રાજ્ય શોભે છે.'

દીર્ઘ રાજાના આ પ્રમાણેના કહેવાથી સદ્બુદ્ધિવાળા ધનુ મંત્રીએ ગંગા નદીના તીર ઉપર જાણે ધર્મનો મહાસત્ર (દાનશાળા) હોય તેવો એક પવિત્ર દાનશાળાનો મંડપ કરાવ્યો, અને પોતે ત્યાં રહીને ગંગાના પ્રવાહની જેમ હમેશાં વટેમાર્ગુઓને અન્નપાનનો અવિચ્છિન્ન પ્રવાહ પ્રવર્ત્તાવ્યો. પછી દાન, માન અને ઉપકારવડે પ્રતીતિ યોગ્ય થયેલા પુરૂષોની પાસે બે કોષ દૂરથી સુરંગ કરાવીને લાક્ષાગૃહ સુધી મેળવી દીધી. પછી સ્નેહરૂપ આર્દ્ર વૃક્ષમાં જળ સમાન ગુપ્ત લેખ લખીને તેણે આ વૃત્તાંત પુષ્પચૂલ રાજાને જણાવ્યો. તે ખબર જાણી બુદ્ધિમાન્ પુષ્પચૂલે પોતાની દુહિતાને બદલે—હંસીને સ્થાને બગલીની જેમ—એક દાસીને મોકલી. પિતળની ઉપર ચઢાવેલા સુવર્ણરસ જેવી તે દાસીને લોકો પુષ્પચૂલની પુત્રી જાણવા લાગ્યા. અનુક્રમે આભૂષણોનાં મણિથી પ્રકાશતી તે દાસી નગરીમાં પેઠી. પછી ગીતોના ધ્વનિ અને વાજિત્રોના નાદથી આકાશને પૂરી દેતી અને હર્ષ પામતી ચુલની દેવીએ તેને બ્રહ્મદત્ત સાથે પરણાવી. સાયંકાળે સર્વ લોકોને વિદાય કરી ચુલનીએ તે વધૂવરને પેલા લાક્ષાગૃહમાં સુવા મોકલ્યાં. બ્રહ્મદત્ત પણ બીજા પરિવારને વિદાય કરી વધૂ અને પોતાની છાયા જેવા મંત્રિપુત્ર વરધનુ સહિત ત્યાં શયન કરવા ગયો. મંત્રિકુમારની સાથે વાર્ત્તાલાપ કરતા બ્રહ્મદત્તને જાગ્રત સ્થિતિમાંજ અર્ધ રાત્રિ નિર્ગમન થઈ. "મહાત્માઓને ઘણી નિદ્રા ક્યાંથી હોય?" પછી ચુલની દેવીએ આજ્ઞા કરેલા અને નમાવેલા મુખવાળા પુરૂષોએ 'અગ્નિ લાગ્યો' એવો પોકાર કરવા માંડ્યો. તેથીજ જાણે પ્રેરાયો હોય તેમ અગ્નિએ વાસગૃહને ચોતરફથી બાળવા માંડ્યું. તે વખતે ચુલની અને

દીર્ઘના દુષ્કૃત્યની અપકીર્ત્તિના પ્રસર જેવા ધૂમ્રના સમૂહે ભૂમિ અને આકાશ પૂરી દીધું, જાણે અત્યંત ક્ષુધાતુર હોય તેમ સર્વનો ગ્રાસ કરવાને માટે અગ્નિ સાત જિહ્વાવાળો છતાં જ્વાળાઓના સમૂહથી કોટી જિહ્વાવાળો થઈ ગયો. તે વખતે 'આ શું થયું?' એમ બ્રહ્મદત્તે મંત્રિપુત્રને પૂછયું, એટલે તેણે સંક્ષેપથી ચુલની દેવીનું દુષ્ટ ચેષ્ટિત કહી સંભળાવ્યુ. પછી કહ્યું કે મૃત્યુના કરની જેમ આ સ્થાનમાંથી તમારૂં આકર્ષણ કરવાને મારા પિતાએ અહી સુધી એક સુરંગ કરાવી છે, તે તેમની દાનશાળા સુધી જાય છે, તેથી અહીં પાનીનો પ્રહાર કરવાવડે તેને ખુલ્લી કરીને વિવરદ્વારમાં યોગીની જેમ તમે તેમાં પ્રવેશ કરો. પછી વાજિત્રના પુટની જેમ પાનીના પ્રહારથી પૃથ્વીનું પુટ ભેદી નાખીને છિદ્રમાં દોરાની જેમ બ્રહ્મદત્ત મિત્રની સાથે તે સુરંગમાં ચાલ્યો. સુરંગને છેડે ધનુ મંત્રીએ બે અશ્વ તૈયાર રાખ્યા હતા, તેથી સુરંગની બહાર નીકળી રાજકુમાર અને મંત્રિકુમાર રેવંતની શોભાને અનુસરતા તે અશ્વો પર આરૂઢ થયા. તે અશ્વ પંચમધારાથી એક ગાઉની જેમ પચાસ યોજન સુધી એક શ્વાસે ચાલ્યા, જેથી ઉભા રહ્યા તેજ વખત ઉચ્છ્વાસ લેતાંજ મૃત્યુ પામી ગયા. પછી તેઓ પોતાની રક્ષા કરવાને માટે પગે ચાલતાં અનુક્રમે કોષ્ટક નામના ગામની પાસે મુશ્કેલીથી આવી પહોંચ્યા. ત્યાં બ્રહ્મદત્તે મંત્રિકુમારને કહ્યું, 'મિત્ર વરધનુ! અત્યારે પરસ્પર સ્પર્ધા કરતી હોય તેમ ક્ષુધા અને તૃષા બન્ને મને અતિ પીડા કરે છે.' 'એક ક્ષણમાત્ર રાહ જુઓ' એમ કહી મંત્રિપુત્રે ક્ષૌર કરાવવાની ઈચ્છાએ ગામમાંથી એક નાપિતને બોલાવ્યો. મંત્રિપુત્રના વિચારથી બ્રહ્મદત્તે પણ તે નાપિતની પાસે તરતજ વપન કરાવ્યુ અને માત્ર શિખાજ રાખી. પછી તેણે પવિત્ર એવાં કાષાય વસ્ત્ર ધારણ કર્યાં, જેથી સંધ્યાથી ઢંકાયલા સૂર્યની જેવો તે જણાવા લાગ્યો. પછી વરધનુએ આપેલુ બ્રહ્મસૂત્ર તેણે કંઠમાં ધારણ કર્યું, જેથી બ્રહ્મ રાજાના પુત્ર બ્રહ્મદત્તે બરાબર બ્રહ્મપુત્ર (બ્રાહ્મણ)નું સાદૃશ્ય પ્રાપ્ત કર્યું બ્રહ્મદત્તના વક્ષ સ્થળમાં શ્રીવત્સનું લાંછન હતું, તેને મંત્રિપુત્રે વાદળાંથી સૂર્યની જેમ વસ્ત્રથી ઢાંકી દીધુ.

આ પ્રમાણે બ્રહ્મદત્તે સૂત્રધારની જેમ અને મંત્રિપુત્ર વરધનુએ વિદૂષકની જેમ બધો વેશ પરાવર્ત્ત કર્યો. પછી પર્વણીમાં સૂર્ય ચંદ્ર સાથે દેખાય તેમ તેઓ સાથેજ ગામમાં પેઠા. કોઈ ઉત્તમ બ્રાહ્મણે તેમને ભાગ્યવાન્ જાણીને નિમંત્રણ કર્યું, અને તેણે રાજા જેવી ભક્તિથી ભોજન કરાવ્યુ, "પ્રાય: તેજના પ્રમાણમાંજ સત્કાર થાય છે." પછી તે બ્રાહ્મણની સ્ત્રીએ કુમારના મસ્તક પર અક્ષત નાખીને બે શ્વેત વસ્ત્ર અને એક અપ્સરા જેવી કન્યા આગળ ધરી. વરધનુ બોલ્યો 'અરે મૂઢ! કસાઈ આગળ ગાયની જેમ આ પરાક્રમ કે કળામાં અજ્ઞાત જનના કંઠમાં આ કન્યાને શુ જોઇને બાંધે છે?' એટલે બ્રાહ્મણ બોલ્યો કે "આ મારી ગુણવતી **બંધુમતી** નામે કન્યા છે, તેનો આ પુરૂષ સિવાય બીજો કોઈ વર નથી, કારણ કે નિમિત્તિઆએ મને કહ્યુ છે કે 'આ કન્યાનો પતિ ષટ્ ખંડ પૃથ્વીનો પાળક થશે,' તે નિશ્ચયથી આજ પુરૂષ છે. વળી તેણેજ મને જણાવ્યું હતું કે વસ્ત્રથી જાણે પોતાનું શ્રીવત્સ લાંછન ઢાંકેલું હોય એવો જે પુરૂષ તારે ઘેર ભોજન કરવા આવે

તેને તારે આ કન્યા આપવી." પછી તે બંધુમતી કન્યા સાથે બ્રહ્મદત્તનો વિવાહ થયો. "ભોગીઓને અણચિંતવ્યા મનોવાંછિત ભોગ આવી મળે છે." તે રાત્રિ બંધુમતીની સાથે રહી, તેને આશ્વાસન આપીને બીજે દિવસ કુમાર ત્યાંથી અન્યત્ર જવા ચાલ્યો, કારણ કે "શત્રુવાળા પુરૂષો એક સ્થાને શી રીતે રહી શકે?" પ્રાતઃકાળે તેઓ એક ગામે પહોંચ્યા, ત્યાં તેઓએ સાંભળ્યું કે 'દીર્ઘ રાજાએ બ્રહ્મદત્તના બધા માર્ગ રૂંધી લીધા છે.' તે સાંભળીને ઉન્માર્ગે ચાલતાં તેઓ એક મહાટવીમાં આવી પહોંચ્યા. ત્યાં જાણે દીર્ઘ રાજાના પુરૂષો હોય તેમ અનેક ભયંકર શીકારી પ્રાણીઓએ તે અટવીને રૂંધી લીધી હતી. તૃષા લાગેલા બ્રહ્મદત્તને ત્યાં એક વડના વૃક્ષ નીચે બેસાડીને મંત્રિકુમાર મન જેવા વેગથી જળ લેવા ચાલ્યો. ત્યાં દીર્ઘ રાજાના પુરૂષોએ ડુકરના બચ્ચાને જેમ શ્વાન રૂંધે તેમ રોષથી વરધનુને ઓળખવાથી રૂંધી લીધો. પછી 'પકડો, પકડો, અને મારો, મારો' એમ ભયંકર શબ્દો બોલતા તેઓએ તે વરધનુને પકડીને બાંધી લીધો. તેણે સંજ્ઞાથી બ્રહ્મદત્તને જણાવી દીધુ કે 'પલાયન કરો.' તેથી તત્કાળ કુમારે ત્યાંથી પલાયન કર્યું, કેમકે "સમય આવે ત્યારેજ પરાક્રમ બતાવી શકાય છે." જેમ આશ્રમી પુરૂષ એક આશ્રમથી બીજે આશ્રમે જાય તેમ બ્રહ્મદત્ત વેગથી તે અટવીમાંથી બીજી અટવીમાં જતો રહ્યો. ત્યાં વિરસ[1] અને નીરસ[2] ફળનો આહાર કરતાં બે દિવસ વ્યતિક્રમાવ્યા. ત્રીજે દિવસે એક તાપસ તેના જોવામાં આવ્યો. કુમારે પૂછ્યું, 'ભગવન્! તમારો આશ્રમ ક્યાં છે?' એટલે તે તપસ્વી તેને પોતાના આશ્રમમાં લઈ ગયો. "તાપસોને અતિથિ પ્રિય હોય છે." ત્યાં તેણે કુળપતિને દીઠા એટલે પિતાની જેમ તેણે હર્ષથી તેને નમસ્કાર કર્યો. "અજાણી વસ્તુમાં પણ અંતઃકરણ સત્ય કલ્પના કરે છે." કુળપતિએ તેને પૂછ્યું કે 'વત્સ! તમારી આકૃતિ અત્યંત મધુર જણાય છે, તો મરૂ દેશમાં કલ્પવૃક્ષની જેમ તમારૂં અહીં આગમન કેમ થયું છે?' બ્રહ્મકુમારે તે મહાત્માનો વિશ્વાસ લાવીને પોતાનો સર્વ વૃત્તાંત કહી બતાવ્યો; કારણ કે "પ્રાયઃ તેવા પુરૂષોની પાસે કાંઈ પણ ગોપ્ય[3] હોતું નથી."

બ્રહ્મદત્તનો વૃત્તાંત સાંભળી કુળપતિ ખુશી થયા. તેણે હર્ષથી ગદ્‌ગદ અક્ષરે કહ્યું કે 'વત્સ! એક આત્મા બે રૂપે થયેલ હોય તેમ હું તમારા પિતાનો લઘુ બંધુ છુ, માટે હવે તમે તમારે ઘેરજ આવ્યા છો તેમ સમજી અહીં સુખે રહો અને અમારા તપવડે અમારા મનોરથની સાથે વૃદ્ધિ પામો.' પછી લોકોની દૃષ્ટિને આનંદ આપનાર અને અત્યંત વિશ્વવલ્લભ કુમાર તે તાપસના આશ્રમમાં રહ્યો. અનુક્રમે વર્ષાકાળ પ્રાપ્ત થયો. ત્યાં રહીને બળદેવ પાસેથી કૃષ્ણની જેમ તે સર્વ શાસ્ત્ર, શસ્ત્ર અને અસ્ત્ર વિદ્યા શીખ્યો. વર્ષાઋતુ વીત્યા પછી બંધુ જેવી શરદ્ઋતુ પ્રાપ્ત થઈ, એટલે તાપસો ફળાદિકને માટે વનમાં ગયા. તે વખતે કુળપતિએ આદરથી વાર્યો તોપણ બ્રહ્મદત્ત હાથીનાં બચ્ચાંઓની સાથે જેમ નાનું બચ્ચુ જાય તેમ તે તેઓની સાથે વનમાં જવા ચાલી નીકળ્યો. આમ તેમ ફરતાં બ્રહ્મદત્તે કોઈ હાથીનાં મૂત્ર વિષ્ટા જોયાં, એટલે કુશાગ્ર મતિવાળા તેણે જાણ્યું કે 'અહીં

---

૧ ખરાબ રસવાળા. ૨ રસ વિનાના. ૩ ગોપવવા યોગ્ય

નજીકમાંજ કોઈ હસ્તી રહેલો હોવો જોઇએ.' પછી તાપસોએ તેને ઘણો વાર્યો તથાપિ તે હાથીને પગલે પગલે પાંચ યોજન સુધી ગયો, ત્યાં એક પર્વત જેવો હાથી તેના જોવામાં આવ્યો, એટલે મલ્લ જેમ મલ્લને બોલાવે, તેમ એ નરહસ્તી કુમારે પર્યંક બદ્ધ થઈ ઉગ્ર ગર્જના કરીને તે ઉન્મત્ત હાથીને નિઃશંકપણે બોલાવ્યો. તેથી ક્રોધથી સર્વ અંગને ધ્રુમાવતો, સુંઢને સંકોચતો, કર્ણને નિશ્ચળ રાખતો અને તામ્રમુખ કરતો તે હસ્તી કુમાર ઉપર દોડી આવ્યો. તે નજીક આવ્યો એટલે કુમારે તેને બાળકની જેમ છેતરવાને માટે વચમાં પોતાનું ઉત્તરીય વસ્ત્ર નાખ્યુ. જાણે આકાશમાંથી વાદળાનો ખંડ પડ્યો હોય તેમ તે પડતા વસ્ત્રને ક્રોધી ગજેંદ્રે દંતુશળથી પ્રહાર કરવા માંડ્યા. પછી વાદી જેમ સર્પને ખેલાવે તેમ રાજકુમારે અનેક પ્રકારની ચેષ્ટાથી તે હાથીને લીલાએ કરીને ખેલાવ્યો. તે સમયે જાણે બ્રહ્મદત્તનો મિત્ર હોય તેમ અટવીમાં અંધકાર કરતા વર્ષાદે આવીને જળની ધારાઓથી તે હાથીને ઉપદ્રવ કરવા માંડ્યો, તેથી તત્કાળ તે ગજેંદ્ર વિરસ શબ્દ કરીને મૃગની જેમ નાસી ગયો. બ્રહ્મદત્ત કુમાર આખો દિવસ દિગ્મૂઢ થઇને તેની પાછળ ભમતો ભમતો એક નદીમાં પડ્યો, પરંતુ જાણે મૂર્ત્તિમાન્ આપત્તિ હોય તેવી તે નદીને કુમાર સહજમાં ઉતરી ગયો. તેના તીર ઉપર એક પુરાણું ઉજડ થયેલું નગર તેના જોવામાં આવ્યુ. તેમાં પ્રવેશ કરતાં કુમારે એક વંશજાલિકા જોઈ તેમાં ઉત્પાતના કેતુ અને ચંદ્ર હોય તેવા એક ખડ્ગ ને મ્યાન તેના જોવામાં આવ્યાં. શસ્ત્રના કૌતુકી કુમારે તે બંને વાનાં લઇને ખડ્ગવડે કદલીની જેમ તે વંશજાલિકાને છેદી નાખી. તેવામાં વંશજાળની અંદર જેનાં ઓષ્ઠદલ ફરકે છે એવું એક મસ્તક સ્થળકમળની જેમ છેદાઇને પૃથ્વી પર પડેલુ તેના જોવામાં આવ્યુ, તેથી કુમારે વધારે તપાસ કરી તો 'તે વંશજાળમાં રહેલા અને ધૂમ્રપાન કરનારા કોઈ નિરપરાધી માણસને મેં મારી નાખ્યો! મને ધિક્કાર છે!' એમ તે પોતાના આત્માની નિંદા કરવા લાગ્યો. ત્યાંથી આગળ ચાલતાં કુમારે દેવલોકમાંથી પૃથ્વી પર ઉતરેલુ નંદન વન હોય એવું એક રમણિક ઉદ્યાન જોયુ. તેમાં પ્રવેશ કરતાં સાત લોકની લક્ષ્મીનું રહસ્ય એકઠું થયુ હોય તેવો એક સાત ભૂમિકાવાળો પ્રાસાદ તેના જોવામાં આવ્યો. બ્રહ્મદત્ત તે આકાશ સુધી ઉંચા મહેલ પર ચઢ્યો, એટલે તેમાં હાથ પર વદન રાખીને બેઠેલી એક ખેચરી જેવી સુંદર સ્ત્રી તેના જોવામાં આવી. કુમાર તેની પાસે આવી વિમળ વાણીએ બોલ્યો કે 'તું કોણ છે? અહીં એકલી કેમ રહેલી છે? અને તારે શોક કરવાનું શું કારણ છે?' ભયભીત થયેલી તે બાળા ગદ્ગદ અક્ષરે બોલી કે 'મારો વૃત્તાત ઘણો મોટો છે, માટે પ્રથમ તમે કહો કે તમે કોણ છો? અને અહીં કેમ આવ્યા છો?' બ્રહ્મદત્ત બોલ્યો—'પંચાલ દેશના બ્રહ્મ રાજાનો બ્રહ્મદત્ત નામે હું કુમાર છુ.' આવાં તેનાં વચન સાભળતાંજ તે રમણી હર્ષથી ઉભી થઈ. તેનાં લોચનરૂપ અંજલિમાંથી ખરતાં આનંદાશ્રુના જળથી તેણે કુમારના ચરણમાં પાદ્ય (ચરણોદક) આપ્યુ. પછી 'હે કુમાર! સમુદ્રમાં ડુબતાને વહાણની જેમ આ હું અશરણ બાળાને તમે શરણરૂપ અહીં આવ્યા છો.' એમ કહેતી તે બાળા રૂદન કરવા લાગી. કુમારે પૂછ્યું, 'તું કેમ

રૂવે છે?" બાળા બોલી–'હું તમારા મામા પુષ્પચૂલની **પુષ્પવતી** નામે પુત્રી છું, હજુ હું કન્યા છું, મારા પિતાએ તમને સંબંધ કરીને આપેલી છે. અન્યદા વિવાહને ઉન્મુખ થયેલી હું હંસીની જેમ ઉદ્યાનની વાપિકાના તીર ઉપર રમવા ગઈ હતી, તેવામાં જાનકીને રાવણની જેમ **નાટ્યોન્મત્ત** નામનો એક દુષ્ટ વિદ્યાધર મને હરીને અહીં લાવ્યો છે, તે મારી દૃષ્ટિને સહન કરી શક્યો નહીં, તેથી સૂર્પણખાના પુત્રની જેમ વિદ્યાસાધનને માટે અહીંથી જઇને એક વંશજાળિકામાં ધૂમ્રપાન કરતો ઊર્ધ્વ પગે રહેલો છે. તે વિદ્યાધરને આજે વિદ્યા સિદ્ધ થવાની છે, વિદ્યા સિદ્ધ થયા પછી શક્તિમાન્ થયેલો તે મને પરણવા પ્રયત્ન કરશે.' તે સાંભળી કુમારે તેનો વધ કર્યાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને તે રમણીને હર્ષ ઉપર હર્ષ થયો. પછી પરસ્પર અનુરક્ત થયેલાં તે દંપતીએ ત્યાં ગાંધર્વ વિવાહ કર્યો–'એ વિવાહ મંત્ર રહિત છે, તે છતાં સકામ દંપતીને માટે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ગણાય છે.' પછી વિચિત્ર વાર્ત્તાલાપવડે તેની સાથે ક્રીડા કરતા બ્રહ્મદત્તે તે ત્રિયામા (રાત્રિ) એક યામા (પ્રહર)ની જેમ નિર્ગમન કરી.

પ્રાતઃકાળે આકાશમાં મૃગલીઓની જેવો ખેચર સ્ત્રીઓનો શબ્દ બ્રહ્મદત્તના સાંભળવામાં આવ્યો, એટલે 'અભ્ર વગરની વૃષ્ટિ જેવો આ અકસ્માત્ કોનો શબ્દ હશે?' એમ બ્રહ્મદત્તે પુષ્પવતીને પૂછ્યું. પુષ્પવતી સંભ્રમવડે બોલી કે "હે પ્રિય! તમારા શત્રુ નાટ્યોન્મત્ત વિદ્યાધરને **ખંડા** અને **વિશાખા** નામે બે બહેનો છે. તે વિદ્યાધરકુમારિકાઓનો આ શબ્દ છે. તેઓ પોતાના ભાઇને માટે વિવાહની સામગ્રી હાથમાં લઇને અહીં આવે છે, પરંતુ 'મનુષ્યે અન્યથા ચિંતવેલા કાર્યને દૈવ અન્યથા કરી દે છે.' હે સ્વામિન્! હમણાં તમે ક્ષણવાર દૂર ખસી જાઓ, એટલે હું તમારા ગુણનું કીર્ત્તન કરીને તેમનો તમારી ઉપરના રાગ વિરાગનો ભાવ જાણી લઉં. હે પતિ! જો તેમનો તમારા પર રાગ થશે તો હું તમને રાતી ધ્વજા બતાવીશ અને વિરાગ હશે તો શ્વેત ધ્વજા બતાવીશ. જો શ્વેત ધ્વજા બતાવું તો તમારે બીજી તરફ ચાલ્યા જવું, અને રાતી ધ્વજા બતાવું તો અહીં આવવું." બ્રહ્મદત્ત બોલ્યો–'હે ભીરૂ! તમે બીવો નહીં. હું બ્રહ્મ રાજાનો કુમાર છું, તેથી એ સ્ત્રીઓ તોષ કે રોષ પામવાથી મને શું કરી શકવાની છે?' પુષ્પવતી બોલી–'હું તે વિદ્યાધરીને માટે કહેતી નથી, પણ તેમના સંબંધી ખેચરો તમારી સાથે વિરોધ કરે નહીં, તે માટે કહું છું.' પછી બ્રહ્મદત્ત તેણીના ચિત્તની અનુવૃત્તિથી એક બાજુ છુપાઈ રહ્યો. થોડીક વારમાં પુષ્પવતીએ શ્વેત ધ્વજા ચલાવી એટલે કુમાર તે જોઇને પ્રિયાનો તેવો આગ્રહ હોવાથી હળવે હળવે તે પ્રદેશમાંથી બીજે ચાલ્યો ગયો, નહીં તો "તેવા નરોને ભય હોતો નથી."

ત્યાંથી આગળ ચાલતાં આકાશની જેવા દુર્ગ્રાહ અરણ્યનું ઉલ્લંઘન કરીને સાયંકાળે થાકેલો તે સમુદ્રની જેવા એક મહાન્ સરોવર પાસે આવ્યો. પછી માનસ સરોવરમાં ઐરાવતની જેમ બ્રહ્મદત્તે તેમાં પ્રવેશ કરી, સ્વચ્છંદે સ્નાન કરીને તેના અમૃત જેવા જળનું પાન કર્યું. તેમાંથી નીકળી ભમરીના શબ્દવડે જેમ કરોળીઆ આવે તેમ તેના સ્નાનોચિત

એવા ઉત્તર પશ્ચિમ (વાવ્ય દિશાના) તીર ઉપર તે આવ્યો. ત્યાં વૃક્ષલતાના કુંજમાં સાક્ષાત્ વનની અધિદેવતા હોય તેવી એક સુંદરી પુષ્પ વીણતી તેના જોવામાં આવી. તેને જોઇને કુમાર વિચારવા લાગ્યો કે 'જન્મથી માંડીને રૂપ રચવાનો અભ્યાસ કરતાં કરતાં પ્રાંતે બ્રહ્માને આવુ રૂપ રચવાનું કૌશલ્ય પ્રાપ્ત થયું હશે એમ જણાય છે.' કુમાર આમ વિચારે છે તેવામાં દાસીની સાથે બોલતી અને ડોલરનાં પુષ્પ જેવાં કટાક્ષવડે જાણે કુમારના કંઠમાં માળા નાખતી હોય તેમ તે કન્યા કુમારને જોતી જોતી બીજી તરફ ચાલી, તેને જોતો જોતો કુમાર પણ બીજી તરફ ચાલ્યો, તેવામાં વસ્ત્ર, આભૂષણ અને તાંબૂલને લઇને એક દાસી કુમાર પાસે આવી. તેણે કુમારને વસ્ત્રાદિક આપીને કહ્યુ કે 'ભદ્ર! અહીં જે સુંદર કન્યા તમારા જોવામાં આવી છે, તેણીએ સ્વાર્થસિદ્ધિના ડોલની જેમ આ સર્વ વસ્ત્રાદિક તમારે માટે મોકલાવ્યુ છે, અને તેણે મને આજ્ઞા કરી છે કે એ કુમારને પિતાના મંત્રીને ઘેર લઈ જા, કારણ કે તે સર્વ યોગ્યતા જાણે છે.' પછી બ્રહ્મદત્ત તે દાસીની સાથે **નાગદેવ** મંત્રીને ઘેર ગયો. તેના સદ્ગુણોથી આકર્ષાયો હોય તેમ મંત્રી તેને જોઈ સામો ઉભો થયો, એટલે 'હે મંત્રિરાજ! શ્રીકાંતા રાજપુત્રીએ આ મહાભાગને મોકલ્યા છે.' આવો સંદેશો કહીને દાસી ચાલી ગઈ. મંત્રીએ સ્વામીની જેમ ઉપાસના કરેલા બ્રહ્મદત્તની ક્ષણની જેમ રાત્રિ નિર્ગમન થઈ ગઈ. રાત્રિ નિર્ગમન થયા પછી મંત્રી તેને રાજકુળમાં લઈ ગયા રાજાએ બાળસૂર્યની જેમ તેની અર્ધ્યાદિકથી પૂજા કરી. પછી વંશ–કુળાદિક પૂછ્યા વગર રાજાએ કુમારને પોતાની પુત્રી આપી. "ચતુર જનો સર્વ વૃત્તાંત આકૃતિ ઉપરથીજ જાણી લે છે." પાણિગ્રહણસમયે તેના હાથને પોતાના હાથથી દબાવતો કુમાર જાણે સર્વ બાજુથી અનુરાગને સંક્રમિત કરતો હોય તેમ તે કુમારીને પરણ્યો. એક વખતે બ્રહ્મદત્તે એકાંતમાં ક્રીડા કરતાં તે રાજકુમારીને પૂછ્યું કે 'મારૂં કુળ જાણ્યા વગર તારા પિતાએ તને મારી સાથે કેમ પરણાવી?' દાંતનાં કિરણોથી અધરને ઉજ્વલ કરતી શ્રીકાંતા બોલી–"હે સ્વામિન્! વસંતપુર નગરમાં **શબરસેન** નામે રાજા હતો. મારા પિતા તેના પુત્ર છે. મારા પિતામહના મૃત્યુ પછી રાજ્ય ઉપર મારા પિતા આવ્યા, પરન્તુ ક્રૂર ગોત્રીઓએ તેમને ઘણા હેરાન કર્યા, તેથી તે બળ વાહન લઈ આ પલ્લીમાં આશ્રય કરીને રહ્યા છે. અહીં રહ્યા છતાં ખરૂના વૃક્ષને જળના વેગની જેમ તેમણે ભિલ્લ લોકોને નમાવી દીધા છે, અને ગામ વિગેરેનો ઘાત કરીને અર્થાત્ ગામ ભાંગીને કે ધાડ પાડીને મારા પિતા પોતાના પરિવારનું પોષણ કરે છે. ચાર ઉપાયોને અંતે જેમ લક્ષ્મી પ્રાપ્ત થાય છે તેમ ચાર પુત્રો થયા પછી હું તેમને અતિ વહાલી પુત્રી થઈ છું. મને યૌવનવતી જોઇને મારા પિતાએ મને કહ્યુ કે 'જે સર્વ રાજાઓ તારી અપેક્ષા કરે છે તેઓને તારે દૃષ્ટિએ જોવા, અને તેમાંથી જે તને યોગ્ય લાગે તેના તારે મને ખબર આપવા.' પિતાનાં આવાં વચનથી ત્યારથી ચક્રવાકીની જેમ હું તે સરોવર ઉપર રહી સર્વ પાંથજનોને જોતી હતી, તેવામાં જ્યાં મનોરથની પણ ગતિ થાય નહીં એવા અને અતિ દુર્લભ એવા તમે મારા ભાગ્યની વૃદ્ધિથી અહીં આવી ચઢ્યા, અને મારૂં પાણિગ્રહણ કરીને મને કૃતાર્થ કરી."

એક વખતે તે પલ્લિપતિ કોઈ ગામ મારવાને ચાલ્યો, એટલે બ્રહ્મદત્તકુમાર પણ તેની સાથે ગયો, કેમકે "ક્ષત્રિયોનો એવો ક્રમ છે." પછી ભિલ્લોએ ગામ લુંટવા માંડયું, તેવામાં મંત્રિપુત્ર **વરધનુ** સરોવર તીરે આવી હંસની જેમ કુમારના ચરણકમળમાં પડ્યો. પછી કુમારને કંઠે વળગીને તે મુક્ત કંઠે રોઈ પડ્યો, "કેમકે ઈષ્ટ જનનાં દર્શન વખતે પૂર્વ દુઃખ પણ તાજાં થાય છે." કુમારે અમૃતના ગંડૂષ જેવા કોમળ આલાપથી તેને આશ્વાસન આપીને પૂછ્યું એટલે મંત્રિકુમારે પોતાનો વૃત્તાંત કહેવા માંડ્યો, "હે નાથ! તમને વડના વૃક્ષ નીચે મૂકીને હું જળ લેવા ગયો હતો, ત્યાં આગળ ચાલતાં એક અમૃતના કુંડ જેવું મોટું સરોવર મેં જોયુ. તેમાંથી તમારે માટે કમળના પત્રમાં જળ લઇને હું પાછો આવતો હતો, તેવામાં જાણે યમદૂત હોય તેવા અનેક કવચધારી સુભટોએ મને અટકાવ્યો. તેઓ મને પૂછવા લાગ્યા કે 'હે વરધનુ! કહે, બ્રહ્મદત્ત ક્યાં છે!' મેં કહ્યું કે 'હું જાણતો નથી' એટલે તેઓએ ચોરની પેઠે મને મારવા માંડ્યો. તેથી મે કહ્યું કે 'બ્રહ્મદત્તને કોઈ વાઘ ખાઈ ગયો છે.' તેઓ બોલ્યા કે 'તે સ્થાન બતાવ,' એટલે આમતેમ ભમતો હું તમારા દર્શનમાર્ગમાં આવ્યો, અને મેં તમને નાસી જવાની સંજ્ઞા કરી. પછી કોઈ તાપસે મને ગુટિકા આપી હતી, તે મે મુખમાં નાખી. તે ગુટિકાના પ્રભાવથી હું સંજ્ઞા રહિત થઇને પડી ગયો, એટલે 'આ તો મરી ગયો' એમ ધારી તેઓ મને છોડીને ચાલ્યા ગયા. તેઓના ગયા પછી ઘણીવારે મેં તે ગુટિકા મુખમાંથી કાઢી. પછી નષ્ટ થયેલા અર્થની જેમ તમને શોધવાને માટે ભમતો હું કોઈ એક ગામમાં આવ્યો. ત્યાં કોઈ ઉત્તમ તાપસ મારા જોવામાં આવ્યા. જાણે તપનો રાશિ હોય તેવા તે તાપસને મેં પ્રણામ કર્યા. મને જોઇને તે તાપસે કહ્યું, 'વરધનુ! હું તારા પિતા ધનુનો મિત્ર છું. હે મહાભાગ! તારી સાથે ભાગેલો બ્રહ્મદત્ત ક્યાં છે?' મેં કહ્યું, 'બધુ વિશ્વ જોયું, પણ તેનો પત્તો નથી' મારી આવી દુષ્કથારૂપ ધૂમાડાથી જેનું મુખ મ્લાન થયેલું છે એવા તે તાપસે કહ્યુ કે 'જ્યારે તે લાક્ષાગૃહ દગ્ધ થયું, ત્યારે પ્રાતઃકાળે દીર્ઘ રાજાએ જોયું તો તેમાંથી એકજ બળી ગયેલું મુડદું નીકળ્યું, ત્રણ મુડદાં નીકળ્યાં નહીં. અંદર તપાસ કરતાં સુરંગ જોવામાં આવી, અને તેને છેડે અશ્વનાં પગલાં દીઠાં, એટલે 'તમે બન્ને ધનુ મંત્રીની બુદ્ધિથીજ નાસી ગયા છો' એમ માનીને દીર્ઘ રાજા ધનુ મંત્રી ઉપર ઘણો ગુસ્સે થયો. પછી તમો બન્નેને બાંધી લાવવાને માટે દીર્ઘ રાજાએ પ્રત્યેક દિશાએ સૂર્યના તેજની જેવા અસ્ખલિત ગતિવાળા ઘોડેસ્વારોને મોકલવાની આજ્ઞા કરી. ધનુ મંત્રી તરતજ ત્યાંથી નાસી ગયા, અને તમારી માતાને દીર્ઘ રાજાએ નરકની જેવા ચાંડાળના પાડામાં નાખ્યા.' ગુમડાં ઉપર ફોલ્લિ થઈ હોય તેમ તાપસ પાસેથી આ વાર્ત્તા સાંભળીને આર્ત્ત થયેલો હું દુઃખ ઉપર દુઃખ પામીને કાંપિલ્ય નગરે ગયો, અને કપટથી એક કાપાલિકનો વેષ લઇને ચંડાળના પાડામાં નિરંતર ઘેરઘેર ફરવા લાગ્યો, બેસવા લાગ્યો અને જોવા લાગ્યો. તે લોકો મને ત્યાં ભમવાનું કારણ પૂછતા ત્યારે હું કહેતો કે 'હું માતંગી (ચાંડાલી) વિદ્યા સાધું છું, તેનો એવો કલ્પ છે.' ત્યાં ભમતાં ભમતાં ત્યાંના રક્ષકની સાથે મારે વિશ્વાસપાત્ર મૈત્રી થઈ. "માયાથી શું સાધ્ય થતું નથી?"

એક દિવસે મેં તે રક્ષકની પાસે મારી માતાને કહેવરાવ્યું કે 'તમારા પુત્રનો મિત્ર કૌડિન્ય મહાવ્રતધારી થયો છે, તે તમને અભિવંદન કરે છે' બીજે દિવસે હું જાતે માતાની પાસે ગયો, તેમને પેલી ગુટિકા સહિત બીજોરાનું ફળ આપ્યું. તે ફળ ખાવાથી મારી માતા સંજ્ઞા રહિત થઈ ગયા, એટલે કોટવાળે તેમને મરેલા ધારીને રાજાને જણાવ્યું. રાજાએ તેના શરીરના સંસ્કારને માટે પોતાના સેવકોને આજ્ઞા કરી તે વખતે તેમની પાસે જઇને મે કહ્યુ કે 'અરે રાજપુરૂષો! જો આ વખતે આ સ્ત્રીને મૃતસંસ્કાર કરશો તો રાજાની ઉપર મોટો અનર્થ થશે.' તે સાંભળી તેઓ ચાલ્યા ગયા. પછી મેં પેલા પુરરક્ષકને કહ્યુ કે 'જો તું સહાય આપે તો સર્વ લક્ષણવાળી આ સ્ત્રીના શબવડે હું એક મંત્ર સાધું.' પુરરક્ષકે તેમ કરવાની હા પાડી, એટલે તેની સાથે સાયંકાળે માતાને દૂર સ્મશાનમાં લઈ ગયો. ત્યાં માયા કપટવડે શુદ્ધ સ્થંડિલ (જમીન) ઉપર મેં મંડળ વિગેરે કર્યાં. પછી નગરદેવીઓને બળિદાન આપવા માટે મે તે આરક્ષકને મોકલ્યો. તેના ગયા પછી મેં મારી માતાને બીજી ગુટિકા આપી, એટલે તત્કાળ નિદ્રાનો છેદ થયો હોય તેમ તે બગાસાં ખાતી ખાતી સચેતન થઈ. પ્રથમ તો તે રૂદન કરવા લાગ્યા, એટલે મેં મારી ઓળખાણ આપીને તેમને શાંત કર્યા. પછી હું કચ્છ ગ્રામમાં રહેતા મારા પિતાના મિત્ર **દેવશર્માને** ઘેર તેમને લઈ ગયો. ત્યાંથી નીકળીને અનેક સ્થાનકે પરિભ્રમણ કરતો અને તમને શોધતો શોધતો અહીં આવ્યો. સારા ભાગ્યે મારા પુણ્યના રાશિ જેવા તમે અહીં મારા જોવામાં આવ્યા." આ પ્રમાણે પોતાનો વૃત્તાંત કહીને પછી વરધનુએ પૂછ્યું કે 'હે બંધો! મારાથી જૂદા પડ્યા પછી તમે ક્યાં ગયા અને શી રીતે રહ્યા તે કહો.' એટલે બ્રહ્મદત્તે પોતાનો સર્વ વૃત્તાંત તેને નિવેદન કર્યો. બંને મિત્રો આ પ્રમાણે વાત કરે છે તેવામાં કોઇએ આવીને તેમને કહ્યુ કે 'આ ગામમાં દીર્ઘ રાજાના સુભટો આવ્યા છે. તેઓ તમારા બન્નેની જેવા રૂપની આકૃતિઓ બતાવી ગામના લોકોને પૂછે છે કે આવી આકૃતિવાળા કોઈ બે પુરૂષો અહીં આવ્યા છે? તે વાણી સાંભળીને હું અહીં આવ્યો, ત્યાં તો તમને બંનેને તેવીજ આકૃતિવાળા મેં અહી જોયા, માટે હવે તમને જેમ રૂચે તેમ કરો.' આ પ્રમાણે કહીને તે પુરૂષ ચાલ્યો ગયો. પછી બ્રહ્મદત્ત અને મંત્રિપુત્ર બન્ને હાથીનાં બચ્ચાંની જેમ તત્કાળ અરણ્યમાં નાસી ગયા. અનુક્રમે તેઓ કૌશાંબી પુરી પાસે આવ્યા.

તે નગરીના ઉદ્યાનમાં તે નગરના રહેનારા સાગરદત્ત શેઠના અને બુદ્ધિલના કુકડાની લડાઈ થતી હતી તેમાં હારજીત ઉપર એક લક્ષ દ્રવ્યનું પણ કરવામાં આવ્યું હતું. ને આ બન્ને કુમારના જોવામાં આવ્યું. બન્ને કુકડા ખેંચવાના સાણસા હોય તેવા તીક્ષ્ણ નખોથી અને ચાંચોથી ઉછળી ઉછળીને યુદ્ધ કરતા હતા. તેમાં સાગરદત્તનો કુકડો જાતિવાન્ હતો, બુદ્ધિલનો કુકડો જાતિવાન્ નહોતો. થોડીવાર યુદ્ધ થયા પછી બ્રહ્મદત્તે બુદ્ધિલના કુકડાના પગમાં યમરાજની દૂતી જેવી તીક્ષ્ણ લોઢાની સોયો જોઈ. તેની બુદ્ધિલને ખબર પડતાં તેણે છાની રીતે અર્ધ લાખ દ્રવ્ય બ્રહ્મદત્તને આપવાને ઇચ્છ્યું. તથાપિ તે ન સ્વીકારતાં તે વૃત્તાંત લોકોને જણાવ્યો. પછી બ્રહ્મદત્તે પેલી લોઢાની સોયો

ખેંચી લઇને બુદ્ધિલના કુકડાને સાગર શ્રેષ્ઠીના કુકડાની સામે ફરીવાર યુદ્ધ કરવા જોડ્યો, એટલે સોય વગરના બુદ્ધિલના કુકડાને સાગર શેઠના કુકડાએ ક્ષણવારમાં ભગ્ન કરી નાખ્યો. "કપટીનો જય ક્યાં સુધી થાય?" એ પ્રમાણે થયેલા વિજયથી હર્ષ પામેલો સાગરદત્ત બ્રહ્મદત્ત અને મંત્રિપુત્ર કે જે વિજય અપાવવાથી મિત્રરૂપ થઈ પડ્યા હતા તેમને પોતાના રથમાં બેસાડીને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં તેઓ પોતાના ઘરની જેમ બહુ દિવસ રહ્યા. એક વખતે બુદ્ધિલના સેવકે વરધનુ પાસે આવીને કાંઇક કહ્યું. તેના ગયા પછી વરધનુએ કુમારને કહ્યું કે 'જુઓ! બુદ્ધિલે જે અર્ધ લાખ દ્રવ્ય મને આપવાને કહ્યું હતું તે આજે મોકલાવ્યું છે.' એમ કહી નિર્મળ, સ્થૂળ અને વર્તુળાકાર મોતીવડે શુક્રના તારામંડળને અનુસરતો એક હાર તેણે બતાવ્યો. તે હારની સાથે પોતાના નામથી અંકિત એક લેખ બ્રહ્મદત્તના જોવામાં આવ્યો. તે વખતે મૂર્ત્તિમાન્ સંદેશો હોય તેવી **વત્સા** નામની એક તાપસી પણ ત્યાં આવી. તે બંને કુમારનાં મસ્તક પર આશીર્વાદ સાથે અક્ષત નાખી, વરધનુને એક તરફ લઈ જઈ, કાંઇક વાર્તા કહીને ચાલી ગઈ. પછી મંત્રિપુત્રે બ્રહ્મદત્તને કહ્યું "આ હારની સાથે જે લેખ છે, તેનો પ્રત્યુત્તર લેવાને માટે તે આવી હતી. તેણે જ્યારે કહ્યું કે હારની સાથે બ્રહ્મદત્તનો લેખ છે, ત્યારે મેં પૂછ્યું કે 'બ્રહ્મદત્ત કોણ?' એટલે તે બોલી—'આ નગરમાં એક શેઠની **રત્નવતી** નામે પુત્રી છે, પણ તે રૂપાંતર કરી કન્યાપણું લઇને જાણે રતિજ પૃથ્વી પર આવી હોય તેવી રૂપવંત છે. તે દિવસે સાગરદત્ત અને બુદ્ધિલના કુકડાનું જ્યારે યુદ્ધ થતું હતું, ત્યારે તેણીએ આ બ્રહ્મદત્તને જોયા હતા. ત્યારથી કામાર્ત્ત થઈ તરફડતી એવી તે બાળા શાંતિ પામતી નથી, અને 'બ્રહ્મદત્ત મારૂં શરણ હો' એમ તે હમેશાં બોલ્યા કરે છે. એક વખતે તેણે પોતે આ લેખ લખી હારની સાથે મેળવીને મને આપ્યો, અને કહ્યું કે 'આ બ્રહ્મદત્તને મોકલાવો.' પછી મેં દાસીને હાથે તે લેખ મોકલાવ્યો, અને તેના ખબર આપીને તેણીને આશ્વાસન આપ્યું." આ પ્રમાણે તેની વાત સાંભળ્યા પછી મે પણ તમારા નામનો પ્રતિલેખ આપીને તેને વિદાય કરી છે.

વરધનુનાં આવાં વચન સાંભળી બ્રહ્મદત્ત દુર્વાર કામના તાપથી પીડિત થયો અને મધ્યાહ્ન સૂર્યનાં કિરણોથી તપેલા હાથીની જેમ તે સુખે રહી શક્યો નહી.

આ અરસામાં કૌશાંબી નગરીના સ્વામી પાસે દીર્ઘ રાજાએ મોકલેલા સુભટો નષ્ટ થયેલા શલ્યની જેમ બ્રહ્મદત્ત અને વરધનુને શોધવાને માટે આવ્યા. કૌશાંબીના રાજાની આજ્ઞાથી અહીં તે બંનેનો શોધ થવા માંડ્યો. તેની ખબર પડતાં સાગરદત્તે તેમને નિધાનની જેમ ભૂમિગૃહમાં સંતાડ્યા. તેમની ત્યાંથી બહાર જવાની ઇચ્છા થતાં તેજ રાત્રિએ રથમાં બેસાડીને સાગરદત્ત તેમને કેટલેક દૂર સુધી લઈ ગયો. પછી પોતે પાછો વળ્યો. બંને જણા આગળ ચાલ્યા, ત્યાં નંદન વનમાં દેવીની જેમ તે નગરીના ઉદ્યાનમાં એક સુંદર સ્ત્રી તેમના જોવામાં આવી. તે બંનેને જોઇને 'તમને આવતાં આટલી બધી વાર કેમ લાગી?' એમ તેણીએ આદરથી પૂછ્યું, એટલે તેઓ વિસ્મય પામી બોલ્યા—

'ભદ્રે! અમે કોણ છીએ? અને તું અમને શી રીતે ઓળખે છે?' તે બોલી—"આ નગરીમાં **ધનપ્રભવ** નામે કુબેરના બંધુ જેવો ધનાઢચ શ્રેષ્ઠી છે. તેમને આઠ પુત્રો થયા પછી બુદ્ધિના આઠ ગુણ ઉપરાંત વિવેકલક્ષ્મીની પ્રાપ્તિ થાય તેમ હું એક પુત્રી થઈ છું. ઉત્કટ યૌવનવતી થતાં મે વરની પ્રાપ્તિને માટે આ ઉદ્યાનમાં એક યક્ષનું બહુ પ્રકારે આરાધન કર્યું, કેમકે 'સ્ત્રીઓને બીજો કાંઈ પણ મનોરથ હોતો નથી.' ભક્તિથી સંતુષ્ટ થયેલા યક્ષે મને વરદાન આપ્યું કે 'બ્રહ્મદત્ત નામે ચક્રવર્તી તારો ભર્તા થશે. જે સાગર અને બુદ્ધિલ શ્રેષ્ઠીના કુકડાને બરાબર જોડી દેનારો, શ્રીવત્સના ચિહ્નવાળો અને મિત્ર સાથે રહેનારો હોય તે બ્રહ્મદત્ત છે એમ તારે ઓળખી લેવો. વળી આ મારા મંદિરમાં રહેતાંજ તને બ્રહ્મદત્તનો મેળાપ થશે' યક્ષનાં આવાં વચન પ્રમાણે તમે અહીં મળ્યા છો, તેથી હે સુંદર! તે બ્રહ્મદત્ત તમેજ છો, માટે અહીં આવો, અહીં આવો, અને જળના પૂર જેવા તમારા સંગથી ચિરકાળ થયેલા વિરહાગ્નિથી પીડિત એવી મને શાંત કરો." બ્રહ્મદત્તે તેમ કરવાને અંગીકાર કર્યું. પછી તેણીના અનુરાગની જેમ તેને પણ રથમાં બેસાડી આગળ ચાલતાં 'અહીંથી ક્યાં જશું?' એમ તેને પ્રીતિથી પૂછ્યું, એટલે તે બોલી કે 'અહીં મગધપુરમાં **ધનાવહ** નામે મારા કાકા રહે છે, તે આપણો ઘણો સત્કાર કરશે, માટે તે તરફ ચાલો.' આવી રત્નવતીની વાણીથી બ્રહ્મદત્તે મંત્રિપુત્રને સારથિ કરીને તે બાજુ ઘોડા હંકાવ્યા. ક્ષણવારમાં કૌશાંબીના પ્રદેશને ઉલ્લંઘીને બ્રહ્મદત્ત વિગેરે જાણે યમરાજનું સ્થાન હોય તેવી ભયંકર અટવીમાં આવી પહોંચ્યા ત્યાં **સુકંટક** અને **કંટક** નામના બે ચોરની સેનાના નાયક હતા, તેઓએ હાથી જેમ શ્વાનને રૂંધે તેમ બ્રહ્મદત્તને રૂંધ્યો, અને કાળરાત્રિના જાણે બે પુત્ર હોય તેવા તે સૈન્ય સહિત ચોરનાયકોએ આકાશમાં મંડપ રચે તેમ બાણોથી તેમને આચ્છાદન કરી દીધા. તે વખતે મેઘ જેમ જળધારાથી દાવાનળને નિષેધે, તેમ ધનુષ્ય ધારણ કરેલા બ્રહ્મદત્તકુમારે ગર્જના કરીને બાણોવડે તે ચોરોની સેનાને નિષેધી. કુમારનાં બાણોના વર્ષાદથી તે બંને ચોરનાયકો સૈન્ય લઇને નાસી ગયા, કેમકે "સિંહ પ્રહાર કરે ત્યારે હરિણ કેમ ટકી શકે?" પછી મંત્રિપુત્રે કુમારને કહ્યું, 'સ્વામિન્! યુદ્ધ કરીને થાકી ગયા હશો, માટે બે ઘડી આ રથમાંજ સુઈ જાઓ' એટલે યુવાન હાથી જેમ હાથિણી સાથે પર્વતના નિતંબ પર સુવે, તેમ બ્રહ્મદત્ત રત્નવતી સાથે રથમાં સુઈ ગયો. અનુક્રમે રાત્રિ પ્રભાતરૂપે થઈ, એટલે તેઓ એક નદી સમીપે આવ્યા. ત્યાં ઘોડાઓ શ્રાંત થવાથી ઉભા રહ્યા અને કુમાર પણ જાગ્રત થયો જાગીને જુએ છે તો રથના અગ્રભાગમાં મંત્રિકુમારને દીઠો નહીં, એટલે 'તે જળ લેવાને ગયેલ હશે' એવું ધારી તેણે વારંવાર ઘણી બૂમો પાડી, પણ તેનો પાછો જવાબ મળ્યો નહીં અને રથના અગ્રભાગને પંકિલ જોયો, એટલે તે 'અરે હું હણાઈ ગયો' એમ વિલાપ કરતો સતો રથમાં મૂર્છા ખાઇને પડ્યો થોડીવારે સંજ્ઞા પામીને બોલ્યો કે 'અરે મિત્ર વરધનુ! તું ક્યાં ગયો?' આ પ્રમાણે આક્રંદ કરતા બ્રહ્મદત્તને રત્નવતી સમજાવવા લાગી—"હે નાથ! તમારા મિત્ર વરધનુ મૃત્યુ પામ્યા નથી એમ

નિશ્ચય થાય છે, માટે વાણી માત્રથી પણ તેનું અમંગળ કરવું ઉચિત નથી. તે અવશ્ય તમારા કાર્યને માટે કોઈ સ્થાનકે ગયેલ હશે, કેમકે ઉત્તમ મંત્રીઓ સ્વામીને પૂછયા વગર પણ સ્વામીના કાર્યને માટે જાય છે. તમારા ઉપરની ભક્તિથીજ રક્ષણ કરાયેલા જરૂર તે પાછા આવશે, કારણ કે 'સેવકોને સ્વામિભક્તિનો પ્રભાવજ કવચરૂપ થાય છે.' વળી જ્યારે આપણે સ્થાનકે પહોંચશું, ત્યારે માણસો મોકલીને તેની ગવેષણા કરાવશું. હમણાં આ યમરાજની જેવા વનમાં વધારે રોકાવું યોગ્ય નથી." આવાં રત્નવતીનાં વચનથી બ્રહ્મદત્તે અશ્વોને હંકાર્યા. થોડા વખતમાં મગધ દેશની ભૂમિના સીમાડાના ગામમાં આવ્યા. "અશ્વને અને પવનને શું દૂર છે."

તે ગામનો નાયક સભા કરીને બેઠો હતો, તે બ્રહ્મદત્તને જોતાંજ તેને પોતાને ઘેર લઈ ગયો. 'મહત્પુરૂષો અજાણ્યા હોય તોપણ માત્ર મૂર્ત્તિનાં દર્શનથીજ પૂજાય છે.' ગ્રામાધિપે પૂછયું કે 'તમે શોકગ્રસ્ત કેમ જણાઓ છો?' બ્રહ્મદત્તે કહ્યું કે 'એક મારો મિત્ર ચોર લોકોની સાથે યુદ્ધ કરતાં ક્યાંક ચાલ્યો ગયો છે.' ગ્રામાધિપે કહ્યું કે 'સીતાની શોધ જેમ હનુમાન લાવ્યા હતા, તેમ હું તમારા મિત્રની શોધ લાવીશ.' આ પ્રમાણે કહીને તે ગ્રામાધીશ તે મહાટવીમાં સર્વત્ર ફરી વળ્યો. પછી તેણે પાછા આવીને કહ્યું કે 'આખા વનમાં કોઈ પણ મનુષ્ય જોવામાં આવ્યુ નહીં; માત્ર પ્રહાર કરવાથી પડી ગયેલું આ એક બાણ મારે હાથ આવ્યુ છે.' તેનાં આવાં વચન સાંભળીને 'જરૂર વરધનુ માર્યો ગયો' એમ ચિંતા કરતા બ્રહ્મદત્તને શોકની જેવીજ અંધકાર યુક્ત રાત્રિ પ્રાપ્ત થઈ. રાત્રિને ચોથા પહોરે ત્યાં ચોર આવ્યા, તેઓ કામદેવથી પ્રવાસીઓ જેમ સ્વસ્થાને જાય તેમ કુમારના બળથી ભગ્ન થઇને નાસી ગયા.

બીજે દિવસે તે ગ્રામણીને લઇને કુમાર ત્યાંથી અનુક્રમે રાજગૃહપુરે આવ્યો. ત્યાં રત્નવતીને નગરની બહાર તાપસના આશ્રમમાં રાખીને તેણે નગરમાં પ્રવેશ કર્યો. નગરમાં પેસતાંજ એક હવેલીના ગોખમાં બેઠેલી જાણે સાક્ષાત્ **રતિ** અને **પ્રીતિ** હોય તેવી બે નવયૌવના સ્ત્રીઓ તેના જોવામાં આવી. તે સ્ત્રીઓ કુમારને જોતાં તરતજ બોલી કે 'અરે ભદ્ર! તે વખતે પ્રેમીજનને છોડીને તમે ચાલ્યા ગયા તે શું તમને યોગ્ય લાગે છે?' બ્રહ્મદત્ત બોલ્યો કે 'મારા પ્રેમીજન કોણ? મે તેનો ક્યારે ત્યાગ કર્યો? હું કોણ છું? અને તમે બે પણ કોણ છો?' તે બોલી–'હે નાથ! પ્રસન્ન થાઓ, અહીં પધારો અને વિશ્રામ લ્યો.' તેમના આવા મધુર આલાપથી બ્રહ્મદત્ત મનની જેમ તેના ઘરમાં ગયો, એટલે તેણીએ બ્રહ્મદત્તને થોડીવાર બેઠા પછી સ્નાન ભોજન કરાવ્યુ. પછી તેઓએ પોતાની સત્ય કથા કહેવા માંડી.

"વિદ્યાધરોનું નિવાસ સ્થાન, સુવર્ણમય શિલાઓથી નિર્મળ અને જાણે પૃથ્વીનું તિલક હોય તેવો **વૈતાઢ્ય** નામે પર્વત છે. તેની દક્ષિણ શ્રેણીમાં **શિવમંદિર** નામના નગરમાં અલકાપુરીમાં કુબેરની જેમ **જ્વલનશિખ** નામે રાજા છે. મેઘને વિદ્યુતની જેમ તે વિદ્યાધરપતિ રાજાને કાંતિથી દિશાઓના મુખને પ્રકાશિત કરનારી **વિદ્યુચ્છિખા** નામે

પ્રિયા છે. તેમને **નાટયોન્મત્ત** નામનો પુત્ર અને તેનાથી નાની **ખંડા** અને **વિશાખા** નામે અમે બે પ્રાણપ્રિય પુત્રીઓ છીએ. એક વખતે પોતાના મહેલમાં અમારા પિતા તેમના **અગ્નિશિખ** નામના મિત્રની સાથે વાર્ત્તાલાપ કરતા હતા, તેવામાં આકાશમાં અષ્ટાપદ ગિરિ ઉપર જતા દેવતાઓ તેમના જોવામાં આવ્યા, એટલે અમોને અને તેમના મિત્ર અગ્નિશિખને લઇને તે તીર્થયાત્રા કરવા ચાલ્યા 'ઇષ્ટજનને જરૂર ધર્મકાર્યમાં જોડવા.' અમે અષ્ટાપદ ગિરિ પર પહોચ્યા, એટલે ત્યાં મણિનિર્મિત, પોતપોતાના માન અને વર્ણ સહિત ચોવીશે તીર્થંકરોની પ્રતિમાઓ દીઠી. પછી યથાવિધિ સ્નાન, વિલેપન અને પૂજા કરીને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક અમે સમાહિતપણે તેમની વંદના કરી. પછી અમે પ્રાસાદમાથી નીકળીને આગળ ચાલ્યા, એટલે રક્ત અશોકવૃક્ષની નીચે મૂર્ત્તિમાન્ તપ અને શમ હોય તેવા બે ચારણશ્રમણ મુનિને બેઠેલા જોયા તેમને નમસ્કાર કરી તેમની આગળ બેસીનેઅજ્ઞાનરૂપ અંધકારને છેદવામાં કૌમુદી* જેવી ધર્મદેશના શ્રદ્ધાપૂર્વક અમે સાંભળી. દેશનાને અંતે અગ્નિશિખે પૂછ્યું કે 'આ બે કન્યાનો પતિ કોણ થશે?' તેઓ બોલ્યા કે 'જે તેમના ભાઇને મારી નાખશે, તે તેમનો પતિ થશે.' આવી મુનિની વાણીથી હિમથી ચંદ્રની જેમ અમારા પિતા ગ્લાનિ પામી ગયા, એટલે અમોએ વૈરાગ્યગર્ભ વાણીએ કહ્યુ કે 'હે તાત ! તમે હમણાંજ દેશનામાં સંસારની અસારતા વિષે સાંભળ્યુ છે, તો હવે ખેદરૂપી શીકારીથી શામાટે પરાભવ પામો છો? વળી અમારે પણ એવા વિષયના સુખની જરૂર નથી.' એમ કહીને અમે ત્યારથી અમારા સહોદર બંધુની રક્ષામાં નિરંતર તત્પર રહ્યા.

એક વખત અમારા ભાઇએ ફરતા ફરતા તમારા મામા પુષ્પચૂલની કન્યા પુષ્પવતીને જોઇ. તેના અદ્‌ભુત લાવણ્યવાળા રૂપથી તેનું મન હરાયુ, તેથી તે દુર્બુદ્ધિએ તેનું હરણ કર્યું. 'बुद्धि कर्मानुसारिणी' પુષ્પવતીને હરણ કરી લાવ્યા છતાં તે તેણીની દૃષ્ટિને સહન કરી શક્યો નહી એટલે પોતે વિદ્યા સાધવાને ગયો. ત્યારપછીની વાર્ત્તા તમે પોતેજ વસ્તુત જાણો છો. પછી પુષ્પવતીએ અમારી પાસે આવી તે અમારા ભાઇના મૃત્યુના ખબર અમને કહ્યા, અને ધર્માક્ષરવડે તેણીએ અમારા શોકને ટાળી દીધો પછી કહ્યું કે તે તમારા બંધુને હણનાર બ્રહ્મદત્ત અહી આવે છે માટે તેજ તમારા બંનેનો ભર્ત્તાર થાઓ, કારણ કે 'મુનિની વાણી અન્યથા થતીજ નથી' અમોએ તે વાતનો સ્વીકાર કર્યો. એટલે પુષ્પવતીએ તમને આવવાની સંજ્ઞા કરવા માટે રભસવૃત્તિથી ભૂલી જઈને શ્વેત ધ્વજા હલાવી, જેથી તમે અમને છોડીને ચાલ્યા ગયા. અમારા વિપરીત ભાગ્યના યોગથી તમે આવ્યા નહી અને સર્વત્ર આપને શોધવા માટે ભમતાં અમે કોઈ પણ સ્થાનકે આપને જોયા નહી, તેથી નિર્વેદ પામીને અમે અહીં આવીને રહેલા છીએ. હે સ્વામિન્! આજે અમારાં પુણ્યથી તમે અહી આવ્યા છો. પૂર્વે અમે પુષ્પવતીના કહેવાથી તમને વરેલી છીએ, તેથી અમારી ગતિ તમે એકજ છો, માટે અમારૂ

* ચંદ્રિકા.

પાણિગ્રહણ કરો.” આવાં તેમનાં પ્રેમવચન સાંભળીને બ્રહ્મદત્ત ગાંધર્વ વિવાહથી તેમને પરણ્યો. “સરિતાઓનું પાત્ર જેમ સમુદ્ર છે તેમ સ્ત્રીઓનું પાત્ર ભોગી પુરૂષ છે.”

ગંગા અને પાર્વતીની સાથે મહાદેવની જેમ તે બંને સ્ત્રીઓની સાથે ક્રીડા કરતા બ્રહ્મદત્તે તે રાત્રિ ત્યાં આનંદમાં નિર્ગમન કરી. પછી તે બંનેને કહ્યું કે ‘જ્યાંસુધી મને રાજ્યનો લાભ થાય ત્યાંસુધી તમારે પુષ્પવતીની સાથે રહેવું.’ એમ કહી તે સ્ત્રીઓને તેની પાસે જવા આજ્ઞા કરી. તેમણે તેમ કરવાનું કબુલ કર્યું, જેથી તત્કાળ તે લોક અને તે મંદિર વિગેરે સર્વ ગંધર્વ નગરની જેમ અદૃશ્ય થઈ ગયુ. પછી બ્રહ્મદત્ત તાપસના આશ્રમમાં રાખેલી રત્નવતીને શોધવા ગયો, પરંતુ ત્યાં તે જોવામાં આવી નહીં, પણ ત્યાં એક સુંદર આકૃતિવાળો પુરૂષ હતો તેને પૂછ્યું કે ‘હે મહાભાગ! અહીં ગઈ કાલે દિવ્ય વસ્ત્રને ધરનારી અને રત્નભૂષણથી શોભિત એવી કોઈ સ્ત્રી તમારા જોવામાં આવી છે?’ તેણે કહ્યું કે “કાલે ‘હે નાથ! હે નાથ!’ એમ પોકાર કરીને રૂદન કરતી એક સ્ત્રી મારા જોવામાં આવી હતી, અમારી સ્ત્રીઓએ તેને ઓળખી એટલે અહીંથી લઈ જઇને તેને તેણીના કાકાને સોંપી છે.” પછી તેણે પૂછ્યું કે ‘શુ તમે તેના પતિ થાઓ છો?’ બ્રહ્મદત્તે હા પાડી એટલે તે પુરૂષ બ્રહ્મદત્તને આગ્રહપૂર્વક રત્નવતીના કાકાને ઘેર લઈ ગયો. રત્નવતીના કાકાએ મોટી સમૃદ્ધિથી બ્રહ્મદત્ત ને રત્નવતીનો વિવાહમહોત્સવ કર્યો. ‘ધનવાન્ પુરૂષોને સર્વ કામ સહેલુ છે.’ ત્યાં બ્રહ્મદત્ત તેની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો.

અન્યદા બ્રહ્મદત્તે પોતાના મિત્ર વરધનુનુ ઉત્તરકાર્ય કરવાનો આરંભ કર્યો. તેમાં સાક્ષાત્ તેના ભૂત જેવા બ્રાહ્મણો જમવાને આવ્યા. તે વખતે અકસ્માત્ બ્રાહ્મણનો વેષ લઇને વરધનુ પણ ત્યાં આવી પહોંચ્યો, અને બ્રહ્મદત્તને આ પ્રમાણે કહેવા લાગ્યો કે ‘જો મને ભોજન આપશો તો તે સાક્ષાત્ વરધનુનેજ મળશે.’ આવી શ્રવણને અમૃત જેવી તેની વાણી સાંભળીને બ્રહ્મદત્તે તત્કાળ તેની સામું જોયુ, એટલે તેને ઓળખ્યો, તેથી જાણે બે શરીરને એક કરી દેતો હોય તેમ તેણે તેને આલિંગન કર્યું, અને હર્ષાશ્રુથી તેને ન્હવરાવતો તે અંતર્ગૃહમાં લઈ ગયો. પછી કુમારે તેને તેનો વૃત્તાંત પૂછ્યો એટલે તે પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યો—“હે મિત્ર! તમે સુઈ ગયા પછી દીર્ઘ રાજાના સુભટોની જેમ ચોર લોકોએ આવીને મને રૂંધી લીધો. વૃક્ષની અંદર રહેલા એક ચોરે મને એક બાણ માર્યું, તેથી હું પૃથ્વી પર પડી ગયો, અને લતાઓના અંતરમાં ઢંકાઈ ગયો. મને ત્યાં જોયો નહી એટલે આવેલા બધા ચોરો ચાલ્યા ગયા. પછી જળમાં મત્સ્યની જેમ વૃક્ષોમાં સંતાતો સંતાતો હું અનુક્રમે એક ગામમાં આવ્યો. તે ગામના નાયક પાસેથી તમારા ખબર મેળવીને ચાલતો ચાલતો હું અહીં આવ્યો. દૈવયોગે મેઘને મયૂરની જેમ મે તમને અહી જોયા.” પછી બ્રહ્મદત્તે કહ્યુ કે ‘હે મિત્ર! હવે નપુંસકની જેમ પુરૂષાર્થ કર્યા વિના આમને આમ ક્યાં સુધી મારે ભટકતાં રહેવું?’

એ સમયે કામદેવના સામ્રાજ્યભૂત અને મધુની જેમ યુવક જનને મદનો કરનાર વસંતોત્સવ પ્રગટ થયો એવામાં એક દિવસ જાણે કાળનો અનુજ બંધુ હોય તેવો રાજાનો

એક ઉન્મત્ત હાથી ખીલો ભાંગી સાંકળ તોડીને સર્વ જનોને ત્રાસ પમાડતો છુટો થઈ ગયો. તે હાથીએ નિતંબના ભારથી સ્ખલિત ગતિએ ચાલતી એક કન્યાને કમલિનીની જેમ ખેચીને પોતાની સુંઢમાં પકડી લીધી, તેથી શરણાર્થી એવી તે કન્યા દીન નેત્ર પોકાર કરવા લાગી. તે સાભળી સર્વને દુઃખબીજના અક્ષર જેવો હાહાકાર થઈ રહ્યો. તે વખતે 'અરે માતંગ! તુ ખરેખર માતંગ (ચંડાળ) છે, નહી તો આ સ્ત્રીને પકડતાં કેમ લજ્જા પામતો નથી?' આ પ્રમાણે કહેતો બ્રહ્મદત્ત તેની પાસે ગયો, એટલે હાથી તે કન્યાને છોડી બ્રહ્મદત્ત સામે દોડ્યો. બ્રહ્મદત્ત એકદમ ઉછળીને તેના દાંતરૂપ નિસરણી ઉપર પગ મૂકી લીલા માત્રમાં તેની ઉપર ચઢી ગયો, અને આસન વાળીને બેઠો. પછી વાક્યથી, પગથી, અંકુશથી અને વિજ્ઞાનથી કુમારે તે હાથીને યોગી જેમ યોગવડે મનને વશ કરે તેમ વશ કરી લીધો. લોકોએ 'ઠીક કર્યું, ઠીક કર્યું' એમ બોલતાં જયનો નાદ કર્યો. પછી કુમારે હાથિણીની જેમ તે હાથીને તેના ખીલા પાસે લઈ જઇને બાંધી દીધો. તે વખતે ત્યાં રાજા આવ્યો. તે કુમારને જોઇને ઘણો વિસ્મય પામ્યો, કેમકે એની આકૃતિ અને પરાક્રમ કોને વિસ્મય કરે તેવુ નહોતુ? પછી રાજા બોલ્યો કે 'આ પુરૂષ કોણ છે? શુ ગુપ્ત રીતે સૂર્ય કે ઈંદ્ર તો આવ્યા નથી?' આ પ્રમાણે વિચાર કરે છે, તેવામાં રત્નવતીના કાકાએ તેમની પાસે જઇને બધી હકીકત કહી સંભળાવી, એટલે પોતાના આત્માને પવિત્ર માનનાર રાજાએ ચંદ્રને દક્ષ પ્રજાપતિએ આપી તેમ ઉત્સવપૂર્વક પોતાની કન્યાઓ બ્રહ્મદત્તને આપી. બ્રહ્મદત્ત તેમને પરણીને ત્યાં સુખે રહેવા લાગ્યો.

એક વખત એક વૃદ્ધ સ્ત્રીએ કુમાર પાસે આવી માથે વસ્ત્રનો છેડો ફેરવીને કહ્યું કે "હે વત્સ! આ નગરીમાં લક્ષ્મીવડે બીજા કુબેર ભંડારી જેવો **વૈશ્રવણ** નામે એક ધનાઢ્ય શ્રેષ્ઠી રહે છે. તેને સમુદ્રને લક્ષ્મીની જેમ **શ્રીમતી** નામે એક પુત્રી છે. રાહુ પાસેથી ચંદ્રકળાની જેમ તમે જ્યારથી તે રાજકન્યાને ઉન્મત્ત હાથી પાસેથી છોડાવી છે ત્યારથી એ બાળા તમારો અભિલાષ કરતી તલપ્યા કરે છે, માટે તમે રાજકન્યાને જેમ હાથી પાસેથી બચાવી છે તેમ તે બાળાને કામદેવથી પણ બચાવો, અને જેવી રીતે તેનુ હૃદય ગ્રહ્યુ છે, તેવી રીતે તેના પાણિનું પણ ગ્રહણ કરો." પછી કુમાર વિવિધ વિવાહમંગળથી તેને પરણ્યો, અને મંત્રિપુત્ર વરધનુ પણ **સુબુદ્ધિ** મંત્રીની કન્યા **નંદાને** પરણ્યો ત્યાં રહેતા તે બંને વીર શક્તિથી પૃથ્વી પર પ્રખ્યાત થયા.

કેટલાક દિવસ પછી તેઓ વારાણસી નગરીમાં આવ્યા. બ્રહ્મદત્તને આવેલા સાંભળી વારાણસીનો રાજા **કટક** બ્રહ્માની જેમ ગૌરવતાથી સામો આવીને તેમને પોતાને ઘેર લઈ ગયો અને પોતાની **કટકવતી** નામની કન્યા તેમજ મૂર્ત્તિમાન્ જયલક્ષ્મી જેવી ચતુરંગ સેના બ્રહ્મદત્તને આપી. તેમને ત્યાં આવેલા જાણી ચંપાનગરીનો રાજા કરેણુદત્ત, ધનુ મંત્રી અને બીજા ભગદત્ત વિગેરે રાજાઓ પણ ત્યાં આવ્યા પછી ભરત ચક્રીએ જેમ સુષેણને સેનાપતિ કર્યો હતો તેમ વરધનુને સેનાપતિ કરી બ્રહ્મદત્તકુમારે દીર્ઘ રાજાને દીર્ઘ પંથે (મૃત્યુ માર્ગે) મોકલવા પ્રયાણ કર્યું તે વખતે દીર્ઘ રાજાના શંખ નામના દૂતે

આવીને કટક રાજાને કહ્યું કે 'દીર્ઘ રાજાની સાથે તમારે બાલ્ય મૈત્રી છે, તે છોડી દેવી યુક્ત નથી.' તે સાંભળીને કટક રાજા બોલ્યો કે "હે દૂત! પૂર્વે બ્રહ્મ રાજા સહિત અમે પાંચે સહોદર જેવા મિત્ર હતા. બ્રહ્મ રાજા સ્વર્ગે ગયા પછી તેનો પુત્ર બાળક હોવાથી અમે તેનું બધું રાજ્ય રક્ષણ કરવા માટે દીર્ઘ રાજાને સોંપ્યુ, એટલે તે તો જાણે પોતાનુંજ રાજ્ય હોય તેમ તેને ભોગવવા લાગ્યો, માટે એ દીર્ઘને ધિક્કાર છે! કેમકે 'સાચવવા સોંપેલા પદાર્થને તો ડાકણ પણ ખાતી નથી.' બ્રહ્મ રાજાના પુત્રરૂપ થાપણના સંબંધમાં દીર્ઘ રાજાએ જે અતિ પાપ આચર્યું છે, તેવું પાપ કોઈ ચાંડાળ પણ કરે નહીં, માટે હે શંખ! તું જઇને તારા દીર્ઘ રાજાને કહે કે બ્રહ્મદત્ત લશ્કર લઇને આવે છે, માટે તેની સાથે યુદ્ધ કર અથવા નાસી જા." આ પ્રમાણે કહીને દૂતને વિદાય કર્યો.

બ્રહ્મદત્તકુમાર અવિચ્છિન્ન પ્રયાણ કરતો કાંપિલ્યપુર પાસે આવી પહોંચ્યો. આકાશની સહાયવડે સૂર્ય સાથે મેઘની જેમ દીર્ઘ રાજાએ તેની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરી, અને મોટા સર્પ જેમ દંડથી આક્રાંત થઈ બિલમાંથી બહાર નીકળે તેમ રણમાં સારભૂત એવા સર્વ બળથી તે નગરની બહાર નીકળ્યો. તે વખતે બ્રહ્મ રાજાની સ્ત્રી ચુલનીને અત્યંત વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તે પૂર્ણા નામની પ્રવર્ત્તિની પાસે વ્રત લઇને અનુક્રમે મોક્ષે ગઈ અહીં રણભૂમિમાં મોટા મગર જેમ નદીના નાના મગરને મારે તેમ દીર્ઘ રાજાના અગ્ર સુભટોને બ્રહ્મદત્તના સુભટોએ મારી નાખ્યા. તે જોઈ ક્રોધવડે ઉંચી ભ્રગુટીથી ભયંકર મુખ કરતો દીર્ઘ વરાહની જેમ શત્રુઓ ઉપર દોડ્યો અને પ્રહારો કરવા લાગ્યો. બ્રહ્મદત્તનું પાયદળ, રથ અને સ્વાર પ્રમુખ સૈન્ય નદીના પૂરની જેમ વેગવાળા દીર્ઘ રાજાએ વીખેરી નાખ્યુ. તે વખતે ક્રોધથી રાતાં નેત્ર કરતો બ્રહ્મકુમાર હાથીની સામે હાથીની જેમ ગર્જના કરતો દીર્ઘ રાજાની સામે જાતે યુદ્ધ કરવા આવ્યો. પ્રલયકાળનો સમુદ્ર જેમ કલ્લોલથી કલ્લોલને તોડે, તેમ બંને બળવાન્ વીરો એક બીજાનાં અસ્ત્રો તોડવા લાગ્યા તે વખતે સેવકની જેમ અવસર જાણીને કાંતિને પ્રસારતું અને દિશાઓના સમૂહને અર્થાત્ સર્વ દિશાઓમાં રહેલા રાજાઓને જીતે તેવું ચક્રરત્ન બ્રહ્મદત્તની સમીપે પ્રગટ થયુ, જેથી તત્કાળ બ્રહ્મકુમારે તે ચક્રથી દીર્ઘ રાજાના પ્રાણને હરી લીધા. "વીજળીને ચંદનઘોને મારવાનાં બીજાં સાધનોની શી જરૂર છે?" તે વખતે 'આ ચક્રવર્તી જય પામો' એમ ચારણભાટની જેમ બોલતા દેવતાઓએ બ્રહ્મદત્તની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. પછી પિતાની જેમ, માતાની જેમ અને દેવતાની જેમ પુરજનોએ જોયેલા બ્રહ્મદત્ત ચક્રીએ અમરાવતીમાં ઈંદ્ર પ્રવેશ કરે તેમ કાંપિલ્યપુરમાં પ્રવેશ કર્યો. ત્યારપછી તેણે પ્રથમ પરણેલી સર્વ સ્ત્રીઓને ત્યાં બોલાવી લીધી, અને તે સર્વ સ્ત્રીઓમાં કુરૂમતીને સ્ત્રીરત્ન તરીકે સ્થાપન કરી.

અન્યદા ભરતક્ષેત્રને સાધવાને માટે બ્રહ્મદત્ત ચક્રવર્ત્તી ચક્રની પછવાડે અગણિત સૈન્ય સહિત ચાલ્યો.

પૂર્વે નૃપશ્રેષ્ઠ શ્રી ઋષભદેવે રાજ્ય તજીને દીક્ષા લેતી વખતે સર્વ પુત્રોમાં મોટા

ભરતને મધ્ય દેશ આપ્યું હતું. અને બીજા નવાણું પુત્રોને જૂદા જૂદા દેશ વહેંચી આપી ભગવંત દીક્ષા લઈ તપસ્યા કરીને મોક્ષે ગયા હતા ત્યારથી તે પુત્રોનાં નામ પ્રમાણે તે તે દેશોના નામ પડ્યાં હતાં. તે આ પ્રમાણે–પૂર્વ દિશામાં પ્રગમ, મસ્તક, પુત્રાંગારક, મલ્લ, અંગ, કલિંગ, આગેય, પ્રાગ્જ્યોતિષ, વંગ, મગધ, અને માસવર્તિક–દક્ષિણ દિશામાં બાણમુક્ત, વૈદર્ભ, વનવાસિક, મહીષક, વનરાષ્ટ્ર, તાયિક, અશ્મદંડક, કલિંગ, ઋષિક, પકણ, મૂલક, બોનાવર્દ્ધક અને કુંતલ–પશ્ચિમ દિશામાં દુર્ગ, સૂર્પારક, અર્બુદ, આર્યકલી, વનાયન, કાર્ણિકા, નૈતસારિક, માદેય, ફુરુ, કચ્છ, સુરાષ્ટ્ર, નર્મદ, સારસ્વત અને તાપસ–ઉત્તર દિશામાં કુરુજાંગલ, પંચાલ, શૂરસેન, પટચ્ચર, કલિંગ, કાશિ, કૌશલ, ભદ્રકાર, વૃક, અર્થક, વિગર્ત, કૌસલ, અણષ્ટ, સાલ્વ, મત્સ્ય, કુનીયક, મૌક, બાહ્લીક, કાંબોજ, મધુ, મદ્રક, આત્રેય, યવન, આભીર, વાન, વાનસ, કૈકય, સિંધુ, સૌવીર, ગાંધાર, કાથ, તોષ, દશેરક, ભારદ્વાજ, ચગૃ, અથપ્રસ્થાલ, તાર્ણકર્ણક, ત્રિપુર, અવંતિ, ચેદિ, કિષ્કિંધ, નૈષધ, દશાર્ણ, કુસુમર્ણ, નોપલ, અંતપ, કોસલ, પદામ, વિનિહોત્ર અને વૈદિશ આ દેશો વિંધ્યાચળના પૃષ્ઠ ભાગે છે. વિદેહ, ભત્સ, ભદ્ર, વજ, સિંડિભ, સૈહ્ય, કુચ્છ અને ભંગ આ દેશો પૃથ્વીના મધ્યભાગે છે

પ્રારંભમાં માગધાધીશને સાધીને વરદામ, પ્રભાસ, કૃતમાલ અને બીજા દેવોને પણ બ્રહ્મદત્તે અનુક્રમે સાધી લીધા. પછી બ્રહ્મદત્ત ચક્રીએ ચક્રને અનુસરીને નવાણુ દેશો પણ સ્વયમેવ સાધી લીધા, અને ત્યાંના રાજાઓના સમૂહને વશ કર્યો જૂદા જૂદા સ્વામીઓનું ઉન્મૂલન કરીને ષટ્ખંડ પૃથ્વીના પોતે એકજ સ્વામી થઈ તેને એકખંડ જેવી કરી દીધી. પછી સર્વ રાજાઓના મુગટ પર જેનુ શાસન લાલિત થયેલુ છે એવો બ્રહ્મદત્ત સર્વ શત્રુઓને દબાવી દઈને કાંપિલ્યપુર તરફ ચાલ્યો. જે સૈન્યથી પૃથ્વીનુ અને તેની ઉખડેલી રજથી આકાશનું આચ્છાદન કરતો હતો, અને છડીદારની જેમ આગળ ચાલતું ચક્ર જેને માર્ગ બતાવતું હતું, એવો ચૌદ રત્નોનો સ્વામી અને નવ નિધિઓનો ઈશ્વર બ્રહ્મદત્ત ચક્રી અવિચ્છિન્ન પ્રયાણથી ચાલતો અનુક્રમે પોતાના નગર સમીપે આવી પહોંચ્યો. પછી વાજિંત્રોના ધ્વનિના મિષથી જાણે પોતેજ હર્ષથી સગીત કરતું હોય તેવા કાંપિલ્ય નગરમાં બ્રહ્મદત્તે પ્રવેશ કર્યો. ત્યાં સર્વ દિશાઓમાંથી આવી આવીને એકઠા થયેલા બત્રીશ હજાર રાજાઓએ ભરતની જેમ તેનો ચક્રવર્ત્તીપણાનો દ્વાદશ વાર્ષિક અભિષેક કરવાનો આરંભ કર્યો.

પૂર્વે જ્યારે બ્રહ્મદત્ત એકાકી ફરતો હતો, તે વખતે કોઈ બ્રાહ્મણ તેને સહાય આપીને સુખ દુ ખનો વિભાગી થયો હતો. તે વખતે બ્રહ્મદત્તે તેને કહેલું કે ‘જ્યારે મને રાજ્ય મળે, ત્યારે તું સત્વર આવીને મને મળજે.’ આવો સંકેત કરેલ હોવાથી તે બ્રાહ્મણ આ વખતે બ્રહ્મદત્તની પાસે આવ્યો, પરંતુ રાજ્યાભિષેકની વ્યગ્રતાથી તેનો રાજ્યમહેલની અંદર પ્રવેશ પણ થઈ શક્યો નહી, તેથી રાજદ્વારમાંજ બેસી રહીને તેણે રાજની સેવા કરવા માંડી. રાજ્યાભિષેકની ક્રિયા સંપૂર્ણ થયા પછી બ્રહ્મદત્ત ચક્રી રાજમહેલની

બહાર નીકળ્યો. ત્યારે તે બ્રાહ્મણ પોતાને ઓળખાવવાને માટે જુનાં ઉપાનની* ધ્વજા કરી ઉભો રહ્યો. બીજી ધ્વજાઓથી વિલક્ષણ ધ્વજાવાળા તે બ્રાહ્મણને જોઈને ચક્રીએ છડીદારને પૂછ્યું કે 'અપૂર્વ ધ્વજા કરનાર આ પુરૂષ કોણ છે?' છડીદારે કહ્યું કે 'બાર વર્ષ સુધી આપની સેવા કરનાર તે પુરૂષ છે.' બ્રહ્મદત્તે બોલાવીને પૂછ્યું કે 'આ શું?' તે બ્રાહ્મણ બોલ્યો–'હે નાથ! તમારી સાથે ફરી ફરીને મારાં આટલાં ઉપાન ઘસાઈ ગયાં, તથાપિ તમે મારી ઉપર કૃપા કરી નહીં.' ચક્રવર્તી તેને ઓળખીને હસી પડ્યા, અને તેને સેવા કરવા માટે રાજદ્વારમાં આવતાં ન રોકવાની દ્વારપાળને આજ્ઞા કરી. પછી તેને સભાસ્થાનમાં બોલાવીને કહ્યું કે 'ભટજી! કહો, તમને શુ આપું?' બ્રાહ્મણ બોલ્યો કે 'મને ભોજન આપો.' ચક્રીએ કહ્યુ કે 'આવું અલ્પ શું માગ્યું, કોઈ દેશ માગી લે.' એટલે જિહ્વાલંપટ બ્રાહ્મણ બોલ્યો કે 'રાજ્યનું ફળ પણ ભોજનજ છે, માટે મને તમારા ઘરથી આરંભીને આખા ભરતક્ષેત્રમાં ઘેર ઘેર ભોજન અને એક દીનાર દક્ષિણામાં મળે તેવો હુકમ કરો.' તે સાંભળી ચક્રીએ વિચાર્યું કે 'આ બ્રાહ્મણની યોગ્યતા એટલીજ જણાય છે.' પછી તેને પોતાને ઘેરથી પહેલે દિવસ દીનાર અને ભોજન અપાવ્યું. રાજાની આજ્ઞાથી તે બ્રાહ્મણે ભરતક્ષેત્રમાં અનુક્રમે બધે ઘેર ભોજન કરવા માંડ્યું અને એવું ચિંતન કરવા લાગ્યો કે બધે જમીને પાછો ફરીને રાજાને ઘેર જમીશ; પરંતુ તેણે ચિરકાળે પણ રાજભોજન મેળવ્યું નહી. એવી રીતે વ્યર્થ કાળ ગુમાવતો તે ભટ અન્યદા મૃત્યુ પામી ગયો.

એક દિવસે બ્રહ્મદત્ત ચક્રવર્તી નાટચસંગીત જોતા રાજસભામાં બેઠા હતા, તેવામાં એક દાસીએ આવીને દેવાગનાએ ગુંથ્યો હોય તેવો એક વિચિત્ર પુષ્પનો દડો તેને આપ્યો. તેને જોઈ બ્રહ્મદત્તને વિચાર થયો કે 'આવો પુષ્પદડો કોઈ ઠેકાણે પૂર્વે મેં જોયેલો છે.' એમ વારંવાર ઊહાપોહ કરતાં તેને પૂર્વના પાંચ ભવ બતાવનારૂં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તત્કાળ તે મૂર્છા પામ્યો, તે વખતે તેને યાદ આવ્યુ કે 'પૂર્વે આવો દડો મેં સૌધર્મ દેવલોકમાં જોયો હતો.' પછી ચંદનજળથી સિંચન કરવાવડે સ્વસ્થ થઇને તે ચિંતવવા લાગ્યો કે 'હવે મારો પૂર્વ જન્મનો સહોદર મને ક્યાં મળશે?' પછી તેને ઓળખવા માટે બ્રહ્મદત્તે એક અર્ધા શ્લોકની સમસ્યા આ પ્રમાણે રચી–"आस्वदासौ मृगौ हंसौ मातंगावमरौ तथा" "આ અર્ધ શ્લોકની સમસ્યા જે પૂરી કરશે તેને હું મારૂં અર્ધું રાજ્ય આપીશ." એવી આઘોષણા આખા નગરમાં કરાવી. સર્વ લોકોએ આ અર્ધા શ્લોકને પોતાના નામની પેઠે કંઠે કર્યો, પણ કોઈ તેને પૂરો કરી શક્યુ નહીં.

હવે ચિત્રનો જીવ જે પુરિમતાલ નગરમાં એક ધનાઢચને ઘેર પુત્રપણે અવતર્યો હતો, તે જાતિસ્મરણ થવાથી દીક્ષા લઇને વિહાર કરતો કરતો અહીં આવી ચઢચો. નગરની બહાર મનોરમ ઉદ્યાનમાં એક પ્રાસુક સ્થળ ઉપર તે મુનિ રહ્યા. ત્યાં જળનો રેંટ ફેરવનાર માણસ તે અર્ધો શ્લોક બોલતો હતો, તે તેમના સાંભળવામાં આવ્યો.

* પગરખાં, જોડા.

તેથી તરત તેમણે "एषा नौ षष्ठिका जातिरन्योऽन्याभ्यां वियुक्तयो" આ પ્રમાણે તે શ્લોકનું ઉત્તરાર્ધ પૂરૂં કર્યું અને તે પ્રમાણે બોલવા લાગ્યા તે સાંભળી તે પ્રમાણેના ઉત્તરાર્ધને જાણી લઇને તે રેંટવાળા માણસે રાજા આગળ આવી તે પ્રમાણે શ્લોક પૂરો કરી આપ્યો, એટલે ચક્રીએ પૂછ્યું કે 'આ ઉત્તરાર્ધનો કર્ત્તા કોણ છે?' ત્યારે તેણે તે મુનિનું નામ લીધું જેથી તે પુરૂષને પુષ્કળ ઈનામ આપીને ચક્રી અતિ ઉત્કંઠાથી જાણે અભિનવ ધર્મવૃક્ષ ઉગ્યુ હોય તેવા તે મુનિને જોવા માટે ઉદ્યાનમાં આવ્યો. પછી તે મુનિને વાંદી નેત્રમાં અશ્રુ લાવીને પૂર્વ જન્મની પેઠે સ્નેહ ધરી તે તેમની આગળ બેઠો એટલે કૃપારસના સાગર મુનિએ ધર્મલાભરૂપ આશીર્વાદ આપી રાજાના અનુગ્રહને માટે ધર્મ-દેશના આપવા માંડી–

"હે રાજન્! આ અસાર સંસારમાં બીજુ કાંઈ પણ સાર નથી, માત્ર કાદવમાં કમળની જેમ એક ધર્મજ સાર છે આ શરીર, યૌવન, લક્ષ્મી, સ્વામિત્વ, મિત્ર અને બાંધવ–તે સર્વ પવને કંપાવેલી પતાકાના છેડાની જેમ ચંચળ છે. હે રાજન્! જેમ તમે પૃથ્વી સાધવાને માટે બહિરંગ શત્રુઓને જીતી લીધા, તેમ મોક્ષ સાધવાને માટે હવે અંતરંગ શત્રુઓને પણ જીતો. રાજહંસ જેમ જળને છોડીને દુધને ગ્રહણ કરે તેમ તમે બીજુ બધુ છોડી દઇને યતિધર્મને ગ્રહણ કરો!" બ્રહ્મદત્ત બોલ્યો–'હે બાંધવ! સદ્ભાગ્યના યોગથી મને તમારાં દર્શન થયાં છે, આ રાજ્યલક્ષ્મી સર્વ તમારીજ છે, માટે રૂચિ પ્રમાણે ભોગ ભોગવો તપનુ ફળ ભોગ છે, તે મળ્યા છતાં તમારે હવે શામાટે તપ કરવુ જોઇએ? કેમકે સ્વયમેવ પ્રયોજન સિદ્ધ થયા પછી કોણ પુરૂષ પ્રયત્ન કર્યા કરે?' મુનિ બોલ્યા– 'હે રાજન્! મારે ઘેર પણ કુબેરના જેવી સપત્તિ હતી, પણ ભવભ્રમણનો ભય ધરીને મેં તેનો તૃણની જેમ ત્યાગ કર્યો છે. હે રાજન્! પુણ્યનો ક્ષય થવાથી તમે સૌધર્મ દેવ-લોકથી આ પૃથ્વી પર આવેલા છો, હવે પાછા સર્વ પુણ્યનો ક્ષય કરીને અહીથી પણ અધોગતિમા જાઓ નહી આર્ય દેશમાં અને શ્રેષ્ઠ કુળમાં દુર્લભ માનુષ્ય પ્રાપ્ત થયુ છતાં એનાથી અમૃતવડે પગ ધોવાની જેમ ભોગને કેમ સાધો છો? સ્વર્ગથી ચ્યવીને પુણ્ય ક્ષીણ થવાથી આપણે જેવી તેવી કુયોનિમાં જઈ આવ્યા છીએ. તે છતાં હે રાજન્! હવે બાળકની પેઠે કેમ મોહ પામો છો?" મુનિએ આવી રીતે બોધ કર્યો, તથાપિ રાજા પ્રતિબોધ પામ્યો નહીં, કેમકે "નિયાણાના ઉદયવાળાને બોધિબીજનો સમાગમ ક્યાંથી થાય?" તેને અતિ અબોધ્ય જાણીને મુનિ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા. "કાળદૃષ્ટ સર્પે ડસેલા માણસની પાસે માંત્રિકો કેટલીકવાર બેસી રહે?" પછી તે મુનિ ઘાતિકર્મનો ક્ષય કરી, ઉજ્જ્વળ કેવળજ્ઞાન પામી, ભવોપગ્રાહી કર્મોને હણીને પરમ પદને પ્રાપ્ત થયા.

બ્રહ્મદત્ત ચક્રવર્તીપણાના વૈભવમાં દેવતાઓથી ઈંદ્રની જેમ રાજાઓથી સેવાતો દિવસોને નિર્ગમન કરતો હતો. એક વખત કોઈ યવન રાજાએ લક્ષણોથી સૂર્યના સાત ઘોડા માંહેલો એક હોય તેવો ઉત્તમ અશ્વ તેને ભેટ મોકલ્યો. તે અશ્વને જોઇને 'આ અશ્વ સ્વરૂપ પ્રમાણે વેગમા હશે કે નહી' એવી તેની પરીક્ષા કરવાને માટે બ્રહ્મદત્ત તત્કાળ

તેની ઉપર સ્વાર થયો. પછી બ્રહ્મદત્ત ઘોડેસ્વાર, હાથીના સ્વાર, રથી અને પાયદળો સહિત તે પરાક્રમી અશ્વ પર બેસીને નગરની બહાર નીકળ્યો. મોટા પરાક્રમી ચક્રીએ તે અશ્વના વેગ જોવાના કૌતુકથી બે પડખે સાથળથી તેને દબાવ્યો અને ચાબુકથી તેને પ્રહાર કર્યો, એટલે પુંઠના પવનથી પ્રેરાયેલા વહાણની જેમ ચાબુકના સ્પર્શથી ચમકીને તે અશ્વ અતિ વેગથી દોડ્યો અને ક્ષણવારમાં સૌને અદૃશ્ય થઈ ગયો. રાજાએ તેની લગામ ઘણી ખેંચી, તથાપિ તે અશ્વ ઉભો ન રહેતાં અસંયત ઈંદ્રિયોની જેમ દોડીને એક મહાટવીમાં આવ્યો. ક્રૂર શીકારી પ્રાણીઓથી ભયંકર એવી તે અટવીમાં વૃક્ષ પરથી પડેલા પક્ષીની જેમ તે અશ્વ શ્રમ લાગવાથી પોતાની મેળે ઉભો રહ્યો. તે વખતે રાજા તૃષાર્ત થયેલ હોવાથી આમતેમ જળ શોધવા લાગ્યો. એવામાં કલ્લોલમાળાથી નાચતું એક સરોવર તેના જોવામાં આવ્યુ. અશ્વ પરથી પલાણ ઉતારીને પ્રથમ તેને જળપાન કરાવ્યુ, અને કાંઠા ઉપરના એક વૃક્ષના મૂળ સાથે તે અશ્વને મુખરજ્જુવડે બાંધ્યો. પછી વનના હાથીની જેમ સરોવરમાં પેસીને બ્રહ્મદત્તે સ્નાન કર્યું, અને કમળના આમોદથી સુગંધી તેમજ સ્વચ્છ જળનું તેણે પાન કર્યું. પછી સરોવરમાંથી નીકળીને તેના તીર પર આમતેમ ચાલવા લાગ્યો. તેવામાં અદ્વૈત રૂપ, લાવણ્યની સંપત્તિવાળી એક નાગકન્યા તેના જોવામાં આવી. તેના રૂપથી વિસ્મય પામીને ત્યાં ઉભો રહ્યો, તેવામાં વડના વૃક્ષ ઉપરથી જાણે તેનો જંગમ ચરણ (વડવાઈ) હોય તેવો એક ગોનસ જાતનો નાગ ઉતર્યો. પેલી નાગકન્યાએ નાગિણીનુ રૂપ વિકુર્વીને તે નાગની સાથે સંવાસ[1] કર્યો. તે જોઇને બ્રહ્મદત્ત વિચારવા લાગ્યો કે આ સ્ત્રી આવી સ્વરૂપવાન્ છતાં આ નીચ સર્પની સાથે આસક્ત થઈ જણાય છે. "ખરેખર સ્ત્રીઓ અને જળ નીચગામીજ હોય છે," પણ આ વર્ણસંકરની મારે ઉપેક્ષા કરવી યોગ્ય નથી, કારણ કે "રાજાઓએ પૃથ્વી પર દુષ્ટ જનને શિક્ષા કરીને સન્માર્ગે સ્થાપન કરવા જોઇએ." આ પ્રમાણે વિચાર કરીને રાજાએ તે બંનેને પકડીને તેના પર ચાબુકથી પ્રહાર કર્યો. પછી ક્રોધ શાંત થતાં તેઓને છોડી મૂક્યાં, એટલે તેઓ ક્યાંક ચાલ્યાં ગયાં. પછી રાજાને વિચાર આવ્યો કે 'જરૂર કોઈ વ્યંતર ગોનસ નાગનું રૂપ લઇને આ નાગકન્યાની સાથે રમવાને આવતો હશે.' રાજા આ પ્રમાણે વિચાર કરે છે તેવામાં તેનુ બધું સૈન્ય તેના અશ્વને પગલે પગલે ત્યાં આવ્યુ, અને સ્વામીનું દર્શન પામીને ખુશી થયુ. પછી તે સૈન્યથી પરવરેલો ચક્રી પોતાના નગરમાં આવ્યો.

પેલી નાગકન્યા રોતી રોતી પોતાના પતિ પાસે ગઈ, અને તેને તેણીએ કહ્યુ કે 'મનુષ્યલોકમાં એક બ્રહ્મદત્ત નામે વ્યભિચારી રાજા છે. તે ફરતો ફરતો હમણાં ભૂતરમણ અટવીમાં આવ્યો હતો. હું મારી સખીઓની સાથે યક્ષિણીની પાસે જતી હતી, ત્યાં માર્ગમાં સરોવર આવતાં તેમા સ્નાન કરી બહાર નીકળતાં હું તેના જોવામાં આવી. અને જોઇને કામપીડિત થયેલા તેણે મારી સાથે રમવાની ઇચ્છાથી તેવી યાચના કરી, પણ હું અનિચ્છાથી રોવા લાગી એટલે તેણે મને ચાબુકવડે મારી. મેં તમારૂ નામ લીધું, તોપણ

૧ વિષયભોગ

ઐશ્વર્યથી ઉન્મત્ત થયેલા તેણે આટલીવાર સુધી મને મારી. પછી મરેલી ધારીને તજી દઈ ચાલ્યો ગયો.' આ પ્રમાણે સાંભળી તે નાગકુમાર અતિ કોપ પામ્યો. પછી રાત્રે પોતાના વાસગૃહમાં ગયેલા બ્રહ્મદત્તને મારવાને માટે તે ત્યાં આવ્યો. તે વખતે વાર્ત્તા-પ્રસંગે પટ્ટરાણીએ બ્રહ્મદત્તને પૂછ્યું કે 'જ્યારે તમને અશ્વ હરી ગયો, ત્યારે માર્ગમાં તમે કાંઈ નવીન જોયુ?' ત્યારે બ્રહ્મદત્તે પાપકારી નાગકન્યા અને ગોનસ નાગની કથા કહી બતાવી અને પોતે તે દુરાચારીને શિક્ષા આપી, તે પણ કહ્યુ.' આ સર્વ હકીકત પેલા નાગકુમારે અંતર્હિતપણે સાંભળી, તેથી તે કાર્યમાં પોતાની પ્રિયાનોજ દોષ જાણીને તેનો કોપ તત્કાળ શાંત થઇ ગયો તે સમયે બ્રહ્મદત્ત શરીરચિંતાએ જવાને વાસગૃહની બહાર નીકળ્યો, એટલે કાંતિથી આકાશને પ્રકાશિત કરતો તે નાગકુમાર દેવ તેણે અંત-રીક્ષમાં રહેલો જોયો. નાગકુમાર ગગને રહીને બોલ્યો કે "આ પૃથ્વીમાં દુર્વિનીતને શિક્ષા કરનારા બ્રહ્મદત્ત રાજા જય પામો. હે રાજન્! જે નાગકન્યાને તમે મારી હતી, તે મારી પત્ની થાય છે. તેણીએ તો મને એવું કહ્યુ હતું કે બ્રહ્મદત્તે મારી ઉપર લુબ્ધ થઇને મને મારી છે. તે સાંભળી તમારી ઉપર કોપાયમાન થઇને તમને દહન કરવાની ઇચ્છાથી હું અહીં આવ્યો હતો, પણ મેં અદૃશ્ય રહીને તમારા મુખથી તેનું સર્વ ચેષ્ટિત સાંભળ્યું છે, તેથી ન્યાયવંત એવા તમોએ વ્યભિચારિણીને શિક્ષા કરી તે બહુ યોગ્ય કર્યુ છે. તેના કહેવાથી જે મેં તમારૂં અમંગળ ચિંતવ્યું તેને માટે તમે મને ક્ષમા કરજો." આ પ્રમાણે સાંભળીને બ્રહ્મદત્ત બોલ્યા કે—હે નાગકુમાર! તેમાં તમારો કાંઈ દોષ નથી; સ્ત્રીઓ માયા કપટવડે બીજાને દૂષિત કરીને પોતાનો દોષ ઢાંકી દે છે.' નાગકુમારે કહ્યું 'તે સત્ય છે. સ્ત્રીઓ ખરેખર માયાવી હોય છે. હવે આવા ન્યાયથી હુ તમારી ઉપર સંતુષ્ટ થયો છુ, માટે કહો, તમારૂં શું કામ કરૂં?' બ્રહ્મદત્તે કહ્યું કે 'મારા રાજ્યમાં કદિ પણ વ્યભિચાર, ચોરી કે અપમૃત્યુ થાય નહીં તેવું કરો' નાગકુમારે કહ્યું કે 'તે પ્રમાણે થાઓ, પણ હું તમારી આવી પરાર્થે યાચના સાંભળી વિશેષ સંતુષ્ટ થયો છુ, માટે હવે તમારા સ્વાર્થને માટે પણ કાંઇક યાચના કરો.' બ્રહ્મદત્ત વિચારીને બોલ્યો કે 'હું બધા પ્રાણીઓની વાણી સારી રીતે સમજી શકું તેમ કરો.' નાગકુમારે કહ્યુ કે 'એ વરદાન આપવું મુશ્કેલ છે, છતાં હું તમને આપું છુ? પરંતુ જો તમે તે વાત બીજાને જણાવશો તો તમારા મસ્તકના સાત ભાગ થઈ જશે.' આ પ્રમાણે કહીને નાગકુમાર સ્વસ્થાનકે ગયો

એક વખતે બ્રહ્મદત્તકુમાર પોતાની વલ્લભાની સાથે શૃંગારગૃહમાં ગયા. ત્યાં ગૃહ-ગોધાએ[1] ગૃહગોધને કહ્યુ કે 'હે પ્રિય! રાજાના અંગરાગમાંથી[2] થોડું લાવી આપો, જેથી મારો દોહદ (મનોરથ) પૂરો થાય.' ગૃહગોધે કહ્યુ, 'શુ તારે મારા શરીરનું કામ નથી કે જેથી તું મને તે લાવવા કહે છે? કેમકે તે અંગરાગ લેવા જતાં જરૂર હું મરણ પામુ.' આ પ્રમાણે તેઓની વચ્ચે થતી વાતચિત સાંભળીને રાજા હસી પડ્યા, એટલે રાણીએ રાજાને પૂછ્યું કે 'તમે અકસ્માત્ કેમ હસ્યા?' તે કહેવાથી મૃત્યુ થાય એવો ભય હોવાથી

૧ ગરોળી ૨ વિલેપન.

રાજાએ કહ્યું કે 'એમજ.' રાણી બોલી—'હે નાથ ! આ હસવાનું કારણ મને અવશ્ય કહેવું જોઇશે, નહીં તો હું મરણ પામીશ, કેમકે મારાથી ગોપવવાનું શું કારણ છે ?' રાજાએ કહ્યું, 'તે કારણ તમને ન કહેવાથી તમે તો મરશો કે નહીં, પણ તે કહેવાથી હું તો જરૂર મરી જઇશ.' રાજાનાં આ વચન પર શ્રદ્ધા ન આવવાથી રાણી ફરીથી બોલી કે 'તે કારણ તો મને જરૂર કહો. તે કહેવાથી કદિ આપણે બંને સાથે મરી જઇશું, તો આપણ બંનેની સરખી ગતિ થશે, માટે ભલે તેમ થાય.' આ પ્રમાણે સ્ત્રીના આગ્રહમાં પડેલા રાજાએ સ્મશાનમાં ચિતા રચાવી, અને રાણીને કહ્યું કે 'હે રાણી ! ચિતાની આગળ જઈ મરવા તત્પર થઇને હું તે વાત તને કહીશ.' પછી બ્રહ્મદત્ત ચક્રી સ્નાન કરીને રાણી સાથે ગજારૂઢ થઈ ચિતા પાસે આવ્યા. તે વખતે નગરજનો દિલગીર થઇને સજળ નેત્રે તેમને જોઈ રહ્યા. એ વખતે ચક્રવર્તીની કોઈ કુળદેવી એક મેંઢાનું અને એક સગર્ભા મેંઢીનું રૂપ વિકુર્વી ચક્રવર્તીને પ્રબોધ આપવા માટે ત્યાં આવી. 'આ રાજા સર્વ પ્રાણીની ભાષા જાણે છે' એવું ધારીને ગર્ભવતી મેંઢીએ પોતાનીજ ભાષામાં મેંઢાને કહ્યું કે 'હે પતિ ! આ જવના ઢગલામાંથી એક જવનો પુળો તમે લઈ આવો કે જેનું ભક્ષણ કરવાથી મારો દોહદ (મનોરથ) પૂર્ણ થાય.' મેંઢો બોલ્યો 'આ જવનો ઢગલો તો બ્રહ્મદત્ત ચક્રવર્તીના ઘોડાને માટે રાખેલો છે, તેથી તે લેવા જતાં તો મારૂં મૃત્યુ થાય.' મેંઢી બોલી કે—'જો તમે એ જવ નહીં લાવો તો હું મરી જઇશ.' એટલે મેંઢે કહ્યું કે 'જો તું મરી જઇશ તો હું બીજી મેંઢી લાવીશ.' મેંઢી બોલી કે 'જુઓ ! આ બ્રહ્મદત્ત ચક્રી પોતાની સ્ત્રીને માટે પોતાનું જીવિત ખુએ છે. એનોજ ખરો સ્નેહ છે, તમે તો સ્નેહ વગરના છો.' મેંઢો બોલ્યો—'એ રાજા અનેક સ્ત્રીઓનો પતિ છે, તે છતાં એક સ્ત્રીની વાણીથી મરવાને ઇચ્છે છે, તે તો ખરેખરી તેની મૂર્ખતા છે. હું કાંઈ તેના જેવો મૂર્ખ નથી. કદિ તે રાણી સાથે મરશે, તોપણ ભવાંતરમાં તે બંનેનો યોગ થશે નહીં, કેમકે પ્રાણીઓની ગતિ તો કર્મને આધીન હોવાથી ભિન્ન ભિન્ન માર્ગવાળી છે.' આવી મેંઢાની વાણી સાંભળીને ચક્રવર્તી વિચારમાં પડ્યા કે 'અહો ! આ મેંઢો પણ આવું કહે છે, તો હું એક સ્ત્રીથી મોહિત થઇને શામાટે મરૂં ?'

આ પ્રમાણે વિચારી સંતુષ્ટ થઈ ગયેલા ચક્રીએ તે મેંઢા પર પ્રસન્ન થઇને કનકમાળા અને પુષ્પમાળા તે મેંઢાના કંઠમાં પહેરાવી અને 'હું તારે માટે મરણ નહીં પામુ' એમ રાણીને કહીને પોતે સ્વધામે ગયા. અને અખંડ એવી ચક્રવર્તીપણાની લક્ષ્મી યુક્ત રાજ્ય પાળવા લાગ્યા. એવી રીતે અનેક પ્રકારે ક્રીડા કરતાં બ્રહ્મદત્ત ચક્રવર્તીને જન્મથી માંડીને સોળે ઊણા સાતસો વર્ષ વ્યતીત થયાં.

એક વખતે કોઈ પૂર્વના પરિચિત બ્રાહ્મણે આવીને બ્રહ્મદત્તને કહ્યું કે 'હે ચક્રવર્તી રાજન્ ! જે ભોજન તું જમે છે, તે ભોજન મને આપ.' બ્રહ્મદત્તે કહ્યું, "હે દ્વિજ ! મારૂં અન્ન ઘણું દુર્જર છે. કદિ ચિરકાળે જરે છે તોપણ ત્યાંસુધી તે મહા ઉન્માદ કરે છે." બ્રાહ્મણ બોલ્યો—'અરે રાજન્ ! તું અન્નનું દાન આપવામાં પણ કૃપણ છે, માટે તને ધિક્કાર છે !' આવું તે બ્રાહ્મણનું વચન સાંભળી રાજાએ તે બ્રાહ્મણને કુટુંબ સહિત પોતાનું ભોજન

ખવરાવ્યું. રાત્રિએ તે બ્રાહ્મણના શરીરમાં તે અન્નરૂપ બીજમાંથી કામદેવના ઉન્માદરૂપી વૃક્ષ સેંકડો શાખા યુક્ત પ્રગટ થયુ. તેમજ બીજાઓને પણ કામદેવ ઉત્પન્ન થયો, તેથી તે બ્રાહ્મણ પુત્ર સહિત માતા, બ્હેન અને પુત્રવધૂનો સંબંધ ભૂલી જઈ તેમની સાથે પશુવત્ વિષયસુખ ભોગવવાને પ્રવર્ત્યો. રાત્રિ વિત્યા પછી સવાર થઈ એટલે બ્રાહ્મણ અને સર્વ ગૃહજન લજ્જાથી એક બીજાને મુખ બતાવી શક્યા નહી, એટલે 'આ ક્રૂર રાજાએ મને (કાંઇક માદક પદાર્થ ખવરાવી દઇને) કુટુંબ સાથે હેરાન કર્યો' એમ ચિંતવતો તે બ્રાહ્મણ નગરમાંથી નીકળી ગયો. પછી વગડામાં પરિભ્રમણ કરતાં કોઈ એક ભરવાડને કાંકરાના ઘાથી પીપળાનાં પાનને કાણાં પાડતો જોયો, તેથી 'આ પુરૂષ મારી ધારણાને પૂરી કરે તેવો છે' એવું ધારી મૂલ્યની જેમ સત્કાર કરવાવડે તેણે તેને વશ કરી લીધો. પછી બ્રાહ્મણે તેને કહ્યુ કે 'માથે શ્વેત છત્ર અને ચામરને ધારણ કરી જે પુરૂષ રાજમાર્ગે ગજેંદ્ર પર બેસીને જતો હોય, તેનાં બંને નેત્રને કાંકરા મારીને તારે ફોડી નાખવાં.' બ્રાહ્મણની આવી વાણી સાંભળી તેમ કરવાને તે ભરવાડે કબુલ કર્યું, કારણ કે "પશુપાળ લોકો પશુની જેમ અવિચારી કામના કરનારા હોય છે." પછી ભરવાડે કોઈ દીવાલની ઓથે ઉભા રહી બે કાંકરા ફેંકીને હાથી પર બેસીને રાજમાર્ગે ચાલ્યા જતા બ્રહ્મદત્ત રાજાનાં બે નેત્ર ફોડી નાખ્યાં. "વિધિની આજ્ઞા ખરેખરી દુર્લંઘ્ય છે." તત્કાળ પક્ષીને સિંચાણો પકડે તેમ રાજાના અંગરક્ષકોએ આવીને તે ભરવાડને પકડી લીધો. પછી તેને બહુ માર મારવાથી તેણે આ દુષ્કૃત્ય કરાવનાર કોઈ બ્રાહ્મણ છે એમ જણાવ્યુ. તે સાંભળી બ્રહ્મદત્ત રાજા બોલ્યો કે–'બ્રાહ્મણ જાતિને ધિક્કાર છે! કેમકે જ્યાં તેઓ ભોજન કરે છે ત્યાંજ પાત્રને ફોડે છે.' જે પોતાના અન્નદાતારને સ્વામી તુલ્ય ગણે છે એવા શ્વાનને આપવું સારૂં, પણ કૃતઘ્ન એવા બ્રાહ્મણોને આપવું ઉચિત નથી. વંચકનું, નિર્દયનું, હિંસક જનાવરનું, માંસભક્ષકોનું અને બ્રાહ્મણોનું જે પોષણ કરે, તેને પ્રથમ શિક્ષા કરવી જોઇએ.' આ પ્રમાણે અનલ્પ ભાષણ કરતા બ્રહ્મદત્ત રાજાએ તે બ્રાહ્મણને પુત્ર, બંધુ અને મિત્ર સહિત મચ્છરની મુષ્ટિની જેમ મરાવી નખાવ્યો. પછી દૃષ્ટિએ અંધ થવા સાથે ક્રોધવડે હૃદયમાં પણ અંધ થયેલા બ્રહ્મદત્તે પુરોહિત વિગેરે સર્વ બ્રાહ્મણોનો ઘાત કર્યો. ત્યારપછી તેણે મંત્રીને આજ્ઞા કરી કે 'એ સર્વ બ્રાહ્મણોનાં નેત્રનો વિશાળ થાળ ભરીને મારી આગળ લાવો.' રાજાનો આવો ભયંકર અધ્યવસાય જાણીને મંત્રીએ શ્લેષ્માતક[1] ફળવડે થાળ પૂરીને તેની આગળ મૂક્યો. બ્રહ્મદત્ત હાથવડે તેને વારંવાર સ્પર્શ કરતો સતો 'બ્રાહ્મણોનાં નેત્રનો આ થાળ મેં બહુ ઠીક ભરાવ્યો' એમ બોલતો ઘણો હર્ષિત થવા લાગ્યો. તે થાળનો સ્પર્શ કરવામાં જેવી બ્રહ્મદત્તની પ્રીતિ હતી, તેવી પોતાના સ્ત્રીરત્ન પુષ્પવતીને સ્પર્શ કરવામાં પણ પ્રીતિ નહોતી. જેમ દુર્મદી પુરૂષ મદિરાપાત્રને છોડે નહીં, તેમ બ્રહ્મદત્ત કદિ પણ દુર્ગતિના કારણરૂપ તે થાળને જરા માત્ર છોડતો નહી. બ્રાહ્મણોનાં નેત્રની બુદ્ધિએ શ્લેષ્માતકના ફળને વારવાર ચોળતો બ્રહ્મદત્ત ફળાભિમુખ

૧ જેમાંથી ચીકણા ઠળીયા નીકળે તેવાં ફળ–રાતાં ગુંદાની જેવા.

થયેલા પાપરૂપ વૃક્ષના દોહદને પૂરતો હતો. આવી રીતે બ્રહ્મદત્તને અનિવાર્ય એવો રૌદ્ર અધ્યવસાય અત્યંત વૃદ્ધિ પામ્યો. "મોટા લોકોના શુભ કે અશુભ બંને મોટાજ હોય છે." આ પ્રમાણે રૌદ્ર ધ્યાનના અનુબંધવાળા અને પાપરૂપ કાદવમાં વરાહ જેવા એ બ્રહ્મદત્ત રાજાને સોળ વર્ષ વીતી ગયાં.

બ્રહ્મદત્ત ચક્રવર્તીને અઠયાવીશ વર્ષ કુમારવયમાં, છપ્પન વર્ષ માંડલિકપણામાં, સોળ વર્ષ ભરતક્ષેત્રને સાધવામાં અને છસો વર્ષ ચક્રવર્તીપણામાં વ્યતીત થયાં. એવી રીતે જન્મથી માંડીને સાતસો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી વારંવાર 'કુરૂમતી, કુરૂમતી' એમ બોલતો બ્રહ્મદત્ત ચક્રવર્તી હિંસાનુબંધી પરિણામના ફળને યોગ્ય એવી સાતમી નરકભૂમિમાં ઉત્પન્ન થયો.

इत्याचार्यश्रीहेमचंद्रसूरिविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये नवमे पर्वणि ब्रह्मदत्तचक्रवर्त्तिचरितवर्णनो नाम प्रथमः सर्गः ॥

॥ इति ब्रह्मदत्तचक्रवर्त्तिचरितं समाप्तम् ॥

## सर्ग २ जो

## શ્રી પાર્શ્વનાથ ચરિત્ર

### ( પૂર્વના નવ ભવનું વર્ણન )

સર્વ પ્રકારનાં કલ્યાણરૂપ લતાઓને આલંબન કરવાના વૃક્ષરૂપ, જગત્પતિ અને સર્વનું રક્ષણ કરનાર શ્રી પાર્શ્વનાથ પ્રભુને મારો નમસ્કાર થાઓ. સર્વ વિશ્વના ઉપકારને માટે હવે શ્રી પાર્શ્વનાથ પ્રભુનું અતિ પવિત્ર ચરિત્ર કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે નવીન સ્વર્ગનો ખંડ હોય તેવું **પોતનપુર** નામે એક નગર છે. તે નગર સરિતાના પદ્મખંડની જેમ રાજહંસોએ સેવેલું, લક્ષ્મીના સંકેતગૃહ જેવું અને પૃથ્વીના મંડનરૂપ છે. તેમાં રહેલા ધનાઢચો લક્ષ્મીથી જાણે કુબેરના અનુજ બંધુ હોય અને મોટા ઔદાર્યથી જાણે કલ્પવૃક્ષના સહોદર હોય તેવા જણાતા હતા. 'તે અમરાવતી જેવું અને અમરાવતી તેના જેવી' એમ પરસ્પર પ્રતિચ્છંદભૂત હોવાથી તેની મહા સમૃદ્ધિ વાણીના વિષયને અગોચર હતી. તે નગરમાં અરિહંતનાં ચરણકમળમાં ભ્રમર જેવો અને સમુદ્રની જેમ લક્ષ્મીના સ્થાનરૂપ **અરવિંદ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે જેમ પરાક્રમીઓમાં અદ્વિતીય હતો, તેમ વિવેકી જનોમાં પણ અદ્વિતીય હતો, અને જેમ લક્ષ્મીવંતમાં ધુર્ય ગણાતો, તેમ યશસ્વી જનમાં પણ ધુર્ય ગણાતો હતો. તે જેમ દીન, અનાથ અને દુઃખી લોકોમાં ધનનો વ્યય કરતો, તેમ પુરૂષાર્થના સાધનમાં અહોરાત્રિનો વ્યય કરતો હતો. અર્થાત્ અહોરાત્ર ત્રણ વર્ગને સાધવામાં તત્પર હતો.

અરવિંદ રાજાને તેનીજ જેવો જીવાજીવાદિ તત્ત્વને જાણનારો પરમ શ્રાવક **વિશ્વ-**

ભૂતિ નામે બ્રાહ્મણ પુરોહિત હતો. તેને **અનુદ્ધરા** નામે સ્ત્રી હતી. તેના ઉદરથી **કમઠ** અને **મરૂભૂતિ** નામે બે જ્યેષ્ઠ અને કનિષ્ઠ પુત્રો થયા હતા. કમઠને **વરૂણા** નામે અને મરૂભૂતિને **વસુંધરા** નામે સ્ત્રી હતી. તે બંને રૂપલાવણ્યથી અલંકૃત હતી. બંને કળાભ્યાસ કરીને દ્રવ્ય ઉપાર્જન કરવાને સમર્થ થયા અને પરસ્પર સ્નેહવાળા હોવાથી તેઓ માતાપિતાને પણ આનંદના કારણભૂત થયા.

અન્યદા બે વૃષભ ઉપર રથનો ભાર મૂકે તેમ તેમની ઉપર ગૃહભાર મૂકીને વિશ્વભૂતિ પુરોહિતે ગુરૂની પાસે અનશન અંગીકાર કર્યું. પછી તે વિશ્વભૂતિ સમાધિ યુક્ત ચિત્તે પંચ પરમેષ્ટી નમસ્કાર મંત્રનુ સ્મરણ કરતો મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. પતિના વિયોગરૂપ જ્વરથી પીડિત તેની પત્ની અનુદ્ધરા શોક અને તપથી અંગને શોષની નવકાર મન્ત્ર સભારતી મૃત્યુ પામી. બંને ભાઇઓએ માતાપિતાનું મૃતકાર્ય કર્યું અને અનુક્રમે હરિશ્ચન્દ્ર મુનિના બોધથી બન્ને શોકરહિત થયા. પછી કમઠ[1] એવો કમઠ રાજકાર્યમાં જોડાયો, કેમકે 'હમેશાં પિતા મૃત્યુ પામતાં જ્યેષ્ઠ પુત્ર ધુરંધર થાય છે '

નાનો ભાઈ મરૂભૂતિ સંસારની અસારતાને જાણીને સંન્યાસી જેમ ભોજનથી વિમુખ થાય તેમ વિષયથી વિમુખ થયો, અને સ્વાધ્યાય તથા પૌષધ વિગેરેની વિધિમાં તત્પર થઇને અહોરાત્ર પૌષધાગારમાં રહેવા લાગ્યો. ત્યાં 'ગુરૂ પાસે સર્વ સાવદ્ય યોગની વિરતિ સ્વીકારીને હું તેમની સાથે ક્યારે વિહાર કરીશ?' એવી બુદ્ધિ મરૂભૂતિને હમેશાં થતી હતી. એકલો પડેલો કમઠ તો સ્વચ્છંદી, પ્રમાદરૂપ મદિરાથી ઉન્માદી, સદા મિથ્યાત્વથી મોહિત અને પરસ્ત્રીમાં તથા દ્યૂતમાં આસક્ત થયો. મરૂભૂતિની સ્ત્રી **વસુંધરા** નવ યૌવનવતી હોવાથી જંગમ વિષવલ્લીની જેમ સર્વ જગતને મોહકારી થઈ પડી, પરંતુ ભાવયતિ થયેલા મરૂભૂતિએ તો જળથી મરૂસ્થળની લતાની જેમ સ્વપ્નમાં પણ તેનો સ્પર્શ કર્યો નહી. અહર્નિશ વિષયની ઇચ્છાવાળી વસુંધરા પતિનો સંગ ન મળવાથી પોતાનું યૌવન અરણ્યમાં માલતીના પુષ્પની જેમ નિષ્ફળ માનવા લાગી પ્રકૃતિથીજ સ્ત્રીલંપટ એવો કમઠ વિવેકને છોડી દઈ ભ્રાતૃવધૂને વારંવાર જોઈ જોઇને અનુરાગથી બોલાવવા લાગ્યો એક વખતે વસુધરાને એકાંતમાં જોઇને કમઠે કહ્યુ કે 'હે સુભ્રુ ! કૃષ્ણ પક્ષમાં ચંદ્રલેખાની જેમ તમે પ્રતિદિન કેમ ક્ષય પામો છો ? તમે કદિ લજ્જાથી નહી કહો, તથાપિ તમારૂ દુ ખ મારા જાણવામાં આવ્યુ છે. હુ ધારૂ છુ કે મારો અનુજ ભાઈ મુગ્ધ અને નપુંસક છે, તેજ તેનું કારણ છે.' આવું પોતાના જેઠનુ અમર્યાદ વચન સાંભળી જેનાં વસ્ત્ર અને કેશ છૂટી ગયાં છે એવી વસુંધરા ધ્રુજતી ધ્રુજતી નાસવા લાગી એટલે કમઠે પછવાડે દોડીને તેને પકડી લીધી અને કહ્યુ કે 'અરે મુગ્ધા ! અસ્થાને આવી બીક કેમ રાખો છો ? આ તમારો શિથિળ થયેલો સુંદર કેશપાશ સારી રીતે બાંધી લ્યો, અને વસ્ત્ર સમાં કરો.' આ પ્રમાણે કહીને એ ઇચ્છતી નહોતી તો પણ કમઠ પોતે તેનો કેશપાશ અને વસ્ત્ર સમાં કરવા લાગ્યો ત્યારે વસુંધરા બોલી કે 'તમે જ્યેષ્ઠ થઇને આ શુ કરો છો ? તમે

૧ કર્મ–ક્રિયામા સ્થિત

તો વિશ્વભૂતિ (શ્વશુર)ની જેમ મારે પૂજ્ય છો. આવું કાર્ય તમને અને મને બન્નેને ઉભય કુળમાં કલંકને માટે છે.' કમઠ હસીને બોલ્યો કે 'હે બાળે! મુગ્ધપણાથી આવું બોલો નહીં અને તમારા યૌવનને ભોગ વગર નિષ્ફળ કરો નહીં. હે મુગ્ધાક્ષિ! મારી સાથે વિષયસુખ ભોગવો. તે નપુંસક મરૂભૂતિ તમારે શા કામનો છે કે અદ્યાપિ તમે તેને સંભારો છો? શાસ્ત્રમાં કહ્યું છે કે—જો પતિ નાસી જાય, મરી જાય, દીક્ષા લે, નપુંસક હોય અથવા વટલી જાય તો—એ પાંચ આપત્તિમાં સ્ત્રીઓએ બીજો પતિ કરવો.' આ પ્રમાણે કહીને પ્રથમથીજ ભોગની ઇચ્છાવાળી વસુંધરાને તેણે આગ્રહથી પોતાના ખોળામાં બેસારી અને અમર્યાદપણાવડે તેની લજ્જા છોડાવી દીધી. પછી કામાતુર કમઠે તેને ચિરકાળ રમાડી. ત્યારથી તેનો નિત્ય એકાંતમાં રત્યુત્સવ થવા લાગ્યો.

આ ખબર કમઠની સ્ત્રી વરૂણાને પડી, તેથી કરૂણા વિનાની અને અરૂણલોચનવાળી થયેલી તે સ્ત્રીએ ઈર્ષ્યાવશ થઇને બધો વૃત્તાંત મરૂભૂતિને કહ્યો. મરૂભૂતિ બોલ્યો— 'આર્યે! ચંદ્રમાં સંતાપની જેમ મારા આર્યબંધુ કમઠમાં આવું અનાર્ય ચરિત્ર કદિ પણ સંભવે નહિ.' આવી રીતે મરૂભૂતિએ તેને વારી, તોપણ તે તો દરરોજ આવીને તે વાત કરવા લાગી. તેથી મરૂભૂતિએ વિચાર્યું કે 'આવી બાબતમાં બીજાના કહેવા ઉપર કેમ પ્રતીતિ આવે, તેથી તે સંભોગથી વિમુખ હતો, તથાપિ આ વિષે પ્રત્યક્ષ જોઇને નિશ્ચય કરવાનો તેને વિચાર થયો.' તેણે કમઠ પાસે જઇને કહ્યું કે 'હે આર્ય! હું કાંઇક કાર્યપ્રસંગે આજે બહારગામ જાઉં છું.' આ પ્રમાણે કહીને મરૂભૂતિ નગર બહાર ગયો અને પાછો રાત્રે થાકેલા કાપડીનો વેષ લઈ ભાષા ફેરવીને ઘેર આવ્યો. તેણે કમઠ પાસે જઇને કહ્યું કે 'ભદ્ર! હું દૂરથી ચાલ્યો આવતો પ્રવાસી છું, માટે મને આજની રાત્રિ રહેવાને માટે આશ્રય આપો.' કમઠે નિઃશંકપણે તેને રહેવાને માટે પોતાનાજ મકાનનો બહારનો ભાગ બતાવ્યો, એટલે તેણે કપટનિદ્રાવડે સુઇ જઇને જાળીએથી તે અતિ કામાંધ સ્ત્રીપુરૂષનું દુશ્ચેષ્ટિત જોયુ. 'આજે મરૂભૂતિ ગામ ગયેલ છે' એમ ધારીને તે દુર્મતિ કમઠ અને વસુંધરાએ નિઃશંકપણે ચિરકાળ કામક્રીડા કરી. જે જોવાનું હતુ તે મરૂભૂતિએ જોઈ લીધું, પણ લોકાપવાદના ભયથી તેણે તે વખત કાંઈ પણ વિરૂદ્ધ કાર્ય કર્યું નહીં. પછી તેણે અરવિંદ રાજા પાસે જઇને બધી વાત કહી બતાવી. એટલે અનીતિને નહીં સહન કરનારા રાજાએ આરક્ષકોને આજ્ઞા કરી કે—'પુરોહિતપુત્ર કમઠે મહા દુશ્ચરિત્ર કર્યું છે, પણ તે પુરોહિતપુત્ર હોવાથી અવધ્ય છે, માટે તેને ગધેડા ઉપર બેસાડી વિટંબણા સાથે ગામમાં ફેરવીને બહાર કાઢી મૂકો.' રાજાનો આ પ્રમાણે આદેશ થતાં આરક્ષકોએ કમઠનું અંગ વિચિત્ર ધાતુવડે રંગી, ગધેડા પર બેસાડી, વિરસ વાજિંત્ર વગાડતા આખા નગરમાં ફેરવી તેને નગર બહાર કાઢી મૂક્યો. નગરના લોકોના દેખતાં શરમથી નીચું મુખ કરી રહેલો કમઠ કાંઈ પણ પ્રતીકાર કરી શકે તેમ ન હોવાથી જેમ તેમ વનમાં આવ્યો. પછી અત્યંત નિર્વેદ પામીને શિવ તાપસની પાસે જઈ તપસ્વી થયો, અને તે વનમાંજ રહીને તેણે અજ્ઞાન તપ આરંભ્યું.

અહીં મરૂભૂતિ પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે 'મે મારા ભાઈનું દુશ્ચરિત્ર રાજાને જણાવ્યું, તે અતિ ધિક્કારભરેલુ કામ કર્યું. મારા ભાઈ કમઠના કૃત્યથી પણ મે આ કામ ઘણું ખરાબ કર્યું, માટે ચાલ, જઇને તે જ્યેષ્ઠ ભ્રાતાને ખમાવું.' આવો વિચાર કરીને તેણે રાજાને પૂછ્યું, રાજાએ ઘણો વાર્યો, તોપણ તે કમઠ પાસે ગયો, અને તેના ચરણમાં પડ્યો. કમઠે પૂર્વે થયેલી પોતાની વિડંબનાને સંભારીને અત્યંત ક્રોધથી એક શિલા ઉપાડીને મરૂભૂતિના મસ્તક પર નાખી, તેના પ્રહારથી પીડિત થયેલા મરૂભૂતિની ઉપર પાછી ફરીવાર ઉપાડીને પોતાના આત્માને નિર્ભયપણે નરકમાં નાખે તેમ તેણે તે શિલા નાખી. તેના પ્રહારની પીડાથી આર્ત્તધ્યાને મૃત્યુ પામીને મરૂભૂતિ વિંધ્ય પર્વતમાં વિંધ્યાચળ જેવો યૂથપતિ હાથી થયો. પેલી કમઠની સ્ત્રી વરૂણા પણ કોપાંધપણે કાળધર્મને પામીને તે યૂથનાથ ગજેંદ્રની વહાલી હાથિણી થઈ. યૂથપતિ ગિરિ નદી વિગેરેમાં સ્વેચ્છાએ તેણીની સાથે અખંડ સંભોગ સુખ ભોગવતો વિશેષ પ્રકારે ક્રીડા કરવા લાગ્યો.

તે અરસામાં પોતનપુરનો રાજા અરવિંદ શરદૃઋતુમાં પોતાના અંત.પુરની સ્ત્રીઓની સાથે હવેલી ઉપર ક્રીડા કરતો હતો. તે વખતે ક્રીડા કરતા રાજાએ આકાશમાં ઈંદ્રધનુષ્ય અને વિજળીને ધારણ કરતા અને ઘણા શોભતા નવીન મેઘને ચડેલો જોયો. તે વખતે 'અહો! આ મેઘ કેવો રમણીય છે' એમ રાજા બોલવા લાગ્યો, તેવામાં તો મોટા પવનથી તે મેઘ આકડાના તુલની જેમ તત્કાળ નષ્ટ થઈ ગયો. તે જોઇને રાજાએ ચિંતવ્યું કે 'અહો! આ સંસારમાં સર્વ શરીરાદિક પણ આ મેઘનીજ જેવા નાશવંત છે, તો તેમાં વિવેકી જન શી આશા રાખે?' આ પ્રમાણે તીવ્રપણે શુભ ધ્યાન કરતાં તત્કાળ તે રાજાનાં જ્ઞાનાવરણીય અને ચારિત્રમોહનીય કર્મ ક્ષયોપશમને પામી ગયાં, તેથી તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. પછી મહેંદ્ર નામના પુત્રને પોતાના રાજ્ય પર સ્થાપન કરીને તેમણે **સંમતભદ્રાચાર્ય**ની પાસે દીક્ષા અંગીકાર કરી. અનુક્રમે ગીતાર્થ થઈ ગુરૂની આજ્ઞાથી એકલવિહારી પ્રતિમાને ધારણ કરીને અરવિંદ મુનિ ભવમાર્ગનું છેદન કરવાને માટે એકાકીપણે પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. શરીર ઉપર પણ મમતા વિનાના તે રાજાને વિહાર કરતાં ઉજડમાં કે વસ્તીમાં, ગ્રામમાં કે શહેરમાં—કોઈ સ્થાનકે કદિ પણ આસક્તિ થતી નહીં.

અન્યદા તપસ્યાથી કૃશ અંગવાળા અને વિવિધ અભિગ્રહને ધારણ કરનારા એ રાજમુનિ સાગરદત્ત શેઠના સાર્થ સાથે અષ્ટાપદગિરિ તરફ ચાલ્યા. સાગરદત્તે પૂછ્યું 'હે મહામુનિ! તમે ક્યાં જશો?' મુનિ બોલ્યા—'અષ્ટાપદ ગિરિ પર દેવ વાંદવાને માટે જવું છે.' સાર્થવાહે ફરીથી પૂછ્યું કે "તે પર્વત ઉપર દેવ કોણ છે? તે દેવનાં બિંબ કોણે કરાવ્યાં છે? કેટલાં છે? અને તેમને વાંદવાથી શુ ફળ થાય છે?" તે સાર્થવાહને આસન્નભવ્ય જાણીને અરવિંદ મુનિ બોલ્યા—'હે ભદ્ર! અરિહંત વિના દેવ થવાને બીજું કોઈ સમર્થ નથી. જે વીતરાગ, સર્વજ્ઞ, ઈંદ્રપૂજિત અને ધર્મદેશનાથી સર્વ વિશ્વનો ઉદ્ધાર કરનાર હોય છે તે અરિહંત દેવ કહેવાય છે. શ્રી ઋષભપ્રભુના પુત્ર ભરત ચક્રવર્તીએ શ્રી

ઋષભાદિક ચોવીશ તીર્થંકરોની રત્નમય પ્રતિમા કરીને અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કરી છે. તેમને વંદન કરવાનું મુખ્ય ફળ તો મોક્ષ છે અને નરેંદ્ર તથા અહમિંદ્રાદિ પદની પ્રાપ્તિ-એ તેનું આનુષંગિક (અવાંતર) ફળ છે. હે ભદ્રાત્મા ! જે પોતે હિંસા કરનાર, બીજાને દુર્ગતિ આપનાર અને વિશ્વને વ્યામોહ કરનાર હોય, તેને દેવ કેમ કહેવાય?' આ પ્રમાણે મુનિના બોધથી તે સાગરદત્ત સાર્થવાહે તત્કાળ મિથ્યાત્વને છોડી દઇને તેમની પાસે શ્રાવકનાં વ્રત ગ્રહણ કર્યાં. પછી અરવિંદ મુનિ તેને પ્રતિદિન ધર્મકથા કહેતા સતા તેની સાથે ચાલ્યા. અનુક્રમે તે સાર્થવાહનો સાથ જ્યાં મરૂભૂતિ હાથી થયેલો હતો, તે અટવીમાં આવી ચઢચો.

ભોજનનો સમય થતાં ક્ષીરસમુદ્ર જેવા પાણીવાળા એક સરોવરને તીરે સાર્થવાહે પડાવ કર્યો, એટલે કોઈ કાષ્ઠ માટે, કોઈ તૃણ માટે ફરવા લાગ્યા અને કોઈ રસોઇ કરવામાં રોકાયા-એમ સર્વ જૂદાં જૂદાં કામમાં વ્યગ્ર થઈ ગયા. આ સમયે મરૂભૂતિ હાથી હાથિણીઓથી વીંટાઇને તે સરોવર પાસે આવ્યો, અને સમુદ્રમાંથી મેઘની જેમ તે સરોવરમાંથી જળ પીવા લાગ્યો. પછી સુંઢમાં જળ ભરી ઉછાળી ઉછાળીને હાથિણીઓ સાથે ચિરકાળ ક્રીડા કરીને તે સરોવરની પાળ ઉપર આવ્યો. ત્યાં દિશાઓને અવલોકન કરતાં તે ગજેંદ્રે સમીપમાંજ મોટા સાર્થને ઉતરેલો જોયો. એટલે ક્રોધથી મુખ અને નેત્ર રાતાં કરી યમરાજની જેમ તેની ઉપર દોડ્યો. સુંઢને કુંડળાકાર કરી, શ્રવણને નિષ્કંપ રાખી ગર્જનાથી દિશાઓને પૂરતો તે ગજેંદ્ર સર્વ સાર્થિકોને મારવા લાગ્યો. તેથી જીવવાને ઇચ્છનારાં સર્વ સ્ત્રી પુરૂષો પોતપોતાનાં ઉંટ વિગેરે વાહનો સાથે જીવ લઇને નાસવા લાગ્યાં. તે વખતે અરવિંદ મુનિ અવધિજ્ઞાનવડે તે હાથીને બોધનો સમય જાણી તેની સન્મુખ કાયોત્સર્ગ કરીને સ્થિર ઉભા રહ્યા. તેમને જોઇને હાથી ક્રોધ કરી તેમના તરફ દોડચો, પણ તેમની સમીપે આવતાં તેમના તપના પ્રભાવથી તેનો ક્રોધ શાંત થઈ ગયો, તેથી તત્કાળ સંવેગ અને અનુકંપા ઉત્પન્ન થતાં તેમની આગળ નવીન શિક્ષણીય શિષ્યની જેમ દયાપાત્ર થઇને તે ઉભો રહ્યો. તેના ઉપકારને માટે મુનિએ કાયોત્સર્ગ પાર્યો, અને શાંત તેમજ ગંભીર વાણીથી તેને બોધ આપવાનો આરંભ કર્યો. "અરે ભદ્ર ! તારા મરૂભૂતિના ભવને તું કેમ સંભારતો નથી? અને આ હું અરવિંદ રાજા છું, તેને કેમ ઓળખતો નથી? તે ભવમાં સ્વીકાર કરેલા આર્હત ધર્મને તેં કેમ છોડી દીધો? માટે હવે તે સર્વનું સ્મરણ કર અને શ્વાપદ જાતિના મોહને છોડી દે." મુનિની આ પ્રમાણેની વાણી સાંભળતાં તરતજ તે ગજેંદ્રને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી તેણે તે મુનિને મસ્તકવડે પ્રણામ કર્યો. મુનિએ ફરીવાર કહ્યું કે "હે ભદ્ર ! આ નાટક જેવા સંસારમાં નટની જેવો પ્રાણી ક્ષણે ક્ષણે રૂપાંતરને પામે છે. તે વખતે તું બ્રાહ્મણપણામાં બુદ્ધિમાન્ અને તત્ત્વજ્ઞ શ્રાવક હતો તે ક્યાં ! અને અત્યારે આ જાતિસ્વભાવથી પણ મૂઢ એવો હાથી ક્યાં ! માટે હવે પાછો પૂર્વ જન્મમાં અંગીકાર કરેલો શ્રાવકધર્મ તને પ્રાપ્ત થાઓ." મુનિનું આ વાક્ય ગજેંદ્રે સુંઢ વિગેરેની સંજ્ઞાથી કબુલ કર્યું.

તે વખતે હાથિણી થયેલી કમઠની પૂર્વ ભવની સ્ત્રી વરૂણા ત્યાં ઉભી હતી, તેને પણ આ બધી હકીકત સાંભળવાથી ગજેંદ્રની જેમ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ. અરવિંદ મુનિએ તે હાથીને વિશેષ સ્થિર કરવાને માટે ગૃહિધર્મ પુન: સંભળાવ્યો, તેથી તે ગજેંદ્ર શ્રાવક થઈ મુનિને નમીને સ્વસ્થાને ચાલ્યો ગયો. ગજેંદ્રને બોધ થયેલો જોઈ ત્યાં રહેલા ઘણા લોકો આશ્ચર્ય પામીને તરતજ સાધુ થયા, અને ઘણા લોકો શ્રાવક થયા. તે વખતે સાગરદત્ત સાર્થવાહ જિનધર્મમાં એવો દૃઢ થયો કે તેને દેવતાઓથી પણ ચળાવી શકાય નહીં. પછી અરવિંદ મહા મુનિએ તેની સાથે અષ્ટાપદ ગિરિ પર જઈ સર્વ અર્હંતને વંદના કરી, અને ત્યાંથી વિહાર કરીને અન્યત્ર ચાલ્યા ગયા.

તે ગજેંદ્ર શ્રાવક ઈર્યાસમિત્યાદિકમાં તત્પરપણે નિરતિચાર અષ્ટમ વિગેરે તપસ્યા આચરતો ભાવયતિ થઇને રહ્યો. સૂર્યથી તપેલુ જળ પીતો અને સૂકાં પાત્રાંનું પારણું કરતો તે ગજ હાથિણીઓ સાથે ક્રીડા કરવાથી વિમુખ થઈ ખરેખરો વિરક્ત બુદ્ધિવાળો બની ગયો. તે હાથી હમેશાં એવું ધ્યાન ધરતો કે 'જે પ્રાણી મનુષ્યપણાને પામીને મહાવ્રતને ગ્રહણ કરે છે તેજ ધન્ય છે, કેમકે દ્રવ્યનું ફળ જેમ પાત્રમાં દાન દેવું તે છે તેમજ મનુષ્યત્વનું ફળ ચારિત્ર ગ્રહણ કરવું તેજ છે. મને ધિક્કાર છે કે તે વખતે હું–દ્રવ્યનો લોભી જેમ તેના ફળને હારી જાય તેમ–દીક્ષા લીધા વગર મનુષ્યપણાને હારી ગયો.' આવી રીતે શુભ ભાવના ભાવતો ગુરૂની આજ્ઞામાં સ્થિર મનવાળો તે હાથી સુખ દુ:ખમાં સમાનપણે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

અહીં કમઠ મરૂભૂતિના વધથી પણ શાંત થયો નહી. તેનું આવું માઠું કૃત્ય જોઈ તેના ગુરૂ તેની સાથે બોલ્યા નહી, અને બીજા તાપસોએ પણ તેની ઘણી નિંદા કરી. પછી વિશેષ આર્ત્તધ્યાનથી મૃત્યુ પામીને તે કુક્કુટ જાતિનો સર્પ થયો. તે ભવમાં જાણે પાંખોવાળો યમરાજ હોય તેમ તે અનેક પ્રાણીઓનો સંહાર કરતો ફરવા લાગ્યો. એક વખતે ફરતાં ફરતાં તેણે કોઈ સરોવરના સૂર્યના તાપથી તપેલા પ્રાસુક જળનું પાન કરતા પેલા મરૂભૂતિ ગજેંદ્રને જોયો. એટલામાં તો તે ગજેંદ્ર કાદવમાં ખુંચી ગયો, અને તપસ્યાથી શરીર કૃશ થઈ ગયુ હતું, તેથી તે નીકળી શક્યો નહી. તે વખતે એ કુક્કુટ નાગ ત્યાં જઇને તેના કુંભસ્થળ પર ડસ્યો. તેનુ ઝેર ચઢવાથી ગજેંદ્રે પોતાનો અવસાનકાળ સમીપ જાણી તત્કાળ સમાધિપૂર્વક ચતુર્વિધ આહારનાં પચ્ચખ્ખાણ કર્યાં, પંચ નમસ્કાર મંત્રના સ્મરણપૂર્વક ધર્મધ્યાન ધરતો તે મૃત્યુ પામીને સહસ્રાર દેવલોકમાં સત્તર સાગરોપમના આયુષ્યવાળો દેવતા થયો. વરૂણા હાથિણીએ પણ એવું દુસ્તપ તપ કર્યું કે જેથી તે મૃત્યુ પામીને બીજા કલ્પમાં શ્રેષ્ઠ દેવી થઈ તે ઈશાન દેવલોકમા કોઈ એવો દેવ નહીં હોય કે જેનું મન રૂપ લાવણ્યની સંપત્તિથી મનોહર એવી એ દેવીએ હર્યું ન હોય! પણ તેણીએ કોઈ દેવની ઉપર પોતાનું મન જરા પણ ધર્યું નહી. માત્ર પેલા ગજેંદ્રનો જીવ કે જે આઠમા દેવલોકમા દેવતા થયો હતો તેનાજ સંગમના ધ્યાનમાં તત્પર રહેવા લાગી. ગજેંદ્ર દેવ અવધિજ્ઞાનથી તેને પોતાની પર અત્યંત અનુરાગવાળી જાણીને તેને સહસ્રાર

દેવલોકમાં લઈ ગયો, અને પોતાના અંતઃપુરમાં શિરોમણિ કરીને રાખી. "પૂર્વ જન્મમાં બંધાયેલો સ્નેહ અતિ બળવાન્ હોય છે." સહસ્રાર દેવલોકને યોગ્ય એવું તેની સાથે વિષયસુખ ભોગવતો તે દેવ તેણીના વિરહ વિના પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

કેટલોક કાળ ગયા પછી પેલો કુક્કુટ નાગ મૃત્યુ પામીને સત્તર સાગરોપમના આયુષ્યવાળો પાંચમી નરકભૂમિમાં નારકી થયો. નરકભૂમિને યોગ્ય એવી વિવિધ પ્રકારની વેદનાને અનુભવતો તે કમઠનો જીવ કદિ પણ વિશ્રાંતિને પામતો નહીં.

પ્રાગ્વિદેહના સુકચ્છ નામના વિજયને વિષે રહેલા વૈતાઢ્ય ગિરિ પર **તિલકા** નામે એક ધનાઢ્ય નગરી છે. તે નગરીમાં બીજો ઇંદ્ર હોય તેવો સર્વ ખેચરોને નમાવનાર **વિદ્યુદ્ગતિ** નામે ખેચરપતિ રાજા હતો. તેને પોતાની રૂપસંપત્તિથી સર્વ અંતઃપુરમાં તિલક જેવી **કનકતિલકા** નામે પટ્ટરાણી હતી. તેણીની સાથે વિષયસુખ ભોગવતાં તે વિદ્યુદ્ગતિ રાજાનો કેટલોક કાળ વ્યતીત થયો. અન્યદા આઠમા દેવલોકમાં જે ગર્જેદ્રનો જીવ હતો, તે ચ્યવીને તે કનકતિલકા દેવીના ઉદરમાં અવતર્યો. અવસરે સંપૂર્ણ નરલક્ષણવાળા એક પુત્રને તેણે જન્મ આપ્યો. પિતાએ તેનું **કિરણવેગ** એવું નામ પાડ્યું. ધાત્રીએ લાલનપાલન કરેલો તે પુત્ર મોટો થયો, અને અનુક્રમે વિદ્યા કળાનો નિધિ થઈ યૌવનાવસ્થા પામ્યો. વિદ્યુદ્ગતિએ તેને પ્રાર્થનાપૂર્વક પોતાનું રાજ્ય આગ્રહથી ગ્રહણ કરાવ્યુ અને પોતે **શ્રુતસાગર** ગુરૂની પાસે વ્રત ગ્રહણ કર્યું.

સદ્બુદ્ધિમાન્ એવો તે કિરણવેગ નિર્લોભીપણે પિતાની રાજ્યસંપત્તિનું પાલન કરવા લાગ્યો અને અનાસક્તપણે વિષયસુખનું સેવન કરવા લાગ્યો. કેટલેક દિવસે તેની **પદ્માવતી** નામની રાણીના ઉદરથી તેજના એક સ્થાનરૂપ **કિરણતેજ** નામે તેને એક પુત્ર થયો. અનુક્રમે કવચધારી અને વિદ્યાને સાધનારો તે મોટા મનવાળો પુત્ર જાણે કિરણવેગની બીજી મૂર્ત્તિ હોય તેવો દેખાવા લાગ્યો. તેવા સમયમાં **સુરગુરૂ** નામે મુનિમહારાજ ત્યાં સમોસર્યા. તે ખબર સાંભળી કિરણવેગે તેમની પાસે જઈ અતિ ભક્તિથી તેમને વંદના કરી. પછી તે કિરણવેગ રાજા તે મુનિના ચરણ પાસે બેઠો એટલે તેના અનુગ્રહને માટે મુનિ ધર્મદેશના આપવા લાગ્યા—"હે રાજન્! આ સંસારરૂપ વનને વિષે ચતુર્થ પુરૂષાર્થ (મોક્ષ) સાધવાને સમર્થ એવુ મનુષ્યપણુ ઘણું દુર્લભ છે. તે પ્રાપ્ત થયા છતાં પણ અવિવેકી અને મૂઢ પ્રાણી જેમ પામર જન અલ્પ મૂલ્યથી ઉત્તમ રત્નને ગુમાવે તેમ વિષયસેવામાં તેને ગુમાવી દે છે. ચિરકાળ સેવેલા તે વિષયો જરૂર નરકમાંજ પાડે છે, માટે મોક્ષફળવાળો સર્વજ્ઞભાષિત ધર્મજ નિરંતર સેવવા યોગ્ય છે." કાનમાં અમૃત જેવી આ પ્રમાણેની દેશના સાંભળીને સંસારથી વિરક્ત થયેલા કિરણવેગે તત્કાળ પોતાના પુત્ર કિરણતેજને રાજ્ય પર બેસાડ્યો, અને પોતે તે સુરગુરૂ મુનિની પાસે દીક્ષા લીધી. અનુક્રમે અંગધારી શ્રુતસ્કંધ હોય તેવા તે ગીતાર્થ થયા. અન્યદા ગુરૂની આજ્ઞાથી એકલવિહારી થઇને તે મુનિ આકાશગમન શક્તિવડે પુષ્કરવર દ્વીપમાં આવ્યા. ત્યાં શાશ્વત અર્હંતને નમીને વૈતાઢ્ય ગિરિની પાસે હેમગિરિની ઉપર તે પ્રતિમા ધારણ કરીને રહ્યા.

તીવ્ર તપને તપતા, પરીષહોને સહન કરતા અને સમતામાં મગ્ન રહેતા એવા તે કિરણ-વેગ મુનિ ત્યાં રહ્યા સતા પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા

અન્યદા પેલો કુક્કુટ નાગનો જીવ પાંચમી નરકમાંથી નીકળીને તેજ હિમગિરિની ગુહામાં મોટા સર્પપણે ઉત્પન્ન થયો. યમરાજનો ભુજાદંડ હોય તેવો તે સર્પ ઘણા પ્રાણીઓનું ભક્ષણ કરતો તે વનમાં ફરવા લાગ્યો. એક વખતે ફરતાં ફરતાં તેણે ગિરિની કુંજમાં સ્તંભની જેમ સ્થિર થઇને ધ્યાન ધરતા કિરણવેગ મુનિને જોયા. તત્કાળ પૂર્વ જન્મના વૈરથી કોપવડે અરૂણ નેત્રવાળા થયેલા તે સર્પે તે મુનિને ચંદનના વૃક્ષની જેમ પોતાના શરીરથી વીંટી લીધા. પછી તીવ્ર ઝેરવડે ભયંકર એવી દાઢોથી મુનિને અનેક સ્થાને દંશ કર્યા, અને દંશવાળાં બધાં સ્થાનમાં તેણે ઘણું વિષ પ્રક્ષેપન કર્યું. તે વખતે મુનિ ચિંતવવા લાગ્યા કે 'અહો ! આ સર્પ કર્મના ક્ષયને માટે મારો પૂર્ણ ઉપકારી છે, જરા પણ અપકારી નથી. લાંબો કાળ જીવીને પણ મારે કર્મનો ક્ષયજ કરવાનો છે, તો તે હવે સ્વલ્પ સમયમાં કરી લઉ,' આ પ્રમાણે વિચારી આલોચના કરી બધા જગતજીવોને ખમાવીને નવકાર મહામંત્રનું સ્મરણ કરતાં ધર્મધ્યાનસ્થ એવા તે મુનિએ તત્કાળ અનશન ગ્રહણ કર્યું. ત્યાંથી કાળ કરીને બારમા દેવલોકમાં **જંબૂદ્રુમાવર્ત્ત** નામના વિમાનને વિષે બાવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા. ત્યાં વિવિધ સમૃદ્ધિવડે વિલાસ કરતા અને દેવતાઓથી સેવાતા સુખ મગ્નપણે કાળ નિર્ગમન કરવા લાગ્યા

પેલો મહાસર્પ તે હેમગિરિના શિખરમાં ફરતો ફરતો અન્યદા દાવાનળથી દગ્ધ થઈ ગયો. ત્યાંથી મરીને બાવીશ સાગરોપમની સ્થિતિવાળો તમ:પ્રભા નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો. ત્યાં અઢીસો ધનુષ્યની કાયાવડે તે નરકની તીવ્ર વેદનાને અનુભવતો સુખનો એક અંશ પણ મેળવ્યા વગર કાળ નિર્ગમન કરવા લાગ્યો.

આ જંબૂદ્વીપમા પશ્ચિમ મહાવિદેહમાં તેના આભૂષણ તુલ્ય **સુગંધ** નામના વિજયમાં **શુભંકરા** નામે એક મોટી નગરી છે. તે નગરીમાં અવાર્ય વીર્યવાળો **વજ્રવીર્ય** નામે રાજા હતો. તે ભૂમિ પર આવેલા ઈંદ્રની જેમ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હતો તેને મૂર્ત્તિવડે જાણે બીજી લક્ષ્મીદેવી હોય તેવી **લક્ષ્મીવતી** નામે પૃથ્વીમાં મંડનરૂપ મુખ્ય મહિષી હતી. કિરણવેગનો જીવ દેવ સંબંધી આયુષ્ય પૂર્ણ કરી અચ્યુત દેવલોકમાંથી ચ્યવીને સરોવરમાં હંસની જેમ તે લક્ષ્મીવતીના ઉદરમાં અવતર્યો. સમય આવતાં પવિત્ર આકૃતિને ધારણ કરનાર અને પૃથ્વીમાં આભૂષણરૂપ એવા પુત્રને તેણે જન્મ આપ્યો તેનું **વજ્રનાભ** એવુ નામ પાડયું. જગદ્રૂપ કુમુદને ચંદ્રરૂપ અને ધાત્રીઓએ લાલિત કરેલો તે કુમાર અનુક્રમે માતા પિતાના આનંદની સાથે વૃદ્ધિ પામ્યો. અનુક્રમે યૌવનવય પામી શસ્ત્ર શાસ્ત્રમાં વિચક્ષણ થયો. પિતાએ પવિત્ર દિવસે તેનો રાજ્યાભિષેક કર્યો. પછી વજ્રવીર્ય રાજાએ લક્ષ્મીવતી રાણી સહિત વ્રત ગ્રહણ કર્યું ત્યારપછી વજ્રનાભ પિતાના આપેલા રાજ્યનું સારી રીતે પાલન કરવા લાગ્યો કેટલેક કાળે વજ્રનાભને પોતાની બીજી મૂર્ત્તિ હોય તેવો અને પરાક્રમથી ચક્રના આયુધવાળા ચક્રવર્તી જેવો **ચક્રા-**

યુધ નામે પુત્ર થયો. ધાત્રીના હસ્તરૂપ કમળમાં ભ્રમરરૂપ એ કુમાર સંસારથી ભય પામતા પિતાની દીક્ષાની ઇચ્છા સાથે પ્રતિદિન વધવા લાગ્યો. ચંદ્રની જેમ કળાપૂર્ણ એવો તે કુમાર અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયો. ત્યારે પિતાએ તેની પ્રાર્થના કરી કે 'હે કુમાર! આ રાજ્યને ગ્રહણ કરો. હું સંસારથી નિર્વેદ પામેલો છુ તેથી તમને રાજ્યભાર સોંપીને હમણાંજ મોક્ષના એક સાધનરૂપ દીક્ષાને ગ્રહણ કરીશ.' ચક્રાયુધે કહ્યું કે 'હે પૂજ્ય પિતા! બાળચાપલ્યથી કદિ મારાથી કોઈ અપરાધ થઈ ગયો હોય તો તેથી શું તમે મારી ઉપર આવો અપ્રસાદ કરશો? માટે મને ક્ષમા કરો, અને મારી જેમ આ રાજ્યનું આપજ પાલન કરો. આટલીવાર સુધી મારૂં પાલન કરીને હવે છોડી દો નહીં.' વજ્રનાભ બોલ્યા—'હે નિષ્પાપ કુમાર! તારો કાંઈ પણ અપરાધ નથી, પરંતુ અશ્વોની જેમ પુત્રાનું પણ ભાર ઉતારવાને માટેજ પાલન કરાય છે, તેથી હે પુત્ર! તું હવે કવચધારી થયો છુ, માટે મારો દીક્ષાનો મનોરથ પૂરો કર, કેમકે તે મનોરથ તારા જન્મની સાથેજ મને ઉત્પન્ન થયો છે. હવે તું છતાં પણ જો હું રાજ્યભારથી આક્રાંત થઇને ભવસાગરમાં ડુબી જઇશ, તો પછી સારા પુત્રાની સ્પૃહા કોણ કરશે?' આ પ્રમાણે કહીને રાજાએ આજ્ઞાથી રાજ્યને નહીં ઇચ્છતા એવા પણ તે પુત્રને રાજ્ય પર બેસાડ્યો. "કુલીન પુરૂષોને ગુરૂજનની આજ્ઞા મહા બળવાન્ છે."

એ સમયે **ક્ષેમંકર** નામે જિનેશ્વર ભગવાન્ તે નગરીની બહાર આવેલા ઉદ્યાનમાં સમવસર્યા. તેમને આવેલા સાંભળી વજ્રનાભ રાજા અત્યંત આનંદ પામીને ચિંતવવા લાગ્યા કે—'અહો! આજે મારા મનોરથને અનુકૂળ એવા પુણ્યોદયથી અર્હંત પ્રભુનો સમાગમ પ્રાપ્ત થયો છે.' પછી મોટી સમૃદ્ધિ સાથે લઇને દીક્ષા લેવાની ઇચ્છાએ તે તત્કાળ ભગવંતની સમીપે ગયા. ત્યાં પ્રભુને વંદના કરીને તેમની અત્યુત્તમ દેશના સાંભળી. દેશનાને અંતે અંજલિ જોડી તેમણે પ્રભુને કહ્યું કે—'ઘણા કાળથી ઇચ્છેલા વ્રતનું દાન કરીને મારા પર અનુગ્રહ કરો. બીજા ઉત્તમ સાધુ જેવા ગુરૂ પણ પુણ્યથીજ પ્રાપ્ત થાય છે, તો તમારા જેવા તીર્થંકર ભગવંત મને ગુરૂપણે પ્રાપ્ત થયા તેથી હું વિશેષ પુણ્યવાન્ છુ. દીક્ષાની ઇચ્છાથી મેં હમણાંજ પુત્રને રાજ્યાભિષેક કર્યો છે, માટે હવે દીક્ષાનું દાન કરવારૂપ તમારો પ્રસાદ મેળવવાને માટેજ હું તત્પર થયો છુ.' આ પ્રમાણેનાં વજ્રનાભ રાજાનાં વચન સાંભળી દયાળુ પ્રભુએ પોતે તરતજ તેને દીક્ષા આપી. તીવ્ર તપસ્યાને કરનારા તે રાજર્ષિએ પણ શ્રુતનો અભ્યાસ થોડા કાળમાં કર્યો. પછી ગુરૂની આજ્ઞાથી એકલવિહાર પ્રતિમાને ધારણ કરતા અને તીવ્ર તપસ્યાથી જેનું શરીર કૃશ થઈ ગયું છે એવા તે મહર્ષિ અનેક નગર વિગેરેમા વિહાર કરવા લાગ્યા. અખંડ અને દૃઢ એવા મૂલોત્તર ગુણોથી જાણે બે દૃઢ પાંખોવાળા હોય તેમ તે મુનિ અનુક્રમે આકાશગમનની લબ્ધિને પ્રાપ્ત થયા. એક વખતે આકાશમાર્ગે ઉડીને તપના તેજથી જાણે બીજો સૂર્ય હોય તેવા દેખાતા તે મુનિ સુકચ્છ નામના વિજયમાં આવ્યા.

પેલો સર્પ જે છઠ્ઠી નરકમાં ઉત્પન્ન થયેલો હતો, તે ત્યાંથી નીકળીને સુકચ્છ વિજ-

યમાં આવેલા જ્વલન ગિરિમાં મોટી અટવીમાં **કુરંગક** નામે ભિલ્લ થયો. યૌવનવય પ્રાપ્ત થતાં પ્રતિદિન તે ભિલ્લ ધનુષ્ય ચઢાવીને આજીવિકાને માટે અનેક પ્રાણીઓને મારતો તે ગિરિની ગુહામાં ફરવા લાગ્યો. તે વખતે વજ્રનાભ મુનિ પણ ફરતા ફરતા યમરાજના સૈનિકો જેવા અનેક પ્રકારના શીકારી પ્રાણીઓના સ્થાનરૂપ તેજ અટવીમાં આવી ચઢયા. ચમૂરૂ વગેરે ક્રૂર પ્રાણીઓથી ભય પામ્યા વિના તે મુનિ જ્વલન ગિરિ ઉપર આવ્યા, તે વખતે સૂર્ય અસ્ત પામી ગયો. જ્યારે સૂર્ય અસ્ત પામ્યો ત્યારે જ્વલન ગિરિની કંદરામાંજ જાણે તેનું નવીન શિખર હોય તેમ મુનિ કાયોત્સર્ગ કરીને રહ્યા તે સમયે રાક્ષસોના કુળની જેમ સર્વ દિશાઓમાં અંધકાર વ્યાપી ગયો. યમરાજનાં જાણે ક્રીડાપક્ષી હોય તેવાં ઘુવડ પક્ષીઓ ઘુત્કાર કરવા લાગ્યાં, રાક્ષસોના ગાયક હોય તેમ નાહાર પ્રાણી ઉગ્ર આક્રંદ કરવા લાગ્યા, ડંકાથી વાજિત્રની જેમ પુંછડાથી પૃથ્વી પર પ્રહાર કરતા વાઘો આમતેમ ભમવા લાગ્યા, અને વિચિત્ર રૂપવાળી શાકિની, યોગિની અને વ્યંતરીઓ કિલ કિલ શબ્દ કરતી ત્યાં એકઠી થઈ ગઈ. તેવા સ્વભાવથીજ અતિ ભયંકર કાળ અને ક્ષેત્રમાં પણ વજ્રનાભ ભગવાન્ ઉદ્યાનમાં રહેલા હોય તેમ નિર્ભય અને નિષ્કંપ થઇને સ્થિત રહ્યા આ પ્રમાણે ધ્યાન ધરતા તે મુનિને રાત્રિ નિર્ગમન થઈ ગઈ. પ્રાતઃકાળે તેમના તપની જ્યોતિની જેવી સૂર્યની જ્યોતિ પ્રકાશિત થઈ, એટલે સૂર્યકિરણના સ્પર્શથીજ જંતુરહિત ભૂમિ પર યુગમાત્ર દૃષ્ટિ નાખતા મુનિ બીજે વિહાર કરવાને માટે ત્યાંથી ચાલ્યા.

એ સમયે વાઘના જેવો ક્રૂર અને વાઘના ચામડાને ઓઢનારો પેલો કુરંગક ભિલ્લ હાથમાં ધનુષ્ય અને ભાથું લઈ શીકાર કરવા માટે નીકળ્યો. તેણે દૂરથી વજ્રનાભ મુનિને આવતા જોયા, એટલે 'મને આ ભિક્ષુકનાં અપશુકન થયાં' એવા કુવિચારવડે તેને ક્રોધ ઉત્પન્ન થયો પછી પૂર્વ જન્મના વૈરથી અતિ ક્રોધ કરતા તે કુરંગકે દૂરથી ધનુષ્ય ખેંચીને હરણની જેમ તે મહર્ષિને બાણવડે પ્રહાર કર્યો. તેના પ્રહારથી પીડિત થયા છતાં પણ આર્ત્તધ્યાન રહિત એવા તે મુનિ 'નમોઽર્હદ્ભ્ય' એમ બોલતા પ્રતિલેખના કરીને પૃથ્વી પર બેસી ગયા. પછી સિદ્ધને નમસ્કાર કરવાપૂર્વક સમ્યગ્ આલોચના કરીને તે મુનિએ અનશન વ્રત ગ્રહણ કર્યું પછી વિશેષ પ્રકારે મમતા રહિત થઇને સર્વ જીવોને ખમાવ્યા. એ પ્રમાણે ધર્મધ્યાનમાં પરાયણપણે મૃત્યુ પામીને તે મુનિ મધ્ય ગ્રૈવેયકમાં **લલિતાંગ** નામે પરમર્દ્ધિક દેવતા થયા કુરંગક ભિલ્લ તેને એક પ્રહારથી મૃત્યુ પામેલા જોઈ, પૂર્વ વૈરને લીધે પોતાના બળ સંબંધી મદને વહન કરતો અતિ હર્ષ પામ્યો. જન્મથી મૃત્યુ પર્યંત મૃગયાવડે આજીવિકા કરનાર તે કુરંગક ભિલ્લ અનુક્રમે મૃત્યુ પામીને સાતમી નરકમાં **રૌરવ** નામના નરકાવાસમાં ઉત્પન્ન થયો

આ જંબૂદ્વીપમાં પૂર્વ વિદેહને વિષે સુરનગર જેવુ **પુરાણપુર** નામે એક વિશાળ નગર છે. તેમાં સેંકડો રાજાઓએ પુષ્પમાળાની જેમ જેના શાસનને અંગીકાર કરેલ છે એવો **કુલિશબાહુ** નામે ઈંદ્ર સમાન રાજા હતો. તેને રૂપથી સુદર્શના (સારા દર્શનવાળી)

અને પરમ પ્રેમનું પાત્ર **સુદર્શના** નામે મુખ્ય પટ્ટરાણી હતી. શરીરધારી પૃથ્વીની જેમ તે રાણીની સાથે ક્રીડા કરતો તે રાજા બીજા પુરૂષાર્થને બાધ કર્યા વગર વિષયસુખ ભોગવતો હતો. એ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થતાં વજ્રનાભનો જીવ દેવ સંબંધી આયુષ્યને પૂર્ણ કરી ગ્રૈવેયકથી ચ્યવીને તે સુદર્શના દેવીના ઉદરમાં ઉત્પન્ન થયો. તે વખતે રાત્રિના પ્રાંત ભાગમાં સુખે સુતેલ દેવીએ ચક્રવર્તીના જન્મને સૂચવનારાં ચૌદ સ્વપ્નો જોયાં. પ્રાતઃકાળે રાજાને તે વાત કહેતાં તેમણે તે સ્વપ્નોનાં ફળની વ્યાખ્યા કહી બતાવી, તે સાંભળી દેવી અત્યંત હર્ષ પામ્યાં. સમય આવતાં સૂર્યને પૂર્વ દિશા પ્રસવે તેમ તેણીએ એક પુત્રને જન્મ આપ્યો. રાજાએ તેનો જન્મોત્સવ કરીને મોટા ઉત્સવથી તેનું **'સુવર્ણબાહુ'** એવું નામ પાડયું. ધાત્રીઓએ અને રાજાઓએ એક ઉત્સંગથી બીજા ઉત્સંગમાં લીધેલો તે કુંવર વટેમાર્ગુ નદીનું ઉલ્લંઘન કરે તેમ હળવે હળવે બાલ્યવયને ઉલ્લંઘન કરી ગયો. પૂર્વ જન્મના સંસ્કારથી તેણે સર્વ કળાઓ સુખે સંપાદન કરી અને કામદેવના સદનરૂપ યૌવનવયને પ્રાપ્ત થયો. તે સુવર્ણબાહુ કુમાર રૂપથી અને પરાક્રમથી જગતમાં અસામાન્ય થયો. તેમજ વિનયલક્ષ્મીથી સૌમ્ય અને પરાક્રમથી અધૃષ્ય[1] થયો. કુલિશબાહુ રાજાએ પુત્રને યોગ્ય થયેલો જાણી આગ્રહથી રાજ્ય ઉપર બેસાડ્યો અને પોતે ભવવૈરાગ્યવડે દીક્ષા લીધી. સૌધર્મ દેવલોકમાં ઈંદ્રની જેમ પૃથ્વીમાં અખંડ આજ્ઞા પ્રવર્તાવીને અનેક પ્રકારના ભોગને ભોગવતો તે કુમાર સુખરૂપ અમૃતરસમાં મગ્ન રહેવા લાગ્યો.

એક વખતે હજારો રાજાઓથી વીંટાયેલો કુમાર સૂર્યના અશ્વોમાં આઠમો[2] હોય તેવા એક અપૂર્વ અશ્વ ઉપર આરૂઢ થઇને ક્રીડા કરવાને નીકળી પડ્યો. અશ્વનો વેગ જોવાને માટે રાજાએ તેને એક ચાબુક મારી, એટલે તત્કાળ પવનવેગી મૃગની જેમ તે સત્વર દોડ્યો. તેને ઉભો રાખવા માટે જેમ જેમ રાજા તેની લગામ ખેંચે તેમ તેમ તે વિપરીત શિક્ષિત અશ્વ અધિક અધિક દોડવા લાગ્યો. માનનીય ગુરૂજનને દુર્જન ત્યજી દે તેમ મૂર્ત્તિમાન્ પવન જેવા તે અશ્વે ક્ષણવારમાં સર્વ સૈનિકોને દૂર છોડી દીધા. અતિ વેગને લીધે તે અશ્વ 'ભૂમિ પર ચાલે છે કે આકાશમાં ચાલે છે' તે પણ કોઈ જાણી શક્યું નહીં, અને રાજા પણ જાણે તેની ઉપરજ ઉદ્દગત થયેલા હોય તેમ લોકો તર્ક કરવા લાગ્યા. ક્ષણવારમાં તો તે અશ્વ સહિત રાજા વિચિત્ર વૃક્ષોથી સંકીર્ણ અને વિવિધ પ્રાણીઓથી આકુળ એવા દૂરના વનમાં આવી પહોંચ્યો. ત્યાં પોતાના આશય જેવું નિર્મળ એક સરોવર રાજાના જોવામાં આવ્યું. તેને જોતાંજ તૃષાતુર અને શ્વાસપૂર્ણ થયેલો અશ્વ પોતાની મેળે ઉભો રહ્યો. પછી અશ્વ ઉપરથી પર્યાણ ઉતારી તેણે અશ્વને ન્હવરાવ્યો અને જળ પાયું. પછી પોતે સ્નાન કરીને જળપાન કર્યું. સરોવરમાંથી નીકળીને ક્ષણવાર

---

૧ કોઈ ધારણ ન કરી શકે તેવો.

૨ સૂર્યના રથને સાત અશ્વો જોડેલા છે એવી લોકોક્તિ છે, તેની સમાન આ અશ્વ હોવાથી આઠમો કહ્યો છે.

તેના તીર ઉપર વિસામો લઈ રાજા આગળ ચાલ્યો, ત્યાં એક રમણીક તપોવન જોવામાં આવ્યુ. તેમાં તાપસોનાં નાનાં નાનાં બાળકો ઉત્સંગમાં મૃગનાં બચ્ચાંઓ લઇને ક્યારામાં રહેલાં વૃક્ષોનાં મૂળને જળવડે પૂરતાં હતાં, તે જોઇને રાજા ઘણો ખુશી થયો. તે તપોવનમાં પ્રવેશ કરતાં વિચારમાં પડેલા તે રાજાનુ જાણે નવીન કલ્યાણ સૂચવતું હોય તેમ દક્ષિણ નેત્ર ફરક્યુ. પછી હર્ષયુક્ત ચિત્તે આગળ ચાલતાં દક્ષિણ તરફ સખીઓની સાથે જળના ઘડાથી વૃક્ષોને સિંચન કરતી એક મુનિકન્યા તેમના જોવામાં આવી. તેને જોઇને રાજા વિચારવા લાગ્યો કે 'અહો ! આવુ રૂપ અપ્સરાઓમાં, નાગપત્નીમાં કે મનુષ્યની સ્ત્રીઓમાં જોવામાં આવ્યુ નથી. આ બાળા તો ત્રણ લોકમાં પણ અધિક રૂપવંત છે.' આવો વિચાર કરીને તે વૃક્ષોના ઓથામાં રહી તેણીને જોવા લાગ્યો. તેવામાં તે બાળા સખીઓ સહિત માધવી મંડપમાં આવી પછી પહેરેલાં વલ્કલ વસ્ત્રનાં દૃઢ બંધનો શિથિળ કરીને બકુલ પુષ્પના જેવા સુગંધી મુખવાળી તે બાળા બોરસલીના વૃક્ષને સિંચન કરવા લાગી. રાજાએ ફરીવાર ચિંતવ્યુ કે 'આ કમળ જેવાં નેત્રવાળી રમણીનુ આવું સુંદર રૂપ ક્યાં ! અને એક સાધારણ સ્ત્રીજનને યોગ્ય એવું આ કામ ક્યાં ! આ તાપસકન્યા નહીં હોય, કારણ કે મારૂં મન તેના પર રાગી થાય છે, તેથી જરૂર આ કોઈ રાજપુત્રી હશે, અને ક્યાંકથી અહીં આવી હશે " રાજા આવો વિચાર કરતો હતો, તેવામાં એ પદ્માવતીના મુખ પાસે તેના શ્વાસના સુગંધથી ખેંચાઇને એક ભમરો આવ્યો. અને તેના મુખ પર ભમવા લાગ્યો. એટલે તે બાળા ભયથી કરપલ્લવ ધ્રુજાવતી તેને ઉડાડવા લાગી, પણ જ્યારે ભમરાએ તેને છોડી નહી, ત્યારે તે સખીને ઉદ્દેશીને કહેવા લાગી કે 'આ ભ્રમર-રાક્ષસથી મારી રક્ષા કરો, રક્ષા કરો.' સખીએ કહ્યુ, 'બેન ! સુવર્ણબાહુ રાજા વગર તારી રક્ષા કરવાને બીજો કોણ સમર્થ છે? માટે જો રક્ષા કરાવવાનું પ્રયોજન હોય તો તે રાજાને અનુસર.' પદ્માવતીની સખીનાં આવાં વચન સાંભળી 'જ્યાંસુધી વજ્રબાહુનો પુત્ર પૃથ્વી પર રાજ્ય કરે છે ત્યાંસુધી કોણ ઉપદ્રવ કરનાર છે?' એમ બોલતો પ્રસંગ જાણનાર સુવર્ણબાહુ તત્કાળ પ્રગટ થયો. તેને અકસ્માત્ પ્રગટ થયેલ જોઈ બંને બાળા ભય પામી ગઈ, તેથી ઉચિત પ્રતિપત્તિ કંઈ કરી શકી નહીં, તેમ કાંઈ બોલી પણ શકી નહી એટલે 'આ બંને ભય પામી છે' એવું જાણીને રાજા પુન બોલ્યો કે—'હે ભદ્રે ! અહીં તમારૂ તપ નિર્વિઘ્ને ચાલે છે?' તેના આવા પ્રશ્નને સાંભળીને સખીએ ધીરજ ધરીને કહ્યું કે "જ્યાંસુધી વજ્રબાહુના કુમાર રાજ્ય કરે છે ત્યાંસુધી તાપસોના તપમાં વિઘ્ન કરવાને કોણ સમર્થ છે? હે રાજન્ ! આ બાળા તો માત્ર કમળની ભ્રાંતિથી કોઈ ભ્રમરે તેના મુખ પર ડંસ કર્યો, તેથી કાયર થઇને 'રક્ષા કરો રક્ષા કરો' એમ બોલી હતી." આ પ્રમાણે કહીને તેણીએ એક વૃક્ષની નીચે આસન આપી રાજાને બેસાડ્યો. પછી તે સખીએ સ્વચ્છ બુદ્ધિવડે અમૃત જેવી વાણીથી પૂછ્યું કે—'તમે નિર્દોષ મૂર્તિથી કોઈ અસાધારણ જન જણાઓજ છો, તથાપિ કહો કે તમે કોણ છો? કોઈ દેવ છો? કે વિદ્યાધર છો?' રાજાએ પોતાની જાતે પોતાને ઓળખાવવુ અયોગ્ય ધારીને કહ્યુ કે 'હું

સુવર્ણબાહુ રાજાનો માણસ છું, અને તેમની આજ્ઞાથી આ આશ્રમવાસીઓના વિઘ્નનું નિવારણ કરવા માટે અહીં આવ્યો છુ, કેમકે આવા કાર્યમાં તે રાજાનો મહાન્ પ્રયત્ન છે.' રાજાના આવા ઉત્તરથી આ પોતેજ તે રાજા છે એમ ચિંતવતી સખીને રાજાએ કહ્યું કે 'આ બાળા આવું અશક્ય કામ કરીને પોતાના દેહને શામાટે કષ્ટ આપે છે?' સખીએ નિઃશ્વાસ મૂકીને કહ્યુ કે "રત્નપુરના રાજા **ખેચરેંદ્ર**ની આ પદ્મા નામે કુમારી છે, તેની માતાનું નામ **રત્નાવળી** છે. આ બાળાનો જન્મ થતાંજ તેના પિતા મૃત્યુ પામ્યા. પછી રાજ્યપદને અર્થે તે રાજાના પુત્રો પરસ્પર લડવા લાગ્યા, તેથી તેના રાજ્યમાં મોટો બળવો થયો તે વખતે રત્નાવળી રાણી આ બાળાને લઇને પોતાના ભાઈ અને તાપસોના કુળપતિ ગાલવ મુનિના આશ્રમમાં નાસી આવી એક સમયે કોઈ દિવ્ય જ્ઞાની મુનિ અહીં આવી ચઢચા. તેને ગાલવ તાપસે પૂછ્યું કે 'આ પદ્માકુમારીનો પતિ કોણ થશે?' એટલે તે મહા મુનિએ કહ્યુ કે–વજ્રબાહુ રાજાનો ચક્રવર્તી પુત્ર અશ્વથી હરાઇને અહીં આવશે, તે આ બાળાને પરણશે." તે સાંભળી રાજાએ મનમાં વિચાર્યું કે 'વક્રાશ્વ જે મને અહીં અકસ્માત્ હરી લાવ્યો, તે વિધિએ આ રમણીની સાથે મેળવવાનો ઉપાયજ રચેલો હશે.' આ પ્રમાણે વિચારીને રાજાએ કહ્યું કે 'ભદ્રે! તે કુળપતિ ગાલવ મુનિ હાલ ક્યાં છે? તેમનાં દર્શનથી મને વિશેષ આનંદ ઉત્પન્ન થશે.' તે બોલી–'પૂર્વોક્ત મહા મુનિએ આજે અહીંથી વિહાર કર્યો છે, તેથી તે મુનિને વળાવવા માટે ગાલવ મુનિ ગયેલા છે, તે હમણાં તેમને નમીને અહીં આવશે.' તેવામાં 'હે નંદા! પદ્માને અહીં લાવ, કુળપતિને આવવાનો સમય થયો છે.' આ પ્રમાણે એક વૃદ્ધ તાપસીએ કહ્યુ. તે વખતે ઘોડાની ખરીઓના અવાજથી પોતાના સૈન્યને આવેલુ જાણીને રાજાએ કહ્યું કે 'તમે જાઓ, હું પણ આ સૈન્યના ક્ષોભથી આશ્રમની રક્ષા કરૂં.' પછી નંદા સખી સુવર્ણબાહુ રાજાને વાંકી ગ્રીવાથી અવલોકતી પદ્માને ત્યાંથી માંડમાંડ લઈ ગઈ

કુળપતિ આવ્યા એટલે નંદાએ તેમને અને રત્નાવળીને હર્ષથી સુવર્ણબાહુ રાજાનો વૃત્તાંત કહી જણાવ્યો તે સાંભળી ગાલવ ઋષિ બોલ્યા કે 'તે મુનિનું જ્ઞાન ખરેખરૂં પ્રતીતિવાળું સિદ્ધ થયું. મહાત્મા જૈનમુનિઓ કદિ પણ મૃષા ભાષણ કરતા નથી. હે બાળાઓ! એ રાજા અતિથિ હોવાથી પૂજ્ય છે, વળી રાજા વર્ણાશ્રમના ગુરૂ કહેવાય છે અને આપણી પદ્માના તો પતિ થવાના છે, માટે ચાલો, આપણે પદ્માને સાથે લઇને તેની પાસે જઇએ.' પછી કુળપતિ ગાલવ રત્નાવળી, પદ્મા અને નંદાને સાથે લઇને રાજા પાસે ગયા. રાજાએ ઉભા થઇને તેમનો સત્કાર કર્યો. રાજાએ કહ્યું કે 'હું તમારાં દર્શન કરવાને ઉત્કંઠિત હતો અને મારે તમારી પાસે આવવુંજ જોઇએ, તે છતાં તમે પોતે અહીં કેમ આવ્યા?' ગાલવ બોલ્યા–'બીજા પણ જે કોઈ અમારે આશ્રમે આવે તો તે અમારે અતિથિપણાથી પૂજ્ય છે, તેમાં પણ તમે તો વિશેષ પૂજ્ય છો. આ પદ્મા જે મારી ભાણેજ છે તેને જ્ઞાનીએ તમારી પત્ની કહેલી છે. તેના પુણ્યયોગે તમે અહીં આવી ચઢ્યા છો, માટે હવે આ બાળાનું પાણિગ્રહણ કરો' આવાં ગાલવ મુનિનાં વચનથી

જાણે બીજી પદ્મા (લક્ષ્મી) હોય તેવી પદ્માને સુવર્ણબાહુ ગાંધર્વ વિવાહથી પરણ્યો પછી રત્નાવળીએ હર્ષિત ચિત્તવાળા સુવર્ણબાહુને કહ્યુ કે 'હે રાજન્! તમે આ પદ્માના હૃદયકમળમાં સૂર્ય જેવા સદા થઈ રહો '

એ સમયે રત્નાવળીનો **પદ્મોત્તર** નામે એક સાપત્ન પુત્ર હતો, તે ખેચરપતિ કેટલીક ભેટ લઈ વિમાનોથી આકાશને આચ્છાદન કરતો તે પ્રદેશમાં આવ્યો. રત્નાવળીએ તેને બધી હકીકત નિવેદન કરવાથી તે સુવર્ણબાહુને નમસ્કાર કરી અંજલિ જોડીને કહેવા લાગ્યો, "હે દેવ! આ તમારો વૃત્તાંત જાણીને હું તમને સેવવાને માટેજ અહીં આવ્યો છું, માટે હે રાજન્! મને આજ્ઞા આપો, અને હે પ્રતાપી! વૈતાઢ્ય ગિરિ ઉપર મારૂં નગર છે, ત્યાં આપ પધારો. ત્યાં આવવાથી વિદ્યાધરોની સર્વ ઐશ્વર્યલક્ષ્મી આપને પ્રાપ્ત થશે" તેના અતિ આગ્રહથી રાજાએ તેનુ વચન સ્વીકાર્યું. એ સમયે પદ્માએ પોતાની માતાને નમન કરીને ગદ્‌ગદ વાણીએ કહ્યુ કે 'હે માતા! હવે મારે પતિ સાથે જવું પડશે, કેમકે એમના સિવાય મારૂં હવે બીજુ સ્થાન હોયજ નહીં, માટે કહો કે હવે ફરીવાર તમે ક્યારે મળશો? આ બંધુ જેવાં ઉદ્યાનવૃક્ષોને, પુત્ર સમાન મૃગશિશુઓને અને આ બહેનો જેવી મુનિકન્યાઓને મારે છોડવી પડશે. આ વ્હાલો મયૂર મેઘ વર્ષતાં પડ્જ સ્વર બોલી પોતાનું તાંડવ હવે કોની આગળ બતાવશે? આ બોરસલી, અશોક અને આંબાનાં વૃક્ષોને વાછડાને ગાયોની જેમ મારા વિના પયપાન કોણ કરાવશે?" રત્નાવળી બોલી– 'વત્સે! તું એક ચક્રવર્તી રાજાની પત્ની થઈ છે તો હવે વિકારભરેલા આ વનવાસના વૃત્તાંતને ભૂલી જજે, અને આ પૃથ્વીના ઈંદ્ર ચક્રવર્તી રાજાને અનુસરજે, તેથી તું તેની પટ્ટરાણી થઇશ. આવા હર્ષને વખતે હવે તું શોક કરવો છોડી દે.' આ પ્રમાણે કહી તેણીના મસ્તક પર ચુંબન કરી, ભરપૂર આલિંગન કરી અને ઉત્સંગમાં બેસાડીને રત્નાવળીએ શિખામણ આપવા માંડી કે "હે વત્સે! હવે તું પતિગૃહમાં જાય છે, તેથી ત્યાં હમેશાં પ્રિયંવદા થજે, પતિના જમ્યા પછી જમજે, અને તેના સુતા પછી સુજે. ચક્રવર્તીની બીજી સ્ત્રીઓ કે જે તારે સપત્ની (શોક્યો) થાય, તે કદિ સાપત્ન ભાવ બતાવે, તોપણ તું તેમને અનુકૂળજ રહેજે, કેમકે 'મહત્ત્વવાળા જનોની એજ યોગ્યતા છે.' હે વત્સે! હમેશાં મુખ આડું વસ્ત્ર રાખી, નીચી દૃષ્ટિ કરી પોયણીની જેમ અસુર્યપશ્યા (સૂર્યને પણ નહી જોનારી) થજે. હે પુત્રિ! સાસુનાં ચરણકમળની સેવામાં હંસી થઇને રહેજે, અને કદિ પણ હું ચક્રવર્ત્તિપત્ની છું એવો ગર્વ કરીશ નહીં. તારી સપત્નીના સંતાનને સર્વદા પોતાનાજ પુત્ર માનજે, અને તેઓને પોતાના સંતાનની જેમ પોતાના ખોળારૂપ શય્યામાં સુવાડજે." આ પ્રમાણે પોતાની માતાનાં અમૃત જેવાં શિક્ષાવચનોનું કર્ણાંજલિવડે પાન કરી નમીને તેની રજા લીધી. પછી તે પોતાના પતિની અનુચરી થઈ. પદ્મોત્તર વિદ્યાધરે પોતાની માતા રત્નાવળીને પ્રણામ કરીને ચક્રવર્તીને કહ્યુ કે 'હે સ્વામિન્! આ મારા વિમાનને અલંકૃત કરો' પછી ગાલવ મુનિની રજા લઈ સુવર્ણબાહુ રાજા પોતાના પરિવાર સહિત પદ્મોત્તરના વિમાનમાં બેઠા પદ્મોત્તર પોતાની બહેન પદ્મા

સહિત સુવર્ણબાહુને વૈતાઢ્ય ગિરિ ઉપર પોતાના રત્નપુર નગરમાં લઇ ગયો. ત્યાં દેવતાના વિમાન જેવો એક રત્નજડિત મહેલ અનેક ખેચરોયુક્ત સુવર્ણબાહુને રહેવા માટે સોંપ્યો અને હમેશાં દાસની જેમ તેમની પાસેજ રહીને તેમની આજ્ઞા ઉઠાવવા લાગ્યો. તેમજ સ્નાન, ભોજનાદિકવડે તેમની યોગ્ય સેવા ભક્તિ કરવા લાગ્યો. ત્યાં રહીને સુવર્ણબાહુએ પોતાની અત્યંત પુણ્યસંપત્તિથી બંને શ્રેણીમાં રહેનારા સર્વ વિદ્યાધરોનું ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું, અને વિદ્યાધરોની ઘણી કન્યાઓને પરણ્યો. વિદ્યાધરોએ સર્વ વિદ્યાધરોના ઐશ્વર્ય ઉપર તેમનો અભિષેક કર્યો પછી પદ્મા વિગેરે પોતાની પરણેલી સર્વ ખેચરીઓને સાથે લઇ સુવર્ણબાહુ પરિવાર સહિત પોતાના નગરમાં ગયો. સુવર્ણબાહુ રાજાને પૃથ્વી પર રાજ્ય કરતા અનુક્રમે ચૌદ રત્નો પ્રાપ્ત થયાં દેવતાઓએ પણ સેવેલા સુવર્ણબાહુ ચક્રવર્તીએ ચક્રના માર્ગને અનુસરીને ષટ્ખંડ પૃથ્વીમંડળને લીલામાત્રમાં સાધી લીધું. પછી સૂર્યની જેમ પોતાના તેજથી સર્વના તેજને ઝાંખા કરતો સુવર્ણબાહુ ચક્રવર્તી વિવિધ ક્રીડાથી ક્રીડા કરતો આનંદમાં રહેવા લાગ્યો.

એક વખતે ચક્રવર્તી મહેલ ઉપર બેઠો હતો, તેવામાં આકાશમાંથી દેવતાના વૃંદને ઉતરતું અને નીચે જતું જોયું. તે જોઇને તેને વિસ્મય થયો. તે વખતેજ તેના સાંભળવામાં આવ્યું કે 'જગન્નાથ તીર્થંકર સમોસર્યા છે.' તે સાંભળતાંજ શ્રદ્ધાબદ્ધ મનવાળો ચક્રવર્તી તેમને વાંદવાને ગયો. ત્યાં જઇ, પ્રભુને વાંદી, યોગ્ય સ્થાને બેસી તેમની પાસેથી અકસ્માત્ અમૃતના લાભ જેવી દેશના સાંભળી. પછી ઘણા ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપી પ્રભુએ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો, અને સુવર્ણબાહુ ચક્રવર્તી પોતાના સ્થાનમાં આવ્યો. પછી તીર્થંકરની દેશના સાંભળવાને આવેલા દેવતાઓને વારંવાર સંભારીને "મેં કોઇવાર આવા દેવતા જોયા છે" એવો ઊહાપોહ કરતાં તેમને જાતિસ્મરણ ઉત્પન્ન થયું એટલે તે ચિંતવવા લાગ્યો કે "જ્યારે હું મારા પૂર્વ ભવ જોઉં છું, ત્યારે પ્રત્યેક મનુષ્ય ભવમાં પ્રયત્ન કર્યા છતા પણ હજુ સુધી મારા ભવનો અંત આવ્યો નથી. જે દેવેંદ્રપણાને પ્રાપ્ત થયો હોય, તે પ્રાણી મનુષ્યપણામાં પાછો પાછો તૃપ્તિ પામે છે. અહો! કર્મથી જેનો સ્વભાવ ઢંકાઇ ગયો છે એવા આત્માને આ શો મોહ થયો છે? જેમ માર્ગ ભૂલેલો મુસાફર ભ્રાંત થઇને બીજે માર્ગે જાય છે, તેમ મોક્ષમાર્ગને ભૂલી ગયેલો પ્રાણી પણ સ્વર્ગ, મર્ત્ય, તિર્યંચ અને નરકગતિમાં ગમનાગમન કર્યા કરે છે, માટે હવે હું માત્ર મોક્ષમાર્ગને માટેજ વિશેષ પ્રયત્ન કરીશ, કેમકે સામાન્ય પ્રયોજનમાં પણ કંટાળો પામવો નહીં, તેજ કલ્યાણનું મૂળ છે." આ પ્રમાણે નિશ્ચય કરીને સુવર્ણબાહુ ચક્રવર્તીએ પોતાના પુત્રને રાજ્ય પર બેસાડ્યો. તે સમયે શ્રી જગન્નાથ જિનેશ્વર પણ વિહાર કરતા કરતા ત્યાં પધાર્યા. સુવર્ણબાહુએ તત્કાળ પ્રભુ પાસે જઇને દીક્ષા લીધી, અને ઉગ્ર તપસ્યા કરીને અનુક્રમે ગીતાર્થ થયા. પછી અર્હંત ભક્તિ વિગેરે કેટલાંક સ્થાનકોને સેવીને તે સદ્બુદ્ધિ સુવર્ણબાહુ મુનિએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું.

એક વખતે વિહાર કરતા તે મુનિ ક્ષીરગિરિની પાસે આવેલી વિવિધ પ્રકારના

હિંસક પ્રાણીઓથી ભયંકર એવી **ક્ષીરવણા** નામની અટવીમાં આવ્યા. ત્યાં તેજથી સૂર્ય જેવા સુવર્ણબાહુ મુનિ સૂર્યની સન્મુખ દૃષ્ટિ સ્થિર રાખી કાયોત્સર્ગ કરીને આતાપના લેવા લાગ્યા. તે વખતે પેલો કુરંગક ભિલ્લ નરકમાંથી નીકળી તેજ પર્વતમાં સિંહ થયો હતો, તે ભમતો ભમતો દૈવયોગે ત્યાં આવી ચઢ્યો. આગલે દિવસે પણ ભક્ષ્ય મળેલુ નહી હોવાથી તે ક્ષુધાતુર હતો. તેવામાં યમરાજના જેવા તે સિંહે આ મહર્ષિને દૂરથી જોયા પૂર્વ જન્મના વૈરથી મુખને ફાડતો અને પુંછના પછાડવાથી પૃથ્વીને ફોડતો હોય તેવો તે ક્ષુદ્ર પંચાનન મુનિ ઉપર ધસી આવ્યો. કાન અને કેશવાળ ઉચી કરી, ગર્જનાથી ગિરિગુહાને પૂરતા તેણે મોટી ફાળ ભરીને મુનિ ઉપર થાપો માર્યો સિંહના ઉછળીને આવ્યા અગાઉ દેહ ઉપર પણ આકાંક્ષા રહિત એવા તે મુનિએ તત્કાળ ચતુર્વિધ આહારનાં પચ્ચખ્ખાણ કરી લીધાં, આલોચના કરી, સર્વ પ્રાણીને ખમાવ્યાં, અને સિંહના ઉપર હૃદયમાં કિંચિત્ પણ વિકાર લાવ્યા વગર ધર્મધ્યાનમાં સ્થિત રહ્યા. પછી કેશરીસિંહે વિદીર્ણ કરેલા તે મુનિ મૃત્યુ પામીને દશમા દેવલોકમાં **મહાપ્રભ** નામના વિમાનને વિષે વીશ સાગરોપમની સ્થિતિવાળા દેવતા થયા. પેલો સિંહ મૃત્યુ પામીને દશ સાગરોપમની સ્થિતિએ ચોથા નરકમાં ગયો, અને પાછો તિર્યંચ યોનિમાં આવી બહુ પ્રકારની વેદનાને ભોગવવા લાગ્યો

इत्याचार्यश्रीहेमचंद्रसूरिविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये नवमे पर्वणि श्रीपार्श्वनाथपूर्वभवनवकवर्णनो नाम द्वितीयः सर्गः ॥

॥ इति श्रीपार्श्वनाथपूर्वभवनवकं समाप्तम् ॥



## सर्ग ३ जो.

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનો જન્મ, કૌમારવય, દીક્ષાગ્રહણ અને કેવળજ્ઞાનની ઉત્પત્તિ.

પૂર્વોક્ત સિંહનો જીવ અસંખ્ય ભવોમા દુઃખનો અનુભવ કરતો અન્યદા કોઈ ગામડામાં એક ગરીબ બ્રાહ્મણને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો તેનો જન્મ થતાંજ તેના માતાપિતા અને ભ્રાતા વિગેરે સર્વ મૃત્યુ પામી ગયાં લોકોએ કૃપાથી તેને જીવાડ્યો અને તેનું ક(મ)ઠ એવું નામ પાડ્યું. બાલ્ય વયને ઉલ્લંઘન કરીને તે યૌવનવયને પ્રાપ્ત થયો, પરંતુ નિરંતર દુઃખી સ્થિતિને ભોગવતો અને લોકોથી હેરાન થતો તે માંડમાંડ ભોજન પામતો હતો. એક વખતે ગામના ધનાઢ્યોને રત્નાલંકારને ધારણ કરતાં જોઈ તેને તત્કાળ વૈરાગ્ય આવ્યો. તેણે ચિંતવ્યુ કે 'હજારોના પેટને ભરનારા અને વિવિધ આભૂષણને ધારણ કરનારા આ ગૃહસ્થો દેવતા જેવા લાગે છે, તેથી હું ધારૂ છુ કે તે પૂર્વ જન્મના તપનુંજ ફળ છે. હું માત્ર ભોજનની અભિલાષા કરતો આટલો દુઃખી થાઉ છુ, માટે મેં પૂર્વે કાંઈ

તપ કરેલું જણાતું નથી, તેથી જરૂર આ ભવમાં તપ આચરૂ.' આવો વિચાર કરીને તે કઠે તાપસવ્રત ગ્રહણ કર્યું, અને કંદમૂળાદિકનું ભોજન કરતો પંચાગ્નિ તપ કરવા લાગ્યો.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના આભૂષણ જેવી ગંગા નદી પાસે **વારાણસી** નામે નગરી છે. તે નગરમાં ચૈત્યોની ઉપર ગંગાના કલ્લોલ જેવી ધ્વજાઓ અને પદ્મકોશ જેવા સુવર્ણના કુંભો શોભે છે. તે નગરીના કીલ્લા ઉપર અર્ધ રાત્રે જ્યારે પૂર્ણિમાનો ચંદ્ર આવે છે, ત્યારે જોનારને તે રૂપાના કાંગરાનો ભ્રમ કરાવે છે. ઈંદ્રનીલ મણિથી બાંધેલી ત્યાંનાં વાસગૃહોની ભૂમિમાં અતિથિની સ્ત્રીઓ જળની બુદ્ધિથી હાથ નાખે છે, એટલે તેમનું ઉપહાસ્ય થાય છે. તે નગરનાં ચૈત્યોમાં સુગંધી ધૂપોનો ધૂમ્ર એટલો બધો પસર્યા કરે છે કે જાણે દૃષ્ટિદોષ ન લાગવા માટે નીલ વસ્ત્ર બાંધ્યું હોય તેમ જણાય છે. સંગીતમાં થતા મુરજ શબ્દોથી તે નગરમાં મેઘના ધ્વનિની શંકા કરતા મયૂરો હમેશાં વર્ષાઋતુની જેમ કેકાવાણી બોલ્યા કરે છે.

એવી સુશોભિત વારાણસી નગરીમાં ઇક્ષ્વાકુ વંશને વિષે **અશ્વસેન** નામે રાજા થયા. તેમણે અશ્વસેનાથી દિશાઓના ભાગને રણાંગણ જેવા કર્યા હતા. તે રાજા સદાચારરૂપ નદીને ઉત્પન્ન થવાનો ગિરિ હતો, ગુણરૂપ પક્ષીઓનો આશ્રયવૃક્ષ હતો અને પૃથ્વીમાં લક્ષ્મીરૂપી હાથિણીના બંધનસ્તંભ તુલ્ય હતો. રાજાઓમાં પુંડરીક જેવા તે રાજાની આજ્ઞાને સર્પ જેવા દુરાચારી રાજાઓ પણ ઉલ્લંઘન કરી શકતા નહીં. તે રાજાને સર્વ સ્ત્રીઓમાં શિરોમણિ અને સપત્નીઓમાં અવામા **વામાદેવી** નામે પટ્ટરાણી હતી. તે પોતાના પતિના યશ જેવું નિર્મળ શીળ ધારણ કરતી હતી, અને સ્વાભાવિક પવિત્રતાથી જાણે બીજી ગંગા હોય તેવી જણાતી હતી. આવા ગુણોથી વામાદેવી રાણી પતિને અતિ વલ્લભ હતી, તથાપિ એ વલ્લભપણું જરા પણ બતાવતી નહીં, એટલે તે સંબંધી અભિમાન ધરાવતી નહી.

અહીં પ્રાણત કલ્પમાં ઉત્તમ દેવસમૃદ્ધિ ભોગવી સુવર્ણબાહુ રાજાના જીવે પોતાનું દેવ સંબંધી આયુષ્ય પૂર્ણ કર્યું. પછી ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્થીએ વિશાખા નક્ષત્રમાં ત્યાંથી ચ્યવીને તે દેવ અર્ધ રાત્રે વામાદેવીના ઉદરમાં અવતર્યો. તે સમયે વામાદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. ઈંદ્રોએ, રાજાએ અને તદ્વેત્તા સ્વપ્નપાઠકોએ સ્વપ્નની વ્યાખ્યા કહી બતાવી; તે સાંભળી હર્ષ પામેલા દેવી તે ગર્ભ ધારણ કરતા સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યા. અનુક્રમે પોષ માસની કૃષ્ણ દશમીએ અનુરાધા નક્ષત્રમાં રત્નને જેમ વિદૂર ગિરિની ભૂમિ પ્રસવે તેમ વામાદેવીએ સર્પના લાંછનવાળા નીલવર્ણી પુત્રને જન્મ આપ્યો. તત્કાળ છપ્પન દિક્કુમારીઓએ આવી અર્હંત પ્રભુનું અને તેમની માતાનું સૂતિકાકર્મ કર્યું. પછી શક્રેંદ્રે ત્યાં આવી દેવીને અવસ્વાપિની નિદ્રા આપી, તેમના પડખામાં પ્રભુનું પ્રતિબિંબ સ્થાપિત કરી, પોતે પાંચ રૂપ વિકુર્વ્યાં. તેમાં એક રૂપે પ્રભુને લીધા, બે રૂપે ચામર ધારણ કર્યાં, એક રૂપે પ્રભુના

૧ પ્રિય-અનિષ્ટ નહી

ઉપર છત્ર ધર્યું અને એક રૂપે વજ્ર ઉછાળતા સુંદર ચાલે ચાલતા અને વાંકી ગ્રીવાવડે પ્રભુના મુખ તરફ દૃષ્ટિ રાખતા ઉતાવળે મેરૂ ગિરિ તરફ ચાલ્યા. ક્ષણવારમાં મેરૂ ગિરિની અતિપાંડુકબલા નામની શિલા ઉપર પહોંચ્યા ત્યાં પ્રભુને ઉત્સંગમાં લઇને શક્રેંદ્ર સિંહાસન પર બેઠા. તે વખતે અચ્યુત વિગેરે ત્રેસઠ ઈંદ્રો પણ સત્વર ત્યાં આવ્યા, અને તેમણે વિધિપૂર્વક પ્રભુનો જન્માભિષેક કર્યો. પછી સૌધર્મેન્દ્રે ઈશાનેદ્રના ઉત્સંગમાં પ્રભુને બેસાડીને વૃષભના શૃંગમાંથી નીકળતા જળવડે સ્નાન કરાવ્યું. પછી ચંદનાદિકથી પ્રભુનું અર્ચન કરી અંજલિ જોડીને ઈંદ્રે પવિત્ર સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"પ્રિયંગુ વૃક્ષની જેવા નીલવર્ણવાળા, જગતના પ્રિયના હેતુભૂત અને દુસ્તર સંસારરૂપ સાગરમાં સેતુરૂપ એવા તમને હું નમસ્કાર કરૂં છું. જ્ઞાનરૂપી રત્નના કોશ (ભંડાર)રૂપ, વિકસિત કમળ જેવી કાંતિવાળા અને ભવ્ય પ્રાણીરૂપ કમળમાં સૂર્ય જેવા હે ભગવંત ! હું આપને નમસ્કાર કરૂં છું. ફળદાયક એવાં એક હજાર ને આઠ નરલક્ષણને ધારણ કરનારા અને કર્મરૂપ અંધકારનો નાશ કરવામાં ચંદ્ર જેવા તમને મારો નમસ્કાર છે ત્રણ જગતમાં પવિત્ર, જ્ઞાનાદિ રત્નત્રય ધારણ કરનાર, કર્મરૂપ સ્થળને ખોદવામાં ખનિત્ર[1]સમાન અને શ્રેષ્ઠ ચરિત્રના ધારક એવા તમને મારો નમસ્કાર છે. સર્વ અતિશયના પાત્ર, અતિ દયાવાન્ અને સર્વ સંપત્તિના કારણભૂત એવા હે પરમાત્મન્ ! તમને મારો નમસ્કાર છે. કષાયને દૂર કરનાર, કરૂણાના ક્ષીરસાગર અને રાગ દ્વેષથી વિમુક્ત એવા હે મોક્ષગામી પ્રભુ! તમને મારો નમસ્કાર છે હે પ્રભુ! જો તમારા ચરણની સેવાનું ફળ હોય તો તે ફળવડે તમારી ઉપર ભવોભવમાં મને ભક્તિભાવ પ્રાપ્ત થજો." આવી રીતે પ્રભુની સ્તુતિ કરીને તેમને લઈ વામાદેવીના પડખામાં મૂક્યા, અને તેમને આપેલી અવસ્વાપિની નિદ્રા અને પાસે મૂકેલું પ્રતિબિંબ હરી લઈ ઈંદ્ર પોતાને સ્થાનકે ગયા.

અશ્વસેન રાજાએ પ્રાત કાળે કારાગૃહમોક્ષપૂર્વક[2] તેમનો જન્મોત્સવ કર્યો. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા, ત્યારે માતાએ એકદા કૃષ્ણ પક્ષની રાત્રિએ પણ પડખે થઈને એક સર્પને જતો જોયો હતો, પછી તે વાર્ત્તા તરતજ પતિને કહી હતી તે સંભારીને અને એ ગર્ભનોજ પ્રભાવ હતો એમ નિર્ણય કરીને રાજાએ કુમારનું **પાર્શ્વ** એવું નામ પાડ્યું. ઈંદ્રે આજ્ઞા કરેલી અપ્સરારૂપ ધાત્રીઓએ લાલિત કરેલા જગત્પતિ રાજાઓને ખોળે ખોળે સંચરતા વૃદ્ધિ પામવા લાગ્યા. અનુક્રમે નવ હસ્ત ઉંચી કાયાવાળા થઇને કામદેવને ક્રીડા કરવાના ઉપવન જેવા અને મૃગાક્ષીઓને કામણ કરનારા યૌવનવયને પ્રાપ્ત થયા જાણે નીલમણિના સારથિ કે નીલોત્પલની લક્ષ્મીથી બનેલા હોય તેમ પાર્શ્વ પ્રભુ કાયાની નીલ કાંતિવડે શોભવા લાગ્યા. મોટી શાખાવાળા વૃક્ષની જેમ મોટી ભુજાવાળા અને મોટા તટવાળા ગિરિની જેમ વિશાળ વક્ષ સ્થળવાળા પ્રભુ વિશેષે શોભવા લાગ્યા. હસ્તકમળ, ચરણકમળ, વદનકમળ અને નેત્રકમળવડે અશ્વસેનના કુમાર વિકસ્વર થયેલાં

---

૧ ખોદવાનું હથિયાર ૨ કેદીઓને છોડી દેવા

કમળોના વનવડે મોટો દ્રહ શોભે તેમ શોભવા લાગ્યા. તેમજ વજ્ર જેવા દૃઢ, સર્પના લાંછનવાળા અને વજ્રના મધ્ય ભાગ સમાન કૃશ ઉદરવાળા પ્રભુ વજ્રઋષભનારાચ સંહનનને ધારણ કરતા શોભવા લાગ્યા. પ્રભુનું આવું સ્વરૂપ જોઇને સ્ત્રીઓ ચિંતવન કરતી કે 'આ કુમાર જેમના પતિ થશે તે સ્ત્રી આ પૃથ્વીમાં ધન્ય છે.'

એક વખતે અશ્વસેન રાજા સભામાં બેસી જિનધર્મની કથામાં તત્પર હતા તેવામાં પ્રતીહારે આવીને વિજ્ઞપ્તિ કરી કે 'હે નરેશ્વર! સુંદર આકૃતિવાળો કોઈ પુરૂષ દ્વારે આવ્યો છે, તે સ્વામીને કાંઇક વિજ્ઞપ્તિ કરવાને ઇચ્છે છે, માટે પ્રવેશની આજ્ઞા આપીને તેની પર પ્રસન્ન થાઓ.' રાજાએ કહ્યું 'તેને સત્વર પ્રવેશ કરાવ.' "ન્યાયી રાજાઓ પાસે આવીને સર્વે વિજ્ઞપ્તિ કરે છે." દ્વારપાળે તેને પ્રવેશ કરાવ્યો, એટલે તેણે પ્રથમ રાજાને નમસ્કાર કર્યો અને પછી પ્રતીહારે બતાવેલા આસન ઉપર તે બેઠો. રાજાએ પૂછ્યું કે "હે ભદ્ર! તમે કોના સેવક છો? કોણ છો? અને શા કારણે અહીં મારી પાસે આવ્યા છો?" તે પુરૂષ બોલ્યો—"હે સ્વામિન્! આ ભરતક્ષેત્રમાં લક્ષ્મીઓના ક્રીડાસ્થાન જેવું **કુશસ્થળ** નામે એક નગર છે. તે નગરમાં શરણાર્થીને કવચરૂપ અને યાચકોને કલ્પવૃક્ષરૂપ **નરવર્મા** નામે મહાપરાક્રમી રાજા હતા. તે પોતાના સીમાડાના ઘણા રાજાઓને સાધી પ્રલયકાળના સૂર્યની જેમ તીવ્ર તેજથી પ્રકાશતા હતા. જૈનધર્મમાં તત્પર એ રાજાએ સાધુ મુનિરાજની સેવામાં સદા ઉદ્યત રહીને અખંડ ન્યાય અને પરાક્રમથી ચિરકાળ પોતાના રાજ્યનું પાલન કર્યું. પછી સંસારથી ઉદ્વેગ પામી, રાજ્યલક્ષ્મીને તૃણવત્ છોડી દઇ, સુસાધુ ગુરૂની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી." તે પુરૂષે આટલી અર્ધ વાર્તા કહી, ત્યાં તો ધાર્મિક વત્સલ અશ્વસેન રાજા હર્ષ પામી સભાસદોને હર્ષ પમાડતા વચમાં બોલી ઉઠ્યા કે 'અહો! નરવર્મા રાજા કેવા વિવેકી અને ધર્મજ્ઞ છે કે જેણે રાજ્યનો તૃણવત્ ત્યાગ કરી વ્રત ગ્રહણ કર્યું. રાજાઓ પ્રાણસંશયમાં પડી, મોટા યુદ્ધના વિવિધ ઉદ્યમ આચરીને જે રાજ્યને મેળવે છે, તે રાજ્ય પ્રાણાંતે પણ તજવુ મુશ્કેલ છે. પોતાથી અને સંપત્તિથી પ્રાણ જેવા વહાલા જે પુત્રાદિકની રક્ષા કરવામાં આવે છે, તેઓને તજવા તે પણ પ્રાણીઓને અશક્ય છે. તે સર્વને રાજા નરવર્માએ સંસાર છોડવાની ઇચ્છાથી એક સાથે છોડી દીધા, તેથી તેને પૂરી સાબાશી ઘટે છે. હે પુરૂષ! તારી વાત આગળ ચલાવ.' તે પુરૂષ બોલ્યો કે—"તે નરવર્માના રાજ્ય ઉપર હાલ તેમના પુત્ર **પ્રસેનજિત્** નામે છે. તે સેનારૂપ સરિતાઓના સાગર જેવા છે. તેને **પ્રભાવતી** નામે એક પુત્રી છે, જે યૌવનને પ્રાપ્ત થયેલી હોવાથી ભૂમિ પર આવેલી દેવકન્યા હોય તેવી અદ્વૈત રૂપને ધારણ કરનારી છે. વિધાતાએ ચંદ્રના ચૂર્ણથી તેનું મુખ, કમળથી નેત્ર, સુવર્ણરજથી શરીર, રક્ત કમળથી હાથ પગ, કદલીગર્ભથી ઊરૂ, શોણમણિથી નખ અને મૃણાલથી ભુજદંડ રચ્યા હોય તેમ દેખાય છે. અદ્વૈત રૂપ લાવણ્યવતી તે બાળાને યૌવનવતી જોઇને પ્રસેનજિત્ રાજા તેણીના યોગ્ય વરને માટે ચિંતાતુર થયા, તેથી તેમણે રાજાઓના ઘણા કુમારોની તપાસ કરી, પણ કોઈ પોતાની પુત્રીને યોગ્ય જોવામાં આવ્યો

નહીં. એક વખતે પ્રભાવતી સખીઓની સાથે ઉદ્યાનમાં આવી. ત્યાં કિન્નરોની સ્ત્રીઓનાં મુખથી આ પ્રમાણે એક ગીત તેના સાંભળવામાં આવ્યું. 'શ્રીવારાણસીના સ્વામી અશ્વસેન રાજાના પુત્ર શ્રીપાર્શ્વનાથ કુમાર રૂપ લાવણ્યની સંપત્તિથી જય પામે છે. જે સ્ત્રીના તે ભર્ત્તા થશે તે સ્ત્રી આ જગતમાં જયવતી છે. તેવા પતિ મળવા દુર્લભ છે, કારણ કે એવો પુણ્યનો ઉદય ક્યાંથી હોય ?' આ પ્રમાણે શ્રી પાર્શ્વનાથનું ગુણ કીર્ત્તન સાંભળી, પ્રભાવતી તન્મય થઇને તેમના રાગને વશ થઇ ગઇ તે વખતે પાર્શ્વકુમારે રૂપથી કામદેવને જીતી લીધો છે તેનું વેર લેતો હોય તેમ તેની પર અનુરાગવાળી પ્રભાવતીને તે નિર્દયતાથી બાણવડે પ્રહાર કરવા લાગ્યો બીજી વ્યથા અને લજ્જાને છોડી દઇને હરિણીની જેમ પ્રભાવતી ને ગીતનેજ વારંવાર એક મનથી સાંભળવા લાગી. તેથી સખીઓએ તેનો પાર્શ્વકુમાર ઉપરનો રાગ જાણી લીધો ચતુર જનથી શું ન જાણી શકાય ? કિન્નરીઓ તો ઉઠીને ચાલી ગઇ. પરંતુ પ્રભાવતી તો કામને વશ થઇ ચિરકાળ શૂન્ય મને ત્યાંજ બેસી રહી. એટલે બુદ્ધિમતી તેની સખીઓ મનવડે યોગિનીની જેમ પાર્શ્વકુમારનું ધ્યાન કરતી તેને યુક્તિવડે સમજાવીને ઘેર લાવી ત્યારથી તેનું ચિત્ત પાર્શ્વકુમારમાં એવું લીન થયું કે તેને પોશાક અગ્નિ જેવો લાગવા માંડ્યો. રેશમી વસ્ત્રો અંગારા જેવા લાગવા માંડ્યાં અને હાર ખડ્ગની ધાર જેવો જણાવા લાગ્યો. તેના અંગમાં જળની પસલીને પણ પચાવે તેવો તાપ નિરંતર રહેવા લાગ્યો અને પ્રસ્થ પ્રમાણ ધાન્ય રંધાય તેવા કટાહને પણ પૂરે તેટલી અશ્રુધારા વહેવા લાગી. કામાગ્નિથી જર્જર થયેલી તે બાળા પ્રભાતે. પ્રદોષે, રાત્રે કે દિવસે સુખ પામતી નહોતી. પ્રભાવતીની આવી સ્થિતિ જાણીને સખીઓએ તે વૃત્તાંત તેના રક્ષણને માટે તેનાં માતાપિતાને જણાવ્યો. પુત્રીને પાર્શ્વકુમાર ઉપર અનુરક્ત થયેલી જાણી. તેણીને આશ્વાસન આપવાના હેતુથી તેઓ વારંવાર આ પ્રમાણે કહેવા લાગ્યા કે—'પાર્શ્વકુમાર ત્રણ જગતમાં શિરોમણિ છે, અને આપણી સદ્ગુણી દુહિતાએ પોતાને યોગ્ય તે વર શોધી લીધો છે. તેથી આપણી પુત્રી મહાશય જનોમાં અગ્રેસર જેવી છે ' આવાં માતાપિતાનાં વચનથી મેઘધ્વનિવડે મયૂરીની જેમ પ્રભાવતી હર્ષ પામવા લાગી અને કાંઇક સ્વસ્થ થઇને પાર્શ્વકુમારના નામરૂપ જપમંત્રને યોગિનીની જેમ આંગળી પર ગણતી ગણતી આશાવડે દિવસોને નિર્ગમન કરવા લાગી. પરંતુ બીજના ચંદ્રની રેખાની જેમ તે એવી તો કૃશ થઇ ગઇ કે જાણે કામદેવના ધનુષ્યની બીજી યષ્ટિ હોય તેવી દેખાવા લાગી દિવસે દિવસે તે બાળાને અતિ વિધુર થતી જોઇને તેનાં માતાપિતાએ તેને પાર્શ્વકુમારની પાસે સ્વયંવરા તરીકે મોકલવાનો નિશ્ચય કર્યો

એ ખબર કલિંગાદિ દેશોના નાયક **યવન** નામે અતિ દુર્દાંત રાજાએ જાણ્યા, એટલે તે સભા વચ્ચે બોલ્યો કે 'હું છતાં પ્રભાવતીને પરણનાર પાર્શ્વકુમાર કોણ છે ? અને તે કુશસ્થળનો પતિ પણ કોણ છે કે જે મને પ્રભાવતી ન આપે ? જો યાચકની જેમ કોઇ તે વસ્તુ લઇ જશે, તો વીરજનો તેઓનું સર્વસ્વ ખુંચી લેશે.' આ પ્રમાણે કહીને અનન્ય પરાક્રમવાળા તે યવને ઘણું સૈન્ય લઇ કુશસ્થળ પાસે આવીને તેની ફરતો ઘેરો નાખ્યો,

તેથી ધ્યાન ધરતા યોગીના શરીરમાંથી પવનની જેમ તે નગરમાંથી કોઇને પણ નીકળવાનો માર્ગ રહ્યો નહીં. એવે કષ્ટને સમયે રાજાની પ્રેરણાથી હું અર્દ્ધ રાત્રે તે નગરમાંથી ગુપ્તપણે નીકળ્યો છુ, હું સાગરદત્તનો પુત્ર **પુરૂષોત્તમ** નામે તે રાજાનો મિત્ર છું, અને એ વૃત્તાંત કહેવાને માટેજ અહીં આવ્યો છુ, માટે હવે સ્વજન અને શત્રુજનના સંબંધમાં તમને જે યોગ્ય લાગતું હોય તે કરો."

આવાં તે પુરૂષનાં વચન સાંભળી અશ્વસેન રાજા ભ્રુકુટિથી ભયંકર નેત્ર કરીને વજ્રના નિર્ઘોષ તુલ્ય ભયંકર વચન બોલ્યા કે "અરે! એ રાંક યવન કોણ છે? હું છતાં પ્રસેનજિત્‌ને શો ભય છે? કુશસ્થળની રક્ષા કરવાને માટે હુંજ તે યવનની ઉપર ચઢાઈ કરીશ." આ પ્રમાણે કહીને વાસુદેવ જેવા પરાક્રમી અશ્વસેન રાજાએ રણભંભાનો નાદ કરાવ્યો તે નાદથી તત્કાળ તેનું સર્વ સૈન્ય એકઠું થયુ. તે વખતે ક્રીડાગૃહમાં રમતા પાર્શ્વકુમારે તે ભંભાનો નાદ અને સૈનિકોનો મોટો કોલાહલ સાંભળ્યો. એટલે 'આ શુ?' એમ સંભ્રમ પામી પાર્શ્વકુમાર પિતા પાસે આવ્યા, ત્યાં તો રણકાર્ય માટે તૈયાર થયેલા સેનાપતિઓને તેમણે જેયા, એટલે પાર્શ્વકુમાર પિતાને પ્રણામ કરીને બોલ્યા કે 'હે પિતાજી! જેને માટે તમારા જેવા પરાક્રમીને આવી તૈયારી કરવી પડે છે, તે શુ દૈત્ય, યક્ષ, રાક્ષસ કે બીજો કોઇ તમારો અપરાધી થયો છે! તમારા સરખો કે તમારાથી અધિક કોઈ પણ મારા જેવામાં આવતો નથી.' તેમના આવા પ્રશ્નથી અંગુલિથી પુરૂષોત્તમ નામના પુરૂષને બતાવીને રાજાએ કહ્યું કે 'હે પુત્ર! આ માણસના કહેવાથી પ્રસેનજિત્ રાજાને યવન રાજાથી બચાવવા માટે મારે જવાની જરૂર છે.' કુમારે ફરીથી કહ્યું કે 'હે પિતા! યુદ્ધમાં તમારી આગળ કોઈ દેવ કે અસુર પણ ટકી શકે તેમ નથી, તો મનુષ્ય માત્ર એ યવનના શા ભાર છે, પરંતુ તેની સામે આપને જવાની કાંઈ જરૂર નથી, હુંજ ત્યાં જઇશ, અને બીજાને નહીં ઓળખનારને શિક્ષા કરીશ.' રાજા બોલ્યા—'હે વત્સ! તે કાંઈ તારો ક્રીડોત્સવ નથી, વળી કષ્ટકારી રણયાત્રા તારી પાસે કરાવવાનું મારા મનને પ્રિય લાગતું નથી. હું જાણું છુ કે મારા કુમારનું ભુજબળ ત્રણ જગતનો વિજય કરવાને સમર્થ છે, પણ તું ઘરમાં ક્રીડા કરે તે જેવાથીજ મને હર્ષ થાય છે.' પાર્શ્વકુમાર બોલ્યા—"હે પિતાજી! યુદ્ધ કરવું તે મારે ક્રીડારૂપજ છે. તેમાં જરા પણ મને પ્રયાસ પડવાનો નથી, માટે હે પૂજ્ય પિતાજી! તમે અહીંજ રહો." પુત્રના અતિ આગ્રહથી તેના ભુજબળને જાણનારા અશ્વસેન રાજાએ તેનું અનિદ્ય એવું તે વચન સ્વીકાર્યું. પછી પિતાએ આજ્ઞા આપી એટલે પાર્શ્વકુમાર શુભ મુહૂર્ત્તે હાથી ઉપર બેસીને તે પુરૂષોત્તમની સાથે ઉત્સવ સહિત નગર બહાર નીકળ્યા. પ્રભુએ એક પ્રયાણ કર્યું, ત્યાં તો ઈંદ્રનો સારથિ આવી રથમાંથી ઉતરી અંજલિ જેડીને કહેવા લાગ્યો—"હે સ્વામિન્! તમને ક્રીડાથી પણ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા જાણીને ઈંદ્રે આ સંગ્રામયોગ્ય રથ લઇને મને સારથિ થવા માટે મોકલ્યો છે. હે સ્વામિન્! તે ઈંદ્ર 'તમારા પરાક્રમ પાસે ત્રણ જગત્ પણ તૃણરૂપ છે.' એમ જાણે છે, તથાપિ આ સમય પ્રાપ્ત થવાથી તે પોતાની ભક્તિ બતાવે છે. પછી

[illegible] આયુધોથી પૂર્ણ એવા મહારથમાં પ્રભુ ઇંદ્રના [illegible] ત્યાંથી અગ્નિ જેવા તેજથી પાર્શ્વકુમાર આકાશગામી રથવડે [illegible] જોવાને માટે વારંવાર ઉંચાં મુખ કરી રહેલા [illegible] પ્રભુની પછવાડે પછવાડે ચાલ્યું. પ્રભુ એક ક્ષણ-[illegible] તે યવનનો વિજય કરવાને સમર્થ છે, પણ [illegible] કૂચે કૂચે [illegible] ચાલતા હતા. કેટલેક દિવસે તેઓ કુશ-[illegible] ઉદ્યાનમાં દેવતાઓએ વિકુર્વેલા સાત ભૂમિવાળા મહે-લમાં [illegible] અરિઓની તેવી રીતિ હોવાથી તેમજ દયાને લીધે પ્રભુએ પ્રથમ [illegible] એક મહાબુદ્ધિવાળા દૂતને શિક્ષા આપીને મોકલ્યો. તે દૂત યવનરાજ પાસે જઈ તેને પ્રભુની સાન્નિધ્યથી સારી રીતે આહિતગાર કરવા માટે કહેવા લાગ્યો કે "હે રાજન! શ્રી પાર્શ્વકુમાર મારા મુખથી તમને આ પ્રમાણે આદેશ કરે છે કે આ પ્રસેનજિત્ રાજાએ મારા પિતાનું શરણ અંગીકાર કરેલું છે, માટે તેને રોધથી અને વિરોધથી છોડી દ્યો. મારા પિતા પોતે યુદ્ધ કરવાને આવતા હતા. તેમને મહા પ્રયાસે નિવારીને હું આ હેતુ માટે અહીં આવેલો છું. હવે અહીંથી પાછા વળીને શીઘ્રપણે તમારે દેશમાં ચાલ્યા જાઓ. જો તમે જલદી ચાલ્યા જશો તો તમારો આ અપરાધ અમે સહન કર્યો." દૂતના આવા વચન સાંભળી લલાટ ઉપર ભયંકર અને ઉગ્ર ભ્રકુટી ચડાવી યવનરાજ બોલ્યો—"અરે દૂત! આ તું શું બોલે છે? શું તું મને નથી ઓળખતો? એ બાળક પાર્શ્વકુમાર અહીં યુદ્ધ કરવા આવ્યો તેથી શું? અને કદિ વૃદ્ધ અશ્વસેન રાજા પોતેજ આવ્યો હોત તો તેથી પણ શું? તે બંને પિતા પુત્ર અને બીજા તેના પક્ષના રાજાઓ પણ મારી પાસે કોણ માત્ર છે? માટે રે દૂત! જા, કહે કે પાર્શ્વકુમારને પોતાના કુશળની ઇચ્છા હોય તો ચાલ્યો જાય. તું આવું નિષ્ઠુર બોલે છે. તે છતાં દૂતપણાને લીધે અવધ્ય છે. માટે અહીંથી જીવતો જવા દઉં છું. તેથી તું જા અને તારા સ્વામીને જઇને બધું કહે.' દૂતે ફરીથી કહ્યું કે "અરે દુરાશય! મારા સ્વામી પાર્શ્વકુમારે માત્ર તારા પર દયા લાવીને તને સમજાવવા માટે મને મોકલ્યો છે, કાંઇ અશક્તપણાથી મોકલ્યો નથી. જો તું તેમની આજ્ઞા માનીશ તો જેમ તેઓ કુશસ્થળના રાજાનું રક્ષણ કરવાને આવ્યા છે તેમ તને પણ મારવાને ઇચ્છતા નથી, પરંતુ જે પ્રભુની આજ્ઞા સ્વર્ગમાં પણ અખંડપણે પળાય છે, તેને ખંડન કરીને હે મૂઢબુદ્ધિ! જો તું ખુશી થતો હો તો તું ખરેખર અગ્નિની કાંતિના સ્પર્શથી ખુશી થનાર પતંગના જેવો છે. ક્ષુદ્ર એવો ખદ્યોત (ખજવો) ક્યાં? અને સર્વ વિશ્વને પ્રકાશ કરનાર સૂર્ય ક્યાં? તેમ એક ક્ષુદ્ર રાજા એવો તું ક્યાં? અને ત્રણ જગતના પતિ પાર્શ્વકુમાર ક્યાં?"

ઉપર પ્રમાણે દૂતનાં વચન સાંભળી યવનના સૈનિકો ક્રોધથી આયુધ ઉંચાં કરીને ઉભા થયા અને ઉંચે સ્વરે કહેવા લાગ્યા—"અરે! અધમ દૂત! તારે તારા સ્વામીની સાથે શું વૈર છે કે જેથી તેનો દ્રોહ કરવાને માટે તું આવાં વચન બોલે છે! તું સારી રીતે સર્વ ઉપાયોને

જાણે છે.' આ પ્રમાણે કહેતા એવા તેઓ રોષવડે તેને પ્રહાર કરવાને ઇચ્છવા લાગ્યા. તે સમયે એક વૃદ્ધ મંત્રીએ આક્ષેપવાળા કઠોર અક્ષરે કહ્યું કે "આ દૂત પોતાના સ્વામીનો વૈરી નથી, પણ તમે તમારા સ્વામીના વૈરી છો કે જે સ્વેચ્છાએ વર્તવાથી સ્વામીને અનર્થ ઉત્પન્ન કરો છો. અરે મૂઢો! જગત્પતિ શ્રી પાર્શ્વનાથની માત્ર આજ્ઞાનું ઉલ્લંઘન કરવું, તે પણ તમારી કુશળતાને માટે નથી, તો પછી આ દૂતનો ઘાત કરવાની તો વાતજ શી કરવી? તમારા જેવા સેવકો દુર્દાંત ઘોડાની જેમ પોતાના સ્વામીને ખેંચીને તત્કાળ અનર્થરૂપ અરણ્યમાં ફેંકી દે છે. તમે પૂર્વે બીજા રાજાઓના દૂતોને ધર્ષિત કર્યા છે, તેમાં જે તમારી કુશળતા રહી છે તેનું કારણ એ હતું કે આપણા સ્વામી તેમનાથી સમર્થ હતા; પણ આ પાર્શ્વનાથ પ્રભુના તો ચોસઠ ઈંદ્રો પણ સેવક છે. તો તેવા સમર્થની સાથે આપણા સ્વામીને તમારા જેવા દુર્વિનીત મનુષ્યકીટોવડે જે યુદ્ધ કરવું, તે કેટલું બધું હાનિકારક છે!" મંત્રીનાં આવાં વચન સાંભળી સર્વ સુભટો ભય પામીને શાંત થઈ ગયા. પછી તે દૂતનો હાથ પકડી મંત્રીએ સામ વચને કહ્યુ—'હે વિદ્વાન્ દૂત! માત્ર શસ્ત્રોપજીવી એવા આ સુભટોએ જે કહ્યુ છે તે તમારે સહન કરવુ, કેમકે તમે એક ક્ષમાનિધિ રાજાના સેવક છો. અમે શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનને મસ્તક પર ચઢાવવાને તમારી પછવાડેજ આવીશું, માટે એમનાં વચનો તમે સ્વામીને કહેશો નહીં.' આ પ્રમાણે તેને સમજાવી અને સત્કાર કરી મંત્રીએ તે દૂતને વિદાય કર્યો. પછી તે હિતકામી મંત્રીએ પોતાના સ્વામીને આ પ્રમાણે કહ્યુ કે—"હે સ્વામિન્! તમે વિચાર્યા વગર જેતું માઠું પરિણામ આવે તેવું કાર્ય કેમ કર્યું? પણ હજુ સુધી કાંઈ બગડી ગયુ નથી, માટે સત્વર જઇને તે શ્રી પાર્શ્વનાથનો આશ્રય કરો. જેનું સૂતિકા કર્મ દેવીઓએ કરેલુ છે, જેનું ધાત્રીકર્મ પણ દેવીઓએ કરેલું છે, જેનું જન્મસ્નાત્ર અનેક દેવો સહિત ઈંદ્રોએ કરેલુ છે, અને દેવો સહિત ઈંદ્રો પોતે જેના સેવક થઇને રહે છે, તે પ્રભુની સાથે જે વિગ્રહ કરવો, તે હાથીની સાથે મેઢાએ વિગ્રહ કરવા જેવો છે. પક્ષીરાજ ગરૂડ ક્યાં અને કાકોલ પક્ષી ક્યાં! મેરૂ ક્યાં અને સરસવનો દાણો ક્યાં! શેષનાગ ક્યાં અને ક્ષુદ્ર સર્પ ક્યાં! તેમ તે પાર્શ્વનાથ ક્યાં અને તમે ક્યાં! તેથી જ્યાંસુધી લોકોના જાણવામાં આવે નહીં, ત્યાંસુધીમાં આત્મહિત કરવાની ઇચ્છાએ કંઠ પર કુહાડો લઇને તમે અશ્વસેનના કુમાર પાર્શ્વનાથને શરણે જાઓ, અને વિશ્વને શાસન કરનાર તે પાર્શ્વનાથ સ્વામીના શાસનને ગ્રહણ કરો. જેઓ તેમના શાસનમાં વર્તે છે, તેઓ આ લોકમાં અને પરલોકમાં નિર્ભય થાય છે." આ પ્રમાણે પોતાના મંત્રીનાં વચનો સાંભળીને યવનરાજ ક્ષણવાર વિચારીને બોલ્યો કે—'હે મંત્રિ! તમે મને બહુ સારો બોધ આપ્યો; જેમ કોઈ અંધને કુવામાં પડતાં બચાવી લે તેમ જડ બુદ્ધિવાળા મને તમે અનર્થમાંથી બચાવી લીધો છે.' આ પ્રમાણે કહી યવનરાજ કંઠમાં કુહાડો બાંધી પાર્શ્વનાથે અલંકૃત કરેલા ઉદ્યાનમાં પરિવાર સહિત આવ્યો. ત્યાં સૂર્યના અશ્વ જેવા લાખો ઘોડાઓથી, ઐરાવત હસ્તી જેવા હજારો ભદ્ર ગજેંદ્રોથી, દેવવિમાન જેવા અનેક રથોથી અને ખેચર જેવા સંખ્યાબંધ પાયદળથી સુશો-

ભિત એવું પાર્શ્વનાથનું સૈન્ય જોઈ યવનરાજ અતિ વિસ્મય પામી ગયો. સ્થાને સ્થાને પાર્શ્વકુમારના સુભટોએ વિસ્મય અને અવજ્ઞાથી જોયેલો તે યવનરાજ અનુક્રમે પ્રભુના પ્રાસાદના દ્વાર પાસે આવ્યો પછી છડીદારે રજા મેળવીને તેને સભાસ્થાનમાં પ્રવેશ કરાવ્યો, એટલે તેણે દૂરથી સૂર્યની જેમ પ્રભુને નમસ્કાર કર્યો પ્રભુએ તેના કંઠ ઉપરથી કુહાડો મૂકાવી દીધો. પછી તે યવન પ્રભુ આગળ બેસી અંજલિ જોડીને આ પ્રમાણે બોલ્યો કે—"હે સ્વામિન્! તમારી આગળ સર્વે ઈંદ્રો પણ આજ્ઞાકારી થઇને રહે છે, તો અગ્નિ આગળ તૃણસમૂહની જેમ હું મનુષ્યકીટ તો કોણ માત્ર છું! તમે શિક્ષા આપવાને માટે મારી પાસે દૂતને મોકલ્યો, તે મોટી કૃપા કરી છે, નહી તો તમારા ભ્રકુટીના ભંગ માત્રથી હું ભસ્મીભૂત કેમ ન થઈ જાઉં? હે સ્વામિન્! મે તમારો અવિનય કર્યો તે પણ મારે તો ગુણકારી થયો, જેથી ત્રણ જગતને પવિત્રકારી એવાં તમારાં દર્શન મને થયાં. તમે ક્ષમા કરો' એમ તમારા પ્રત્યે કહેવુ તે પણ ઉચિત નથી, કારણ કે તમારા હૃદયમાં કોપજ નથી. 'હુ તમને દંડ આપું' એમ કહેવું પણ ઉચિત નથી, કારણ કે તમેજ સ્વામી છો. ઈંદ્રોએ સેવેલા એવા તમને 'હું તમારો સેવક છુ' એમ કહેવુ તે પણ અઘટિત છે, અને 'મને અભય આપો' એમ કહેવું પણ યોગ્ય નથી, કારણ કે તમે સ્વયમેવ અભયદાતા છો. તથાપિ અજ્ઞાનને લીધે હુ કહું છુ કે મારી પર પ્રસન્ન થાઓ, મારી રાજ્યલક્ષ્મીને ગ્રહણ કરો, અને હું તમારો સેવક છુ, માટે ભય પામેલા એવા મને અભય આપો." યવનનાં આવાં વચન સાંભળી પાર્શ્વનાથ બોલ્યા કે—'હે ભદ્ર! તમારૂ કલ્યાણ થાઓ, ભય પામો નહીં, પોતાનુ રાજ્ય સુખે પાળો, પણ ફરીવાર હવે આવું કરશો નહી.' પ્રભુનાં આવાં વચન સાંભળીને तथाऽस्तु એમ કહેતા યવનરાજનો પ્રભુએ સત્કાર કર્યો. "મહજ્જનોના પ્રસાદદાનથી સર્વની સ્થિતિ ઉત્તમ થાય છે."

પછી **પ્રસેનજિત્** રાજાનું રાજ્ય અને કુશસ્થળ નગર શત્રુના વેષ્ટન રહિત થયું, એટલે પુરૂષોત્તમ પાર્શ્વનાથની આજ્ઞા લઇને નગરમાં ગયો. તેણે પ્રસેનજિત્ રાજા પાસે જઇને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો પછી બધા નગરમાં હર્ષના છત્રરૂપ મહોત્સવ પ્રવર્ત્યો. પ્રસેનજિત્ રાજા પ્રસન્ન થઇને વિચારવા લાગ્યો કે "હું સર્વથા ભાગ્યવાન્ છુ, અને મારી પુત્રી પ્રભાવતી પણ સર્વથા ભાગ્યવતી છે. મારા મનમાં આવો મનોરથ પણ ન હતો કે જે સુરાસુરપૂજિત પાર્શ્વનાથ કુમાર મારા નગરને પવિત્ર કરશે. હવે ભેટની જેમ પ્રભાવતીને લઇને હું ઉપકારી એવા પાર્શ્વનાથ કુમારની પાસે જાઉ." આ પ્રમાણે વિચાર કરી પ્રસેનજિત્ રાજા પ્રભાવતીને લઇને હર્ષિત પરિવાર સહિત પાર્શ્વનાથની પાસે આવ્યો, અને પ્રભુને નમસ્કાર કરી અંજલિ જોડીને બોલ્યો—"હે સ્વામિન્! તમારૂં આગમન વાદળાં વગરની વૃષ્ટિની જેમ ભાગ્યયોગે અચાનક થયું છે તે યવનરાજ મારો શત્રુ છતાં ઉપકારી થયો કે જેના વિગ્રહમાં ત્રણ જગતના પતિ એવા તમોએ આવીને મારો અનુગ્રહ કર્યો. હે નાથ! જેમ દયા લાવી અહી આવીને મારો અનુગ્રહ કર્યો, તેમ હવે પ્રભાવતી સાથે વિવાહ કરીને તેવીજ રીતે ફરીવાર અનુગ્રહ કરો. આ

પ્રભાવતી દુષ્પ્રાપ્ય વસ્તુની (આપની) પ્રાર્થના કરનારી છે અને આપ દૂર છતાં પણ આપની ઉપર અનુરાગી છે, માટે તેની ઉપર કૃપા કરો; કેમકે તમે સ્વભાવથીજ કૃપાળુ છો."

એ વખતે પ્રભાવતીએ ચિંતવ્યું કે "મેં પૂર્વે કિન્નરીઓ પાસેથી જેમને સાંભળ્યા હતા, તે પાર્શ્વનાથ કુમાર આજે મારા જોવામાં આવ્યા છે. અહો! દૃષ્ટિથી જોતાં તે સાંભળવા પ્રમાણેજ મળતા આવે છે. દાક્ષિણ્યયુક્ત અને કૃપાવંત જેવા સંભળાય છે, તેવાજ જોવામાં આવે છે. એ કુમારને મારા પિતાએ મારે માટે રોક્યા તે બહુ સારૂં કર્યું છે. તથાપિ ભાગ્યની પ્રતીતિ નહી આવવાથી તે પિતાશ્રીનું વચન માનશે કે નહીં એવી શંકાથી આકુળ એવી હું શંકિત રહ્યા કરૂં છુ." પ્રભાવતી આમ ચિંતાતુર રહેલી છે અને રાજા પ્રસેનજિત્ ઉન્મુખ થઇને ઉભો છે, તે વખતે પાર્શ્વકુમાર મેઘના નિર્ઘોષ જેવી ધીર વાણીવડે બોલ્યા—"હે રાજન્! હું પિતાની આજ્ઞાથી માત્ર તમારી રક્ષા કરવાને માટે અહીં આવેલ છુ, તમારી કન્યા પરણવાને આવેલ નથી, માટે હે કુશસ્થળપતિ! તમે આ વિષે વૃથા આગ્રહ કરશો નહીં. પિતાનાં વચનનો અમલ કરીને હવે અમે પાછા પિતાની પાસે જઇશુ." પાર્શ્વકુમારનાં આવાં વચન સાંભળી પ્રભાવતી ખેદ પામી અને વિચારવા લાગી કે "આવા દયાળુ પુરૂષના મુખમાંથી આવું વચન નીકળ્યુ, તે ચંદ્ર-માંથી અગ્નિ ઝર્યા જેવું છે. આ કુમાર સર્વની ઉપર કૃપાળુ છે અને મારી ઉપર કૃપારહિત થયા, તેથી હા ઇતિ ખેદે! કેમ થશે? આ પરથી એમ જણાય છે કે પ્રભાવતી મંદભાગ્યા-જ છે. સદા પૂજન કરેલી હે કુળદેવીઓ! તમે સત્વર આવીને મારા પિતાને કાંઇક ઉપાય બતાવો, કેમકે એ હમણાં ઉપાયરહિત થઈ ગયા છે." રાજા પ્રસેનજિતે વિચાર્યું કે 'આ પાર્શ્વનાથ પોતે તો સર્વત્ર નિઃસ્પૃહ છે, પરંતુ તે અશ્વસેન રાજાના આગ્રહથી મારો મનોરથ પૂર્ણ કરશે, માટે અશ્વસેન રાજાને મળવાનો મિષ કરીને હું આમની સાથે-જ જાઉં ત્યાં ઇચ્છિતની સિદ્ધિને માટે હું પોતેજ અશ્વસેન રાજાને આગ્રહ કરીશ.' આ પ્રમાણે વિચાર કરી તેણે પાર્શ્વનાથ કુમારનાં વચનથી યવન રાજા સાથે મૈત્રી કરીને તેને વિદાય કર્યો. પછી પાર્શ્વનાથ પ્રભુને વિદાય કરતાં પ્રસેનજિત્ બોલ્યો કે 'હે પ્રભુ! અશ્વસેનરાજાના ચરણને નમવાને માટે હું તમારી સાથેજ આવીશ.' પાર્શ્વનાથે ખુશી થઇને હા પાડી, એટલે પ્રસેનજિત્ રાજા પ્રભાવતીને સાથે લઇને તેમની સાથે વારાણસીમાં આવ્યો. ત્યાં શરણાગતના રક્ષણથી અશ્વસેનને રંજિત કરતા પાર્શ્વનાથે પોતાનાં દર્શનથી સર્વને અત્યંત આનંદ આપ્યો. પછી અશ્વસેન રાજાએ ઉભા થઇને પગમાં આળોટતા પ્રસેનજિત્ રાજાને ઉભા કરી બે ભુજાવડે આલિંગન આપી સંભ્રમથી પૂછ્યું કે "હે રાજન્! તમારી રક્ષા સારી રીતે થઈ? તમે કુશળ તો છો? તમે પોતે અહીં આવ્યા, તેથી મને કાંઈ પણ કારણની શંકા રહે છે." પ્રસેનજિત્ બોલ્યો—"પ્રતાપવડે સૂર્ય જેવા તમે જેના રક્ષક છો, એવા મારે સદા રક્ષણ અને કુશળજ છે, પરંતુ હે રાજન્! એક દુષ્પ્રાપ્ય વસ્તુની પ્રાર્થના મને સદા પીડે છે, પણ તે પ્રાર્થના તમારા પ્રસાદથી સિદ્ધ થશે. હે મહા-

રાજા ! મારે પ્રભાવતી નામે કન્યા છે, તેને મારા આગ્રહથી પાર્શ્વનાથ કુમારને માટે ગ્રહણ કરો. આ મારી પ્રાર્થના અન્યથા કરશો નહીં." અશ્વસેને કહ્યુ, 'આ મારા પાર્શ્વકુમાર સદા સંસારથી વિરક્ત છે, તેથી તે શુ કરશે, તે હજુ મારા જાણવામાં આવતું નથી અમારા મનમાં પણ સદા એવો મનોરથ થયા કરે છે કે આ કુમારનો યોગ્ય વધૂ સાથે વિવાહોત્સવ ક્યારે થશે ? જો કે તે બાલ્યવયથી સ્ત્રીસંગને ઇચ્છતા નથી, તોપણ હવે તમારા આગ્રહથી તેનો પ્રભાવતી સાથેજ બળાત્કારે વિવાહ કરીશુ ' આ પ્રમાણે કહીને અશ્વસેન રાજા પ્રસેનજિતને સાથે લઈ પાર્શ્વકુમારની પાસે આવ્યા અને કહ્યુ કે "હે કુમાર ! આ પ્રસેનજિત રાજાની પુત્રી સાથે પરણો" પાર્શ્વકુમાર બોલ્યા—"હે પિતાજી ! સ્ત્રી વિગેરેનો પરિગ્રહ ક્ષીણપ્રાય થયેલા સંસારરૂપ વૃક્ષનું જીવનૌષધ છે, તો એવા ત્યાજ્ય સંસારનો આરંભ કરનાર એ કન્યાને હું શામાટે પરણું ? હું તો મૂળથી પરિગ્રહ રહિત થઇને આ સંસારને તરી જઇશ." અશ્વસેન બોલ્યા—"હે કુમાર ! આ પ્રસેનજિત્ રાજાની કન્યાનુ પાણિગ્રહણ કરીને અમારો મનોરથ પૂરો કરો હે પુત્ર ! જેના આવા સદ્વિચાર છે તે સંસારને તો તરી ગયેલજ છે, માટે વિવાહ કરીને પછી જ્યારે યોગ્ય સમય આવે, ત્યારે તે પ્રમાણે સ્વાર્થને સિદ્ધ કરજો." આ પ્રમાણેનુ પિતાનું વચન ઉલ્લંઘન કરવાને અસમર્થ થઇ પાર્શ્વકુમારે ભોગ્ય કર્મ ખપાવવાને માટે પ્રભાવતીનુ પાણિગ્રહણ કર્યું. પછી લોકોના આગ્રહથી ઉદ્યાન અને ક્રીડાગિરિ વિગેરેમાં પ્રભાવતીની સાથે ક્રીડા કરતા પ્રભુ દિવસો નિર્ગમન કરવા લાગ્યા

એક દિવસે પાર્શ્વ પ્રભુ મહેલ ઉપર ચઢી ગોખમાં બેસીને કૌતુકથી સમગ્ર વારાણસી પુરીને જોતા હતા, તેવામાં પુષ્પોના ઉપહાર વિગેરેની છાબડીઓ લઇને ઉતાવળે નગર બહાર નીકળતાં અનેક સ્ત્રી પુરૂષોને તેમણે દીઠાં. એટલે પાસેના લોકોને પૂછ્યું કે 'આજે કયો મહોત્સવ છે કે જેથી આ લોકો ઘણાં અલંકાર ધારણ કરીને સત્વર નગર બહાર જાય છે ?' તેના ઉત્તરમાં કોઇ પુરૂષે કહ્યુ, 'હે દેવ ! આજે કોઇ મહોત્સવ નથી, પણ બીજુ કારણ ઉત્પન્ન થયેલુ છે. આ નગરીની બહાર કઠ નામનો એક તપસ્વી આવ્યો છે, તે પંચાગ્નિ તપ કરે છે, તેની પૂજા કરવાને માટે નગરજનો ત્યાં જાય છે.' તે સાંભળી પાર્શ્વનાથ પ્રભુ પણ તે કૌતુક જોવાને માટે પરિવાર સહિત ત્યાં ગયા, એટલે કઠને પંચાગ્નિ[1] તપ કરતો ત્યાં દીઠો પછી ત્રિવિધ જ્ઞાનધારી પ્રભુએ ઉપયોગ દેતાં અગ્નિના કુંડમાં કાષ્ઠના અંતર ભાગે રહેલા એક મોટા સર્પને બળતો જોયો, તેથી કરૂણાનિધિ ભગવાન્ બોલ્યા કે "અહો ! આ કેવુ અજ્ઞાન ! કેવુ અજ્ઞાન ! કે જે તપમાં દયા નથી જેમ જળ વિના નદી, ચંદ્ર વિના રાત્રિ અને મેઘ વિના વર્ષા તેમ દયા વિના ધર્મ પણ કેવો ? પશુની જેમ કદિ કાયાના ક્લેશને ગમે તેટલો સહન કરો, પરંતુ ધર્મતત્ત્વને સ્પર્શ કર્યા વિના નિર્દય એવા પ્રાણીને શી રીતે ધર્મ થાય ?" તે સાંભળી કઠ બોલ્યો કે 'રાજપુત્રો તો હાથી, ઘોડા વિગેરે ખેલાવી જાણે અને ધર્મ તો અમારા જેવા મુનિઓજ જાણે ' તેથી પ્રભુએ તત્કાળ પોતાના

---

૧ ચાર દિશાએ અગ્નિકુંડો અને મસ્તક પર તપાયમાન સૂર્ય એમ પચાગ્નિ.

સેવકને આજ્ઞા કરી કે 'આ કુંડમાંથી આ કાષ્ટ ખેંચી કાઢો, અને તેને યતનાથી ફાડો કે જેથી આ તાપસને ખાત્રી થાય.' પછી તેઓએ કુંડમાંથી તે કાષ્ટને બહાર કાઢી યતનાથી ફાડયું, એટલે તેમાંથી એકદમ એક મોટો સર્પ નીકળ્યો. પછી જરા બળેલા તે સર્પને પ્રભુએ બીજા પુરૂષોની પાસે નવકાર મંત્ર સંભળાવ્યો અને પચ્ચખ્ખાણ અપાવ્યાં. તે સમાધિવાળા નાગે પણ ભગવાનની કૃપાદૃષ્ટિથી સિંચાતાં શુદ્ધ બુદ્ધિએ તે નવકાર સાંભળ્યો અને પચ્ચખ્ખાણ ગ્રહણ કર્યાં. પછી તત્કાળ આયુ પૂર્ણ થવાથી નવકાર મંત્રના પ્રભાવથી અને પ્રભુનાં દર્શનથી મૃત્યુ પામીને તે નાગ **ધરણ** નામે નાગરાજ[૧] થયો. પછી 'અહો ! આ પાર્શ્વકુમારનું જ્ઞાન અને વિવેક કોઇ અસાધારણ છે' એમ લોકોથી સ્તુતિ કરાતા પ્રભુ પોતાને સ્થાનકે ગયા. આ બનાવ જોઇ અને સાંભળી કઠ તાપસે વિશેષ કષ્ટકારી તપ કરવા માંડયું, પરંતુ 'મિથ્યાત્વીને અત્યંત કષ્ટ ભોગવ્યા છતાં પણ જ્ઞાન ક્યાંથી હોય?' અનુક્રમે તે કઠ તાપસ મૃત્યુ પામીને ભુવનવાસી દેવોની મેઘકુમાર નિકાયમાં **મેઘમાળી** નામે દેવતા થયો.

હવે શ્રી પાર્શ્વનાથ પ્રભુએ પોતાનાં ભોગફળવાળાં કર્મને ભોગવાઇ ગયેલ જાણીને દીક્ષા લેવામાં મન જોડયું. તે વખતે તેમના ભાવને જાણતા હોય તેમ લોકાંતિક દેવતાઓએ આવીને પાર્શ્વનાથને વિજ્ઞપ્તિ કરી કે 'હે નાથ ! તીર્થને પ્રવર્તાવો.' તે સાંભળી પ્રભુએ કુબેરની આજ્ઞાથી જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યવડે વાર્ષિક દાન આપવા માંડયું. પછી શક્રાદિક ઈંદ્રોએ અને અશ્વસેન પ્રમુખ રાજાઓએ પરમ પ્રભુ શ્રી પાર્શ્વનાથને દીક્ષાભિષેક કર્યો. પછી દેવ અને માનવોએ વહન કરવા યોગ્ય એવી **વિશાલા** નામની શિબિકામાં બેસીને પ્રભુ **આશ્રમપદ** નામના ઉદ્યાન સમીપે આવ્યા. મરૂબક (મરવા)નાં ઘાટાં વૃક્ષોથી જેની ભૂમિ શ્યામ થઈ ગઈ હતી, જે ડોલરની કળીઓથી જાણે કામદેવની પ્રશસ્તિ ( પ્રશંસાપત્ર)ને ધારણ કરતું હોય તેવું દેખાતું હતું, જેનાં મુચુકુંદ અને નિકુરંબનાં વૃક્ષોને ભ્રમરાઓ ચુંબન કરતા હતા, આકાશમાં ઉડતા ચારોળી વૃક્ષના પરાગથી જે સુગંધમય થઈ રહ્યું હતું, અને જેમાં ઇક્ષુદંડનાં ક્ષેત્રોમાં બેસી ઉદ્યાનપાલિકાઓ ઉચે સ્વરે ગાતી હતી એવા તે ઉદ્યાનમાં અશ્વસેનના કુમાર શ્રી પાર્શ્વનાથે પ્રવેશ કર્યો. પછી ત્રીશ વર્ષની વયવાળા પ્રભુએ શિબિકા ઉપરથી ઉતરીને આભૂષણાદિક સર્વ તજી દીધું અને ઈંદ્રે આપેલુ એક દેવદૂષ્ય વસ્ત્ર ધારણ કર્યું. પૌષ માસની કૃષ્ણ એકાદશીએ ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુએ અષ્ટમ તપ કરીને ત્રણસો રાજાઓની સાથે દીક્ષા લીધી. તત્કાળ પ્રભુને મન પર્યવ જ્ઞાન ઉત્પન્ન થયુ. 'એ જ્ઞાન સર્વ તીર્થંકરોને દીક્ષામહોત્સવ વખતે ઉત્પન્ન થાય છે.'

બીજે દિવસે કોપકટ નામના ગામમાં **ધન્ય** નામે ગૃહસ્થને ઘેર પ્રભુએ પાયસાન્નથી પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પંચ દિવ્ય પ્રગટ કર્યાં, અને ધન્યે પ્રભુનાં પગલાંની ભૂમિ પર એક પાદપીઠ કરાવી. પછી વાયુની જેમ પ્રતિબંધ રહિત એવા પ્રભુ

---

૧ ભુવનપતિની નાગકુમાર નિકાયના ઇંદ્ર.

યુગમાત્ર દૃષ્ટિ[1] કરતાં અનેક ગ્રામ, આકર અને નગર વિગેરેમાં છદ્મસ્થપણે વિહાર કરવા લાગ્યા. એક વખતે વિહાર કરતા પ્રભુ કોઇ નગરની પાસે આવેલા તાપસના આશ્રમ સમીપે આવ્યા, ત્યાં સૂર્ય અસ્ત થઈ ગયો, એટલે રાત્રિ થવાથી એક કુવાની પાસે વડવૃક્ષ નીચે જગદ્ગુરૂ તેની શાખાની જેમ નિષ્કંપપણે કાયોત્સર્ગ મુદ્રાએ સ્થિત રહ્યા.

હવે પેલા મેઘમાળી નામના મેઘકુમાર દેવને અવધિજ્ઞાનવડે પોતાના પૂર્વ ભવનો વ્યતિકર જાણવામાં આવ્યો, તેથી પાર્શ્વનાથના જીવ સાથે પ્રત્યેક ભવમાં પોતાનું વૈર સંભારીને વડવાનળથી સાગરની જેમ તે અંતરમાં અત્યંત ક્રોધવડે પ્રજ્વળિત થયો. પછી પર્વતને ભેદવાને હાથી આવે તેમ તે અધમ દેવ અમર્ષ ધરીને પાર્શ્વનાથને ઉપદ્રવ કરવા આવ્યો. પ્રથમ તેણે દાઢોરૂપ કરવતથી ભયંકર મુખવાળા, વજ્ર જેવા નખાંકુરને ધારણ કરનારા અને પિંગલ નેત્રવાળા કેસરીસિંહો વિકુર્વ્યા તેઓ પુંછડાવડે ભૂમિપીઠ પર વારંવાર પ્રહાર કરવા લાગ્યા, અને મૃત્યુના મંત્રાક્ષર જેવા ધુત્કાર શબ્દ કરવા લાગ્યા. તથાપિ ધ્યાનમા નિશ્ચળ લોચન કરીને રહેલા પ્રભુ તેમનાથી જરા પણ ક્ષોભ પામ્યા નહીં, એટલે ધ્યાનાગ્નિથી ભય પામ્યા હોય તેમ તેઓ ક્યાંઈ ચાલ્યા ગયા પછી તેણે ગર્જના કરતા અને મદને વર્ષતા જંગમ પર્વત જેવા મોટા હાથીઓ વિકુર્વ્યા. ભયંકરથી પણ ભયંકર એવા તે ગજેંદ્રોથી પ્રભુ જરા પણ ક્ષોભ પામ્યા નહીં, તેથી તેઓ લજ્જા પામ્યા હોય તેમ તત્કાળ નાસીને ક્યાંઈ ચાલ્યા ગયા. પછી હિક્કા નાદથી દિશાઓને પૂર્ણ કરતા અને દયા વિનાનાં અનેક રીંછો, યમરાજાની સેના જેવા ક્રૂર અનેક ચિત્તાઓ, કંટકના અગ્ર ભાગથી શિલાઓને પણ ફોડનારા વીંછીઓ અને દૃષ્ટિથી વૃક્ષોને પણ બાળી નાખે તેવા દૃષ્ટિવિષ સર્પો વિકુર્વ્યા. તેઓ સર્વે ઉપદ્રવ કરવાની ઇચ્છાથી પ્રભુ પાસે આવ્યા, તથાપિ સરિતાઓથી સમુદ્રની જેમ પ્રભુ ધ્યાનથી ચળિત થયા નહી. પછી વિદ્યુત્ સહિત મેઘની જેમ હાથમાં કર્તિકા (શસ્ત્ર)ને રાખનારા, ઉંચી દાઢોવાળા અને કિલ કિલ શબ્દ કરતા વેતાલો વિકુર્વ્યા. જેની ઉપર સર્પ લટકતા હોય તેવાં વૃક્ષોની જેમ લાંબી જિહ્વા અને શિશ્નવાળા[2] અને દીર્ઘ જંઘા તથા ચરણથી તાડ વૃક્ષ પર આરૂઢ થયા હોય તેમ લાગતા તેમજ જાણે જઠરાગ્નિનીજ હોય તેવી મુખમાંથી જ્વાળા કાઢતા તે વૈતાળો હાથી ઉપર શ્વાન દોડે તેમ પ્રભુની ઉપર દોડી આવ્યા, પરંતુ ધ્યાનરૂપ અમૃતના દ્રહમાં લીન થયેલા પ્રભુ તેમનાથી જરા પણ ક્ષોભ પામ્યા નહી, તેથી દિવસે ઘુવડ પક્ષીની જેમ તેઓ નાસીને ક્યાંઈ ચાલ્યા ગયા. પ્રભુની આવી દૃઢતા જોઇને મેઘમાળી અસુરને ઉલટો વિશેષ ક્રોધ ચઢ્યો, તેથી તેણે કાળરાત્રિના સહોદર જેવા ભયંકર મેઘ આકાશમા વિકુર્વ્યા. તે વખતે આકાશમાં કાળજિહ્વા જેવી ભયંકર વિદ્યુત્ થવા લાગી, બ્રહ્માંડને ફોડે તેવી મેઘગર્જના દિશાઓમાં વ્યાપી ગઇ, અને નેત્રના વ્યાપારને હરણ કરે તેવું ઘોર અંધકાર વ્યાપી ગયુ, તેથી અંતરિક્ષ અને પૃથ્વી જાણે એકત્ર પરોવાઈ ગયાં

---

૧ યુગ કે૦ ધોંસરૂ, એટલે ધોંસરા જેટલી પોતાની આગલી જમીન જોવાવડે ઈર્યાસમિતિ પાળીને ચાલતા. ૨ લિંગ

હોય તેમ થઈ ગયાં. પછી 'આ મારા પૂર્વ વૈરીનો હું સંહાર કરી નાખું' એવી દુર્બુદ્ધિથી મેઘમાળીએ કલ્પાંત કાળના મેઘની જેમ વર્ષવા માંડયું. મુશળ અથવા બાણુ જેવી ધારાઓથી જાણે પૃથ્વીને કોદાળીવડે ખોદતો હોય તેમ તે તાડન કરવા લાગ્યો. તેના પ્રહારથી પક્ષીઓ ઉછળી ઉછળીને પડવા લાગ્યાં, તેમજ વરાહ અને મહિષ વિગેરે પશુઓ આમ તેમ ભાગ નાસ કરવા લાગ્યા, અતિ વેગવડે ભયંકર એવા જળપ્રવાહો અનેક પ્રાણીઓને ખેંચી જવા લાગ્યા અને મોટાં મોટાં વૃક્ષોને પણ મૂળમાંથી ઉન્મૂલન કરવા લાગ્યા. શ્રી પાર્શ્વનાથ પ્રભુને ક્ષણવારમાં તો તે જળ ઘુંટણ સુધી આવ્યુ, ક્ષણવારમાં જાનુ સુધી પહોંચ્યુ, ક્ષણવારે કટિ સુધી થયુ અને ક્ષણમાં તો કંઠ સુધી આવી ગયુ. મેઘમાળી દેવે જ્યારે તે જળ બધે પ્રસરાવ્યુ ત્યારે પદ્મદ્રહમાં લક્ષ્મીના સ્થાનરૂપ મહા પદ્મની જેમ પ્રભુ તે જળમાં શોભવા લાગ્યા. રત્નશિલાના સ્તંભની જેમ તે જળમાં પણ નિશ્ચળ રહેલા પ્રભુ નાસિકાના અગ્ર ભાગ પર દૃષ્ટિ રાખી રહ્યા, જરા પણ ચળિત થયા નહી. છેવટે તે જળ પાર્શ્વનાથની નાસિકાના અગ્ર ભાગ સુધી આવ્યુ. તે વખતે અવધિજ્ઞાનથી ધરણેંદ્રના જાણવામાં આવ્યુ કે 'અરે! પેલો બાળ તાપસ કઠ મારા પ્રભુને વૈરી માનીને ઉપદ્રવ કરે છે.' પછી તત્કાળ પોતાની મહિષીઓ સાથે નાગરાજ ધરણેંદ્ર વેગથી મનની સાથે પણ સ્પર્ધા કરતો હોય તેમ ઉતાવળો પ્રભુની પાસે આવ્યો. પ્રભુને નમીને ધરણેંદ્રે તેમના ચરણ નીચે દેવળીના આસન જેવું અને નીચે રહેલા લાંબા નાળવાળું એક સુવર્ણ કમળ વિકુર્વ્યું. પછી તે ભોગિરાજે પોતાની કાયાથી પ્રભુનાં પૃષ્ટ અને બે પડખાંને ઢાંકી દઇને સાત ફણાવડે પ્રભુને માથે છત્ર કર્યું. જળની ઉંચાઈ જેવડા લાંબા નાળવાળા કમળની ઉપર સમાધિમાં લીન થઇને સુખે સ્થિત રહેલા પ્રભુ રાજહંસની જેવા દેખાવા લાગ્યા. ભક્તિભાવ યુક્ત ચિત્તવાળી ધરણેંદ્રની સ્ત્રીઓ પ્રભુની આગળ ગીત નૃત્ય કરવા લાગી. વેણુ વીણાનો તાર ધ્વનિ અને મૃદંગનો ઉદ્ધત નાદ વિવિધ તાળને અનુસરતો વૃદ્ધિ પામવા લાગ્યો, અને વિચિત્ર ચારૂ ચારીકવાળું, હસ્તાદિકના અભિનયથી ઉજ્જ્વળ અને વિચિત્ર અંગહારથી રમણીક એવું નૃત્ય થવા લાગ્યુ. એ વખતે ધ્યાનમાં લીન થયેલા પ્રભુ નાગાધિરાજ ધરણેંદ્ર ઉપર અને અસુર મેઘમાળી ઉપર સમાન ભાવે રહેલા હતા. એમ છતાં પણ કોપથી વર્ષતા એવા મેઘમાળીને જોઇ નાગરાજ ધરણેંદ્ર કોપ કરી આક્ષેપથી બોલ્યા કે "અરે! દુર્મતિ! પોતાના અનર્થને માટે તું આ શું આરંભી બેઠો છે? હું એ મહા કૃપાળુનો શિષ્ય છું, તથાપિ હવે હું સહન કરીશ નહી. તે વખતે આ પ્રભુએ કાષ્ઠમાંથી બળતા સર્પને બતાવીને તને ઉલટો પાપ કરતાં અટકાવ્યો હતો, તેથી તેમણે તારો શો અપરાધ કર્યો? અરે! મૂઢ! ખારી જમીનમાં પડતું મેઘનું જળ પણ જેમ લવણને માટે થાય, તેમ પ્રભુનો સદુપદેશ પણ તારા વૈરને માટે થયો છે. નિષ્કારણ બંધુ એવા આ પ્રભુની ઉપર નિષ્કારણ શત્રુ થઇને તેં જે આ આરંભ્યું છે તે હવે દૂર કરી દે, નહી તો હવે તું રહી શકીશ નહી." ધરણેંદ્રનાં આવાં વચન સાંભળી મેઘમાળીએ નીચી દૃષ્ટિ કરીને જોયુ તો નાગેંદ્રે સેવિત એવા પાર્શ્વનાથ પ્રભુને દીઠા, તેથી તેણે ચિંતવ્યુ

કે 'ચક્રવર્તીની ઉપર તેને ઉપદ્રવ કરનારા મ્લેચ્છોના આરાધેલા મેઘકુમારોની શક્તિ જેમ વૃથા થાય તેમ આ પાર્શ્વનાથની ઉપર મે મારી જેટલી હતી તેટલી શક્તિ વાપરી તોપણ તે વૃથા થઇ છે. આ પ્રભુ એક મુષ્ટિથી પર્વતને પણ ચૂર્ણ કરવાને સમર્થ છે, તથાપિ એ કરૂણાનિધિ હોવાથી મને ભસ્મ કરતા નથી, પણ આ ધરણેંદ્રથી મને ભય લાગે છે. આ ત્રૈલોક્યપતિનો અપકાર કરીને ત્રૈલોક્યમાં પણ મારી સ્થિતિ થઇ શકશે નહી, તો પછી હું કોને શરણે જઇશ ? માટે જો આ પ્રભુનુ શરણ મળે તોજ હું ઉગરી શકીશ ને મારૂ હિત થશે ' આ પ્રમાણે વિચાર કરીને તત્કાળ મેઘમંડળને સંહરી લઇ ભય પામતો મેઘમાળી પ્રભુની પાસે આવ્યો, અને નમસ્કાર કરીને બોલ્યો કે 'હે પ્રભુ! જો કે તમે તો અપકારી જન ઉપર પણ ક્રોધ કરતા નથી, તથાપિ હું મારા પોતાના દુષ્કર્મથી દૂષિત થયેલો હોવાથી ભય પામુ છુ. આવુ દુષ્કર્મ કરીને પણ હું નિર્લજ્જ થઇ તમારી પાસે યાચના કરવા આવ્યો છુ, માટે હે જગન્નાથ ! દુર્ગતિમાં પડવાથી શંકા પામેલા આ દીન જનની રક્ષા કરો, રક્ષા કરો.' આ પ્રમાણે કહી પ્રભુને ખમાવી નમસ્કાર કરીને મેઘમાળી દેવ પશ્ચાત્તાપ કરતો કરતો પોતાને સ્થાનકે ગયો પછી પ્રભુને ઉપસર્ગ રહિત થયેલા જાણી સ્તુતિ અને પ્રણામ કરીને નાગરાજ ધરણેદ્ર પણ પોતાને સ્થાનકે ગયો, એટલે રાત્રિ પણ વીતી ને પ્રભાતકાળ થયો.

ભગવંત ત્યાંથી વિહાર કરતા અનુક્રમે વારાણસી પુરી સમીપે આવી આશ્રમપદ નામના ઉદ્યાનમાં ધાતકી વૃક્ષની નીચે કાયોત્સર્ગે રહ્યા. ત્યાં દીક્ષાના દિવસથી ચોરાશી દિવસો વ્યતીત થયે શુભ ધ્યાનથી પ્રભુનાં ઘાતિકર્મો તુટી ગયાં, અને ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્થીએ ચંદ્ર વિશાખા નક્ષત્રમાં આવતાં પૂર્વાહ્ણકાળે શ્રી પાર્શ્વ પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. તે વખતે શક્ર પ્રમુખ દેવતાઓએ આસનકંપથી તે હકીકત જાણી ત્યાં આવીને શ્રી પાર્શ્વ પ્રભુનું સમોસરણ રચ્યુ. જય જય શબ્દ કરતા દેવતાઓથી પરવરેલા પ્રભુએ પૂર્વ દ્વારથી તે સમોસરણમાં પ્રવેશ કર્યો પ્રથમ સમવસરણની મધ્યમાં આવેલા સત્યાવીશ ધનુષ્ય ઉચા ચૈત્યવૃક્ષને મેરૂને સૂર્યની જેમ પ્રભુએ પ્રદક્ષિણા કરી પછી 'तीर्थाय नम.' એમ કહીને શ્રી પાર્શ્વ પ્રભુ પૂર્વાભિમુખે ઉત્તમ એવા રત્નસિંહાસન ઉપર બિરાજમાન થયા વ્યંતરોએ બીજી ત્રણ દિશાઓમાં પ્રભુનાજ પ્રભાવથી પ્રભુની જેવાં બીજાં ત્રણ પ્રતિબિંબો વિકુર્વ્યાં. ચારે નિકાયના દેવો, દેવીઓ, નરો, નારીઓ, સાધુ અને સાધ્વીઓ એમ બારે પર્ષદા પ્રભુને નમસ્કાર કરીને પોતપોતાને યોગ્ય સ્થાનકે બેઠી.

તે વખતે પ્રભુનો આવો અપૂર્વ વૈભવ જોઈ વનપાળે આવી અશ્વસેન રાજાને આ પ્રમાણે કહ્યુ કે 'હે સ્વામિન્! એક વધામણી છે, શ્રી પાર્શ્વનાથ પ્રભુને હમણાં જગતના અજ્ઞાનને નાશ કરનારૂ કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલ છે, અને મહા અતિશયસંપન્ન એવા તે જગત્પતિ શક્રાદિક ઈંદ્રોના પરિવારથી પરવર્યા સતા દિવ્ય સમોસરણમાં બેઠા છે ' તે સાંભળી રાજાએ તેને યોગ્ય પારિતોષિક આપ્યુ. પ્રભુનાં દર્શનની ઇચ્છાથી ત્વરાવાળા થયેલા રાજાએ એ ખબર વામાદેવીને કહ્યા, પછી અશ્વસેન રાજા વામાદેવી રાણીને તથા

બીજા પરિવારને લઇને સંસારસાગરથી તારનારા તે સમોસરણમાં આવ્યા. હર્ષથી પૂર્ણ મનવાળા રાજા પ્રભુને પ્રદક્ષિણા દઈ પ્રણામ કરીને શક્રઈંદ્રની પછવાડે બેઠા. પછી શક્રઈંદ્ર અને અશ્વસેન રાજા ઉભા થઈ ફરીવાર પ્રભુને નમી મસ્તક પર અંજલિ જોડીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"હે પ્રભુ! સર્વત્ર ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના ભાવને પ્રકાશ કરનારૂં તમારૂં આ કેવળજ્ઞાન જય પામે છે. આ અપાર સંસારરૂપ સમુદ્રમાં પ્રાણીઓને વહાણરૂપ તમે છો અને નિર્યામક[1] પણ તમેજ છો. હે જગત્પતિ! આજનો દિવસ અમારે સર્વ દિવસોમાં રાજા જેવો છે, કારણ કે જેમાં અમારે તમારા ચરણદર્શનનો મહોત્સવ પ્રાપ્ત થયેલ છે. આ અજ્ઞાનરૂપ અંધકાર કે જે મનુષ્યોની વિવેકદૃષ્ટિને લુંટનારો છે, તે તમારા દર્શનરૂપ ઔષધિના રસ વિના નિવૃત્ત થતો નથી. આ મહોત્સવ નદીના નવા આરાની જેમ પ્રાણીઓને આ સંસારમાંથી પાર ઉતરવાને એક નવા તીર્થ (આરા)રૂપ છે. અનંત ચતુષ્ટયને સિદ્ધ કરનારા, સર્વ અતિશયોથી શોભનારા, ઉદાસીપણામાં રહેનારા અને સદા પ્રસન્ન એવા તમને નમસ્કાર છે. પ્રત્યેક જન્મમાં અત્યંત ઉપદ્રવ કરનાર એવા દુરાત્મા મેઘમાળી ઉપર પણ તમે કરૂણા કરી હતી, માટે તમારી કરૂણા ક્યાં નથી? (અર્થાત્ સર્વત્ર છે). હે પ્રભુ! જ્યાં ત્યાં રહેતા અને ગમે ત્યાં જતા એવા મને હમેશાં આપત્તિને નિવારનાર એવું તમારા ચરણકમળનું સ્મરણ હજો."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રેંદ્ર અને અશ્વસેન રાજા વિરામ પામ્યા પછી શ્રી પાર્શ્વનાથ ભગવંતે આ પ્રમાણે દેશના આપવા માંડી—"અહો ભવ્ય પ્રાણીઓ! જરા, રોગ અને મૃત્યુથી ભરેલા આ સંસારરૂપ મોટા અરણ્યમાં ધર્મ વિના બીજો કોઈ ત્રાતા નથી, માટે હમેશાં તેજ સેવવા યોગ્ય છે. તે ધર્મ સર્વવિરતિ અને દેશવિરતિ એમ બે પ્રકારનો છે, તેમાં અનગારી સાધુઓનો પહેલો સર્વવિરતિ ધર્મ છે. તે સંયમાદિ દશ પ્રકારનો છે, અને આગારી—ગૃહસ્થનો બીજો દેશવિરતિ ધર્મ છે. તે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર પ્રકારનો છે. જો તે વ્રત અતિચારવાળાં હોય છે તો સુકૃતને આપતાં નથી, તેથી તે એક એક વ્રતના પાંચ પાંચ અતિચાર છે, તે ત્યજવા યોગ્ય છે. પહેલુ વ્રત જે અહિંસા, તેમાં ક્રોધવડે બંધ, છવિચ્છેદ, અધિક ભારનુ આરોપણ, પ્રહાર અને અન્નાદિકનો રોધ—એ પાંચ અતિચાર છે. બીજું વ્રત સત્ય વચન તેના મિથ્યા ઉપદેશ, સહસા અભ્યાખ્યાન, ગુહ્ય ભાષણ, વિશ્વાસીએ કહેલા રહસ્યનો ભેદ અને કૂટ લેખ—એ પાંચ અતિચાર છે. ત્રીજુ વ્રત અસ્તેય (ચોરી ન કરવી) તેના ચોરને અનુજ્ઞા આપવી, ચોરેલ વસ્તુનું ગ્રહણ કરવું, શત્રુરાજ્યનું લંઘન કરવુ, પ્રતિરૂપ વસ્તુનો ભેળ સંભેળ કરવો અને માન માપ તોલ ખોટાં રાખવાં એ પાંચ અતિચાર છે. ચોથુ વ્રત બ્રહ્મચર્ય—તેના અપરિગૃહીતાગમન, ઇત્વરપરિગૃહીતાગમન, પરવિવાહકરણ, તીવ્ર કામભોગાનુરાગ અને અનંગ ક્રીડા—એ પાંચ અતિચાર છે. પાંચમું વ્રત અપરિગ્રહ (પરિગ્રહનું

---

1 વહાણને પાર ઉતારનાર.

પ્રમાણ) તેમાં ધન ધાન્યનું પ્રમાણાતિક્રમ, તાંબા પીતળ વિગેરે ધાતુનુ પ્રમાણાતિક્રમ, દ્વિપદ ચતુષ્પદનું પ્રમાણાતિક્રમ, ક્ષેત્ર વાસ્તુનુ પ્રમાણાતિક્રમ અને રૂપ્ય સુવર્ણનું પ્રમાણાતિક્રમ—એ પાંચ અતિચાર છે. તે અતિચાર અનાજનાં નાનાં મોટાં માપ કરવાથી, તામ્રાદિકનાં ભાજનો નાનાં મોટાં કરવાથી, દ્વિપદ ચતુષ્પદના ગર્ભધારણવડે થયેલ વૃદ્ધિથી, ઘર કે ક્ષેત્ર વચ્ચેની ભીંત કે વાડ કાઢી નાખીને એકત્ર કરી દેવાથી, અને રૂપ્ય સુવર્ણ કોઇને આપી દેવાથી લાગે છે. પણ તે વ્રત ગ્રહણ કરનારને લગાડવા યોગ્ય નથી. સ્મૃતિ ન રહેવી. ઉપર નીચે અને તીર્છા ભાગે જવાના કરેલા પ્રમાણનું ઉલ્લંઘન કરવુ અને ક્ષેત્રની વૃદ્ધિ હાનિ કરવી—એ પાંચ છઠા દિગ્‌વિરતિવ્રતના અતિચાર છે. સચિત્ત ભક્ષણ, સચિત્તના સંબંધવાળા પદાર્થનું ભક્ષણ, તુચ્છ ઔષધિનુ ભક્ષણ તથા અપક્વ અને દુષ્પક્વ વસ્તુનો આહાર—એ પાંચ અતિચાર ભોગોપભોગ પ્રમાણ નામના સાતમા વ્રતના છે. એ અતિચાર ભોજન આશ્રી ત્યાગ કરવાના છે અને બીજા પંદર કર્મથી ત્યજવાના છે, તેમાં ખર કર્મનો ત્યાગ કરવો. એ ખર કર્મ પંદર પ્રકારના કર્માદાનરૂપ છે, તે આ પ્રમાણે—અંગારજીવિકા, વનજીવિકા, શકટજીવિકા, ભાટકજીવિકા, સ્ફોટજીવિકા, દંતવાણિજ્ય, લાક્ષવાણિજ્ય, રસવાણિજ્ય, કેશવાણિજ્ય, વિષવાણિજ્ય, યંત્રપીડા, નિર્લાંછન, અસતીપોષણ, દવદાન અને સર શોષ—એ પંદર પ્રકારનાં કર્માદાન કહેવાય છે. અંગારાની ભઠ્ઠી કરવી, કુંભાર, લુહાર તથા સુવર્ણકારપણું કરવું અને ચુનો તથા ઈંટો પકવવી, એ કામો કરીને જે આજીવિકા કરવી તે **અંગારજીવિકા** કહેવાય છે. છેદેલાં ને વગર છેદેલાં વનનાં પત્ર, પુષ્પ અને ફળને લાવીને વેચવાં, અને અનાજ દળવુ ખાંડવું, એ કામ કરીને જે આજીવિકા કરવી તે **વનજીવિકા** કહેવાય છે. શકટ તે ગાડાં અને તેના પૈડાં, ધરી વિગેરે અંગને ઘડવાં, ખેડવાં અને વેચવા, એથી જે આજીવિકા કરવી તે **શકટજીવિકા** કહેવાય છે ગાડા, બળદ, પાડા, ઉંટ, ખર, ખચ્ચર અને ઘોડાઓને ભાડે આપી ભાર વહન કરાવીને તેનાવડે જે આજીવિકા કરવી, તે **ભાટકજીવિકા** કહેવાય છે. સરોવર તથા કુવા વિગેરે ખોદવા અને શિલા પાષાણને ઘડવા, એમ પૃથ્વી સંબંધી જે કાંઈ આરંભ કરવા અને તેવડે આજીવિકા કરવી તે **સ્ફોટજીવિકા** કહેવાય છે. પશુઓનાં દાંત, કેશ, નખ, અસ્થિ, ત્વચા અને રૂવાડાં વિગેરે તેનાં ઉત્પત્તિ સ્થાનેથી ગ્રહણ કરીને તે ત્રસ અંગોનો જે વ્યાપાર કરવો તે **દંતવાણિજ્ય** કહેવાય છે. લાખ, મણશીલ, ગળી, ધાવડી અને ટંકણખાર વિગેરે વસ્તુનો જે વ્યાપાર કરવો તે પાપના ગૃહરૂપ **લાક્ષવાણિજ્ય** કહેવાય છે માખણ, ચરબી, મધ અને મદિરા વિગેરેનો વ્યાપાર કરવો તે **રસવાણિજ્ય** કહેવાય છે, અને બે પગવાળા મનુષ્યાદિ અને ચાર પગવાળા પશુ આદિનો જે વ્યાપાર કરવો તે **કેશવાણિજ્ય** કહેવાય છે કોઇ પણ જાતનુ ઝેર, કોઇ પણ જાતનું શસ્ત્ર, હળ, યંત્ર, લોહ અને હરિતાળ વિગેરે જીવિતનો નાશ કરનારી વસ્તુઓનો જે વ્યાપાર કરવો તે **વિષવાણિજ્ય** કહેવાય છે તિલ, શેરડી, સરસવ અને એરંડ વિગેરે જળયંત્રાદિક યંત્રોથી જે પીલવા તથા પત્રમાથી તૈલ—અત્તર કાઢીને તેનો

જે વ્યાપાર કરવો તે **યંત્રપીડા** કહેવાય છે. પશુઓનાં નાક વિંધવાં, ડામ દઇને આંકવા, મુષ્કચ્છેદ (ખાસી કરવા), પૃષ્ઠ ભાગને ગાળવો અને કાન વિગેરે અંગ વિંધવાં તે **નિર્લાંછન** કર્મ કહેવાય છે. દ્રવ્યને માટે મેના, પોપટ, માર્જાર, કુતરા, કુકડા અને મોર વિગેરે પક્ષીને પાળવાં પોષવાં અને દાસીઓનું પોષણ કરવું, તે **અસતીપોષણ** કહેવાય છે. વ્યસનથી અથવા પુણ્યબુદ્ધિથી એમ બે પ્રકારે દાવાનળનું આપવું તે **દવદાન** કહેવાય છે, અને સરોવર, નદી તથા દ્રહો વિગેરેના જળને શોષી લેવાના ઉપાય કરવા તે **સરઃશોષ** કહેવાય છે આ પ્રમાણે પંદર કર્માદાન સમજવાં અને તેનો ત્યાગ કરવો. સંયુક્ત અધિકરણતા, ઉપભોગ અતિરિક્તતા, અતિ વાચાલતા, કૌકુચી અને કંદર્પચેષ્ટા—એ પાંચ **અનર્થદંડવિરમણ** નામના આઠમા વ્રતના અતિચાર છે. મન, વચન અને કાયાથી દુષ્ટ પ્રણિધાન, અનાદર અને સ્મૃતિનું અનુપસ્થાપન એ પાંચ **સામાયિક** વ્રતના અતિચાર છે. પ્રેષ્ય પ્રયોગ, આનયન પ્રયોગ, પુદ્ગલનો પ્રક્ષેપ, શબ્દાનુપાત અને રૂપાનુપાત—એ પાંચ **દેશાવકાશિક** વ્રતના અતિચાર છે. સંથારાદિ બરાબર જોયા વિના કે પ્રમાર્જ્યા વિના મૂકવાં ને લેવાં, અનાદર અને સ્મૃતિનું અનુપસ્થાપન—એ પાંચ **પૌષધ** વ્રતના અતિચાર છે. સચિત્તની ઉપર મૂકી દેવુ, સચિત્તવડે ઢાંકવું, કાળનું ઉલ્લંઘન કરી આમંત્રણ કરવા જવું, મત્સર રાખવો અને વ્યપદેશ કરવો એ પાંચ ચોથા **અતિથિસંવિભાગ** નામના શિક્ષાવ્રતના અતિચાર છે.[1] આ પ્રમાણેના અતિચારોએ રહિત એવા વ્રતને પાળનારો શ્રાવક પણ શુદ્ધાત્મા થઇ અનુક્રમે ભવબંધનથી મુક્ત થઇ જાય છે."

આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળીને ઘણાઓએ દીક્ષા લીધી, અને ઘણા શ્રાવક થયા. 'અર્હંતની વાણી કદિ પણ નિષ્ફળ થતી નથી.' મોટા મનવાળા અશ્વસેન રાજાએ પણ પ્રતિબોધ પામી તત્કાળ પોતાના લઘુ પુત્ર **હસ્તિસેનને** રાજ્ય સોપીને દીક્ષા લીધી. **વામાદેવી અને પ્રભાવતીએ** પણ પ્રભુની દેશનાવડે સંસારથી વિરક્ત થઇ મોક્ષસાધની દીક્ષા ગ્રહણ કરી. પ્રભુને **આર્યદત્ત** વિગેરે દશ ગણધરો થયા, પ્રભુએ તેમને સ્થિતિ, ઉત્પાદ અને વ્યયરૂપ ત્રિપદી કહી સંભળાવી. તે ત્રિપદીના સાંભળવા માત્રથી તેમણે સદ્ય દ્વાદશાંગીની રચના કરી "બુદ્ધિમાનને કરેલો ઉપદેશ જળમાં તેલના બિંદુની જેમ પ્રસરી જાય છે." પ્રથમ પૌરૂષી પૂર્ણ થઇ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી. બીજી પૌરૂષીમાં આર્યદત્ત ગણધરે દેશના આપી. પછી શક્રેંદ્ર વિગેરે દેવતાઓ તથા મનુષ્યો પ્રભુને પ્રણામ કરીને પ્રભુની દેશનાને સંભારતા સંભારતા પોતપોતાને સ્થાનકે ગયા.

પાર્શ્વનાથના તીર્થમાં કાચબાના વાહનવાળો, કૃષ્ણવર્ણ ધરનારો, હસ્તી જેવા મુખવાળો, નાગની ફણાના છત્રથી શોભતો, ચાર ભુજાવાળો, બે વામ ભુજામાં નકુલ અને સર્પ તથા બે દક્ષિણ ભુજામાં બીજોરૂં અને સર્પ ધારણ કરનારો **પાર્શ્વ** નામે યક્ષ શાસનદેવતા થયો. કુર્કટ જાતિના સર્પના વાહનવાળી, સુવર્ણના જેવા વર્ણવાળી, બે દક્ષિણ ભુજામાં પદ્મ અને પાશ તથા બે વામ ભુજામાં ફળ અને અંકુશ ધરનારી **પદ્માવતી**

1 આ બારે વ્રતના અતિચારો વિશેષે અતિક્રમણ સૂત્રના અર્થ વિગેરેમાંથી જોઇ-સમજી લેવા.

નામે મહાકાળી શાસનદેવી થઇ. તે બંને શાસનદેવતા જેમની પાસે નિરંતર રહે છે અને બીજા પણ અનેક દેવો અને મનુષ્યો વિનીત થઇને જેમની સેવા કર્યા કરે છે, એવા પાર્શ્વ પ્રભુ પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા.

इत्याचार्य श्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरित्रे महाकाव्ये नवमे पर्वणि श्री-पार्श्वनाथदीक्षाकेवलज्ञानोत्पत्तिवर्णनो नाम तृतीय सर्ग. ॥

## સર્ગ ૪ થો.

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનો વિહાર અને નિર્વાણ.

સર્વ વિશ્વના અનુગ્રહને માટે વિહાર કરતા એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ એક વખતે સમુદ્રમાં પુંડ્ર (તિલક) જેવા પુંડ્ર નામના દેશમાં આવ્યા. તે અરસામાં પૂર્વ દેશમાં **તામ્રલિપ્તી** નગરીમા **સાગરદત્ત** નામે એક કળાજ્ઞ અને સદ્બુદ્ધિમાન્ યુવાન વણિક્-પુત્ર રહેતો હતો. તેને જાતિસ્મરણ થયેલુ હોવાથી તે સર્વદા સ્ત્રીજાતિને વિષે વિરક્ત હતો, તેથી સ્વરૂપવતી સ્ત્રીને પણ પરણવાને ઈચ્છતો નહીં. તે પૂર્વ જન્મમાં એક બ્રાહ્મણનો પુત્ર હતો. તે ભવમાં કોઈ બીજા પુરૂષ સાથે આસક્ત થયેલી તેની પત્નીએ તેને ઝેર આપી સંજ્ઞા રહિત કરી કોઈ ઠેકાણે છોડી દીધો હતો. ત્યાં એક ગોકુળી સ્ત્રીએ તેને જીવાડ્યો હતો. પછી તે પરિવ્રાજક થઈ ગયો. ત્યાંથી મૃત્યુ પામી આ ભવમાં તે સાગર-દત્ત નામનો શ્રેષ્ઠિપુત્ર થયો હતો. પરંતુ પૂર્વ જન્મના સ્મરણથી તે સ્ત્રીઓથી વિમુખ થયો હતો.

હવે પેલી લોકધર્મમાં તત્પર એવી ગોકુળી સ્ત્રી મૃત્યુ પામીને અનુક્રમે તેજ નગ-રીમા એક રૂપવતી વણિક્પુત્રી થઈ. 'આ સ્ત્રીમા આની દૃષ્ટિ રમશે' એવી સભાવના કરીને બંધુજનોએ સાગરદત્તને માટે તેને પસંદ કરી અને ગૌરવ સહિત તેને પ્રાપ્ત પણ કરી, પરતુ સાગરદત્તનુ મન તેની ઉપર પણ વિશ્રાંત થયુ નહીં; કારણ કે પૂર્વ ભવના અભ્યાસથી તે સ્ત્રીઓને યમદૂતી જેવી માનતો હતો. બુદ્ધિમાન્ વણિક્પુત્રીએ વિચાર્યું કે 'આને કાંઇક પૂર્વ ભવનું સ્મરણ થયુ જણાય છે, અને તે જન્મમાં કોઈ પુંશ્ચલી સ્ત્રીએ આ પુરૂષને હેરાન કર્યો જણાય છે.' આવો હૃદયમાં વિચાર કરી તેને સમજાવવાનો અવ-સર જાણી તેણે એક પત્રમાં એક શ્લોક લખીને તેની ઉપર મોકલાવ્યો. તે શ્લોકમાં આ પ્રમાણે ભાવાર્થ હતો—**"દુધથી દાઝેલા પુરૂષને દધિનો ત્યાગ કરવો ઘટિત નથી, કેમકે અલ્પ જળમાં સંભવતા પૂરાઓ શું દુધમાં પણ હોય?"** આ શ્લોક વાંચી તેનો ભાવાર્થ હૃદયમાં વિચારીને સાગરદત્તે પણ એક શ્લોક લખી મોકલ્યો. તેમાં આ પ્રમાણે ભાવાર્થ હતો—**"સ્ત્રી કુપાત્રમાં રમે છે, સરિતા નીચા સ્થાનમાં જાય છે, મેઘ પર્વત ઉપર વર્ષે છે અને લક્ષ્મી નિર્ગુણ પુરૂષનો આશ્રય કરે છે."** વણિક્સુતાએ આ શ્લોક વાચી તેનો ભાવાર્થ જાણી લીધો. પછી તેના બોધને માટે બીજો

શ્લોક લખી મોકલ્યો. તેમાં આ પ્રમાણે ભાવાર્થ હતો–**"તેમાં પણ શું કોઈ સ્ત્રી દોષ રહિત હોતી નથી? જો હોય છે, તો રાગી સ્ત્રીનો શું જોઈ ત્યાગ કરવો? રવિ પોતાની ઉપર અનુરક્ત થયેલી સંધ્યાને કદિ પણ છોડતો નથી."** આ શ્લોક વાંચીને તેના આવા ડહાપણ ભરેલા સંદેશાઓથી રંજિત થયેલો સાગરદત્ત તેની સાથે પરણ્યો અને હર્ષ યુક્ત ચિત્તે પ્રતિદિન ભોગ ભોગવવા લાગ્યો.

એક વખતે સાગરદત્તનો સાસરો પુત્ર સહિત વ્યાપારને માટે **પાટલાપથ** નગરે ગયો. અહીં સાગરદત્તે પણ વ્યાપાર કરવા માંડ્યો. અન્યદા તે મોટું વહાણ ભરીને સમુદ્રને પરતીરે ગયો. સાત વાર તેનું વહાણ સમુદ્રમાં ભાંગી ગયું; તેથી 'આ પુણ્ય-રહિત છે' એમ કહી લોકો તેને હસવા લાગ્યા એટલે તે પાછો આવ્યો, પણ નિર્ધન થઈ ગયા છતાં તેણે ઉદ્યમ છોડી દીધો નહી. એક વખતે આમતેમ ભમતાં કુવામાંથી જળ કાઢતો કોઈ એક છોકરો તેના જોવામાં આવ્યો તે છોકરાને સાત વાર પાણી આવ્યું નહી, પણ આઠમી વાર પાણી આવ્યું, તે જોઇ સાગરદત્તે વિચાર્યું કે "માણસોને ઉદ્યમ અવશ્ય ફળદાયક છે. જેઓ અનેક વિઘ્ન આવે તોપણ અસ્ખળિત ઉત્સાહવાળા થઇને પ્રારભેલુ કાર્ય છોડતા નથી, તેઓને દૈવ પણ વિઘ્ન કરતાં શંકા પામે છે." આ પ્રમાણે વિચારી શુકનગ્રંથિ બાંધી વહાણ લઇને સિંહલદ્વીપ તરફ ચાલ્યો, પરંતુ પવનને યોગે તે રત્નદ્વીપે આવ્યો પછી ત્યાં પોતાનો સર્વ માલ વેચીને તેણે રત્નોનો સમૂહ ખરીદ કર્યો. તેનાથી વહાણ ભરીને તે પોતાની નગરી તરફ ચાલ્યો. તે રત્નો જોઇને લુબ્ધ થયેલા ખલાસીઓએ તેને રાત્રે સમુદ્રમાં નાખી દીધો. દૈવયોગે પ્રથમ ભાંગેલા કોઈ વહાણનું પાટીયુ તેને હાથ આવવાથી તેવડે તે સમુદ્રને ઉતરી ગયો. ત્યાં કીનારા ઉપર પાટલાપથ નગર હતું. તે નગરમાં પ્રવેશ કરતાં ત્યાં રહેલા તેના સસરાએ તેને જોયો, એટલે તે તેને પોતાના આવાસમાં લઈ ગયો. પછી સ્નાન ભોજન કરીને વિશ્રાંત થયેલા સાગરદત્તે મૂળથી માંડીને ખલાસીઓ સંબંધી વૃત્તાંત પોતાના સસરાને કહ્યો. સસરાએ કહ્યુ કે 'હે જામાતા! તમે અહીંજ રહો, એ દુર્બુદ્ધિવાળા ખલાસીઓ તમારા બંધુજનની શંકાથી તામ્રલિપ્તી નગરીએ નહીં જાય, પણ ઘણું કરીને તે અહીંજ આવશે.' સાગરદત્તે ત્યાં રહેવાનું કબુલ કર્યું. પછી તેના સસરાએ એ વૃત્તાંત ત્યાંના રાજાને જણાવ્યો. "દીર્ઘદર્શી પુરૂષોનો એવો ન્યાય છે."

કેટલેક દિવસે પેલુ વહાણ તેજ બંદરે આવ્યુ, એટલે સાગરદત્ત પાસેથી જેમણે બધાં ચિહ્નો જાણ્યાં હતાં એવા રાજ્યના આરક્ષક પુરૂષોએ તે વહાણને ઓળખી લીધું. પછી તેમણે તેના સર્વ ખલાસીઓને બોલાવીને પૃથક્ પૃથક્ પૂછ્યું કે 'આ વહાણનો માલિક કોણ છે? તેમાં શું શું કરીયાણાં છે? અને તે કેટલાં કેટલાં છે?' તેવી રીતે ઉલટ-પાલટ પૂછવાથી તેઓ સર્વે ક્ષોભ પામીને જૂદું જૂદું બોલવા લાગ્યા, તેથી તેમને દગો કરનાર તરીકે જાણી લઇને આરક્ષકોએ તત્કાળ સાગરદત્તને ત્યાં બોલાવ્યો. સાગરદત્તને જોતાંજ તેઓ ભય પામીને બોલ્યા કે "હે પ્રભુ! અમો કર્મચંડાળોએ તો મહા દુષ્કર્મ

કર્યું હતું, તથાપિ તમારા પ્રબળ પુણ્યથી તમે અક્ષત રહ્યા છો. અમે તમારી વધ્યકોટિને પ્રાપ્ત થયા છીએ. માટે આપ સ્વામીને જે યોગ્ય લાગે તે કરો " કૃપાળુ અને શુદ્ધ બુદ્ધિવાળા સાગરદત્તે રાજપુરૂષોથી તેમને છોડાવ્યા, અને કાંઇક પાથેય આપીને તેમને વિદાય કર્યા. તેના આવા કૃપાળુપણાથી 'આ પુણ્યવાન છે' એમ વિચારનારા ત્યાંના રાજાનો મહામતિ સાગરદત્ત ઘણો માનીતો થયો અને તે વહાણનાં કરીયાણાં વેચવાવડે તેણે ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. પછી પુષ્કળ દાન આપતો તે ધર્મની ઇચ્છાએ ધર્મતીર્થિકોને[1] પૂછવા લાગ્યો કે 'જે દેવના દેવ હોય તેને રત્નમય કરવાની મારી ઇચ્છા છે' માટે તે મને જણાવો. દેવતત્ત્વ સુધી નહી પહોંચેલા તે ધર્મતીર્થિકોએ તેનો જે ઉત્તર આપ્યો તેમાંનું એક વાક્ય તેને યોગ્ય લાગ્યુ નહી. એટલે તેમાંથી કોઈ આપ્ત પુરૂષે કહ્યુ કે 'અમારા જેવા મુગ્ધને એ વાત શું પૂછો છો? તમારે પૂછવુ હોય તો એક રત્નને અનુસરીને તપસ્યા કરવામાં તત્પર થાઓ, એટલે તેનો અધિષ્ઠાયક દેવતા આવીને તમને જે ખરા દેવાધિદેવ હશે તેને જણાવશે.' પછી સાગરદત્તે તે પ્રમાણે કરીને અષ્ટમ તપ કર્યું, એટલે રત્નના અધિષ્ઠાયક દેવતાએ આવી તેને તીર્થંકરની પવિત્ર પ્રતિમા બતાવીને કહ્યુ કે "હે ભદ્ર! આ દેવજ પરમાર્થે સત્ય દેવ છે. આનું સ્વરૂપ મુનિઓજ જાણે છે, બીજા કોઈ જાણતા નથી." આ પ્રમાણે કહી મૂર્ત્તિ આપીને તે દેવ સ્વસ્થાને ગયો સાગરદત્ત તે પ્રતિમા જોઇને બહુ ખુશી થયો. તે સુવર્ણવર્ણી અર્હત પ્રતિમા તેણે સાધુઓને બતાવી, એટલે સાધુઓએ તેને જિનવરે કહેલો ધર્મ કહી સંભળાવ્યો, તેથી સાગરદત્ત શ્રાવક થયો

એક વખતે સાગરદત્તે મુનિઓને પૂછ્યું કે 'હે ભગવંત! આ કયા તીર્થંકરની પ્રતિમા છે? અને મારે તેની કેવી વિધિએ પ્રતિષ્ઠા કરવી? તે મને કહો' મુનિઓ બોલ્યા, 'હાલ પુંડ્રવર્ધન દેશમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ સમોસર્યા છે, માટે તેમની પાસે જઇને તે વાત પૂછો, એટલે તત્કાળ સાગરદત્ત શ્રી પાર્શ્વ પ્રભુની પાસે ગયો અને નમસ્કાર કરીને તે રત્નપ્રતિમા વિષે સર્વ હકીકત પૂછી પ્રભુએ પોતાના સમોસરણને ઉદ્દેશીને સર્વ અર્હતના અતિશયો સંબંધી અને તીર્થંકરની પ્રતિમાની સ્થાપના સંબંધી સર્વ કહી બતાવ્યુ. પછી શ્રી જિનોક્ત વિધિવડે તે તીર્થંકરની પ્રતિમાની તેણે પ્રતિષ્ઠા કરાવી. અન્યદા તે સાગરદત્તે પાર્શ્વ પ્રભુની પાસેજ દીક્ષા લીધી પછી સુર અસુરોએ સેવાતા અને સર્વ અતિશયવડે સંપૂર્ણ એવા પ્રભુએ પરિવાર સાથે ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો

નાગપુરીમાં નાગેંદ્રની જેમ **નાગપુરી** નામની નગરીમા યશસ્વીઓમાં અગ્રેસર **સૂરતેજ** નામે રાજા હતો. તે નગરીમાં **ધનપતિ** નામે એક ધનાઢ્ય શ્રેષ્ઠી રહેતો હતો, તે રાજાને ઘણો પ્રિય હતો. તેને ઘેર **સુંદરી** નામે એક શીળવડે સુંદર સ્ત્રી હતી પિતામહના નામ પ્રમાણે નામવાળો **બંધુદત્ત** નામે તેને એક વિનીત અને ગુણવાન્ પુત્ર હતો. તે અનુક્રમે યૌવન વયને પામ્યો

---

૧ ધર્માચાર્યો—અનેક મતના આગેવાનો

તે સમયે વત્સ નામના વિજયમાં **કૌશાંબી** નગરીને વિષે શત્રુઓનું માનભંગ કરનાર **માનભંગ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરીમાં જિન ધર્મમાં તત્પર **જિનદત્ત** નામે એક ધનાઢ્ય શ્રેષ્ઠી વસતો હતો. તેને **વસુમતી** નામે સ્ત્રી હતી. તેઓને **પ્રિયદર્શના** નામે એક પુત્રી થઈ હતી. **અંગદ** નામના વિદ્યાધરની પુત્રી **મૃગાંકલેખા** નામે તેની સખી હતી, તે જૈનધર્મમાં લીન હતી. તે બંને સખીઓ દેવપૂજા, ગુરૂની ઉપાસના અને ધર્માખ્યાન વિગેરે કૃત્યોવડેજ દિવસો નિર્ગમન કરતી હતી. એક વખતે કોઇ સાધુ ગોચરીએ જતા હતા, તેમણે પ્રિયદર્શનાને ઉદ્દેશીને બીજા સાધુને કહ્યું કે 'આ મહાત્મા સ્ત્રી પુત્રને જન્મ આપીને દીક્ષા લેશે.' તે સાંભળી મૃગાંકલેખા હર્ષ પામી, પણ તે વાર્તા તેણે કોઇને કહી નહીં.

અન્યદા ધનપતિ શ્રેષ્ઠીએ પોતાના પુત્રને માટે નાગપુરીનાજ રહેનારા વસુનંદ નામના શ્રેષ્ઠીની **ચંદ્રલેખા** નામની કન્યાની માગણી કરી. તેણે પોતાની પુત્રી તે શ્રેષ્ઠિપુત્રને આપી. પછી શુભ દિવસે મોટા ઉત્સવથી બંધુદત્ત અને ચંદ્રલેખાનો વિવાહ થયો. બીજે દિવસે હજુ જેનો હાથ મંગળકંકણથી અંકિત છે એવી તે ચંદ્રલેખાને રાત્રિએ સર્પે આવીને કરડી, જેથી તત્કાળ તે મૃત્યુ પામી આ પ્રમાણે "કર્મનાં પરિણામથી અભાગી પુરૂષને વિવાહ કર્યા પછી બીજે દિવસે પરણેલી સ્ત્રી મરી જાય છે." આ બનાવ બનવાથી 'બંધુદત્તનો હસ્તજ વિષમય છે' એવો તેને માથે અપવાદ આવ્યો, તેથી ત્યારપછી તેણે ઘણી કન્યાઓની માગણી કરી અને ઘણું દ્રવ્ય આપવા માંડયું છતાં તેને બીજી સ્ત્રી પ્રાપ્ત થઈ નહીં. એ પ્રમાણે સ્ત્રી રહિત હોવાથી 'સ્ત્રી રહિત મારે આ સંપત્તિ શા કામની છે' એમ ચિંતા કરતો બંધુદત્ત કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે ક્ષય પામવા લાગ્યો. તેને દુર્બળ થતો જોઇને દુઃખી થયેલા ધનપતિ શેઠે વિચાર્યું કે 'મારો પુત્ર આ ચિંતામાં મરી જશે, માટે તેને દુઃખનું વિસ્મરણ થવા માટે કોઈ વ્યાપારમાં જોડી દઉં.' આવો નિર્ણય કરીને ધનપતિ શ્રેષ્ઠીએ બંધુદત્તને બોલાવ્યો અને આજ્ઞા કરી કે 'હે વત્સ! તું વ્યાપાર કરવાને માટે સિંહલદ્વીપે અથવા અન્ય દ્વીપે જા.' પિતાની આજ્ઞાથી બંધુદત્ત ઘણાં કરીયાણાં લઈ વહાણ પર ચઢી સમુદ્ર ઉલ્લંઘીને સિંહલદ્વીપે આવ્યો. કીનારે ઉતરી સિંહલપતિ પાસે જઈ ઉત્તમ ભેટ ધરીને તેને રાજી કર્યો. એટલે **સિંહલ** રાજાએ તેનું દાણ માફ કર્યું અને પ્રસન્ન થઇને તેને વિદાય કર્યો. ત્યાં સર્વ કરીયાણાં વેચી મનનો ધાર્યો લાભ મેળવી બીજાં કરીયાણાં ખરીદીને તે પોતાના નગર તરફ પાછો ચાલ્યો. સમુદ્રમાર્ગે ચાલતાં અનુક્રમે તે પોતાના દેશની નજીક આવ્યો. તેવામાં પ્રતિકૂળ પવનથી ડોલતું તેનું વહાણ ભાંગી ગયું, પરંતુ કાંઈક અનુકૂળ દૈવથી તેના હાથમાં એક કાષ્ટનું પાટીયું આવ્યું, તેથી તેનાવડે તરતો બંધુદત્ત સમુદ્રતટના આભૂષણરૂપ રત્નદ્વીપે આવ્યો. ત્યાં એક વાપિકામાં ઉતરી સ્નાન કરીને તે પાકેલાં આમ્રફળવાળા વનમાં ગયો. ત્યાં ક્ષુધારૂપ રોગના ઔષધરૂપ સ્વાદિષ્ટ આમ્રફળનું તેણે ભક્ષણ કર્યું.

એવી રીતે માર્ગમાં વનફળનો આહાર કરતો બંધુદત્ત અનુક્રમે રત્ન પર્વત પાસે આવ્યો. પછી પર્વત ઉપર ચઢ્યો, ત્યાં એક રત્નમય ચૈત્ય તેના જોવામાં આવ્યું. એટલે તેણે

તે ચૈત્યમાં પ્રવેશ કર્યો, ત્યાં રહેલી અરિષ્ટનેમિની પ્રતિમાને વંદના કરી અને ત્યાં કેટલાક મહામુનિઓ હતા તેમને પણ વંદના કરી. સર્વમાં જ્યેષ્ઠ મુનિએ તેને પૂછ્યું એટલે બંધુદત્તે સ્ત્રીનું મરણ અને વહાણનો ભંગ ઇત્યાદિ પોતાનો સર્વ વૃત્તાંત મૂળથી માંડીને કહી સંભળાવ્યો. પછી મુનિએ તેને પ્રતિબોધ પમાડ્યો, એટલે પોતાનું અહી આવવું સફળ થયુ, એમ અનુમોદન કરતા બંધુદત્તે જૈન ધર્મનો સ્વીકાર કર્યો. તે વખતે ત્યાં રહેલા **ચિત્રાંગદ** વિદ્યાધરે તેને કહ્યુ કે 'જૈન ધર્મના સ્વીકારથી હવે તમે મારા સાધર્મિક થયા તે સારૂ થયુ. હવે કહો તો હું તમને આકાશગામિની વિદ્યા આપું, કહો તો તમને ઈષ્ટ સ્થાને પહોંચાડું, અથવા કહો તો કોઈ કન્યા પરણાવું. બંધુદત્તે કહ્યુ કે 'જે તમારી પાસે વિદ્યા છે તે મારીજ છે અને જ્યાં આવા ગુરૂનાં દર્શન થાય છે તે સ્થાનજ મારે ઇષ્ટ છે.' આ પ્રમાણે કહીને તે મૌન ધરી રહ્યો, એટલે વિદ્યાધરે વિચાર્યું કે 'જરૂર આ બંધુદત્ત કન્યાને ઇચ્છે છે, કેમકે તે વાતનો તેણે નિષેધ કર્યો નહીં, પરંતુ જે કન્યા આને પરણીને તરતમાં મૃત્યુ પામે તેમ ન હોય તે કન્યાને આ મહાત્મા સાથે પરણાવું' આવો નિશ્ચય કરીને તે બંધુદત્તને પોતાને સ્થાનકે લઈ ગયો અને ઉચિત સ્નાન ભોજનાદિકવડે તેની ભક્તિ કરી. પછી ચિત્રાંગદે પોતાના સર્વ ખેચરોને પૂછ્યું કે 'આ ભારતવર્ષમાં તમે કોઈ એવી કન્યા દીઠી છે કે જે આ પુરૂષને યોગ્ય હોય?' તે સાંભળી તેના ભાઈ અંગદ વિદ્યાધરની પુત્રી મૃગાંકલેખા બોલી કે "હે પિતાજી! શું તમે મારી સખી પ્રિયદર્શનાને નથી જાણતા? તે મારી સખી કૌશાંબીપુરીમાં રહે છે, સ્ત્રીરત્ન જેવી રૂપવંત છે અને જિનદત્ત શેઠની પુત્રી છે. હું પૂર્વે એકવાર તેની પાસે ગઈ હતી, તે વખતે કોઈ મુનિએ તેને ઉદ્દેશીને કહ્યુ હતુ કે 'આ પ્રિયદર્શના પુત્રને જન્મ આપીને દીક્ષા લેશે' આ વાક્ય મારા સાંભળવામા આવ્યુ હતું" આ પ્રમાણે હકીકત સાંભળીને ચિત્રાંગદે બંધુદત્તને યોગ્ય પ્રિયદર્શના તેને અપાવવાને માટે **અમિતગતિ** વિગેરે ખેચરોને આજ્ઞા કરી એટલે તે ખેચરો બંધુદત્તને લઇને કૌશાંબી નગરીએ ગયા. ત્યાં નગરની બહાર પાર્શ્વનાથના ચૈત્યથી વિભૂષિત એવા ઉદ્યાનમાં નિવાસ કર્યો, પછી બંધુદત્તે ખેચરોની સાથે તે ચૈત્યમાં પ્રવેશ કર્યો. ત્યાં પાર્શ્વનાથ પ્રભુને અને મુનિઓને તેણે વંદના કરી. પછી તેમની પાસેથી ધર્મદેશના સાંભળી. એવામાં ત્યાં સાધર્મિપ્રિય એવો જિનદત્ત શ્રેષ્ઠી આવ્યો. તે સર્વ ખેચર સહિત બંધુદત્તને પ્રાર્થના કરીને પોતાને ઘેર લઇ ગયો પછી જિનદત્ત શેઠે બધુદત્ત અને ખેચરોનો ગૌરવતાથી સ્નાન, આસનાદિવડે સત્કાર કરીને તેમના આગમનનું કારણ પૂછ્યું એટલે "આ કામનુજ પ્રયોજન છે, પણ જે કામના અંગનુ પ્રયોજન છે તે અનૃત (અસત્ય) કહેવુ પડે તેમ છે" એવો વિચાર કરીને તે ખેચરો આ પ્રમાણે બોલ્યા—"અમે તીર્થયાત્રાની ધારણા કરી રત્ન પર્વતથી નીકળ્યા છીએ, પ્રથમ અમે ઉજ્જયંત ગિરિ ગયા, ત્યાં નેમિનાથને વંદના કરી. ત્યાં આ બંધુદત્ત શ્રેષ્ઠીએ અમને સાધર્મિક જાણીને પોતાના બંધુની જેમ ભોજનાદિકવડે અમારી ભક્તિ કરી. આ બંધુદત્ત ધાર્મિક, ઉદાર તેમજ વૈરાગ્યવાન્ છે, એથી અમારે તેમની સાથે અધિક પ્રીતિ થઈ છે. અહીં પાર્શ્વ પ્રભુને વાંદવાને માટે

અમે ઉજ્જયંત (ગિરિનાર) ગિરિથી આવ્યા છીએ, આ બંધુદત્ત પણ અમારા સ્નેહથી નિયંત્રિત થઇને અમારી સાથે આવેલ છે.” ખેચરોનાં આવાં વચન સાંભળી અને બંધુદત્તને નજરે જોઇ જિનદત્ત શેઠે ચિંતવ્યું કે ‘આ વર મારી પુત્રીને યોગ્ય છે.’ પછી જિનદત્તે ખેચરોને આગ્રહથી રોક્યા અને બંધુદત્તને કહ્યું કે ‘મારી પુત્રીને પરણો.’ બંધુદત્તે પરણવાની અનિચ્છાનો ડોળ કરીને તે વાત સ્વીકારી. તે સમાચાર અમિતગતિએ ચિત્રાંગદને પહોચાડ્યા, એટલે ચિત્રાંગદ જાન લઇને ત્યાં આવ્યો. પછી જિનદત્તે બંધુદત્તની સાથે પોતાની પુત્રી પરણાવી. ચિત્રાંગદ બંધુદત્તને શિક્ષા આપીને પોતાને સ્થાનકે ગયો.

બંધુદત્ત પ્રિયદર્શના સાથે ક્રીડા કરતો ત્યાંજ રહ્યો. તેણે ત્યાં શ્રી પાર્શ્વનાથની રથયાત્રા કરાવી. એવી રીતે ધર્મમાં તત્પર થઇ તેણે ત્યાં ચાર વર્ષ નિર્ગમન કર્યાં. કેટલોક કાળ ગયા પછી પ્રિયદર્શનાએ ગર્ભ ધારણ કર્યો. તે વખતે તેણીએ સ્વપ્નમાં મુખકમળને વિષે પ્રવેશ કરતા એક હાથીને જોયો. બીજે દિવસે બંધુદત્તે પોતાના સ્થાન તરફ જવાનો મનોરથ પોતાની પત્નીને જણાવ્યો. તેણીએ પોતાના પિતા જિનદત્તને જણાવ્યુ, એટલે શેઠે ઘણી સંપત્તિ આપીને બંધુદત્તને પ્રિયા સહિત વિદાય કર્યો. બંધુદત્તે ‘હું નાગપુરીએ જઇશ’ એવી આઘોષણા કરાવી, તેથી ઘણા લોકો તેની સાથે ચાલ્યા, તેઓને બંધુવત્ ગણીને તેણે આગળ કર્યા. સન્માર્ગના મહા પાંથ તુલ્ય બંધુદત્ત હળવે હળવે ચાલતો અનુક્રમે અનર્થના એક ગૃહરૂપ **પદ્મ** નામની અટવીમાં આવ્યો. સાર્થની રક્ષા કરતા તેણે ત્રણ દિવસે તે અટવીનુ ઉલ્લંઘન કરી એક સરોવરના તીર ઉપર આવી પડાવ કરાવ્યો. ત્યાં સાર્થ રાત્રિવાસો રહ્યો. તે રાત્રિના છેલ્લા પહોરે **ચંડસેન** નામના એક પલ્લીપતિની ધાડ પડી. પલ્લીપતિના સુભટોએ સાર્થનું સર્વસ્વ લુટી લઇ પ્રિયદર્શનાને પણ હરી લઇને પોતાના સ્વામી ચંડસેનને સોંપી. દીન મુખવાળી પ્રિયદર્શનાને જોઇને તે ચંડસેનને પણ દયા આવી, તેથી તેણે ચિંતવ્યુ કે ‘શું આ દીન સ્ત્રીને પાછી તેને ઠેકાણે પહોંચાડું!’ એવી ચિંતા કરતા તેણે **ચૂતલતા** નામની પ્રિયદર્શનાની દાસીને પૂછ્યું કે ‘આ સ્ત્રી કોની પ્રિયા છે? અને કોની પુત્રી છે? તે સર્વ વૃત્તાંત જણાવ.’ દાસી બોલી કે ‘કૌશાંબીના રહેનારા જિનદત્ત શેઠની આ પુત્રી છે અને તેનું નામ પ્રિયદર્શના છે.’ આટલુ સાંભળતાંજ ચંડસેનને મૂર્છા આવી. થોડીવારે સંજ્ઞા મેળવીને તેણે પ્રિયદર્શનાને કહ્યુ કે “હે બાળા! તારા પિતાએ મને પૂર્વે જીવાડ્યો છે, માટે તું ભય પામીશ નહીં. તે મારો વૃત્તાંત મૂળથી સાંભળ. હું ચોરના રાજા તરીકે પ્રસિદ્ધ છુ. એક વખતે હું ચોરી કરવાને માટે નીકળ્યો. પ્રદોષકાળે **વત્સ** દેશના **ગિરિ** નામના ગ્રામમાં ગયો. ત્યાં ચોર લોકોથી વીંટાઇને હું મદ્યપાન કરવા બેઠો, તેવામાં રક્ષકોએ આવીને મને પકડ્યો, અને ત્યાંના રાજા **માનભંગ** પાસે રજુ કર્યો. તેણે મને મારી નાખવાનો આદેશ કર્યો. પછી મને મારવાને લઈ જતા હતા, તેવામાં તારા પિતા પૌષધ કરી પારણાને માટે ઘેર જતા હતા તે ત્યાંથી નીકળ્યા. મારી હકીકત સાંભળીને તે કૃપાળુ શેઠે મને છોડાવ્યો. પછી કેટલાંક વસ્ત્રો અને ધન આપીને તેમણે મને વિદાય

કર્યો, તેથી તું મારા ઉપકારીની પુત્રી છે, માટે મને આજ્ઞા કર કે હું તારૂ શુ કામ કરૂ?" પ્રિયદર્શના બોલી 'હે ભ્રાતા ! તમારી ધાડ પડવાથી વિયુક્ત થયેલા મારા પતિ બંધુદત્તની સાથે મને મેળવો.' 'હુ એ પ્રમાણે કરીશ' એમ કહી પલ્લીપતિ પ્રિયદર્શનાને પોતાને ઘેર લાવ્યો અને પોતાની દેવતા હોય તેમ તેને અતિ ભક્તિથી જોવા લાગ્યો. પછી અભયદાનવડે પ્રિયદર્શનાને આશ્વાસન આપીને ચંડસેન પોતે બંધુદત્તને શોધવા નીકળ્યો.

અહીં બંધુદત્ત પ્રિયાનો વિયોગ થવાથી હિંતાલવનના મધ્યમાં આવી સ્વસ્થ થઇને આ પ્રમાણે ચિંતવવા લાગ્યો કે 'મારા વિયોગથી મારી વિશાળલોચના પ્રિયા એક દિવસ પણ જીવી શકે તેમ નથી, તેથી જરૂર તે મૃત્યુ પામી હશે. તો હવે હું શી પ્રત્યાશાથી જીવું? માટે મારે મરણનુજ શરણ છે, કેમકે તેથી મને કાંઈ વિશેષ હાનિ નથી.' આ પ્રમાણે વિચારીને સપ્તચ્છદના મોટા વૃક્ષ ઉપર ચઢી ફાંસો ખાઇને મૃત્યુ પામવા માટે તે તૈયાર થયો. સપ્તચ્છદ વૃક્ષની પાસે આવતાં તેણે એક મોટું સરોવર જોયુ. તેમાં પ્રિયાના વિરહથી દુઃખિત એવો એક રાજહંસ તેના જોવામાં આવ્યો. પોતાની પેઠે તેને દુઃખી અને દીન જોઇને તે વધારે દુઃખી થયો, કેમકે "દુઃખી જનની માનસિક પીડા દુઃખી જનજ જાણે છે." બંધુદત્ત ત્યાં થોડીવાર ઉભો રહ્યો, તેવામાં કમળની છાયામાં બેઠેલી રાજહંસીની સાથે તે રાજહંસનો મેળાપ થયો. તેને એ પ્રમાણે પ્રિયાનો મેળાપ થયેલો જોઈ બંધુદત્તે વિચાર્યું કે "જીવતા નરને ફરીવાર પણ પ્રિયાનો સગમ થાય છે' માટે હમણાં તો હું મારી નગરીએ જાઉ, પણ આવી નિર્ધન સ્થિતિએ ત્યાં શી રીતે જવાય? તેમ પ્રિયા વિના કૌશાંબીપુરીએ જવુ તે પણ યોગ્ય નથી, તેથી હમણાં તો વિશાળાપુરીએ જઉ, ત્યાં મારા માતુલ પાસેથી દ્રવ્ય લઇ, તે ચોર સેનાપતિને આપીને મારી પ્રિયાને છોડાવું પછી પ્રિયા સાથે નાગપુરી જઈ મારા ઘરમાંથી દ્રવ્ય લઇને માતુલને પાછું આપી દઇશ. સર્વ ઉપાયમાં આ ઉપાયજ મુખ્ય છે." આવો વિચાર કરીને તે બંધુદત્ત પૂર્વ દિશા તરફ ચાલ્યો. બીજે દિવસે અતિ દુઃખિતપણે **ગિરિસ્થળ** નામના સ્થાનમાં આવ્યો. ત્યાં માર્ગની નજીકમા વૃક્ષોથી ઢંકાયેલા એક યક્ષના મંદિરમાં તેણે વિશ્રામ કર્યો. તેવામાં શ્રમથી પીડિત એક વટેમાર્ગુ ત્યા આવ્યો તેને બંધુદત્તે પૂછ્યું કે 'તમે ક્યાંથી આવો છો?' તેણે કહ્યું કે 'હું વિશાળા નગરીથી આવું છુ' બંધુદત્તે પૂછ્યું કે 'ત્યાં ધનદત્ત સાર્થવાહ કુશળ છે?' એટલે તે મુસાફરે દીન વદને કહ્યુ કે "ધનદત્ત વ્યાપાર કરવાને બહાર ગામ ગયો હતો, તેવામાં એક દિવસ તેના મોટા પુત્રે ઘેર પત્ની સાથે ક્રીડા કરતા સતા ત્યાંથી ચાલ્યા જતા રાજાની અવગણના કરી. તે અપરાધથી ક્રોધ પામેલા રાજાએ તેનુ સર્વસ્વ લુટી લીધું અને તેના પુત્ર, કલત્ર વિગેરે સર્વ કુટુંબને કેદ કર્યું ધનદત્ત ઘેર આવ્યો ત્યારે રાજાને અરજ કરતાં અને પોતાની પાસેનું દ્રવ્ય દંડમાં આપતાં બાકી રહેલા કોટી દ્રવ્યને માટે તે પોતાની બ્હેનના પુત્ર બંધુદત્તને શોધવાને નીકળ્યો છે. રાજાએ તે શરતે તેને છોડચો છે." આ પ્રમાણેની હકીકત સાંભળીને બંધુદત્તે ચિંતવ્યુ કે 'અહો! દૈવે આ શુ કર્યું! જેને માટે મને પૂર્ણ આશા હતી, તેને પણ દૈવે વ્યસનસમુદ્રમાં પાડી

દીધો છે, પણ હવે જે થયુ તે ખરૂ, હવે તો અહીં રહીનેજ મારા માતુલની રાહ જોઉં, અને તેને મળી નાગપુરીએ જઈ તેનો અર્થ સત્વર સાધી આપું.' આવો વિચાર કરીને તે ત્યાંજ રહ્યો.

પાંચમે દિવસે કેટલાકની સહાય લઇને સાર્થ સાથે ખેદયુક્ત મનવાળો માતુલ ધનદત્ત ત્યાં આવ્યો અને તેજ વનમાં યક્ષમંદિરની પાસે રહેલા એક તમાલ વૃક્ષ નીચે બેઠો. દૂરથી બરાબર ઓળખાયા નહીં એટલે બંધુદત્તે તેને ઓળખવાને માટે તેની નજીક જઇને પૂછ્યું કે-'તમે કોણ છો? અહીં ક્યાંથી આવો છો? અને ક્યાં જવાના છો? તે કહો.' ધનદત્ત બોલ્યો-'હે સુંદર! હું વિશાળાપુરીથી આવું છુ અને અહીથી મહાપુરી નાગપુરીએ જવાનું છે.' બંધુદત્ત બોલ્યો કે-'મારે પણ ત્યાંજ આવવાનું છે, પણ ત્યાં તમારૂ સંબંધી કોણ છે? તે કહો.' તે બોલ્યો કે 'ત્યાં બંધુદત્ત નામે મારો એક ભાણેજ છે.' બંધુદત્તે કહ્યુ, 'હા, તે મારો પણ મિત્ર છે.' પછી બંધુદત્તે પોતાના માતુલને ઓળખ્યા, પણ પોતાની ઓળખાણ પાડ્યા વિના તે તેની સાથે મળી ગયો. પછી તે બંનેએ સાથે ભોજન કર્યું. બીજે દિવસ પ્રાત કાળે બંધુદત્ત શૌચ કરવાને નદીતીરે ગયો, ત્યાં એક કદંબના ગહ્વરમાં રત્નની છાયાવાળી પૃથ્વી દીઠી, એટલે તેણે તીક્ષ્ણ શૃંગવડે તે પૃથ્વી ખોદી, તેમાંથી રત્ન આભૂષણોથી ભરપૂર એક તાંબાનો કરંડીઓ નીકળ્યો. તે કરંડીઆને છાની રીતે લઇને બંધુદત્ત ધનદત્તની પાસે આવ્યો, અને તે કરંડીઓ મળવાની બધી હકીકત કહી બતાવી. પછી નમ્રતાથી કહ્યુ કે 'હે મારા મિત્રના માતુલ! મેં એક કાંપડી પાસેથી તમારી બધી હકીકત જાણી છે, માટે તમારા પુણ્યથી પ્રાપ્ત થયેલા આ કરંડીઓ તમેજ ગ્રહણ કરો. આપણે બંને અહીથી વિશાળા નગરીએ જઈ રાજાને ધન આપી કારાગૃહમાંથી આપણાં માણસોને છોડાવીએ. પછી આપણે નાગપુરી જઇશુ.' આ પ્રમાણે કહી આગળ કરંડીઓ ધરીને બંધુદત્ત મૌન રહ્યો, એટલે ધનદત્ત બોલ્યો કે 'મારે અત્યારે તરત મારાં મનુષ્યોને છોડાવવાની કાંઈ જરૂર નથી, હમણાં તો તમારા મિત્ર બંધુદત્તને મળવુ છે. પછી તે જેમ કહેશે તેમ કરીશું.' પછી બંધુદત્ત પોતાની મેળે પ્રગટ થયો, અર્થાત્ પોતેજ બધુદત્ત છે એમ કહ્યુ. એટલે તેને ઓળખીને ધનદત્ત બોલ્યો કે-'અરે! તું આવી દશાને કેમ પ્રાપ્ત થયો?' પછી બંધુદત્તે પોતાનો સર્વ વૃત્તાંત જણાવ્યો. તે સાંભળીને ધનદત્તે કહ્યું કે 'હે વત્સ! પ્રથમ આપણે ભિલ્લ લોકો પાસેથી પ્રિયદર્શનાને છોડાવીએ. પછી બીજુ કામ કરશું.'

આ પ્રમાણે તેઓ વાત કરે છે તેવામાં અકસ્માત્ રાજાના સુભટો હથિયાર ઉગામતા ત્યાં આવ્યા. તેઓએ જેઓ ત્યાં રહેલા હતા તે સર્વને તસ્કર જાણીને પકડ્યા. ધનદત્ત અને બંધુદત્ત પેલો કરંડીઓ કોઈ ગુપ્ત સ્થાને મૂકી દેતા હતા, તેવામાંજ રાજપુરૂષોએ તેમને પકડ્યા, અને 'આ શું છે?' એમ પૂછ્યું, એટલે તેમણે કહ્યું કે 'તમારા ભયથી અમે આ અમારૂં દ્રવ્ય ગોપવતા હતા.' પછી રાજસુભટો તે કરંડીઆ સહિત તેમને તથા બીજા મુસાફરોને પણ રાજભય બતાવતા સતા ન્યાયકારક રાજમંત્રીની પાસે

લઈ ગયા. ન્યાયમંત્રીએ પરીક્ષા કરીને બીજા મુસાફરોને નિર્દોષ જાણી છોડી મૂક્યા પછી આ મામા ભાણેજને આદરથી પૂછ્યું કે 'તમે કોણ છો? ક્યાંથી આવો છો? અને આ શું છે?' તેઓ બોલ્યા કે—'અમે વિશાળા નગરીથી આવીએ છીએ આ દ્રવ્ય અમારૂં પ્રથમનું ઉપાર્જન કરેલુ છે, તે લઇને હવે અમે લાટ દેશ તરફ જઇએ છીએ.' મંત્રીએ કહ્યુ કે 'જો આ દ્રવ્ય તમારૂં હોય તો આ કરંડીઆમાં શું શું ચીજ છે તે બધું એંધાણી સાથે જલદી કહી બતાવો.' પછી બંને અજ્ઞાત હોવાથી ક્ષોભ પામીને બોલ્યા કે 'હે મંત્રીરાજ! આ કરંડીઓ અમે હરણ કરેલો છે, માટે તમે પોતેજ ઉઘાડીને જુવો.' પછી મંત્રીએ તે કરંડીઓ ઉઘાડીને જોયો, તો તેમાં રાજનામાંકિત આભૂષણો જોવામાં આવ્યાં. ઘણા વખત અગાઉ ચોરાયેલાં તે આભૂષણોને સંભારીને મંત્રીએ વિચાર્યું કે 'પ્રથમ ચોરાયેલું દ્રવ્ય લઇને આ બંનેએ પૃથ્વીમાં નિધિરૂપે કરેલુ હશે, માટે આ બંનેને કબજે કરવાથી બીજા ચોર લોકો પણ પકડાઈ આવશે.' એવુ ધારી મંત્રીએ બધા સાર્થને પોતાના પુરૂષોની પાસે પાછો પકડી મંગાવ્યો. પછી તેણે યમદૂત જેવા રક્ષકોની પાસે તે મામા ભાણેજને ઘણું તાડન કરાવ્યુ. જ્યારે ગાઢ માર પડવા લાગ્યો ત્યારે તેઓ વિધુર થઇને બોલ્યા કે 'અમે આ સાર્થની સાથે ગયે દિવસેજ આવ્યા છીએ. જો એમ ન હોય તો પછી તમારે વિચારીને અમોને મારી નાખવા.' પછી તે સ્થાનના પુરૂષે બંધુદત્તને ઉદ્દેશીને કહ્યુ 'આ પુરૂષ તો આ સાર્થમાં પાંચમે દિવસે મારા જોવામાં આવ્યો હતો.' પછી મંત્રીએ સાર્થપતિને પૂછ્યું કે 'તમે આ પુરૂષને જાણો છો?' એટલે સાર્થપતિ બોલ્યો કે 'આવા તો ઘણા માણસો સાર્થમાં આવે છે ને જાય છે તેને કોણ ઓળખી શકે?' આ પ્રમાણે સાંભળીને મંત્રી બહુ કોપાયમાન થયો, તેથી તેણે તે મામા ભાણેજને નરકાવાસ જેવા કારાગૃહમાં કેદ કર્યા.

અહી ચંડસેન ઘણીવાર સુધી બંધુદત્તને શોધવા માટે પદ્માટવીમાં ભમ્યો, પણ તેને બંધુદત્ત મળ્યો નહી એટલે તે વિલખો થઈ પાછો ઘેર ગયો. પછી તેણે પ્રિયદર્શનાની પાસે એવી પ્રતિજ્ઞા કરી કે 'જો હું છ માસની અંદર તારા પતિને ન શોધી લાવુ તો પછી મારે અગ્નિમાં પ્રવેશ કરવો.' આવી પ્રતિજ્ઞા લઇને ચંડસેને કૌશાંબીમાં અને નાગપુરીમાં બંધુદત્તને શોધવાને માટે ગુપ્ત પુરૂષો મોકલ્યા, તેઓ પણ કેટલેક દિવસે પાછા આવ્યા, અને તેમણે ચંડસેનને કહ્યુ કે 'અમે ઘણું ભમ્યા તોપણ બંધુદત્ત અમારા જોવામાં આવ્યો નહી.' ચંડસેને ચિંતવ્યુ કે 'પ્રિયાના વિરહથી પીડિત એવો બંધુદત્ત ભૃગુપાત (ભૈરવજવ) કે અગ્નિપ્રવેશ વિગેરેથી જરૂર મૃત્યુ પામ્યો હશે. મારી પ્રતિજ્ઞાને પણ ચાર માસ વીતી ગયા છે, માટે હવે હમણાંજ અગ્નિમાં પ્રવેશ કરૂં, કેમકે બંધુદત્ત મળવો દુર્લભ છે. અથવા તો જ્યાંસુધી પ્રિયદર્શનાને કાંઈ પ્રસવ થાય ત્યાંસુધી રાહ જોઉં અને તેના પ્રસૂત પુત્રને કૌશાંબીમાં પહોચાડીને પછી અગ્નિમાં પ્રવેશ કરૂં.'

આ પ્રમાણે ચંડસેન ચિંતવતો હતો તેવામાં દ્વારપાળે આવીને વધામણી આપી કે 'પ્રિયદર્શનાને પુત્ર અવતર્યો.' પલ્લીપતિએ હર્ષ પામી દ્વારપાળને પારિતોષિક આપ્યુ પછી પદ્માટવીની દેવી ચંડસેનાને કહ્યું કે 'જો આ મારી બેન પ્રિયદર્શનાનો પુત્ર સારો એક

માસ સુધી કુશળ રહેશે, તો હું તમને દશ પુરૂષનું બળિદાન આપીશ.' પછી જ્યારે પ્રિયદર્શનાને કુમાર સાથે કુશળતાથી પચીશ દિવસ વ્યતીત થયા, ત્યારે ચંડસેને પ્રત્યેક દિશામાંથી બળિદાન યોગ્ય પુરૂષોને પકડી લાવવા સેવક પુરૂષોને મોકલ્યા.

અહીં બંધુદત્તે પોતાના માતુલ સાથે કારાગૃહમાં નારકીના આયુષ્ય જેવા છ માસ નિર્ગમન કર્યા તેવામાં એક દિવસે રાજસુભટોએ રાત્રિએ મોટા સર્પને પકડે તેમ પુષ્કળ દ્રવ્યયુક્ત એક સંન્યાસીને પકડ્યો, અને તેને બાંધીને મંત્રીને અર્પણ કર્યો. 'સંન્યાસીની પાસે આટલું બધુ દ્રવ્ય ક્યાંથી હોય' એવું ધારી તેણે નિશ્ચય કર્યો કે 'જરૂર આ પણ ચોર છે.' એટલે તેને મારી નાખવાને હુકમ કર્યો. જ્યારે તેને વધ કરવા લઈ ચાલ્યા, ત્યારે તેને પશ્ચાત્તાપ થયો અને તેણે વિચાર્યું કે 'મુનિનું વચન અન્યથા થતું નથી.' આ પ્રમાણે ચિંતવીને તેણે આરક્ષકોને કહ્યુ કે—'મારા વગર કોઇએ આ શહેરમાં ચોરી કરી નથી મે ચોરી કરી કરીને પર્વત, નદી, આરામ વિગેરે ભૂમિમાં ચોરીનું ધન દાટેલું છે, માટે જેનું જેનું દ્રવ્ય હોય તે તેને તેને થાપણ મૂકી હોય તેમ પાછુ સોંપી દો અને પછી મને શિક્ષા કરો.' રક્ષકોએ આવીને તે ખબર મંત્રીને કહ્યા, એટલે મંત્રીએ તેણે બતાવેલી સર્વ ભૂમિમાંથી દ્રવ્ય મગાવ્યુ તો તેમાં પેલા રત્નના કરંડીઆ વગર બધું દ્રવ્ય મળી આવ્યુ. પછી મંત્રીએ તે સંન્યાસીને કહ્યુ, 'હે કૃતિન્! તારાં દર્શનથી અને આકૃતિથી વિરૂદ્ધ એવુ તારૂ આચરણ કેમ છે? તે નિર્ભય થઇને કહે.' સંન્યાસી બોલ્યો કે "જેઓ વિષયાસક્ત હોય અને પોતાના ઘરમાં નિર્ધન હોય તેઓને આવું કામ કરવું યોગ્ય લાગે છે, તે વિષે જો તમને આશ્ચર્ય લાગતું હોય તો મારો વિશેષ વૃત્તાંત સાંભળો."

**પુંડ્રવર્ધન** નગરમાં **સોમદેવ** નામના બ્રાહ્મણનો **નારાયણ** નામે હું પુત્ર છુ. હું 'જીવઘાતના માર્ગથી સ્વર્ગ મળે છે' એવું લોકોને કહેતો હતો. એક વખતે ચોરબુદ્ધિએ પકડેલા અને દીન વદનવાળા કેટલાક પુરૂષો મારા જોવામાં આવ્યા. તેને જોઇને 'આ મોટા ચોર છે માટે તેને મારી નાખો' એમ હું બોલ્યો. તે સાંભળીને નજીક રહેલા એક મુનિએ કહ્યું કે 'અરે! આ કેવું કષ્ટકારી અજ્ઞાન છે?' તે સાંભળીને મેં નમસ્કાર કરી તે મુનિને પૂછ્યું કે 'શું અજ્ઞાન છે?' ત્યારે મુનિ બોલ્યા કે 'બીજાને અતિ પીડાકારી વચન બોલવું અને ખોટા દોષનું આરોપણ કરવું તેજ અજ્ઞાન છે. પૂર્વ કર્મના પરિપક્વ થયેલા વિપાકથી આ મનુષ્યો તો બિચારા દુઃખમાં પડ્યા છે, તેમને ઓળખ્યા કર્યા સિવાય મોટા ચોર હોવાનો ખોટો દોષ તું કેમ આપે છે? પૂર્વ જન્મમાં કરેલાં કર્મનું અવશેષ ફળ તને થોડા વખતમાં મળશે, માટે તું બીજાની ઉપર મિથ્યા દોષનો આરોપ કર નહીં.' પછી મે તે મુનિને પૂછ્યું કે 'મારાં પૂર્વ કર્મનું અવશેષ ફળ શું છે?' એટલે અતિશય જ્ઞાનવાળા અને કરૂણાનિધિ તે મુનિ બોલ્યા કે "આ ભરતક્ષેત્રને વિષે ગર્જન નામના નગરમાં આષાઢ નામે એક બ્રાહ્મણ હતો. તેને **અચ્છુકા** નામે સ્ત્રી હતી. આ ભવથી પાંચમે ભવે **ચંદ્રદેવ** નામે તું તેનો પુત્ર હતો. તારા પિતાએ તને ઘણું ભણાવ્યો, એટલે તું વિદ્વાન્ થવાથી ત્યાંના વીર રાજાને માન્ય થઈ પડ્યો. તે સમયે ત્યાં **યોગાત્મા** નામે એક સદ્-

બુદ્ધિવાન્ નિષ્પાપ સંન્યાસી રહેતો હતો. ત્યાંના **વિનીત** નામના એક શ્રેષ્ઠીની **વીરમતી** નામે એક બાળવિધવા પુત્રી હતી. તે એક **સિંહલ** નામના માળીની સાથે નાસી ગઈ. પેલા યોગાત્મા સંન્યાસીની તે વીરમતી પૂજા કરતી હતી. દૈવયોગે નિઃસંગપણાને લીધે કોઇને કહ્યા વગર તેજ દિવસે તે સન્યાસી પણ ત્યાંથી કોઈ ઠેકાણે ચાલ્યો ગયો પ્રથમ તો 'વીરમતી નાસી ગઈ' એમ બધા લોકો કહેવા લાગ્યા, પણ યોગાત્માના જવાની ખબર પડવાથી તે વિચાર્યું કે—જરૂર વીરમતી યોગાત્માની સાથે નાસી ગઈ હશે. એ વાર્તા રાજદ્વારમાં પણ થઈ કે વીરમતી નાસી ગઈ છે, ત્યારે તે કહ્યુ કે 'તે તો યોગાત્માની સાથે ગઈ છે' તે સાંભળી રાજાએ કહ્યુ કે 'યોગાત્મા સંન્યાસીએ તો સ્ત્રી વિગેરેનો ત્યાગ કર્યો હતો' એટલે તે જઇને કહ્યુ કે 'વીરમતી તેની પૂજા કરતી હતી, માટે તે બંને સાથેજ ગયાં છે.' આ હકીકત વિસ્તરવાથી યોગાત્મા પાખડધારી કહેવાયો. એ સાંભળીને લોકો તેના તેવા દોષથી ધર્મ ઉપર શ્રદ્ધારહિત થયા અને બીજા સંન્યાસીઓએ યોગાત્માને પોતાના સમુદાયથી દૂર કર્યો આવાં દુર્વચનથી નિકાચિત તીવ્ર કર્મ બાંધી મૃત્યુ પામીને તું કોલ્લાક નામના સ્થાનમાં બકરો થયો. પૂર્વ કર્મના દોષથી તારી જિહ્વા કુથિત થઈ ગઈ. ત્યાંથી મૃત્યુ પામીને કોલ્લાક નામની મોટી અટવીમાં તું શિયાળ થયો ત્યાં પણ જિહ્વા સડી જવાથી મૃત્યુ પામીને તું સાકેત નગરમા રાજમાન્ય **મદનદાતા** નામની વેશ્યાને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો. જ્યારે તું યુવાન થયો, ત્યારે એક વખતે મદિરાપાન કરી મત્ત થઇને તું રાજમાતા પર આક્રોશ કરવા લાગ્યો. રાજપુત્રે તને વાર્યો, એટલે તે તેને પણ ઉચે સ્વરે આક્રોશ કર્યો. તેથી તેણે તારી જિહ્વા છેદી નાખી. પછી લજ્જા પામી અનશન લઇને તું મૃત્યુ પામ્યો. ત્યાંથી આ ભવમાં તું બ્રાહ્મણ થયેલો છે, પરંતુ અદ્યાપિ તારે પૂર્વ કર્મ ભોગવવુ થોડું બાકી છે" તે સાંભળી મને વૈરાગ્ય થયો, તેથી તત્કાળ કોઈ સારા ગુરૂની પાસે જઇને હું સંન્યાસી થયો અને ગુરૂની સેવામાં તત્પર રહ્યો. ગુરૂએ મૃત્યુ વખતે **તાલોદ્‌ઘાટિની** વિદ્યા સાથે **આકાશગામિની** વિદ્યા મને આપી અને આદરથી શિક્ષા આપી કે "ધર્મ અને શરીરના રક્ષણ વિના બીજા કોઈ કામમાં આ વિદ્યાને યોજવી નહીં, હાસ્યમાં પણ અસત્ય બોલવું નહી, જો પ્રમાદથી અસત્ય બોલાઈ જાય તો નાભિ સુધી જળમાં રહી ઉચા હાથ કરી આ બે વિદ્યાનો એક સહસ્ર ને આઠ વાર જાપ કરવો" વિષયની આસક્તિથી ગુરૂની એ શિક્ષા હુ ભૂલી ગયો. મેં અનેક વિપરીત કામો કર્યાં. પેલા ઉદ્યાનમાં દેવાલય પાસે રહ્યો સતો હું તમારી પાસે મૃષા બોલ્યો ગઈ કાલે સ્નાન કર્યા વગર દેવાર્ચન કરવાને કોઈ દેવાલયમાં આવેલ, તેણે મને તપોવ્રત ગ્રહણ કરવાનુ કારણ પૂછ્યું, એટલે મે પ્રમાદથી ઇચ્છિત પત્નીના વિરહનું ખોટું કારણ બતાવ્યુ ત્યારપછી ગુરૂના કહેવા પ્રમાણે જળમાં રહી તે વિદ્યાનો જાપ કર્યો નહીં. અર્ધ રાત્રે **સાગર** શ્રેષ્ઠીના ઘરમાં ચોરી કરવાને ગયો દૈવયોગે દ્વાર ઉઘાડાંજ હોવાથી શ્વાનની જેમ હું તેમાં પેસી ગયો અને તેનું રૂપું અને સુવર્ણ ચોરીને બહાર નીકળ્યો, એટલે દૈવયોગે રાજપુરૂષોએ મને પકડી લીધો. તે વખતે મે આકાશગામિની વિદ્યાને ઘણી સંભારી, પણ તેની સ્ફુરણા

થઈ નહીં." આ પ્રમાણે બધી વાત સાંભળ્યા પછી મંત્રીએ પૂછ્યું કે–'તને બધી વસ્તુઓ મળી, પણ રત્નનો કરંડીઓ કેમ ન મળ્યો? શું તેનું સ્થાનક ભૂલી ગયો છે?' તેણે કહ્યું, 'જ્યાં મેં તે કરંડીઓ દાટચો હતો, ત્યાંથી દૈવયોગે તેને જાણવાથી કોઇએ હરી લીધો જણાય છે.'

આ પ્રમાણે સાંભળીને મંત્રીએ તે સંન્યાસીને છોડી મૂક્યો. પછી પેલા મામા ભાણેજને યાદ કર્યા, અને ચિંતવ્યું કે 'જરૂર તેઓએ અજાણતાં આ રત્નનો કરંડીઓ લીધો હશે, પણ ભયથી તેઓ બરાબર જવાબ દઈ શક્યા નહીં હોય, માટે હવે અભય આપીને તેમને ફરીવાર પૂછવું.' પછી મંત્રીએ તેમને બોલાવી અભય આપીને પૂછ્યું, એટલે તેઓએ જે યથાર્થ હતું તે કહી બતાવ્યું, તેથી નીતિમાન્ મંત્રીએ તેમને છોડી મૂક્યા, અને તેઓને ખમાવ્યા. પછી ત્યાંથી છુટી બે દિવસ રહીને તેઓ આગળ ચાલ્યા. તેટલે ત્રીજેજ દિવસે પેલા ચંડસેનના પુરૂષો જે બળિદાનને માટે પુરૂષોને શોધતા હતા તેઓના હાથમાં આવ્યા, તેથી તેમને પણ બીજાની સાથે બંદિવાન કરી ચંડસેના દેવીની પાસે બળિદાન માટે તેઓ લઈ આવ્યા. પછી ચંડસેન દાસી અને પુત્ર સહિત પ્રિયદર્શનાને લઇને ચંડસેના દેવીનું અર્ચન કરવા આવ્યો. તે વખતે 'આ ભયંકર દેવીને જોવાને વણિક્ સ્ત્રી સમર્થ થઈ શકશે નહી' એવું ધારી ચંડસેને પ્રિયદર્શનાનાં નેત્રને વસ્ત્રવડે ઢાંકી દીધાં. પછી ચંડસેને પોતે પુત્રને લઇને નેત્રની સંજ્ઞાએ બળિદાનના પુરૂષોને લાવવા સેવકોને કહ્યું. દૈવયોગે પ્રથમ બંધુદત્તનેજ લાવવામાં આવ્યો. પછી પુત્રને દેવીને પ્રણામ કરાવી રક્ત ચંદનનું પાત્ર હાથમાં આપી ચંડસેને પ્રિયદર્શનાને કહ્યું કે 'દેવીની પૂજા કરો.' પછી નિર્દય ચંડસેને પોતેજ મ્યાનમાંથી ખડ્ગ કાઢચું. તે વખતે પ્રિયદર્શના દીન થઇને વિચાર કરવા લાગી કે–"મને ધિક્કાર છે, કેમકે મારે માટેજ આ દેવીને આ પુરૂષનું બળિદાન અપાય છે, તો તેમાં મારીજ અપકીર્તિ છે. ત્યારે તેવી અપકીર્તિ શા-માટે લેવી? અરે હું શુ નિશાચરી થઈ!" તે વખતે શુદ્ધબુદ્ધિવાળો બંધુદત્ત મૃત્યુને નજીક આવેલુ જાણી નવકારમંત્રનું પરાવર્તન કરવા લાગ્યો. નવકારમંત્રનો ધ્વનિ સાંભળીને પ્રિયદર્શનાએ તત્કાળ પોતાનાં નેત્ર ઉઘાડ્યાં, ત્યાં તો પોતાના પતિનેજ પોતાની આગળ જોયો. તેથી તેણે ચંડસેનને કહ્યું કે 'હે ભ્રાતા! તમે હવે સત્યપ્રતિજ્ઞ થયા છો, કેમકે આ તમારા બનેવી બંધુદત્તજ છે.' પછી ચંડસેન બંધુદત્તના ચરણમાં પડીને બોલ્યો કે 'આ મારો અજ્ઞાનપણે થયેલો અપરાધ ક્ષમા કરો, અને તમે મારા સ્વામી છો, માટે હવે મને આજ્ઞા આપો' પછી બંધુદત્તે હર્ષ પામી પ્રિયદર્શનાને ઉદ્દેશીને કહ્યું કે 'આ ચંડસેને તો તમારો ને મારો મેળાપ કરાવ્યો છે, માટે તેમનો શો અપરાધ છે? કાંઈ પણ અપરાધ નથી.' પછી બંધુદત્તે ચંડસેનને કહીને બીજા જે પુરૂષોને બળિદાન માટે કેદ કરી લાવ્યા હતા તેમને છોડાવ્યા, અને ચંડસેનને પૂછ્યું કે–'તમે આવું કામ શામાટે કર્યું?' એટલે ભિલ્લોના રાજા ચંડસેને પુરૂષબળિની માનતા વિગેરેનો બધો પૂર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને બંધુદત્ત બોલ્યો કે 'હે ચંડસેન! જીવઘાતવડે પૂજા કરવી

યોગ્ય નથી, માટે હવે પછી પુષ્પાદિકવડે દેવીની પૂજા કરજો. આજથીજ તમે હિંસા, પરધન અને પરસ્ત્રીનો ત્યાગ કરો, મૃષાવાદ છોડી દો અને સંતોષનું પાત્ર થાઓ.' ચંડસેને તેમ કરવાને કબુલ કર્યું. તે વખતે દેવી પ્રગટ થઇને બોલી કે 'આજથી પુષ્પાદિક પદાર્થોવડેજ મારી પૂજા કરવી.' તે સાંભળીને ઘણા ભિલ્લો ભદ્રિક ભાવી થયા

પ્રિયદર્શનાએ બાળપુત્ર બંધુદત્તને અર્પણ કર્યો. બંધુદત્તે તે પુત્ર ધનદત્તને આપ્યો અને પોતાની પત્નીને કહ્યું કે 'આ મારા મામા થાય છે.' તત્કાળ પ્રિયદર્શના મુખ આડું વસ્ત્ર કરીને પોતાના શ્વશુરરૂપ મામાજીને નમી ધનદત્તે આશિષ્ આપી અને કહ્યુ કે 'આ પુત્રનું હવે નામ પાડવું જોઇએ.' એટલે 'આ પુત્ર જીવિતદાન આપવાવડે બાંધવોને આનંદદાયક થયો છે, એવું ધારીને તેનાં માતા પિતાએ તેનુ 'બાંધવાનંદ' એવું નામ પાડ્યું. પછી કિરાતરાજા ચંડસેને માતુલ સહિત બંધુદત્તને પોતાને ઘેર લઇ જઇને ભોજન કરાવ્યુ અને તેનું લુટી લીધેલુ સર્વ ધન તેમને અર્પણ કર્યું. પછી અંજલિ જોડી ચિત્રકનું ચર્મ, ચમરી ગાયના વાળ, હાથીદાંત અને મુક્તાફળ વિગેરેની તેની પાસે ભેટ ધરી. પછી બંધુદત્તે પેલા કેદ કરેલા પુરૂષોને બંધુવત્ ગણી યોગ્ય દાન આપીને વિદાય કર્યા અને ધનદત્તને દ્રવ્યવડે કૃતાર્થ કરીને તેને ઘેર મોકલ્યો.

સમર્થ બંધુદત્ત પ્રિયદર્શના અને પુત્ર સહિત ચંડસેનને સાથે લઇને નાગપુરી આવ્યો. તેના બંધુઓ પ્રસન્ન થઇને સામા આવ્યા. રાજાએ બહુમાનથી હસ્તી પર બેસાડીને તેને નગરીમાં પ્રવેશ કરાવ્યો. પુષ્કળ દાન આપતો બંધુદત્ત પોતાને ઘેર આવ્યો, અને ભોજન કર્યા પછી બંધુઓને પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી છેવટે તેણે સર્વને જણાવ્યું કે 'આજ સુધીમાં મને જે અનુભવ મળેલો છે, તે ઉપરથી હું કહું છુ કે શ્રીજિનશાસન વિના સર્વ અસાર છે.' બંધુદત્તની આવી વાણીથી સર્વ જનો જિનશાસનમાં રક્ત થયા. પછી બંધુદત્તે ચંડસેનનો સત્કાર કરીને તેને વિદાય કર્યો અને પોતે બાર વર્ષ સુધી સુખમાં રહ્યો.

એક સમયે શરદ્ ઋતુમાં શ્રી પાર્શ્વ પ્રભુ ત્યા સમવસર્યા. બંધુદત્ત મોટી સમૃદ્ધિ સાથે પ્રિયદર્શનાને અને પુત્રને લઈ તેમને પ્રણામ કરવા ગયો. પ્રભુને વંદના કરીને તેણે ધર્મદેશના સાંભળી. પછી બંધુદત્તે પૂછ્યું કે 'હે પ્રભો! મારી છ સ્ત્રીઓ પરણતાંજ કયા કર્મથી મૃત્યુ પામી? આ પ્રિયદર્શનાનો મને કેમ વિરહ થયો? અને મારે બે વખત કેમ બંદિવાન થવુ પડ્યું? તે કૃપા કરીને કહો.'

પ્રભુ બોલ્યા કે–'પૂર્વે આ ભરતક્ષેત્રને વિષે વિંધ્યાદ્રિમા **શિખાસન** નામે તું ભિલ્લનો રાજા હતો. તું હિંસા કરનાર અને વિષયપ્રિય હતો આ પ્રિયદર્શના તે ભવમાં **શ્રીમતી** નામે તારી સ્ત્રી હતી. તેની સાથે વિલાસ કરતો તુ પર્વતના કુંજગૃહમાં રહેતો હતો. એક વખતે કેટલાએક સાધુઓનો સમૂહ માર્ગ ભૂલી જવાથી અટવીમાં આમ તેમ ભમતો હતો, તે તારા કુંજગૃહ પાસે આવ્યો. તેને જોઇને તને હૃદયમાં દયા આવી. તેં જઇને

તેમને પૂછ્યું કે 'તમે અહીં કેમ ભમો છો?' તેઓ બોલ્યા કે 'અમે માર્ગ ચુક્યા છીએ.' પછી શ્રીમતીએ તને કહ્યુ કે 'આ મુનિઓને ફળાદિકનું ભોજન કરાવીને પછી માર્ગે ચડાવી આવો, કારણ કે આ અટવી દુરૂત્તરા છે.' પછી તે કંદ ફળાદિક લાવીને તેમની પાસે મૂક્યાં. એટલે મુનિઓ બોલ્યા કે 'આ ફળ અમારે કલ્પતાં નથી, માટે જે વર્ણ, રસ અને ગંધાદિકથી રહિત હોય તે અમને આપો. જે લાંબો કાળ થયા લીધેલુ હોય તેવુ નિરસ (અચિત્ત) ફળાદિક અમારે કલ્પે છે.' તે સાંભળી તેં તેવાં ફળાદિક લાવીને તેમને પ્રતિલાભિત કર્યા. પછી સાધુઓને માર્ગ બતાવ્યો, એટલે તેઓએ તને ધર્મ સંભળાવી પંચ પરમેષ્ઠી નમસ્કારરૂપ મહા મંત્ર આપીને કહ્યું કે 'હે ભદ્ર! પખવાડીઆમાં માત્ર એક દિવસ સર્વ સાવદ્ય કર્મ છોડી એકાંતે બેસી આખો દિવસ તારે આ મંત્ર સંભારવો, પણ તે વખતે કદિ કોઈ તારો દ્રોહ કરે તોપણ તારે તેની ઉપર કોપ કરવો નહીં.' આ પ્રમાણે ધર્મનું આચરણ કરતાં તારે સ્વર્ગની લક્ષ્મી પણ દુર્લભ નથી. પછી તેમ કરવાને તે સ્વીકાર્યું. એટલે મુનિઓએ અન્યત્ર વિહાર કર્યો. એક વખતે તું એકાંતે બેસી તે મંત્રનું સ્મરણ કરતો હતો, તેવામાં ત્યાં એક કેશરીસિંહ આવ્યો. તેને જોઇને તત્કાળ શ્રીમતી ભય પામી. એટલે 'ભય પામીશ નહીં' એમ બોલતાંજ તેં ધનુષ્ય ગ્રહણ કર્યું તે વખતે શ્રીમતીએ ગુરૂએ આપેલા નિયમને સંભારી દીધો, તેથી તું નિશ્ચળ થઈ ગયો. પછી તે સિંહ તારૂ અને મહામતિ શ્રીમતીનું ભક્ષણ કરી ગયો. ત્યાંથી મરણ પામીને તમે બંને સૌધર્મ દેવલોકમાં પલ્યોપમના આયુષ્યવાળા દેવતા થયા. ત્યાંથી ચ્યવીને અપરવિદેહ ક્ષેત્રમાં **ચક્રપુરી**ના રાજા **કુરૂમૃગાંક**ને ઘેર **બાલચંદ્રા** રાણીથી તું પુત્રપણે ઉત્પન્ન થયો, અને શ્રીમતી ત્યાંથી ચ્યવીને તે કુરૂમૃગાંક રાજાના સાળા **સુભૂષણ** રાજાની **કુરૂમતી** નામની રાણીથી પુત્રીપણે ઉત્પન્ન થઈ. તમારાં બંનેનાં **શબરમૃગાંક** અને **વસંતસેના** એવાં નામ પાડ્યાં. અનુક્રમે પોતપોતાના સ્થાનમાં તમે બંને યૌવનવયને પ્રાપ્ત થયાં. વસંતસેના તારા ગુણ સાંભળીને તારા પર આસક્ત થઈ, અને એક ચતુર ચિત્રકારે ચિત્રી લાવીને બતાવેલા તેણીના રૂપને જોઇને તું પણ તેના પર આસક્ત થયો. પરસ્પર અનુરાગ થયેલો જાણીને તારા પિતાએ તને તેની સાથે પરણાવ્યો. પછી તારો પિતા તાપસ થયો અને તું રાજા થયો. હે બુદ્ધિમાન્! પૂર્વે ભિલ્લના ભવમાં તે તિર્યંચોને વિયોગ પમાડીને જે કર્મ બાંધેલું, તે એ ભવમાં તને ઉદય આવ્યુ. તે યથાર્થ રીતે સાંભળ.

તેજ વિજયમાં એક મહા પરાક્રમી **વર્ધન** નામે જયપુર નગરનો રાજા હતો. તેણે નિષ્કારણ તારા પર કોપાયમાન થઈ માણસ મોકલીને તને કહેવરાવ્યુ કે 'તારી રાણી વસંતસેના મને સોંપી દે, મારૂં શાસન અંગીકાર કર અને પછી સુખે રાજ્ય ભોગવ; નહીં તો મારી સાથે યુદ્ધ કર.' તે સાંભળતાંજ તને ક્રોધ ચઢ્યો. તેથી લોકોએ તે વખતે અપશુકન થતાં જોઇને તને ઘણો વાર્યો, તોપણ તું સૈન્ય સહિત એક ગજેંદ્ર ઉપર બેસીને તેની સાથે યુદ્ધ કરવા નીકળ્યો. વર્ધન રાજા તો તારાથી પરાભવ પામીને નાસી ગયો.

પછી **તમ** નામનો એક બળવાન્ રાજા તારી સાથે યુદ્ધ કરવા આવ્યો. તેણે યુદ્ધ કરીને તારી સેનાને ક્ષીણ કરી દીધી અને તને જીવથી મારી નાખ્યો. તે વખતે રૌદ્રધ્યાનના વશથી તું મૃત્યુ પામીને છઠ્ઠી નરકમાં નારકી થયો. તારા વિરહથી પીડિત વસંતસેના પણ અગ્નિમાં પ્રવેશ કરીને મૃત્યુ પામી, અને તે પણ તેજ નરકભૂમિમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી નીકળીને તું પુષ્કરવર દ્વીપના ભરતક્ષેત્રમાં એક નિર્ધન પુરૂષને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો અને તારા જેવીજ જાતિમાં વસંતસેના પણ નરકમાથી નીકળીને પુત્રીપણે ઉત્પન્ન થઈ. યૌવનવયમાં તમારા બંનેનો વિવાહ થયો દુ ખતું દ્વાર દારિદ્રય છતાં પણ તમે બંને નિરંતર ક્રીડા કરવા લાગ્યાં એક વખતે તમે બંને ઘરમાં હતાં, તેવામાં જૈન સાધ્વીઓ તમારા જોવામા આવી, એટલે તમે ઉઠી આદર અને ભક્તિથી અન્નપાનવડે તેમને પ્રતિલાભિત કરી. પછી તેમને તેમના સ્થાન સંબંધી પૂછવાથી તેઓ બોલી કે '**બાલચંદ્રા** નામે અમારા ગણિની છે, અને **વસુ** શ્રેષ્ઠીના ઘર પાસે અમારો ઉપાશ્રય છે.' પછી દિવસને અંતભાગે મનમાં શુભ ભાવ ધારણ કરીને તમે ત્યાં ગયાં એટલે ગણિની બાલચંદ્રાએ તમને સારી રીતે ધર્મ સંભળાવ્યો, તેથી તેમની પાસે તમે ગૃહસ્થધર્મ ગ્રહણ કર્યો ત્યાંથી મૃત્યુ પામીને તમે બને બ્રહ્મ દેવલોકમા નવ સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા ત્યાંથી ચ્યવીને તમે આ ભવમાં ઉત્પન્ન થયા છો પૂર્વે ભિલ્લના ભવમાં તે અનેક તિર્યંચ પ્રાણીઓને વિયોગ કરાવ્યો હતો તેમજ દુ ખ દીધું હતુ, તે વખતે આ તારી સ્ત્રીએ અનુમોદના કરી હતી, તે કર્મના વિપાકથી આ ભવમાં તને પરણેલી સ્ત્રીઓનો વિનાશ, વિરહ, બંધન અને દેવીના બળિદાન માટે બંદી થવા વિગેરેની વેદના પ્રાપ્ત થઈ છે, કેમકે "કર્મનો વિપાક મહા કષ્ટકારી છે."

પછી બંધુદત્તે ફરીવાર પાર્શ્વનાથ પ્રભુને નમસ્કાર કરીને પૂછ્યું કે 'હવે અહીંથી અમે ક્યાં જઇશુ? અને અમારે હજુ કેટલા ભવ કરવા પડશે?' પ્રભુએ કહ્યું કે 'તમે બંને અહીથી મૃત્યુ પામીને સહસ્રાર દેવલોકમાં જશો. ત્યાંથી ચ્યવીને તું પૂર્વ વિદેહમાં ચક્રવર્તી થઇશ અને આ સ્ત્રી તારી પટ્ટરાણી થશે તે ભવમાં તમે બંને ચિરકાળ સુધી વિષયસુખ ભોગવી, દીક્ષા લઇને સિદ્ધિને પ્રાપ્ત થશો ' પ્રભુનાં આ પ્રમાણેનાં વચન સાંભળી બંધુદત્તે પ્રિયદર્શના સાથે તત્કાળ પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી.

એક દિવસે શ્રી પાર્શ્વનાથ પ્રભુ નવ નિધિના સ્વામી એવા એક રાજાના નગર પાસે સમોસર્યા તે ખબર સાંભળીને તે રાજા પ્રભુને વાંદવા આવ્યો. પ્રભુને વંદના કરીને તેણે પૂછ્યું કે 'હે પ્રભો! પૂર્વ જન્મના કયા કર્મથી હું આવી મોટી સમૃદ્ધિને પ્રાપ્ત થયો છું?' પ્રભુ બોલ્યા–"મહારાષ્ટ્ર દેશમાં **હેલ્લૂર** નામના ગામને વિષે પૂર્વ ભવે તું **અશોક** નામે માળી હતો એક દિવસે પુષ્પો વેચીને તું ઘેર જતો હતો, ત્યાં અર્ધ માર્ગે કોઈ શ્રાવકને ઘેર અર્હતની પ્રતિષ્ટા થતી હતી તે જોઇને તુ તેના ઘરમાં પેઠો ત્યાં અર્હતનું બિંબ જોઇને તું છાબડીમાં પુષ્પ શોધવા લાગ્યો. તે વખતે તને નવ પુષ્પો હાથમાં આવ્યાં તે પુષ્પો

તે ઘણા ભાવથી તે પ્રભુની ઉપર ચઢાવ્યાં, તેથી તે ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. એક વખતે તેં પ્રિયંગુ વૃક્ષની મંજરી લઇને રાજાને ભેટ કરી, તેથી પ્રસન્ન થઇને રાજાએ તને લોકશ્રેણીના પ્રધાનની પદવી આપી. ત્યાંથી મૃત્યુ પામી તું **એલપુર** નામના નગરમાં નવ લક્ષ દ્રમ્મ (સુવર્ણના સીક્કા)નો સ્વામી થયો. ત્યાંથી મૃત્યુ પામી તેજ નગરમાં નવ કોટી દ્રવ્યનો અધિપતિ થયો. ત્યાંથી મૃત્યુ પામી **સ્વર્ણપથ** નગરમાં નવ લાખ સુવર્ણનો પતિ થયો. ત્યાં મૃત્યુ પામી તેજ નગરમાં નવ કોટી સુવર્ણનો સ્વામી થયો. ત્યાંથી મૃત્યુ પામી **રત્નપુર** નગરમાં નવ લાખ રત્નનો અધિપતિ થયો. ત્યાંથી મૃત્યુ પામી તેજ નગરમાં નવ કોટી રત્નોનો સ્વામી થયો. ત્યાંથી મૃત્યુ પામી **વાટિકા** નગરીમાં **વલ્લભ** નામના રાજાનો પુત્ર નવ લાખ ગ્રામનો અધિપતિ થયો અને ત્યાંથી મૃત્યુ પામી તું આ ભવમાં નવ નિધિનો સ્વામી રાજા થયેલો છે. હવે અહીંથી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થઇશ." પ્રભુની આવી વાણી સાંભળી રાજાના મનમાં અત્યંત શુભ ભાવના ઉત્પન્ન થઈ, તેથી તત્કાળ તેણે પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી.

આ પ્રમાણે વિહાર કરતા શ્રી પાર્શ્વનાથ પ્રભુને સોળ હજાર મહાત્મા સાધુઓ, આડત્રીશ હજાર સાધ્વીઓ, ત્રણસો ને પચાસ ચૌદપૂર્વધારી, એક હજાર ને ચારસો અવધિજ્ઞાની, સાડાસાતસો મનઃપર્યવજ્ઞાની, એક હજાર કેવળજ્ઞાની, અગ્યારસો વૈક્રિયલબ્ધિવાળા, છસો વાદલબ્ધિવાળા, એક લાખ ને ચોસઠ હજાર શ્રાવકો, અને ત્રણ લાખ ને સત્યોતેર હજાર શ્રાવિકાઓ—આ પ્રમાણે કેવળજ્ઞાનના દિવસ પછી પરિવાર થયો. પછી પોતાનો નિર્વાણસમય નજીક જાણી શ્રી પાર્શ્વનાથ પ્રભુ સમેતગિરિએ પધાર્યા. ત્યાં બીજા તેત્રીશ મુનિઓની સાથે ભગવંતે અનશન ગ્રહણ કર્યું. પ્રાંતે શ્રાવણ માસની શુક્લ અષ્ટમીએ વિશાખા નક્ષત્રમાં જગદ્ગુરૂ શ્રી પાર્શ્વનાથ પ્રભુ તેત્રીશ મુનિઓની સાથે મોક્ષપદને પ્રાપ્ત થયા.

ગૃહસ્થપણામાં ત્રીશ વર્ષ અને વ્રત પાલવામાં સીત્તેર વર્ષ—એમ સો વર્ષનું આયુષ્ય શ્રી પાર્શ્વનાથ પ્રભુએ ભોગવ્યું શ્રી નેમિનાથ પ્રભુના નિર્વાણ પછી વ્યાશી હજાર, સાતસો અને પચાસ વર્ષ ગયા પછી શ્રી પાર્શ્વનાથ પ્રભુ મોક્ષે પધાર્યા. તે વખતે શક્રાદિક ઇંદ્રો દેવતાઓને સાથે લઈ સમેતગિરિ પર આવ્યા, અને અધિક શોકાક્રાંતપણે તેમણે શ્રી પાર્શ્વનાથ પ્રભુનો ઉચે પ્રકારે નિર્વાણમહોત્સવ કર્યો.

ત્રણ જગતમાં પવિત્ર એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરિત્રને જેઓ શ્રદ્ધાળુ થઇને સાંભળે છે તેઓની વિપત્તિઓ દૂર જાય છે અને તેઓને અદ્ભુત સંપત્તિઓ પ્રાપ્ત થાય છે એટલુંજ નહીં, પણ છેવટે પરમપદ પણ પ્રાપ્ત થાય છે.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये नवमे पर्वणि श्रीपार्श्वनाथविहारनिर्वाणवर्णनो नाम चतुर्थः सर्गः ॥



હોય તેમ તે સ્વયંવરમંડપમાં આવ્યા. સર્વે રાજાઓ શરીરની શોભાને વિસ્તારતા મન્ચોની ઉપર બેઠા અને પછી વિવિધ જાતની ચેષ્ટાઓથી પોતાનું ચાતુર્ય સ્પષ્ટ બતાવવા લાગ્યા. કોઈ યુવાન રાજા ઉત્તરીય વસ્ત્રનો યોગપટ્ટ કરી પોતાના કરવડે ચલિતપત્રોથી મનોહર એવા લીલા કમળને ફેરવવા લાગ્યા, કોઈ કામદેવના કીર્ત્તિરાશિની નિર્મળ વર્ણિકા (વાનકી)ની જેમ ભ્રમરની પેઠે મલ્લિકાના સુગંધી પુષ્પોને સુંઘવા લાગ્યા, કોઈ યુવાન રાજકુમાર જાણે આકાશમાં બીજા મૃગાંકમંડળને રચવા ઇચ્છતા હોય તેમ પોતાના કરથી પુષ્પના દડાને ઉછાળવા લાગ્યા, કોઇ યુવાન નરેશ ક્ષણે ક્ષણે કરની અંગુળીવડે ઘાટી કસ્તુરીથી પંકિલ એવી પોતાની દાઢી મુછને સ્પર્શ કરવા લાગ્યા; કોઇ યુવાન મુદ્રિકાઓનાં મણિઓથી પ્રકાશિત એવા દૃઢ મુષ્ટિવાળા કરવડે દાંતની મુઠ મુષ્ટિમાં પકડીને નાની તરવારોને નચાવવા લાગ્યા; ઉદાર બુદ્ધિવાળા કોઈ ચતુર નૃપકુમાર કેતકીનાં પત્રને તોડી તોડીને કમળાનાં કમળ જેવાં સુંદર કમળને ગુંથવા લાગ્યા; અને કોઈ આમળાંની જેવાં સ્થૂળ મુક્તાફળના કંઠમાં પહેરેલા હારને વારંવાર કરવડે સ્પર્શ કરવા લાગ્યા.

પછી દેવાલયને દેવી શોભાવે તેમ તે મંડપને શોભાવતી રાજકુમારી દવદંતી પિતાની આજ્ઞાથી ત્યાં આવી. મુક્તામણિના અલંકારોથી તેનાં સર્વ અવયવ અલંકૃત હતાં, તેથી તે પ્રફુલ્લિત મલ્લિકાના જેવી દેખાતી હતી, વહેતી નીકના જળતરંગની જેવી તેણીના કુટિલ કેશની વેણી શોભતી હતી, સૂર્યના યુવરાજ જેવું સુંદર તિલક લલાટ પર ધારણ કરેલું હતું, તેના કેશ કાજળના જેવા શ્યામ હતા, સ્તનમંડળ ઘાટા હતા, કદલીની ગર્ભત્વચા જેવાં મૃદુ વસ્ત્રો પહેર્યાં હતાં, સર્વ અંગે સ્વચ્છ શ્રીચંદનનું વિલેપન કર્યું હતું, અને તેનાં લોચન વિશાળ હતાં. આવી દવદંતીને જોતાંજ સર્વ રાજાઓનાં નેત્રો એકી સાથે તેની ઉપર પડ્યાં. પછી ભીમ રાજાની આજ્ઞાથી અંતઃપુરની ચતુર પ્રતિહારીએ પ્રત્યેક રાજાને નામ લઈ લઇને દવદંતીને ઓળખાવવા માંડ્યા. હે દેવિ! આ જિતશત્રુ રાજાનો પુત્ર **ઋતુપર્ણ** રાજા શિશુમાર નગરથી આવેલ છે, તેની પર દૃષ્ટિ કરો. આ ઇક્ષ્વાકુ વંશમાં તિલકરૂપ, ગુણરત્નનો ભંડાર ચંદ્ર રાજાનો પુત્ર **ચંદ્રરાજ** છે, તેને કેમ વરવાને ઇચ્છતા નથી? આ ચંપા નગરીના રાજા ધરણેંદ્રનો પુત્ર ભોગ વંશમાં ઉત્પન્ન થયેલો **સુબાહુ** છે, તેને વરો કે જેથી તમે ગંગા નદીના જળકણવાળા પવનથી સેવાશો. આ રોહીતક નગરનો સ્વામી પવિત્ર **ચંદ્રશેખર** છે, તે બત્રીશ લાખ ગામનો અધિપતિ છે, તે તમને રૂચે છે? આ જયકેશરી રાજાનો પુત્ર **શશિલક્ષ્મા** છે, જે મૂર્ત્તિવડે કામદેવના જેવો છે, તે તમારા મનને શું આકર્ષણ કરતો નથી? હે મહેચ્છા! આ રવિકુળમંડન જાહ્નુનો પુત્ર **યજ્ઞદેવ** છે, જે ભૃગુકચ્છ નગરનો અધિપતિ છે, તેની ઉપર ઇચ્છા થાય છે? હે પતિવરા! આ ભરતકુળમાં મુગટ તુલ્ય **માનવર્ધન** રાજા છે, એ વિશ્વવિખ્યાત રાજાને પતિ તરીકે પસંદ કર. આ કુસુમાયુધનો પુત્ર **મુકુટેશ્વર** છે, ચંદ્રને રોહિણીની જેમ તું એની પત્ની થવાને યોગ્ય છે આ ઋષભસ્વામીના કુળમાં થયેલો કોશલ દેશનો રાજા **નિષધ** છે, જે શત્રુઓનો નિષેધ કરનાર અને પ્રખ્યાત છે. આ તેનો અગ-

વાન્ કુમાર **નળ** નામે છે તે અથવા તેનો અનુજ બંધુ આ **કૂબર** છે તે તમારે અભિમત થાઓ. તે વખતે કૃષ્ણને લક્ષ્મીની જેમ દવદંતીએ તત્કાળ નળના કંઠમાં સ્વયંવરની માળા આરોપણ કરી. તે સમયે 'અહો! દવદંતી યોગ્ય વરને વરી, યોગ્ય વરને વરી' એમ આકાશે ખેચરોની વાણી પ્રગટ થઈ. તેવામાં જાણે બીજો ધૂમકેતુ હોય તેવો કૃષ્ણરાજ કુમાર ખડ્ગ ખેંચીને તત્કાળ ઉભો થયો, અને તેણે આ પ્રમાણે નળને આક્ષેપ કર્યો—"અરે મૂઢ! આ દવદંતીએ તારા ગળામાં સ્વયંવરમાળા વૃથા નાખી છે, કેમકે હું છતાં બીજો કોઈ પણ તેને પરણવાને સમર્થ નથી, માટે તું એ ભીમરાજાની કન્યાને છોડી દે અથવા તો હથીઆર લઇને સામો થા, આ કૃષ્ણરાજને જિત્યા વિના તું શી રીતે કૃતાર્થ થઇશ?" આવાં તેનાં વચન સાંભળી નળ હસતો હસતો બોલ્યો—"અરે અધમ ક્ષત્રિય! તને દવદંતી વરી નહી તેથી તું ફોગટ શા માટે દુભાય છે? હું આ દવદંતીને વર્યો છુ, તેથી તે તારે પરસ્ત્રી થઈ, તે છતાં તું તેની અયોગ્ય ઈચ્છા કરે છે, તો હવે તું જીવતો રહેવાનો નથી." આ પ્રમાણે કહીને અગ્નિ જેવા અસહ્ય તેજવાળો તેમજ ક્રોધથી અધરને ધ્રુજાવતો નળ ખડ્ગનું આકર્ષણ કરીને તેને નચાવવા લાગ્યો. પછી નળ અને કૃષ્ણરાજ બંનેનું સૈન્ય મર્મભેદી આયુધો લઈ લઇને સદ્ય તૈયાર થઈ ગયુ. એ વખતે દવદંતી વિચારવા લાગી કે, "અરે મને ધિક્કાર છે, કે મારે માટેજ આ પ્રલયકાળ પ્રાપ્ત થયો. અરે શું હું ક્ષીણ પુણ્યવાળી છું? હે માતા શાસનદેવિ! જો હું ખરેખર અરિહંતની ભક્ત હોઉં તો આ બંને સૈન્યનું ક્ષેમ થજો અને નળરાજાનો વિજય થજો" એમ કહી તેણીએ પાણીની ઝારી લઈ તેના જળવડે ત્રણ અંજલિ તે અનર્થની શાંતિને માટે બંને સૈન્યની ઉપર છાંટી. તેમાંના છાંટા કૃષ્ણરાજના મસ્તકપર પડ્યા કે તરત તે બુઝાઈ ગયેલા અંગારાની જેવો નિસ્તેજ થઈ ગયો. શાસનદેવીના પ્રભાવથી વૃક્ષ ઉપરથી જેમ પાકું પાન ખરી પડે તેમ કૃષ્ણરાજના હાથમાંથી ખડ્ગ પડી ગયુ તે વખતે નિર્વિષ થયેલા કૃષ્ણ સર્પની જેમ હતપ્રભાવ થયેલા કૃષ્ણરાજે વિચાર્યું કે, 'આ નળરાજા કાંઈ સામાન્ય પુરૂષ નથી, તેની સાથે મે જે ભાષણ કર્યું તે વગર વિચાર્યે કર્યું છે, માટે એ નળરાજા પ્રણામ કરવાને યોગ્ય છે.' આ પ્રમાણે વિચાર કરીને કૃષ્ણરાજે આવેલા દૂતની જેમ નળની પાસે જઇને તેને પ્રણામ કર્યા પછી લલાટપર અંજલિ જોડી વિનીત થઇને બોલ્યો—'હે સ્વામી! મેં આ અવિચારી કામ કર્યું છે, માટે મારો મૂર્ખનો એ અપરાધ ક્ષમા કરો.' પ્રણત થયેલા કૃષ્ણરાજને સારી રીતે બોલાવીને નળે વિદાય કર્યો. ભીમરથ રાજા પોતાના જમાઇના આવા ગુણો જોઇને પોતાની પુત્રીને પુણ્યશાળી માનવા લાગ્યો.

પછી આવેલા સર્વ રાજાઓને સત્કારપૂર્વક વિદાય કરીને તેણે નળ અને દવદંતીનો વિવાહોત્સવ કર્યો. નળરાજાના વિવાહોત્સવમાં ભીમરાજાએ હસ્તમોચન વખતે પોતાના વૈભવ પ્રમાણે હાથી ઘોડા વિગેરે ઘણી સમૃદ્ધિ આપી. પછી કંકણ બાંધેલા તે નવીન વરવધૂએ ગોત્રની વૃદ્ધ સ્ત્રીઓનાં મંગળ ગીતની સાથે ગૃહચૈત્યમાં આવીને દેવવંદન કર્યું, અને રાજા ભીમરથે તથા નિષધે મોટા ઉત્સવથી તેમનું કંકણમોચન કરાવ્યૂ. પછી

ભક્તિવાળા ભીમે પુત્ર સહિત નિષધ રાજાને સત્કાર કરીને વિદાય કર્યા અને પોતે જરા દૂર સુધી વળાટાવા ગયો. લોકોમાં એવી મર્યાદા છે. પતિની પછવાડે જતી દવદંતીને માતાએ શીખામણ આપતાં કહ્યું, 'હે પુત્રિ! આપત્તિ આવે તોપણ દેહની છાયાની જેમ પતિનો ત્યાગ કરીશ નહિં.' પછી માતાપિતાની રજા લઈ દવદંતી રથમાં બેઠી એટલે નળે તેને પોતાના ખોળામાં બેસારી.

પછી કોશલદેશના રાજા નિષધે કોશલા નગરી તરફ પ્રયાણ કર્યું. તે વખતે તેના ગજેંદ્રોના ઘાટા મદવડે બધી પૃથ્વી કસ્તૂરીની જેમ સિંચાવા લાગી. ઘોડાઓની ખરીથી છોલાતી પૃથ્વી કાંસીના તાળની જેમ શબ્દ કરવા લાગી, રથોના પૈડાંઓની રેખાઓવડે સર્વ માર્ગો ચિત્રાઈ ગયા. પરસ્પર ઘાટા પાયદળના ગમનથી સર્વ પૃથ્વી ઢંકાઈ ગઈ, ઉંટોએ માર્ગના વૃક્ષોને પત્ર રહિત કરી દીધા, સૈન્યે કરેલા જળપાનથી જળાશયોમાં કાદવજ અવશેષ રહ્યો, અને સૈન્ય ચાલતાં ઉડેલી રજથી આકાશમાં પણ બીજી પૃથ્વી થઈ ગઈ. આ પ્રમાણે ચાલતાં નિષધરાજાને માર્ગમાંજ રવિ અસ્ત પામી ગયો, એટલે જળથી રાફડાની જેમ અંધકારથી બધુ બ્રહ્માંડ પૂરાઈ ગયું. એમ છતાં પણ પોતાની નગરીના દર્શનમાં ઉત્કંઠિત એવો નિષધરાજા આગળ ચાલતાં અટક્યો નહી. કેમકે "પોતાને નગરે પહોચવાની ઉત્કંઠા કોને પ્રબળ હોતી નથી?" જ્યારે અંધકારનું એકછત્ર રાજ્ય થયુ, ત્યારે સ્થળ, જળ, ગર્ત્ત (ખાડા) કે વૃક્ષ વિગેરે સર્વ અદૃશ્ય થઈ ગયું. અંધકારથી દૃષ્ટિનો રોધ થતાં ચતુરિંદ્રિય પ્રાણી જેવા થઈ ગયેલા પોતાના સૈન્યને જોઇને નળ કુમારે ઉત્સંગમાં સૂતેલી દવદંતીને કહ્યું–'દેવિ! ક્ષણવાર જાગો. યશસ્વિની! અંધકારથી પીડિત એવા આ સૈન્ય ઉપર તમારા તિલકરૂપ સૂર્યને પ્રકાશિત કરો.' પછી દવદંતીએ ઉઠીને તિલકને માર્જન કર્યું, એટલે અંધકારરૂપ સર્પમાં ગરૂડ જેવું તે તિલક ઘણું પ્રદીપ્ત થઈ ચળકવા લાગ્યું. પછી સર્વ સૈન્ય નિર્વિઘ્ને ચાલવા લાગ્યું. "પ્રકાશ વિના લોકો જીવતાં છતાં મૃતવત્ છે."

આગળ ચાલતાં પદ્મખંડની જેમ ભ્રમરોએ આસપાસથી આસ્વાદન કરાતા એક પ્રતિમાધારી મુનિ નળરાજાના જોવામાં આવ્યા. તેમને જોઇ નળકુમારે પિતાને કહ્યું; "સ્વામિન્! આ મહર્ષિને જુઓ, અને તેમને વાંદીને માર્ગનું પ્રાસંગિક ફળ પ્રાપ્ત કરો. આ કાયોત્સર્ગે રહેલા મુનિના શરીર સાથે કોઇ મદધારી ગજેંદ્રે ગંડસ્થળની ખુજલી ખણવાની ઇચ્છાએ વૃક્ષની જેમ ઘર્ષણ કરેલુ છે, તેના ગંડસ્થળના ઘણા ઘસાવાથી આ મુનિના શરીરમાં તેના મદનો સુગંધ પ્રસરેલો છે, તેથી આ ભ્રમરાઓ તેમને દંશ કરે છે. તથાપિ મુનિ એ પરીષહને સહન કરે છે. સ્થિર પાદવાળા પર્વતની જેમ આ મહાત્માને તે ઉન્મત્ત હાથી પણ ધ્યાનથી ચળીત કરી શક્યો નથી, આવા મુનિ માર્ગમાં કોઇ પુણ્યયોગેજ આપણા જોવામાં આવેલા છે." તે સાંભળી નિષધ રાજાને શ્રદ્ધા ઉત્પન્ન થઈ, જેથી પુત્ર અને પરિવાર સહિત પ્રાપ્ત થયેલા ઉત્તમ તીર્થની જેમ તે મુનિને સેવવા લાગ્યો. પછી નિષધ રાજા, સ્ત્રી સહિત નળ, કુબેર અને બીજાઓ તેમને નમી, સ્તવી અને મદના ઉપ-

દ્રવ રહિત કરીને આગળ ચાલ્યા. અનુક્રમે કોશલા નગરીના પરિસરમાં આવ્યા એટલે નળે દવદંતીને કહ્યુ, 'દેવિ! જુવો આ જિનચૈત્યોથી મંડિત અમારી રાજધાની આવી. તત્કાળ દવદંતી મેઘના દર્શનથી મયૂરીની જેમ તે ચૈત્યોના દર્શન માટે અતિ ઉત્કંઠિત થઈ. તેણે કહ્યું કે, 'મને ધન્ય છે કે જેણે નળરાજાને પતિપણે પ્રાપ્ત કર્યા છે; હવે તેમની રાજધાનીમાં રહેલા આ જિનચૈત્યોને હું પ્રતિદિન વંદના કરીશ'

નિષધ રાજાએ જેમાં તોરણાદિકથી સર્વત્ર મંગળાચાર આરંભેલા છે એવી પોતાની નગરીમાં શુભ દિવસે તેમણે પ્રવેશ કર્યો. પછી ત્યાં રહીને નળ અને દવદંતી સ્વેચ્છાએ વિહાર કરવા લાગ્યા. તેઓ કોઇવાર હંસ હંસીની જેમ જળક્રીડા કરતાં હતાં, કોઇવાર પરસ્પર પ્રચલિત એવી એક એકની ભુજાવડે હૃદયને દબાવીને હીચકાના સુખને અનુભવતાં હતાં, કોઇવાર ગુંથેલાં એવા અતિ સુગંધી પુષ્પોથી એક બીજાના કેશપાસને વિચિત્ર રીતે પૂરતાં હતાં, કોઇવાર બંધમોક્ષમાં ચતુર અને ગંભીર હૃદયવાળાં તેઓ અનાકુળપણે અક્ષદ્યૂત રમતાં હતાં, અને કોઇવાર આતોદ્ય અને તંતીવાદ્યને અનુક્રમે વગાડતો નળકુમાર એકાંતમાં દવદંતીને નૃત્ય કરાવતો હતો. આ પ્રમાણે નળ અને દવદંતીએ અહર્નિશ અવિયુક્ત રહી નવનવી ક્રીડાઓવડે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

અન્યદા નિષધરાજાએ નળને રાજ્ય ઉપર અને કૂબરને યુવરાજપદ ઉપર સ્થાપન કરીને વ્રત ગ્રહણ કર્યું. પછી નળરાજા પ્રજાને પ્રજાવત્ (પુત્ર પુત્રીવત્) પાળવા લાગ્યો, અને સર્વદા પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુ ખી રહેવા લાગ્યો. બુદ્ધિ અને પરાક્રમથી સંપન્ન અને શત્રુ રહિત એવા નળરાજાને ભુજપરાક્રમથી વિજય કરવાને કોઈ પણ બીજો ભૂપતિ સમર્થ થયો નહીં. એક વખતે નળરાજાએ પોતાના ક્રમાગત સામંત વિગેરેને બોલાવીને પૂછ્યું કે, 'હું પિત્રોપાર્જિત ભૂમિ ઉપર રાજ્ય કરૂ છુ કે તેથી અધિક ભૂમિ ઉપર રાજ્ય કરૂ છું? તે કહો.' તેઓ બોલ્યા–"તમારા પિતા નિષધ રાજાએ તો ત્રીજે અંશે ઉણા એવા આ ભરતાર્ધને ભોગવ્યુ હતું, અને તમે તો બધા ભરતાર્ધને ભોગવો છો. તેથી પિતાથી પુત્ર અધિક થાય તે યુક્ત જ છે. પણ આપને એટલુ જણાવવાનું છે કે, અહીંથી બસો યોજન ઉપર **તક્ષશિલા** નામે નગરી છે, તેમાં **કદંબ** નામે રાજા છે, તે તમારી આજ્ઞાને માનતો નથી. અર્ધ ભરતના વિજયથી ઉત્પન્ન થયેલા તમારા યશરૂપ ચન્દ્રમાં તે એક દુર્વિનીત રાજા માત્ર કલંકભૂત છે. આપે અંશ માત્ર વ્યાધિની જેમ પ્રમાદવડે તેની ઉપેક્ષા કરી તેથી તે રાજા હાલ શક્તિમાં વધી પડવાથી કષ્ટસાધ્ય થઈ પડ્યો છે. પણ હવે હે મહાબાહો! તમે તેના ઉપર રોષથી કઠોર એવું મન કર્યું છે, તો તે પર્વત ઉપરથી પડેલા ઘડાની જેમ અવશ્ય વિશીર્ણજ થઇ ગયેલો છે એમ સંશયરહિત અમારૂ માનવું છે. માટે પ્રથમ એક દૂત મોકલી તેને જણાવો એટલે પ્રણિપાતમાં કે દંડમાં તેની જે ઇચ્છા હશે તે જણાશે." આ પ્રમાણેનાં સામંતોનાં વચનથી નળરાજાએ દ્રઢતામાં મહાગિરિ જેવા એક દૂતને સમજાવીને મોટા સૈન્ય સાથે ત્યાં મોકલ્યો. ગરૂડની જેવો દુર્ધર તે દૂત ત્વરાએ ત્યા પહોંચ્યો અને પોતાનો સ્વામી ન લાજે તેમ તેણે કદંબ